# જીવન રહસ્ય.

અનેક સુંદર ચિત્રોસહિત

મસ્તકવિદ્યા, કામશાસ્ત્ર, શૃંગારરસ અને

જીવનરહસ્યના અનેક પ્રસંગોની

તાત્વિક ચર્ચાયુક્ત

નવીન ગ્રન્થ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૫૦૦.

---

કિં. રૂા. ૭ ૦ ૦

સુબોધિની પ્રિન્ટીંગ પ્રેસ.
નં. ૫૧, બજારગેટ, કોટ-મુંબઈ

By G. G. MEHTA.
Professor of Phrenology.



# The Art of Love.

There is however much more to be learnt in these matters than the mere elementary facts of sexual intercourse The Art of Love, certainly includes such primary facts of sexual hygiene but it inrches also the whol erotic decipline of marriage and that is why its significance is so great for the welfare and happiness of the individual for th stability of sexual unions and indirectly for the race since the Art of love is ultima tely the Art of attaining the right conditions for Procreation

* * * * * * * * *

Our only sound course to increase the Stability of Marriage is the proper cultivation of the Art of love the primal foundation of marriage

HAVELOCK ELLIS

It seems extremely probable that if this subject could be properly understand and become in the details of its practical conduct a part of a written social science the monogamic marriage might attain a far more general success than is often found in actual life

Proffessor E D COPE



# પ્રસ્તાવના.

૧ ૧૯૧૮ ના માર્ચની તા ૧૬ મીએ "**માનવશાસ્ત્ર** અથવા **મસ્તકવિદ્યા અને મુખસામુદ્રિક શાસ્ત્ર.**" એ નામનો મારો ગ્રન્થ બહાર પડ્યો આ ગ્રન્થના બીજા ભાગના પ્રકરણ આઠમાની અંદર કામસૂત્ર અથવા કામશાસ્ત્ર (Sexual Science) સબંધી મસ્તકવિદ્યાના સિદ્ધાન્તોને અનુસરી એક ગ્રન્થ પ્રસિદ્ધ કરવાની મારી આન્તરીય ઇચ્છા દર્શાવી હતી કે જેનુ સેવન હુ ત્યારથી આજસુધી લગભગ દશ વર્ષ થયા કરી રહ્યો હતો, એ મારી પ્રબળ ઈચ્છાઓ, સંકલ્પો કે વિચારણાઓને સ્થૂળ સ્વરૂપે એક ગ્રન્થના આકારમા આજે દશ વર્ષના સતત સેવન પછી, "**જીવનરહસ્ય**" ને નામે પ્રસિદ્ધ કરવા આ જન્મમા શક્તિવાન થયો તેને માટે પ્રથમતો એ પરમ પિતા પરમાત્માનો અત્યન્ત આભાર માનુ છુ તેની કૃપાવિના આપણાથી શુ બની શકે તેમ છે ! ! !

આ ગ્રન્થનો વિષય, જે **કામશાસ્ત્ર** અથવા 'Sexual life of Man & Woman" સ્ત્રીપુરૂષના **રહસ્ય-જીવનના** અનેક બારીક પ્રસંગો સાથે જે અનેક પ્રકારના સબંધો ધરાવે છે, તે સર્વનુ સર્વ રીતે વર્ણન કરવુ, અને તેવા બધા વિષયો ઉપર અગત્યનો પ્રકાશ પાડી શકે એવા એક સર્વાંગસુંદર ગ્રન્થને બહાર પાડવો એ કાર્ય, ખરેખર હુ મને પોતાને જાતે સમજુ છુ તે પ્રમાણે તેમજ માનવસમાજની તેમજ રાજ્યબંધારણની વર્તમાન સ્થિતિ અને અવસ્થા જોતા તો, હુ મારી શક્તિની બહારનુ ગણુ છુ કિન્તુ સમય સ્થિતિ અને આસપાસના પ્રસંગો જોતા જે જે બાબતો સિદ્ધાન્તરૂપે માનવ જનસમાજ સન્મુખ રજુ કરવાની મને પ્રથમ અગત્યતા જણાઇ, તેવા સર્વ વિષયોનુ પ્રકરણવાર સ્પષ્ટિકરણ કરવાનો મે યથાશક્તિ આ ગ્રન્થદ્વારા પ્રયત્ન કરેલો છે

૨. "**રહસ્યજીવન**" (Sexual life) સબંધી વિજ્ઞાનના વિષયને ઉદ્દેશીને, આપણા પ્રાચીન આર્ય ઋષીમુનીઓએ અનેક પ્રકારના ગ્રન્થોની યોજનાઓ, પોતપોતાની શક્તિઅનુસાર અને તે તે વખતના રીતરિવાજ તથા દેશ કાળ અને જ્ઞાનને અનુસરી, માનવ સમાજના હિતખાતર જે અનેક સ્વરૂપે તેઓએ યોજેલી જણાય છે, તે સબંધી વિચાર કરતા આપણને એટલુ તો સ્પષ્ટ કહેવુંજ પડશે કે જીવનના સત્ય રહસ્ય સાથે સબંધ રાખતા આ **રહસ્યજીવનના** વિષયનુ મહત્વ તેઓ બરાબર યથાવિધિ સમજ્યા હતા, એટલુંજ નહી પણ માનવસમાજના હિતને ખાતર આવા એક અત્યંત ગૂઢ, ગોપનીય, અને રહસ્યયુક્ત વિષયનુ વિવેચન સુમધુર, સુલલિત, આકર્ષક અને દિવ્ય રીતે માનવ સમાજમા ઉત્તમ પ્રકારનો રસ ઉત્પાદન કરી શકે તેવી સર્વાંગસુંદર છતા હિત મિત અને મધુર રસાઈલમા કેવી રીતે રજુ કરવુ, તેની સર્વોત્તમ પદ્ધતિ પણ પ્રાચીન કાળનો વિદ્વદ્વર્ગ અદ્ભુત રીતે જાણતો હતો રસ, રસિકતા, રસ-સંપત્તિ, રસશાસ્ત્ર, રસરહસ્ય, અને રહસ્યજીવન આદિ જેવા વિષયોપરના તેઓના વિવેચનો ઉપર ધ્યાન આપતા આટલી બાબતો તો આપણને સહજ પ્રત્યક્ષ થાય છે કે પ્રેમ, સ્ત્રીત્વ, પુરૂષત્વ, અને તેઓના પરસ્પરના સબંધો વિગેરેને યથાવત્ સમજવામા અને સમજ્યા પછી તેઓને જનસમાજ સમક્ષ ગ્રન્થાકારરૂપે પ્રસિદ્ધ કરવામા જે અગમદૃષ્ટિ અને અનુપમ ચાતુર્ય તેઓએ વાપરેલ છે તેને માટે આપણો જનસમાજ હમેશા તેઓનો સદા આભારીજ છે અને રહેશે હવે કે તેઓના ગ્રન્થોના અનેક પ્રકારના વિષયોની સંકલના, એટલી તો વિવિધ અને વિચિત્ર રીતે યોજાયેલી માલુમ પડે છે કે જીવનરહસ્યના આ વિષયને શારીરશાસ્ત્ર, (Anatomy) શારીરવિજ્ઞાન શાસ્ત્ર (Physiology) કે માનસશાસ્ત્ર (Psychology) અથવા મસ્તકવિદ્યા (Phrenology) જેવા વર્તમાનકાળમા વિશેષ આગળ પ્રગતિ પામેલા શાસ્ત્રોને આધારે તેઓના ગ્રન્થોના અનેક વિષયોની યોજના થયેલી આપણને માલુમ નહીજ પડે, છતા પણ અનુભવગમ્ય જ્ઞાનને અન્તે તેઓએ જે જે અનેક વિષયો તરફ આપણુ ધ્યાન ખેંચેલ છે, તેમાના અનેક વિષયો તો ખરેખર ઘણાજ અગત્યના, રસપૂર્ણ અને માનવ સમાજના હિતને ખાતર ખરેખર અતિ અગત્યના જ છે

### ૩. કામશાસ્ત્ર સબંધી સંસ્કૃત ગ્રન્થો.—

સસ્કૃત સાહિત્યની અંદર આ વિષય સબંધી અનેક ગ્રન્થો છે પણ તે સર્વનો મુખ્ય આધારભૂત ગ્રન્થ સર્વ લેખકોની પ્રેરણાના મુળ આધારરૂપ પણ તો **વાત્સ્યાયન કામસૂત્રજ** વિરાજી રહ્યુ છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. આ ગ્રન્થના પ્રકરણો સૂત્રો અને વિચારો વિગેરેની સંકલના એટલી તો મધુર, સૂત્રરૂપ બહુજ ટુંકી છતા આશ્ચર્યજનક

અને રસિકતા તેમજ સર્વવ્યાપી છે કે એ ગ્રન્થનું અવલોકન કરતાં આપણને તેના સંયોજક માટે અન્તરમાંથી અદ્ભુત પ્રકારના માન અને ભક્તિભાવની સર્વોત્કૃષ્ટ વૃત્તિ પેદા થયા વિના રહીજ શકે નહીં

પરંતુ આ ગ્રન્થના વિષયો સંસ્કૃત ભાષાની અંદર ચર્ચાયેલા હોવાથી આપણામાં જેના માત્ર ગણ્યાગાંઠ્યા રસિક સંસ્કૃતજ્ઞ પંડિતો સિવાય એ ગ્રન્થના વિષયથી તેમજ તેની મહત્વપૂર્ણ યોજનાથી દરેક યુવકવર્ગનો ઘણોમોટો ભાગ અને ખાસ કરી સામાન્ય જનસમૂહ તો તદ્દન અજ્ઞાન છે વળી અંગ્રેજી ભાષામાં તેનું ભાષાન્તર છે, પણ એ મૂળ ગ્રન્થ કે ભાષાન્તર પણ 'For Private circulation only' માત્ર ખાનગી પ્રચાર માટેજ હોવાથી તેમજ મુશ્કેલીથી અધિકૃતોને લઇ જનસમૂહના સામાન્ય વર્ગને તો મળવોજ દુર્લભ છે

૪. આ ગ્રન્થની અંદર લગભગ ૧૨૫૦ શ્લોકો છે અને તેઓને અનેક વિભાગો અને પ્રકરણો તથા પેરેગ્રાફોમાં વિભક્ત કરવામાં આવેલા છે આખા ગ્રન્થને સાત વિભાગ ૩૬ પ્રકરણો અને ૬૪ પેરેગ્રાફમાં વિસ્તૃત કરવામાં આવેલ છે. વાત્સ્યાયન મુનિ કે જેના નામથી આ ગ્રન્થ પ્રસિદ્ધ છે તે સંબંધી વિશેષ કાંઈપણ માહિતી મળી શકતી નથી. પણ તેનું ખરૂં નામ મલ્લિનાગ અથવા મ્રિલાન હતું અને વાત્સ્યાયન તેના કુટુંબની ઓળખ હતી એમ ધારવામાં આવે છે પ્રાચીનકાળના બાભ્રવ્ય અને અન્ય ગ્રન્થકારોના મતો અને વિચારોનો આધાર લઈ તેણે આ ગ્રન્થના વિષયની જગતના કલ્યાણ માટે યોજના કરી છે આ ગ્રન્થ ઉપર સંસ્કૃતમાં જયમંગલ દેવીની ટીકા છે. જે ઘણીસુંદર છે સૂત્રવૃત્તિ નામની બીજી ટીકા છે પણ તે એટલી સારી અને ભાવગ્રાહક નથી વાત્સ્યાયનકામસૂત્રનું જે અંગ્રેજી ભાષાન્તર છે તે પ્રાઇવેટ સરક્યુલેશન" ના રૂપમાં કોઈ કોઇ સ્થળેથી લભ્ય થઈ શકે છે આ ગ્રન્થમાં સાત પ્રકરણો નીચે પ્રમાણે છે

**૧ સાધારણ અધિકરણ ૨ સામ્પ્રયોગિક ૩ કન્યાસમ્પ્રયુક્તક (સ્ત્રીપુરૂષોનો સંયોગ અને સંભોગ પ્રકરણ) ૪ ભાર્યાધિકારિક (સ્ત્રી કર્તવ્ય.) ૫ પારદારિક (પરસ્ત્રીગમન) ૬ વૈશિક (વેશ્યા પ્રકરણ) ૭ ઔપનિષદિક વિષય (ઔષધપ્રયોગ ઈત્યાદિ.)**

આમાંથી પ્રથમના ચાર પ્રકરણોના વિષયો ઘણા સુંદર રીતે યોજાયેલા અને અતિ મહત્વયુક્ત છે.

૨ **"અનંગરંગ"** રચયિતા કલ્યાણમલ્લ—ગ્રન્થ સુંદર છે પ્રકરણોની રચના સારી છે ભાષા પણ મધુર છે સામાન્ય વિષયો કામશાસ્ત્રનેજ લગભગ મળતા છે

૩ **"રતિમંજરી"**—

૪ **"રતિરત્નપ્રદીપિકા"** મૂળ લેખક **દેવરાજ મહારાજ**—આ ગ્રન્થમાં સાત અધ્યાય છે તેમાં કુલ ૪૭૬ શ્લોકોની અંદર કામશાસ્ત્રના અનેક વિષયોનું વર્ણન સુંદર મધુર અને સરલ શ્લોકોમાં આપવામાં આવેલ છે કામશાસ્ત્રના કોઈપણ ગ્રન્થ કરતાં આ ગ્રન્થનું સંસ્કૃત ઘણુંજ સરલ અને વિષયનું વર્ણન કરવાની શૈલી પણ ઘણીજ પદ્ધતિ પૂર્વકની છે મુખ્ય મુખ્ય વિષયોનું સમગ્ર વર્ણન તો કેવળ વાત્સ્યાયન કામસૂત્ર તેમજ અનંગરંગ આદિ ગ્રંથોના જેવુંજ લગભગ સર્વાંશે છે માત્ર અગ્રભાગમાં તેનું અંગ્રેજી ભાષાન્તર આપવામાં આવેલ છે એ ખાસ વિશેષતા છે ગ્રથના વિષયોની યોજનારીતી ઘણી સુંદર છે અને ખાસ જરૂર પડતુંજ વિવેચન ટુંક અને મધુર શ્લોકોમાં આપવામાં આવેલ છે સમગ્ર ગ્રન્થનું બધારણ જોતાં કામશાસ્ત્રસંબંધી સર્વ ગ્રન્થોના સારરૂપ અગત્યના અંશોનું વર્ણન એકત્ર કરી સરસ રૂપમાં પ્રસિદ્ધ કરવાના પ્રયાસરૂપજ આ ગ્રન્થ હોય એમ સ્પષ્ટ જણાય છે વસ્તુ વાંચવા લાયક છે અંગ્રેજીમાં તેનું ભાષાન્તર **પંડિત કે રંગાસ્વામી આયન્ગાર** પુસ્તકાધ્યક્ષ **ગવર્મેન્ટ લાઇબ્રેરી મૈસુર**—દ્વારા કરવામાં આવેલ છે ગ્રન્થનું મુલ્ય પણ માત્ર રૂા ૩ છે

૫. **રતિરહસ્ય**— આ ગ્રન્થનો લેખક કુક્કોક નામનો એક વિદ્વાન હતો વેણીદત્ત નામના રાજાનું ચિત્ત રંજન કરવા માટે તેણે આ ગ્રન્થની રચના કરી હતી એમ કહેવાય છે આ ગ્રન્થનું હિંદિમાં ભાષાન્તર અનેક વર્ષો પહેલા થએલું જ્યારે તેના લેખક તરીકે કોકનું નામ પ્રસિદ્ધ કરવામાં આવેલું હતું ત્યારથી કોકશાસ્ત્રના નામથી ! એ ગ્રન્થ પ્રસિદ્ધ છે આ ગ્રન્થની અંદર ૮૦૦ શ્લોકો, દશ પ્રકરણમાં વેંચાએલા છે પદ્મિનિ, ચિત્રિણી શંખિની

અંગ્રેજી ગ્રન્થોમાં બધા ગ્રન્થો કાંઈ એકસરખા પ્રકારનું વર્ણન કરવાવાળા હોતા નથી.

કોઇ કોઇ ગ્રન્થ જ્યારે માત્ર વૈદ્યકીય દૃષ્ટિથીજ રચાયેલ હોય છે, ત્યારે કેટલાક તો દરદો અને તેનાં કારણો તથા ઉપાયોની દૃષ્ટિથી યોજાયેલ હોય છે. જ્યારે કેટલાક ગ્રન્થોની વિચારદૃષ્ટિ ઘણીજ વિશાળ અને સર્વાંગી હોય છે. ત્યારે તેઓ માનસશાસ્ત્રની દૃષ્ટિની તો કેવળ અવગણના કરતા જોવામાં આવે છે. આવી રીતે જોતાં સાઈન્સ, વિજ્ઞાન ધર્મ, નીતિ કે Social Science ની દૃષ્ટિથી જોનારા અને એવાજ ઉત્તમ અભિપ્રાયથી પોતાના ગ્રન્થોનાં વિષયોની શાસ્ત્રીય રીતે ચર્ચા કરનારા લેખકોની સંખ્યા અંગ્રેજી અને અન્ય ફ્રેન્ચ અથવા જર્મન આદિ ભાષાના લેખકોની અંદર પણ ઘણીજ સ્વલ્પ જોવામાં આવે છે. ક્રાફ્ટ એબીંગ, ફોરેલ, ઈવાનબ્લોક, ફ્રેડીંગ, ઓ એસ ફાઉલર, ફ્રેનોલોજીસ્ટ ડૉ૦ મેરીસ્ટોપ્સ, એ એમ. રીડ અને ડૉ૦ ફ્રાન્સીસ ગોલ્ટન તથા હેવલોક એલીસ આદિ જેવા લેખકોની સંખ્યા તો ત્યાં પણ સ્વલ્પ પ્રમાણમાંજ છે. ઉપર જણાવેલ સુપ્રસિદ્ધ લેખકોના અભિપ્રાયોની જ્યાં જ્યાં અગત્ય જણાયેલ છે. ત્યાં ત્યાં તેઓના શિષ્ટ અભિપ્રાયોને માત્ર આ ગ્રન્થના વિષયની પુષ્ટિ માટે રજુ કરવામાં આવેલા છે,

૬. આ "જીવનરહસ્ય" ગ્રન્થની અંદર નીચે પ્રમાણે અગિયાર પ્રકરણો છે. પ્રકરણ ૧ લું **જીવનના મુખ્ય આધારરૂપ શરીરયન્ત્ર**—આ પ્રકરણની અંદર **મનુષ્યના સ્થૂલ શરીરની સામાન્ય રચના** ઉપયોગિતા, અને તેના અન્દર તેમજ બહારના ભિન્ન ભિન્ન પ્રત્યેક અવયવના કાર્ય ઉપર સામાન્ય વિચાર કરવામાં આવેલ છે. અને એ પ્રકરણના વિષયને પ્રત્યક્ષરૂપે સમજાવવા માટે તેમજ શરીરના જુદા જુદા અવયવો અને તેઓની ઉપયોગિતા તથા આન્તરીય કાર્ય વિગેરે દર્શાવવા માટે ૨૭ ચિત્રો સહિત રજુ કરવામા આવેલ છે. શરીરના સ્થૂલ અવયવો સંબંધી સામાન્ય રચનાનુ યથાયોગ્ય જ્ઞાન આથી મળે એ ઉદ્દેશ છે.

૭. **પ્રકરણ ૨ જું—"આપણું મન અને મસ્તક"** નામના આ પ્રકરણની અંદર મનુષ્યના મસ્તકની રચના અને તેના જુદા જુદા અવયવો અને સ્થાનો સાથે સબંધ રાખતા જુદા જુદા પ્રકારના માનસિક વૃત્તિઓનાં અવયવોનું મસ્તકવિદ્યા અનુસાર અને અધ્યાત્મવિદ્યાના ગૂઢ સિદ્ધાન્તોને અનુસરી વર્ણન આપવામાં આવેલ છે, જેમાં મનુષ્યના મનની મૂળ મૂળ શક્તિઓ અને તેના સ્થાનો તથા કાર્યો સબંધી આજસુધીની શોધખોળદ્વારા સ્થાપન કરવામાં આવેલા સિદ્ધાન્તોના વિષયને સૂત્રરૂપે સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવેલ છે

૮. **જીવનપર પ્રેમનો પ્રભાવ**—એ આ ગ્રન્થનુ ત્રીજુ પ્રકરણ છે આ પ્રકરણની અંદર મનુષ્યના મનની જુદા જુદા સમૂહની પૃથક પૃથક માનસિક શક્તિઓ ઉપર તેમજ શરીરના જુદા જુદા અવયવો ઉપર મનુષ્યના પ્રેમભાવની સન્તુષ્ટ અથવા અસન્તુષ્ટ હાલતથી કેવા કેવા પ્રકારની ઇષ્ટ અથવા અનિષ્ટ અસરો થાય છે અને તેના સમગ્ર જીવનપર તેના પરિણામે કેટલી બધી જબરજસ્ત અસર થાય છે, એ સવિસ્તર વર્ણવવામાં આવેલ છે.

૯. **સ્ત્રીસૌન્દર્ય અને તેનો ઉદ્દેશ**—આ, પ્રકરણ ચોથાનો મુખ્ય વિષય છે આ પ્રકરણની અંદર ખાસ શારીરશાસ્ત્ર, મસ્તકવિદ્યા અને સામુદ્રિક શાસ્ત્ર આદિની દૃષ્ટિથી શારીરિક સૌન્દર્ય તેમજ માનસિક અથવા અધ્યાત્મિક સૌન્દર્ય કયુ કહેવાય, તેના શા શા લક્ષણો છે ઈત્યાદિ વિષયોનુ સવિસ્તર વર્ણન આપવામાં આવેલ છે. આ ઉપરાત જુદા જુદા ગુણધર્મ સ્વભાવવાળી સ્ત્રીઓના શા શા લક્ષણો છે અને મસ્તકવિદ્યા પ્રમાણે તેઓની ગણના કેવી રીતે કરવી ઈત્યાદિ વિષયોપર પણ પ્રાચીન તેમજ અર્વાચીન કાળના વિચારોને ગ્રહણ કરી વિવેચન કરવામા આવેલ છે. આ પ્રકરણની અદર કુલ સત્તર ચિત્રો છે.

૧૦. **સવનન અથવા પસંદગી**—એ આ ગ્રન્થનુ પાંચમુ પ્રકરણ છે. તેની અદર યુવાનો અને યુવતીઓએ પરસ્પર લગ્નસબધદ્વારા સંયુક્ત થવા માટે પરસ્પરના ગુણદોષની પરિક્ષા કેવી રીતે કરવી અને એ બાબતમાં મસ્તકવિદ્યા તેમજ મુખસામુદ્રિકશાસ્ત્રના સિદ્ધાન્તોનો વ્યવહારિક ઉપયોગ કેવી રીતે થઈ શકે એ સબધી સચિત્ર વિવેચન આપવામાં આવેલ છે આપણા ગુજરાતી સાહિત્યમાં આ વિષયને તદન નવીનજ રૂપમા પ્રથમવાર રજુ કરવામાં આવેલ છે. પણ "प्रत्यक्षे किं प्रमाणम्" પ્રત્યક્ષ વિષયમાં પછી શબ્દપ્રમાણની જરૂરજ કયાં રહે છે, તે પ્રમાણે જે લોકો આ વિદ્યાના સિદ્ધાન્તોને ચિત્રોદ્વારા યત્કિંચિત પ્રમાણમા પણ જાણી, પોતે જાતે તેનો ઉપયોગ કરતા શીખશે તેને તે વિષયની સત્યતા અને મહત્વ તથા ઉપયોગિતા સ્પષ્ટ વિદિત થશે. અમારા વિચાર પ્રમાણે આ પ્રક-

ગ્રનો વિષય એટલો તો અગત્યનો અને મહત્વપૂર્ણ છે કે તેવા વિષયનુ શાસ્ત્રીયજ્ઞાન, નિશાળો અને કન્યાશાળાઓમા યોગ્ય ઉપરે પહોચ્યા પછી ખાસ આપવાની ચોકસ પ્રકારની યોજનાઓ સર્વત્ર વિસ્તૃત પ્રમાણમા થવાની જરૂર છે ત્યારેજ તેનો યથાવત્ લાભ પ્રત્યક્ષ લઇ શકાશે ખાસ કરી વૈદ્યો ને ડાકટરો તરફના બન્ને વર્ગ માટે **લગ્નસબધી સરટીફીકેટો** કેવા પ્રકારના હોવા જોઈએ તેની પણ રૂપરેખા અહિ દર્શાવવામા આવેલ છે

૧૧ પ્રકરણ છઠ્ઠાની અદર **પરિશીલન (Courtship) નુ વિવેચન**—કરવામા આવેલ છે. આ વિષય સબધી વિવેચન પણ મસ્તકવિદ્યાના સિદ્ધાન્તો અનુસાર તદ્દન નવીનજ રૂપમા આપવામા આવેલ છે આ વિષયનુ વિશેષ સ્પષ્ટિકરણ કરવા માટે "હૃદય" એ શબ્દ, સામાન્ય જનસમુહે અને વિદ્વદ્દગે સ્વીકારેલ અર્થ કરતા જુદીજ ભાવના કે શરીરની અદરના સ્થાન વિશેષને માટે યોજાયેલ છે, એ સબધી વિસ્તૃત વિવેચન આપી તેનુ શાસ્ત્રીય ખુલાસાવાર વિવેચન કરવામા આવેલ છે સ્ત્રીએ પુરૂષના હૃદયને અને પુરૂષે સ્ત્રીના હૃદયને પ્રાપ્ત કરવા માટે પરિશીલન ક્રિયાદ્વારા જે જે પ્રકારની ક્રિયાઓ કરવાની હોય છે તે સર્વનુ ટૂકમા આ પ્રકરણમા હેતુપૂર્વક વિવેચન કરવામા આવેલ છે, અને માનવહૃદયના અન્તર પ્રદેશમા યથાવિધિ પ્રવેશ કરવાનો વિધિ યથાશક્તિ આ પ્રકરણમા દર્શાવવામા આવેલ છે

૧૨. પ્રકરણ સતમાની અદર **"લગ્નયોગ્ય ઉમર"**—એ વિષયપર સામાન્ય વિવેચન કરવામા આવેલ છે લગ્નસબધદ્વારા સયુક્ત થવા ઈચ્છતા સ્ત્રીપુરૂષોના યુગ્મોની ઉમર ૧૬ અને ૨૨ વર્ષથી નાની નહીંજ હોવી જોઈએ. એ સિદ્ધાન્તનુ આ પ્રકરણની અદર શારીરશાસ્ત્ર વૈદ્યકશાસ્ત્ર શારીરવિજ્ઞાન તેમજ મસ્તકવિદ્યા અનુસાર પ્રતિપાદન કરવામા આવેલ છે ભાવી પ્રજાઓના આરોગ્ય બળ વીર્ય વિદ્યા યશ અને જીવન આદિની પ્રગતિનો આ વિષય સાથે ખાસ ગાઢ સબધ છે

૧૩ પ્રકરણ આઠમાની અદર **'સ્ત્રી અને પુરૂષની જનનેન્દ્રિયોનાં અવયવો**—(Generative Organs) સબધી સચિત્ર આવશ્યક વિવેચન કરવામા આવેલ છે

૧૪ પ્રકરણ નવમાની અદર **'પ્રજનનક્રિયા અથવા ગર્ભાધાન સસ્કાર"**—એ વિષયનુ બહુજ વિસ્તારપૂર્વક વિવેચન કરવામા આવેલ છે મનુષ્યનુ જીવન અમુકજ પ્રકારનુ બધાય છે તેનુ કારણ શુ ? એકજ માબાપને ત્યા જન્મ લેતા છોકરાઓમા પણ વિવિધ પ્રકારના જીવનપ્રવાહોના વહનો વિવિધ પ્રમાણમા વહેતા જોવામા આવે છે, તેના શા શા કારણો હોઈ શકે ? વિશ્વમા **"तुण्डे तुण्डे मतिर्भिन्ना'** 'કપાળે કપાળે જુદી મતિ' અને જેટલા ચહેરા તેટલાજ પ્રકારની વિશ્વમા વિવિધતા જોવામા આવે છે, તેના કારણો શા હોવા જોઇએ ? ઈત્યાદિ બાબતો જે જીવનના અનેક પ્રકારના રહસ્યોની સાથે ખાસ સબધ ધરાવે છે તે સર્વનુ સવિસ્તર વર્ણન આ પ્રકરણમા કરવામા આવેલ છે **સમગ્ર ગ્રન્થના પ્રકરણોની યોજના, આ પ્રકરણને સમજાવવાના ઉદ્દેશથીજ કરવામાં આવેલ છે**

૧૫. **માનવ જીવનની ઉત્પત્તિ** જેવા મહાન અને ભવ્ય વિષયમાં કયા કયા કારણો, કેવી કેવી રીતે, અનેક પ્રકારના કાર્યો શા કારણથી લાગી રહેલા છે તેનુ શાસ્ત્રીય સર્વ વિવેચન, આ પ્રકરણમા આપવાનો અહી પ્રયાસ કરવામા આવેલ છે સભોગધર્મો અને તેની સાથે સબધ રાખતી મનુષ્યની અનેક માનસિક તેમજ શારીરિક દશાઓ અને સ્થિતિઓ અને તેમા થતા ફેરફારોનુ સવિસ્તર વર્ણન અને તેવા સર્વ બાવોની પાછળ છુપાઇ રહેલા કુદરતના અનેક પ્રયોજનોનુ સવિસ્તર વર્ણન મસ્તકવિદ્યા સામુદ્રિકશાસ્ત્ર શારીરશાસ્ત્ર શારીરવિજ્ઞાન, સજનનશાસ્ત્ર તેમજ માનસશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્રની દૃષ્ટિથી આ પ્રકરણમા આપવામા આવેલ છે ખાસ કરી **કામશાસ્ત્રના** સમ્પૂર્ણ વિષયો માનવજીવનની અનેક શાખા પ્રશાખાઓ સાથે એટલો તો ઘનિષ્ટ સબધ ધરાવે છે કે તેના પણ કેટલાક અગત્યના મુદ્દાઓ ઉપરના વિચારોનો સ્વીકાર કરી મસ્તકવિદ્યાના સિદ્ધાન્તોઅનુસાર તેઓની અદરના અગત્યના અશોને

પણ સમજાવવાના પ્રયત્નો અત્રી યથાશક્તિ કરવામા આવેલા છે આ ઉપરાંત સંજનનશાસ્ત્ર ( Eugenics ) ની સાથે સબંધ રાખતા કેટલાક અગત્યના મુદ્દાઓનો પણ આ પ્રજનન ક્રિયા સાથે જે ઘનિષ્ઠ સબધ છે તેના પક્ષ ઇષ્ટાનિષ્ટ અનેક પ્રસગોને યથાશક્ય સ્પષ્ટ કરવાના પ્રયત્નો અત્રી કેટલેક અશે કરવામા આવેલ છે

૧૬. **પ્રકરણ દશમાંની અદર 'લગ્નસબધ અને વિવાહિત જીવન'**—એ વિષયની માત્ર સામાન્ય રૂપરેખાજ આલેખવામા આવેલ છે આ વિષય એટલો બધો મહત્વનો છે કે તેની અનેક પુસ્તકોમા અનેક સ્વરૂપે ચર્ચા કરવામા આવેલ છે અને હજી પણ તેની શાસ્રીય ચર્ચા અનેક વખતે થવાની જરૂર છે એ ખરું છે છતા આ ગ્રન્થની અદર માત્ર માનસશાસ્ત્રની દૃષ્ટિથીજ તેનુ અવલોકન કરવાની ઈચ્છા હતી પણ અનેક પ્રતિકુળ પ્રસગોને લીધે એ વિષયની ચર્ચા કરવા માટે બિલકુલ અવકાશ રહ્યો નથી જેથી તેને માત્ર સાધારણ સ્પર્શ કરી જતો કરવામા આવેલ છે જ્યારે પ્રકરણ અગિઆરમાની અદર "**સ્રીઓ અને સસાર**" એ વિષયનુ પ્રસગાનુસાર વાત્સ્યાયન સૂત્રને આધારે વર્ણન કરી મસ્તકવિદ્યા સાથેનો તેનો સબધ સ્પષ્ટ કરવામા આવેલ છે

આ ગ્રન્થના સમગ્ર વિષયોનુ વર્ણન ખાસ કરી **માનસશાસ્ત્ર અને મસ્તક વિદ્યાના સિદ્ધાન્તો** અનુસાર કરવામા આવેલ છે જેથી પ્રથમ દૃષ્ટિએ સામાન્ય વાચકવર્ગને એ વિષય સમજવામા અમુક અમુક પ્રકારની મુશ્કેલીઓ ઉપસ્થિત થાય એ તદ્દન સ્વાભાવિક છે પણ આ ગ્રન્થના પ્રથમના બે પ્રકરણના વિષયો યથાવત સમજ્યા પછી અને ખાસ કરી મસ્તકવિદ્યાના વિષયનો સામાન્ય પરિચય થયા પછી સમગ્ર ગ્રન્થના વિષયોને સમજવામા બહુજ સુલભતા પ્રાપ્ત થશે એમ મારૂ માનવુ છે

૧૭ **આ ગ્રન્થનો સમગ્ર વિષય**—મુખ્ય અગે **'કામશાસ્ત્ર'** જેવા વિષયો સાથે અતિ ઘનીષ્ઠ સબધ ધરાવે છે આપણા પ્રાચીન આર્ય ગ્રન્થો **ચરક સુશ્રુત મનુસ્મૃતિ** અને **વેદ** તથા **ઉપનિષદાદિ** શાસ્રોની અદર પણ આ **"જીવનરહસ્ય"** સાથે સબધ રાખતા અનેક વિષયોની પ્રસગાનુસાર અનેક સ્થળોમા ગભીરતાપૂર્ણ ચર્ચા કરવામા આવેલ છે આમાથી જે જે વિચારો આ ગ્રન્થના વિષયોનુ સ્પષ્ટીકરણ કરવા માટે મને અત્યન્ત અગત્યના, શાસ્રીય તેમજ વિચાર કરતા સ્વીકારવા યોગ્ય લાગ્યા છે તેવા સર્વ પ્રમાણોનો યથાશક્તિ સગ્રહ કરી દરેક પ્રકરણ સાથે પ્રકરણની શરૂઆતની ભૂમિકારૂપે સબધ યોજી આ ગ્રન્થના વિચારોની પુષ્ટિ માટે યથાશક્ય સૂત્રરૂપે યોજવામા આવેલ છે

૧૮ આ ગ્રન્થના વિષયને યથાવિધિ ચર્ચવા માટે આપણા સસ્કૃત સાહિત્યની અદર જે અનેક ગ્રન્થો છે તેઓનુ તેમજ વર્તમાનકાળમા ફ્રેન્ચ ભાષાના સાહિત્યની અદરના આ વિષયને લગતા અનેક ઉપયોગી ગ્રન્થોના ભાષાન્તરો જે અગ્રેજીમા થએલા છે, તેઓનુ તેમજ ઈગ્લીશ ભાષાની અદર મુળ રૂપે લખાયેલા જે જે ગ્રન્થોનુ અવલોકન કરવાના મને પ્રસગો મળ્યા તે સર્વની અદરથી મારા આ ગ્રન્થના વિષયની પુષ્ટિ માટે મને જ્યા જ્યાથી અનુકુળ અને પોષક વિચારો મળતા રહ્યા છે તેમાના યોગ્ય વિચારોનો પણ પ્રકરણ અનુસાર સગ્રહ કરી યથાયોગ્ય સ્થાનમા ગોઠવવા પ્રયત્નો કરેલા છે ટુકમા પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય વિદ્વાનોના આ કામશાસ્ત્ર ( Sexual Science ) જેવા અતિ અગત્યના વિષયપર શા શા વિચારો છે, તેમા કેટલુ કેટલુ તથ્યાશ છે, કેટલો અશ શાસ્રીય છે, તેમજ તેવા બન્ને વર્ગમા કોના વિચારો ઉત્તમ અને ગ્રહણ કરવા યોગ્ય તથા કેટલે અશે આદરણીય અથવા અનાદરણીય છે ઈત્યાદિ અનેક વિષયો ઉપર વિચાર કરવા માટે અગત્યની સામગ્રી એકત્ર કરી ભાવી પ્રજાની ઉત્તમ ઉત્પત્તિ કલ્યાણ આરોગ્ય, આયુષ્ય તેમજ ઉત્તમ મનોદશા આદિ ભાવોની યથાવિધિ જન્મથીજ **ઉપતપ્તિદ્વારા** ઉત્પત્તિ કેવી રીતે થઈ શકે, એ સબધી સર્વ આવશ્યક વિચારોની સકલના આ ગ્રન્થમા યથાશક્તિ યોજવાના પ્રયત્નો કરવામા આવેલા છે

૧૯. **ઉત્તમ પ્રજાની અભિવૃદ્ધિ-સુપ્રજાતોત્પાદન, સજનન ક્રિયા**—એ એક વિશ્વની અદરની એક એવી તો ભવ્ય આશ્ચર્યપૂર્ણ અને અગત્યની ક્રિયા છે કે એ ક્રિયાની સાથે અનેક પ્રકારના શાસ્રો, વિજ્ઞાનની અનેક શાખાઓ, અનેક રીતે સબધ ધરાવે છે યોગ્ય આહાર, વિહાર, શયન, બ્રહ્મચર્ય, લગ્ન સબધી પસદગી, પરિશીલન,

સુવનન, શારીરશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર, માનસશાસ્ત્ર, મસ્તકવિદ્યા રસાયનશાસ્ત્ર, ઔષધવિજ્ઞાન અને આરોગ્ય આદિ અનેક વિષયો સાથે આ સુજનન ક્રિયાના જે અનેક અબાધિત સબધો છે, તેનુ સર્વાંશે વર્ણન કરવુ એ કાઇ ખાસ એક વ્યક્તિનુ કે એકાદ ગ્રન્થનુ કાર્ય નથી

સ્ત્રીઓ અને પુરુષો, કે યુવાનો અને યુવતીઓના યુગ્મો, લગ્નસબધદ્વારા સયુક્ત થાય તે પહેલાજ તેઓને આવા અનેક વિષયો સબધી પ્રાથમિક આવશ્યક જ્ઞાન આપવામા આવતુ હોય તો તેનુ પરિણામ ઘણુજ ઉત્તમ આવવાના અનેક સભવો છે લગ્નસબધો, વિવાહિત જીવન અને ભાવી પ્રજાની ઉન્નતિ માટે ઉત્તમ સ્ત્રી પુરુષોની પસદગી, અને પરિણામે ઉત્તમ સતાનની પ્રાપ્તિ આદિ અનેક વિષયોની યથાર્થ સસિદ્ધિ ત્યારેજ થઇ શકે તેમ છે કે જ્યારે આપણી સ્કુલો, પાઠશાળાઓ, મદિરો અને ગૃહોની અદર આવા અગત્યના વિષયોની ચર્ચાઓ પૂર્ણ પવિત્રભાવથી સર્વદા સ્વાભાવિક રીતે થતી આપણે જોઈશુ

આવા મહત્વપૂર્ણ કાર્યની અદર મારા આ પ્રયત્નદ્વારા યત્કિચિત પ્રમાણમા પણ સહાયભૂત થઈ શકાય તેવુ ઈ આ ગ્રન્થના પ્રકટીકરણદ્વારા થઇ શકે એવા ઉદ્દેશથી આ ગ્રન્થને હુ સમાન્ય પ્રજાના સ્ત્રી અને પુરુષ બન્ને વર્ગના હિતાર્થે અને ભાવી સતતીની સુધારણાના સર્વોત્કૃષ્ટ પ્રયોજનને ધ્યાનમા રાખી "જીવનરહસ્ય" ના કેટલાક પ્રકરણો રૂપે ગ્રન્થના આકારમા રજુ કરી કૃતકૃત્ય થાઉ છુ

૨૦. **સ્ત્રીઓ પુરુષો અને બાળકોના અનેક ચિત્રો**—આ ગ્રન્થમા મુકવાની મારી જે પ્રબળ ઇચ્છા હતી તેમા અનેક કારણોથી વારેલુ કાર્ય યથેચ્છ પાર પડી શક્યુ નથી આ શિવાય વ્યવહારની અનેક ઉપાધિઓ અને દોડધામો અને ઉદ્વેગ સુખના અનેક પ્રસગોમાથી મારાથી જેટલો બન્યો તેટલો પૂરસદનો અને વિનોદનો વખત બચાવી ૧૯૧૪ ની સાલથી સતત ચાલતા રહેલા મારા માનસિક પ્રયાસોના પ્રવહનોનો આખરે ૧૯૨૫ ની સાલમા પણ આવી રીતે શુભ અન્ત આવેલો જોઈ, પરમ કૃપાળુ પરમાત્માનો હુ અત્યત આભાર માનુ છુ

૨૧. આ ગ્રન્થની પ્રસિદ્ધિનુ સર્વ માન પરમકૃપાળુ **વાંસદાનરેશ શ્રીમાન્ મહારાજા સાહેબ ઇન્દ્રસિંહજી** નેજ ઘટે છે તેઓએ પોતાના અનુપમ ઔદાર્ય તથા અતુલિત સૌજન્યશીલ સ્વભાવને અનુસરી આ ગ્રન્થની સત્વર પ્રસિદ્ધિ માટે મને સર્વ પ્રકારથી અનુકુળતાઓ વગર સકોચે કરી આપેલી છે, તેને માટે તેમનો હુ સદાનો આભારી છુ જનક યાણના આવા ઉત્તમ ઉદ્દેશોથી પ્રવૃત્તિ કરનાર ઉદારચિત્ત, વિદ્યાનુરાગી અને સાહિત્યોપાસક આવા ભદ્રભાવપૂર્ણ મહાનુભાવ વીર નરેન્દ્રોની આપણા દેશને વર્તમાનકાળમા ખાસ જરૂર છે

**શ્રીયુત્ વાંસદા નરેશની** ઉદાર સહાયતા વિના આ ગ્રન્થની પ્રસિદ્ધિનુ કાર્ય હજી પણ બીજા કેટલાક વર્ષ મુલતવી રહેત, આટલા માટે તેઓશ્રીએ નિસ્વાર્થ વૃત્તિથી પ્રજાજન હિતાર્થે આ ગ્રન્થની પ્રસિદ્ધિ માટે જે પ્રકારની ઉત્તમ ઉદારતા દર્શાવેલ છે, તેને માટે તેઓશ્રીનો અત્રે સવિનય આભાર માનુ છુ

આ ગ્રન્થના વિષયની પુષ્ટિ માટે જે જે ગ્રન્થોનુ અવલોકન કરવામા આવેલ છે, તેનુ સામાન્ય લીસ્ટ જે આ સાથે રજુ કરવામા આવેલ છે એમાથી ખાસ ખાસ વાચવાલાયક ગ્રન્થોપર * આવુ ચિન્હ રાખવામા આવેલ છે

**ચિત્રોસબધી સુચના**—ચિત્રો સાથે બે પ્રકારના નબરોની યોજના કરવામા આવેલ છે પ્રથમ નબર છે તે ચિત્રનો નબર દર્શાવે છે જ્યારે કાઉસમા જે બીજા નબરો બાજુમા દર્શાવેલા હોય છે તે માનસિક વૃત્તિઓના ખોપરી કે મગજપરના સ્થાનોના નબરો માટે છે અને તે તે નબરો તે તે સ્થાનની વૃત્તિ વિશેષને અર્થાત્ પ્રાણતન્તુઓની ગ્રન્થી વિશેષને દર્શાવે છે એમ સમજવાનુ છે

આપણા સ્ત્રીવર્ગ અને બાળકોના ફોટાઓ મેળવવાનુ કાર્ય ઘણુ વિકટ છે વળી જનસમુદાયનો સામાન્ય વર્ગ હજી તેવા કાર્યો માટે આવશ્યક છુટ લેતો થયો નથી જેથી અનેક ચિત્રો આપણા સ્ત્રીવર્ગમાથી લેવામા અનેક પ્રકારની

મુશીબતોને પહોંચી વળી નકાયુ નથી તેમજ અન્ય વ્યવસાયોને લીધે છોકરાછોકરીઓની નિશાળો અને કોલેજોમા જઈ ફોટાઓ લેવા માટે સમય બચાવી શકાય તેવા સંયોગો અને સાધનોના અભાવમા ઈચ્છિત પ્રકારનાજ ચિત્રો આપવાનુ ધારણા પ્રમાણે બની શક્યુ નથી તેને માટે વાચકવર્ગની ક્ષમા ચાહુ છુ

મારી એવી ઈચ્છા છે કે મસ્તકવિદ્યાના સિદ્ધાન્તોને અનુસરી હજે પછીના મારા પ્રયાસોને અંગે—

**૧ મસ્તકવિદ્યા અને માનસિક રોગો (ઉન્માદ Insanity) ૨ મસ્તકવિદ્યા અને કેળવણી ૩. મસ્તકવિદ્યા અને ધર્મ**

એ નામના ત્રણ ગ્રન્થોનુ જુદુ જુદુ સાહિત્ય મે એકત્ર કરવા માંડેલુ છે પરમાત્માની ઈચ્છા હશે તો ભવિષ્યમા એ વિષયને લગતા આવશ્યક ગ્રન્થો યથાસમયે બહાર પાડવા પ્રબળ ઈચ્છા છે

**માનવશાસ્ત્ર**—નામના મારા પ્રથમ ગ્રન્થનુ હિન્દી ભાષાન્તર પણ તૈયાર થઈ ચુક્યુ છે, અને એવી ઇચ્છા છે કે એકાદ વર્ષમા તેના હિન્દી ભાષાન્તરનુ પ્રકટિકરણ થઈ જશે

મારા પરમ સ્નેહી મી૦ **પ્રાણલાલ દેવકરણ દેશાઈએ** પોતાની માલેકીના **સીતા અને કૈકેયીના** મૂળ ઓરીજીનલ પેઈન્ટીંગ ઉપરથી આ ગ્રન્થના ઉપયોગ માટે બ્લોકો વિગેરે બનાવવા તેમજ તેનો ઉપયોગ કરવા માટે છુટ આપવા માટે તેમજ આ ગ્રન્થના વિષયને આર્ટિસ્ટિક સ્ટાઈલમા મુકવા માટે અન્ય ચિત્રો વિગેરેથી જે સહાય આપેલ છે તે માટે તેનો અત્રે આભાર માનુ છુ

આ ગ્રન્થને છાપવા વિગેરેની અનુકુળતા કરી આપી યથાસમય પ્રસિદ્ધિ માટે સહાયભૂત થનાર મારા બાળ સ્નેહી **વૈદ્યરાજ ભગવાનલાલ ત્રિભુવન ભટ્ટ** નો તેમજ લક્ષ્મી આર્ટ અને જોશી આર્ટ પ્રેસના માલીકો મેનેજરોનો હુ ખાસ ઉપકાર માનવાની આ સ્થળે જરૂર જોઉ છુ

નં૦ ૧૫૧, બજારગેટ, કોટ – મુંબાઈ
તા૦ ૧૬ મી ઓકટોબર ૧૯૨૫

ગિરધરલાલ ગોવિંદજી મહેતા
પ્રોફેસર ઓફ ફ્રેનોલોજી

सर्वे सन्तु सुखिन सर्वे सन्तु निरामयाः।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दु खभाग् भवेत्॥

ओरम् शान्ति शान्तिः शान्ति

# જીવન—રહસ્ય.

## વિષયાનુક્રમણિકા.





### પ્રકરણ પહેલું.

#### જીવનના મુખ્ય આધારરૂપ શરીરયન્ત્ર.

## પ્રકરણ બીજું.

### આપણું મસ્તક અને મન.



## પ્રકરણ ત્રીજું.

### જીવનપર પ્રેમનો પ્રભાવ.

પ્રકરણ ૩ જું સમાપ્ત

## પ્રકરણ ચોથું.

### સ્ત્રીસૌંદર્ય અને તેનો ઉદ્દેશ

## પ્રકરણ ૬ ઠું.



પ્રકરણ ૬ ઠું સમાપ્ત



## પ્રકરણ સાતમું.

### જનનેન્દ્રિયોના અવયવો.

### Organs of Reproductions.



પ્રકરણ ૭ મું સમાપ્ત



## પ્રકરણ આઠમું.

પ્રકરણ આઠમું સમાપ્ત

---

## પ્રકરણ નવમું.

### પ્રજનનક્રિયા અથવા ગર્ભાધાન સંસ્કાર.

## પ્રકરણ ત્રીજું.

### જીવનપર પ્રેમનો પ્રભાવ ( ચિત્ર સંખ્યા ૪. )

૧–૩ જીવનપર પ્રેમનો પ્રભાવ
૪ દામ્પત્યપ્રેમની પૂર્ણ પ્રભાવયુક્ત પ્રતિમાઓ ( સીતા અને રામચંદ્રજી )

---

## પ્રકરણ ચોથું.

### સ્ત્રી સાન્દર્ય ચિત્ર સંખ્યા ૧૬.

૧ સૌંદર્યયુક્ત મુખચંદ્ર
૨ સાંસારિક લાગણીઓનું સૌંદર્ય
૩ ધાર્મિક અને નૈતિક સૌન્દર્ય
૪ પહોળુ મસ્તક સ્વાર્થની અધિકતા
૫ સૌન્દર્યહીન મુખાકૃતિ
૬ સુંદર સપ્રમાણ મુખારવિંન્દ
૭ રમ્યભાવયુક્ત મુખ
૮ મધુર ભાવયુક્ત નયનો
૯ સુંદર નાસિકા તથા ગ્રીવા
૧૦ સુંદર ગ્રીવા
૧૦ A સ્તનપાન
૧૧ સ્તનવાહિનીઓ અને સ્તન પ્રદેશ
જીવનનો આધાર પ્રેમ અને તેની પ્રવૃત્તિઓ
૧૨ સર્વાંગિક સૌન્દર્ય
૧૩–૧૫ માત પ્રેમ તાત પ્રેમ પુત્ર પ્રેમ પુત્રી પ્રેમ
૧૬ આધ્યાત્મિક સૌન્દર્ય

"हृदयं त्येव जानाति प्रीतियोग परस्परम्"

૧૭ સૌભાગ્યમદ ગર્વિતા કૈકેયી (આ બન્ને ચિત્રો ન ૧૬-૧૭સુબ્રવોટર કોલર પેન્ટીગમા સુપ્રસિદ્ધ **આર્ટિસ્ટ મી મૂલરની** સુંદર કળાના નમુના રૂપ છે એ બન્ને ચિત્રો મારા પરમસ્નેહી શ્રીયુત પ્રાણલાલ દેવકરણ દેસાઈએ પોતાને માટે ખરીદેલા હોવા છતા આ ગ્રન્થ માટે તેના બ્લોકો બનાવવા આપી તેનો સદુપયોગ કરવા માટે દર્શાવેલી ઉદારતા માટે તેનો અત્યન્ત આભાર માનવાની આ સ્થળે ખાસ જરૂર હુ જોઉ છુ પ્રજાની અંદર ઉત્તમ પ્રતિની ચિત્રકળાની ખીલવણીના પ્રચારાર્થે હીન્દી માસિક "જ્યોતિ તેમજ યુગ્મધર્મની અંદર પણ આ ચિત્રોને આ ગ્રન્થમા પ્રસિદ્ધ થયા પૂર્વે નિસ્વાર્થ વૃત્તિથી પ્રકટ કરવાની છુટ આપવામા આવી હતી

---

## પ્રકરણ ૫ મું

### સવનન અથવા પસંદગી. ( ચિત્રસંખ્યા ૭૦ )

ચિત્ર ન A માનસિક શક્તિઓના સમૂહપ્રમાણે વિભાગ પૃષ્ઠ ન ૧૪૮ થી ૧૫૩

૧ પ્રબળ જીજીવિષા
૨ „ પ્રાણાવયવો
૩–૫ ક્ષુધા પિપાસાનો અતિ યોગ
૬–૮ વિતૈષણાની પ્રબળતા અને મહતા
૯ નિગ્રહવૃન્તિની યથાર્થતા
૧૦ „ નો અતિ યોગ
૧૧ „ નો મિથ્યાયોગ
૧૨ પ્રબળ ઉદ્યોગશક્તિ
૧૩ પ્રબળ ગુસ્સો
૧૪ પ્રબળ શૌર્યવૃત્તિ
૧૫ ધરસાંસારિક લાગણીઓનો પ્રદેશ ન ૮ થી ૧૩ સુધીના સ્થાનો
૧૬ પ્રેમવૃત્તિના વિદ્યુત પ્રવાહોનુ મૂળ સ્થાન
૧૭ પ્રેમવૃત્તિની પ્રબળતા દર્શાવનાર સ્થાન અને તેની જુદા જુદા અવયવોપર અસર
૧૮ કામવાસનાની વૃત્તિની અતિ પ્રબળતા
૧૯ વિષયાધીન કે લંપટ મનુષ્યની મુખાકૃતિ
૨૦ પ્રેમવૃત્તિની પ્રબળતા

બાળ પુષ્પો.

## પ્રકરણ ૬ ઠ્ઠું

### પરિશીલન—( Courtship )

ચિત્ર સખ્યા ૪ પૃષ્ઠ ૨૧૭

૧ પરિશીલન—શરીર તથા આત્માનુ

૨ }
૩ } મરતકની અન્તર જવનિકાઓ અથવા હૃદય-પ્રદેશ
૪ }

---

## પ્રકરણ ૭ મું.

### જનનેન્દ્રિયોના અવયવો.

ચિત્ર સખ્યા ૧૧—પૃષ્ઠ ૨૫૩—થી—૨૫૫

૧ } જુઓ ચિત્ર ન ૧૩-૧૪-૧૫ (પુરુષવર્ગના જન
૨ } નેન્દ્રિયોના અવયવો
૩ } **સ્ત્રીવર્ગના જનનેન્દ્રિયોનાં અવયવો.**
૪ યોનિ ગર્ભાશય, અને સ્ત્રી અડકોશ
૫ ગર્ભાશયને ઉલટાવી નાખ્યા પછીનો પાછળનો દેખાવ

૬ યોનિદ્વાર
૭-૮ ગર્ભસવાહક નલિકાના સમૂહો
૯ }
૧૦ } ગર્ભસ્થ બાળક અને રસસવાહક નલિકાઓ
૧૧ }

---

## પ્ર રણ ૮ મું.

### પ્રજનન ક્રિયા અથવા ગર્ભાધાન સસ્કાર.

૧ સસારનો સાર સતતિ
**दम्पत्योरिहलभ्यते सुकृततः संसारसारो अर्भक.**
૨ બાળકોનો મહિમા

૩ સુદર બાળકોના નમુનાઓ
૪ પુષ્પ ધન્વા-મદનની પ્રવૃત્તિનુ પ્રયોજન સુપ્રજોત્પાદન
૫ પ્રભુનો પ્રબળ પ્રેમપાસ



સ્વભાવ અને રચના આદિની સૂક્ષ્મ બાબતોનું સ્પષ્ટીકરણ કરવા માટે પણ આ ગ્રન્થની યોજના નથી. પણ સમગ્ર સૃષ્ટપદાર્થોની સ્થાવર જંગમ સર્વ રચનાની અંદર સર્વથી-શ્રેષ્ઠ સર્વથી-મહાન, બુદ્ધિશાળી, તેમજ સમગ્ર સૃષ્ટ પદાર્થોના અધિપતિરૂપ ગણાતા પ્રત્યક્ષ દેવરૂપ મનુષ્ય-પ્રાણીના-જન્મ, જીવન, અસ્તિત્વ, સ્થિતિ, પ્રગતિ અને તેના જીવનના ઉદ્દેશ આદિ મહાન પ્રશ્નોની યથાશક્ય સમાલોચના કરી, તેના જીવનના ગૂઢ સંકેતોથી યથાવત વિદિત કરવા માટે "જીવન રહસ્ય"—એ શબ્દની યોજના કરવામાં આવેલ છે. આ એક એટલો બધો મહત્વનો ગાંભીર્યપૂર્ણ અને રહસ્યયુક્ત-વિશાળ વિષય છે કે—જો તેનું યથાવત્ વિવેચન કરવામાં આવે તો સૃષ્ટિના અંદરના સમગ્ર સ્થાવર અને જંગમ પદાર્થોની યોજના, અસ્તિત્વ અને સ્થિતિ આદિની સમગ્ર યોજનામાં સમાયેલ કુદરતના મહાન અને ભવ્ય સંકેતોના સમગ્ર ખુલાસાઓ, માત્ર આ એકજ મનુષ્ય પ્રાણીના જીવન રહસ્યને યથાવત્ સમજવાથી-બહુજ સરળતાથી આપી શકાય તેમ છે. આમ હોવાથી આપણે આ 'સ્વર્ણતેજ મનુષ્ય પ્રાણીના જીવન અને અસ્તિત્વ સંબંધી કેટલાક ગૂઢ પ્રશ્નોપર-વિચાર કરશું.

## ૧ જીવન રહસ્ય સંબંધી પ્રશ્નો

૧ મનુષ્યજીવન એટલે શું ?

૨ તેના જીવનનો પાયો શાના ઉપર રચાયેલો છે ?

૩ સમગ્ર વિશ્વના પદાર્થો અને તેઓની રચનાની અંદર સમાયેલ જ્ઞાનનીધિ સાથે તેનો શો સંબંધ છે ?

૪ આ વિશ્વમા મનુષ્ય પ્રાણીનું જીવન, અસ્તિત્વમાં કેવી રીતે આવ્યું ?

૫ તેના અસ્તિત્વનું આ વિશ્વમા શું પ્રયોજન છે ?

૬ તેના સિવાય સૃષ્ટિના ગૂઢ રહસ્યોને સમજનાર કે સમજાવનાર આ વિશ્વમા અન્ય કોઇ પ્રાણી છે ખરૂં ?

૭ મનુષ્ય એ શબ્દદ્વારા આપણે શું સમજવુ ?

૮ મનુષ્ય એ માત્ર પાચ ભૌતિક તત્વના રસાયનિક સંયોગથી બનેલ કોઇ સંયુક્ત પદાર્થ છે કે, એ સમગ્ર પદાર્થોથી તદન ભિન્ન એવી કોઇ દિવ્ય-આત્મસત્તા છે કે વિભૂતિરૂપ અન્ય કોઇ સત્વ યા તત્વ છે ?

ટુંકમા આ અને એવા બીજા અનેક પ્રશ્નોના જો આપણે યથાવત્ ખુલાસાઓ આપી શકીએ તો વિશ્વના અનેક ગૂઢ સંકેતોની ચાવી પણ આપણને મુખ્ય અંશે અત્રેજ મળવા સંભવ છે, કે જેના દ્વારા આપણે આ વિશ્વ અને તેની બધી રચનાની પાછળ અદ્રશ્ય છતા સ્પષ્ટપણે પ્રત્યક્ષ થઇ રહેલ વિશ્વાત્માની બધી રચના અને ઉદ્દેશોને યથાવત્ સમજવા ભાગ્યશાળી થઇ શકીએ તેમ છે પણ ઉપરોક્ત સર્વ પ્રશ્નોના સંબંધમા આપણે વિચાર કરીએ તે પહેલાં આપણે, મનુષ્ય જીવન અને તેના સમગ્ર અસ્તિત્વના આધારરૂપ તેના સમગ્ર શરીર યન્ત્રની અને મનોયન્ત્રની યોજના કેવા પ્રકારની છે, તેના શરીરની અંદરના પૃથક પૃથક સ્થાનનાં અવયવો કેટલાં છે અને તેઓ શા શા પ્રયોજનથી યોજાયલા છે, તેના મસ્તકની અને તેની અંદરના અનેક સ્થૂલ, સૂક્ષ્મ અંગોની મહાન ગંભીર, ભવ્ય અને આશ્ચર્યજનક યોજના કેવી રીતે અને શા માટે યોજવામા આવી છે, તેના શરીર અને મસ્તકના પરસ્પરના સંબંધો કેવી રીતે અને શા શા ભવ્ય પ્રયોજનની સિદ્ધિ અર્થે યોજાયલા છે, તેમજ તેના દરેક અવયવની યોજના સાથે સૃષ્ટિના સમગ્ર પદાર્થોનો શો સંબંધ છે, તથા તે બધા સંબંધોની યોજનાઓમા હોવાથી તદન ગૂઢ છતા જ્ઞાનચક્ષુથી જોનારની દ્રષ્ટિમાં તદન પ્રત્યક્ષરૂપે જણાતા શા, શા સંકેતો સમાયલા છે, ઇત્યાદિ વિષયોનું સામાન્ય અવલોકન પ્રથમ શરૂઆતમા જ કરીશું, તો ઉપર દર્શાવવામાં આવેલા અનેક પ્રશ્નોના ક્રમશઃ ખુલાસાઓ આપણી સન્મુખ ધીમે ધીમે થવા લાગશે આમ હોવાથી આપણે સૌથી પ્રથમ મનુષ્ય જીવનના અસ્તિત્વના આધારરૂપ તેના શરીરરૂપી મહાન આશ્ચર્યકારક પણ સ્થૂલ યંત્રરૂપ સૌથી પ્રથમ પ્રત્યક્ષ અંગની આલોચના કરીશુ, અને ધીરે ધીરે સ્થૂલમાથી સૂક્ષ્મ અને સૂક્ષ્મમાથી સૂક્ષ્મતર અને આખરે સૂક્ષ્મતમ વિષયો તરફ ક્રમશ આપણા મનને પ્રગતિ કરવાનું વિશેષ અનુકુળ થશે,

આપણા શરીરયન્ત્રની આશ્ચર્યમય યોજના—વિશ્વની અંદરના અનેક પાર્થિવ પદાર્થોમાંના પૃથ્વી, જળ,

તેજ, વાયુ, આકાશ અને વિદ્યુત્ આદિ સૂક્ષ્મ તત્વોના સંયોગથી બનેલા, પ્રાકૃતિક પદાર્થોની વિકૃતિરૂપ, રસ રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર આદિ સપ્ત ધાતુઓના યુક્તિયુક્ત સંયોગથી, માનવશરીરરૂપ આપણા અદ્ભૂત યન્ત્રની યોજના થયેલી છે. જે સર્વ પદાર્થો વિશ્વમાં તત્વસ્વરૂપે અસંયોગિ દશામાં, અનન્ત આકાશમાં સૂક્ષ્મપ્રકૃતિરૂપે સૃષ્ટિની પૂર્વ દશામાં પ્રસરી રહેલા હતા, તેજ તત્વોના ઘનીભૂત સંયોગને પરિણામે રજ અને વીર્યના રસમય સંયોગથી મનુષ્યના પાર્થિવ શરીરનું બંધારણ થયેલું છે.

૨ આ શરીર ક્રમશઃ બાલ્ય, શૈશવ, યૌવન આદિ અવસ્થાઓ પ્રમાણે ધીરેધીરે સંવૃદ્ધિ પામી આખરે જીર્ણ દશાને પ્રાપ્ત થાય છે અને અમુક વર્ષનું આયુષ્ય ભોગવી આખરે જે પદાર્થોના સંયોગથી પ્રથમ અવસ્થામાં તે બનેલું હોય છે તેજ પદાર્થોના મૂળ તાત્વિક સ્વરૂપને મરણાન્તે પામે છે.

૩ મનુષ્ય શરીરની અંદર પણ **સ્ત્રી શરીર** અને **પુરૂષ શરીર** એવા બે મુખ્ય ભેદ છે, જે ખાસ પ્રયોજન વિશેષની સિદ્ધિ અર્થે-ભિન્નભિન્ન પ્રકારની અમુક અંશની ખાસ યોજનાવાળા પ્રત્યક્ષ આપણા જોવામાં આવે છે. આપણે આ પ્રકારના ભેદવાળી રચનાને, કુદરતી સ્વાભાવિક અથવા ઇશ્વરકૃત તરીકે સામાન્ય રીતે ઓળખીએ છીએ. જો કે સ્ત્રી અને પુરૂષ બન્નેના શરીર યન્ત્રોની સામાન્ય યોજના લગભગ સરખીજ છે, અને તેઓ બન્નેની રચના અને પ્રયોજનમાં પણ ઘણુંજ સામ્ય સમાયલું છે, છતા કેટલાક ખાસ પ્રયોજનને લીધે બન્નેમાં કેટલાક પ્રકારની વિશેષતા જોવામાં આવે છે, જેનું વર્ણન પ્રસંગાનુસાર અન્ય સ્થળે કરવામાં આવશે. જ્યારે આ પ્રથમ પ્રકરણમા તો આપણે માત્ર મનુષ્ય શરીરની સામાન્ય રચનાનું પ્રથમ અવલોકન કરીશું.

૪ **શરીર યન્ત્રની આશ્ચર્યમય યોજના પર સામાન્ય દૃષ્ટિપાત** આપણા શરીરરૂપી યન્ત્રના બહારથી દેખાતા સર્વ અવયવોમાં ૧ માથુ, ૨ ધડ, ૩-૪ બન્ને હાથ અને ૫-૬ બન્ને પગ મળી મુખ્ય ૭ અંગોનો સામાન્ય રીતે સમાવેશ થાય છે એટલા માટે માનવ શરીરને "षडङ्गमङ्गम्" સામાન્ય રીતે ૭ અંગ યુક્ત શરીર કહેવામા આવે છે. બધાં અંગોમાં—

૫ **માથું અથવા શિર**—એ સર્વથી પ્રથમ મુખ્ય અને સર્વથી ઉત્કૃષ્ટ પ્રકારનું અવયવ છે, એટલા વાસ્તે શરીરના અન્ય સર્વ અવયવો કરતાં તેને ઉચ્ચ અને શ્રેષ્ઠ સ્થાનમા સ્થાપન કરવામા આવેલ છે. આ મુખ્ય શિર સ્થાનની અંદર મનુષ્યના સર્વોપરી અવયવરૂપ અને સર્વ માનસિક શક્તિઓના સ્થાનરૂપ મસ્તક અને પાંચ જ્ઞાનેન્દ્રિયોના-મુખ્ય મુખ્ય અવયવોને ગોઠવવામાં આવ્યા છે, જેમા શ્રોત્ર, ત્વક, ચક્ષુ, જીહ્વા અને નાસિકા આદિનો સમાવેશ થાય છે. આમાનું દરેક દરેક અવયવ પોતાના નામ, સ્થાન, આકાર, કદ, કાર્ય-યોજના અને સૌન્દર્ય તેમજ તેની અનેક પ્રકારની ઉપયોગિતા આદિ ગુણોને ધ્યાનમા લેતાં અનેક રીતે આશ્ચર્યકારક, મહત્વપૂર્ણ અને વંદનીય ગણાવા યોગ્ય છે, એમ વિચાર કરતાં આપણને સ્પષ્ટ માલુમ પડે છે. વળી મનુષ્યના મનોઽન્તર્ગત અનેક મનોવિકારો કલ્પનાઓ—સંકલ્પો કે ભાવો અને લાગણીઓ વિગેરેને પ્રદર્શિત કરવા માટે અથવા નૃત્ય કરવા માટે આપણું મુખ ( The face ) એ એક મુખ્ય પ્લેટફોર્મ અથવા નાટયભૂમિ છે. આ ભૂમિપર મનુષ્યના મનના બધા માનસિક ભાવોરૂપ પાત્રોના વાદરા રૂપો યથાવત્ પ્રમાણમાં આપણને પ્રત્યક્ષ થાય છે, એટલા માટે મુખ એ મનુષ્યનું સૌથી સુંદર અંગ છે.

૬. **પંચ જ્ઞાનેન્દ્રિયોનાં અવયવો**—વળી આ ઉપરાંત આ મુખ સ્થાનમાં સ્થિત થયેલા પંચજ્ઞાનેન્દ્રિયોનાં મુખ્ય મુખ્ય અવયવોને પણ આશ્ચર્યકારક યોજના અને બુદ્ધિમત્તાથી એવી તો સુંદર રીતે સ્થાપિત કરવામાં આવેલાં છે કે તેનો વિચાર કરતાં પણ આપણને અનેક રીતે આનંદ પ્રાપ્ત થાય છે: આ પાચે ઇંદ્રિયોમાથી શ્રોત્ર અનેક પ્રકારના શબ્દો સાંભળવાનું; ચક્ષુ અનેક પ્રકારના પદાર્થોનાં રૂપ, રંગ, આકાર, કદ અને સ્થાન વિગેરેનું સામાન્ય અવલોકન કરવાનું; ત્વચા પદાર્થોના અનેક પ્રકારના શીત, ઉષ્ણ, મૃદુ, નમ્ર અને કઠોર આદિ સ્પર્શ જ્ઞાનને ગ્રહણ કરવાનું; નાસિકા પદાર્થોની અનેક પ્રકારની ગન્ધને ગ્રહણ કરવાનું, અને જીહ્વા પદાર્થોની અંદર રહેલા અનેક પ્રકારના તિક્ત, કટુ, કષાય, ખાટા, ખારા અને મધુર આદિ ષડરસોનું આસ્વાદન કરવાનું કાર્ય

## આપણા શરીરયન્ત્રને સહાય કરનાર ૫૦૦ માંસપેશીઓ.

## FIVE HUNDRED MUSCLES OF OUR BODY.

केन मांसं संभृतं केन गुल्फौ ? अथर्ववेद.

ચ નં. ૨.

१ मांसपेशयः समाख्याता नृणां पञ्चशतं बुधैः ॥

૧ મનુષ્યના સમગ્ર શરીરમાં માંસની નાની મોટી પેશીઓનાં અઢીસો યુગ્મો અર્થાત પાંચશો પેશીઓ છે.

૨ આ પેશીઓ શરીરનાં જુદાં જુદાં સ્થાનમાં, આવશ્યકતા પ્રમાણે ગોળ, લાંબી, ટુંકી, પંખાના આકારની, એમ વિવિધ સ્વરૂપની હોય છે.

૩ ઉપરોક્ત માંસ પેશીઓના છેડા શરીરની અંદરના અસ્થિઓ સાથે અનેક સ્થાનમાં સ્નાયુઓના બંધનો દ્વારા મજબુત રીતે સગ્રથિત કરવામાં આવેલા છે.

૪ ઉપર દર્શાવેલ માંસ પેશીઓ જુદા જુદા પ્રકારથી, હાથ પગ, પેટ, ઉદર, પેડુ, હૃદય ફેફસાં, પીંડીઓ, અને છાતી તથા વાંસા તેમજ આંગળીઓ અને મુખ આદિ સ્થાનોમાં આવશ્યકતા પ્રમાણે સંકોચ વિકાસ અથવા વૃધ્ધિહ્રાસને પેદા કરી, શરીરના સમગ્ર અવયવોમાં બળ, ગતિ, ક્રિયા, અને મનનાં અનેક મનોભાવોને પ્રકટ કરવામાં અનેક રીતે સહાયભૂત થાય છે.

૫ મસ્તકની અંદરથી મનના પ્રેરાયેલ સંદેશાઓને બહાર લઈ જવા અથવા અંદર લાવવા માટે કાર્ય કરવા માટે પ્રસરી રહેલ ક્રિયાતન્તુઓ અને જ્ઞાનતન્તુઓના અનેક પ્રવાહોના સેવકો તરીકે તેઓ અજબ પ્રકારના કાર્યો કરવા માટે ઇશ્વરીય ઇચ્છાને આધીન રહી, પ્રેરાયેલા છે.

૬ ઉપરોક્ત સર્વે માંસ પેશીઓ, વય, યોગ્ય વ્યાયામ અને યથાયોગ્ય ખાન પાનથી, પોષણ રક્ષણ અને સમૃધ્ધિ પામે છે.






॥ शरीरेन्द्रियसत्त्वात्मसंयोगोधारि जीवितम् ॥

# પ્રકરણ ૧ લું

## જીવનના–મુખ્ય આધાર રૂપ શરીરયન્ત્ર.

**૧ જીવન એટલે શું ?**

વિશ્વમાં જીવન અનેક પ્રકારના છે પણ તે બધા જીવનનો સમાવેશ મુખ્ય રીતે જડ અને ચૈતન એવા બે પ્રકારના જીવનમાં સામાન્ય રીતે થઇ શકે તેમ છે

૧ જડ જીવન—જેમાં આ વિશ્વની અંદરના મહાન પ્રકાશિત સૂર્યમંડળ–તારા, નક્ષત્ર પુંજો, નિહારિકાઓ, ગ્રહો અને ઉપગ્રહો અથવા ચન્દ્રો અને ધૂમકેતુઓ આદિ મહાન પદાર્થોથી આરંભી–આપણી ભૂમિરૂપ-ગ્રહ–ઉપરના–વિદ્યુત્, પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ આદિ પદાર્થો તેમજ તેની અંદર અને ઉપરની અનેક પ્રકારની ધાતુઓ અને ક્ષારો રૂપ પાર્થિવ પદાર્થોના જન્મ, અસ્તિત્વ, સ્થિતિ અને જીવન આદિ અનેક વિષયોનો સમાવેશ થાય છે

૨ ચૈતન પદાર્થોનાં જીવનમાં—સૂક્ષ્મ કીટ પતંગ આદિથી આરંભી અનેક પ્રકારના સ્થળચર–જળચર અને ખેચર આદિ ચૈતન પ્રાણીઓથી આખરે મનુષ્ય પ્રાણીના જન્મ–જીવન અને અસ્તિત્વ તથા સ્થિતિ આદી સંબંધી અનેક મહાન વિષયોનો સમાવેશ થાય છે વિશ્વના મહાન અને ભવ્ય–સૂર્યાદિ ગોળાઓથી આરંભી આપણી ભૂમિ અને તે પરના નાના મોટા સર્વ પાર્થિવ જડ પદાર્થોના અસ્તિત્વ કે જીવન કેવી રીતે, ક્યારે અને શા પ્રયોજનથી આરંભાયાં હશે–ઇત્યાદિ મહાન પ્રશ્નોનો નિર્ણય કરવા માટે આપણને ખગોળ, ભૂગોળ અને ભૂસ્તરશાસ્ત્ર તથા રસાયન અને પદાર્થવિજ્ઞાન આદિના મહાન ગંભીર તેમજ વિશાળ વિષયોના વર્ણન અને કથન તરફ ધ્યાન આપવું પડે તેમ છે પણ એવા જડ પદાર્થોનાં જીવન કે અસ્તિત્વ સંબંધી પ્રશ્નોની સમીક્ષા કે સમાલોચના કરવા માટે " જીવન રહસ્ય " એ શબ્દની કે એ નામના આ ગ્રન્થના વિષયની યોજના કરવામાં આવેલ નથી

વળી અત્યન્ત સૂક્ષ્મ કીટ પતંગાદિ પ્રાણીઓથી આરંભી છેક મહાન સિંહ અને હસ્તિ આદિ જંગમ પ્રાણીઓના જીવન કે અસ્તિત્વ આદિના પ્રશ્નોનો ઐતિહાસિક નિર્ણય કરવા માટે કે તે તે પ્રાણીના ગુણ કર્મ

સ્વભાવ અને રચના આદિની સૂક્ષ્મ બાબતોનું સ્પષ્ટીકરણ કરવા માટે પણ આ ગ્રન્થની યોજના નથી. પણ સમગ્ર સૃષ્ટપદાર્થોની સ્થાવર જંગમ સર્વ રચનાની અંદર સર્વથી-શ્રેષ્ઠ સર્વથી-મહાન, બુદ્ધિશાળી, તેમજ સમગ્ર સૃષ્ટ પદાર્થોના અધિપતિરૂપ ગણાતા પ્રત્યક્ષ ઈશ્વરરૂપ મનુષ્ય-પ્રાણીના-જન્મ, જીવન, અસ્તિત્વ, સ્થિતિ, પ્રગતિ અને તેના જીવનના ઉદ્દેશ આદિ મહાન પ્રશ્નોની યથાશક્ય સમાલોચના કરી, તેના જીવનના ગૂઢ સંકેતોથી યથાવત વિદિત કરવા માટે "જીવન રહસ્ય"—એ શબ્દની યોજના કરવામાં આવેલ છે આ એક એટલો બધો મહત્વનો ગાંભીર્યપૂર્ણ અને રહસ્યયુક્ત-વિશાળ વિષય છે કે-જો તેનું યથાવત્ વિવેચન કરવામા આવે તો સૃષ્ટિના અંદરના સમગ્ર સ્થાવર અને જંગમ પદાર્થોની યોજના, અસ્તિત્વ અને સ્થિતિ આદિની સમગ્ર યોજનામાં સમાયેલ કુદરતના મહાન અને ભવ્ય સંકેતોના સમગ્ર ખુલાસાઓ, માત્ર આ એકજ મનુષ્ય પ્રાણીના જીવન રહસ્યને યથાવત્ સમજવાથી-બહુજ સરળતાથી આપી શકાય તેમ છે આમ હોવાથી આપણે આ સ્વર્ગ-તેજ મનુષ્ય પ્રાણીના જીવન અને અસ્તિત્વ સંબંધી કેટલાક ગૂઢ પ્રશ્નોપર-વિચાર કરશું

૧ જીવન રહસ્ય સંબંધી પ્રશ્નો

૧ મનુષ્યજીવન એટલે શું ?

૨ તેના જીવનનો પાયો શાના ઉપર સ્થાપેલો છે ?

૩ સમગ્ર વિશ્વના પદાર્થો અને તેઓની રચનાની અંદર સમાયેલ જ્ઞાનનીધિ સાથે તેનો શો સબંધ છે ?

૪ આ વિશ્વમા મનુષ્ય પ્રાણીનું જીવન, અસ્તિત્વમાં કેવી રીતે આવ્યું ?

૫ તેના અસ્તિત્વનુ આ વિશ્વમાં શું પ્રયોજન છે ?

૬ તેના સિવાય સૃષ્ટિના ગૂઢ રહસ્યોને સમજનાર કે સમજાવનાર આ વિશ્વમાં અન્ય કોઇ પ્રાણી છે ખરૂં ?

૭ મનુષ્ય એ શબ્દદ્વારા આપણે શું સમજવુ ?

૮ મનુષ્ય એ માત્ર પાંચ ભૌતિક તત્વના રસાયનિક સંયોગથી બનેલ કોઇ સંયુક્ત પદાર્થ છે કે, એ સમગ્ર પદાર્થોથી તદ્દન ભિન્ન એવી કોઇ દિવ્ય-આત્મસત્તા છે કે વિભૂતિરૂપ અન્ય કોઇ સત્વ યા તત્વ છે ?

ટુંકમા આ અને એવા બીજા અનેક પ્રશ્નોના જો આપણે યથાવત્ ખુલાસાઓ આપી શકીએ તો વિશ્વના અનેક ગૂઢ સંકેતોની ચાવી પણ આપણને મુખ્ય અંશે અત્રેજ મળવા સંભવ છે, કે જેના દ્વારા આપણે આ વિશ્વ અને તેની બધી રચનાની પાછળ અદ્રશ્ય છતા સ્પષ્ટપણે પ્રત્યક્ષ થઇ રહેલ વિશ્વાત્માની બધી રચના અને ઉદ્દેશોને યથાવત્ સમજવા ભાગ્યશાળી થઇ શકીએ તેમ છે પણ ઉપરોક્ત સર્વ પ્રશ્નોના સંબંધમા આપણે વિચાર કરીએ તે પહેલા આપણે, મનુષ્ય જીવન અને તેના સમગ્ર અસ્તિત્વના આધારરૂપ તેના સમગ્ર શરીર યન્ત્રની અને મનોયન્ત્રની યોજના કેવા પ્રકારની છે, તેના શરીરની અંદરના પૃથક પૃથક સ્થાનના અવયવો કેટલા છે અને તેઓ શા શા પ્રયોજનથી યોજાયલા છે, તેના મસ્તકની અને તેની અંદરના અનેક સ્થૂલ-સૂક્ષ્મ-અંગોની મહાન ગંભીર, ભવ્ય અને આશ્ચર્યજનક યોજના કેવી રીતે અને શા માટે યોજનામા આવી છે, તેના શરીર અને મસ્તકના પારસ્પરના સબંધો કેવી રીતે અને શા શા ભવ્ય પ્રયોજનની સિદ્ધિ અર્થે યોજાયલા છે, તેમજ તેના દરેક અવયવની યોજના સાથે સૃષ્ટિના સમગ્ર પદાર્થોનો શો સબંધ છે, તથા તે બધા સબંધોની યોજનાઓમા સૌથી તદ્દન ગૂઢ છતાં જ્ઞાનચક્ષુથી જોનારની દ્રષ્ટિમા તદ્દન પ્રત્યક્ષરૂપે જણાતા શા શા સંકેતો સમાયલા છે, ઇત્યાદિ વિષયોનું સામાન્ય અવલોકન પ્રથમ શરૂઆતમા જ કરીશું, તો ઉપર દર્શાવવામાં આવેલા અનેક પ્રશ્નોના ક્રમશ ખુલાસાઓ આપણી સન્મુખ ધીમે ધીમે થવા લાગશે આમ હોવાથી આપણે સૌથી પ્રથમ મનુષ્ય જીવનના અસ્તિત્વના આધારરૂપ તેના શરીરરૂપી મહાન આશ્ચર્યકારક પણ સ્થૂલ યંત્રરૂપ સૌથી પ્રથમ પ્રત્યક્ષ અંગની આલોચના કરીશુ, અને ધીરે ધીરે સ્થૂલમાથી સૂક્ષ્મ, અને સૂક્ષ્મમાથી સૂક્ષ્મતર અને આખરે સૂક્ષ્મતમ વિષયો તરફ ક્રમશ આપણા મનને પ્રગતિ કરવાનું વિશેષ અનુકુળ થશે,

૨ આપણા શરીરયન્ત્રની આશ્ચર્યમય યોજના—વિશ્વની અંદરના અનેક પાર્થિવ પદાર્થોમાના પૃથ્વી, જળ,

તેજ, વાયુ, આકાશ અને વિદ્યુત્ આદિ સૂક્ષ્મ તત્ત્વોના સંયોગથી બનેલા, પ્રાકૃતિક પદાર્થોની વિકૃતિરૂપ, રસ રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર આદિ સપ્ત ધાતુઓના યુક્તિયુક્ત સંયોગથી, માનવશરીરરૂપ આપણા અદ્ભૂત યન્ત્રની યોજના થયેલી છે. જે સર્વ પદાર્થો વિશ્વમાં તત્ત્વસ્વરૂપે અસંયોગિ દશામાં, અનન્ત આકાશમાં સૂક્ષ્મપ્રકૃતિરૂપે સૃષ્ટિની પૂર્વ દશામાં પ્રસરી રહેલા હતા, તેજ તત્ત્વોના ઘનીભૂત સંયોગને પરિણામે રજ અને વીર્યના રસમય સંયોગથી મનુષ્યના પાર્થિવ શરીરનું બંધારણ થયેલું છે.

૨ આ શરીર ક્રમશઃ બાલ્ય, શૈશવ, યૌવન આદિ અવસ્થાઓ પ્રમાણે ધીરેધીરે સંવૃદ્ધિ પામી આખરે જીર્ણ દશાને પ્રાપ્ત થાય છે અને અમુક વર્ષનું આયુષ્ય ભોગવી આખરે જે પદાર્થોના સંયોગથી પ્રથમ અવસ્થામાં તે બનેલું હોય છે તેજ પદાર્થોના મૂળ તાત્વિક સ્વરૂપને મરણાન્તે પામે છે.

૩ મનુષ્ય શરીરની અંદર પણ સ્ત્રી શરીર અને પુરૂષ શરીર એવા બે મુખ્ય ભેદ છે, જે ખાસ પ્રયોજન વિશેષની સિદ્ધિ અર્થે-ભિન્નભિન્ન પ્રકારની અમુક અંશની ખાસ યોજનાવાળા પ્રત્યક્ષ આપણા જોવામાં આવે છે. આપણે આ પ્રકારના ભેદવાળી રચનાને, કુદરતી સ્વાભાવિક અથવા ઇશ્વરકૃત તરીકે સામાન્ય રીતે ઓળખીએ છીએ. જો કે સ્ત્રી અને પુરૂષ બન્નેના શરીર યન્ત્રોની સામાન્ય યોજના લગભગ સરખીજ છે, અને તેઓ બન્નેની રચના અને પ્રયોજનમા પણ સરખુંજ સામ્ય સમાયલું છે, છતા કેટલાક ખાસ પ્રયોજનને લીધે બન્નેમાં કેટલાક પ્રકારની વિશેષતા જોવામા આવે છે, જેનું વર્ણન પ્રસંગાનુસાર અન્ય સ્થળે કરવામાં આવશે. જ્યારે આ પ્રથમ પ્રકરણમા તો આપણે માત્ર મનુષ્ય શરીરની સામાન્ય રચનાનું પ્રથમ અવલોકન કરીશું.

**૪ શરીર યન્ત્રની આશ્ચર્યમય યોજના પર સામાન્ય દૃષ્ટિપાત** આપણા શરીરરૂપી યન્ત્રના બહારથી દેખાતા સર્વ અવયવોમા ૧ માથું, ૨ ધડ, ૩-૪ બન્ને હાથ અને ૫-૬ બન્ને પગ મળી મુખ્ય છ અંગોનો સામાન્ય રીતે સમાવેશ થાય છે એટલા માટે માનવ શરીરને "षडङ्गमङ्गम्" સામાન્ય રીતે છ અંગ યુક્ત શરીર કહેવામા આવે છે. બધાં અંગોમા—

**૫ માથું અથવા શિર**—એ સર્વથી પ્રથમ મુખ્ય અને સર્વથી ઉત્કૃષ્ટ પ્રકારનું અવયવ છે, એટલા વાસ્તે શરીરના અન્ય સર્વ અવયવો કરતાં તેને ઉચ્ચ અને શ્રેષ્ઠ સ્થાનમા સ્થાપન કરવામા આવેલ છે. આ મુખ્ય શિર સ્થાનની અંદર મનુષ્યના સર્વોપરી અવયવરૂપ અને સર્વ માનસિક શક્તિઓના સ્થાનરૂપ મસ્તક અને પાંચ જ્ઞાનેન્દ્રિયોના-મુખ્ય મુખ્ય અવયવોને ગોઠવવામા આવ્યા છે, જેમા શ્રોત્ર, ત્વક, ચક્ષુ, જીહ્વા અને નાસિકા આદિનો સમાવેશ થાય છે. આમાનું દરેકે દરેક અવયવ પોતાના નામ, સ્થાન, આકાર, કદ, કાર્ય-યોજના અને સૌન્દર્ય તેમજ તેની અનેક પ્રકારની ઉપયોગિતા આદિ ગુણોને ધ્યાનમા લેતા અનેક રીતે આશ્ચર્યકારક, મહત્વપૂર્ણ અને વંદનીય ગણાવા યોગ્ય છે, એમ વિચાર કરતા આપણને સ્પષ્ટ માલુમ પડે છે. વળી મનુષ્યના મનોઽન્તર્ગત અનેક મનોવિકારો કલ્પનાઓ—સંકલ્પો કે ભાવો અને લાગણીઓ વિગેરેને પ્રદર્શિત કરવા માટે અથવા નૃત્ય કરવા માટે આપણું મુખ ( The face ) એ એક મુખ્ય પ્લેટફોર્મ અથવા નાટ્યભૂમિ છે. આ ભૂમિપર મનુષ્યના મનના બધા માનસિક ભાવોરૂપ પાત્રોનાં વાદશ રૂપો યથાવત્ પ્રમાણમાં આપણને પ્રત્યક્ષ થાય છે, એટલા માટે મુખ એ મનુષ્યનું સૌથી સુંદર અંગ છે

**૬. પંચ જ્ઞાનેન્દ્રિયોનાં અવયવો**—વળી આ ઉપરાત આ મુખ સ્થાનમા સ્થિત થયેલા પંચજ્ઞાનેન્દ્રિયોનાં મુખ્ય મુખ્ય અવયવોને પણ આશ્ચર્યકારક યોજના અને બુદ્ધિમત્તાથી એવી તો સુંદર રીતે સ્થાપિત કરવામાં આવેલાં છે કે તેનો વિચાર કરતાં પણ આપણને અનેક રીતે આનંદ પ્રાપ્ત થાય છે આ પાચે ઇન્દ્રિયોમાથી શ્રોત્ર અનેક પ્રકારના શબ્દો સાંભળવાનું; ચક્ષુ અનેક પ્રકારના પદાર્થોનાં રૂપ, રંગ, આકાર, કદ અને સ્થાન વિગેરેનું સામાન્ય અવલોકન કરવાનું; ત્વચા પદાર્થોના અનેક પ્રકારના શીત, ઉષ્ણ, મૃદુ, નમ્ર અને કઠોર આદિ સ્પર્શ જ્ઞાનને ગ્રહણ કરવાનું; નાસિકા પદાર્થોની અનેક પ્રકારની ગન્ધને ગ્રહણ કરવાનું, અને જીહ્વા પદાર્થોની અંદર રહેલા અનેક પ્રકારના તિક્ત, કટુ, કષાય, ખાટા, ખારા અને મધુર આદિ ષડરસોનું આસ્વાદન કરવાનું કાર્ય

કરે છે. ઉપર જણાવેલાં પ્રત્યેક અવયવની યોજના, તેઓનાં સ્થાન આદિની સંકલના, તેઓના અમુક જ પ્રકારના આકાર, કદ અને સ્વરૂપ વિગેરેનું બંધારણ, આદિ અનેક વિષયોનું સામાન્ય વર્ણન પણ આપણને અનેક રીતે આનંદ અને ગમ્મત સાથે જ્ઞાન આપી શકે તેમ છે મુખ પરના આ પાંચ જ્ઞાનેન્દ્રિયોના અવયવો ઉપરાંત બીજા પણ નાનાં મોટાં અનેક અવયવો આવેલાં છે, જેમાંથી ઓઠ અને ગાલ—આપણને અમુક—પ્રકારના શબ્દોનું ઉચ્ચારણ કરવામાં તેમજ ખાવા પીવામા મદદ કરવાનું; દાંત—અનેક પ્રકારના અન્ન પદાર્થોને ચાવવાનું; નીચલું જડબું—અનેક પ્રકારના પદાર્થોને મુખ ચક્કીરૂપે પીસી બારીક ભુકો કરવાનું તેમજ મુખને શોભા આપવાનું, પાંપણો અને ભ્રમર વિગેરે મુખને શોભા આપવા સાથે દર્શનેન્દ્રિય રૂપ નેત્ર રત્નોનું બહારના અનેક વિઘ્નોથી રક્ષણ કરવાનું, એમ દરેકે દરેક અવયવ, ભિન્ન ભિન્ન સ્વરૂપે, પોતપોતાની સ્થિતિ, આકાર, કદ અને યોગ્યતા પ્રમાણે વિવિધ પ્રકારનું કાર્ય કરવા માટે ખાસ નિયુક્ત કરવામાં આવેલ છે.

જીભ અને ઓષ્ઠ ચાખવાના કાર્ય ઉપરાંત અનેક પ્રકારનાં શબ્દોચ્ચારણ વખતે મુખના અંદરનાં જુદા જુદા સ્થાનોમાં ફોનોગ્રાફની પીનની માફક સ્પર્શ કરી–હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત અને મૃદુ, મધ્યમ, કોમળ કે તીવ્ર આદિ અનેક પ્રકારના સ્વરો અને વ્યંજનોના ઉચ્ચારણ કરવામાં અનેક રીતે સહાયભૂત બને છે.

૭ મુખ તથા જીભનો શબ્દોચ્ચારણ સાથે સંબંધ—મુખની અંદરના કંઠ, તાલુ, મુર્ધા, દાન્ત અને જીભમૂલ તથા ઓષ્ઠ આદિ સ્થાનો પણ અનેક પ્રકારના શબ્દોચ્ચારણ કરવામાં વિવિધ પ્રકારનો ભાગ ભજવે છે. ઓષ્ઠના અભાવમા–અથવા તેઓની યથાવત્ ઉઘાડ બીડ કર્યા વગર આપણાથી પ, ફ, બ, ભ, કે મ, આદિ વ્યંજનોનો કે અ આ, ઇ ઈ, ઉ ઊ, એ ઐ, આદિમાંના કોઇપણ સ્વરનો ઉચ્ચાર કદીપણ થઇ શકે તેમ નથી. ચ, છ, જ, ઝ, ઞ આદિનો ઉચ્ચાર તાલુ સ્થાનમા જીભનો સ્પર્શ કર્યા વિના કદી પણ સ્પષ્ટ રીતે–કરી શકાતો નથી. તેજ પ્રમાણે ટ, ઠ, ડ, ણ, ઋ, ર, ષ, આદિ વ્યંજનોનો ઉચ્ચાર–માત્ર મૂર્ધાસ્થાનેજ સ્પર્શ કરવાથી યથાવત્ થઇ શકે છે: આ પ્રમાણેજ અન્ય વ્યંજનો અને સ્વરોના ઉચ્ચારણ સંબંધમા પણ અમુકજ પ્રકારની જે ખાસ કુદરતી યોજના છે, તેનેજ વશવર્તી આપણે આપણી ભાષા દ્વારા–મનોગત ભાવોને પ્રકટ કરવા શક્તિવાન થઇએ છીએ વક્તૃત્વ શક્તિના મગજની અંદરના માનસિક અવયવને આધીન રહી સ્થૂલ વાણીનું પ્રકટીકરણ કરવા માટેનું સ્થૂલ સાધન રૂપ આ એક આપણા વક્તરૂપ યન્ત્રની સ્થૂલ યોજનામા પણ કેટલું બધું સૂક્ષ્મ અને બારિક યોજનાયુક્ત ગંભીર જ્ઞાન ભરેલું છે તે આપણને સહજ વિચાર કરવાથી સ્પષ્ટપણે વિદિત થાય છે. વળી ચર્વણ, સ્વાદ સંગ્રહણ અને શબ્દોચ્ચાર, તેમજ સંગીત આદિ અનેક ક્રિયાઓની વિવિધ પ્રવૃત્તિઓને આ મુખના સ્થાનમા નિયુક્ત થયેલી જોઇ આપણું મુખ તો માત્ર આશ્ચર્યથી અવાક્ થઇ જાય છે, અને મુગે મોઢે આ બધી યોજનાનો વિચાર કરવાનું મહત્વપૂર્ણ કાર્ય તો પોતાથી ઉચ્ચસ્થાનમા આવેલા નેત્રોને કે મસ્તકને સોંપી પોતે છેક મુખના નીચેના સ્થાનમાં વિનીત ભાવે વિરાજી રહેલુ છે તેમા પણ કાંઇ ઓછો ઉપદેશ સમાયેલો નથી.

૮ ગ્રીવા અથવા ગરદન—ગ્રીવાની ઉપર આપણા મસ્તક અને મુખના અવયવોને એવી તો સુંદર અને નાજુક રીતની યોજનાપૂર્વક બેસાડવામા આવેલાં છે કે ઉપર જણાવેલાં નાનાં મોટા બધાં અવયવો સહિત આપણી આવશ્યકતા પ્રમાણે ગમે તે તરફ કોઇપણ પ્રકારની અડચણ ભોગવ્યા વગર આપણે તેને આમ તેમ નમાવી કે ઉચ્ચું નીચું ફેરવી શકીએ છીએ અને તેને પરિણામે આપણી દર્શનશક્તિના ક્ષેત્રને વધારે સરળતાથી વિસ્તૃત બનાવી એની સાથે અનેક પ્રકારના લાભો ઉઠાવી શકીએ છીએ આ શું ઓછો લાભ છે? મસ્તક, મુખ અને ગ્રીવા પછીના અવયવોમાં આપણા શરીરના મુખ્ય ભાગરૂપ કોઠા અથવા ધડ નામના બીજા અવયવનો સમાવેશ થાય છે

૯ ધડની અંદરના અવયવોની સામાન્ય ગણના—ગ્રીવા અથવા ગરદનની નીચેથી આંબી છેક ગુદા અને મુત્રેન્દ્રિય પર્યન્તના ભાગને સમભાગે ધડ કહેવામાં આવે છે. જ્યારે તેની અંદરના અને બહારના જુદા

જુદા ભાગોને જુદા જુદા નામો આપવામાં આવેલા છે. ગ્રીવાની આસપાસ અને ઉપરના ભાગને ખભા અથવા સ્કંધ કહેવામાં આવે છે. આગળના ભાગને છાતી, પાછળના ભાગને વાંસો અથવા પીઠ છાતીની નીચેના ભાગને ઉદર, અને તેની નીચેના ભાગને પેડુ તથા તે બન્ને અવયવોની પાછળના ભાગને કટિ અને તેની નીચેના ભાગને કાઠું તથા તેની છેક નીચેના ભાગને કુલ્લા અને આખરનો છેક છેવટનો ભાગ જે ગુદા પાસે આવેલો છે તેને પુચ્છ કહેવામાં આવે છે. આવી રીતે એજ ધડના ઉપરના પ્રદેશોને જુદા જુદા કારણોને લીધે છાતી, ઉદર. પેડ, પેડું આદિ અને પાછળના ભાગને પીઠ, કમર, કાઠુ આદિ તે તે પ્રદેશના શરીરસ્થ અવયવોના સ્વરૂપ અને વિવિધ કાર્યને અંગે જુદાજુદા નામો આપવામાં આવેલ છે. જ્યારે આ ધડ અથવા કોઠાની અંદરના જુદા જુદા સ્થાનમાં જે અવયવો આવેલાં છે, તેમાં નીચે પ્રમાણેના અવયવોનો સમાવેશ થાય છે.

છાતીના પ્રદેશમાં—હૃદય, બન્ને ફેફસા, શ્વાસનલિકા અને અન્ન માર્ગ તથા મુખ્ય મુખ્ય વિશુદ્ધ રક્ત વાહિનીઓ ધમનીઓ અને શિરાઓ તથા સ્ત્રી, વર્ગની અંદર બન્ને ઉરોજ અર્થાત સ્તન અને તેની અંદરની સ્તન્ય રસસંવાદક ગ્રન્થીઓના અવયવો આવેલાં છે.

૧ ઉદર સ્થાનમાં—આ આશય અથવા હોજરી, જમણી તરફ યકૃત, ડાબી તરફ પ્લીહા, અને વચમાં ક્લોમ યાતના પાછળના ભાગમા પિત્તાશય, આન્ત્રમુખ, સૂક્ષ્મઆન્ત્ર સ્થૂલાન્ત્ર, તેમજ પાછળના ભાગમા ગુરદાના બે અવયવો (kidneys)–વિગેરે અવયવો આવેલા છે. જ્યારે પેડુના ભાગમાં મૂત્રાશય (Gall Bladder) મૂત્રવાહિની પુરૂષનું વીર્યાશય, તેમજ વીર્યવાહિની અને કામસલિલોત્પાદક પિંડ અને ગુદા આદિનાના મોટા અવયવો, તેમજ સ્ત્રી વર્ગના ગર્ભાશય ગર્ભસંવાહક નાડીઓ, રજોત્પત્તિ સ્થાન, અને આન્તરયોનિ આદિ જનનેન્દ્રિયોના આન્તર અવયવો પણ આ પેડુ અને કાઠાંના અસ્થિઓથી બનેલા કમરની નીચેના પ્રદેશમા આવેલાં છે. વળી આ ઉપરાંત ધડના ઉપરના ભાગમાં, બન્ને તરફ. ક્રિયાશક્તિ સંરક્ષણશક્તિ અને યોજના શક્તિરૂપ માનસિક શક્તિઓના સાક્ષાત સ્વરૂપ સમાન બન્ને હસ્તોને સંયુક્ત કરવામા આવેલા છે, તથા છેક નીચેનાં કાઠાના અસ્થિઓની બન્ને તરફ નીચેના ભાગમાં ગતિ વેગ તથા સ્થિરતાના સાક્ષાત સ્વરૂપ રૂપે પગના બે અવયવોને સંયોજવામા આવેલા છે

ગૂઢ અને અત્યંત કિલષ્ટ તેમજ ગૂપ્ત સિદ્ધાંતોનો આ આપણા સાદા જેવા દેખાતા હસ્તરૂપ અવયવોની રચનામાં પણ કેટલી બધી આશ્ચર્યકારક રીતે ઉપયોગ કરવામાં આવેલ છે તે આપણને વધારે સ્પષ્ટ થાય છે.

૧૧ હાથની અંદરના અસ્થિઓ—હાથની અંદર નીચે પ્રમાણેના અસ્થિઓનો સમાવેશ થાય છે.

| | |
|---|---|
| પાંચે આંગળીઓમાં કુલ ૧૪ | હસ્તમાં—મણીબન્ધ અને કપુરાસ્થિના.........૨ |
| હાથના તળીયામાં.........૫ | ખાંહુમાં એક ૧ |
| કાંડામાં.....................૮ | — |
| | કુલ ૩૦ |

બધાં મળી કુલ ૩૦ અસ્થિઓ એકજ હાથમાં થાય છે જ્યારે બન્નેમાં મળી-૬૦ અસ્થિઓના સમુદાયના આધારપર આપણા હાથના આકાર, સ્થિરતા, બળ આદિ ક્રિયા, તેમજ તેના પરની માંસ પેશીઓ અને સ્નાયું બન્ધનોની સ્થિતિ અવલંબી રહેલી છે. આથી પણ વિશેષ વિચાર કરતાં આપણને માલુમ પડે છે કે આગળ વધતા જતા જમનાના અનેક પ્રકારના યાન્ત્રિક કાર્યો યોજનાઓ અને કળા કૌશલ્યની અનેકવિધ પ્રવૃતિઓને અથવા આશ્ચર્યજનક રીતે આપણા હસ્તરૂપ અવયવોજ મુખ્ય સાધનરૂપ બનેલા છે. રેલ્વે સ્ટીમરો-વહાણો, એરોપ્લેનો, અનેક પ્રકારની મશીનરીઓ, એન્જીનો ક્રેનો-પુલો તેમજ સુતાર, લુહાર, દરજી, કડીયા, ચિતારા, સોની, વણકર, પ્રીન્ટર, ફરનીચર બનાવનાર અને એવા એવા અસંખ્ય પ્રકારના સંચાના તેમજ હાથથી યોજવામાં આવતા સર્વ કાર્યોની પાછળ, મળ કારણરૂપે, મનુષ્યના હસ્તનો ઉપયોગ સર્વવ્યાપક ઇશ્વરની ઇશ્વરીય સત્તાની માફક સર્વત્ર અનુભવવામાં આવે છે. આપણા હાથરૂપ એક સ્થૂળ જણાતા અવયવની યોજનામાં પણ કેટલું બધું મહત્વ, ઉપયોગિતા, અને બુધ્ધિચાતુર્ય સમાયેલું છે ! ! ખાસ કરીને જ્યારે સતાર, સુંદરી કે દિલરૂબા અથવા વિણા આદિ મધુર વાદ્યયન્ત્રોપર આપણી બારિક અને કોમળ અંગુલીઓના સ્પર્શ દ્વારા થતા અનેક પ્રકારના મધુર સ્વરોના ગુંજાર તથા તે પર સ્વાર થઇ અનેક પ્રકારની લાગણીઓ અને ભાવનાઓને સ્વચ્છંદ રીતે વાતાવરણના વિશુદ્ધ પ્રવાહમાં ફેલાવી, શ્રોત્ર-મનહર અને હૃદયંગમ શબ્દમાધૂર્યના ફેલાવવામાં આવતા અનેક પ્રકારના હૃદયના ઉધ્ધારોના દિવ્ય પ્રવાહો જ્યારે માનવહૃદયને અનેક રીતે હૃદયવીણાનું મધુર અને દિવ્ય ગાન સંભળાવી હલબલાવી મુકે તેવી આશ્ચર્યમય અને કુશળ કારીગરને પણ શરમાવે તેવી દિવ્ય પ્રવૃત્તિ જ્યારે તેઓમાં જોવામાં આવે છે ત્યારેજ ખરેખર આપણને તેની દિવ્ય બનાવટનો માત્ર કંઇક અંશેજ ખરો ખ્યાલ આવે છે. જો કે પગના અવયવોની બનાવટ પણ લગભગ મોટે ભાગે હાથના અવયવોનેજ મળતી છે, છતાં પગના કરતાં હાથનાં અવયવો અનેક રીતે શ્રેષ્ઠ અને મહત્વપૂર્ણ છે, તેટલા માટે તેઓને ધડના છેક ઉપરના ભાગમાં હૃદય અને ફેફસાંની બન્ને બાજુમાં યથાયોગ્ય સ્થાનમાં કુદરતના અધિપતિદ્વારા યોજવામાં આવેલાં છે.

૧૨ પગના અવયવોની રચના અને અંદરના અસ્થિઓ—હાથની માફકજ આપણા પગના બે અવયવો-ધડની નીચેના ભાગમાં બન્ને તરફ આવેલાં છે. જો કે હાથના અસ્થિઓ કરતાં પગના અસ્થિઓ વધારે લાંબાં, પહોળાં, જાડાં અને વિશેષ મજબુત હોય છે અને તેમ હોવાની ખાસ જરૂર છે. કારણ તેઓનું કાર્ય પણ તેટલાજ પ્રમાણમાં જાડું, મોટું અને ભારી છે. આખા શરીરના સાડા ત્રણ, ચાર કે પાંચ મણના ભારને વહન કરી અહિંથી તહીં ફેરવવું, ગતિ આપવી, દોડવું, ચાલવું, કુદવું, નાચવું તેમજ અનેક પ્રકારની કસરતો, સાયકલીંગ, મોટરીંગ, કુસ્તી આદિ પ્રસંગોમાં ગતિ બળ અને સ્થિરતા આદિ ધારણ કરી સમગ્ર શરીરના ઉપરના પ્રદેશના અવયવોને સુરક્ષિતપણે સંભાળી રાખવાનું અતિ અગત્યનું કાર્ય આપણા પગરૂપ અવયવોનેજ આધારે થઇ શકે છે. હાથની માફકજ આ પગના પ્રત્યેક અવયવની બનાવટમાં પણ નીચે પ્રમાણે અસ્થિ-સંયુકત કરવામાં આવેલાં છે.

| | | |
|---|---|---|
| પગની ચાર આંગળાના ૧૨ તેમજ અંગુઠાના ૨ મળી કુલ | ૧૪ | અસ્થિઓ |
| પગના ફણા અથવા પાટલીમા | ૫ | " |
| કાંડામા | ૭ | " |
| પગના તળામાં | ૨ | " |
| ગુંઠણની ટોપીમા | ૧ | |
| ઉરૂમાં | ૧ | " |
| કુલ | ૩૦ | |

એકંદરે પગના એકજ અવયવમા ત્રીસ એટલે બન્ને પગમા મળી ૬૦ અસ્થિઓનો સમુદાય, બન્ને પગના અવયવોની યોજના માટે સંયુક્ત કરવામા આવેલ છે જ્યારે બન્ને હાથ અને બન્ને પગનાં મળી કુલ ૧૨૦ એકસો વીસ અસ્થિઓના સમુદાયને સંગ્રથીત કરવામા આવેલ છે જ્યારે અસ્થિપિંજરનો બાકી રહેલો મસ્તક તથા મુખનો અને ધડનો ભાગ નીચે પ્રમાણેના અસ્થિ સમુદાયથી-સંયુક્ત કરવામા આવેલ છે

**૧૩ મસ્તકની તુંબડી ( The Skull ) અથવા ખોપરી**—આઠ મુખ્ય અસ્થિઓના સંયોગથી આપણી ખોપરી બનેલ છે જેઓના નામ નીચે પ્રમાણે છે

૧ પૂર્વ કપાલ ( Frontal Bone ) ( જેમા મગજનો આગલો ભાગ સમાયલો છે )
૧ પશ્ચિમ કપાલ ( Occipital Bone ) ( જેમા મગજનો પાછળનો ભાગ સમાયલો છે )
૨ પાર્શ્વાસ્થિ ( જમણુ અને ડાબુ ) ( Parietal bones ) ( જેમાં મગજના પાર્શ્વ ભાગો સમાયલા છે )
૨ લમણાના શંખાસ્થિ ( Temporal bones ) ( જેમા મગજના લમણાના અવયવો આવેલા છે )
૧ પૂર્વાસ્થિ ( Ethmoid bone ) ( જે મગજના તળીયાના આગલા ભાગ નીચે આવેલુ છે )
૧ તલાસ્થિ ( Sphenoid bone ) ( છેક તળીયાના મગજના ભાગની નીચે આવેલુ છે )

૮

**૧૪ મુખ અથવા ચહેરાના અસ્થિઓમા**—નીચે પ્રમાણેના અસ્થિ-સમુદાયનો સમાવેશ થાય છે

૨ નાસિકાસ્થિ ( Nasal Bones ) નાકના અસ્થિ
૨ ઉપલા જડબાના અસ્થિ ( Superior Maxillary Bones )
૧ હન્વસ્થિ ( Inferior Maxillary Bone ) નીચેનુ જડબાનું અસ્થિ
૨ ગંડાસ્થિ ( Malar Bones ) ગાલના બે અસ્થિઓ
૨ તાલ્વસ્થિ ( Palate Bones ) તાળવાના બે અસ્થિઓ
૨ અશ્રુપીઠાસ્થિ (Lachrimal Bones )
૨ અધોસ્થિ ( Turbinated Inferior )
૧ શારીકાસ્થિ ( Vomer Bone )

૧૪ કુલ

આવી રીતે ચૌદ અસ્થિઓના સંયોગથી આપણા મુખના અને તેની અંદર સમાવેશ થતા આંખ, નાક, ગાલ હોઠ તથા ચિબુક આદિ અવયવોના આકૃતિ અને દેહ વિગેરે બનેલા છે

૧૫ ધડ અથવા કોઠાનાં અસ્થિઓ–આ શિવાય ધડની અંદર નીચે પ્રમાણે અસ્થિઓ આવેલા છે.

૨૬ અસ્થિઓ બરડાની કરોડમાં આવેલા છે, જેમાંથી,

| | |
|---|---|
| ૭ ગ્રીવા અથવા ગરદનના મણકા ( Cervical Bones ) | ૨૪ પાંસળી ( Ribs ) નાં. |
| ૧૨ પીઠના મણકા. ( Dorsal Bones ) | ૨ હાંસડીના ( Clavical Bones ) |
| ૫ કમરના મણકા. ( Lumber Bones ) | ૨ અંસાસ્થિ ( Scapula ) |
| ૧ ત્રિકાસ્થિ ( Sacrum ) | ૧ ઉરોસ્થિ ( Sternam. ) |
| ૧ પુચ્છાસ્થિ. ( Coccyx ) | ૨ નિતંબાસ્થિ. ( Hip Bones ) |
| ૨૬ | ૩૨ |

બરડાની કરોડના બધા મણકાઓ અંદરથી પોલા હોય છે અને તેઓને એક બીજાની ઉપર એવી રીતે ગોઠવવામાં આવેલા છે કે મસ્તકનાં તળીયાની અંદરથી નિકળતું કરોડ રજ્જુ (Spinal Cord) તેમાંથી બરાબર સુરક્ષિતપણે પસાર થઇ શકે છે. આ કરોડ રજ્જુમાંથી પ્રત્યેક મણકાઓની વચ્ચેના પ્રદેશમાં થઇ શરીરના ડાબા અને જમણા બન્ને પડખાઓ તરફ જ્ઞાનતંતુ અને ક્રિયાતન્તુઓનાં એકત્રી સમુચ્ચો જુદા જુદા શરીરના અવયવો તથા પ્રદેશો તરફ પ્રસરેલા છે બરડાની કરોડ અથવા પીઠના બાર અસ્થિઓમાંથી બન્ને તરફ મળી કુલ ૨૪ પાંસળીઓ નીકળે છે. જે પાતળાં વળેલાં અસ્થિઓની બનેલી છે. આમાની પ્રથમ આઠ સુધીની બન્ને તરફની પાંસળીઓ ક્રમશઃ એક બીજા કરતાં ઘેરાવામાં વિશેષ લાંબી અને વધારે ગોળ વળેલી હોય છે. જ્યારે બાકીની ચાર ક્રમશઃ ટુંકી થતી જાય છે. નં. ૧ થી ૭ સુધીની પાંસળીઓ આગળના ભાગમાં ઉરોસ્થિ સાથે છાતીના ભાગમાં સંયુક્ત કરવામાં આવેલ છે. જ્યારે બાકીની આઠમી નવમી અને દશમી પાસળીઓને એક બીજા સાથે સંયુક્ત કરવામાં આવેલ છે અને બાકીની બન્ને તરફની બબ્બે પાંસળીઓને પેટના ભાગમાં તરતી દશામાં એક છેડેથી છુટી રાખવામાં આવેલ છે. આ ચોવીસ પાંસળીઓ ઉપરાંત છાતીની વચમા એક ઉરોસ્થિ, તથા ધડના ઉપરના ભાગમાં બે હાંસડીના અસ્થિઓ તેમજ પાછળના ભાગમા બે અંસાસ્થિઓ તથા નીચે બે નિતંબાસ્થિ આવેલા છે. ઉપર પ્રમાણે બધાં મળી કુલ ૫૮ અસ્થિઓના સંયોગથી આપણું ધડ બનેલું છે.

| | | | |
|---|---|---|---|
| ઉપર પ્રમાણે જોતા—બન્ને હાથમાં | ૬૦ | મુખની અંદરના | ૧૪ |
| બન્ને પગમાં | ૬૦ | અને મસ્તકની અંદરનાં | ૮ |
| ધડની અંદર કુલ | ૫૮ | | |
| | | કુલ | ૨૦૦ |

ઉપર મુજબ ૨૦૦ અસ્થિઓનાં સંયોગથી આપણું અસ્થિપિંજર બનેલું છે ( ચિત્ર નં ૧ )

આ અસ્થિપિંજરના સમ્પૂર્ણ ખોખાના આધાર પર આખું શરીર અને તેની અંદરના નાના મોટા અવયવો સુંદર રીતે સચવાઇ સુરક્ષિતપણે રહેલા છે. આખા શરીરમાં સારરૂપ કઠણ અને મજબુત ભાગ અસ્થિઓનો છે. શરીરની માંસપેશીઓ, રક્ત, ચરબી તેમજ અન્ય રસો વિગેરે જ્યારે ખાસ પ્રકારના રોગ અથવા અન્ય કારણોને લીધે ન્યૂનાધિક થાય છે ત્યારે પણ આ સારરૂપ અસ્થિઓના સ્વરૂપ કે વજનમાં કાંઇ પણ ફેરફાર એકાએક થતો નથી. અને સમગ્ર શરીરને આખર સુધી ટકાવી રાખે છે એટલા માટે "साराण्येतानि देहीनाम्" શરીરની અંદરનો એ સારરૂપ ભાગ છે એમ કહેવાય છે ઉપર જણાવેલ બસો અસ્થિઓ ઉપરાંત પણ કેટલાંક નાનાં અસ્થિઓ અને કેટલાક નરમ અથવા મૃદુ અસ્થિઓ જેને કાર્ટીલેજ અથવા કૂર્ચા કહેવામા આવે છે, તેવા ભાગો આપણા શરીરની અંદર છે: મોઢાંની અંદર ૩૨ દાન્ત બન્ને કાનની અંદરના ૬ ૭ અસ્થિઓ ગળાની અંદરનું એક ૧ કંઠાસ્થિ તેમજ હાથ અને પગનાં મળી ૨૦ વીશ નખ; તથા બરડાની કરોડના પ્રત્યેક મણકાઓની વચ્ચમાં તકીયા રૂપે મુકવામાં આવેલ મૃદુ અસ્થિઓરૂપ કૂર્ચાઅસ્થિઓ વિગેરે મળી આશરે નાના મોટા અનેક અસ્થિઓ આપણા શરીરમા સમાયલા છે. પણ તેની ગણના ખાસ વિસ્તારના ભયથી અત્રે કરવામાં આવેલ નથી.

હૃદય અને ફેફસા રૂપ પ્રાણાવયવો

ચિત્ર ન. ૩



૧ હૃદય અને ફેફસા ( Heart & Lungs )

૨ ડાબા અને જમણા ફેફસાના વાયા

૩ જમણી તરફનુ હૃદય અને તેની ઉપરના ભાગની મુખ્ય રક્ત નાડીઓના મળ

૪ શ્વાસનળી ( Bronchutes )



જમણી તરફના હૃદયનો અંદરનો ભાગ

ચિત્ર નં ૪



૧ કણિકા

૨ જવનિકા

૩ અશુધ્ધ રક્તવાહિનીઓ

૪ ૫ હઓને ગતિ આપનાર રજ્જુઓ

૫

૭ ૮ અંકુશ ( Valves )

ચિત્ર ન ૫ ડાબી તરફના હૃદયનો નીચેનો ભાગ

૧ ડાબી કણિકા

૨ " જવનિકા

૪ } રક્ત વાહિનીઓ
૫

૬ મુખ્ય ધમની અથવા શુધ્ધ રક્ત વાહિની

૭ રક્તને નિયમિત વહન કરવામા મદદ રૂપ પડદાઓ ( Valves )

૮ ડાબી કણિકા

૯ હૃદયની અંદરના પડદાઓને સમાન્ય નિયમા ... ગતિ આપનાર સ્નાયુ રજ્જુઓ

**૧૮ રૂધિરાભિસરણના અવયવો.** (ચિત્ર નં. ૩, ૪, ૫, ૬,) ગરદનની નીચેના ભાગથી જેઠ પુચ્છ પર્યન્તના ભાગને ધડ કહેવામાં આવે છે. આ ધડના પણ જુદાં જુદાં કારણોને લીધે, આગળના ભાગને છાતી અથવા ઉર, ઉદર અથવા પેટ, અને પેડુ એમ ત્રણ ભાગ પાડવામા આવેલા છે. જ્યારે તેના પાછળના ભાગના અનુક્રમે, પીઠ, કમર, અને કાઠું અથવા ઠાડું એમ ત્રણ ભાગ પાડવામા આવેલા છે એ અગાઉ કહેવામાં આવેલ છે. આમાંથી ધડના છેક ઉપરના ભાગવાળા ઉંચ પ્રદેશમાં અને વાસાની વચ્ચેના સ્થાનમાં, હૃદય અને ફેફસાં નામના રૂધિ-રાભિસરણના મુખ્ય બે અગત્યના પ્રાણાવયવો આવી રહેલા છે. આ ઉપરાંત–આ છાતિના પ્રદેશમા, શ્વાસ-નલિકા, કંઠનલિકા કે અન્નમાર્ગ અને રૂધિરાભિસરણના મહાન કાર્યમા મુખ્યપણે ભાગ બજાવનાર કેટલીક મુખ્ય રક્ત વાહિનીઓનાં સ્થાનો ગોઠવવામાં આવેલાં છે ઉર સ્થાનની અંદર, બન્ને ફેફસાંની વચ્ચોવચ્ચ, ઉરાસ્થિની નીચેના પ્રદેશમાં આપણુ હૃદય આવી રહેલું છે. હૃદયનો આકાર સામાન્ય રીતે દરેક માણસની મૂઠી જેવડો, કેરીના આકારનો, જરા ડાબી તરફ વળેલો છે. ત્વચા અને માસના લોચાઓ તથા અન્દરના ભાગમાં સ્નાયુની રશીઓથી બનેલ, અંદરથી પોલવાળું છતાં એક વિચિત્ર રચનાયુક્ત આપણા હૃદયની આ માંસગ્રન્થી એવી તો આશ્ચર્યજનક રીતે ગુથવામાં આવેલ છે કે આપણા જન્મની પ્રથમ પળથી આરંભી છેક જીંદગીના આખર સમય સુધી અર્થાત લગભગ એક શો અથવા તેથી પણ વધારે વર્ષો સુધી વગર વિશ્રાન્તિએ–પ્રતિક્ષણ તે–પોતાનું રૂધિરા-ભિસરણનું મહાન કાર્ય પોતાની સંકોચ વિકાશરૂપ ગતિદ્વારા–અવ્યાહત રીતે કર્યાજ કરે છે. એટલુંજ નહીં પણ આપણી વધતી જતી ઉમરના પ્રમાણમાં–વૃદ્ધિ–પોષણ અને રક્ષણ પણ સાથે સાથે પામી, આપણી શારીરિક દરેક જરૂરીયાતોને સ્વયં પહોંચી વળવા–સમર્થ બનતુંજ રહે છે, એ શું કાંઈ ઓછું આશ્ચર્યજનક છે ! ! !

**૧૯. આપણા હૃદયની જવનિકાઓ અને કર્ણિકાઓરૂપ ચાર ખંડો.** ( ચિત્ર નં. ૪, ૫ ૬, )—આપણા હૃદયના, ડાબો અને જમણો એવા બે મુખ્ય ભાગ છે અને તે બન્ને ભાગને મધ્યસ્થ પડદાથી વિભક્ત કરવામાં આવેલા છે. વળી એ ઉપરાંત એ પ્રત્યેક ખંડના પાછા ઉપર અને નીચે એવા બબ્બે વિભાગ પાડવામાં આવેલા છે અને તેઓને ત્વચા અને માસપેશીયુક્ત પડદાઓવડે પાછા વિભક્ત કરવામાં આવેલા છે. આ રીતે જોતાં જમણી તરફના હૃદયના બે ખંડ અને ડાબી તરફના હૃદયના બે ખંડ મળી કુલે ચાર ખંડો બનેલા છે. જમણી તરફના ઉપલા ખંડને જમણી જવનિકા ( R Auricle ) અને નીચેના ભાગને જમણી કર્ણિકા કહેવામા આવે છે. જ્યારે ડાબી તરફના ઉપલા ખંડને ( L Ventricle ) ડાબી જવનિકા અને નીચેના ખંડને ડાબી કર્ણિકા કહેવામા આવે છે અને બન્ને ભાગની જવનિકાઓને નીચેની કર્ણિકાઓ સાથે મધ્યસ્થ પડદાઓ અને તેની અંદરના અંકુશરૂપ રક્તાભિસરણદ્વારોથી ( Valve ) એવી રીતે સંયુક્ત કરી યોજવામા આવેલા છે કે—પ્રત્યેક ખંડના ઉપલા ભાગનું રક્ત તેની નીચેના કર્ણિકારૂપ ખંડમા—નિયમિત રીતે અંકુશમાં રહી અભિસરણ કરી શકે, અને ત્યાં જઇ નીચેના ખંડોમાથી શરૂ થતી મુખ્ય મુખ્ય ધમનીઓ વાટે શરીરના સર્વ પ્રદેશોમાં ફેલાઇ તેજ શરીરના સર્વ પ્રદેશોમાથી એકત્ર થઇ પુનઃ અશુદ્ધ રક્તરૂપે હૃદયમા આવી શકે.

**૨૦ રૂધિરાભિસરણ પ્રક્રિયા**—રક્તને ફેફસાઓમા વિશુદ્ધ થવા માટે મોકલવામા આવે છે. જમણી તરફના હૃદયના ઉપલા ખંડમા, શરીરના સર્વ પ્રદેશોમાથી એકત્ર વહેતું ઘેરા ભુરા રંગનું–અશુદ્ધ રક્ત, અનેક શાખાઓ વાટે એકત્ર થાય છે, અને ત્યાથી રક્તાભિસરણ-દ્વાર ( Valve ) વાટે નિયમિત રીતે જમણી તરફના નીચેના ખંડ-કર્ણિકામા વહેવા લાગે છે. જ્યા અમુક પ્રમાણમા એકત્ર થયા પછી હૃદયના અન્ત સ્નાયુઓનાં સંકોચ વિકાશને આધીન થઇ આ નિચલા ખંડની સાથે સંબંધ રાખનાર મુખ્ય અશુદ્ધ રક્તવાહિની શાખાઓ વાટે બન્ને તરફના ફેફસાઓમા વિશુદ્ધિ અર્થે ધકેલવામા આવે છે, અને ત્યા ફેફસાઓમા પ્રસરેલી અસંખ્ય સૂક્ષ્મ–રક્તવાહિનીઓ અને કેશવાહિનીઓમા ફેલાઇ. ફેફસાની અંદરની પ્રાણવાયુરૂપ–વિદ્યુતનીધિથી ભરેલી અસંખ્ય પોલીઓમાના ઉષ્ણ–પ્રાણવાયુરૂપ–વિદ્યુતનીધિના સંઘર્ષણમા આવી એકદમ લાલચોળ અને વિશુદ્ધ બની સ્વચ્છ અને શુદ્ધ રક્તરૂપે વિશુદ્ધ રક્તવાહિનીઓ દ્વારા બન્ને ફેફસાઓમાથી એકત્ર થઇ ડાબી તરફના હૃદયના ઉપલા ખંડમાં વહેવા લાગે છે. ત્યાથી ડાબા હૃદયના અભિસરણદ્વાર ( Valve ) માર્ગે નીચેના ખંડમા નિયમીત રીતે એકત્ર થઇ તે સ્થાનમાથી શરૂ થતી મુખ્ય ધમનીઓ ( Aorta ) અને વિશુદ્ધ-રક્તવાહિનીઓ દ્વારા શરીરના

મસ્તક, ઉદર, યકૃત, પ્લીહા, આન્ત્ર, શિશ્ન, ગુદા, હાથ, પગ, પેટ આદિ સર્વ પ્રદેશો તરફ એકદમ ધકેલવામાં આવે છે, અને શરીરના નખથી છેક શીખ પર્યન્તના ભાગોને રક્ષણ-પોષણ-શક્તિ-બળ તથા ઓજ આદિ અર્પવા માટે નાના મોટા સર્વ સ્થળોમા તે સરવા લાગે છે. સમગ્ર શરીરની અંદરના પ્રદેશોને આવી રીતે પોષણ આપવા માટે ફેલાયેલાં વિશુદ્ધ-રક્તવાહિનીઓના અને સુક્ષ્મકેશવાહિનીઓના ગુચ્છો, તેમજ શરીરમાના અસ્વચ્છ રક્તને સર્વ પ્રદેશોમાથી એકત્ર કરી હૃદયના જમણા ભાગમા એકત્ર કરનાર-અશુદ્ધ-રક્ત વાહિનીઓના પ્રવાહો, એક મોટા શહેરની અંદર જળને વહન કરી લઈ જનાર ( water pipes ) ( વોટર પાઇપ્સ ) જલસંવાહક નલિકાઓની માફક, સર્વત્ર પ્રસરી રહેલા છે. આ નલિકાઓના મુખો બન્ને તરફના હૃદયના ખંડો સાથે યોજવામા આવેલા છે શુદ્ધ રક્તવાહિનીઓ ડાબી તરફના હૃદયના ઉપલા તેમજ નીચેના ખડોમાથી શરૂ થઈ શરીરના છેક છેડેના આખરી ત્વચાના પ્રદેશ સુધી પ્રસરેલી છે, જ્યારે જ્યા તેઓનો અન્ત આવે છે ત્યાંથીજ તેઓની સાથે અશુદ્ધ રક્તવાહિનીઓ અને કેશવાહિનીઓના પ્રવાહો શરૂ થાય છે અને તે પ્રવાહોને લઈ જનાર શીરાઓ- શરીરના સર્વ પ્રદેશોમાથી એકત્ર થઈ ( शीरा धमन्यो नाभिस्था. सर्व व्याप्यस्थिताः तनुम् ॥ ) આખરે હૃદયના જમણા ભાગના ઉપલા ખડમા ખાલી થનાર મુખ્ય-શીરા સાથે, શરીરના જુદા જુદા પ્રદેશમાથી સંયુક્ત થઈ પોતપોતાની અંદરનું અશુદ્ધ રક્ત એકત્ર કરી ઠાલવે છે, અને તેવી રીતે એકત્ર થયેલું અશુદ્ધ રક્ત જમણા હૃદયના ઉપલા ખડમા એકત્ર થઈ, ત્યાથી પાછુ નીચેના ખડમા નિયમિત રીતે વહી ત્યાથી શરૂ થતી રક્તવાહિનીઓ દ્વારા પુન શુદ્ધ થવા માટે બન્ને ફેફસાઓમા પૂર્વવત્ ધકેલવામા આવે છે. શુદ્ધ અને અશુદ્ધ રક્તવાહિનીઓના, બન્ને તરફના હૃદય અને તેના ખડો સાથે, આવી રીતે સયુક્ત થયેલા પ્રવાહોને અને હૃદય તથા ફેફસાના સયુક્ત કાર્યને લીધે તેઓની અદર વહેતા રૂધિરાભિસરણના ચક્રયુક્ત પ્રવાહની ક્રિયાને આટલા માટે રૂધિરાભિસરણ પ્રક્રિયા ( Circulation of Blood ) એવુ નામ આપવામા આવેલ છે. જ્યારે હૃદય ફેફસા તથા તેની સાથે સબધ ધરાવનાર સર્વ રક્તવાહિનીઓના સમગ્ર સમુદાયને રૂધિરાભિસરણના અવયવો ( Organs of circulation or Circulatory System ) એવુ નામ આપવામા આવેલુ છે ખોરાકદ્વારા લેવામા આવતા સર્વ રસોનું આન્તરડાઓની અદરથી શોષણ થયા પછી, અને રસરૂપે જમણા હૃદયમા ગયા પછી ફેફસાઓમાના પ્રાણવાયુના સસર્ગમા આવ્યા પછી, વિશુદ્ધરૂપે બનતા રક્તના પ્રવાહને સમગ્ર શરીરના અવયવોના પોષણ માટે આવી રીતે નિરતર શરીરમા ફેલાવવામા આવે છે, અને તે દ્વારા આપણુ આખું શરીર, બળ પુષ્ટિ તુષ્ટિ, આરોગ્ય અને વૃદ્ધિ તથા વજન વિગેરે મેળવે છે આટલા માટે રક્તને 'જીવનરસ' કહીએ તો કાંઈપણ ખોટુ નથી ( ચિત્ર ન ૬ )

૨૧ ઉરોદરપટલ ( ઉર અને ઉદરની વચ્ચેનો પડદો-Diaphram )—હૃદય અને ફેફસાના ઉપર જણાવેલા કાર્યને અમુક અંશે સહાય આપવા માટે હૃદય અને ફેફસા તથા પચનેન્દ્રિયના અવયવોની વચ્ચે ઉરોદર પટલ નામનો પડદો આવેલ છે. જેનો ઘુમટ ઉપરના પ્રાણાવયવ-હૃદય અને ફેફસા તરફ વળેલો છે આ પડદામાના છિદ્રમાથી ગળામાથી શરૂ થતી-અન્નમાર્ગની નલિકા ( Œsophagus ) બહાર નીકળી નીચે આમાશય અથવા હોજરીના રૂપમા વિસ્તાર પામી પ્રસરેલી છે ઉરોદરપટલ, ફેફસાની અદરના પ્રાણવાયુની શ્વાસ પ્રશ્વાસદ્વારા થતી ગતી તથા તેને આશ્રયે હૃદયની માસ પેશીઓમા થતા સંકોચ વિકાસાત્મક ફેરફારો, અને તેની આસપાસની માસપેશીઓ, પાસળીઓ તથા હૃદયની અદરના સ્નાયુઓની સ્થિતિસ્થાપક અવસ્થા તેમજ પ્રાણવિદ્યુતની ગતિ આદિ અનેક કારણોને લીધે-મુખ્ય રીતે આપણા પ્રાણાવયવરૂપ ફેફસાઓ પોતાનુ કાર્ય કરી રહેલ છે ઉપર દર્શાવેલ સમગ્ર અવયવોની યોજના એમ દર્શાવે છે, કે હૃદયનુ કાર્ય માત્ર રક્તના પ્રવાહને સુનિયમતી કરી-સમગ્ર શરીરના પ્રત્યેક પ્રદેશમા ધકેલી, પહોચાડવાનુ છે જ્યારે અશુદ્ધ બનેલા રક્તને સ્વચ્છ બનાવી-હૃદય અને તેની સાથે સબધ રાખનાર અવયવોને સ્વચ્છ-રક્ત પુરૂ પાડી-ગતિ આપી-અભિસરણ-ક્રિયામા મુખ્ય રીતે સહાયભૂત થવાનુ અત્યત અગત્યનુ અને મહત્વપૂર્ણ કાર્ય આપણા પ્રાણાવયવરૂપ ફેફસાઓનુ છે, અને તેટલાજ માટે આ પ્રાણાવયવરૂપ ફેફસાઓને આપણા હૃદયની બન્ને તરફ તેને સમ્પૂર્ણ રીતે લપેટીને પોતાના મધ્યપ્રદેશ રૂપ હૃદયપ્રદેશમા હૃદયને સુરક્ષિત રાખીને બહુજ યુક્તિપૂર્વક કેમ જાણે તેઓ બન્નેના સ્થાન આદિની યથાર્થ યોજના અને નિયુક્તિદ્વારાજ તેઓનુ સમ્પૂર્ણ મહત્વ અને ગાભીર્ય આદિ વગર બોલ્યે દર્શાવનારો

**૧૬ સન્ધિસ્થાનો અને સ્નાયુબંધનો–(स्नायवो बंधनं प्रोक्ताः देहे मांसास्थिमेदसाम्)** આ ઉપરાંત શરીરની અંદરના જુદા જુદા અસ્થિઓનો એક બીજા સાથે જ્યાં જ્યાં સંયોગ થાય છે–તે સન્ધિસ્થાનો તથા તે સન્ધિસ્થાનોમાં મુખ્ય અંશે ભાગ ભજવનાર સ્નાયુઓના બન્ધનો કે જે શરીરના અસ્થિઓ તેમજ માંસ પેશીઓને એક બીજા સાથે ઘણીજ મજબુત રીતે બાંધી રાખી, સુદૃઢ મજબુત તથા સ્થિર રાખી એક બીજા સાથે સંયુક્ત કરી રાખે છે, છતાં અનેક પ્રકારની ગતિ વિગેરેને પણ યથાયોગ્ય અવકાશ આપે છે, તેવા સન્ધિસ્થાનો તેમજ સ્નાયુબન્ધનોનો પણ અત્રે વિશેષ વિચાર કરવાનો અવકાશ નથી. પણ શરીરની અંદરના ૨૦૦ અસ્થિઓ, ૫૦૦ માંસપેશીઓ અને તેઓના ભિન્નભિન્નપ્રકારના અસંખ્ય આકારો તથા સન્ધિસ્થાનો અને એ બધાને સંયુક્ત કરનાર અનેક સ્નાયુબન્ધો વિગેરેની અનુપમ યોજના દ્વારા શરીરના પૃથક્પૃથક્ અવયવોને જે અનેક પ્રકારની ક્રિયા–ગતિ–અને ચલનવલન તથા બળ, પુષ્ટિ અને શક્તિ–સામર્થ્ય મળે છે, તે સર્વનો શાન્ત ચિત્તે વિચાર કરતાં આ શરીરના સ્થૂલ જેવા જણાતા સ્થાનોમાંથી પણ અનેક પ્રકારનું અદ્ભુત શિક્ષણ મળી શકે તેમ છે, એમ મુક્ત કંઠે સ્વિકારવું જ પડે છે.

ઉપર જણાવેલ બધા પદાર્થો ઉપરાંત–ચરબી, (fat) શ્લેષ્મપડો, ( mucas membrane ) અનેક પ્રકારના રસપડો ( Serous membrane ) તેમજ સંયોજક–તન્તુઓ ( connective tissues ) વિગેરે શરીરની અંદરના પદાર્થો પણ શરીરના સામાન્ય હીતની યોજનામાં અનેક પ્રકારે અગત્યનો જે ભાગ ભજવે છે તેની પણ અહિં માત્ર સામાન્ય નોંધ લઇ સંતોષ માનવો પડે છે. અસ્થિપિંજરની સાથે સંબંધ રાખનાર ઉપરોક્ત પદાર્થોનું અત્રે સામાન્ય વર્ણન કર્યા પછી હવે આપણે આપણી માંસપેશીઓની યોજના પર જરા વિચાર કરશું.

**૧૮ રૂધિરાભિસરણના અવયવો.** (ચિત્ર નં. ૩, ૪, ૫, ૬,) ગરદનની નીચેના ભાગથી છેક પુચ્છ પર્યન્તના ભાગને ધડ કહેવામાં આવે છે. આ ધડના પણ જુદાં જુદાં કારણોને લીધે, આગળના ભાગને છાતી અથવા ઉર, ઉદર અથવા પેટ, અને પેડુ એમ ત્રણ ભાગ પાડવામાં આવેલા છે. જ્યારે તેના પાછળના ભાગના અનુક્રમે, પીઠ, કમર, અને કાહું અથવા ઠાહું એમ ત્રણ ભાગ પાડવામાં આવેલા છે એ અગાઉ કહેવામાં આવેલ છે. આમાંથી ધડના છેક ઉપરના ભાગવાળા ઉંચ પ્રદેશમાં અને વાંસાની વચ્ચેનાં સ્થાનમાં, હૃદય અને ફેફસાં નામના રૂધિરાભિસરણના મુખ્ય બે અગત્યના આણાવયવો આવી રહેલાં છે. આ ઉપરાંત–આ છાતિના પ્રદેશમાં, શ્વાસનલિકા, કંઠનલિકા કે અન્નમાર્ગ અને રૂધિરાભિસરણના મહાન કાર્યમાં મુખ્યપણે ભાગ ભજવનાર કેટલીક મુખ્ય રક્ત વાહિનીઓનાં સ્થાનો ગોઠવવામાં આવેલાં છે. ઉરસ્થાનની અંદર, બન્ને ફેફસાંની વચ્ચોવચ્ચ, ઉરોસ્થિની નીચેના પ્રદેશમાં આપણું હૃદય આવી રહેલું છે. હૃદયનો આકાર સામાન્ય રીતે દરેક માણસની મૂઠી 'કેરી,' કેરીના આકારનો, જરા ડાબી તરફ વળેલો છે. ત્વચા અને માસના લોચાઓ તથા અન્દરના ભાગમાં સ્નાયુની રશીઓથી બનેલ, અંદરથી પોલવાળું છતાં એક વિચિત્ર રચનાયુક્ત આપણા હૃદયની આ માંસયન્ત્રી એવી તો આશ્ચર્યજનક રીતે ગુંથવામાં આવેલ છે કે આપણા જન્મની પ્રથમ પળથી આરંભી છેક જીંદગીના આખર સમય સુધી અર્થાત લગભગ એક સો અથવા તેથી પણ વધારે વર્ષો સુધી વગર વિશ્રાન્તિએ–પ્રતિક્ષણ તે–પોતાનું રૂધિરાભિસરણનું મહાન્ કાર્ય પોતાની સંકોચ વિકાશરૂપ ગતિદ્વારા–અવ્યાહત રીતે કર્યાજ કરે છે. એટલુંજ નહીં પણ આપણી વધતી જતી ઉમરના પ્રમાણમાં–વૃદ્ધિ–પોષણ અને રક્ષણ પણ સાથે સાથે પામી, આપણી શારીરિક દરેક જરૂરીયાતોને સ્વયં પહોંચી વળવા–સમર્થ બનતુંજ રહે છે, એ શું કાંઈ ઓછું આશ્ચર્યજનક છે ! ! !

**૧૯. આપણા હૃદયની જવનિકાઓ અને કર્ણિકાઓરૂપ ચાર ખંડો.** ( ચિત્ર નં. ૪, ૫, ૬, )— આપણા હૃદયના, ડાબો અને જમણો એવા બે મુખ્ય ભાગ છે અને તે બન્ને ભાગને મધ્યસ્થ પડદાથી વિભક્ત કરવામાં આવેલા છે. વળી એ ઉપરાત એ પ્રત્યેક ખંડના પાછા ઉપર અને નીચે એવા બબ્બે વિભાગ પાડવામાં આવેલા છે અને તેઓને ત્વચા અને માંસપેશીયુક્ત પડદાઓવડે પાછા વિભક્ત કરવામાં આવેલા છે. આ રીતે જોતાં જમણી તરફના હૃદયના બે ખંડ અને ડાબી તરફના હૃદયના બે ખંડ મળી કુલે ચાર ખંડો બનેલા છે. જમણી તરફના ઉપલા ખંડને જમણી જવનિકા ( R. Auricle ) અને નીચેના ભાગને જમણી કર્ણિકા કહેવામાં આવે છે. જ્યારે ડાબી તરફના ઉપલા ખંડને ( L Ventricle ) ડાબી જવનિકા અને નીચેના ખંડને ડાબી કર્ણિકા કહેવામાં આવે છે. અને બન્ને ભાગની જવનિકાઓને નીચેની કર્ણિકાઓ સાથે મધ્યસ્થ પડદાઓ અને તેની અંદરના અંકુશરૂપ રક્તાભિસરણદ્વારોથી ( Valve ) એવી રીતે સંયુક્ત કરી યોજવામાં આવેલા છે કે—પ્રત્યેક ખંડના ઉપલા ભાગનું રક્ત તેની નીચેના કર્ણિકારૂપ ખંડમાં—નિયમિત રીતે અંકુશમાં રહી અભિસરણ કરી શકે, અને ત્યાં જઇ નીચેના ખંડોમાંથી શરૂ થતી મુખ્ય મુખ્ય ધમનીઓ વાટે શરીરના સર્વ પ્રદેશોમાં ફેલાઇ તેજ શરીરના સર્વ પ્રદેશોમાથી એકત્ર થઇ પુનઃ અશુધ્ધ રક્તરૂપે હૃદયમાં આવી શકે.

**૨૦ રૂધિરાભિસરણ પ્રક્રિયા**—રક્તને ફેફસાંઓમાં વિશુદ્ધ થવા માટે મોકલવામાં આવે છે. જમણી તરફના હૃદયના ઉપલા ખંડમાં, શરીરના સર્વ પ્રદેશોમાથી એકત્ર વહેતું ઘેરા ભુરા રંગનું–અશુદ્ધ રક્ત, અનેક શાશઓ વાટે એકત્ર થાય છે, અને ત્યાંથી રક્તાભિસરણ–દ્વાર ( Valve ) વાટે નિયમિત રીતે જમણી તરફના નીચેના ખંડ–કર્ણિકામાં વહેવા લાગે છે. જ્યાં અમુક પ્રમાણમા એકત્ર થયા પછી હૃદયના અન્તઃસ્નાયુઓનાં સંકોચ વિકાશને આધીન થઇ આ નિચલા ખંડની સાથે સંબંધ રાખનાર મુખ્ય અશુદ્ધ રક્તવાહિની શીરાઓ વાટે બન્ને તરફનાં ફેફસાંઓમાં વિશુદ્ધિ અર્થે મોકલવામાં આવે છે, અને ત્યા ફેફસાઓમાં પ્રસરેલી અસંખ્ય સૂક્ષ્મ–રક્તવાહિનીઓ અને કેશવાહિનીઓમાં ફેલાઇ. ફેફસાંની અંદરની પ્રાણવાયુરૂપ–વિદ્યુતનીધિથી ભરેલી અસંખ્ય કોશીઓમાંના ઉષ્ણ–પ્રાણવાયુરૂપ–વિદ્યુતનીધિના સંઘર્ષણમાં આવી એકદમ લાલચોળ અને વિશુદ્ધ બની સ્વચ્છ અને શુદ્ધ રક્તરૂપે વિશુદ્ધ રક્તવાહિનીઓ દ્વારા બન્ને ફેફસાંઓમાથી એકત્ર થઇ ડાબી તરફના હૃદયના ઉપલા ખંડમાં વહેવા લાગે છે. ત્યાથી ડાબા હૃદયના અભિસરણદ્વાર ( Valve ) માર્ગે નીચેના ખંડમા નિયમીત રીતે ... થઇ તે સ્થાનમાંથી શરૂ થતી મુખ્ય ધમનીઓ ( Aorta ) અને વિશુદ્ધ–રક્તવાહિનીઓ દ્વારા શરીરના

મસ્તક, ઉદર, યકૃત, પ્લીહા, આન્ત્ર, શિશ્ન, ગુદા, હાથ, પગ, પેટ આદિ સર્વ પ્રદેશો તરફ એકદમ ધકેલવામાં આવે છે, અને શરીરના નખથી છેક શીખા પર્યન્તના ભાગોને રક્ષણ-પોષણ-શક્તિ-બળ તથા ઓજ આદિ અર્પવા માટે નાના મોટાં સર્વ સ્થળોમાં તે સરવા લાગે છે. સમગ્ર શરીરની અંદરના પ્રદેશોને આવી રીતે પોષણ આપવા માટે ફેલાયેલા વિશુદ્ધ-રક્તવાહિનીઓનાં અને સૂક્ષ્મકેશવાહિનીઓનાં ઝુંડો, તેમજ શરીરમાંના અસ્વચ્છ રક્તને સર્વ પ્રદેશોમાંથી એકત્ર કરી હૃદયના જમણા ભાગમાં એકત્ર કરનાર-અશુદ્ધ-રક્ત વાહિનીઓના પ્રવાહો, એક મોટા શહેરની અંદર જળને વહન કરી લઇ જનાર ( water pipes ) ( વોટર પાઇપ્સ ) જલસંવાહક નલિકાઓની માફક, સર્વત્ર પ્રસરી રહેલાં છે. આ નલિકાઓનાં મુખો બન્ને તરફના હૃદયના ખંડો સાથે યોજવામાં આવેલાં છેઃ શુદ્ધ રક્તવાહિનીઓ ડાબી તરફના હૃદયના ઉપલા તેમજ નીચેનાં ખંડોમાંથી શરૂ થઇ શરીરના છેક છેડેના આખરી ત્વચાના પ્રદેશ સુધી પ્રસરેલી છે, જ્યારે જ્યાં તેઓનો અન્ત આવે છે. ત્યાંથીજ તેઓની સાથે અશુદ્ધ રક્તવાહિનીઓ અને કેશવાહિનીઓના પ્રવાહો શરૂ થાય છે અને તે પ્રવાહોને લઇ જનાર શીરાઓ- શરીરના સર્વ પ્રદેશોમાંથી એકત્ર થઇ (शीरा धमन्यो नाभिस्थाः सर्वं व्याप्यस्थिताः तनुम् ॥ ) આખરે હૃદયના જમણા ભાગના ઉપલા ખંડમાં ખાલી થનાર મુખ્ય-શીરા સાથે, શરીરના જુદા જુદા પ્રદેશમાથી સંયુક્ત થઇ પોતપોતાની અંદરનું અશુદ્ધ રક્ત એકત્ર કરી ઠાલવે છે, અને તેવી રીતે એકત્ર થયેલું અશુદ્ધ રક્ત જમણા હૃદયના ઉપલા ખંડમાં એકત્ર થઇ, ત્યાંથી પાછું નીચેના ખંડમાં નિયમિત રીતે વહી ત્યાંથી શરૂ થતી રક્તવાહિનીઓ દ્વારા પુનઃ શુદ્ધ થવા માટે બન્ને ફેફસાંઓમાં પૂર્વવત્ ધકેલવામાં આવે છે. શુધ્ધ અને અશુધ્ધ રક્તવાહિનીઓના, બન્ને તરફના હૃદય અને તેના ખંડો સાથે, આવી રીતે સંયુક્ત થયેલા પ્રવાહોને અને હૃદય તથા ફેફસાંના સંયુક્ત કાર્યને લીધે, તેઓની અંદર વહેતા રૂધિરાભિસરણના ચક્રયુક્ત પ્રવાહની ક્રિયાને, આટલા માટે રૂધિરાભિસરણ પ્રક્રિયા ( Circulation of Blood ) એવું નામ આપવામાં આવેલ છે. જ્યારે હૃદય ફેફસાં તથા તેની સાથે સંબંધ ધરાવનાર સર્વ રક્તવાહિનીઓના સમગ્ર સમુદાયને રૂધિરાભિસરણના અવયવો ( Organs of circulation or Circulatory System ) એવું નામ આપવામાં આવેલું છે. ખોરાકદ્વારા લેવામા આવતા સર્વ રસોનું આન્તરડાંઓની અંદરથી શોષણ થયા પછી, અને રસરૂપે જમણા હૃદયમાં ગયા પછી ફેફસાંઓમાંના પ્રાણવાયુના સંસર્ગમાં આવ્યા પછી, વિશુધ્ધરૂપે બનતા રક્તના પ્રવાહને સમગ્ર શરીરના અવયવોનાં પોષણ માટે આવી રીતે નિરંતર શરીરમાં ફેલાવવામા આવે છે, અને તે દ્વારા આપણું આખું શરીર, બળ પુષ્ટિ, તુષ્ટિ, આરોગ્ય અને વૃધ્ધિ તથા વજન વિગેરે મેળવે છે. આટલા માટે રક્તને "જીવનરસ" કહીએ તો કાંઇપણ ખોટું નથી. ( ચિત્ર નં. ૬. )

૨૧ ઉરોદરપટલ ( ઉર અને ઉદરની વચ્ચેનો પડદો=Diaphram )—હૃદય અને ફેફસાંના ઉપર જણાવેલા કાર્યને અમુક અંશે સહાય આપવા માટે હૃદય અને ફેફસાં તથા પચનેન્દ્રિયના અવયવોની વચ્ચે ઉરોદર પટલ નામનો પડદો આવેલ છે. જેનો ઘુમટ ઉપરના પ્રાણાવયવ-હૃદય અને ફેફસાં તરફ વળેલો છે આ પડદામાનાં છિદ્રમાંથી ગળામાંથી શરૂ થતી-અન્નમાર્ગની નલિકા ( Œsophagus ) બહાર નીકળી નીચે આમાશય અથવા હોજરીના રૂપમા વિસ્તાર પામી પ્રસરેલી છે. ઉરોદરપટલ, ફેફસાંની અંદરના પ્રાણવાયુની શ્વાસ પ્રશ્વાસદ્વારા થતી ગતી તથા તેને આશ્રયે હૃદયની માંસ પેશીઓમાં થતા સંકોચ વિકાસાત્મક ફેરફારો, અને તેની આસપાસની માસપેશીઓ, પાંસળીઓ તથા હૃદયની અંદરના સ્નાયુઓની સ્થિતિસ્થાપક અવસ્થા તેમજ પ્રાણ-વિદ્યુતની ગતિ આદિ અનેક કારણોને લીધે-મુખ્ય રીતે આપણા પ્રાણાવયવરૂપ ફેફસાંઓ પોતાનું કાર્ય કરી રહેલ છે. ઉપર દર્શાવેલ સમગ્ર અવયવોની યોજના એમ દર્શાવે છે, કે હૃદયનું કાર્ય માત્ર રક્તના પ્રવાહને સુનિયમતી કરી-સમગ્ર શરીરના પ્રત્યેક પ્રદેશમાં ધકેલી, પહોંચાડવાનું છે. જ્યારે અશુદ્ધ બનેલા રક્તને સ્વચ્છ બનાવી-હૃદય અને તેની સાથે સંબંધ રાખનાર અવયવોને સ્વચ્છ-રક્ત પુરં પાડી-ગતિ આપી-અભિસરણ-ક્રિયામાં મુખ્ય રીતે સહાયભૂત થવાનું અત્યંત અગત્યનું અને મહત્વપૂર્ણ કાર્ય આપણા પ્રાણાવયવરૂપ ફેફસાંઓનું છે, અને તેટલાજ માટે આ પ્રાણાવયવરૂપ ફેફસાંઓને આપણા હૃદયની બન્ને તરફ તેને સમ્પૂર્ણ રીતે લપેટીને પોતાના મધ્યપ્રદેશ રૂપ હૃદયપ્રદેશમાં હૃદયને સુરક્ષિત રાખીને બહુજ યુક્તિપૂર્વક કેમ જાણે તેઓ બન્નેના સ્થાન આદિની યથાર્થ યોજના અને નિયુક્તિદ્વારાજ તેઓનું સંપૂર્ણ મહત્વ અને ગાઢીર્ય આદિ વગર બોલ્યે દર્શાવવાનો

પ્રયત્ન થયો હોય નહીં, તેવી રીતે તેઓ બંનેની સંકલના-જ્ઞાન અને યુક્તિપૂર્વક કુશળ હસ્તે કરવામાં આવેલી છે હૃદયની અંદરથી રક્તનો પ્રવાહ પ્રતિક્ષણ આવજા કર્યા કરે છે ઉઠતા-જાગતા, સુતા, બેસતા, ઉઠતા, દોડતા કે ગમે તેવું શારીરિક કે માનસિક કાર્ય કરતા હોઇએ-પણ તે તો નિરંતર પોતાનું કાર્ય અવ્યાહતપણે કર્યેજ જાય છે તેને માટે વિશ્રાન્તિનું સ્થાન નથી શરીરના બીજા બધા અવયવો જેમ સુખે આરામ લેતા હોય અને વિશ્રાન્તિ ભોગવતા હાય છે તે પ્રમાણે હૃદયના સંબંધમાં નથી તે તો બિચારૂં આપણા જીવન-પ્રવાહને નિરંતર વહેતો રાખવા માટે અવિશ્રાન્તપણે કાર્ય કર્યાજ કરે છે જન્મની પ્રથમ પળથી જ્યારે આપણા ફેફસાંઓનો સૌથી પ્રથમજ વાર વિકાશ કરી આપણે માતાના ગર્ભમાંથી બહાર આવી બાહ્ય-વાયુના શ્વાસ-પ્રશ્વાસ લેવા મુકવાનું કાર્ય શરૂ કર્યું ત્યારથી છેક આપણા જીવનની છેલ્લામાં છેલ્લી ઘડી સુધી આ આપણા પ્રાણાવયવરૂપ બન્ને અવયવો, હૃદય અને ફેફસા, કદી પણ સુખે વિશ્રાન્તિ ભોગવવાની તક લેતાજ નથી

૨૨ હૃદય અને ફેફસાંનું સંકોચવિકાશરૂપ સંયુક્ત-કાર્ય=ફેફસાંઓ પ્રત્યેક મિનીટે આશરે ૧૫ થી ૧૮ વાર સંકોચ વિકાશ પામે છે અર્થાત્ આપણે એક મીનીટની અંદર આશરે ૧૫ વખત શ્વાસ પ્રશ્વાસ લઇએ છીએ અને તેની ન્યૂનાધિક સંખ્યાના પ્રમાણમાં હૃદયની સંકોચ-વિકાશરૂપ ક્રિયા પ્રવર્તે છે આવી રીતે જોતા સંયુક્ત કાર્યને લીધે હૃદયની અંદરનું રક્ત મુખ્ય ધમની અને રક્ત વાહિનીઓ ( Aorta ) વાટે શરીરના સર્વ પ્રદેશમાં ફરવાનું શરૂ કરે છે હૃદયના એક વખતના સંકોચ વખતે, હૃદયની અંદરથી લગભગ બે આઉંસ જેટલો વિશુદ્ધ રક્તનો પ્રવાહ ધમનીઓમાં ધકેલવામાં આવે છે આ પ્રકારનું કાર્ય કરવા માટે જે કાંઇ શક્તિનો વ્યય કરવામાં આવે છે તે પણ કાંઇ ઓછો નથી આટલી બધી સૂક્ષ્મ મહત્વપૂર્ણ અને કળા કૌશલ્યના આગારરૂપ આપણા હૃદયની યોજના-માત્ર માંસપેશીઓ, ત્વચા અને સ્નાયુગ્રન્થીઓના સમ્મેલન દ્વારા કરવામાં આવેલી છે, અને તે છતા સો સો વર્ષ સુધી નિરંતર અવ્યાહતપણે આ અવયવો પોતાનું કાર્ય કર્યે જાય છે છતા કોઇપણ જાતની ક્ષતી ક્ષીણતા કે ઘસારાને પ્રાપ્ત નથી થતા, તેમ તેઓને કોઇપણ પ્રકારનું તેલ કે સ્નિગ્ધ પદાર્થ પુરો પાડવો નથી પડતો, એ શું ઓછા આશ્ચર્યની વાત છે ! હજારો અને લાખો રૂપીયાની પોલાદની મશીનરીઓ પણ વીશ કે પચીશ વર્ષના ઘસારાને આધીન થઇ નકામી બને છે, અથવા ઢીલી થઇ જાય છે અને કાઢી નાખવી પડે છે જ્યારે માત્ર અન્ન ફળ શાકમાંથી મેળવેલા કોમળ તત્વોથી બનેલ આ આપણાં હૃદય અને ફેફસાં રૂપી પ્રાણાવયવો આપણા શરીર તેમજ મનના શારીરિક તેમજ માનસિક સુખોને, યથાવત્ ટકાવી રાખવા ખાતર, સો સો વર્ષ પર્યન્ત, અવ્યાહતપણે અતિ મહત્વનું કાર્ય કર્યાજ જાય છે પરમપિતા પરમાત્માની અદ્ભુત રચનાનો અને આશ્ચર્યજનક કૃતિનો આ શું ઓછો પ્રભાવ છે ! આપણા જીવનના મુખ્ય આધારરૂપ એ બન્ને અવયવો આપણને અત્યન્ત અગત્યના હોવાથી તેઓને આપણા ઉરસ્થાનના હૈડી અસ્થિ અને વાંસની કરોડ રજ્જુના મણકાઓમાંથી નિકળેલી ૨૪ પાંસળીઓ તેમજ માંસપેશીઓ તથા ચરબીના તકીયાઓની વચ્ચે, અંદરના ભાગમાં, એવી તો સુંદર રીતે સુરક્ષિતપણે ગોઠવવામાં આવેલાં છે, કે બનતા સુધી બહારના કોઇપણ પ્રકારના આઘાતથી તેઓને કદી પણ એકાએક ઇજા થવા ન પામે. ઇશ્વરીય સર્વ યોજનાઓમાં સર્વજ્ઞ જ્ઞાન યુક્તિ અને હેતુ પૂર્વક જ પ્રવૃત્તિ થયેલી પ્રત્યક્ષ જણાય છે

૨૩ ઉરોદર પટલનું કાર્ય આ ઉરસ્થાનની નીચે અને ઉદર સ્થાનની અંદર આવેલા પચનેન્દ્રિયોના અવયવોના સમૂહની ઉપર, ઉર અને ઉદરની વચ્ચેના પડદારૂપ ઉરોદર પટલ નામનું ત્વચાનું ગોળ ઘુમટના આકાર જેવું પડ આવેલું છે, જે પોતાની સ્થિતિસ્થાપક અવસ્થાને લીધે ઉપરના ભાગમાં આવેલા બન્ને ફેફસા અને હૃદયને સંકોચ વિકાસરૂપ ગતિ આપવામાં તેમજ નીચેના ઉદર પ્રદેશમાં આવેલા હોજરી-આમાશય યકૃત પ્લિહા તેમજ સ્થૂલ અને લઘુઆન્ત્ર આદિ અવયવોને પણ ગતિ આપી ક્રિયાશીલ રાખવા માટે ઘણુંજ અગત્યનું કાર્ય બજાવે છે વળી મુખ પાસેથી શરૂ થતો અન્નનળ અને હૃદયની અન્દરથી શરીરના નીચેના ભાગ તરફ જતી શુદ્ધ રક્તવાહિનીઓ અને ઉપર તરફ આવતી શીરાઓ પણ આ પડમાં થઇ નીચેના પચનેન્દ્રિઓના પ્રદેશમાં અને અંગ પ્રત્યંગમાં પ્રસરે છે

૨૪ પચનેન્દ્રિયોના અવયવો (ચિત્ર નં. ૭ ૮, ૯, ૧૦) (Organs of Digestive System)
ઉરોદર પટલની નીચેના ઉદરના પ્રદેશમાં આપણા પચનેન્દ્રિયોના અવયવો આવેલા છે, જેમાં આમાશય યકૃત

હોજરી-યકૃત, પ્લીહા, કલોમ, ક્ષુદ્રમાન્ત્ર અને સ્થૂલાન્ત્ર આદિ અવયવોનો સમાવેશ થાય છે. આ ઉપરાંત મુખની અંદર પણ પાચનક્રિયાની અંદર મદદ કરનાર અવયવો છે. જેમાં દાંત, જીહ્વા, મુખની અંદરની કેટલીક સ્વાદુ-રસોત્પાદક-ગ્રન્થીઓ અને સ્વાદ-તન્તુઓ તથા મુખના નીચેના જડબાને ક્રિયામાં મુકી ચર્વણ-ક્રિયાને પ્રવર્તાવનાર ક્રિયા-તન્તુઓનાં અવયવો અને તેઓના સ્થાનો આવેલા છે. જેમાનું પ્રત્યેક અવયવ પોતપોતાનું કાર્ય યથાયોગ્ય રીતે બજાવે છે. મુખની અંદર ખાદ્ય પદાર્થોનું આગમન થતાની સાથેજ, દાંતની પંક્તિઓ અને તેની અંદરની દાઢો ચર્વણક્રિયાનું કાર્ય કરવા લાગી, ખાદ્ય પદાર્થોનો ચાવીને બારીક ભૂકો કરવા મંડી પડે છે. એકંદરે ઉપર અને નીચે મળી બત્રીશ દાંત (Teeth) મુખચક્કી ( Mouth-Mill ) રૂપે આપણા મોઢામા છે.

૨૫. જીહ્વા અથવા સ્વાદેન્દ્રિય કે રસના—જે રસવાહિનીઓ, સ્વાદ તન્તુઓની વિવિધ તન્તુગ્રન્થીઓ અને ક્રિયોતન્તુની ગ્રન્થીઓ તથા રસગ્રન્થીઓના સમુદાયરૂપ એક માંસલ અવયવ છે, તેનું કાર્ય મુખની અંદરના ચવાઇને માવા રૂપ થયેલ પદાર્થોને ક્રિયાતન્તુઓની સહાયતાથી મુખમાં આમતેમ ફેરવી, રસવાહિનીઓમાથી ઝરતા સ્વાદુ-રસ સાથે સંયુક્ત કરી, સ્નિગ્ધ બનાવવાનું અને તુરત સહેલાઇથી ગળી શકાય એવા અર્ધ-પ્રવાહી-રસાત્મક બનાવવાનું છે. જ્યારે જીહ્વાની અંદરના જુદાજુદા સ્થાનોમા આવેલા જુદાજુદા પ્રકારના સ્વાદ-તન્તુઓ વિવિધ પ્રકારના મધુર, અમ્લ, તિક્ત, કટુ, કષાય અને ક્ષાર આદિ સ્વાદોનું ગ્રહણ કરી રસાસ્વાદ મેળવે છે અને આખરે પદાર્થ જ્યારે બરાબર ચવાઇ ગળે ઉતારવા જેવો રસમય બને છે, ત્યારે ગળાની અંદરના ગળવાના તન્તુઓ, મુખમાના રસને ગળા વાટે અન્નમાર્ગમા ધકેલી, હોજરીમા રવાના કરે છે: પાચનક્રિયા માટેનું શરૂઆતનું આટલુ કાર્ય કરવા ઉપરાંત પણ, મુખની અંદરના આ જીહ્વા આદિ અવયવોના અન્ય પણ ઘણા મહત્વયુક્ત કાર્યો છે. મુખની અંદરના કંઠ, તાલુ, મુર્દ્ધા, દંત, ઓષ્ઠ આદિ સ્થાનો અને અવયવોને સ્પર્શ કરી જીહ્વાદ્વારા અનેક પ્રકારના શબ્દોચ્ચારણો થઇ શકે છે. કે જે શબ્દોને બહુજ બુદ્ધિમત્તાથી અને યુક્તિપૂર્વક ભાષાના રૂપમા ગોઠવવામા આવેલ છે: આ ભાષાને આપણી ઇચ્છા અનુસાર આપણા મનના વિવિધ પ્રકારના અનેક ભાવો, મનોન્તરગત વિચારો, સંકલ્પો કે લાગણીઓને વાણીદ્વારા દર્શાવવા માટે, તેમજ સંગીતાદિ ક્રિયામા ઉપયોગિ થવા માટે યોજવામાં આવેલ છે. અનેક પ્રકારના ચર્વ્ય, ચોષ્ય, લેહ્ય, પેય આદિ પદાર્થોનું રસાસ્વાદન કરવા ઉપરાંત, બાહ્યમાધૂર્યના રસાસ્વાદને પણ મનપસંદ રીતે પ્રકટ કરવાનું કાર્ય પણ આ આપણી જીહ્વા-ઇન્દ્રિય કરે છે. એટલા માટે તેને રસના ( *Organ of Taste* ) કહેવામા આવે છે.

૨૬. રસગ્રન્થીઓ—( Salivary Glands ) આ ઉપરાંત જીહ્વાની આસપાસ તેમજ મોઢાની અંદરના ભાગમાં તથા પેઢાઓની આસપાસ અને જીહ્વાના તળીઆના ભાગ પાસે સ્વાદુરસોત્પાદક અનેક રસગ્રન્થીઓ છે જેઓનું કાર્ય, ચર્વ્ય પદાર્થો સાથે મળી ગળાની અંદરથી પસાર થવા માટે ખાદ્ય પદાર્થોને પ્રવાહીરૂપ બનાવવાનું તેમજ પાચનક્રિયામા મદદરૂપ થવાનું છે એટલા માટે મુખની અંદરના પદાર્થોને ગળા નીચે ઉતારતાં પહેલાં, અથવા હોજરીમાં પહોંચાડવામા આવે તે પહેલાં, ખુબ ચાવી ચુસી રસ સાથે યથાવત મેળવી ઝીણો લાઇ જેવો કર્યા પછીજ ગળે ઉતારવા જોઇએ. ભોજનક્રિયા વખતે આ બાબત ખાસ ધ્યાનમા રાખવા જેવી છે. કારણ યથાવત્ ચવાયેલ પદાર્થોમાથીજ યથાવત્ રસ થઇ શકે છે, અને એવા રસમાથીજ સુંદર અને સારું રક્ત બન્ને છે કે જે રક્ત પરિણામે સમગ્ર શરીરને પોષણ આપવાનું કાર્ય કરે છે. આટલા વાસ્તે ચર્વણ-ક્રિયા અને રસસંમિશ્રણ તથા સ્વાદન-ક્રિયા, એ પાચનક્રિયામા સૌથી અગત્યનો ભાગ બજાવે છે, અને એટલા માટે આ અવયવોને-મુખના ઉચ્ચસ્થાનમાં યોજવામા આવેલા છે વળી આ ઉપરાંત-પચનેન્દ્રિયના જુદા જુદા અવયવોમા ભિન્નભિન્ન પ્રકારનાં પાંચ રસો પેદા થાય છે જે મુખ્ય રીતે પાચ પ્રકારના ખાદ્ય પદાર્થોને પચાવવામાં જુદી જુદી રીતે મદદ કરે છે.

૨૭. પાંચ પ્રકારના રસો અને પાચનક્રિયા—ઉપર જણાવેલા પાંચ પ્રકારના રસોમા મુખની અંદરનો સ્વાદુરસ ( Saliva ) હોજરીની અંદરનો રસ. ( Stomachic juice ) પિત્તાશયની અંદરનો પિત્તરસ. ( Bile ),

ક્લોમની અંદરનો સ્વાદુરસ. ( *Pancreatic Juice* ) અને પાચમો આંતરડાની અંદરનો આન્ત્રરસ ( Intestinal Juice) એમ પાંચ જુદા જુદા રસો છે. આપણા ખોરાકની અંદરના સ્ટાર્ચ-ચરબી ક્ષાર અને સાકર આદિ પાચ પ્રકારના પદાર્થોપર જુદા જુદા પ્રકારની ક્રિયા કરી તેઓને પચાવવાનું કાર્ય આ રસો કરે છે. અન્નમાર્ગમા થઇ ખોરાક હોજરીમા દાખલ થાય છે. ત્યા કેટલોક વખત રહ્યા પછી ખાધેલા બધા પદાર્થોનો એક પેસ્ટ અર્થાત્ લાઇ જેવો રસ તૈયાર થઇ જાય છે હોજરીમાથી ઝરતો રસ પણ આ ખોરાક સાથે મળી પાચનક્રિયામા-સહાયભૂત થાય છે, જ્યારે ખોરાક બરાબર લાઇ જેવો એક રસ બની તૈયાર બને છે, ત્યારે આખરે હોજરીનું મુખ (Duoodinum) ખુલ્લું થતા તે આતરડામા દાખલ થવા માટે ધીમે ધીમે આગળ ધકેલાવા લાગે છે.

૨૮-૨૯. યકૃત-પ્લીહા અને ક્લોમ આદિ અવયવો—આગળ ચાલતા-એ લાઇ જેવા રસની સાથે યકૃત અને પિત્તાશયની અંદરનો પિત્તરસ પિતવાહિનીદ્વારા તથા ક્લોમની અંદરનો સ્વાદુરસ સ્વાદુરસ-સંવાહિનીદ્વારા સંયુક્ત થઇ નાના આતરડામાં આગળ વહેવા લાગે છે, અને આંતરડાઓની અંદરનો આન્ત્રરસ પણ તે બધા રસાત્મક ખોરાકની સાથે મિશ્ર થઇ પાચન ક્રિયામા મદદરૂપ બને છે. આવી રીતે આન્તરડાઓમાં વહેતા રસમાથી આંતરડાની અંદરના રસશોષક ગ્રન્થીઓ (વીલીઓ) ધીરે ધીરે રસ ચુસવા લાગે છે અને એવી રીતે ચુસાયેલો રસ એકત્ર થઇ એક ખાસ રસસંવાહિની દ્વારા જમણી તરફના હૃદયના ઉપલા ખંડમા શરીરસ્થ અશુધ્ધ રક્તના પ્રવાહ સાથે ખાલી કરવામા આવે છે. ત્યાથી જમણી તરફના નીચેના ખંડમા દાખલ થઇ અશુધ્ધ રક્તવાહિનીદ્વારા ફેફસાઓમા વિશુધ્ધ થવા માટે દાખલ થઇ, સ્વચ્છ બની ડાબી તરફના હૃદયના ઉપલા ખંડમા પૂર્ણ શુધ્ધ રક્ત સ્વરૂપે દાખલ થઇ, નીચેના ખંડમાંની શુધ્ધ-રક્તને વહન કરનારી-મુખ્ય-ધમનીઓદ્વારા શરીરના સર્વ અંગોના પોષણ રક્ષણ અને સંવૃધ્ધિ માટે સર્વત્ર ફેલાઇ ઉપયોગી બને છે

૩૦. સૂક્ષ્મ-અને સ્થૂલાન્ત્ર (Small Intestines and Large Intestines) મા ઉપર પ્રમાણે રસની ચોષણ શોષણ અને સંમિશ્રણરૂપ ક્રિયા, જેને પાચન ક્રિયા કહેવામા આવે છે તે મુખ્ય અંશે પ્રવર્તે છે. જ્યારે સૂક્ષ્મ આતરડાઓની અંદરથી ચુસવામા આવેલ રસ ઉપરાતના બાકી વધેલા સ્થૂલ અંશોરૂપ-શરીરને અનુપયોગી પદાર્થો નાના આન્તરડાઓમાથી ધકેલાઇ સ્થૂલ આન્ત્રમાં દાખલ થાય છે, અને ત્યા પણ બાકી રહેલા રસનું કેટલેક અંશે શોષણ થયા પછી મળરૂપે એ બધા પદાર્થોમાંથી નિરૂપયોગી થયેલ સ્થૂલ અંશો, આખરે ગુદાદ્વારથી બહાર ફેંકવામા આવે છે. આવી રીતે વિચાર કરતા આપણા મુખથી આરભી છેક ગુદા પર્યન્તના એકજ આતરણાના નાના મોટા પ્રદેશોથી બનેલા અન્નમાર્ગના નળરૂપ ( Alimentary Canal ) અવયવની લંબાઇ લગભગ ૩૦ થી ૩૨ ફીટ થવા જાય છે વળી ઉદરની આસપાસની નસ અને મૃદુ ભાગની માસ પેશીઓમા, શ્વાસ પ્રશ્વાસને લીધે થતી ઉપર નીચેની ગતિથી આન્તરડાઓમા પણ એક પ્રકારની મોજાંરૂપ ગતિ પેદા થાય છે, જે પાચન-ક્રિયામાં મદદરૂપ બને છે.

૩૧. ગુરદા અથવા મૂત્રપિંડ (Kidneys) આ ઉપરાત છેક ઉદરની પાછળના કટિ પ્રદેશના ભાગમા ગુરદા નામના બે અવયવો આવેલા છે. જે આસપાસ ચરબીથી છવાયેલા પ્રદેશમાં ડુબેલા રહે છે. જ્યારે તેઓનું મુખ્ય કાર્ય-શરીરસ્થ રસમય પદાર્થોની અંદરના ઝેરી અને શરીરને અનુપયોગિ હોય તેવા પ્રવાહિ અંશને એકત્ર કરી રસરૂપે પોતાની સંવાહિનીઓદ્વારા મૂત્રાશયમા ધકેલવાનું છે. ( જુઓ ચિત્ર નં. ૨૧ )

૩૨. મળમૂત્રોત્સર્ગના અવયવો—*Organs of Excrestion & Reproduction.* મૂત્રાશય—( Bladder ) પેડુના આગળના ભાગમાં મૂત્રાશય, તેની પાછળના ભાગમા પુરૂષનું. વીર્યાશય, અને તેની સાથેની વીર્ય-સંવાહિની-નાડીઓ, મૂત્રસંવાહિની-નલિકાઓ કામસલિલોત્પાદક પિંડ (Cowpers Gland) આદિ અવયવો આવી રહેલા છે અને તેની છેક પાછળના ભાગમા મોટાં આન્તરડાના છેડા રૂપ ગુદાનું અવયવ આવેલું છે. જ્યારે સ્ત્રીવર્ગનું ગર્ભાશય અને રજોત્પાદકપિંડ, ગર્ભસંવાહિની-નલિકાઓ અને યોનિ તથા સ્ત્રી અંડકોષો આદિ નાના મોટાં અવયવો પણ ઉપર પ્રમાણેજ મૂત્રાશય-અને ગુદાના પ્રદેશની

[1] જ આવી રહેલા છે. આરોગ્ય વાસ્તે-મળ કે મૂત્રના વેગને કદી પણ રોકવા નહિં જોઇએ, એ સહજ સમજાશે

કારણ, તેમ કરવાથી તે તે આશયોમાં રોગ થવાનો સંભવ છે. એટલુંજ નહી પણ ગર્ભાશય કે વીર્યાશયના આસપાસના અવયવોમાં પણ સ્હટું સ્થાથી નુકશાન મળ અને મૂત્રનો અવરોધ કરવાથી થાય છે. (જુઓ ચિત્ર નં. ૧૨-૧૩)

૩૩ જનનેન્દ્રિયના અવયવો—સ્ત્રી વર્ગના જનનેન્દ્રિયના અવયવો જ્યારે મુખ્ય અંશે-સ્ત્રી શરીરના અન્તઃપ્રદેશમા—પેડુના સ્થાનમા આવેલા છે ત્યારે પુરૂષની જનનેન્દ્રિયના, શિશ્ન વૃષણથેલી તથા અંડકોષો વિગેરે અવયવો, પેડુની બરાબર નીચે-બન્ને સાથળના મધ્યભાગમા બહાર-વ્યક્ત સ્વરૂપે સંસ્થાપિત કરવામાં આવેલા છે. સ્ત્રી અને પુરૂષની જનનેન્દ્રિયોના અવયવો સંબંધી વિશેષ વર્ણન આગળના પ્રકરણમાં યથા આવશ્યકતા આપવામા આવશે તેથી અત્રે તો માત્ર તેનો સામાન્ય નિર્દેશજ કરવામાં આવેલ છે. ( જુઓ ચિત્ર નં. ૧૪-૧૫ )

૩૪ જ્ઞાનતન્તુ અને ક્રિયાતન્તુઓના યુગ્મો—સમગ્ર શરીરની અંદરના ઉપર જણાવ્યા પ્રમાણેના પ્રત્યેક બાહ્ય અંગ પ્રત્યંગને તેમજ તેની અંદરના અવયવોને પણ જ્ઞાન ગતિ અને ક્રિયા વિગેરેમા મુકવા માટે જ્ઞાનતન્તુ અને ક્રિયાતન્તુઓના સમુદાય આત્મક ૩૧ યુગ્મો, મગજના તળીયામાથી નિકળતી કરોડ રજ્જુની શાખા રૂપે બરડાની કરોડના પ્રત્યેક મણકાની વચ્ચમાથી નીકળી શરીરની બન્ને તરફ ફેલાયલ છે. આ એકત્રીશ યુગ્મોને આધીન રહી, મસ્તકની નીચેના ધડની અંદરના, શરીરના સર્વ અવયવો પોત પોતાનું કાર્ય કર્યે જાય છે, અને પોષણ તથા સંવૃદ્ધિ પામ્યે જાય છે, જ્યારે શરીરના બધા સ્થૂળ અવયવો અને તેને નિયમમા રાખી ચલાવનાર, આ એકત્રીશ તન્તુઓને પણ વશમા રાખી કાર્ય કરનાર કે ચલાવનાર આપણા મગજની અંદરના માનસિક અવયવો ( Phreno-centres ) છે, જે મગજના તળીયાના ભાગમા અને પ્રાણગ્રન્થીવાળા પ્રદેશની આસપાસના તન્તુસ્થાનોમાં આવી રહેલા છે ( જુઓ ચિત્ર નં. ૧૬-૧૭ )

૩૫ કરોડ રજ્જુ **Spinal Cord**—મગજના તળીયામાંની-પ્રાણગ્રન્થી ( Pons Varoli ) નામની ગ્રન્થીના નીચેના ભાગરૂપ કરોડ-રજ્જુની મૂળરૂપ ગ્રન્થી (Medulla oblongata) માથી શરૂ થઇ કરોડ-રજ્જુ ( Spinal cord ) નામનું જ્ઞાનતન્તુ અને ક્રિયાતન્તુઓના અનેક પ્રવાહોના સંયુક્ત સ્વરૂપવાળું, તંતુમય રજ્જુ, ગ્રીવામા થઇ કરોડના મણકાઓની વચમાથી પસાર થાય છે. આ કરોડ રજ્જુમાથી નિકળતા ઉપર જણાવ્યા પ્રમાણેના ૩૧ તન્તુઓના યુગ્મો જે બરડાની કરોડમાથી બન્ને તરફ પ્રસરેલા છે, તેમાનો દરેક તન્તુ-જ્ઞાન-તન્તુ અને ક્રિયા-તન્તુના સંયુક્ત-યુગ્મ સહિત, કરોડ રજ્જુમાથી બહાર નિકળે છે, આ યુગ્મના આગળના ભાગમા ક્રિયા તન્તુ અને પાછળના ભાગમા જ્ઞાનતન્તુઓના પ્રવાહો આવેલા છે દરેક તન્તુ ભૂરા રંગની તન્તુ ગ્રન્થી-જેને ( Sympathetic Ganglion ) અથવા સહાયકારક-તન્તુગ્રન્થી કહેવામા આવે છે, તેમા થઇ નીકળે છે ક્રિયાતન્તુઓના મૂળ પણ જ્ઞાનતન્તુઓના મૂળ સાથેજ લાગેલા હોય છે આવા સાત તન્તુયુગ્મો-કરોડ રજ્જુના ગ્રીવાના સ્થાનમાથી નિકળે છે, તેને ગ્રીવા-તન્તુઓ ( Cervical Nerves ) કહેવામા આવે છે. ત્યાર પછીના બીજા બાર તન્તુ યુગ્મો જે પીઠના ભાગમાથી નીકળે છે તેને કોઠાના-તન્તુઓ ( **Dorsal Nerves** ) કહેવામા આવે છે જ્યારે ત્યાર પછીના કટિ પ્રદેશના પાચ મણકાઓમાથી જે પાચ તન્તુઓ નિકળે તેને કટિ-તન્તુઓ ( **Lumber Nerves** ) કહેવામા આવે છે અને ત્યાર પછીના પાચને જંઘા-સ્થાનીય તન્તુ-યુગ્મો ( Sacral Nerves ) કહેવામા આવે છે, જ્યારે છેક છેલ્લા તન્તુ યુગ્મને પુચ્છસ્થ ( Coccygeal ) કહેવામા આવે છે. ઉપર પ્રમાણે કુલ એકત્રીશ તન્તુઓના યુગ્મો ધડની અંદરના સર્વ અવયવોને-જ્ઞાન ગતિ અને ક્રિયા આદિ આપવા માટે આપણા શરીર યન્ત્રમા ફેલાવવામા આવેલા છે

૩૬ સહાનુભૂતિ-પ્રદર્શક-તન્તુઓની ગ્રન્થીમાળા—( Sympathetic-Nervous-System ) આ ઉપરાંત મગજના તળીયાના પ્રદેશથી આરંભી-છેક-ધડની અંદરના હૃદય, ફેફસા, હોજરી, યકૃત, પ્લીહા અને પચનેન્દ્રિયોના અન્ય અવયવો તેમજ જનનેન્દ્રિયોના અવયવો વિગેરેને વિંટાળી, છેક પુચ્છ સુધીના ભાગ સુધી બન્ને તરફ, માળાની માફક સ્થિત થયેલ, એક સહાનુભૂતિ-પ્રદર્શક-તન્તુ-ગ્રન્થીમાળા આવી રહેલ છે, જે શરીરના આન્તરીય સર્વ અવયવોના કાર્યને પોતાની સ્વતંત્ર રીતે-સ્વૈચ્છિકપણે અનેક રીતે સહાયભૂત થવાનું અતિ

| પ્રચનેન્દ્રિયાનાં અવયવો. | ORGANS OF DIGESTIVE SYSTEM. |
|---|---|

ચિત્ર નં. ૭.



૧. મુખ, દાન્ત, જીભ આદિ

૨. જરી અથવા આમાશય

૩. નાશય

૪. સૂક્ષ્માન્ત્ર ( નાનાં આંતરડાં )

૫, ૬, ૭. } સ્થૂલાન્ત્ર (મોટું આંતરડું)

ચિત્ર નં. ૮ યકૃત્ અર્થાત્ કલેજુ.



૧ થી ૪ યકૃતની ગ્રન્થીઓ, ૫ પિત્તાશય, ૬ ૭. ૮. યકૃત વાહિનીઓ.

ચિત્ર નં. ૯ યકૃત-પ્લીહાધરા અને સ્વાદુપિન્ડ.



ચિત્ર ન. ૧૦ સ્થૂલ અને સૂક્ષ્મઆન્ત્ર.



૧, ૨, ૩ રક્તવાહિનીઓ ૪ સ્વાદુપિંડ. ગુદા-પ્રદેશ

ચિત્ર નં. ૧૧. ગુરદા (Kidneys.)



a b } ગુરદા. (Kidneys)
c d }

e f
g
h } રક્તવાહિનીઓ.
i

k l. મૂત્રવાહિનીઓ.

m મૂત્રાશય.

s o. બન્ને તરફનાં વૃષણ.

v. p વીર્યવાહિનીઓ.

q.
w. } વીર્યાશય.
x.

z. a. b. d. મૂત્રવાહિની

t. u. વૃષણ થેલી

ચિત્ર નં. ૧૨ મૂત્રાશય. The Blad

સામ્યાવસ્થા યુક્ત ચિત્ર. | વિકૃત દશા નં.



A. મૂત્રાશય. B સ્થુલાન્ત્ર

C. વીર્યવાહિની. D. વીર્યાશય.

E. વીર્યવાહિનીઓ F. મૂત્રવાહિની.

G. શિશ્ન.

ચિત્ર નં. ૧૩ મૂત્રાશય. (પાછળનો દેખાવ



વિ. વીર્યાશય વીર્યવાહિનીઓ

C. & P. કામસલિલોત્પાદક પિંડ

शुक्रवहानां स्रोतसां वृषणौ मूलं शेफश्च ॥

ચિત્ર નં. ૧૪  વૃષણ.  The Testis.



**વૃષણ અને વીર્યગ્રન્થીઓ તથા વીર્યવાહિનીઓ.**

A, B, C, D } વીર્યવાહિનીઓ.

E, F, G, H } વીર્યવાહિની-ગ્રન્થીમાળ.

I, J, M } વીર્યોત્પાદક ગ્રન્થીઓ.

ચિત્ર નં. ૧૫.
कोऽस्मिन् वीर्य्यमदधात् "तन्तुरातायतामिति ॥




**પુરૂષની જનનેંદ્રિયના અવયવો.**

(બાજુનો દેખાવ.)

૧. મૂત્રાશય.

૨ પ્રોસ્ટેટ ગ્લાંડ કામસલિલોત્પાદક પિંડ.

૩. મૂત્રવાહિની

૪. વીર્યવાહિની.

૫, ૬ } કામસલિલોત્પાદક પિંડ. (Cowper s Gland)

૭ વૃષણ થેલી (Scrotum)

૮. શિશ્ન (Generative male organ)

૯. પુષ્પ (શિશ્ન શિર.)

## ૧૬. મસ્તક અનુમસ્તક અને કરોડ રજ્જુ તથા તેની શાખાઓ.

પ્રાણાગાર અથવા જ્ઞાનતન્તુ અને ક્રિયા તન્તુઓનાં પ્રવાહોના મૂળરૂપ પ્રાણાવયવોના સમૂહનું દર્શન.



कोऽस्मिन प्राणमवयत् कोऽपानं व्यानमु
समानमस्मिन को देवो अधिशिश्राय पुरुषे॥ अथर्ववेद

પ્રાણ અપાન વ્યાન ઉદાન અને સમાન આદિ પ્રાણોની યોજના આ પુરુષની અંદર કોણે કરી છે?

## ૧૭. કરોડ રજ્જુ અને તેના. અંદરની શાખા પ્રશાખાઓ

प्राणाः प्राणभृतां यत्र श्रिताः सर्वेन्द्रिया
यदुत्तमांगमङ्गानां शिरस्तदभिधीयते



સાથે ખાસ સંબંધ રાખે છે તેથી તેને ચર્વણ તન્તુ પણ કહેવામાં આવે છે. તેનો સબંધ મુખના અવયવો સાથે વિશેષ છે આ તન્તુ મગજની અંદરના બારે યુગ્મોમાં, લંબાઇમાં સૌથી મોટામાં મોટો છે (જુઓ ચિત્ર નં. ૨૩)

૭ મા નંબરનો તન્તુ મુખાભિગામિ તન્તુ (Facial nerve) છે

૮ મા નંબરનો તન્તુ પાંચમાની માફક જ જ્ઞાન તેમજ ક્રિયા બન્ને પ્રકારના કાર્ય કરવા માટે યોજાયેલ છે અને તે ખાસ કરી સાંભળવાનું કાર્ય કરે છે જેથી તેને શ્રવણ-તન્તુ (Cochlear Nerve) કહેવામાં આવે છે. આ તન્તુ કરોડરજ્જુના મૂળ ભાગ (Medulla Oblongata) ના પાછળના પ્રદેશમાંથી શરૂ થઇ શંખાસ્થિમાં થઇ સ્થૂલ કર્ણના અન્તર પ્રદેશમાં પ્રવેશ કરે છે જ્યારે તેની બીજી શાખા કર્ણના અન્તર પ્રદેશ સાથે સંબંધ ધરાવે છે

૯ મા નંબરનો તન્તુ પણ એક મિશ્રતન્તુ છે જે દરેક બાજુ તરફ ત્રણ પ્રકારે વિભક્ત થયેલ છે તેની શાખાના ઉપલા બે પ્રવાહો કરોડરજ્જુની બાજુમાંથી, અને છેલ્લો પણ તેજ સ્થાન તથા ગ્રીવા પાસેના ગળાના સ્થાનમાંથી નીકળી કંઠમાં જઇ પહોંચે છે આથી પ્રથમની શાખાવાળો તન્તુ 'કંઠ્ય' કહેવાય છે જે જ્ઞાનતન્તુ છે કારણ કે તે જીભના મૂલ ભાગ કંઠ અને તેની આસપાસના સ્થાન તથા શ્લેષ્મપડ, મૃદુ તાલુ વિગેરે સ્થાનો તરફ પ્રસરેલો છે તેમજ તે રસજ્ઞાનને પણ કેટલેક અંશે ઉત્પન્ન કરે છે આ તન્તુને અંગ્રેજીમાં સ્વાદ તન્તુ (Glosopharyngial Nerve) કહેવામાં આવે છે

૧૦ મા નંબરનો તન્તુયુગ્મ—(Vagus or Pneumogastric) નામનો તન્તુ છે જે પ્રાણગ્રન્થિની પાછળની ચતુર્થ જવનિકાના પ્રદેશમાંથી શરૂ થાય છે તેનો સબંધ હૃદય તથા ફેફસાં, કંઠ હોજરી ગળુ, આન્તરડાં યકૃત, પ્લીહા આદિ અવયવો સાથે છે તેથી તેને હૃદય કુક્ષ્યાભિગામિ એવુ નામ આપવામાં આવેલ છે

અગિયારમા નંબરનું તન્તુજાળ—(Spinal Accessory) સહાનુભૂતિ પ્રદર્શક તન્તુમાળ—જે શરીરના ડાબા અને જમણા બન્ને પડખાઓમાં કરોડરજ્જુની બન્ને તરફ છેક પુચ્છ સુધી વિસ્તરાઇ રહેલ છે નંબર દશવાળા તન્તુ સાથે આ તન્તુમાળનો ખાસ ઘનિષ્ઠ સંબંધ છે

૧૨ મા નંબરનો જીહ્વા સંચાલક તન્તુ—(Hypoglossal Nerve)—જે કરોડરજ્જુના મૂળ ગ્રન્થિરૂપ પ્રદેશના અગ્રસ્થાનમાંથી નિકળે છે, તેનુ ખરૂ મૂળ મગજની ચતુર્થ જવનિકામાંથી શરૂ થાય છે આ તન્તુ જીભના અધોભાગને ગતિ આપે છે તેથી તેનું નામ જીહ્વાધ અથવા જીહ્વાસંચાલકતન્તુ રાખવામાં આવેલ છે

ઉપર જણાવ્યા પ્રમાણે બારતન્તુ યુગ્મોમાંથી માત્ર પ્રાણતન્તુ, દર્શનતન્તુ અને શ્રવણતન્તુ સિવાયના તન્તુઓ (Sympathetic Nerves) સહાનુભૂતિ પ્રદર્શકતન્તુમાળ સાથે પણ સંયુક્ત સંબંધ ધરાવે છે. જ્યારે એ બધા તન્તુઓના ઉંડા મૂળ-મસ્તકની અન્દરના ચતુર્થજવનિકારૂપ, મગજની અંદરના રસથી ભરેલા ખાલી પ્રદેશ (fourth ventricle) માંથી શરૂ થાય છે ઉપરના બધા તન્તુઓના મુખ્ય મુખ્ય અવયવો સાથે કેટલો નજદીકનો સંબંધ ધરાવે છે, તે આપણને માત્ર ઉપરના ટુંક વર્ણનથી વિશેષ સ્પષ્ટ થાય છે

૩૮ પ્રાણગ્રન્થી—(Pons Varoli) મસ્તકનો અત્યન્ત અગત્યનો આ પ્રદેશ છે કે જ્યાં ઉપરના મોટા મસ્તકની અન્દરના અસંખ્ય તન્તુઓના પ્રવાહો-તેમજ પાછળના અનુમસ્તક અને નીચેની કરોડરજ્જુની અંદ પ્રવાહોના અસંખ્ય તન્તુઓ એકત્ર થઇ શરીર તેમજ મગજના સ્થાનમાં જુદી જુદી રીતે પ્રસરેલા છે આટલા

માટે આ સ્થાનને પ્રાણગ્રન્થી કહેવામા આવે છે કારણ શરીર તેમ મસ્તકની અંદરના બધા પ્રદેશોના પ્રાણરૂપ સર્વ તન્તુઓથી સંગ્રથિત કરવામા આવેલ આ એક મગજની અંદરની સૌથી મોટામા મોટી અને અત્યન્ત અગત્યની ગ્રન્થી છે જેને મસ્તકના તળીયાના મધ્ય પ્રદેશમા યથાયોગ્ય સ્થાનમા એવી તો સુંદર રીતે સુસ્થાપિત કરવામા આવેલ છે કે ત્યા કદી પણ ભાગ્યેજ કોઇ પણ પ્રકારની ઇજા કે આઘાતને પહોચવાના બહુજ ઓછા સંભવો છે.

૭. આપણુ મસ્તક (The Brain) હવે સૌથી છેલ્લું પણ અગત્યતાની અંદર સર્વથી પહેલા નંબરનું અને આખા વિશ્વની અંદરના પ્રાકૃતિક પદાર્થોમા સર્વથી ઉત્તમ તેમ સર્વથી શ્રેષ્ઠ અને અત્યંત આશ્ચર્યમય રચનાયુક્ત-આપણુ મસ્તક છે આ મસ્તકને આપણી ખોપરીની અંદર બહુજ સુરક્ષિતપણે ગોઠવવામા આવેલ છે. ખોપરીના ગોળ અને મજબુત આઠ અસ્થિઓ તેમજ તે પરના વાળ તેના સર્વ પ્રદેશોનુ યથાયોગ્ય રીતે રક્ષણ કરે છે આ અસ્થિઓને જે સ્થાનમા સંયુક્ત કરવામાં આવેલા છે તે સંયોગસ્થાનોને (Sutures) ગ્રન્થિસૂત્રો તરીકે ઓળખવામા આવે છે આ સ્થાનોમા મસ્તકની ખોપરીના અસ્થિઓને એવી તો મજબુત અને આશ્ચર્યકારક યોજનાથી સીવવામા કે સંયુક્ત કરવામા આવેલા છે કે, તેઓ આમથી તેમ જરા પણ ખસી કે દબાઇ ન શકે અને ઘણો તેટલો ભાર પણ ઘણી સહેલાઇથી વહન કરી શકે આ ખોપરીની અંદરના મુખ્ય અવયવને મસ્તક અથવા પ્રાણાગાર કહેવામા આવે છે કારણ—

प्राणा प्राणभृता यत्र स्थिता सर्वेन्द्रियाणि च
यदुत्तमाङ्गमङ्गाना शिरस्तदभिधीयते ॥ चरक

પ્રાણને ધારણ કરનાર પ્રાણી માત્રના પ્રાણોનો સમુદાય-તેમજ સર્વ ઇન્દ્રિયોને જ્ઞાનશક્તિ અને ક્રિયા વિગેરે આપનાર પ્રાણતન્તુઓના સમુદાયો પણ આ ઉત્તમાંગની અંદરજ સમ્યક્ પ્રકારે સંગ્રથિત કરી એકત્ર કરવામા આવેલા છે એટલા માટે તેને સર્વ અંગોમા ઉત્તમાંગ કહેવામા આવે છે માનવ શરીરની અંદર પણ પરમ પિતાએ એટલાજ માટે તેને સર્વથી ઉચ્ચ અને ઉત્કૃષ્ટ સ્થાનમા સર્વની ઉપર-સુસ્થાપિત કરેલ છે વિશ્વની પ્રાકૃતિક બધી રચનામા મસ્તકનો દરજ્જો સર્વથી શ્રેષ્ઠ છે એટલુંજ નહીં પણ જડ જગતની અંદરના મહાન્ પદાર્થ સૂર્યના કરતા પણ તેનુ મહત્વ અધિક છે

આપવામાં આવેલાં છે જ્યારે દિશા પ્રમાણે-મગજના જુદા જુદા ભાગોનાં નામો નીચે પ્રમાણે છે. મગજના જુદા જુદા ભાગોને પાંચ કે છ લોચા રૂપે સામાન્ય રીતે ઓળખાવવામાં આવે છે. મુખ્ય રીતે-ડાબા અને જમણા બે ભાગોનું વર્ણન' અગાઉ આપવામાં આવેલું છે-તે બન્ને ભાગો મગજનાં મધ્ય સન્ધીસ્થાન ( Corpus Callosum ) માં એકત્ર થાય છે, જ્યાં બન્ને તરફના ભાગોના તન્તુઓ-એકબીજામાંથી સમૂહરૂપે સંયુક્ત થઇ પસાર થાય છે. જ્યારે વધારે સુગમતા માટે આ બન્ને તરફના ભાગોના પણ પાછા નાના નાના વિભાગો પાડવામાં આવેલા છે; એને લોચાઓ કહેવામાં આવે છે.

૧ પ્રથમના અગાડીના ભાગના લોચાને—અગ્ર લોબ, ( Frontal lobe )

૨ છેક મગજના પાછળના ભાગના લોચાને—પશ્ચિમ લોબ, ( Occipital lobe )

૩ છેક ઉપરના ભાગના લોચાને—પાર્શ્વ લોબ, ( Parietal lobe )

૪ બન્ને કાનની આસપાસના પ્રદેશના લોચાને—લમણાના લોચા ( Temporal lobes )

૫ મગજના તળીયાના મધ્ય ભાગના લોચાને—મધ્ય લોબ, ( Central lobe )

એમ જુદાં જુદા નામો સગવડ અને વ્યવસ્થાપૂર્વક અભ્યાસ કરવા માટે આપવામાં આવેલાં છે. જ્યારે ઉપર જણાવેલા દરેક લોચાના પાછા વળી નાના નાના ઉપભાગો પાડવામાં આવેલા છે. અને તેઓનાં સ્થાન, આકાર, કદ વિગેરેને અનુસરી તેઓનાં પણ જુદા જુદા નામો રાખવામાં આવેલા છે.

૪૨. મસ્તકનાં ગુંચળાંઓ—( Convolutions of the Brain )—

૧ અગ્ર લોબ ( Frontal lobe ) માં ચાર ગુંચળાઓ છે. ૧. પ્રથમાગ્ર ( First frontal ) ૨. દ્વિતીયાગ્ર ( Second frontal ) ૩. તૃતીયાગ્ર ( Third frontal ) ૪. અગ્રારોહિ ( Ascending frontal ).

૨ પશ્ચિમ લોબમાં—પ્રથમ ( 1st Occipital ) દ્વિતીય ( 2nd Occipital ) તૃતીય ( 3rd Occipital ) એમ ત્રણ ગુંચળાંઓ આવેલાં છે

૩ પાર્શ્વલોબ ( Parietal lobe ) ની અંદર-૧. પ્રથમ પાર્શ્વ ( 1st Parietal ) ૨ દ્વિતીય પાર્શ્વ, ( 2nd Parietal ) ૩. તૃતીય પાર્શ્વ, ( 3rd Parietal ) ૪. આરોહિ પાર્શ્વ ( 4th or Ascending Parietal ) ૫. કોણાકૃતિ ( Angular ) ૬. સુપ્રામારજીનલ ( Supra-Marginal ) એમ છ ગુંચળાઓ આવેલાં છે.

૪ લમણાના લોબ-( Temporal lobe )માં પ્રથમ, દ્વિતીય, અને તૃતીય, એમ ત્રણ ગુંચળાઓ આવેલાં છે.

૫ પાર્શ્વ લોબના મધ્ય પ્રદેશમાં બન્ને તરફ—૧ ( Cunius ) કનીયસ ૨ પ્રીકનીયસ, ( Precuneus ) ૩. પ્રીસેન્ટલ, ( Precentral ) ૪ ,મારજીનલ, ( Marginal ) અને ૫. કેલોઝો મારજીનલ ( Calloso-Marginal ) એમ પાંચ ગુંચળાંઓ આવેલા છે

૬ અગ્ર લોબનાં તળીયાંના ભાગમાં—આંખના ગોખલા અસ્થિની ઉપરના પ્રદેશવાળા મગજના ભાગમાં-૧ અન્તરાક્ષ, ( Internal orbital ) ૨. અગ્રાક્ષ, ( Anterior orbital ) ૩. બાહ્યાક્ષ ( External orbital ) ૪. પૃષ્ટાક્ષ. ( Posterior orbital ) નામનાં ચાર ગુંચળાઓ આવેલાં છે.

૭ મધ્ય લોબ (Central lobe) માં—૧ આણુગ્રન્થી (Pons Varoli) ૨. કરોડરજ્જુનું મૂળ ( Medulla oblongata ) ૩ કરોડરજ્જુ ( Spinal Cord ) ૪. બાર જ્ઞાનતન્તુ અને ક્રિયાતન્તુઓનાં યુગ્મો ( Twelve pairs of the Cranial Nerves ) આદિ ગ્રન્થીઓ અને અવયવો આવેલાં છે, જેનું વર્ણન અગાઉ ટુંકમા આપવામા આવેલ છે. ( જુઓ ચિત્ર નં. ૨૪. )

૮ અનુમસ્તક—(Cerebellum) આ ઉપરાંત મગજના પાછળના ભાગના તળીયા નીચે અનુમસ્તક નામનો એક મુખ્ય લોચારૂપ ભાગ આવેલો છે. સ્થૂલ શરીરની અંદરનાં પ્રત્યેક અવયવને-ગતિ, સ્થિરતા, પોષણ, ઉષ્ણતા અને જીવન આપનાર અનેક તન્તુઓનાં સ્થાનો સાથે આ પ્રદેશનો પણ ઘણો નિકટ સંબંધ છે.

ઉપર જણાવેલા બધાં નામો, મગજનાં જુદા જુદા પ્રદેશના સ્થાન, આકાર અને રૂપ વિગેરે ઉપરથી પાશ્ચાત્ય વિદ્વાનોએ અંગ્રેજી ભાષામાં આપેલાં છે. મગજનાં જુદા જુદા પ્રદેશના માનસિક કાર્યને અનુસરી તે તે નામો આપવામાં આવેલા નથી એટલે એ નામો સાર્થક-અર્થને બતાવવાવાળાં કે મગજના તે તે ભાગનાં ચોક્કસ કાર્યને દર્શાવવાવાળા નથી. જેવી રીતે મગજની અંદરના કેટલાક તન્તુઓને-પ્રાણતન્તુ, દર્શનતન્તુ, શ્રવણતન્તુ, આદિ સાર્થક નામોથી ઓળખવામાં કે ઓળખાવવામાં આવે છે તેવા અર્થસૂચક, ઉપરોક્ત નામો હજી સુધી આપણા શારીરશાસ્ત્રવેત્તાઓ અને શારીરવિજ્ઞાનવેત્તાઓ (Anatomists and Physiologists) આપી શક્યા નથી, એ તેઓની મુખ્ય ખામી છે. મસ્તકનાં જુદા જુદા પ્રદેશોના માનસિક કાર્ય સબંધી વિજ્ઞાન (Physiological functions of the Brain) સંબંધમાં તેઓનું જ્ઞાન હજી બહુજ બાલ્યાવસ્થામાં છે, ઉપર દર્શાવવામાં આવેલા મસ્તકના જુદા જુદા પ્રદેશોની નામાવલિ એ બાબતનો પ્રત્યક્ષ પુરાવો આપે છે. જો કે આપણા દેશી વૈદકના ગ્રન્થોની અંદર તો મસ્તકના પ્રદેશો સાથે સબંધ ધરાવતા શબ્દોની સંખ્યા, એટલી બધી સ્વલ્પ અને સંકુચિત છે કે પાશ્ચાત્ય વિદ્વાનોએ યોજેલા શબ્દોનો એક સહસ્રાંશ પણ આપણા ગ્રન્થોમાં ભાગ્યેજ મળશે. આમ હોવા છતાં મસ્તકના માનસિક કાર્ય સંબંધમાં હજી તેઓનું અજ્ઞાન દૂર થઇ ગયું નથી, પણ આ વિષય પર વિશેષ વિવેચન કરવાની ખાસ અહીં જરૂર નથી

૪૩. મસ્તકની અન્તર્જવનિકાઓ—(Ventricles of the Brain) ઉપર જણાવવામાં આવેલાં સ્થૂળ લોચાઓ અને ગુંચળાઓ ઉપરાંત મગજની અંદર બીજાં અસંખ્ય નાના મોટા સ્થાનો છે, જેમાં મસ્તકની અંદરના હૃદય પ્રદેશનો ખાસ સમાવેશ થાય છે. આ સ્થાનો જેને અંગ્રેજીમાં "Ventricles" કહેવામાં આવે છે, તેને આપણે મસ્તકની અન્તર્જવનિકાઓ અથવા "હૃદય પ્રદેશ" તરીકે ઓળખીએ છીએ. આવી પાંચ મુખ્ય જવનિકાઓ આપણા મસ્તકના મધ્ય પ્રદેશોમાં આવેલી છે. તેઓના નામ નીચે પ્રમાણે છેઃ—

૧. પ્રથમ જવનિકા (First Ventricle)
૨. દ્વિતીય જવનિકા (Second Ventricle)
} આ બન્ને સ્થાનો ડાબા અને જમણા બન્ને તરફના મસ્તકમાં અકેક તરફ પાસે પાસેજ આવેલાં છે. તેને માત્ર મધ્યના બારીક પડદાથી વિભક્ત કરવામાં આવેલ છે.

૩ તૃતીય જવનિકા (Third Ventricle) ઉપરોક્ત બન્ને જવનિકાઓની બરાબર નીચે મસ્તકના મધ્ય પ્રદેશમાં આ સ્થાન આવેલું છે.

૪ ચતુર્થ જવનિકા—(Fourth Ventricle) અનુમસ્તકના આગળના ભાગમાં, તેમજ પ્રાણગ્રન્થી તથા કરોડરજ્જુની મૂળગ્રન્થીના પાછળના ભાગમાં મધ્યની પોલરૂપે આ સ્થાન આવેલું છે

૫ પાંચમી જવનિકા (Fifth Ventricle) પ્રથમ દ્વિતીય અને તૃતીય જવનિકાઓનો જ્યાં સંબંધ થાય છે તે સ્થાનની અત્યન્ત પાસેજ પ્રથમની બે જવનીકાઓને જુદા પાડનાર પડદાની વચમાં આ સ્થાન આવેલું છે (જુઓ ચિત્ર નં. ૨૫)

ઉપર દર્શાવવામાં આવેલ પાંચે જવનિકાઓમાંથી પ્રથમની ચારની અંદરની દિવાલોનો ભાગ Epithelium નામના અત્યન્ત સૂક્ષ્મ તન્તુમય પદાર્થથી આચ્છાદિત કરવામાં આવેલ છે. જ્યારે પાંચમી જવનિકામાં એવા બારિક તન્તુમય પડનો અભાવ છે.

૪૪. જવનિકાઓની અંદરનો પ્રાણવાહક રસ—ઉપર જણાવવામાં આવેલ પ્રત્યેક જવનિકાનો બીજી બધી સાથે, ઘનિષ્ઠ સંબંધ છે. મસ્તકની દરેક જવનિકામાં-ઉપર જણાવેલો રસ, પૂર્ણ રીતે ભરેલો છે. તેના દ્વારા મગજના એક સ્થાનના વિદ્યુત્ સંદેશાઓ, મગજના કે શરીરના કોઇ પણ ભાગમાંથી, ગમે તે પ્રદેશમાં, ઘણીજ બહુજ ઝડપથી મોકલી આપવે કરી શકાય છે. આ પ્રાણરૂપ રસ-એ મસ્તકની અંદરની માનસ વિધાન-

કે આત્મવિદ્યુત્‌ના અનેકવિધ પ્રવાહોને યથાવત્ ગતિ આપી, સંદેશાઓની આપલે કરવામાં, તેમજ મગજના ભિન્ન ભિન્ન અવયવોનો પારસ્પરિક અનુસંધ મેળવવામાં અનેક રીતે સહાયભૂત થાય છે. આત્મવિદ્યુતનો યથાવત્ સંચાર, " શરીરભરના " સર્વ પ્રદેશોમાં વ્યાપકરૂપે થઇ શકે, તેમજ અન્દરના ભાગો પણ હીરાકણ, અને સજીવ દશામાં રહે, એવા અનેક પ્રયોજનો માટે આ રસ એક અનુપમ અને દિવ્ય સાધન છે. મનુષ્યના મન કે આત્માને નિવાસ કરવાનું, શરીર મધ્ય-તેમજ શિરભાગની અંદરનું આજ એક સંભવિત સ્થાન છે, એમ માનવામાં કાંઇ પણ વાંધો હોય તેમ જણાતું નથી. કારણ મગજની અંદરનો તેમજ શરીરની અંદરનો એક હંડામાં હોવા છતાં, પ્રાકૃતિક પ્રવાહિ પદાર્થ, રૂપ એજ એક વિચિત્ર પ્રકારનો રસ છે.

૪૫. મસ્તકની અંદરના ભિન્ન ભિન્ન અવયવો સાથે સંબંધ રાખનાર સંયોજકતન્તુઓ— (Association Nerve Fibres of the Brain) આ ઉપરાંત મગજના આગળના, પાછળના, બાજુના, ઉપરના તેમજ મધ્યના એમ જુદા જુદા સર્વ માનસિક અવયવો, લોચાઓ, કે તન્તુગ્રન્થીઓ સાથે, પારસ્પરિક સંબંધોને યોજનાર અનેક તન્તુઓના પ્રવાહો, મગજમાં સૂર્યના કિરણની માફક અતિસૂક્ષ્મ રીતે સર્વત્ર પ્રસરેલા છે; જેના દ્વારા, બુદ્ધિ શક્તિના અનુભવો લાગણીના તન્તુઓને કે લાગણીના પ્રદેશના અનુભવો, બુદ્ધિ અથવા ધાર્મિક લાગણીઓના પ્રદેશોને, અથવા જ્ઞાનતન્તુના સંદેશાઓને શરીરની અંદરના ક્રિયાતન્તુઓને કે શરીરના કોઇ પણ પ્રદેશને, પહોંચાડી શકાય છે, તેમજ યથાસ્થાન વિભક્ત કરી શકાય છે. ખરી રીતે જોતાં આ મસ્તક એ સમગ્ર શરીરનું (,executive function) કાર્ય ચલાવનાર, તેમજ વિચારોને વ્યવસ્થાપૂર્વક યોજનાર, તેમજ જુદા જુદા સંદેશાઓને પરમાત્માની રચના દ્વારા સ્વયં યોજનાર Self arranging-Self connecting, સ્વયં સંયુક્ત કરનાર કે સ્વયં સંદેશાઓની આપલે કરનાર એક મહાન્ આશ્ચર્યજનક-પ્રાણવિદ્યુત્મય વિદ્યુત્‌નીધિનો ખજાનો છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. મગજના પારસ્પરિક તન્તુઓના સંબંધોને દર્શાવનાર-તન્તુ પ્રવાહોનાં સ્વરૂપો આ સાથે આપવામાં આવેલાં ચિત્રોદ્વારા વિશેષરૂપે પ્રત્યક્ષ થશે. ( જુઓ ચિત્ર નં. ૨૬ તથા ૨૭ )

# कोऽहम्-What Am I ?

१ आत्मा वा अरे, द्रष्टव्यः श्रोतव्यो निदिध्यासितव्य.

२ कतमः स आत्मा ॥

३ यदि वाचाऽभिव्याहृतं । यदि प्राणेनाभिप्राणितं । यदि चक्षुषा दृष्टं । यदि श्रोत्रेण श्रुतं । यदि त्वचा स्पृष्टं । यदि मनसा ध्यातं । यद्यपानेनाभ्यपानितं । यदि शिश्नेन विसृष्टं ॥ अथ कोऽहमिति ॥

४ कोऽयमात्मेति वयमुपास्महे । कतर स आत्मा येन वा रूपं पश्यति । येन वा शब्दं श्रृणोति । येन वा गन्धानाजिघ्रति । येन वा वाचं व्याकरोति । येन वा स्वादु चास्वादु च विजानाति ॥

५ एष हि द्रष्टा स्प्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता ।
बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः । स परे आत्मनि संप्रतिष्ठते ॥

६ इहैवांतः शरीरे सोम्य पुरुषो यस्मिन्नेताः षोडशकला प्रभवन्ति ॥
स यथा सोम्य वयांसि वासो वृक्षं संप्रतिष्ठन्ते
एवं ह वै तत्सर्वं पर आत्मनि संप्रतिष्ठते
पृथिवी च पृथिवीमात्रा चापश्चापो मात्रा च ।
तेजश्च तेजोमात्रा च वायुश्च वायुमात्रा चाकाशश्चाकाशमात्रा च चक्षुश्च द्रष्टव्यं च श्रोत्रं च श्रोतव्यं च घ्राणं च घ्रातव्यं च रसश्च रसयितव्यं च त्वक् च स्पर्शयितव्यं च वाक् च वक्तव्यं च हस्तौ चादातव्य चोपस्थं चानंदयितव्यं च पायुश्च विसर्जयितव्यं च पादौ च गन्तव्यं च मनश्च मतव्यं च बुद्धिश्च बोद्धव्यं चाहंकारश्चाहंकर्तव्यं च चित्तं च चेतयितव्यं च तेजश्च विद्योतितव्यं च प्राणश्च विधारयितव्यं च॥

७ आत्मानं रथिनं विद्धि शरीर रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥

८ इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिण ॥

९ न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

१० एवं ह वै तत्सर्वं परे देवे मनस्येकी भवति । तेन तर्ह्येष पुरुषो न श्रुणोति न पश्यति न जिघ्रति न रसयते न स्पृशते नाभिवदते नादत्ते न नन्दयते न विसृजते नेयायते स्वपितीत्याचक्षते ॥

११ यदेतद् हृदयं मनश्चैतत् संज्ञानमाज्ञानं विज्ञानं प्रज्ञानं मेधा दृष्टिर्धृतिमतिर्मनीषा जूतिः स्मृति संकल्पः क्रतु असु कामो वश इति सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानि भवन्ति ॥ सर्वं तत्प्रज्ञानेत्रं प्रज्ञाने प्रतिष्ठितं प्रज्ञानेत्रो लोकः प्रज्ञाप्रतिष्ठा प्रज्ञानं ब्रह्म स एतेन प्रज्ञानेनात्मनास्माल्लोकादुत्क्रम्यामुष्मिन् स्वर्गे लोके सर्वान्कामानाप्त्वा अमृत समभवत् अमृतः समभवत् इत्योम् ॥

# આપણું મસ્તક અને મન.

## પ્રકરણ ૨ જું.



મસ્તકવિદ્યા માનસશાસ્ત્ર તથા અધ્યાત્મ-વિદ્યાના
ગૂઢ સિદ્ધાન્તોને અનુસરી-મનુષ્યના મન અથવા
આત્મા અને તેની અદ્‌ભૂત વિભૂતિઓનુ
વર્ણન-તદ્દન નવીન જ સ્વરૂપમાં
આ પ્રકરણમાં આપવામાં
આવેલ છે



*By G. G. Mehta, Professional Phrenologist, Bombay.*

# પ્રસ્તાવના.

प्राणाः प्राणभृतां यत्र स्थिताः सर्वेन्द्रियाणि च ।
यदुत्तमाङ्गमङ्गानां शिरस्तदभिधीयते ॥ १ ॥

चरक.

प्रियाऽप्रियाणि बहुलां स्वप्नं संबाध तन्द्रयः ।
आनन्दानुग्रो नन्दांश्च कस्माद् वहति पुरुषः ॥ २ ॥

आर्तिरवर्तिनिर्ऋतिः कुतो नु पुरुषे मतिः ।
राद्धिः समृद्धिरव्यृद्धिर्मतिरुदितयः कुतः ॥ ३ ॥

तद्वा अथर्वणः शिरो देवकोषः समुब्जितः ।
तत्प्राणो अभिरक्षति शिरो अन्नमथोमनः ॥ ४ ॥

अथर्ववेद.

आकारैरिङ्गितैश्चेष्टया गत्या भाषणेन च ।
नेत्र वक्त्र विकारेण लक्ष्यतेऽन्तर्गतं मनः ॥ ५ ॥

आकृतिर्गुणान् कथयति ॥ ६ ॥

उदीरितोऽर्थः पशुनापि गृह्यते हयाश्चनागाश्च वहन्ति नोदिताः ।
अनुक्तमप्यूहति पण्डितो जनः परेङ्गितज्ञानफला हि बुद्धयः ॥ ७ ॥

### ભાવાર્થ.

૧. પ્રાણધારી પ્રાણીઓના પ્રાણો, તેમજ સર્વ ઇન્દ્રિયોના સ્થાનો જ્યાં આશ્રય કરી રહેલા છે તેમજ જે સર્વ અંગોમાં સર્વથી ઉત્તમ અંગ છે, તે શિર અર્થાત્ મસ્તક છે.

૨. પ્રિય અપ્રિય અનેક પ્રકારના સ્વપ્ન, સંબંધ, તન્દ્રા આનંદ, અનુગ્ર આનંદ અર્થાત્ ખુશી નાખુશી વિગેરે ભાવો-પુરૂષ કયાંથી-અને શા માટે-અનુભવે છે?

૩ દુખ, સુખ, મતિ, રાદ્ધિ સમૃદ્ધિ અને અવૃદ્ધિ મતિ, રૂદન, વિગેરે ભાવો કયાંથી પ્રવર્તે છે?

૪. અથર્વા અર્થાત્ છવાયેલું-જે આ શિર સ્થાન છે તે અનેક દિવ્ય શક્તિઓના એકત્ર કરેલા ખજાના રૂપ છે. તેની પ્રાણ, અન્ન, અને મન રક્ષા કરે છે.

૫. આકાર ઇંગિત, ચેષ્ટા, ગતિ અને ભાષણ, તથા નેત્રવક્ત્રના વિકાર આદિ વડે મનુષ્યનાં અન્તર મનને જાણી શકાય છે.

૬. કારણ—આકૃતિ—ગુણોને કહી આપે છે ( દર્શાવે છે ).

૭. વળી—સુચવેલા અથવા શબ્દદ્વારા કહેલા અર્થ કે વિષયને તો પશુઓ પણ સમજી શકે છે ઘોડાઓ, અને હાથીઓ કહ્યા પ્રમાણે દર્શાવેલે ઠેકાણે ભાર વિગેરે લઈ જાય છે, પણ પંડિતજન વગર કહે પણ અર્થને સમજી જાય છે કારણ બીજાઓના ઇંગિત આકાર અને ચેષ્ટાદ્વારા તેઓના અન્તર મનનું જ્ઞાન થવું, એજ બુદ્ધિનું ફળ છે.

ચિત્ર ન. ૧૮. મસ્તકના તળીયામાંથી નિકળતા તન્તુઓ.    ચિત્ર ન. ૧૯. બાર તન્તુયુગ્મો



મસ્તકના મધ્ય પ્રદેશનો દેખાવ



ऊर्ध्वं मूलमधः शाखं अश्वत्थम्



ઘ્રાણેન્દ્રિય —નાસિકા.

શ્રવણેન્દ્રિય.

ચિત્ર ન. ૨૦ ઘ્રાણતન્તુ અને તેની શાખાપ્રશાખાઓ.

ચિત્ર ન. ૨૦ A.





ચિત્ર ન ૨૧ દર્શનેન્દ્રિય અને દર્શનતન્તુઓ ચિત્ર ન. ૨૨ નેત્ર-સચાલક તન્તુઓ અને માસપેશીઓ.





## ત્રિશીરા કે ત્રિશાખિન્ (Fifth Nerve)

ચિત્ર ન ૨૩. પાચમા નબરનો તન્તુ અને તેની શાખાપ્રશાખાઓ



### વિશેષ-વર્ણન.

A નયનાભિગામિ તન્તુ (1 2, 3 તેની શાખાઓ )

B ચર્વણતન્તુઓ

ન $\frac{4\text{-}5\text{-}6}{7\ 8\text{-}9}$ } ઉપલ જડના તરફ જતા ચર્વણતન્તુની શાખા પ્રશાખાઓ

C ચર્વણતન્તુઓ

ન. 10 થી 18 નીચના જડના તરફ જતા ચર્વણ તન્તુઓની શાખા-પ્રશાખાઓ

— 0 —

# આપણું મસ્તક અને મન.

૧. શરીરયન્ત્ર સંબંધી સામાન્ય વર્ણન—પ્રથમ પ્રકરણની અંદર આપણા સ્થૂલ શરીરના જુદા જુદા અવયવોની રચના, શરીરની અંદર તેઓનાં સ્થાન તથા શરીરની અંદર તેઓના વિવિધ પ્રકારનાં કાર્ય, ઉપયોગ, અને મહત્વ આદિ વિષયોપર સામાન્ય વર્ણન આપવામાં આવેલ છે. વળી મસ્તકના જુદા જુદા ભાગો અને તેઓનાં સ્થાન તથા આકાર વિગેરેનું પણ સામાન્ય વર્ણન એજ પ્રકરણમાં આપવામાં આવેલ છે. પણ મસ્તકના જુદા જુદા ભાગો કેવા કેવા પ્રકારનું માનસિક કાર્ય કરે છે, તે સંબંધી કંઇ પણ વિશેષ વિવેચન એ પ્રકરણમાં આપવામા આવેલ નથી. આપણા મન દ્વારા આપણે અનેક પ્રકારના વિચારો, લાગણીઓ અને શક્તિઓ અથવા વૃત્તિઓ આપણા જીવન સંગ્રામની અંદર જુદે જુદે પ્રસંગે, અનેક રૂપે, પ્રકટ કરીએ છીએ અથવા અનુભવીએ છીએ. પણ તે બધી લાગણીઓ, વૃત્તિઓ કે ભાવો વિગેરેમાં મનની મૂળ શક્તિઓ, વૃત્તિઓ અથવા લાગણીઓ કઇ કઇ છે અને તે સંખ્યામાં મૂળ સ્વરૂપે કેટલી છે તથા એ બધામાંથી મિશ્રભાવો અને લાગણીઓ તથા શક્તિઓ કઇ કઇ અને કેટલી છે, અને તેઓ કઇ કઇ મૂળ શક્તિઓ કે લાગણીઓના ન્યૂનાધિક સંયોગથી બને છે, અથવા અનુભવાય છે તે સંબંધી કંઇ પણ વિવેચન અગાઉના પ્રકરણમાં કરવામાં આવેલ નથી. સમગ્ર શરીર, એકંદર રીતે જોતાં આપણા આત્મા અથવા મનના જુદા જુદા ભાવો, વૃત્તિઓ કે અનુભવોને દર્શાવવાનું, ગ્રહણ કરવાનું કે પ્રકટ કરવાનું, એક મુખ્ય સાધન છે, એ આપણે સામાન્ય રીતે જાણીએ છીએ: વળી, સંકલ્પ, વિચાર, મનન, તુલના, સ્મૃતિ, બુદ્ધિ, ભય, શોક, ક્રોધ, લજ્જા, પ્રેમ સૌજન્ય, ભક્તિ આદિ મનના અનેક ભાવો પ્રકટ કરવા માટે આપણા આખા શરીરમા માત્ર આપણું મસ્તક એજ મુખ્ય સાધન છે, એ પણ આપણે સારી રીતે જાણીએ છીએ. પણ ઉપર જણાવેલા મનના બધા ભાવો કે લાગણીઓ સમગ્ર મસ્તકદ્વારા પ્રકટ થાય છે કે મસ્તકના ખાસ ખાસ પ્રદેશોદ્વારાજ અમુક ચોક્કસ પ્રકારના ભાવો અને શક્તિઓ પ્રકટ કરી શકાય છે અથવા અનુભવી શકાય છે કે કેમ, એ સંબંધી કંઇ પણ વિવેચન પ્રથમના પ્રકરણમાં આપવામા આવેલ નથી. વળી જ્યાં સુધી એ બધા શારીરિક અને માનસિક સંજોગોના મૂળરૂપ, આપણા શરીર, મસ્તક અને મનની મુખ્ય મુખ્ય શક્તિઓ તથા મનના સ્વરૂપ સંબંધી અને શરીર, મગજ તેમજ મનના પરસ્પરના અનેક પ્રકારના સંબંધો વિગેરેનું જ્યાં સુધી યથાવત્ જ્ઞાન મેળવી ન શકાય, ત્યાં સુધી "જીવન રહસ્ય"ના અત્યંત ગૂઢ અને મૂળતત્સ્વરૂપ વિષયો પણ આપણાથી હમેશાં અજ્ઞાતજ રહેવાના. પણ આમ ન થાય એટલા માટે શરીર, મસ્તક, તેમજ મન વિગેરેના પરસ્પરના સંબંધોને યથાવત્ સમજી લેવાની ખાસ જરૂર છે.

**૩. મસ્તકની અંદરનાં જુદાં જુદાં માનસ-અવયવો અને તેઓનાં કાર્યઃ**—આજ પ્રમાણે આપણા મસ્તકની અંદરના જુદા જુદા ભાગોના આકાર, કદ અને ગુણ, કર્મ, સ્વભાવ, પણ અલગ અલગ પ્રકારનાં છે, એમ દર્શાવવા માટે મસ્તકવિદ્યા સંબંધી શોધખોળ કરનારા વિદ્વાનો દ્વારા અનેક મથારો કરવામાં આવ્યા છે, અને તેને પરિણામે આપણા મનની મુખ્ય મુખ્ય શક્તિઓ, કઇ કઇ અને કેટલી કેટલી છે અને તેઓનાં મસ્તકની અંદરનાં સ્થાન, તેઓનાં યથાયોગ્ય નામ, તથા તે તે શક્તિનાં મૂળ ગુણ કર્મ સ્વભાવ આદિ કેવા પ્રકારના છે, ઇત્યાદિ વિષયોનું અતિ વિસ્તૃતરૂપે અવલોકન કરી, બહુ નિશ્ચયાત્મક રીતે, એ બધી બાબતોના યથાર્થ તત્ત્વની યથાવત્ આલોચના કરવામાં આવી છે. તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી જોતાં, આ મસ્તકવિદ્યાનો વિષય એક ઘણોજ-મહત્ત્વનો, અત્યન્ત ગૂઢ, અને અતિ ઉપયોગિ વિષય છે, એટલુંજ નહીં પણ વ્યવહારિક રીતે પણ એ વિદ્યાનો ઘણોજ મહાન ઉપયોગ છે, એમ વર્તમાનકાળના વિજ્ઞાનવેત્તાઓ અને શારીરવિજ્ઞાન સંબંધી શોધખોળ કરનારા સુપ્રસિદ્ધ ડાકટરો અને વૈદ્યો પણ હવે માનવા લાગ્યા છે. યુરોપની અંદરના સુપ્રસિદ્ધ લ્યુનાટિક એસાઇલમોની અંદરના ઉન્માદના રોગીઓનાં રોગોની માનસિક તેમજ શારીરિક ચિકિત્સા અને નિદાન પણ આ વિદ્યાની મદદદ્વારાજ યથાવત્ કરવામાં આવે છે. ઉન્માદ ( Insanity ) એ મનનો નહીં પણ મસ્તકના અમુક માનસિક અવયવ વિશેષનો અર્થાત્ મગજના સ્થાનિક કોઇ પણ એકાદ પ્રદેશનોજ રોગ છે, અને શરીરના બીજા કોઇપણ રોગની માફક તેની પણ ચિકિત્સા ઘણે મોટે ભાગે સરલતાથી આ મસ્તકવિદ્યાની સહાયતાથી યથાવત્ થઇ શકે છે એમ હવે સુપ્રસિદ્ધ ડૉકટરો અને વૈદ્યો પણ સમજવા અને માનવા લાગ્યા છે. બાળકોના શિક્ષણ સંબંધી વિષયોનો અને કઇ લાઇન માટે કયો બાળક શા કારણથી વધારે યોગ્ય અથવા અયોગ્ય નીકળી શકશે એ બાબતનો નિર્ણય કરવામાં પણ આ વિદ્યા અનુપમ સહાય આપી શકે તેમ છે. માનસશાસ્ત્રાનુસાર કઇ શિક્ષણપદ્ધતિ વધારે સ્વાભાવિક અને સરલ તથા થોડે પ્રયત્ને મહાન્ લાભ આપી શકે તેવી છે, એ વિષયનો પણ યથાર્થ નિર્ણય, આ મસ્તક વિદ્યાદ્વારાજ ઘણી સ્પષ્ટ રીતે થઇ શકે તેમ છે. વળી મનુષ્ય સ્વભાવને યથાવત્ સમજવા માટે તો આ વિદ્યા સમાન બીજું કોઇ પણ એક સાધન નથી, એ વાત પણ ઘણા સમય થયાં દુનીયાના લોકો સામાન્ય રીતે માનતા આવ્યા છે. આ ઉપરાંત લગ્ન આદિ પ્રસંગો માટે વરકન્યાના ગુણદોષની અથવા સ્વભાવની યથાવત્ પરીક્ષા કરવા માટે પણ આ વિદ્યા બહુજ ઉપયોગિ માર્ગ દર્શાવી શકે તેમ છે. આવા આવા અનેક પ્રયોજનોની સિદ્ધિ આ મસ્તકવિદ્યાના સામાન્ય જ્ઞાનથી સહજ કરી શકાય તેમ છે. ટુંકમાં વ્યવહારનાં નાના મોટા સર્વ પ્રસંગોમાં આ વિદ્યા પ્રત્યેક વ્યક્તિને, સ્ત્રી તેમજ પુરૂષ, બાળક તેમજ વૃદ્ધ, યુવાન તેમજ યુવતી, દરેકને અત્યન્ત ઉપયોગિ થઇ શકે તેમ છે. એટલા માટે એ વિદ્યાના કેટલાક સામાન્ય સિદ્ધાન્તો સંબંધી ટુંકામાં આ પ્રકરણમાં વિવેચન કરવાનું યોગ્ય ધારવામાં આવે છે, કે જેથી હવે પછીના સર્વ પ્રકરણોમાં જ્યાં જ્યાં માનસ-શક્તિઓ કે વૃત્તિઓ અથવા લાગણીઓ સંબંધી વર્ણન આપવામાં આવે, ત્યાં ત્યાં એ વિષયમાં યથાર્થ પ્રવૃત્તિ કરવાનું વાચકવર્ગને બહુજ સુગમ થઇ શકે. મસ્તકવિદ્યા પ્રમાણે મનુષ્યના મનની જે જે મુખ્ય અને મૂળ શક્તિઓ છે તેઓનાં નામ, મસ્તકની અંદરનાં તેઓનાં સ્થાન અને કાર્ય વિગેરેનું આ પ્રકરણની અંદર જુદા જુદા સમૂહવાર ટુંકમાં વર્ણન આપવામાં આવશે, કે જેથી શરીર, મસ્તક અને મનના માનસિક અવયવો તથા તેઓના સ્થાનો અને તે સર્વના પરસ્પરનાં સંબંધો સંબંધી સમ્પૂર્ણ આવશ્યક વિગતોનું યથાર્થ વર્ણન, એકવાર બરાબર ધ્યાનમાં આવ્યા પછી-મનુષ્યજીવનનું સમ્પૂર્ણ રહસ્ય યથાયોગ્ય રીતે સમજમાં આવી શકે અને આપણા જીવન સાથે સંબંધ રાખતા, અન્ય અનેક પ્રકારનાં શાસ્ત્રો, સિદ્ધાન્તો અને વિચારો તથા રૂઢિઓ અને તેઓનાં પ્રયોજનોનું યથાવત્ સ્પષ્ટીકરણ થઇ શકે.

**૪. મસ્તકની અંદરની મૂળ શક્તિઓનાં નામો અને તેઓનાં મસ્તકની અંદરનાં સ્થાનો.** આ સંબંધી સ્પષ્ટીકરણ કરવા માટે કેટલુંક ઉપયોગી અને સચિત્ર વર્ણન આ પ્રકરણમાં કરવામા આવશે, તે પર વાચકવર્ગ ખાસ ધ્યાન આપશે અને ચિત્રોનું તુલનાત્મક રીતે અવલોકન કરવા પર મનને વિશેષ એકાગ્ર કરશે, તો આ વિષયને સમજવામાં ઘણીજ સરલતા પ્રાપ્ત થશે. ચિત્રની અંદર દર્શાવવામાં આવેલા અંકો-તે તે નંબરની શક્તિવાળા મગજની અંદરના માનસિક અવયવ વિશેષનું સ્થાન દર્શાવે છે એ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

# મસ્તકની અંદરની ગુંચળાંઓ રૂપ પ્રાણ-ગ્રંથિઓ.




ચિત્ર ન. ૨૪. ડાબી તરફના મસ્તકના ગુંચળાંઓ (Convolutions.)

F 1-1 અગ્રભેજાની ગ્રંથિઓ

T 1-3 લમણાની આસપાસની ગ્રંથિઓ

P 1-3 પાર્શ્વભાગની ગ્રંથિઓ

O 1-3 પશ્ચિમભાગની ગ્રંથિઓ

ચિત્ર ન. ૨૫. મધ્ય પ્રદેશની પ્રાણ-ગ્રંથિઓ તેમજ જવનિકાઓ માટે (જુઓ ચિ ન ૧૮)

ચિત્ર ન. ૨૬ મસ્તકના જુદા જુદા પ્રદેશોને સંયુક્ત કરનાર સંયોજક તન્તુ-પ્રવાહો

(Association Fibres)



ન ૨૬ મા મસ્તકની અંદરના, આગળના, પાછળના બાજુના તથા આસપાસના બધા પ્રદેશોના પરસ્પર સંબંધ જોડનારા તન્તુઓના પ્રવાહોને દર્શાવવામા આવેલા છે A થી F સુધીના બધા તન્તુઓ મગજના જુદા જુદા ભાગોનો એક બીજા સાથે સંબંધ યોજી રાખે છે

—o—

ચિત્ર ન ૨૭



ચિત્ર ન ૨૭ મસ્તક, અનુમસ્તક, અને પ્રાણગ્રંથિના પ્રદેશો સાથે સંબંધ રાખનાર સંયોજક તન્તુ પ્રવાહોને દર્શાવે છે A B C D આદિ અક્ષરો જુદા જુદા પ્રદેશ તરફ વહેતા તન્તુપ્રવાહોના ઝુંડોને સ્પષ્ટ રીતે દર્શાવે છે

મસ્તકની અંદરના આવા બધા તંતુઓ ચેતનતન્તુ કણોથીજ બનેલા હોય છે જેને ક્રિયાતન્તુઓ અને જ્ઞાનતન્તુઓ તરીકે સામાન્ય રીતે ઓળખવામા આવે છે

મસ્તકની અંદરના માનસિક અવયવોનાં સ્થાનો અને નંબરો.







## ૫ માનસિક શક્તિઓના સમુહ પ્રમાણેના વિભાગ, નામ, સ્થાન અને નંબર આદિ.

| નંબર. શક્તિઓનાં નામ. | | સ્થાન. |
|---|---|---|
| **૧ આત્મરક્ષકવૃત્તિઓનો સમૂહ.** | **( Self Protecting Propensities )** | **Temporal lobes.** |
| ૧. જીજીવિષા. | ( Vitativeness ) | પ્રાણુધરાથી ? |
| ૨. બુભુક્ષા. | ( Alimentiveness ) | 3rd Temporal Convolution (ત્રીજું લમણાનું ગુચળુ). |
| ૩. પિપાસા. | ( Bibation ) | 3rd Tempo. Conv. |
| ૪. વિત્તૈષણા. | ( Acquisitiveness ) | 4th Frontal Conv. અગ્રારોહી. |
| ૫. નિગ્રહવૃત્તિ. | ( Secrecy ) | 1st & 2nd Temps Conv. |
| ૬. ઉદ્યોગશક્તિ. | ( Executiveness ) | 3rd Tempo. Conv. |
| ૭. શૌર્યવૃત્તિ. | ( Combativeness ) | 1st & 2nd Tempo. Conv. |
| **૨ ઘર સાંસારિક લાગણીઓ** | **(Social or Domestic Faculties)** | **Occipital lobes.** |
| ૮. પ્રેમભાવ. | ( Amativeness ) | Base of Occipital lobe પશ્ચિમ લોબના તળીયાંમાં |
| ૯. દામ્પત્યસ્નેહ | ( Conjugality ) | 2nd & 3rd Occipital Conv. |
| ૧૦ વાત્સલ્યસ્નેહ. | ( Parental love ) | 2nd & 3rd Occipital Conv. |
| ૧૧. મૈત્રીભાવ. | ( Friendship ) | 1st & 2nd ,, ,, |
| ૧૨. ગૃહનિવાસેચ્છા. | (Inhabitiveness) | 1st & 2nd ,, ,, |
| ૧૩. તત્પરાયણતા. | ( Continuity ) | 1st Occipital Conv. |
| **૩ ઉત્કર્ષક વૃત્તિઓ** | **( Aspiring Group of Faculties. )** | **Parietal lobe.** |
| ૧૪. સાવધતા. | ( Cautiousness ) | Angular Gyrus & Asce. Parietal Conv. |
| ૧૫ યશાભિલાષ. | ( Ambition ) | 1st & 2nd Parietal Conv. |
| ૧૬. સ્વમાન. | ( Self esteem ) | 2nd ,, ,, |
| ૧૭ ધૈર્ય. દૃઢતા | ( Firmness ) | Ascending ,, ,, |
| **૪. નૈતિક અને ધાર્મિક વૃત્તિઓ.** | **( Moral and Religious Sentiments ).** | |
| ૧૮. ભક્તિભાવ. | ( Veneration ) | Ascending Frontal Conv. અગ્રારોહી. |
| ૧૯ આધ્યાત્મરતિ | ( Spirituality ) | ,, ,, ,, |
| ૨૦. આશા. | ( Hope ) | Ascending Parietal Conv. આરોહિ પાર્શ્વ. |
| ૨૧. આત્મનિંદા. | ( Conscience ) | ,, ,, ,, |
| ૨૨ દયા કે પરોપકારવૃત્તિ | (Benevolence) | 1st Frontal Conv. |
| **૫. આત્મિય મદાયક શક્તિઓ** | **( Self-Perfecting Group of Faculties )** | |
| ૨૩. કળાકૌશલ્યવૃત્તિ. | ( Constructiveness ) | 3rd Frontal Conv. |
| ૨૪. સૌન્દર્યપ્રેમ. | ( Ideality ) | Ascending and 2nd ,, ,, |
| ૨૫. ઔદાર્યભાવ. | ( Sublimity ) | ,, Parietal Conv. |
| ૨૬. અનુકરણશક્તિ. | ( Imitation ) | 2nd Frontal Conv. |
| ૨૭. હાસ્યવૃત્તિ. | ( Mirthfulness ) | ? ,, ,, |

૬. અવલોકન શક્તિઓ. ( Observing or Perceptive Group of Faculties )

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૮. અવલોકનશક્તિ. | ( Observation ) | 1st | Frontal | Conv. | All these organs are at the base of the brain just above the orbital Plate. |
| ૨૯. આકૃતિજ્ઞાન. | ( Form ) | „ | „ | „ | |
| ૩૦. કદજ્ઞાન. | ( Size ) | „ | „ | „ | |
| ૩૧. વજનજ્ઞાન. | ( Weight ) | 2nd | „ | „ | |
| ૩૨. રંગજ્ઞાન. | ( Colour ) | „ | „ | „ | |
| ૩૩. વ્યવસ્થાજ્ઞાન. | ( Order ) | „ | „ | „ | |
| ૩૪. ગણિતજ્ઞાન. | ( Calculation ) | 3rd | „ | „ | |
| ૩૫. સ્થળજ્ઞાન. | ( Locality ) | 2nd | „ | „ | |

૭. બુદ્ધિ અને મનનશક્તિઓ. ( Literary and Reflective Group of Faculties )

| | | | | |
|---|---|---|---|---|
| ૩૬. ઇતિહાસ શક્તિ અથવા સ્મૃતિ. | ( Eventuality ) | 1st | Frontal | Conv. |
| ૩૭. કાળ અથવા સમયજ્ઞાન. | ( Time ) | 2nd | „ | „ |
| ૩૮. સંગીતશક્તિ. | ( Tune ) | 3rd | „ | „ |
| ૩૯. વક્તૃત્વશક્તિ. | ( Language ) | 3rd | „ | „ |
| ૪૦. તર્કશક્તિ. | ( Causality ) | 2nd | „ | „ |
| ૪૧. તુલનાશક્તિ. | ( Comparision ) | 1st | „ | „ |
| ૪૨. પ્રેરણાશક્તિ. | ( Intuition ) | 1st. frontal conv. | | |
| ૪૩. સૌજન્ય. | ( Agreeableness ) | 2nd | „ | „ |

૪૪. નિદ્રાવૃત્તિ. ( અભાવપ્રત્યયાલંબનવૃત્તિ ). ( Rest or Sleep ). ( At the Junction of the Parietal-Temporal, and occipital convolutions).

## ૧. આત્મરક્ષક વૃત્તિઓનો સમૂહ. *(Self Protecting Propensitics.)*

જે વૃત્તિઓની સહાયતાથી મનુષ્ય પોતાનું રક્ષણ, પોષણ, જીવન તથા સ્વાર્થ આદિની સિદ્ધિ અને સંરક્ષા કરી શકે છે તે વૃત્તિઓનાં સમૂહનું નામ આત્મરક્ષક વૃત્તિઓ છે. આ સમૂહમાં નં. ૧ જીજીવિષા, નં. ૨ બુભુક્ષા, નં. ૩ પિપાસા, નં. ૪ વિત્તૈષણા, નં. ૫ નિગ્રહવૃત્તિ, નં. ૬ ઉદ્યોગશક્તિ, અને નં. ૭ શૌર્ય, એમ સાત વૃત્તિઓનો સમાવેશ થાય છે. આ સમગ્ર સાતે વૃત્તિઓના સમૂહનું સ્થાન કાનની આસપાસના પ્રદેશમાં; ખોપરીની નીચેના મસ્તકની અંદરના લમણાના પ્રદેશ (Temporal lobe) માં આવેલા છે. જે સ્ત્રી પુરુષો અથવા પશુ પક્ષીઓમાં–ઉપરોક્ત આત્મરક્ષક વૃત્તિઓનો સમૂહ પ્રબળ પ્રમાણમાં હોય છે તેઓનાં મસ્તકનાં તે તે વિભાગનાં તન્તુઓ ઘણા લાંબા, પહોળા અને વધેલા હોય છે, જેથી તેવી વ્યક્તિનાં મસ્તકો બન્ને કાન તરફ હંમેશાં પહોળાં અને વધેલાં હોય છે, જ્યારે જેઓમા ઉપરોક્ત સક્તિઓ ન્યૂન પ્રમાણમાં કે મંદ પ્રમાણમાં હોય છે તેઓનાં મસ્તકો તે તે પ્રદેશમાં બેઠેલાં, ચપટાં કે બન્ને કાનની વચ્ચમાંના વિસ્તારમાં ટુંકાં હોય છે. મનુષ્ય તેમજ પ્રાણીમાત્રના જીવન નિર્વાહ અર્થે આ આત્મરક્ષક વૃત્તિઓના યથાર્થ અસ્તિત્વની સર્વત્ર યથાવત્ જરૂર છે આ સમૂહમાં સૌથી પ્રથમ—

૧. જીજીવિષા અર્થાત્ જીવવાની ઇચ્છા આ સૌથી પ્રથમ અને પ્રાણી માત્રની અંદરની સૌથી પ્રબળ તથા મુખ્ય વૃત્તિ છે. મનુષ્ય સમાજની બધી પ્રવૃત્તિઓનું મૂળ આવૃત્તિ છે. તેના નાશથી બધી પ્રવૃત્તિનો નાશ થાય છે. બધી ઇષણાઓની અંદર પ્રાણૈષણા સૌથી પ્રથમ સ્થાન ભોગવે છે. કારણ પ્રાણના પરિત્યાગથી અન્ય સર્વ ઇષણાઓનો પરિત્યાગ સ્વાભાવિક રીતેજ થઇ જાય છે. આ પ્રાણૈષણા અર્થાત્ જીજીવિષાના યથાવત્ નિર્વાહને ખાતરજ હૃદય, ફેફસા, મસ્તક આદિ સમગ્ર અવયવો યુક્ત શરીરરૂપી યન્ત્રને, જીવન સુરક્ષિત રાખવાના પ્રયોજનથી ઇશ્વરદ્વારા અર્પણ કરવામાં આવેલ છે. ઉપરોક્ત સર્વ અવયવો જીવનને સુરક્ષિત રાખવાનાં સાધનોજ છે. જીવન એક અમુલ્ય અને આશ્ચર્યજનક વસ્તુ અથવા સ્થિતિ છે. તેની કિમ્મત આપણાથી કદી પણ પુરેપુરી આંકી શકાય તેમ નથી. જીવનની રક્ષા માટે–વૈદ્યકશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, ઔષધ વિજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર, બ્રહ્મચર્ય, પ્રાણાયામ અને વ્યાયામ આદિ સર્વ ક્રિયાઓ અને શાસ્ત્રોનું વિધાન છે. મુમુર્ષા, આપઘાત કરી મરી જવાની ઇચ્છા, આત્મહત્યા, આદિ ભાવો–આ વૃત્તિની ન્યૂનતા કે મંદતા અથવા રોગયુક્ત હાલતનું પરિણામ છે. જો કે તેની સાથે બીજી પણ કેટલીક વૃત્તિઓના ભાવોનું ન્યૂનાધિક મિશ્રણ થયેલું હોય છે. પણ તેનો અત્રે વિચાર કરવાનો નથી

४. **वित्तेषणा**—द्रव्य आदि पदार्थो प्राप्त करवानी इच्छा, ए जीवनना रक्षण अने पोषण माटेनां सर्व साधनो प्राप्त करवा माटेनी एक खास विशेष वृत्ति छे. आ वृत्तिद्वारा, खान, पान, अन्न, वस्त्र, घर आदि पदार्थो मेळववा पाछळ यथावत् महेनत करनार कोई एक खास वृत्तिनी जे जरूर छे. ते आ प्राप्तिनी इच्छारूप वित्तेषणानी वृत्तिथी यथावत् पुरी पाडी शकाय छे जगतनी अंदर प्राप्त करवा योग्य पदार्थो विद्यमान छे. तो मनुष्यना मस्तकनी अंदर ते ते पदार्थोने प्राप्त करवा माटेनी इच्छाने प्रकट करनार मानसिक अवयवोना तन्तुओ पण परमात्माए यथावत् गोठवेलां छे. अने तेओने माटे अलग स्थानो पण मस्तकनी अंदर योजवामां आवेला छे. आ वृत्तिना अतियोग अने रोगथी-मनुष्य-लोभी, कंजुस, धनांध अने लोभोपहतचेतस, थई जाय छे. धनलोलुपता, अने चौर्यवृत्ति ए आ वृत्तिना स्थानना रोगनुं परिणाम छे. आ वृत्तिना स्वल्प के मंद योगथी मनुष्य अलोलुप, निर्धन अथवा स्वल्प संतुष्ट वृत्तिवाळो बने छे. **अति सर्वत्र वर्जयेत्** ए सूत्र अहीं पण बराबर लागु पडे छे.

५. **निग्रहवृत्तिः**—(Secrecy) अथवा वश्यता, संयम, मनोनिग्रह. आ वृत्तिद्वारा मनुष्य पोताना मननी बधी प्रबळ पशुवृत्तिओने अने इन्द्रियोना वेगोने पोताना ताबामां राखी पोताने संयमी अने वश्यात्मा बनाववानुं अति उपयोगी कार्य करी शके छे. पण एज वृत्तिना अतियोगथी के मिथ्यायोगथी मनुष्य, प्रपंची, खटपटी, दंभी, छळ कपटयुक्त, द्वेषी भाववाळो बनी जाय छे, ज्यारे ए वृत्तिनी मंदताने लीधे-तद्दन सरल, निखालस दीलनो बने छे. (Suspicious Mania) भ्रमोन्माद ए आ वृत्तिना स्थानना मगजना तन्तुओनी रोगयुक्त दशानुं परिणाम छे.

६. **उद्योग शक्ति.** (Executiveness) कार्यशक्ति, कोइपण प्रकारना कार्य पाछळ लागवानी शक्ति ए आ वृत्तिनुं कार्य छे. तेना द्वारा, शरीरनां सर्व स्थूल अवयवो जेवां के अस्थिओ, मास पेशीओ, मुख, जंघा, अने हाथपग आदि अवयवो शारीरिक कार्यो करवा माटे प्रेराय छे. आ वृत्तिना अतियोगथी शरीरनां कोइपण अवयवनो अति योग के मिथ्यायोग प्रवर्ते छे अने तेने लीधे कोइपण कार्यमां अति शीघ्र प्रवृत्ति, अति चपळता, अति व्यग्रता, धडपापड, धांधलीयापणुं, उग्रवेग, आवेश, जुस्सो अने क्रोध आदि दशाओ उत्तरोत्तर प्रवर्ते छे. अति क्रोध, अति गुस्सो के मारफाड करवानी अति प्रवृत्ति अथवा अनिमित्त प्रवृत्ति जेने राक्षसोन्माद कहेवामां आवे छे, ते आ वृत्तिना स्थानना तन्तुओना अतियोग के मिथ्यायोग अथवा रोगयुक्त दशानुंज परिणाम छे. आवा स्वभावना माणसोनां माथां व्याघ्र अने सिंह आदि प्राणीनी माफक बन्ने कान तरफ पहोळां अने बुद्धिशक्तिओना अग्रस्थानवाळा कपाळमां जोवां होय छे.

७. **शौर्यवृत्ति**—(Combativeness) स्पर्द्धा, हरिफाइ, बळ, साहस पराक्रम, हिम्मत, वीरता आदि भावो, जे मनुष्यनी अंदर जोवामां आवे छे ते आ वृत्तिनुं परिणाम छे. संसारमां पोताना स्वार्थनी सिद्धि करवा जतां अनेक अडचणो ज्यारे उपस्थित थाय छे, त्यारे आ वृत्ति बहुज सहायक अने उपयोगि थइ पडे छे. आ वृत्ति एक संरक्षकवृत्ति छे. मानव शरीरनी अंदर ए क्षात्रधर्मनुं साक्षात् मूर्तिमन्त मानसिक स्वरूप छे अने ज्यारे स्वार्थ, नीति, धर्म, संसार, परमार्थ आदिमां विघ्नो ऊभां थाय छे, त्यारे तेने हठाववा माटे वीरता अने साहसथी प्रबल करवा मनुष्यने प्रेरवो ए आ वृत्तिनो महान् सदुपयोग छे. आ वृत्तिना अति योगथी मिथ्या लडाइ, दंगा, अने कजीया करवा मनुष्य प्रेराय छे, ज्यारे हीनयोगथी मनुष्य निर्बळ-बायलो बिकणु अने डियकारो बने छे.

## ૨. ઘર સાંસારિક લાગણીઓનો સમૂહ.
## ( Social or Domestic Group of Faculties. )

જેના દ્વારા મનુષ્ય સમાજની અંદરના પ્રેમ, વાત્સલ્યસ્નેહ, દામ્પત્યસ્નેહ, મૈત્રીભાવ, ગૃહનિવાસેચ્છા, નાતિ, જાતિ, સભા, સોસાઇટી, નગર, શહેર અને રાજ્ય આદિનાં સર્વ સાંસારિક ભાવો અને સ્થિતિઓ વિગેરે ઉત્પન્ન થઈ ટકી રહેલી છે, તેવી સર્વ વૃત્તિઓનો આ ઘર સાંસારિક વૃત્તિઓમાં મુખ્ય રીતે સમાવેશ કરવામાં આવે છે; આ વૃત્તિઓના અવયવોનાં સ્થાનો મસ્તકના પાછળના ભાગ (occipital lobe) માં પશ્ચિમાશ્રિત નીચેની મગજની ગ્રન્થીઓમાં આવેલાં છે સ્ત્રીવર્ગની અંદર આ વૃત્તિઓનો સમૂહ ખાસ રીતે વૃદ્ધિ પામેલો હોય છે, જેથી તેઓનાં માથાં તે સ્થાનમાં ગોળ-ભરાવદાર અને ઉપસેલાં હોય છે. તેઓને વંશપરંપરાથી આ વૃત્તિઓનો સમૂહ પ્રબળ પ્રમાણમાંજ સામાન્ય રીતે બક્ષીસ મળતો આવે છે; જ્યારે જે સ્ત્રી પુરૂષોમા ઘરસાંસારિક લાગણીઓ ઓછી હોય છે, તેઓનાં મસ્તકના તે તે વૃત્તિવાળા પ્રદેશો બેઠેલા-ચપટા કે મંદ હોય છે. આ ઘરસાંસારિક લાગણીઓમાં નીચેની છ વૃત્તિઓનો સમાવેશ થાય છે, જેમાં સૌથી પ્રથમ સમગ્ર સંસારના પાયારૂપે પ્રેમભાવ બિરાજી રહેલ છે.

૮. પ્રેમભાવ-અથવા સ્નેહવૃત્તિ ( Amativeness )—આ વૃત્તિ સમગ્ર સંસારનું મૂળ છે. તેના વિના સંસારના કોઇ પણ પ્રાણીની કે સંસારની ઉત્પત્તિનોજ સંભવ નથી આ વૃત્તિનુ સ્થૂલ કાર્ય બજાવવા માટે પુરૂષવર્ગની અંદર લિંગ, વૃષણ, અંડકોષ, વીર્યવાહિનીઓ. અને વીર્યાશય વિગેરે અવયવોને, પેડુના ભાગમા સ્થાપન કરવામા આવેલા છે. જ્યારે સ્ત્રીવર્ગની અંદર ગર્ભાશય, અંડકોષ, રજવાહિનીઓ અને યોનિ આદિ પ્રજનન-ઇન્દ્રિયોના અવયવો સ્થાપવામા આવેલાં છે. સ્ત્રી અને પુરૂષને યુવાવસ્થાના પ્રભાવથી પરસ્પર આકર્ષી એકત્ર કરી, પ્રજનન ક્રિયા માટે લગ્ન સંબંધદ્વારા સંયુક્ત કરનાર આ મુખ્ય વૃત્તિ છે લગ્ન, પતિશીલત્વ વાત્સલ્યસ્નેહ, ગૃહનિવાસેચ્છા અને મૈત્રી આદિ સાંસારિક સર્વ ભાવોનો આ વૃત્તિ મુખ્ય આધાર કે પાયો છે. તેના અતિયોગ અને મિથ્યાયોગથી સંસારમા અનેક અનિષ્ટ પરિણામો અને જનનેન્દ્રિયોના વિવિધ પ્રકારના રોગો જન્મ પામે છે. લંપટતા, કામીપણું, વ્યભિચારવૃત્તિ, બહુગામિપણું, એ આ વૃત્તિના અતિયોગનું પરિણામ છે. કામાંધતા—એ આ વૃત્તિના સ્થાનના રોગનું પરિણામ છે હીનયોગથી-નપુંસકતા, નિર્માલ્યતા અને બાયલાપણું જન્મ પામે છે જ્યારે તેના યથાર્થ યોગથી-સંસારમા સર્વત્ર પ્રેમ અને આનંદથી "પ્રજાની અભિવૃદ્ધિ" રૂપ કુદરતની મહાન્ અને પવિત્ર ઇચ્છાની યથાવત્ પુર્તિ થાય છે. ' God is Love " પ્રભુ એ પ્રેમનો સાગર છે અને પ્રેમદ્વારાજ તેણે વિશ્વની વિવિધ પ્રજાઓને પેદા કરેલ છે. તેજ પ્રભુએ આપણા અને પ્રાણીમાત્રના મસ્તકમાં પણ પ્રેમભાવના તન્તુઓ સ્થાપન કરેલા છે. તેના ધર્મોનું યથાવત્ જ્ઞાનપૂર્વક પાલન કરવું એ પ્રભુની સમગ્ર પ્રજાનો એક મહાન્, પવિત્ર અને ઉચ્ચ ધર્મ છે. આ ઉપર જણાવેલા પ્રેમભાવનીજ યથાવત્ ખીલવણી અને સંવૃદ્ધિ માટે—

૯. દામ્પત્ય-સ્નેહ ( Conjugality )—અથવા લગ્ન સંબંધદ્વારા સ્ત્રી અને પુરૂષની અંદર પરસ્પર સંયુક્ત થવાની વૃત્તિ જન્મ પામે છે કે જે વૃત્તિને આધીન રહી ગૃહસ્થાશ્રમના બીજા અનેક ધર્મોનું પાલન યથાવત્ સંભવી શકે છે. લગ્ન એ મનુષ્યકૃત ધર્મ-કે માન્યતા નથી-પણ-પરમ કરૂણાળુ પિતાએ મનુષ્યના મસ્તકમા સ્થાપન કરેલ દામ્પત્ય સ્નેહના માનસિક તન્તુઓનો એ એક ધર્મ છે: અને તેની યથાવત્ સંતુષ્ટિ કરવી એ મનુષ્ય વર્ગના સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગ માટે યથાવત્ અભીષ્ટ છે. કારણ આ દામ્પત્ય ધર્મોના યથાવત્ પાલન ઉપરજ યોગ્ય ગૃહસ્થાશ્રમનો બધો આધાર છે અને યથાવિધિ લગ્નદ્વારા-શરૂ કરેલ ગૃહસ્થાશ્રમ યુક્ત દામ્પત્યધર્મના યોગ્ય પાલન ઉપરજ, ગર્ભાધાન ક્રિયા-અથવા પ્રજનન કર્મ-સુસંતાનોત્પાદન, તેઓનુ રક્ષણ-પોષણ અને શિક્ષણ-આદિ અનેક કાર્યોનાં આધાર રૂપ-વાત્સલ્ય સ્નેહના ધર્મો અવલંબી રહેલા છે.

૧૦ **વાત્સલ્ય સ્નેહ** ( Parental love ) અપત્ય પ્રીતિ બચ્ચાઓ પરનો, પ્રેમ-સ્નેહભાવ, એ મૂળવૃત્તિને આધારે સમગ્ર સંસારની બાળ પ્રજાઓ જન્મ પામે છે અને તેઓની નિરાધાર હાલતમાં પ્રેમપૂર્વક પોષાય છે-તેમજ સુરક્ષિત રહે છે પ્રજા માત્રની અભિવૃદ્ધિ, રક્ષણ, પાલન, પોષણ, શિક્ષણ અને એવાં બીજા અનેક કાર્યો મનુષ્ય સ્વભાવની અંદરની અથવા મનુષ્યના મસ્તકની અંદરની આ વૃત્તિઓના સ્થાનના તન્તુઓની સ્થિતિ ઉપર આધાર રાખે છે તેને આધારેજ સમગ્ર ભાવિ પ્રજાઓ-જન્મ પામી ટકી રહી, વિશ્વનો યથાવત્ ઉપભોગ કરવા માટે યોગ્ય અવસ્થાએ પહોંચવા સમર્થ થાય છે. સ્ત્રીને માટે પુરૂષ, અને પુરૂષને માટે સ્ત્રીની આવશ્યકતા છે અને તેના વિના સાંસારિક કોઇ ભાવોની જેમ યથાવત્ સિદ્ધિ સંભવતીજ નથી, પરસ્પરના યથાવત્ સંતોષને ખાતર જેવી રીતે સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગના શરીર યન્ત્રોની યોજના કરવામાં આવેલ છે, તેજ પ્રમાણે બન્નેની અંદર આ વાત્સલ્ય સ્નેહના અવયવો, અને પ્રજોત્પાદન ક્રિયાના સર્વ સાધનો-ઇશ્વરીય રચના દ્વારાજ યથાવિધિ જ્ઞાનયુક્તિપૂર્વક યોજવામાં આવેલા છે તેના યથાયોગ્ય પાલન રૂપ અનેક ધર્મોને યથાવિધિ પાળવા માટે સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગ, ઇશ્વરીય નિયમોથીજ બંધાયેલા છે પણ સુસંતાનોની ઉત્પત્તિ કોઇ અરણ્યમાં કે વૃક્ષોના થડ નીચે થઇ શકતી નથી તેને માટે યોગ્ય ગૃહ રૂપ યથાયોગ્ય સ્થાન અથવા આશ્રમ કે પક્ષિઓની માફક માળા વિગેરેની પણ આવશ્યકતા છે. જે આવશ્યકતાને યથાવિધિ સંતોષવા માટે મનુષ્યના મસ્તકમાં—

૧૧ **ગૃહનિવાસેચ્છા** ( Inhabitiveness ) અથવા અમુક સ્થાનમાં મકાન, આશ્રમ કે નિવાસસ્થાન બનાવી રહેવાની ઇચ્છાઓના તન્તુઓને પણ બહુજ બુદ્ધિમત્તાથી યોજવામાં આવેલા છે આવા સ્થાન કે આગમમાં કે માળામાં સ્થિરતા અને વિરામ અથવા વિશ્રાન્તિ પામી, પક્ષીઓ વિગેરે પોતાના ઇંડાઓનું સેવન કરે છે જ્યારે સઘળો સ્ત્રીવર્ગ પોતાના બચ્ચાઓને નિર્ભય રીતે સુરક્ષિતપણે પોતાની પ્રેમથી પેદા થયેલ પ્રજાને સુખ અને શાન્તિપૂર્વક જન્મ આપી, પાળી, પોષી, યોગ્ય ઉમરે પહોંચતા સુધી સંવૃદ્ધિ કરવા શક્તિવાન્ બને છે ગૃહનિવાસેચ્છાની અનુપમવૃત્તિદ્વારા ઉપરોક્ત બધા ધર્મો યથાવિધિ બજાવવાની-કેટલી બધી અનુકૂળતાઓ આપણને મળેલ છે, તેનો આપણને સ્વપ્ને પણ વિચાર સરખો આવી શકતો નથી છતાં ગ્રામ, નગર શહેર વિગેરેની બધી રચનાઓનો મૂળ-પાયો-કે આધાર-મનુષ્ય સ્વભાવની અંદર રહેલી આ વૃત્તિ ઉપર-અથવા તો તે વૃત્તિના સ્થાનના મગજની અંદરના તન્તુઓની ઉપરજ અવલંબી રહેલો છે, એ ઇશ્વરીય ગૂઢ રચનાને બહુજ થોડા મનુષ્યો હજી સુધી સમજી શકવા ભાગ્યશાળી થયા છે

૧૨ **મૈત્રીભાવ** (Friendship) આ વૃત્તિદ્વારા, સંબંધીજન નાતિ, જાતિ, સભા, સોસાઇટી, કૉન્ફરન્સ કોંગ્રેસ, કુટુંબ, ગ્રામ, નગર શહેર પ્રજા, રાજ્ય આદિના સર્વ સાંસારિક સામાજીક, કે સોશીયલ બંધારણો ટકી રહેલા છે માનવ સમાજરૂપ સમગ્ર શરીરને ઐક્યતાની મજબુત ગ્રન્થીથી ગુંથી રાખનાર આજ એક મુખ્ય વૃત્તિ છે કે જેના દ્વારા દુનીયામાં મહાન્ કાર્યોની અનેકવિધ પ્રવૃત્તિઓ અને યોજનાઓ પાર પાડવામાં આવેલ છે અને આવશે પણ,

૧૩ **તત્પરાયણતા**—( Continuity ) અથવા મગ્નતા એ ઉપર જણાવેલ નં ૮ થી ૧૨ સુધીના સર્વ સ્નેહમય સાંસારિક સંબંધોને કે સ્નેહભાવોને લાંબા વખત સુધી સ્થિરતાપૂર્વક ટકાવી રાખનાર મજબુત બનાવી મનુષ્ય સમાજની સર્વ સાંસારિક પ્રવૃત્તિઓના પ્રવાહોને નિરંતર પ્રવર્તાવનાર, મુખ્ય વૃત્તિ છે સંસાર ચક્રનો એ મુખ્ય આધાર છે ઉપરોક્ત બધી વૃત્તિઓને દર્શાવનાર મસ્તકની અંદર જેમ અલગ અલગ સ્થાનમાં તંતુઓની ગ્રંથી વિશેષ છે તેવીજ રીતે આ તત્પરાયણતાના ભાવને દર્શાવનાર પણ માનસિક અવયવ વિશેષ મનુષ્યના મસ્તકમાં છે તેને લીધે પ્રેમ, દામ્પત્ય, વાત્સલ્ય, ગૃહનિવાસેચ્છા, અને મૈત્રી આદિ સાંસારિક ભાવો લાંબા વખત સુધી અનેક પ્રયોજનોની સિદ્ધિ માટે બુદ્ધિપૂર્વક ટકાવી રાખવામાં આવે છે સમગ્ર સાંસારિક સંબંધોને સ્નેહની શૃંખલાથી સંયુક્ત કરી રાખનાર આ સર્વોપરિ-વૃત્તિ છે અને તેટલાજ માટે સાંસારિક વૃત્તિઓમાં સર્વથી ઉચ્ચ સ્થાન, આ વૃત્તિને આપવામાં આવેલ

## ૩. ઉત્કર્ષક વૃત્તિઓનો સમૂહ. ( Aspiring group of Faculties. )

એનાં દ્વારા મનુષ્યનું મન, ઉન્નતભાવયુક્ત, બની ઉચ્ચયોરી અને પ્રગતિયુક્ત દશાને પ્રાપ્ત થવા માટે હમેશાં ઉદ્યત બને છે. એવી મનુષ્યના મનને ઉત્કર્ષક દશાએ લઇ જવાની વૃત્તિઓને દર્શાવનાર કે પ્રકટ કરનાર વૃત્તિઓના મનુષ્યના મસ્તકની અંદર તન્તુ-ગ્રન્થીઓ રૂપ અવયવો છે, જેઓનો આ ઉત્કર્ષ વૃત્તિઓના સમૂહમાં સમાવેશ થાય છે. મસ્તકની અંદર તન્તુગ્રન્થીઓરૂપ અવયવો છે જેઓના આ ઉત્કર્ષક વૃત્તિઓના સમૂહોમાં સમાવેશ થાય છે. મસ્તકની અંદર આ વૃત્તિઓનાં સ્થાનો પાર્શ્વલોબ ( Parietal lobe ) માં છે, અને તે સમૂહની અંદર, સાવધતા, યશાભિલાષ, સ્વમાન અને ધૈર્ય આદિ ચાર શુભ વૃત્તિઓનો સમાવેશ થાય છે. આમાંથી

૧૪. સાવધતા ( Cautiousness ) હૃદય, આ એક સંરક્ષકવૃત્તિ છે. આત્મરક્ષકવૃત્તિઓ, ધરસંસારક વૃત્તિઓ, નૈતિક અને ધાર્મિક લાગણીઓ, તેમજ પ્રાવિણ્ય પ્રદાયકશક્તિઓના સમૂહની વચ્ચમાં આ વૃત્તિને સ્થાન આપવામા આવેલું છે. જે એમ દર્શાવે છે કે, આ વૃત્તિનો ઉપયોગ તે તે સમૂહની સર્વ વૃત્તિઓના કાર્ય સાથે મળી, યથાર્થ સાવધતાપૂર્વક તે સર્વ સમૂહોની વૃત્તિઓનાં કાર્યને ચલાવવા માટે તે યોગ્યજ છે. આ વૃત્તિના અતિયોગથી મનુષ્ય અતિસાવધ, શંકાશીલ, બીકણ અને ડરપોક બની જાય છે. જ્યારે હીન યોગથી, ગમાર, બેખબર, બેવકુફ કે ગાફલ મનાય છે પણ તેના યથાર્થ ઉપયોગથી હમેશાં ક્ષેમકુશળતાના માર્ગો તરફ તે મનુષ્યને લઇ જાય છે માટે તેની ગણના ઉત્કર્ષક વૃત્તિઓના સમૂહમાં કરવામાં આવેલ છે.

વિના કદી પણ કોઇ આગળ વધી શકે નહીં ધન, વિદ્યા, યશ, ધર્મ, સાંસારિક સુખ, આદિ સર્વ કામનાઓની યથાવત્ પૂર્તિ કરવામા ધૈર્યરૂપ ધનની તો હમેશાં જરૂર પડે છે. સાધુ પુરૂષો અને મહાપુરૂષોનું ધૈર્ય, એજ ખરેખરૂં ધન છે " धैर्यधनाहि साधव " એ વાક્યોમા મહાન ગૂઢ ભાવ ભરેલો છે આ વૃત્તિના અતિયોગથી મનુષ્ય દુરાગ્રહી હઠી, અને જક્કી બની જાય છે જ્યારે ન્યૂનયોગ અથવા હીનયોગથી ઢીલો, ઢચુપચુ મનવાળો, અસહનશીલ અને મનોબળહીન બની જાય છે બન્ને દશા ઇચ્છવા યોગ્ય નજ ગણી શકાય

આ ઉત્કર્ષક વૃત્તિઓના સમૂહમા નં. ૧૪ સાવધાનતા, નં ૧૫ યથાભિલાષા, નં. ૧૬ સ્વમાન અને નં. ૧૭ દૃઢતા એ ચારે વૃત્તિઓની પરસ્પરની ઉપયોગિતા, મહત્વ અને તેઓના સ્થાન વિગેરેની યથાયોગ્ય યોજના અને પરિસ્થિતિ સબધી પણ વિચાર કરતા અને આસપાસની અન્ય વૃત્તિઓના સમૂહો સાથેના તેઓના સંબંધોને વિચારપૂર્વક ધ્યાનમા લેતા ઘણુ ઘણુ શીખવાનુ મળી શકે તેમ છે.

## નં. ૪ નૈતિક અને ધાર્મિક વૃત્તિઓ (Moral and Religious Sentiments.)

મનુષ્યની અંદરની આ નૈતિક અને ધાર્મિકવૃત્તિઓના સમૂહમા નં. ૧૮ ભક્તિભાવ, નં ૧૯ અધ્યાત્મરતિ, નં. ૨૦ આશા, નં ૨૧ આત્મનિષ્ઠા અને નં ૨૨ દયા અથવા પરોપકારવૃત્તિ આદિ પાચ અવયવોનો સમાવેશ થાય છે જો કે મનુષ્યના મનની અંદર જેટલી વૃત્તિઓ છે તે પ્રત્યેકના ભિન્ન ભિન્ન ધર્મો છે અને પ્રત્યેક વૃત્તિનો ધર્મ તે તે વૃત્તિના કાર્ય અને સ્થાનની અંદરજ સમાયેલ રહે છે છતા આ વૃત્તિઓના સમૂહનુ કાર્ય, અન્ય વૃત્તિઓના સમૂહો કરતા ખાસ ઉચ્ચ પ્રકારનુ હોવાથી, મસ્તકના સૌથી એવા ઉચ્ચા પ્રદેશમા તેને મુકવામા આવેલ છે કે જ્યા સ્વાર્થી, સંસારી કે ખટપટી ભાવોને કોઇ પણ પ્રકારનુ સ્થાનજ નથી. જેઓમા આ વૃત્તિઓ સારા પ્રમાણમા હોય છે, તેઓના મસ્તક નં ૧૮ થી ૨૨ સુધીના સ્થાનોમા-ઉચ્ચા અને મધ્યમાથી ઉન્નત હોય છે જ્યારે જેઓમાં જે જે વૃત્તિની ખામી હોય છે તેઓનો તે તે ભાગ દબાયેલ-બેઠેલો અથવા અવનત હોય છે, જેના ઉપરથી દરેક વૃત્તિની ન્યૂનાધિકતા યથાવત્ પારખી શકાય છે

૧૮. ભક્તિભાવ—( Veneration ) અર્થાત્ ઇશ્વર, વડીલ અને પૂજ્યજનોના ઉપર ભક્તિ, શ્રદ્ધા અને માનની લાગણી વિનય અને ઉપાસ્યભાવની વૃત્તિથી વર્તવાની ઇચ્છા થવી, એ આ વૃત્તિનુ કાર્ય છે. ન્યૂનતાથી મનુષ્ય, નાસ્તિક, પુજ્યભાવ રહિત, (Nonbeliever) બને છે જ્યારે એ વૃત્તિના અતિયોગથી અંધશ્રદ્ધાળુ અને ભગતડા બની જાય છે મનુષ્ય જીવનને શ્રદ્ધા, વિનય ભક્તિ આદિ ભાવયુક્ત બનાવવા માટે આ વૃત્તિની યોગ્ય પ્રમાણમા ખાસ જરૂર છે અને એટલા માટેજ ધાર્મિક વૃત્તિઓમા આ વૃત્તિનું સ્થાન સૌથી શ્રેષ્ઠ અને ઉચ્ચ સ્થાને યોજવામા આવેલ છે સૃષ્ટિનિયતા પરમપિતા પરમાત્મા પ્રત્યેના ભક્તિભાવની આ શ્રેષ્ઠ અને મહાનવૃત્તિથી બીજી કોઇ પણ શ્રેષ્ઠ વૃત્તિ આખા વિશ્વમા અસ્તિત્વ ધરાવતી નથી

૧૯ અધ્યાત્મરતિ, ( Spirituality )—અથવા અર્થપ્રિયતા નવુ નવુ અને વિચિત્ર અથવા આશ્ચર્યકારક અને દિવ્ય ગુણયુક્ત હોય તે જોવા જાણવાની ઇચ્છા થવી, એ આ વૃત્તિનો પ્રભાવ છે આત્મા, પરમાત્મા જેવા ગૂઢ તત્વો તરફ મનનુ વલણ થવુ, એ આ વૃત્તિનો સ્વભાવ છે. આ વૃત્તિના અતિયોગથી ભૂત, પ્રેત, પિશાચ અને સ્પીરીટો વિગેરેની વહેમી માન્યતાઓ તરફ મનનુ વલણ થઇ જાય છે જ્યારે તેના હીનયોગ કે મદયોગને લીધે કેવળ પ્રાકૃતિક, દૃશ્ય અને પ્રત્યક્ષ વિષયો સિવાય, અન્ય કોઇ દિવ્ય અને આશ્ચર્યમય-પદાર્થો કે તત્વો આ વિશ્વમા છે એવી માન્યતાનો સ્વિકાર કરવામા પણ શકથી મનવાળો મનુષ્ય બની જાય છે કેવળ Materialist અથવા પ્રત્યક્ષ પરાયણ થઇ જાય છે જ્યારે આ વૃત્તિના યથાર્થ યોગથી અનેક અવનવા અને આશ્ચર્યકારક વિષયોને જોવા જાણવા તેમજ તેની

શોધખોળ કરવા તરફ મનનુ વલણ થાય છે અને આખરે મનુષ્યની પ્રવૃત્તિ વિજ્ઞાનયુક્ત ધર્મ તરફ સ્વાભાવિક રીતેજ પ્રવર્તે છે

૨૦ આશા ( Hope )—આ એક અજબવૃત્તિ છે તેના દ્વારા મનુષ્ય ઉત્સાહયુક્ત, આનંદિત, પ્રફુલ્લ અને ખુશખુશાલ થઇ રહે છે પ્રસન્નતા એ આ વૃત્તિનો પ્રભાવ છે હીનયોગથી મનુષ્ય નિરુત્સાહી, મંદ, સુસ્ત અને શોકાતુર બને છે જ્યારે અતિ આશાને લીધે, હવાઇ કિલ્લાઓ બાંધી અનેક પ્રકારના કષ્ટો ઉઠાવે છે મનુષ્યજીવનની યથાવત્ પ્રગતિ માટે અને જન્મજન્માંતરમા સુખ દુ:ખની કર્માનુસાર પ્રતિ-સબંધી માન્યતા માટે આ વૃત્તિ બહુજ અગત્યનુ કાર્ય બજાવે છે આશાવાદિ હમેશા પૂનર્જન્મને માનનાર હોય છે, જ્યારે નિરાશાવાદિનુ સર્વસ્વ અહીંજ સમાપ્ત થાય છે. આશાવાદિ હમેશાં પ્રગતિશીલ થઇ રહે છે, જ્યારે નિરાશાવાદી હમેશા ઘાંચી બળદની માફક લોથપોથ અને શિથિલ બની જીવનથી કંટાળે છે

ઔદાસ્ય—( Melancholia ) એ આ અવયવના સ્થાનનો રોગ છે

૨૧ આત્મનિષ્ઠા ( Conscience )—સત્ય, ન્યાય અને અન્તઃકરણના અવાજને માન આપી મનુષ્ય જીવનને ચલાવનાર આ આત્મનિષ્ઠાની વૃત્તિ છે આચાર, વિચાર, ચારિત્ર્ય, નીતિ, ધર્મ આદિના સિદ્ધાન્તોનુ નિષ્પક્ષપાત શિક્ષણ પ્રેરણારૂપે આપનાર મનુષ્ય સ્વભાવની આ એક વૃત્તિ છે, જે મનુષ્ય માત્રને કર્તવ્યાકર્તવ્યનો યથાવત્ નિર્ણય આન્તરીય-રીતે આપે છે અથવા દર્શાવે છે એક સન્મિત્ર તરીકેનુ મહાન પવિત્ર અને વિશુદ્ધ કાર્ય કરનાર આ વૃત્તિ છે તેના અવાજને માન આપી ચાલનારનો સર્વદા વિજયજ છે

" Conscience, though distasteful truths may tell,
But mark its sacred lessons, well
With it whoever falls at strife,
Looses a better friend for life "

૨૨ દયા અથવા પરોપકાર વૃત્તિ—આ પણ એક ઘણીજ મહત્વની મનુષ્યના મનની વૃત્તિ છે સંસારના અનેક દુઃખોથી સન્તપ્ત થયેલ આત્માઓને સુખ, શાન્તિ, આશા, ઉત્સાહ, અને જીવન આપનાર તેમજ નિસ્વાર્થપણે જગતના સુખ માટે ત્યાગ કરી રહેલ આ એક ઉત્તમ વૃત્તિ છે ધર્મનો મૂળ પાયો અથવા શરૂઆત અહિંથીજ થાય છે આટલા માટેજ આ વૃત્તિને બુદ્ધિશક્તિઓના સમગ્ર સમૂહની ઉપર અને ધાર્મિક વૃત્તિઓના સર્વ સમૂહના અગ્રસ્થાનમાજ યોજવામા આવેલ છે અનાથાશ્રમો, દવાખાનાઓ, શિક્ષણશાળાઓ, નવા કાનુનો અને રાજ્ય આદિના ઉદાર બંધારણયુક્ત સસ્થાઓ વિગેરેના અસ્તિત્વના ઉંડા મૂળ, બારિક તપાસ કરતા આપણને આ દયાની મહાન વૃત્તિમાથીજ ઉદ્ભવ થયેલા માલુમ પડશે " दया धर्मको मुल है "

अहिंसा सत्यमस्तेय शौचमिन्द्रियनिग्रहः
धीर्विद्यासत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥

આ શ્લોકની અંદર મનુ મહારાજે દર્શાવેલા ધર્મના બધા લક્ષણોનો સામાન્ય રીતે નં. ૧૮ થી ૨૨ સુધીની વૃત્તિઓમા યથાવત્ સમાવેશ થઇ જાય છે

## નં. ૫. પ્રાવિણ્ય પ્રદાયક શક્તિઓનો સમૂહ.

## ( Self perfecting Group of Faculties ).

જેના દ્વારા મનુષ્ય, પોતાની સ્વાર્થ વૃત્તિઓને સુધારી, પશુવૃત્તિઓને વશ કરી, કળા, કૌશલ્ય, સૌન્દર્ય પ્રેમ, ઔદાર્યભાવ અનુકરણ અને હાસ્ય આદિ ઉન્નત અને પ્રવિણ ભાવો તરફ વળે છે, તે વૃત્તિઓના સમૂહને " પ્રાવિણ્ય પ્રદાયક શક્તિઓનો સમૂહ " કહેવામાં આવે છે. આ શક્તિઓના સમૂહનું સ્થાન કુદરતે આત્મરક્ષકવૃત્તિઓ અને ધાર્મિક વૃત્તિઓના સમૂહની વચ્ચોવચ્ચના મસ્તકના સ્થાનના ગુંચળાઓમા એટલા માટેજ યોજેલું જણાય છે કે તેથી મનુષ્ય પોતાની હલકી વૃત્તિઓનો ત્યાગ કરી, ઉચ્ચ અને ઉન્નત ભાવો તરફ જવાનું વલણ સ્વીકારી સુખી થાય.

આ સમૂહની અંદર નં. ૨૩. કળાકૌશલ્ય, નં. ૨૪. સૌન્દર્ય પ્રેમ નં. ૨૫. ઔદાર્યભાવ નં. ૨૬. અનુકરણ શક્તિ અને નં. ૨૭. હાસ્યવૃત્તિ એમ પાચ વૃત્તિઓના અવયવોનો સમાવેશ થાય છે.

૨૩. કળા કૌશલ્ય. અનેક પ્રકારનાં યન્ત્રકામ, સંચાકામ, રેલ્વેટીમર આદિ જેવા યંત્રોની યોજના, વાડી બગીચા, મકાનો આદિની રચના અનેક પ્રકારના ફરનીચરો વિગેરે બનાવવાની કળા વિગેરે સર્વ કાર્યો, આ વૃત્તિને આભારી છે. સંસારની અંદરની અનેક પ્રકારની કળા કૌશલ્યની પ્રવૃત્તિ અને વૃદ્ધિ આ વૃત્તિનેજ આભારી છે. ઇશ્વરીય સમ્પૂર્ણ સૃષ્ટિની રચના પણ એ વૃત્તિને લીધે થયેલ છે. સુતાર, લુહાર, કડીયા, સોની, એનજીનીયર અને પણકરોનો બધો વૈભવ આ વૃત્તિનેજ આભારી છે. ધનાદિ પદાર્થોની પ્રાપ્તિનું આ વૃત્તિ એક મુખ્ય અને પ્રબળ સાધન છે એટલા વાસ્તે નં. ૪ વાળી વિત્તેષણાની વૃત્તિના અગ્રસ્થાનમા અને બુદ્ધિ શક્તિઓના સમૂહની બાજુમાજ આ વૃત્તિને સ્થાન આપવામાં આવેલ છે.

૨૪. સૌન્દર્ય પ્રેમ. સમગ્ર સૃષ્ટ પદાર્થોની રચના કૃતિ અને ઉપયોગિતામાં આ સૌન્દર્યપ્રેમના ભાવને સર્વત્ર યોજવામાં આવેલ છે. દરેક પદાર્થમાં રૂપ, રંગ, વજન, કદ આદિનું જે સૌન્દર્ય સમાયેલું છે, તેનું જ્ઞાન આ વૃત્તિનેજ આભારી છે સમગ્ર સૃષ્ટિનું તેમજ માનવકૃતિનું પણ સૌન્દર્ય યથાયત્ સમજવું. સ્વીકારવું કે અનુભવવુ એ આ વૃત્તિનું મુખ્ય કાર્ય છે. કવિઓની દિવ્ય કલ્પનાશક્તિ અને કાવ્યશક્તિ એ આ વૃત્તિનોજ પ્રભાવ છે.

૨૫. ઔદાર્યભાવ—સૃષ્ટિની મહાન, ભવ્ય અને ગાંભીર્યપૂર્ણ ઇશ્વરીય રચનાનો, આકાશ પાતાળના સર્વ પદાર્થોની ભવ્ય ખુબીઓનો અને મહત્તાનો કલ્પનાદ્વારા અથવા પ્રત્યક્ષ રીતે અનુભવ કરવા પ્રેરવું—કે અનુભવ કરવો, એ આ વૃત્તિનું મુખ્ય કાર્ય છે. ખગોળ—ભૂગોળ, રસાયન, યન્ત્રકામ, અને પદાર્થ વિદ્યા આદિની અંદરની મહાન આશ્ચર્યકારક શોધો—આ વૃત્તિની ભવ્ય શક્તિને જ આધિન છે. આ વૃત્તિદ્વારા મનુષ્ય ઉદાર, મહાન અને ભવ્યભાવયુક્ત બને છે. આ વૃત્તિના અતિયોગથી મનુષ્ય ગપોડી, અને ખોટાબોલો બને છે.

૨૬. અનુકરણ શક્તિ—આ વૃત્તિનું કાર્ય પણ બહુજ મહત્વનું છે. વાચન, લેખન, શિક્ષણ, ભાષા, પહેરવેશ, ખાવવા પીવવાની રીતભાત આદિ સર્વ વ્યવહારો, મનુષ્ય સમાજના મોટા સમુદાયમાં લગભગ એક સરખાજ લેવામા આવે છે, તેનું કારણ આ અનુકરણ-શક્તિનોજ પ્રબળ પ્રભાવ છે. નાટકો અને સિનેમા આદિ દ્વારા આ વૃત્તિને પ્રદિપ્ત કરવા માટે અને લોક સુધારણાર્થે ઘણુંજ વિસ્તૃત સાહિત્ય ઉત્પન્ન થયેલું જે લેવામાં આવે છે, તે બધો પ્રતાપ કેવળ આ અનુકરણ શક્તિના પ્રમુખપણે પ્રવર્તિ રહેલ પ્રભાવનોજ છે. તેના વિના મનુષ્ય કેવળ પશુ સમાન હાલતમાંજ કદાચ હમેશાં બની રહેત. આ વૃત્તિના અતિયોગ અને અનિયન્ત્રિત ઉપયોગથી અનેક પ્રકારના અનિષ્ટ પરિણામો નિપજે છે. જ્યારે યથાર્થ ઉપયોગદ્વારા જનસમાજની સુધારણાર્થે અનુપમ પ્રકારના હાવભાવ વિગેરેના દર્શનદ્વારા અનેક પ્રકારનું

સુધારણાનું કાર્ય કરવા માટે આ વૃત્તિ મહાન આશ્ચર્યજનક પરિણામો લાવી કે દર્શાવી શકે તેમ છે. માત્ર એ વૃત્તિનો ઉપયોગ, બુદ્ધિ અને ધર્મભાવથી થવાની જરૂર છે.

૨૭. હાસ્યવૃત્તિ—આ વૃત્તિ, મનુષ્ય સમાજની નૈતિક ધાર્મિક અને સાંસારિક તથા બુદ્ધિ સંબંધી પ્રગતિ તેમજ સુધારણા કરવામાં અનેક રીતે સહાયભૂત થઇ શકે તેમ છે. "મૃદુહાસ્ય, ટીકા અથવા ઠઠ્ઠાના પાત્ર ન થવાય" એવી બ્હીકથી જન સમાજનો મોટો ભાગ પોતાની અયોગ્ય પ્રવૃત્તિઓને વશ રાખી, દાબી મુકી, યોગ્ય માર્ગે પોતાની મેળેજ પ્રવર્તે છે આમ થવામા ઉપરોક્ત હાસ્યવૃત્તિનો પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષપણે પણ પ્રભાવ પડે છે. અનુકરણશક્તિની માફક આ પણ એક સુધારક વૃત્તિ છે અને એટલાજ માટે તેનું સ્થાન બુદ્ધિ શક્તિઓના સ્થાનની ઠીક ઉપરના ખુણામાં અને ધાર્મિક વૃત્તિઓ તેમજ પ્રાવિણ્ય પ્રદાયક શક્તિઓના સમૂહની વચ્ચો વચ્ચ, યોજવામાં આવેલ છે. અન્ય વૃત્તિઓની માફકજ આ વૃત્તિના અતિયોગ અને મિથ્યા યોગથી પણ અનેક અનિષ્ટ પરિણામો નિપજે છે. જ્યારે તેના યથાર્થ યોગથી અનેક શુભ પરિણામો સહેલાઇ અને સરલતાથી લાવી શકાય છે. અનુકરણ, હાસ્ય, અને સૌન્દર્યપ્રેમ આદિ વૃત્તિઓનાં ન્યૂનાધિક સંયોગો સાથે અન્ય વૃત્તિઓના પણ તેવાજ સંમિશ્રણો-દ્વારા મનુષ્ય જીવન, અનેક પ્રકારનાં ભાવો વાળું બને છે.

## નં. ૬. અવલોકન શક્તિઓનો સમૂહ. (The Perceptive Group of Faculties)

જે વૃત્તિઓના સમૂહદ્વારા વિશ્વના સમગ્ર પદાર્થોનું અવલોકન કરી, તેઓનાં આકૃતિ, કદ, પ્રમાણ, વજન, રંગ, વ્યવસ્થા, સંખ્યા, સ્થાન અને અન્ય ગુણો તથા સ્થિતિઓ વિગેરેનું પ્રત્યક્ષ નિરીક્ષણ કરી, નિર્ણય કરવામા આવે છે, તે વૃત્તિઓના સમૂહને "અવલોકન શક્તિઓનો સમૂહ" કહેવામા આવે છે. આ વૃત્તિ-ઓનાં સમૂહનું સ્થાન, અવલોકન શક્તિઓના મૂળ આધારરૂપ, નેત્રોના અસ્થિઓની ઉપર આવેલ મનુષ્યના અગ્ર કપાળ નીચેના મસ્તકના તળીયાના ભાગમાં આવેલ છે આ વૃત્તિઓનાં સમૂહની અંદર નીચે પ્રમાણેની અવલોકન શક્તિઓનો સમાવેશ થાય છે

નં. ૨૮ અવલોકનશક્તિ નં. ૨૯. આકૃતિજ્ઞાન નં. ૩૦ કદ જ્ઞાન નં. ૩૧. વજન જ્ઞાન. નં. ૩૨ રંગજ્ઞાન નં. ૩૩ વ્યવસ્થાજ્ઞાન નં. ૩૪ ગણિતજ્ઞાન નં. ૩૬ સ્થળજ્ઞાન. આ પ્રમાણે અવલોકન શક્તિઓના આઠ મુખ્ય અવયવો-મગજના આગલા ભાગના તળીયાનાં પ્રદેશમાં આવેલા છે. આ ઉપરાંત પંચજ્ઞાનેન્દ્રિયોના વિષયોને પ્રત્યક્ષ કરનાર પાંચ જ્ઞાનેન્દ્રિયના માનસિક અવયવરૂપ તન્તુઓ પણ મગજના તળીયાના પ્રદેશમાં આવી રહેલાં છે, જેને આપણે ઘ્રાણતન્તુ, દર્શનતન્તુ, સ્વાદતન્તુ, શ્રવણતન્તુ, અને સ્પર્શતન્તુ તરીકે સામાન્ય રીતે ઓળખીએ છીએ

પ્રાકૃતિક પદાર્થ માત્રના ગુણ દોષ વિગેરેની પ્રત્યક્ષ પ્રમાણો દ્વારા પરીક્ષા કરી તેઓના યથાવત્ સ્વરૂપનું જ્ઞાન મેળવવું, એ આ અવલોકન શક્તિઓના સમૂહનું તેમજ પંચ જ્ઞાનેન્દ્રિયના અવયવોનું મુખ્ય કાર્ય છે. વનસ્પતિશાસ્ત્ર, શારીરશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, ચિત્રકળા, ગણીત, પદાર્થવિજ્ઞાન, યન્ત્રશાસ્ત્ર, ભૂતળશાસ્ત્ર, ભૂસ્તરશાસ્ત્ર, કૃષિ, ભુગર્ભશાસ્ત્ર, ભુમિતિ, ખગોળ આદિ મહાન શાસ્ત્રો અને તેના સિદ્ધાન્તોની શોધખોળ કરવામા આ અવલોકન શક્તિઓનો સમગ્ર સમૂહ ખાસ કરી મુખ્ય ભાગ ભજવે છે. સુતાર, લુહાર, કડીયા, ચિત્રકાર, પેન્ટર, એન્જીનીયર, સરજન, સરવેયર, રંગારા, ઝવેરી, ગણીતશાસ્ત્રી, મહાન મુસાફરો, ખગોળશાસ્ત્રીઓ વિગેરેમા આ વૃત્તિઓનો સમૂહ પ્રબળ પ્રમાણમા હોવાની જરૂર છે. ટેલીસ્કોપ, બાયોસ્કોપ, માઇક્રોસ્કોપ, થીઓડોલાઇટ, બાયનોક્યુલર, મેત્રયન્ત્ર, ધટિયન્ત્ર, ટેલીફોન, ટેલીગ્રાફ આદિ સર્વ યન્ત્રો, માત્ર આ આપણી અવલોકન શક્તિઓ-દ્વારા શોધાયેલ અને અવલોકન શક્તિઓનેજ સહાયભૂત બની, તેઓનાજ ક્ષેત્રને વિસ્તૃત કરનાર માત્ર મનુષ્ય કૃત સાધનોજ છે. તેઓ દ્વારા આકાશ, પાતાળ અને અન્તરિક્ષના અનેક પદાર્થોનાં સ્વરૂપ, કદ, આકાર, રંગ વજન,

ગણના, સ્થાન, દૂરતા આદિ અનેક વિષયોનું જ્ઞાન, આપણે હજારો અને લાખો નહીં કિન્તુ કરોડો માઇલ દૂર હોવા છતાં પણ પ્રત્યક્ષ અનુભવી શકીએ છીએ આ અવલોકન શક્તિઓના સમૂહે પ્રત્યક્ષરૂપે મેળવેલા જ્ઞાનના ઉપરજ આપણી બુદ્ધિશક્તિઓના કાર્યનો બધો આધાર છે અવલોકન શક્તિઓએ અર્પેલ રેસ અનુભવજન્ય માનસિક ખોરાક ઉપરજ બુદ્ધિશક્તિના અવયવો મુખ્ય અંશે જીવે છે અવલોકનજન્ય જ્ઞાન એ બુદ્ધિશક્તિઓનો મૂળ પાયો છે આપણા તર્ક, તુલના, સ્મૃતિ આદિના માનસિક અવયવો, અવલોકન શક્તિઓએ મેળવેલા અનુભવો ઉપરજ પોતાની સર્વ માનસિક ઇમારતો રચી શકે છે. સમગ્ર જ્ઞાનનો પાયો ખરેખર-અવલોકન શક્તિઓ ઉપરજ આધાર રાખે છે અને એટલા માટે અવલોકન શક્તિના અવયવોને, બુદ્ધિશક્તિના અવયવોના પાયારૂપ-મગજના તળીયાના ભાગમાજ પરમપિતા પરમાત્મા દ્વારા યોજવામાં આવ્યા છે, તે ખરેખર યથાર્થ અને બહુજ હેતુપૂર્વકજ છે એમ સ્પષ્ટ થાય છે પદાર્થ વિજ્ઞાનના સમ્પૂર્ણ-મહત્વપૂર્ણ વિષયોને પ્રત્યક્ષ કરનારા સર્વ મુખ્ય અવયવો-આ અવલોકન શક્તિઓના સમૂહમા વિરાજી રહેલા છે ડારવીન, હક્ષલી ન્યૂટન, ગેલેલીયો, ભાસ્કરાચાર્ય, આર્યભટ્ટ, એડીશન, મારકોની આદિ પુરૂષોને મહાન બનાવનાર, આજ સ્થાનના મગજના મુખ્ય અવયવો છે

આ વૃત્તિઓના સમૂહમા જે જે અવયવોનો સમાવેશ થાય છે તેઓના કાર્ય નીચે પ્રમાણે છે —

૨૮ અવલોકન શક્તિ—આ શક્તિદ્વારા ફોટોગ્રાફિક કેમેરાની માફક પદાર્થ માત્રના સામાન્ય સ્વરૂપનુ અવલોકન થઇ શકે છે આપણા નયન યુગલ, એ માત્ર તેના સ્થૂલ સાધનો છે

૨૯ આકૃતિજ્ઞાન—આ શક્તિદ્વારા પદાર્થ માત્રના આકાર અર્થાત્ લંબાઇ, પહોળાઇ ઉંચાઇ વિગેરેમા સમાયેલ આકૃતિ-જ્ઞાન મેળવી શકાય છે

૩૦. કદજ્ઞાન—આ શક્તિદ્વારા પદાર્થમાત્રના નાના મોટા કદ વિગેરેનુ સ્વરૂપજ્ઞાન વિશેષ અંશે અનુભવી શકાય છે

૩૧. વજનજ્ઞાન—આ શક્તિદ્વારા પદાર્થ માત્રના વજનનુ અથવા ભારી હલકાપણાનું તુલનાત્મક જ્ઞાન થઇ શકે છે અથવા અનુભવી શકાય છે

૩૨. રંગજ્ઞાન—આ શક્તિના અવયવદ્વારા પદાર્થ માત્રના જુદા જુદા રંગ અને તેની અંદરના અનેક પ્રકારના મિશ્રણો વિગેરેનુ સ્વરૂપજ્ઞાન મેળવી કે અનુભવી શકાય છે ચિત્રકામ-પેન્ટીંગ રંગારાનુ કામ એ બધો આ શક્તિનો પ્રતાપ છે જો કે તેમા બીજી પણ શક્તિઓ પોતપોતાનો ભાગ ન્યૂનાધિક રીતે ભજવે છે ખરી

૩૩. વ્યવસ્થાજ્ઞાન—આ શક્તિદ્વારા પદાર્થ માત્રના પારસ્પરિક સંબંધોના વ્યવસ્થિતપણાનુ જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે જેને આપણે Order વ્યવસ્થા, ક્રમ, સ્વચ્છતા વિગેરે કહીએ છીએ તે, આ વૃત્તિનોજ પ્રભાવ છે

૩૪. ગણિતજ્ઞાન—આ શક્તિદ્વારા પદાર્થ માત્રની સંખ્યાનુ અને તેના પારસ્પરિક વધતા ઓછા સંબંધોનુ જ્ઞાન થઇ શકે છે

૩૫ સ્થળજ્ઞાન—આ શક્તિદ્વારા પદાર્થ માત્રના સ્થાન અને તેઓના અન્ય પદાર્થો સાથના પૂર્વાપર અથવા નજીક કે દૂરના સંબંધો વિગેરેનુ યથાર્થ જ્ઞાન થઇ શકે છે

## નં ૭ બુદ્ધિ અને મનન શક્તિઓનો સમૂહ.

## ( Literary and Reflective Group of Faculties )

આ સમૂહની અંદર મનુષ્યના મનની જુદી જુદી શક્તિઓ કે જેના દ્વારા સ્મૃતિ, તાલ, સંગીત, તર્ક, મનન, તુલના, સમાલોચના અને પ્રેરણા આદિ બુદ્ધિ અને મનનશક્તિઓના મહાન કાર્યો પ્રવર્તિ રહેલા છે, તેઓના માનસિક અવયવોનો સમાવેશ થાય છે પશુ અને અન્ય પ્રાણીઓની અંદર, આવા ઉચ્ચ પ્રકારની બુદ્ધિ અને મનન અથવા તર્ક શક્તિ આદિ આ સમૂહની વૃત્તિઓનો અમુક અંશે અભાવ હોવાથી તેઓના અગ્ર કપાલ કે તેની નીચે આવેલા મસ્તકની અંદરના માનસિક અવયવોના પ્રદેશો, ઉન્નત કે ઉપસેલા જોવામા આવતા નથી જ્યારે મનુષ્યની અંદર આ વૃત્તિઓનો સમૂહ સારી રીતે ખીલેલ હોવાથી, તેઓના અગ્ર કપાલ ઉન્નત, ભવ્ય, ભરેલા અને વિશાળ જોવામા આવે છે. સમગ્ર સૃષ્ટિમા માત્ર બુદ્ધિશાળી મનુષ્ય અને હાથીના કપાળજ માત્ર આવા ઉન્નત જોવામા આવે છે અને તે બન્ને પ્રાણીની અંદર ઉંડી સમજશક્તિ, તર્કશક્તિ અને બુદ્ધિશક્તિઓના સમ્પૂર્ણ કાર્યો-યથાવત્ જોવામા આવે છે આ શક્તિઓના સમૂહની અંદર નીચે પ્રમાણેના માનસિક અવયવોનો સમાવેશ થાય છે

**નં ૩૫ ઇતિહાસ શક્તિ અથવા સ્મૃતિ, નં ૩૭ સમયજ્ઞાન અથવા તાલ, નં ૩૮ સંગીત શક્તિ નં. ૩૯ વક્તૃત્વ શક્તિ નં ૪૦ તર્કશક્તિ નં ૪૧ તુલના શક્તિ નં ૪૨ પ્રેરણા શક્તિ નં ૪૩ સૌજન્ય** આ આઠ શક્તિઓના અવયવો જે મનુષ્યમા યથાયોગ્ય રીતે ખીલેલા અને ઉન્નત હોય છે, તેઓના મસ્તકનો તે તે નંબરવાળો પ્રદેશ પણ તેટલાજ પ્રમાણમા ઉન્નત અને આગળ વધેલો પ્રત્યક્ષ થાય છે, જ્યારે જેઓનો જે ભાગ બેઠેલો કે અવનત અથવા છાપરાની માફક પાછળતરફ ઢળી જતો હોય છે તેઓની અંદર તે તે શક્તિ મંદ પ્રમાણમા હોય છે

**નં. ૩૫ ઇતિહાસ શક્તિ અથવા સ્મૃતિ** ( Eventuality ) બનેલા બનાવો, વૃતાંતો, કે વાર્તાઓ વિગેરેને યાદ રાખી સ્મૃતિરૂપે બધા સંસ્કારોને સાચવી રાખી, પુન યાદ આપવાનું કાર્ય આપણી આવશ્યકતા પ્રમાણે આ વૃત્તિ કરે છે જો કે મગજની અંદરનું પ્રત્યેક અવયવ સામાન્ય રીતે પોતપોતાના ખાસ માનસિક કાર્ય સંબંધી ખાસ સમ્પૂર્ણ સ્મૃતિ ધરાવે છે, છતા પ્રત્યેક અવયવ સાથે સંબંધમા આવી, વિશેષ પ્રકારની ઐતિહાસિક સ્મૃતિ અથવા મેધારૂપ કાર્ય કરનાર-મસ્તકની અંદરનું આ એક માનસિક અવયવ વિશેષ છે કે જે બધા પ્રસંગો અને બનાવો સંબંધી ખાસ સંસ્કારોને ગ્રહણ કરે છે

૩૭. તાલ અથવા સમય જ્ઞાન ( Time ) આ શક્તિ સંગીતની અંદરનો તાલ, અને અમુક બનાવો કયે વખતે કેટલા વાગ્યે અથવા કઇ તારીખે બન્યા હતા, તેનો સમય વિગેરે યાદ રાખવાનું કાર્ય કરે છે. આ અવયવની મંદતાને લીધે મનુષ્ય ગાવા બજાવવામા બેસુર કે બેતાલ માલુમ પડે છે. જ્યારે અતિયોગથી બરાબર તાલજ્ઞાનવાળો અને સમયજ્ઞ બને છે

૩૮. સંગીત શક્તિ ( Tune ) આ શક્તિ દ્વારા અનેક પ્રકારના રાગ રાગણીઓ અને આલાપો વિગેરેનું પ્રકટિકરણ કરી મનુષ્ય અત્યન્ત સુંદર, મધુર, અને દિવ્ય ગાન કરી શકે છે અથવા તેવા સંગીતનો અનુભવ લઇ શકે છે સમગ્ર સંગીત શાસ્ત્રના સિદ્ધાન્તોને અનુભવ ગમ્ય કરનાર, આ એક ખાસ મનુષ્યના મસ્તકની અંદરની શક્તિ વિશેષ છે મનુષ્યના જીવન પર તેનો મહાન પ્રભાવ છે પ્રેમ અને ભક્તિ પૂર્ણ આત્માની સંગીત, એ તો દિવ્ય ભાષા છે આ સંગીતની દિવ્ય ભાષા ઉપર સ્વાર થઇ મનુષ્યના હૃદયની અનેક પ્રકારની લાગણીઓ શક્તિઓ અને વૃત્તિઓ, પોતાના ઉન્નત ભાવોને લલકારી, અનેક આત્માઓને સુખ, આનંદ અને સંતોષ તથા જીવન-આપી શકે છે. ભક્તિ, શૃંગાર, કરૂણા, મૈત્રી, વાત્સલ્ય, વૈરાગ્ય, શ્રદ્ધા, વિનય, પ્રેમ, સૌજન્ય, અને શૌર્ય આદિ અનેક ભાવોથી પૂર્ણ ઉપદેશો, આ શક્તિદ્વારા, સંગીતની ભાષામાં અનેક રીતે પ્રકટ કરી, મનુષ્યના અન્તરાત્માઓને ઉત્તેજીત કરી શકાય છે પરમ કૃપાળુ પરમાત્માએ કેટલાક પક્ષીઓને પણ આ દિવ્ય પ્રકારની શક્તિનું અમુક અંશે પ્રદાન કરી, કુદરતના એકાંત અને ભવ્ય શાભીર્ય યુક્ત પ્રદેશોને પણ રમ્ય અને મધુર બનાવેલા છે પશુઓમા આ શક્તિનો તદન અભાવ છે જ્યારે પક્ષીઓમા કેટલેક અંશે એ જોવામાં આવે છે. ઇડીયટો કે વિમૂઢોમાં પણ આ શક્તિ ઘણીવાર જોવામા આવે છે જ્યારે ઉચ્ચ કોટીના મનુષ્યોનો તો એ એક શૃંગાર જ છે " साहित्यसंगीतकलाविहीन' साक्षात् पशुः पुच्छ विषाणहीनः " એ જે ભર્તૃહરિએ કહ્યુ છે તે તદન યથાર્થ જ છે નં. ૩૫, સાહિત્ય શક્તિ નં. ૩૭, ૩૮, સંગીત, અને તાલ, અને નં. ૨૩ કળાકૌશલ્ય, આ ચારે સ્થાનોના અવયવો જેના મસ્તકમા ન હોય તેનુ અગ્ર કપાલ અથવા કાલરીયુ-ગેપજ હોવુ જોઇએ અને તેવો મનુષ્ય તદન વિમૂઢ ( Idiot ) જ હોય છે અથવા હોઇ શકે એ તદન સ્પષ્ટ છે

૪૦ તર્કશકિત ( Causality )—મનનશકિત, હેતુપૂર્વક વિચાર કરવાની શકિત અથવા જેને બુદ્ધિ કે સમજ શકિત કહીએ છીએ, તે શકિતનું આ અવયવ છે. આ શકિતદ્વારા અનેક મહાન અને ગુઢ વિષયોની શોધખોળ અને તે સંબંધી ગુઢ પ્રશ્નોના નિર્ણયો પ્રશ્નોત્તર દ્વારા અને તાત્વિક આલોચના દ્વારા આપવામાં આવે છે. વિશ્વના સર્વ પ્રકારના તત્વજ્ઞાનનો આ વૃત્તિ મૂળ પાયો છે.

૪૧ તુલનાશકિત ( Comparision )—આ શકિતદ્વારા મનુષ્ય અનેક પ્રકારના અવલોકનો અને લાગણીઓ તથા ભાવો સંકલ્પો તેમજ વિચારો વિગેરેની તુલના, સમાલોચના અને સત્યાસત્ય વિગેરેનો નિર્ણય કરી શકે છે. તર્કશકિત સાથે આ વૃત્તિ બન્ને પક્ષના ( નિર્ણિત ) વૃત્તાન્તો સાંભળી તર્કદ્વારા સત્ય વાતના રહસ્યને શોધી કાઢી તુલનાદ્વારા બધી બાબતોના રહસ્યની યથાવત્ આલોચના કરી સત્ય અને ન્યાયયુકત સિદ્ધાન્તને અવગત કરવામાં અત્યન્ત અગત્યનું કાર્ય બજાવે છે.

૪૨ પ્રેરણા ( Intuition )—આ વૃત્તિનું સ્થાન તુલના શકિતની બરાબર ઉપર આવેલું છે: બુદ્ધિ શકિતઓના અવયવોની ઉપર અને નૈતિક તથા ધાર્મિક વૃત્તિઓના અવયવોના અગ્રસ્થાનમાં આ વૃત્તિનું અવયવ આવેલું છે. તેથી એ વૃત્તિને બુદ્ધિશકિતઓમાં ગણવી કે ધાર્મિક વૃત્તિઓના સમૂહમાં, એ પ્રશ્ન જરા મુશ્કેલી ભરેલો છે. પણ બન્ને સમૂહોની સાથે આ વૃત્તિનો ઘણોજ નિકટ સંબંધ છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી. આ વૃત્તિ વર્તમાનમાં ચાલતા કેટલાક પ્રસંગોનું ભાવી કેવા પ્રકારનું થશે, તેમજ ભવિષ્યના પેટમા વર્તમાનની નજરે અદૃશ્ય જણાતા બનાવો કેવું સ્વરૂપ ધારણ કરશે, એ સંબંધી આશ્ચર્યકારક જ્ઞાન, અગમદૃષ્ટિ દ્વારા જાણવાની શકિત ધરાવે છે. સાધારણ રીતે લોકો આને અગમદૃષ્ટિ, અન્તર્દષ્ટિ કે અન્તર્જ્ઞાન કહે છે અને ખરેખર તેવાજ પ્રકારનું આ વૃત્તિનું કાર્ય છે. મહાત્મા પુરૂષો, ઋષિમુનીઓ, મહાન તત્વવેત્તા અને ધર્માત્મા પુરૂષોમા આ વૃત્તિ વિશેષ અંશે પ્રત્યક્ષ થાય છે. મહાન ( સ્ટેટસમેન. ) રાજદ્વારી પુરૂષોમા પણ ઘણી વાર આ વૃત્તિ પ્રબળ પ્રમાણમાં કાર્ય કરી રહેલ હોય છે, જેથી પચાસ કે સો વર્ષ પછી થનાર બનાવોનું પણ તેઓ આગળથી ભવિષ્ય કહી શકવા શકિતવાન બને છે. ઉન્નતભાવવાળી તેમજ ધાર્મિક પ્રબળ ભાવનાવાળી સ્ત્રીઓમાં પણ આ વૃત્તિ પ્રબળ પ્રમાણમા હોય છે

૪૩ સૌજન્ય ( Agreeableness )—સભ્યતા, મિલનસારપણું, એ પણ આત્માની એક સુંદર વૃત્તિ છે. આપણા બધા વ્યવહારો, વર્તનો અને સાંસારિક સંબંધોમા તેની સર્વ કોઇને અનેકવાર જરૂર પડે છે: નમ્ર, વિનયી, મિલનસાર, મળતાવડા અને એક બીજાને અનુકુળ થઇ સુહૃદભાવથી વર્તતાં શીખવવું એ આ વૃત્તિનું મુખ્ય કાર્ય છે. સુજનતા એ આ વૃત્તિનુંજ કાર્ય છે. આ વૃત્તિની મંદતાથી મનુષ્ય-કઠોર, અવિનયી, અને કડવા બોલો બની જાય છે. જ્યારે તેના અતિયોગથી કોઇને કાંઇ ન કહી શકે એવા ઢીલા સ્વભાવનો મનુષ્ય બની જાય છે.

૪૪ આરામપ્રિયતા-નિદ્રાવૃત્તિ ( Rest )—આ સૌથી છેલ્લી પણ અત્યંત અગત્યની વૃત્તિ છે. તેનું સ્થાન મસ્તકની અંદર નં. ૪૪ વાળી જગ્યોપર આવેલું છે: તેનું કાર્ય મગજના બુદ્ધિશકિતના, લાગણીઓના અને ભાવનાઓ વિગેરેના સર્વ અવયવોને, તેમજ શરીર તેમજ મગજના સર્વ જ્ઞાનતન્તુઓ તથા ક્રિયાતન્તુઓને-આરામ, શાન્તિ કે વિશ્રામ આપી પોષણ અને રક્ષણ આપી પુનઃ શકિતસમ્પન્ન બનાવવાનું છે આ વૃત્તિનો અનુભવ પ્રાણીમાત્ર વધતા ઓછા પ્રમાણમાં કરે છે. રાત્રી તેને ભોગવવા માટેનો યોગ્ય સમય છે. નિશ્ચિંતતા, બેફીકરપણું અને થાક એ નિદ્રાને લાવનાર યોગ્ય સાધનો અને સ્થિતિઓ છે.

## નં. ૮. પંચ જ્ઞાનેન્દ્રિયોનો સમૂહ. ( Organs of five Senses. )

ઉપર જણાવવામાં આવેલ મગજની અંદરની માનસિક વૃત્તિઓ, લાગણીઓ કે શક્તિઓના મુખ્ય મુખ્ય સમૂહો ઉપરાંત, મસ્તકના તળીયામાંથી મુખ્ય બાર તન્તુ-યુગ્મોના પ્રવાહો મુખ, નાક, કાન, આંખ ગળુ, દાંત અને હૃદય તથા ફેફસાં આદિ મુખ્ય મુખ્ય અવયવો તરફ જવા માટે પ્રસરેલા છે, જેમાં પંચ જ્ઞાનેન્દ્રિયના તન્તુ યુગ્મોનો પણ સમાવેશ થઇ જાય છે છતાં વિશેષ સ્પષ્ટ થવા માટે તેનું પણ અહીં ટુંકામાં વિવેચન કરવાની જરૂર છે.

૪૫. શ્રવણેન્દ્રિય ( The Ear ) આ ઇન્દ્રિયને શ્રોત્ર, કર્ણ, કાન આદિ શબ્દો દ્વારા ઓળખવામાં આવે છે. ટેલીફોનના ભુંગળાની માફક આપણા બહારના કાન તો સાંભળવા માટેની સ્થૂલ ઇન્દ્રિયરૂપ છે. જ્યારે સાંભળવાનું ખરેખર કાર્ય કરનાર તો શ્રવણેન્દ્રિયનો તન્તુ વિશેષ છે, જે મસ્તકની અંદરના તળીયામાંથી નિકળી-બન્ને સ્થૂલ કાનના અન્તર પ્રદેશ તરફ પ્રસરેલો છે આ તન્તુ ટેલીફોનના દોરડાની માફક, મૃદુ કઠોર, તીવ્ર આદિ સર્વ પ્રકારના શબ્દોના ધ્વની કે નાદો સાંભળવાનું અને સાંભળી મસ્તકના મધ્ય પ્રદેશમાં કાર્ય કરી રહેલ મનને તેના બધા સંદેશાઓ પહોંચાડવાનું ખાસ કાર્ય કરી રહેલ છે.

૪૬ સ્પર્શેન્દ્રિય-ત્વચા (The Skin) આ સ્પર્શેન્દ્રિયનું કાર્ય કરનાર ત્વચા અને તેની અંદર વ્યાપી રહેલા સ્પર્શ તન્તુઓ, સમગ્ર શરીરમાં અંદર અને બહાર આવશ્યકતા પ્રમાણે ન્યૂનાધિક પ્રમાણમાં પોતાનું સ્પર્શજ્ઞાન, ફેલાવી રહ્યા છે આ તન્તુઓને સ્પર્શજ્ઞાનના તન્તુઓ કહેવામાં આવે છે કેટલીક વખતે ત્વચાનું બાહ્યરૂપ તેનું તે તેવું જ હોવા છતાં શીતોષ્ણ સ્પર્શનું કોઇ પણ પ્રકારનું જ્ઞાન સ્પર્શદ્વારા શરીરના અમુક અમુક પ્રદેશોમાં થતું જ નથી ત્યારે આ સ્થાનના સ્પર્શ તન્તુઓ નાશ પામેલા છે, એમ સ્પષ્ટ પ્રત્યક્ષ થાય છે આ સ્પર્શ તન્તુઓનું કાર્ય, સમગ્ર શરીરના સ્થાનોમાં ફેલાઇ, શીત, ઉષ્ણ, રૂક્ષ, શુષ્ક, નમ્ર કે મૃદુ આદિ અનેક પ્રકારના સ્પર્શોને અનુભવવાનું છે

૪૭ દર્શનેન્દ્રિય ( The Eye ) આ ઇન્દ્રિયને ચક્ષુ, લોચન, નયન નેત્ર આદિ અનેક સાર્થકનામો દ્વારા ઓળખાવવામાં આવે છે દર્શનેન્દ્રિયનો ડોળારૂપ બાહ્ય ગોળો, તેની ઉપરના પડો, તથા તેની અંદરના અનેક પ્રકારના રસો અને રક્ત વાહિનીઓ વિગેરે, આ ઇન્દ્રિયનું માત્ર સ્થૂલ સ્વરૂપ છે. જ્યારે દર્શન ક્રિયાનું ખરેખર કાર્ય કરનાર દર્શન તન્તુઓ ( Optic Nerve ) મસ્તકના છેક પાછળના પશ્ચિમ લોબના પ્રદેશમાંથી શરૂ થઇ, મધ્યના મસ્તકની બન્ને તરફ ફેલાઇ, વિંટાઇ, મગજના અગ્રભાગમાં પાછા સંયુક્ત થઇ, બન્ને આંખોના ગોલક તરફ દર્શન તન્તુ નામના બે તન્તુ વિશેષરૂપે પ્રસરેલા છે, જે કેમેરાના લેન્સ, અને તેની પાછળની પ્લેટની માફક સર્વ પદાર્થોના સ્વરૂપના ફોટાઓ કે પ્રતિકૃતિને ગ્રહણ કરી, મસ્તકના અન્તર પ્રદેશમાં અનુભવાર્થે મોકલે છે આ જ્ઞાનના પ્રકાર, આકૃતિ, કદ, વજન, ગણના વ્યવસ્થા, અને સ્થળજ્ઞાન આદિ વિવિધ વિષયોનું પૃથક પૃથક જ્ઞાન ગ્રહણ કરનાર અનેક અવયવો, પોતપોતાના કાર્યો કરે છે આપણી દર્શનેન્દ્રિય એ તો ફોટોગ્રાફના કેમેરા માફક વસ્તુ માત્રનું દર્શન કરાવનાર એક અવયવ વિશેષ છે છતાં પણ તેની યોજના, અને રચના એટલી બધી આશ્ચર્યમય, વિચિત્ર અને આપણી સર્વ જરૂરીયાતોને અનુકૂળ પડતી છે કે, મનુષ્યકૃત મહાન ટેલેસ્કોપ, માઇક્રોસ્કોપ, અને ફોટોગ્રાફ આદિ યન્ત્રોને પણ અનેક બાબતોમાં તે શરમાવે તેમ છે

૪૮ રસનેન્દ્રિય-જીહ્વા (The Tongue) જીહ્વા, જીભ એ સ્વાદેન્દ્રિયનું અને વાણી દ્વારા સાહિત્યના અનેક રસોને અનુભવવાનું તેમજ પ્રગટ કરવાનું એક મુખ્ય સાધન છે ખારા, ખાટ, તિખા, તુરા, કડવા મધુર આદિ વિવિધ પ્રકારના પદાર્થોના રસાસ્વાદને અનુભવવાનું આખા શરીરમાં કે વિશ્વમાં માત્ર એજ એક સાધન છે. જો કે જીહ્વાની અંદર પણ અલગ અલગ પ્રકારના સ્વાદોને ગ્રહણ કરવા માટે મસ્તકના

અવયવોની માફક જ અલગ અલગ સ્થાનો અને તન્તુ ગ્રન્થીઓ છે. તો પણ સમગ્ર પ્રકારના સ્વાદોને અનુભવવાનુ સમુદાય રૂપે જીહ્વા એજ માત્ર એક સાધન છે. મસ્તકના તળીયામાંથી આ જીહ્વાને ચલાવનાર ક્રિયાતન્તુઓ તેમજ સ્વાદને ગ્રહણ કરનાર સ્વાદતન્તુઓ, તથા રસને ફેલાવનાર રસ સંવાદકતન્તુઓ અને રસ સંવાદિનીઓના ઝુંડો આ સ્થાન તરફ અનેક રૂપે પ્રસરેલા છે. રસાસ્વાદને ગ્રહણ કરવા ઉપરાંત-અનેક પ્રકારની વાણી તેમજ સંગીતને પ્રકટ કરવાનુ પણ એ એક અત્યન્ત આશ્ચર્ય મય સાધન છે. એ પણ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

૪૯. ઘ્રાણેન્દ્રિય-નાસિકા ( The Nose or the organ of Smell )—સૌથી છેલ્લી પણ અત્યન્ત અગત્યની ઇન્દ્રિય-આ ઘ્રાણેન્દ્રિય છે. જેને સામાન્ય રીતે નાસિકા તરીકે ઓળખવામાં આવે છે. તેનુ કાર્ય વિવિધ પ્રકારના પદાર્થોની સુગંધ યા દુર્ગન્ધો ગ્રહણ કરી તેના અનુભવો ઘ્રાણતન્તુઓ દ્વારા-મસ્તકના મૂળ પ્રદેશમા-બિરાજી રહેલ મનને પહોંચાડવાનુ છે. બાહ્ય નાસિકા એ તો માત્ર ઘ્રાણ તન્તુઓના નિવાસનું એક સ્થૂલ સાધન છે. ખરી ઘ્રાણેન્દ્રિય તો-નાસિકાની અંદરના પ્રદેશમાં લગભગ વિશેષ તન્તુઓના ઝુમખાની જાળ રૂપે-બન્ને તરફ ફેલાઇ રહેલ છે. આ તન્તુઓ-વિવિધ પ્રકારની ગન્ધોને ગ્રહણ કરી મગજમાં મોકલે છે.

ઉપર જણાવેલા બધા તન્તુઓ અર્થાત્ જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓના સમુદાયને શાન્તિ, આરામ અને નિદ્રા આપી, પુનઃ જાગ્રત અવસ્થાના અનુભવો કરવા માટે શક્તિ સમ્પન્ન બનાવનાર **નિદ્રાવૃત્તિ** રૂપ જે એક અતિ મહત્વની વૃત્તિ છે, તેનુ વર્ણન નં. ૪૪ નીચે સામાન્ય રૂપે અગાઉ કરેલુ છે તેથી એ સંબંધી વિશેષ વિવેચન અત્રે કરવાની જરૂર નથી. આ ઉપરાંત મગજના છેક તળીયાના ભાગમાથી નીચેના શરીરના વિવિધ પ્રદેશોમાં ક્રિયા તન્તુઓ અને જ્ઞાન તન્તુઓની શાખા પ્રશાખા રૂપે પ્રસરેલા અને કરોડ રજ્જુમાથી નિકળતા એકત્રીશ તન્તુયુગ્મોનું વર્ણન, પ્રથમ પ્રકરણમાં આપવામા આવેલ છે, જેથી તેની પુનર્ગણના કરવાની અહીં કાંઇ જરૂર નથી.

## નં. ૯. મન અથવા આત્મા અને મસ્તકનો સંબંધ.

ઉપરના સમગ્ર વર્ણન પર બારીક વિચાર કરતા આપણને સહજ માલુમ પડે છે કે, આપણુ મસ્તક, એ એક અનેક પ્રકારના પ્રાણતન્તુઓના ખજાના રૂપ પ્રાણનીધિ છે વિવિધ પ્રકારની માનસ-વિદ્યુતનો એ અજબ ભંડાર છે. શરીરની અંદરના સર્વ અંગ પ્રત્યંગને ચલાવનાર, પ્રેરનાર, ગતિ આપનાર કે ઉદ્દેશપૂર્વક કાર્ય કરવા માટે યોજનાર એ એક પ્રાણવિદ્યુતનો ખજાનો છે. ટુંકામા શરીર તેમજ મસ્તકનો બહુજ ઘનિષ્ટ સંબંધ છે. જ્યારે આ પ્રાણતન્તુઓના અસંખ્ય સમુદાય રૂપ આપણા મસ્તક દ્વારા અને રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર આદિ ધાતુઓના સંયોગથી બનેલ, આપણા સ્થૂલ શરીરના અનેક અવયવો અને આશયોના આગાર રૂપ સમગ્ર શરીરના સ્થૂલ, તેમજ મસ્તકના પ્રાણતન્તુના સમુદાય રૂપે સ્થૂલ છતા અત્યન્ત સુક્ષ્મ યન્ત્ર દ્વારા, સર્વ પ્રકારના શારિરીક તેમજ માનસિક કાર્યો કરનાર, આપણુ મન અથવા આત્મા છે.

ઉપર વર્ણન કરવામા આવેલ જુદી જુદી શક્તિઓ, લાગણીઓ અને વૃત્તિઓના તન્તુરૂપ પ્રાકૃતિક અવયવો, આપણા મગજમા છે, એ તદન ખરૂ છે, છતા એ બધી વૃત્તિઓ, લાગણીઓ અને શક્તિઓ તો આપણા મન અથવા આત્માનીજ છે. આત્માની અંદરજ એ બધી રહે છે; અને ત્યાંથીજ એ સર્વનો પ્રકાશ થાય છે. તેમજ આત્મસ્વરૂપની અંદરજ તેઓ સર્વનો લય થાય છે. ખરી રીતે જોતા આત્માનીજ એ બધી વિવિધ પ્રકારની શક્તિઓ છે કે, જે, ચક્ષુ, કર્ણ, નાસિકા, આદિ ભિન્ન ભિન્ન ઇન્દ્રિઓના અવયવની માફક મસ્તકનાં પણ ભિન્ન ભિન્ન માનસ-અવયવો દ્વારા જુદા જુદા સ્થાનમાથી પ્રકટ કરી શકાય છે અથવા અનુભવી શકાય છે. ટુંકામા આત્માની વિવિધ શક્તિઓ, લાગણીઓ અને ભાવોને વિવિધ રીતે દર્શાવવા, પ્રકટ કરવા, કાર્યમાં મુકવા, કે પ્રયોજનપૂર્વક ભાવ આદિ દર્શાવવા તેમજ અનુભવવા માટે શરીર, એ માત્ર પ્રાકૃતિક સ્થૂલ સાધન છે. જ્યારે

મસ્તક એ તેના કરતાં વિશેષ સૂક્ષ્મ છતાં પ્રાકૃતિક સાધન છે અને આ શરીર તેમજ મસ્તકના બધા અવયવોની પાછળ રહી દરેક પ્રસંગે, સૂક્ષ્મ સ્વરૂપે, પ્રાણદોરીઓનો સંચાર કરી સર્વત્ર ગતિ આપનાર, પ્રાણાત્મા રૂપ-આપણો આત્મા અથવા આપણું મન કે આપણે પોતે છીએ મસ્તકના છેક મધ્યસ્થ પ્રદેશની અંદર બિરાજી રહી, સર્વ પ્રકારની ક્રિયા, અનુભવ અને જ્ઞાન તથા જીવનનાં અનેકવિધ આનંદોનો 'અનુભવ આપણે પોતેજ લઇ રહ્યા છીએ. પણ તે આપણા આત્મા અથવા મનનું સ્વરૂપ-કેવું હશે!!!

## નં. ૧૦. આત્મ-સ્વરૂપનું સામાન્ય વર્ણન.

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્ત આદિ સ્થિતિઓ, બાળ, યુવા, અને વૃદ્ધ આદિ અવસ્થાઓ, સ્ત્રીત્વ, પુંસ્ત્વ અને કુમાર અથવા કુમારી આદિરૂપો વિગેરેને ધારણ કરનાર *દ્રષ્ટા, સ્પ્રષ્ટા, ઘ્રાતા, રસયિતા, શ્રોતા, બોદ્ધા, કર્તા અને વિજ્ઞાનાત્મારૂપ, એજ એક અજર, અમર, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, અછેદ્ય, અભેદ્ય, અકાટ્ય, અશોષ્ય, અક્લેદ્ય અને અદાહ્ય આદિ ગુણ કર્મ સ્વભાવ યુક્ત. સત્ય તત્વ છે કે જેને આપણે "આપણો આત્મા" "My Self" "મારો આત્મા" "હું પોતે" "મારૂં મન" અથવા પુરૂષ, કહી ઓળખીએ છીએ એજ એક વૃક્ષરૂપ + મહાન શક્તિ આપણા શરીરરૂપી ભુવનની અંદર બિરાજી રહેલી છે કે જેની અંદર, વૃક્ષના થડની આસપાસ શાખા પ્રશાખાઓની માફક કુદરતની અનેક દિવ્ય શક્તિઓ આશ્રય કરી વિધિપૂર્વક.રા યોજાઇ રહેલી છે.

## નં. ૧૧. આત્મા, શરીર અને વિશ્વનો સંબંધ.

એજ પુરૂષ ( અર્થાત શરીરરૂપી પુરની અંદર રહેનાર હોવાથી-પુરૂષ ) અથવા આત્માના સુખ, ભોગ વૈભવ, અને આનંદ માટે, આ સમગ્ર પ્રાકૃતિક દૃશ્ય તેમજ અદૃશ્ય વિશ્વની યોજના યોજવામા આવેલી છે. એજ વિજ્ઞાનાત્માના સંબોધનાર્થે, જ્ઞાનાર્થે સમગ્ર વિશ્વ વિવિધરૂપે પ્રકાશી રહ્યુ છે. એજ કર્તા ભોક્તારૂપ જીવાત્માઓના ભોગવિલાસોને માટે સમગ્ર વિશ્વના ભોગ્ય પદાર્થોનો સત્ય સ્વરૂપે પ્રકાશ થઇ રહ્યો છે એજ આત્માની અનેક શક્તિઓ, લાગણીઓ અને ભાવનાઓના સંતોષને ખાતર, વિવિધ યોજના અને ક્રિયા-આત્મક સમગ્ર જગતની રચનારૂપ સૃષ્ટિની સંયોજના જ્ઞાનયુક્તિ પૂર્વક કરવામા આવેલી છે સમગ્ર વિશ્વ, શરીર, મસ્તક અને મન અથવા આત્માના, આ પ્રકારના અતિ ઘનિષ્ઠ અનેક સંબધોને યોજનાર-વિશ્વકર્મા, વિશ્વાત્મા, પરમ પુરૂષ પુરૂષોત્તમ પ્રભુ ( Supreme Being ) નો પણ ઉપરોક્ત બધા પદાર્થો સાથે વિશ્વવ્યાપક અનંત, અને અભેદ્ય સંબધ અનાદિકાળથીજ અસ્તિત્વ ધરાવે છે

એ પરમ પિતાની ઇચ્છાથીજ, આ ભોગ્ય વિષયોના આધારરૂપ સમગ્ર વિશ્વની યોજના થયેલી છે. તેનીજ ઇચ્છાને અનુસરી, શરીર, મસ્તક અને મન અથવા આત્માની અલગ અલગ સાધન સમ્પત્તિ અને ગુણ કર્મ સ્વભાવ યુક્ત, સ્ત્રી પુરૂષોના યુગ્મો, આ વિશ્વના યથાવત્ ઉપભોગાર્થે પેદા કરવામા આવેલા છે. તેનીજ કૃપાથી પેદા કરવામા આવેલા સ્ત્રી પુરૂષોના શરીરયન્ત્રો સાથે, પ્રજાની વૃદ્ધિ કરનાર પ્રજનનેન્દ્રિયના અવયવોની યોજના કરવામા આવેલ છે કે જેના દ્વારા ઇશ્વરીય સૃષ્ટિમા પ્રજાતન્તુના પ્રવાહોની પરંપરા, આ વિશ્વનો સર્વ રીતે ઉપભોગ કરવા માટે નિરંતર ચાલુજ રહે છે. સર્વ પ્રાણી માત્રની કામનાઓને પૂર્ણ કરનાર મહા પ્રભુ વિશ્વંભરની ઇચ્છાથી સમગ્ર જીવધારી પ્રાણીઓના મસ્તકમા કામવાસનારૂપ માનસ-અવયવો અને તેના સંતોષને ખાતર સાધનરૂપ સ્થૂલ જનનેન્દ્રિયના અવયવો પણ તેનાજ દ્વારા આપવામા આવેલા છે.

---

* एप हि द्रष्टा स्प्रष्टा श्रोता घ्राता रसयिता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुष.
( प्रश्नोपनिषद )

\+ महद्यक्षं भुवनस्य मध्ये, तपसिक्रान्तं सलिलस्यपृष्टे ।
तस्मिन् श्रयन्ते य उ के च देवाः वृक्षस्य स्कन्धः परितः इव शाखाः ॥ अथर्ववेद.

સ્ત્રી પુરૂષોનાં-પરસ્પરના સંવનન, પરિશીલન, પસંદગી, પરસ્પરનું આકર્ષણ, લગ્ન સંબંધ, અને ત્યાર પછીના સંયુક્ત દામ્પત્ય જીવનના બધા ધર્મોને અનુભવનાર વૃત્તિઓની યોજના એજ પરમપિતા પરમાત્માદ્વારાજ મનુષ્યના મસ્તકમાં બહુજ જ્ઞાનપુર્વક પૂર્વક કરવામાં આવેલ છે. માત્ર આપણે તેના બધા નિયમોનો, તેની સર્વ રચનામાં સૂક્ષ્મ દૃષ્ટિથી અભ્યાસ કરી, અવલોકન કરી, તેના સત્ય અને અવિચળ નિયમો અને ધર્મો પ્રમાણે વર્તતાં શીખવા માટે બંધાયેલા છીએ. તે પણ માત્ર સ્વયં આપણા સુખ, સગવડ અને આનંદને ખાતરજ. કારણ તેવી રીતે વર્તવાથીજ આરોગ્ય, સુખ, શાન્તિ અને આનંદ મેળવી શકાય તેમ છે.

## નં. ૧૨. મન અને મસ્તકના સંબંધરૂપ જીવન સારંગીનું જીવન સંગીત.

સર્વ માનસશક્તિઓના વિવિધ તન્તુઓરૂપ તારોથી સંયુક્ત થયેલ, સ્થુલ શરીરની સર્વ અંગ પ્રત્યંગરૂપ ખુંટીઓથી ગુંથાયેલ, આપણા શરીર અને મસ્તકના પરસ્પરના અનેક સંબંધોરૂપ અનેક ગ્રન્થીઓથી-સારી રીતે ગ્રથીત થયેલ આપણું જીવન, એ એક દિવ્ય અને અનુપમ જીવનસારંગી છે. તેના પૃથક પૃથક તારો ક્યાં ક્યાં અને કેવી રીતે ગોઠવાયલા છે, તે દ્વારા જીવનનાં મધુર મધુરા અને અવનવા ભાવપૂર્ણ ગીતો, ક્યારે ક્યાં અને કેવી રીતે ગાઇ શકાય તેમ છે, તેમજ ખામીવાળા તારોને અને ખુંટીઓને યથાયોગ્ય રીતે તંગ કરી, તેઓનાં બસુરા અવાજો સુધારી, સર્વ અવયવોના તારોની એકતાનતા ( Harmony ) સમ્પાદન કરી, જીવનના મધુર આલાપો કેવી રીતે લલકારી શકાય તેમ છે, એ અને એવા બીજા અનેક વિષયોનું જ્ઞાન, આ મસ્તક વિદ્યાના યથાર્થ જ્ઞાન દ્વારાજ યથાવત્ મેળવી શકાય તેમ છે. સદાચારી અને દુરાચારી, દુષ્ટ અને શ્રેષ્ઠ, પાપી અને ધર્માત્મા કુટિલ અને કુલીન, સ્વાર્થી અને પરમાર્થિ, લંપટ કે લોભી અને સાચા પ્રેમી આદિ અનેક ગુણ કર્મસ્વભાવના સ્ત્રી પુરૂષોના અનેકવિધ ગુણઅવગુણની પરીક્ષા, આ વિદ્યાદ્વારા સહજમાં થઇ શકે છે. આ વિદ્યાના જ્ઞાન દ્વારા મનુષ્ય જીવનમાં કોઈ અલૌકિક મહારનોજ આનંદ અનુભવાય છે. જીવન-સારંગીના અનેકવિધ તારોના યથાવત્ સંબંધો સંધાયા પછી. હૃદય-વીણા દ્વારા, અનુપમ અને દિવ્ય ગાન લલકારી, મનુષ્ય પોતે પોતાને તેમજ અન્ય પ્રાણધારી પ્રાણીઓને પણ સુખ અને આનંદનો અનુભવ આપી શકે છે. વિશેષમાં આ મસ્તકવિદ્યા ( Physiological Functions of the Brain ) એ શારીર વિજ્ઞાનનો તો ખાસ વિષય છે. અને આપણા જીવન-રહસ્યના અનેક પ્રકારના પ્રશ્નો સાથે તે ઘણોજ નિકટ સંબંધ ધરાવે છે. એટલુંજ નહી પણ એ બન્ને વિષયોનું જ્ઞાન, મનુષ્ય સમાજના દામ્પત્ય જીવનના સમગ્ર સુખી સંબંધોનો મૂળ પાયો છે. આથી આ વિષયનું જ્ઞાન યુવાન તેમજ યુવતીઓએ સૌથી પ્રથમ મેળવવાની ખાસ જરૂર છે.

આપણા દેશના પરણેલા યુવાનો તેમજ યુવતીઓને તેમજ નવીન પરણવા ઇચ્છતા યુગ્મોને, આ વિષય સંબંધી ટુંકું પણ જરૂરી જ્ઞાન, યોગ્ય અવસ્થાએ મળે એ ઉદ્દેશથી આ "જીવન રહસ્ય" ગ્રન્થના પ્રથમ બન્ને પ્રકરણોમાં એ વિષયનેજ બનતી સરલતા અને સ્પષ્ટતાથી, બીજા રૂપે સૌથી પ્રથમ ચર્ચાવામાં આવેલ છે. ખાસ કરી લગ્ન સંબંધમાં જોડાતાં પહેલા, અથવા જોડાવા ઇચ્છતા સ્ત્રી પુરૂષોને-પરસ્પરની શારીરિક યોગ્યતાનો નિર્ણય કરવામાં-તેમજ માનસિક લાગણીઓ, ભાવનાઓ અને બુદ્ધિ આદિ શક્તિઓની ન્યુનાધિક ખિલવણી વિગેરેની પરીક્ષા કરવા માટે, પરસ્પરના ગુણ કર્મ સ્વભાવ કે ચારિત્ર્ય આદિને, ટુંક સમયમા યથાવત્ સમજવા માટે, વિવાહ માટે અન્યોન્યની પસંદગી, સંવનન, પરિશીલન, અને પ્રેમભાવદ્વારા, યથાયોગ્ય રીતે સંયુક્ત થવામાં, દામ્પત્યધર્મ, સંયોગધર્મ, અપત્યોત્પાદન, અને સંયુક્ત ગ્રહસ્થ જીવનમા પ્રવેશ કરવા માટેના સમ્પૂર્ણ ધર્મોને યથાવત્ સમજવા માટેના સાધનો પુરા પાડવામા, આ ગ્રન્થના પ્રથમના બન્ને પ્રકરણો, ઘણોજ મહત્વનો ભાગ ભજવે છે આથી આ બન્ને પ્રકરણોના વિષયને યથાયોગ્ય સમજવા પર વાચક વર્ગે પુરતું ધ્યાન આપવાની ખાસ જરૂર છે. વળી હવે પછી આપવામા આવનાર પ્રકરણોમાના અનેક વિષયો, એક અથવા બીજી રીતે પ્રથમના આ બે પ્રકરણોની અંદર ચર્ચવામા આવેલા શારીરિક અવયવો તેમજ મસ્તકની અંદરના માનસિક અવયવો સાથે, એવો ઘનિષ્ઠ સંબંધ રાખે છે કે, તે બધા પરસ્પરના સંબંધોને બરાબર સમજવા માટે, ઉપર જણાવેલ પ્રથમના બે પ્રકરણોના વિષયોનું જ્ઞાન, તદન અગત્યનું છે. દૃષ્ટાન્ત તરીકે:

# જીવન પર પ્રેમના પ્રભાવ.

મનુષ્યનાં શારીરિક અને માનસિક સમગ્ર
જીવન પર તેનું સામ્રાજ્ય.

## પ્રકરણ ત્રીજું.

All thoughts, all passions, all desires,
whatever stirs this mortal frame—
are minister of Love and feed
his sacred flame.

માત પ્રેમ, તાત પ્રેમ, પુત્ર પ્રેમ, પુત્રી પ્રેમ,
દમ્પતીના પ્રેમદેવ, પ્રેમનો આ પારવાર
પરમ પ્રેમ પરબ્રહ્મ.

કવિ ન્હાનાલાલ.

*By G. G. Mehta, Professional Phrenologist, Bombay.*

# પ્રેમનો પ્રથમ પરિચય અને પૃથક્કરણ.

प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥

मनु.

" પ્રજાની અભિવૃદ્ધિ " એ પરમાત્માની મહાન ઇચ્છા છે. જે ઇચ્છાને પૂર્ણ કરવા માટે તે અનેક પ્રકારના બુદ્ધિયુક્ત સાધનોની યોજના કરે છે.

" માનવ પ્રજાની અભિવૃદ્ધિ " યથાયોગ્ય રીતે થાય એ કુદરતની સર્વોત્કૃષ્ટ ઇચ્છા છે. સ્ત્રી તેમજ પુરૂષરૂપ ઉભય જાતિના આશ્ચર્યપૂર્ણ શરીર યન્ત્રોની યોજના તે મહદિચ્છાને યથાવત્ પૂર્ણ કરવા માટેજ કરવામાં આવેલ છે. ઉપરોક્ત ઉભય જાતિની અનેક પ્રકારની સામ્યતાની અન્દર પણ અનેક પ્રકારની જે વિવિધતાએ સમાયેલી છે તેજ તેનું જાતિત્વ, વ્યક્તિત્વ અથવા વિશેષત્વ દર્શાવનાર કુદરતનાં પ્રત્યક્ષ સાધનો છે.

સ્ત્રી અને પુરૂષ ઉભયની જાતિ ભિન્ન હોવા છતાં, પ્રજોત્પાદનના એક સમાન કાર્ય માટે કુદરતે ઉભયને આશ્ચર્યકારક રીતે સંભોગ કાર્ય માટે સંયુક્ત કરેલાં છે અને તે યોજના-ઉદ્દેશ કે અભિલાષાને પુરી કરવા માટે ઉભય જાતિ (સ્ત્રી તેમજ પુરૂષને) પોતપોતાની પ્રકૃતિ-સ્વભાવ અથવા જાતિય ગુણોને અનુકુળ થાય તેવાં પ્રજોત્પાદનના અવયવો અર્પેલાં છે. તે તે અવયવો પુરૂષોની અંદર પ્રજાપતિ-જનનેન્દ્રિય શિશ્ન લિંગ આદિ નામોથી સામાન્ય રીતે ઓળખાય છે. જ્યારે સ્ત્રી જાતિના તેવાજ અવયવોને ગર્ભેન્દ્રિય, જનનેન્દ્રિય કે યોની અથવા ભગ આદિ નામોથી સામાન્ય રીતે ઓળખવામાં આવે છે.

પ્રેમવૃત્તિ—કામોત્પત્તિ-પ્રેમ પ્યાર આદિ શબ્દોદ્વારા વ્યક્ત થતા ભાવો-વૃત્તિઓ કે વાસનાઓ ઉપરોક્ત અવયવોને પ્રગતિમાં મુકનાર, ગતિ આપનાર, ઉશ્કેરનાર કે પ્રજનન ક્રિયાની અંદર ઉદ્દેશપૂર્વક યોજનાર મુખ્ય સાધન છે.

ઉપરોક્ત કામવાસનાને કે તે વૃત્તિના ભાવને, મદન મન્મથ માર-કુસુમાયુધ, પુષ્પધન્વા, અનંગ-આત્મભૂ-મનોજ-પ્રદ્યુમ્ન-મનોભૂ કામદેવ આદિ અનેક સાર્થક શબ્દોદ્વારા સાહિત્ય ક્ષેત્રમાં વર્ણવવામાં આવેલ છે.

આ મદનરૂપ મહાદેવ—કામદેવ, પોતાના હરેક બાણ યુવાવસ્થાના પ્રારંભથી ભિન્ન ભિન્ન અવસ્થામાં ભિન્ન ભિન્ન સ્વરૂપે દેખાડે છે. જેના પ્રબળ પ્રતાપથી સમગ્ર જંગમ વિશ્વ એક સરખી રીતે પરિચીત છે. તેનું અદ્ભૂત સામર્થ્ય અને સામ્રાજ્ય સમગ્ર વિશ્વમાં અનેકરૂપે પ્રવર્તિ રહેલ છે.

પ્રજોત્પાદન—અર્થાત્ પ્રેમથી પ્રજાને આનંદપૂર્વક પેદા કરવી એ તેની સમગ્ર પ્રવૃત્તિઓનો રહસ્યપૂર્ણ અતિગૂઢ છતાં મદનયુક્ત અને મુખ્ય ઉદ્દેશ છે

પ્રજોત્પાદક અવયવો—અને સ્ત્રી તેમજ પુરૂષની અંદરની સમગ્ર પ્રજનન શક્તિ અને તેના કાર્યમાં મદદ આપનાર અન્ય સમગ્ર અવયવોને પ્રગતિમાં મુકનાર, આ મનસિજ અર્થાત મનમાંથીજ પેદા થનાર માનસિક વૃત્તિરૂપ એક મહાન અભિમાની દિવ્ય દેવ છે.

છવધારી પ્રાણી માત્રનાં અસ્થિઓ-માંસ પેશીઓ,-સ્નાયુ સમુદાય-આન્તરખા-ઉદર,-પટલ હૃદય-ફેફસાં, રુધિરાભિસરણના અવયવો-પ્રજનનેન્દ્રિયના અવયવો, જેમાં ગર્ભાશય-યોની, વિર્યાશય-શિશ્ન, ભગ, અંડકોષ

# જીવનપર પ્રેમનો પ્રભાવ.





एकं वस्तु द्विधा कर्तुं बहवः सन्ति धन्विनः ।

धन्वी स मार एवैकः द्वयोरैक्यं करोति यः ॥





આદિ સ્ત્રી તેમજ પુરૂષના સમગ્ર અવયવોનો સમાવેશ થાય છે. તેનો અને સમગ્ર જ્ઞાનેન્દ્રિયના સમૂહરૂપ આંખ-નાક-કાન-ઇન્દ્રિય અને મસ્તક આદિ સમગ્ર અવયવો અને તેના મનોભાવો તથા સ્થિતિઓ ટૂંકમાં સમગ્ર આત્મભાવો-સ્થિતિઓ, વૃત્તિઓ તેમજ લાગણીઓ પર પણ તેનો અર્થાત્ આ પ્રેમભાવનો એક સરખો પ્રભાવ છે. આમ હોવાથીજ આ પ્રેમ વૃત્તિ દ્વારા પેદા થએલી પ્રજામા ઉપરોક્ત સમગ્ર શારિરીક તેમજ માનસિક અવયવોનો સદ્ભાવ યથાવત્ દષ્ટિગોચર થાય છે. જો તેમ ન થતું હોય તો દરેક સંતાનની અંદર જનકજનનીનાં બધા અવયવો અને ભાવોનાં સર્વાંશે યથાવત પ્રકટ થવાનો સંભવજ ક્યાંથી રહે ? આટલા વાસ્તેજ પ્રેમભાવને મનોભૂ-આત્મભૂ-મનોજ આદિ શબ્દો દ્વારા ઓળખાવવામાં આવે છે જે તદ્દન યથાર્થજ છે, સાર્થક છે-સારપૂર્ણ છે.

સ્ત્રી અને પુરૂષ—ઉભય વર્ગના સમગ્ર શારિરીક-માનસિક અને આધ્યાત્મિક સર્વ ભાવોપર પ્રેમનું સામ્રાજ્ય વર્તે છે અને એવા ભાવો પૂર્ણપણે પ્રવર્તિ રહેલા હોય તેવીજ દશામાં જે સંતાનનો ગર્ભાધાન સંસ્કાર થાય છે તેની અંદરજ ઉપનિષદ્માં કહ્યા પ્રમાણે,

अङ्गादङ्गात् संभवसि हृदयादधिजायसे आत्मा वै पुत्रनामासि संजीव शरदः शतम् ॥

આદિ વિશુદ્ધભાવો યથાવત્ ચરીતાર્થ થાય છે.

## પ્રેમાકર્પણ અને એકતાનતા.

પ્રજોત્પાદન ક્રિયા સમયે આ પ્રેમભાવને વશ થઇ જનક જનની યા સ્ત્રી પુરૂષ જે જે મનોભાવ-વૃત્તિ ધર્મ કે આચાર વિચાર અથવા સંકલ્પ આદિ અવસ્થાનું સેવન કરે છે, તે તે ભાવ તદ્રુપેજ તેઓના સંયોગ ધર્મને આધીન થઇ ગર્ભાધાન દ્વારા પેદા થનાર પ્રજામાં પણ સ્પષ્ટરૂપે વ્યક્ત થાય છે. આ આપણે પ્રત્યક્ષ અનુભવથી સારી રીતે જાણીએ છીએ. બુદ્ધિ-બળ-વીર્ય-સાહસ-ધૈર્ય-શૌર્ય-ક્ષમા-દયા-મૈત્રી-કરૂણા-આરોગ્ય, આદિ સર્વ ભાવો અને સ્થીતિઓ વિગેરે જે જે કંઇ બાળકોની અંદર જોવામા આવે છે તે બધાનો આધાર, જનક-જનનીની સંયોગ સમયની સ્થિતિ-પ્રેમભાવ-અને માનસિક અવસ્થા ઉપર મોટે ભાગે અવલંબી રહે છે. ઉત્પન્ન થયેલ પ્રજા-તેને જન્મ આપનાર જનકજનનીના-ગર્ભ ધારણ કરતી વખતના સર્વ ભાવોની સંપૂર્ણ ખાત્રી આપે છે. દરેક પ્રકારની સારી તેમજ ખરાબ અવસ્થાના સંસ્કાર ગર્ભસ્થ-બાળક ઉપર પડયા વિના રહેતા નથી. સ્ત્રી અને પુરૂષનું-પ્રેમભાવના-પ્રબળ પ્રભાવને પરિણામે એકત્ર થવું, ઐક્ય થવું કે સંયોગ થવો અથવા સર્વ શુભ રીતે એકતાનતા થવી, એ પ્રજોત્પાદન ક્રિયામાં મુખ્ય જરૂરનું છે. આ ક્રિયાને આપણે સામાન્ય ભાષામાં મૈથુન-કે સંભોગ કહીએ છીએ. અને તેવી એકતાનતા કે સહચરતાની દશાને પ્રવર્તાવનાર કે ઉત્પન્ન કરનાર પ્રેમભાવ કે કામવૃત્તિ એજ એક વિશ્વકર્તાનું સૌથી પ્રબળ શસ્ત્ર છે સ્ત્રી અને પુરૂષ ઉભય, સ્વરૂપે ભિન્ન હોવા છતાં પ્રેમનાં પ્રબળ આકર્ષણથી ઉભયનું શારીરીક સંમેલન, સંયોગ, આશ્લેષણ, પરસ્પરનું પ્રેમાલિંગન, ચુંબન તેમજ પ્રત્યેક અવયવની પ્રત્યેક અવયવ સાથે થતી યોજના-મુખ સાથે મુખ-નાસિકા સાથે નાસિકા, ઓષ્ઠ સાથે ઓષ્ઠ અને હૃદય સાથે હૃદય અને તેજ પ્રકારે અન્યાન્ય અવયવોની પણ થતી સંયોજના, તદુપરાંત, વેશભાવ અને વર્તનમાં કે આચાર-વિચાર-વૃત્તિ લાગણી અને પરસ્પરના વિચારો-ભાવનાઓ અને સંકલ્પો આદિની પણ ઐક્યતા આદિ ભાવો અને સ્થીતિઓ, એજ દર્શાવે છે કે મૈથુન અથવા સંભોગ એ કામવૃત્તિ દ્વારા પ્રવર્તાવવામાં આવતી એક સૌથી અદ્ભુત, અલૌકિક અને મહાપ્રબળ દિવ્ય મનોદશા છે કે જેના પ્રભાવથી કુદરત ભિન્ન ભિન્ન ગુણકર્મ સ્વભાવવાળી વ્યક્તિને પણ પ્રેમના પ્રબળ પાસથી એકત્ર કરી, પ્રજનન ક્રિયાના મહાન કાર્ય માટે એક

જે પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારની બે ધાતુઓ, બરાબર તપાવ્યા વગર એકત્ર કરવાથી, એકરસતાને પ્રાપ્ત ન થતાં એકત્વને પામતાં એક બીજાથી તદન અલગ ભળ્યા વગર તરી રહે છે, તેજ પ્રમાણે પૂર્ણ સ્નેહ અથવા પ્રેમ ભાવ રહિત દમ્પતીથી પેદા થયેલ પ્રજામાં પણ સ્વભાવ અને ચારિત્ર્ય આદિની વિચિત્રતા જોવામાં આવે છે. એક તરફ પશુવૃત્તિઓનું પ્રાબલ્ય-પુરૂષમાં હોય, અને સ્ત્રીમાં તેવા ભાવો તદન મંદ હોય, તો તેવા સંયોગથી પેદા થનાર બાળકમાં પણ તેવાજ ભાવો મિશ્રરૂપે જોવામા આવે છે. આવી રીતે પેદા થયેલ સંતતિ તદન અપૂર્ણ, સામ્યાવસ્થાહીન, દામ્પત્યભાવ હીન, નિસ્નેહ, આચાર વિચારની વિરૂધ-ભાવનાવાળી અને વિચિત્ર સ્વભાવનીજ જોવામા આવે છે. ગુણ કર્મ સ્વભાવમાં ઉપર પ્રમાણે વિચિત્રતા હોવા ઉપરાંત, શરીર સમ્પત્તિમાં પણ તેવાજ પ્રકારની વિચિત્રતાવાળી જન્મે છે. પણ જ્યાં પરસ્પરનો પૂર્ણ પ્રેમભાવ તથા વિશુદ્ધ દામ્પત્ય ધર્મની પ્રબળ ગ્રન્થીથી સમાન ગુણ કર્મશીલવાળાં સ્ત્રી પુરૂષો, સંયુક્ત થયેલાં હોય ત્યાં-પેદા થનાર પ્રજા, માતપિતાઓથી પણ ઉત્તરોત્તર અધિક ઉત્કૃષ્ટ ગુણવાળી જન્મ પામે છે.

ડો. ઓ. એસ. ફાઉલર પોતાના ગ્રન્થ "Sexual or Creative Science" માં એક સ્થળે આવા એક પ્રસંગનું વર્ણન આપતા જણાવે છે કે "એક વખતે એક સાધારણ સ્થિતિનાં દેખાતાં સ્ત્રી પુરૂષનું યુગલ પોતાના બાળકને લઇ મારી પાસે આવ્યું. મને જોતાંજ શંકા થઇ કે આવા સાધારણ સ્થિતિના માતપિતા દ્વારા આવા ઉત્તમ બાળકનો જન્મ થવો કેમ સંભવે? મારી સ્ત્રીને પણ આ બાળક જોઇ અત્યન્ત મોહ પેદા થયો. અને પરિણામે અમે તે દમ્પતીના સ્નેહભાવ સંબધી પૃચ્છા કરવાની શરૂઆત કરી. પુછતાં જણાયું કે તેઓ બન્ને પ્રથમથીજ સ્નેહની પરમ પાવન ગ્રન્થીથી સંયુક્ત થયેલા છે; અને તેઓ વચ્ચે આજ દિવસ સુધીમાં કદી પણ કેટુ કે કઠોર વાક્ય કે લાગણીની શિથિલતા થવાનો વખત કદી પણ આવ્યો નથી તેઓ વચ્ચે પૂર્ણ પ્રેમભાવ અને દામ્પત્ય સ્નેહની પવિત્ર લાગણી પૂર્ણ, પણે હમેશા પ્રવર્તિ રહેલ છે તેઓના સ્વભાવમા પણ પરસ્પરનું પૂર્ણ સામ્ય જળવાઇ રહેલું છે અને એ બધી સ્થિતિ અને ભાવોનુંજ આ સતાન એક દૈવી પુષ્પ છે" આ વૃતાત સાંભળી અમારા મનને એ સ્પષ્ટ થયું છે કે "સ્ત્રી અને પુરૂષના પરસ્પરના સ્નેહભાવ અને દામ્પત્ય વૃત્તિના ભાવને પ્રત્યક્ષ કરાવનાર કોઇપણ પ્રત્યક્ષ પ્રમાણ હોય તો તેઓનું અપત્યજ છે. પેદા થયેલ બાળક, જેમ પ્રેમની ઉત્કૃષ્ટ દશાને દર્શાવે છે, તેજ પ્રમાણે પરસ્પરના પ્રેમભાવની અસંતુષ્ટ કે વિકૃત હાલતનું પણ તેટલુંજ સ્પષ્ટ દર્શન આપે છે. કારણ જ્યારે સ્ત્રી પુરૂષ બન્નેના ગુણ કર્મ સ્વભાવનું મિશ્રણ યથાવત્ થયેલું હોતું નથી ત્યારે તેવા અસંપૂર્ણ મિશ્રણથી પેદા થયેલ પ્રજા પણ તેવીજ અપૂર્ણ ભાવનાઓ વાળીજ જન્મ પામે છે. કેટલીકવાર આવી પ્રજામાં ખાસ જ્યારે પુંભાવો-કે પુરૂષના ગુણો વધારે પ્રમાણમા હોય છે ત્યારે તેવી પ્રજા સ્વભાવે કઠોર, આગ્રહી, હઠી, આપખુદ, સત્તાને ખાસ ચાહનાર, આદિ. પુંભાવોના અતિયોગવાળી જન્મે છે પણ જ્યારે માત્ર સ્ત્રી તરફનાંજ ગુણો પ્રાધાન્યપણે ઉતરેલા હેય તો તેવી પ્રજામા—નમ્રતા, વિનય, વિવેક, ધાર્મિક શ્રદ્ધા, પ્રેમ, દયા, કરૂણા, ભિરૂપણું આદિ નમ્ર ભાવોજ પ્રબળપણે જોવામા આવે છે પણ ઉત્સાહ, ધૈર્ય શૌર્ય, સાહસ, અહંતા આદિ પુરૂષ ભાવોની ખામી રહી જાય છે. પણ જો સ્ત્રી અને પુરૂષ બન્નેના ભાવોનું પૂર્ણ પ્રેમભાવને પ્રતાપે જો યથાવત્ મિશ્રણ થયું હોય, તો તેથી પેદા થનાર પ્રજામા કોઇપણ પ્રકારની ન્યૂનતા કે ક્ષતી રહેવા પામતી નથી. સમ્પૂર્ણ પ્રેમભાવથી પ્રેરાયા પછીજ, લગ્ન સબંધમા જોડાયા પછી, વિશુદ્ધ દામ્પત્ય ધર્મની ભાવના દ્વારા, ઉત્કૃષ્ટ પ્રકારની પ્રજા પેદા કરવી એ કુદરતનો મહાન અને સૌથી મુખ્ય ઉદ્દેશ છે અને આ ઉદ્દેશની યથાવત્ પૂર્તિ કરવા માટે પ્રેમભાવ-પ્રબળ સ્નેહવૃત્તિ, એજ કુદરતનું સૌથી પ્રબળ શસ્ત્ર છે. આ પ્રેમભાવ શરીર-મર્મ અને મનના સર્વ ભાવોને પ્રકટ કરવાના રુગમ સાધનો સુક્ષ્મ-પ્રાણ તન્તુઓના અનેક પ્રવાહો દ્વારા-માનસ યંત્રરૂપ મસ્તક તેમજ શરીર યંત્રને જન્મ આપનાર મુખ્ય સાધન છે. શરીરના જુદાજુદા અવયવોને જેમ તે જન્મ આપનાર છે, તેજ પ્રમાણે મસ્તકની અંદરના માનસિક ભાવો, વૃત્તિઓ અને લાગણીઓ તથા શક્તિઓ વિગેરેનાં અવયવોને પણ ન્યૂનાધિક પ્રમાણમા તેમજ પ્રબળ અથવા નિર્બળ હાલતમાં જન્મ આપનાર પણ એજ પ્રેમ વિદ્યુતરૂપ-દેવ છે. મનુષ્યની "આત્મરક્ષક વૃત્તિઓ અને તેના અવયવો તથા સાધનો, તેની સર્વ સાંસારિક લાગણીઓ અને તેના સાધનો, તથા મગજની અંદરના માનસિક અવયવો, તેની ઉત્કર્ષક વૃત્તિઓ અને તેનાં સમગ્ર ભાગો, તેની અંદરની પવિત્ર પ્રેરક શક્તિઓ અને તેમાં સમગ્ર મંદ અથવા વેગયુક્ત ભાવો,

ઉદ્દેશથી ઐક્ય સ્વરૂપે સ્થિત કરી પ્રજોત્પાદન ક્રિયારૂપ આશ્ચર્યપૂર્ણ કાર્ય કરવા માટે યોજે છે. મન, વાણી અને ક્રિયાની સમગ્ર પ્રવૃત્તિની આવી એકતાનતાને યોજનાર કે જન્મ આપનાર વિશ્વમાં એવી એકપણ અન્ય વૃત્તિ નથી કે જેની તુલના આ કામદેવ પ્રેરીત પ્રેમભાવના અદ્દભુત કાર્ય સાથે યત્કિંચીત પ્રમાણમાં પણ થઇ શકે. એ બધો પ્રેમભાવના અલૌકીક સામર્થ્યનોજ પ્રતાપ છે. પ્રેમી યુગલનું હાલવું-ચાલવું-ગાવું, નાચવું, પહેરવું, ઓઢવું, બોલવું આદિ સર્વ ભાવો અને ક્રિયાઓમાં દ્રશ્ય થતી સંપૂર્ણ સામ્યતાનું દર્શન પણ, પ્રેમભાવના પ્રબળ પ્રતાપને જ સુચવે છે. સહૃદયતાનોજ એ બધો પ્રતાપ છે. અન્યોન્યના સ્નેહના પ્રબળ સુત્રથી બંધાએલ દંપતીની પરસ્પરની ગતિ પણ એટલી બધી નિયમબદ્ધ, તાલયુક્ત અને સરખા પગલાવાળી હોય છે કે તેઓની ગતિ તેઓના હૃદયની અન્તરગત સ્થિતિને વગર બોલ્યે સ્પષ્ટ કરે છે જાણે કેમ એકજ આત્મા ઉભયના શરિરમાંથી એકજ રૂપે સર્વ ગતિનો સંચાર કરી ન રહ્યો હોય ? એમ બન્ને પ્રેમીયુગલના ભાવો જોવામા આવે છે. ભિન્ન ભિન્ન પાત્રની અંદર ભરેલ રંગીન જળ એકત્ર કરવાથી, જેવી રીતે બંને જળ અને તેના રંગ એકત્ર થઇ એકજ સમાન રૂપ-રંગ અને ધર્મને ધારણ કરી, સંપૂર્ણ ઐક્યતાને પામે છે. તેજ પ્રમાણે પ્રેમના પ્રબળ પ્રવાહથી જે સ્ત્રી અને પુરૂષના હૃદયયુગલો ( માનસિક અને શારિરીક ) ' समापो हृदयानि वः " એ વૈદિક સિદ્ધાંત પ્રમાણે જ્યારે એકજ ધ્યાન એકજ મન અને એકજ વાણી અને વિચારની અવસ્થાને પ્રેમવશ થઇ પામે છે, ધારણ કરે છે, ત્યારે આવા સ્ત્રી પુરૂષો હમેશાં સાથે રહેવા માગે છે. વિયોગ કદી પણ સહન કરી શકતા નથી. વિયોગ થતા જાણે કેમ તેઓના હૃદય વિરહાગ્નિથી દગ્ધ થઇ વિદીર્ણ થતા હોય નહિ એવું જણાય છે. પણ પુનઃ મેળાપ થતા હૃદયમાં આનંદોત્સવ રૂપ વર્ષા પ્રવર્તિ રહે છે. કારણવશાત્ પ્રેમીઓ ગમે તેટલા દૂર થયા હોય છતા પણ પ્રેમની પ્રબળ દોરીથી જેઓ સંયુક્ત થયેલા હોય છે, તેઓ અરસપરસ એક બીજાની સમીપમાંજ છે એમ મનાવવા કે માની લેવા પ્રેરાય છે. હજારો ગાઉના અન્તરથી દૂર થયેલા સ્નેહીઓના હૃદય પણ એક બીજાના સુખદુઃખમા ભાગ લઇ સમાન ભાવને અનુભવી શકે છે. સંપૂર્ણ અને એક રસ પ્રેમના દિવ્ય પ્રભાવનું એ એક દિવ્ય પરિણામ છે.

ઉપર દર્શાવેલ પ્રેમના પરિણામાનુસાર, જે સ્ત્રી પુરૂષોના મન, વાણી આત્મા અને તેની બધી દિવ્ય શક્તિઓ જ્યારે સમ્પૂર્ણપણે એકતાને પામેલ હોય છે અને દરેક વૃત્તિ, લાગણી કે શક્તિ જ્યારે તેવા પ્રબળ પ્રેમભાવની અસરથી સંપૂર્ણતયા અને યથાયોગ્ય રીતે પ્રેરાયેલ હોય છે, તેવીજ સ્થિતિમા ગર્ભમાં સ્થિત થયેલ સંતાન વા પ્રજા જનક જનનીની સમગ્ર ઉત્કૃષ્ટ ભાવનાઓથી યુક્ત-સમાન ગુણ કર્મશીલવાળી તથા જનક જનનીના સર્વ ભાવોને યથાવત્ પ્રદર્શિત કરનાર ગુણો અને ધર્મોથી સંયુક્ત થઇનેજ જન્મે છે આવા પ્રેમ ભાવથી સંયુક્ત થયેલા સ્ત્રી પુરૂષોનાં લગ્ન સંબંધો અને તેટલાજ પ્રેમથી પોષાયેલ પ્રેમભાવો અને પ્રગતિમાં મુકાયેલ સર્વ પ્રજનન અવયવોજ, કામદેવના દિવ્ય પ્રભાવને વશ વર્તિ-પ્રજનન કાર્યની મહાન પ્રવૃત્તિમા જ્યારે યોજાય છે ત્યારે કુદરતના મહાન ઉદ્દેશને પૂર્ણ કરવા સમર્થ થાય છે. પ્રજોત્પાદક ક્રિયાપર પ્રેમનું કેટલું પ્રબળ સામ્રાજ્ય છે તે ઉપરોક્ત વિવેચનથી કેટલેક અંશે સ્પષ્ટ થશે સહૃદયતા અને સંપૂર્ણ ઐક્યતા-એ પ્રજોત્પાદન માટે મુખ્ય અવશ્યની દશા છે. હૃદયની એકયતા અને પ્રબળ પ્રેમભાવનાથી પોતાની સંતતી પેદા કરેલી હોય છે. તેઓની સંતતી સમાન ગુણ કર્મ શીલકે માતાપિતા સદૃશ નહિ કિન્તુ તે બન્નેના કરતા પણ કંઇ ગુણોમાં વિશેષતા ધરાવનારી અતિમોહક તથા આકર્ષક અને પ્રિયકર તથા નેત્રાનંદદાયક હોય છે, અને તેનું કારણ પ્રજોત્પાદકક્રિયા સમયે ઉભય સ્ત્રી પુરૂષના હૃદયની સંપૂર્ણ ઐક્યતાનુંજ એ પરિણામ છે પણ જ્યા સ્ત્રી અને પુરૂષોના આચાર, વિચાર અને મનોભાવ તથા વર્તન આદિ ભિન્ન ભિન્ન પ્રકારના એક બીજાથી તદન વિરૂદ્ધ, અપૂર્ણ અને હૃદયગત ઐક્યતા વગરનાં હોય છે, ત્યા ત્યાં પ્રેમભાવની પણ તેટલેજ અંશે ખામી હોય છે અને તેને પ્રતાપે સંયોગ ધર્મમાં ન્યૂનતા કે ખામી સ્પષ્ટ જણાય છે. પરિણામે ઉત્પન્ન થયેલ પ્રજા પણ તે તે પ્રકારની ન્યૂનતા-ખોડ, વૈચિત્ર્ય અને વિરૂદ્ધતા આદિ ભાવોવાળી સ્પષ્ટ અવલોકવામા આવે છે એટલુંજ નહિ પણ સંયોગ ધર્મ માટે સંયુક્ત થનાર સ્ત્રી પુરૂષોના ગુણ સમુદાય કરતાં પણ ઓછા ગુણ ઉતરતી નિવડે છે આટલા વાસ્તેજ મનુમહારાજે મનુસ્મૃતિમા કહ્યું છે કે.

उत्तमैः स्त्रियियाहैस्तस्मा्भवति प्रजा ।

मनुस्मृति ।

જે પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારની બે ધાતુઓ, બરાબર તપાવ્યા વગર મિશ્ર કરવાથી, એકરસતાને પ્રાપ્ત ન થતાં, એકત્વ ન પામતાં એક બીજાથી તદ્દન અલગ મળ્યા વગર તરી રહે છે, તેજ પ્રમાણે પૂર્ણ સ્નેહ અથવા પ્રેમ ભાવ રહિત દમ્પતીથી પેદા થયેલ પ્રજામાં પણ સ્વભાવ અને ચારિત્ર્ય આદિની વિચિત્રતા જોવામાં આવે છે. એક તરફ પશુવૃત્તિઓનું પ્રાબલ્ય-પુરૂષમાં હોય, અને સ્ત્રીમાં તેવા ભાવો તદ્દન મંદ હોય, તો તેવા સંયોગથી પેદા થનાર બાળકમાં પણ તેવાજ ભાવો મિશ્રરૂપે જોવામાં આવે છે. આવી રીતે પેદા થયેલ સંતતિ તદ્દન અપૂર્ણ, સામ્યાવસ્થાહીન, દામ્પત્યપ્રેમ હીન, નિસ્નેહ, આચાર વિચારની વિરૂદ્ધ-ભાવનાવાળી અને વિચિત્ર સ્વભાવનીજ જોવામાં આવે છે ગુણ કર્મ સ્વભાવમાં ઉપર પ્રમાણે વિચિત્રતા હોવા ઉપરાંત, શરીર સમ્પત્તિમાં પણ તેવાજ પ્રકારની વિચિત્રતાવાળી જન્મે છે. પણ જ્યાં પરસ્પરનો પૂર્ણ પ્રેમભાવ તથા વિશુદ્ધ દામ્પત્ય ધર્મની પ્રબળ ગ્રન્થીથી સમાન ગુણ કર્મશીલવાળાં સ્ત્રી પુરૂષો, સંયુક્ત થયેલાં હોય ત્યાં-પેદા થનાર પ્રજા, માતપિતાઓથી પણ ઉત્તરોત્તર અધિક ઉત્કૃષ્ટ ગુણવાળી જન્મ પામે છે.

ડૉ. ઓ. એસ. ફાઉલર પોતાના ગ્રન્થ "Sexual or Creative Science" માં એક સ્થળે આવા એક પ્રસંગનું વર્ણન આપતાં જણાવે છે કે "એક વખતે એક સાધારણ સ્થિતિનાં દેખાતાં સ્ત્રી પુરૂષનું યુગલ પોતાના બાળકને લઇ મારી પાસે આવ્યું. મને જોતાંજ શંકા થઇ કે આવા સાધારણ સ્થિતિના માતપિતા દ્વારા આવા ઉત્તમ બાળકનો જન્મ થવો કેમ સંભવે? મારી સ્ત્રીને પણ આ બાળક જોઈ અત્યન્ત મોહ પેદા થયો. અને પરિણામે અમે તે દમ્પતીના સ્નેહભાવ સંબંધી પૃચ્છા કરવાની શરૂઆત કરી. પુછતાં જણાયુ કે તેઓ બન્ને-પ્રથમથીજ સ્નેહની પરમ પાવન ગ્રન્થીથી સયુક્ત થયેલા છે; અને તેઓ વચ્ચે આજ દિવસ સુધીમાં કદી પણ કટુ કે કઠોર વાક્ય કે લાગણીની શિથિલતા થવાનો વખત કદી પણ આવ્યો નથી તેઓ વચ્ચે પૂર્ણ પ્રેમભાવ અને દામ્પત્ય સ્નેહની પવિત્ર લાગણી પૂર્ણ, પણે હમેશાં પ્રવર્તિ રહેલ છે તેઓના સ્વભાવમા પણ પરસ્પરનું પૂર્ણ સામ્ય જળવાઇ રહેલું છે અને એ બધી સ્થિતિ અને ભાવોનુંજ આ સતાન એક દૈવી પુષ્પ છે" આ વૃતાંત સાંભળી અમારા મનને એ સ્પષ્ટ થયું છે કે "સ્ત્રી અને પુરૂષના પરસ્પરના સ્નેહભાવ અને દામ્પત્ય વૃત્તિના ભાવને પ્રત્યક્ષ કરાવનાર કોઇપણ પ્રત્યક્ષ પ્રમાણ હોય તો તેઓનું અપત્યજ છે પેદા થયેલ બાળક, જેમ પ્રેમની ઉત્કૃષ્ટ દશાને દર્શાવે છે, તેજ પ્રમાણે પરસ્પરના પ્રેમભાવની અસંતુષ્ટ કે વિકૃત હાલતનું પણ તેટલુંજ સ્પષ્ટ દર્શન આપે છે. કારણ જ્યારે સ્ત્રી પુરૂષ બન્નેના ગુણ કર્મ સ્વભાવનું મિશ્રણ યથાવત્ થયેલું હોતું નથી ત્યારે તેવા અસંપૂર્ણ મિશ્રણથી પેદા થયેલ પ્રજા પણ તેવીજ અપૂર્ણ ભાવનાઓ વાળીજ જન્મ પામે છે. કેટલીકવાર આવી પ્રજામાં ખાસ જ્યારે પુંભાવો-કે પુરૂષના ગુણો વધારે પ્રમાણમા હોય છે ત્યારે તેવી પ્રજા સ્વભાવે કઠોર, આગ્રહી, હઠી, આપખુદ, સત્તાને ખાસ ચાહનાર, આદિ. પુંભાવોના અતિયોગવાળી જન્મે છે પણ જ્યારે માત્ર સ્ત્રી તરફનાંજ ગુણો પ્રાધાન્યપણે ઉતરેલા હેય તો તેવી પ્રજામા—નમ્રતા, વિનય, વિવેક, ધાર્મિક શ્રદ્ધા, પ્રેમ, દયા, કરૂણા, બિકણપણું આદિ નમ્ર ભાવોજ પ્રબળપણે જોવામા આવે છે પણ ઉત્સાહ, ધૈર્ય શૌર્ય, સાહસ, અહંતા આદિ પુરૂષ ભાવોની ખામી રહી જાય છે પણ જો સ્ત્રી અને પુરૂષ બન્નેના ભાવોનું પૂર્ણ પ્રેમભાવને પ્રતાપે જો યથાવત્ મિશ્રણ થયું હોય, તો તેથી પેદા થનાર પ્રજામા કોઇ પણ પ્રકારની ન્યૂનતા કે ક્ષતી રહેવા પામતી નથી. સમ્પૂર્ણ પ્રેમભાવથી પ્રેરાયા પછીજ, લગ્ન સંબંધમા જોડાયા પછી, વિશુદ્ધ દામ્પત્ય ધર્મની ભાવના દ્વારા, ઉત્કૃષ્ટ પ્રકારની પ્રજા પેદા કરવી એ કુદરતનો મહાન અને સૌથી મુખ્ય હદેશ છે અને આ ઉદ્દેશની યથાવત્ પૂર્તિ કરવા માટે પ્રેમભાવ-પ્રબળ સ્નેહવૃત્તિ, એજ કુદરતનું સૌથી પ્રબળ શસ્ત્ર છે. આ પ્રેમભાવ શરીર-મન અને મનના સર્વ ભાવોને પ્રકટ કરવાના પ્રથમ સાધનો શુક્ર-પ્રાણ તન્તુઓના અને- પ્રવાહો હૃદય-માનસ યંત્રરૂપ મસ્તક તેમજ શરીર યંત્રને જન્મ આપનાર મુખ્ય સાધન છે: શરીરના જુદાજુદા અવયવોને જેમ તે જન્મ આપનાર છે, તેજ પ્રમાણે મસ્તકની અંદરના માનસિક ભાવો, વૃત્તિઓ અને લાગણીઓ તથા શક્તિઓ વિગેરેના અવયવોને પણ ન્યૂનાધિક પ્રમાણમા તેમજ પ્રબળ અથવા નિર્બળ હાલતમાં જન્મ આપનાર પણ એજ પ્રેમ વિદ્યુતરૂપ-દેવ છે. મનુષ્યની "આત્મરક્ષક વૃત્તિઓ અને તેના અવયવો તથા સાધનો, તેની સર્વ સાંસારિક લાગણીઓ અને તેનાં સાધનો, તથા મગજની અંદરના માનસિક અવયવો, તેની ઉત્કર્ષક વૃત્તિઓ અને તેનાં સમગ્ર ભાવો, તેની અંદરની માનિષ્ઠ પ્રાયક શક્તિઓ અને તેમાં સમગ્ર મંદ અથવા વેગયુક્ત ભાવો,

તેની નૈતિક અને ધાર્મિક લાગણીઓ અને તે દ્વારા થતા આચાર વિચાર અને ચારિત્ર્ય આદિના અનેક ફેરફારો, તથા તેની અવલોકન શક્તિઓ, બુદ્ધિશક્તિઓ, સાહિત્ય શક્તિઓ આદિના સમગ્ર ભાવો અને પ્રદેશો ઉપર મનુષ્યની આ પ્રેમ વિદ્યુતનો પ્રબળ પ્રભાવ છે ટુંકામા મનુષ્યના સ્થૂલ તેમજ સૂક્ષ્મ જીવનના સાધનોરૂપ સમગ્ર પ્રદેશોને પેદા કરવા, એ જેમ તેનુ કાર્ય છે, તે પ્રમાણે એ સર્વ અંશોને પોષી સુરક્ષિત રાખી સમૃદ્ધ કરવા એ પણ એજ વૃત્તિનુ મુખ્ય કાર્ય છે આમ હોવાથી મનુષ્યના સમગ્ર જીવનપર આ પ્રેમભાવનો બીજી કોઇપણ વૃત્તિ કરતા અજબ પ્રભાવ પડે છે

"જીવન રહસ્ય" નામના આ ગ્રંથના આ ત્રીજા પ્રકરણમા, મનુષ્યની પ્રત્યેક શક્તિ-લાગણી અથવા વૃત્તિ ઉપર આ પ્રેમ ભાવના પ્રબળ મદ અથવા સામાન્ય વેગથી કેવા કેવા પ્રકારની ઇષ્ટ અથવા અનિષ્ટ અસરો થાય છે અને તેના પ્રભાવથી લાગણીઓ, વૃત્તિઓ, શક્તિઓ અને ભાવનાઓ વિગેરેના ન્યૂનાધિક અનેક ફેરફારોને લીધે મનુષ્યનુ જીવન, ચારિત્ર્ય કે વર્તન કેવા કેવા પ્રકારનુ બને છે, તેનુ ટુંકમા દિગ્દર્શન કરાવવુ એ આ ત્રીજા પ્રકરણનો મુખ્ય ઉદ્દેશ. જેથી હવે પછીના પૃષ્ઠોમા તે વિષયનુ ટુંકામા ક્રમવાર વર્ણન આપવામા આવશે ખાસ કરી અગાઉના બન્ને પ્રકરણોમા વર્ણવવામા આવેલ, મસ્તકની અંદરના માનસિક અવયવોના દરેક સબધને ધ્યાનમા રાખી, આ વિષયનુ પ્રતિપાદન કરવાનુ વધારે અનુકુળ પડે તેમ હોવાથી આ પ્રકરણનુ બધુ વર્ણન એ પ્રમાણે આપવામા આવેલ છે મનુષ્યના મનની સર્વ વૃત્તિઓમા આત્મરક્ષક વૃત્તિઓનો સમૂહ સર્વથી પહેલા અગત્ય ધરાવે છે, માટે તેજ સમૂહની અંદર યોજવામા આવેલી વૃત્તિઓ પર, પ્રેમભાવનો પ્રભાવ કેવા પ્રકારે અને કેટલા પ્રમાણમા પહોંચે તેનું વર્ણન સૌથી પ્રથમ કરીશુ

## ૧. જીજીવિષા અને તેના અવયવો પર પ્રેમનો પ્રભાવ.

જીજીવિષા—જીવન ધારણ કરી રાખવાની ઇચ્છા, આરોગ્યની સંરક્ષા આ પ્રાણી માત્રની સૌથી પ્રબળ વૃત્તિ છે તેના પ્રતાપથીજ મનુષ્ય દુઃખ, શોક, ભય અને મરણને શરણ થતા-અનેક પ્રકારની મુશ્કેલીઓને સહન કરીને પણ જીવનને ધારણ કરી રહે છે સ્નેહીઓ હમેશાં સહજીવન ગાળવાનુજ વધારે પસંદ કરે છે કારણ, પ્રેમયુક્ત સહ જીવન દ્વારા-પરસ્પરની જીજીવિષાને અનેક રીતે સુખ સંતોષ આરોગ્ય અને આનંદ આદિ પ્રાપ્ત થાય છે પ્રેમી સ્ત્રી પુરુષો એકાન્તમા મળતા પરસ્પરને માટે સ્નેહની સ્વાભાવિક પ્રવૃત્તિને વશ થઇ, 'પ્રાણાધાર, પ્રાણેશ, પ્રાણપ્રિયા, પ્રાણવલ્લભા, જીવનાધાર, પ્રાણપતિ આદિ શબ્દોના પ્રયોગો કરે છે એ બધી પ્રવૃત્તિ સ્નેહની સ્વાભાવિક દશાનુજ પરિણામ છે મનુષ્ય શરીરમા પ્રાણરૂપ જીવનને ધારણ કરી રક્ષણ અને પોષણ આપનાર-પ્રાણોના મુખ્ય આધાર રૂપ, ખાસ બે પ્રદેશો છે હૃદય અને ફેફસા—આ અવયવોને પ્રાણાવયવો કહેવામા આવે છે આ ઉપરાત મસ્તકની અંદરનો પ્રાણકેન્દ્રીનો પ્રદેશ પણ એક અજબ પ્રકારનુ કાર્ય આપણા જીવનમા બજાવે છે સ્નેહીઓ જ્યારે પરસ્પરને એકાન્તમા પ્રેમના સ્વાભાવિક આનંદથી આકર્ષાઇ પૂર્ણ પ્રેમભાવથી ભેટે છે અથવા આલિંગે છે, ત્યારે તેઓનુ પરસ્પરનુ આલિંગન, આ હૃદય અને ફેફસાના સ્થાનમા ખાસ વિશેષ પ્રમાણમા થાય છે તેઓનુ આશ્લેષણ આ સ્થાનમા બહુજ ઘનિષ્ઠ રૂપે પ્રવર્તે છે મસ્તક અને હૃદય કેમ જાણે એક કરી નાખવાની એ મથનાપ્રક્રિયા હોય નહીં એમ સ્પષ્ટ જણાય છે પૂર્ણ સ્નેહભાવની એજ ખરેખર યથાર્થ સ્થિતિ છે પ્રેમની પરાકાષ્ઠાનુ એ સ્વાભાવિક પરિણામ છે ચિત્રો, વાર્તાઓ નાટકો, અને સિનેમા વિગેરેના રૂપો, આવા મધુર પ્રસંગને દર્શાવવા ખાતરજ અનેકવાર યોજવામા આવેલા હોય છે આવા આશ્લેષણ વખતે હૃદયમાથી રૂધિરનો પ્રવાહ પ્રબળ વેગથી વહેવા લાગે છે ફેફસાઓની અંદર પણ રુધિરનો સંચાર થતા શ્વાસપ્રશ્વાસની અધિકતા થવા લાગે છે પરિણામે હૃદય અને ફેફસા વધારે જોરથી કાર્ય કરવા લાગે છે; મુખ ગાલ, હોઠ અને નયન આદિ સ્થાનો પર પ્રેમની લાલીમાં પ્રસરવા લાગે છે અને સમગ્ર શરીરમા રૂધિરના પ્રવાહો પ્રબળપણે વહેતા હોવાથી સમગ્ર શારીરિક અને માનસિક જીવનમા નવુંજ તેજ આવવા માંડે છે એક ક્ષણભરની અંદર થતા આવા બધા ફેરફારો, મનુષ્યની જીજીવિષાને અનેક રીતે ઉત્તેજિત આનંદપૂર્ણ બનાવે છે જીવન પર આ પ્રેમનો કેવો પ્રભાવ છે!

પણ જેઓ પ્રેમભાવમાં નિરાશ થયેલાં-અથવાં આશાભંગ કે માનભંગ થયેલા હોય છે કે પ્રેમભંગ થઇ પ્રેમની પવિત્ર અને અપ્રતિમ પ્રતિમાઓથી-વિયુક્ત થયેલા હોય છે, તેઓનાં જીવન, ખરેખર ખારાં ઝેર જેવાં થઇ પડે છે. તેવાઓને મરણ પધારે પ્રિયકર લાગે છે. " હવે જીવીને શું કરવું " આવા ઉદ્‌ગારો હમેશાં મુખમાંથી નિકળ્યા કરે છે. પ્રતિક્ષણ મૃત્યુનીજ રાહ જોયા કરે છે. અનેકવાર દુ:ખ શોક અને વ્યાકુળતા તથા સંતાપને વશ થઇ, આપઘાત પણ કરી બેસે છે. અનેક સ્ત્રીઓએ આવી રીતે આપઘાત કર્યાનાં અનેક દ્રષ્ટાન્તો આપણી પાસે મોજુદ છે. પેપરોમાં અનેકવાર એવાં વર્ણનો વાંચીએ છીએ-પ્રેમના અતિ પ્રબળ વેગને લીધે આવાં પરિણામો આવે છે, જ્યારે કેટલાક લોકો તેવી દશામાં ઝુરી ઝુરીને પણ મરે છે. પ્રેમમાં નિરાશ થવાનું એટલું બધું ભયંકર પરિણામ છે અને જ્યા આમ નથી બનતું-ત્યાં પણ ધારી ધીરી-માંદગી અને રોગ આદિ દ્વારા મૃત્યુને શરણ થવાનાં તો અનેક દ્રષ્ટાન્તો બને છે. આ શું થોડું દુ:ખ છે !!! પણ જ્યાં પ્રેમની આશાનાં ઝાંખા અંકુરો પણ ઉદય થતા હોય ત્યાં મનુષ્યો ભય, મોત, ભૂત, પ્રેત કે પિશાચ અને એવી બીજી અનેક આફતોની પણ સામા થઇ, તરી જાય કે તેની પરવાર કર્યાવિના મનોબળ માત્રથી દીર્ઘાયુ, 'આરોગ્ય, આનંદ-સુખ અને સંતોષ પ્રાપ્ત કરી, જીવનને સુખી બનાવી શકે છે: ટુંકામાં પ્રેમના પ્રબળ પ્રભાવની અસર, આપણી જીજીવિષાને પણ અનેક પ્રકારે થાય છે, એ ઉપરના વર્ણનથી તદ્દન સ્પષ્ટ છે.

ખરી રીતે જોઇએ તો મનુષ્ય અને પ્રાણી માત્રના જીવનની શરૂઆતજ મૂળ પ્રેમભાવમાંથીજ થાય છે; પ્રેમથી પ્રેરાયેલ દમ્પતીઓજ નવીન પ્રજાને સંભોગ ક્રિયા દ્વારા જન્મ આપે છે. એટલુંજ નહી પણ એવા સંભોગ વખતે બન્નેના શરીર અને મનની અંદર પ્રવર્તિ રહેલ બધા ભાવોનેજ, પોતાની પ્રજામા ઉતારી જન્મ આપે છે. ખરૂં જોઇએ તો નવીન પ્રજાનું જીવન એ માત્ર માતપિતાની પ્રેમ-સંયોગ વખતની બધી દશાનું તાદશ ચિત્રજ અથવા પ્રતિકૃતિ છે. તેઓનાં 'આપેલાં હૃદય, મસ્તક, ફેફસા, પચનેન્દ્રિયો અને માંસપેશીઓ તથા અસ્થિ સમુદાય આદિ સાધનો દ્વારાજ, નવીન પ્રજાનું જીવન બંધાય છે ટુંકામા જીવન માત્રની શરૂઆતજ પ્રેમથી થાય છે.

એક વખતે મરણ પથારી પર પડેલી કુટુંબ વત્સલ અને પૂર્ણ વાત્સલ્યભાવ યુક્ત સ્ત્રીએ, પોતાની માંદગીની આખર અવસ્થામાં પોતાના પતિને ખુબ સમજાવીને કહ્યું કે "જુઓ તમે સંયુક્ત થઇ રહેજો અને છોકરાઓને તમારાથી વિખુટાં નહિં પાડતા; હું તો હવે હમેશને માટે રજા માગું છું" આવા શબ્દો, તે સ્ત્રી પોતે એમ નજાણતી હતી કે તેનો ધણી જો કે અત્યારે એમ મુખમાંથી "હા" કહેશે, પણ તેમ કરી શકશે નહી. "છતાં પોતાના વાત્સલ્ય ભાવની પ્રબળ ઇચ્છાથી પ્રેરાઇ, તેણે ઉપર પ્રમાણે પોતાની ઇચ્છા, પોતાના મૃત્યુના બિછાના પરથી પોતાના સ્વામી પાસે જણાવી. પણ તેના પતિએ જવાબ આપ્યો અને જણાવ્યું કે "મારાથી બનશે ત્યાં સુધી તેમ કરીશ." આ જવાબ સાંભળી તે સ્ત્રી તદ્દન નિરાશ થઇ ગઇ પુન: આરોગ્ય થવાની આશા પડી ભાંગી. તેના હાથપગ ઢીલા અને ઠંડાગાર થઇ ગયા અને પોતાના આખરી પ્રયત્નમાં નિરાશ થતાં, તેણી બુમ પાડી બોલી હતી, "જો તમે તેઓની સંભાળ નહિ કરો તો હું કરીશ." વાત્સલ્ય સ્નેહના આવા પ્રબળ મનોવેગને પ્રેમ આધીન થઇ, પુન: નવજીવનને ધારણ કરવા, શક્તિવાન બની. તરતજ જીવન રસના-પ્રવાહોને શરીરમાં જોશભર મનોબળથી વહેતા કર્યા. એકદમ એક પછી એક ફેરફારો તેના સમગ્ર શરીરમાં શરૂ થવા લાગ્યા. પરિણામે તે સાજી થઇ અને આખરે જ્યાં સુધી તેનાં છોકરાઓ પરણ્યાં ત્યાં સુધી બધાને સંયુક્ત કુટુંબ તરીકે સાથે રાખ્યા એટલુંજ નહી, પણ શરીર સંરક્ષાના સંબંધમાં એક "Manikin" "શરીરનો નકશો" લઇ અનેક વર્ષો સુધી "સ્ત્રીઓનું આરોગ્ય" એ વિષય પર વ્યાખ્યાનો આપ્યાં. પ્રેમ, વાત્સલ્ય સ્નેહ અને કુટુમ્બ વત્સલતાના તીવ્ર વેગને આધીન થઇ મનોબળ અને શૌર્યને પ્રાપ્ત કરી સમગ્ર જીવનના પ્રવાહોને તેણે નવીન દિશામાં આશાપૂર્ણ હૃદયે વહેતા કર્યા; આ શું પ્રેમભાવનો ઓછો પ્રભાવ છે ! બધી વિમા કમ્પનીઓ મનુષ્યના મૃત્યુબાદજ ઘણે ભાગે અમુક રકમ આપવાનું વચન આપે છે, જ્યારે પ્રેમભાવ અને સ્નેહ પૂર્ણ હૃદયના હક્કો, એ તો એક બીજા પ્રકારનો વિમો છે, કે તે તો સમગ્ર જીવનમાં સુખ આરોગ્ય અને આનંદઆદિ મહાન બક્ષીસો આપી આપણા જીવનના પ્રત્યેક ક્ષણને સ્નેહપૂર્ણ અને મંગળમય બનાવી નિરંતર સહાયરૂપે વહેતાં રાખે છે. પ્રેમભાવનો જીજીવિષાની વૃત્તિ પર આ શું ઓછો પ્રભાવ છે !

## ૨–૩. ક્ષુધા, પિપાસા અને પાચન શક્તિનાં અવયવો પર પ્રેમનો પ્રભાવ.

પ્રેમભાવની સાથે આપણા ખાનપાન અને પાચનશક્તિના સર્વ આનંદો પણ ખાસ પ્રકારના સંબંધો ધરાવે છે. તેથી તે સંબંધોને પણ યથાવત્ સમજવાની ખાસ જરૂર છે. પ્રેમપૂર્ણ હૃદયે સારી સારી વસ્તુઓનો કરવામાં આવતો ઉપભોગ, અનુપમ સંતોષ, સુખ, આનંદ અને પરિણામે શાન્તિ આપે છે. જેમ પ્રેમ વિશેષ તેમ આનંદ પણ વિશેષ એ આપણે " શબરીનાં બોર અને ભગવાન રામચંદ્રજી " તથા " વિદુરજીની ભાજી " અને મહાપુરૂષ કૃષ્ણના દષ્ટાન્તથી સારી રીતે જાણીએ છીએ. પ્રેમીના સહવાસમાં, સુકી ભાખરી પણ મધુર અને મિષ્ઠ મેવા કરતાં પણ વધારે આનંદ આપે છે. જ્યારે અનેક પ્રકારના ઉત્તમોત્તમ પકવાનો પણ જો સ્નેહહીન હૃદયથી પિરસવામાં આવેલ હોય તો તે તદ્દન ફીક્કાં અને નિરસ લાગે છે. એટલુંજ નહીં પણ, તે કોઇ રીતે સંતોષ સુખ કે આનંદ આપનાર પરિણામને પામતાં નથી. પણ પ્રેમની પાવન અસરથી પિરસાયેલું ભોજન શુભ પરિપાકને પામી, બધી શુભ લાગણીઓને પ્રદીપ્ત કરવામાં ઘણોજ ઉત્તમ પ્રકારનો ભાગ ભજવે છે. તેને પરિણામે મન અનેક પ્રકારના સુખાનુભવ કરે છે. આવી રીતના સુખાનુભવ દ્વારા શરીરના દરેક અવયવને પણ સંતોષ મળે છે અને નિયમીત રીતે પોતાનું કાર્ય કરવા પ્રવર્તે છે. પરિણામે આપણી પચનેન્દ્રિયોના અવયવો અને તેના પર સામ્રાજ્ય ચલાવનાર ક્ષુધા અને પિપાસા વૃત્તિના મસ્તકની અંદરના અવયવો પર પણ તેની બહુજ સારી ઉંડી અને લાભદાયક અસર થાય છે. અને દરેક શક્તિ તથા અવયવનો આનંદ ઉત્તરોત્તર વૃદ્ધિગત થવાથી, શરીરસ્થ રક્ત, માંસ, મેદ અસ્થિ, મજ્જા અને શુક્ર આદિ ધાતુઓ અને જ્ઞાન તન્તુ તથા ક્રિયાતન્તુઓના વિવિધ પ્રવાહોને પણ તુષ્ટિ પુષ્ટિ અને આનંદ મળવાથી, શરીરનું આખું સ્વરૂપ સુંદર અને મધુર દેખાવને ધારણ કરવા લાગે છે પચનેન્દ્રિયો અને તેનાં સમગ્ર અવયવો તથા કાર્યો ઉપર, ઉપર દર્શાવ્યા પ્રમાણે પ્રેમભાવનો પ્રબળ પ્રસાર છે. વળી, યકૃત પિત્તાશય અને સ્થૂલાન્ત્ર તથા સ્થૂલાન્ત્રઆદિ અવયવો ઉપર પણ પ્રેમભાવની તેજ પ્રમાણે અસર થાય છે. કલેજાંના અનેક પ્રકારના દર્દોનું મૂળ કારણ, અસન્તુષ્ટ પ્રેમભાવજ ઘણે ભાગે હોય છે પણ તેવા બધાં દર્દોને અને અનેક પ્રકારના બીજા વિકારોને પણ શાન્ત કરવા માટે પ્રેમદાના સ્નિગ્ધ અને રસભિના હૃદય અને હસ્ત કમલથી પિરસાતાં, પ્રેમના પંચામૃત મિશ્ર પકવાનો સમાન, વિદ્યુતમય અસર કરી, કલેજાંના દર્દોને મટાડનાર બીજી એવી કોઇપણ સરસમાં સરસ સુગર કોટેડ પીલ્સ નથી. વળી આવી દિવ્ય દવાની ગોળીઓ (કોળીયારૂપે) લેવામાં પણ લેહ્ય અને સેવન કરવામાં પણ સુગમ, સરલ અને પરિણામે મધુમય અસર કરનાર નિવડે છે. પવિત્ર અને ઉત્કર્ષક પ્રેમભાવ, મંદાગ્નિ અને અજીર્ણ આદિ પાચન શક્તિના અનેક રોગોને પણ દુર કરવામાં અજબ પ્રકારની સહાય કરે છે. પણ એ સત્ય ઘણા થોડાજ મનુષ્યો સમજે છે. જ્યારે પ્રેમની અસંતુષ્ટ હાલતમાં કે વિકૃત હાલતમા, અજીર્ણ મંદાગ્નિ, અરૂચિ અને પ્રકૃત તથા પિત્તાશયના અનેક પ્રકારનાં દર્દો, ધીરેધીરે વધવા લાગી, શરીરમાં ઘર કરી, રહેવા લાગે છે અને પોતાના પૂર્ણ સ્વરૂપમાં સમયાન્તરે પ્રકાશી, અનેક રીતે મનુષ્યને પીડવા લાગે છે. અનેક વિધવાઓ કોઇપણ પ્રકારનાં દૃશ્ય કારણ વગર, અન્તરના ખરા કારણોને સમજ્યા વગર, આવી પ્રેમની અસંતુષ્ટ દશાને લીધેજ, યકૃત અને ઉદરના અનેક પ્રકારના વ્યાધિઓથી પીડાતી આપણે જોઇયે છીએ. અનેક પુરૂષોને ભોજન પરજ રૂચિ થતી નથી. કારણ તેની બનાવનાર અને પિરસનાર સ્ત્રી સાથેનો તેઓનો સંબંધ, સ્નેહયુક્ત કે પ્રેમભાવ પૂર્ણ હોતો નથી તેને પરિણામે ભોજ્ય પદાર્થોના ઉપભોગમા પણ આનંદ આવતો નથી અને આનંદ વગર કે શોકપૂર્ણ હૃદયે કરેલું ભોજન, કુપિત દશાને પ્રાપ્ત થઇ અનેક રોગોનાં કારણભૂત થાય છે, એ વાત સ્પષ્ટ છે. પ્રેમાળ સ્ત્રીઓ, પ્રેમપૂર્વક પકાવેલું ભોજન, તૈયાર થઇ ગયા પછી પણ, ગ્રહણ ન કરતા પોતાના પ્રેમી પતિના આવતાં સુધી રાહ જોઇ બેસી રહે છે, અને જ્યારે પોતાના સ્નેહી સાથેજ ભોજન લે છે ત્યારેજ આનંદ, સંતોષ અને સુખ પામે છે. આનું કારણ પણ એજ છે કે તેવી સ્ત્રીઓ પોતાના પતિની પ્રેમક હાજરીમાં અને સહવાસમાં લેવાતા લુખા સુકા અને કોરા પદાર્થોને પણ પ્રેમ અને આનંદપૂર્વક લે છે અને તેથી તે ભોજન બીજાં સુંદર પકવાનો કરતા પણ કંઇ ઘણુંજ હિતાવહ અને આરોગ્ય તથા આનંદ આપનાર નિવડે છે. હમેશાં પ્રેમીજન સાથે કરેલું ભોજન વધારે મિષ્ટ, સ્વાદિષ્ટ અને સુખપ્રદ લાગે છે, એ વાત ચોક્કસ છે. વળી પૂર્ણ પ્રેમભાવ યુક્ત સ્ત્રી વર્ગથી બનાવવામાં આવતાં ભોજનો પણ તેટલાજ સ્વાદિષ્ટ અને રસમય બને છે. કારણ તેને

બનાવનાર પ્રેમી હૃદયના પ્રેમપૂર્ણ અને સ્નેહથી સ્નિગ્ધ થયેલાં આન્દોલનો, તૈયાર થતા ભોજ્ય પદાર્થોની આસપાસ વારંવાર પ્રસરી રહેલાં હોય છે. એની અસર પણ કોઇ અજબ પ્રકારનું પરિણામ લાવે છે. પણ હોટેલો, વિશીઓ કે લૉજ આદિના ભોજનોમાં આવા કોઇપણ પ્રકારના સત્વોનું પ્રબળ ન હોવાથી, તેનું ભોજન શરીર તેમજ મનને કદી પણ યથાવત્ ફાયદોકર્તા નિવડતું નથી.

વળી હમેશાં કુટુંબ મંડળમાં, બાળબચ્ચાઓ અને સ્નેહી સ્રીજન અને મિત્રવર્ગની હાજરીમાં તથા વાત્સલ્યભાવપૂર્ણ વડીલોની દૃષ્ટિ આગળ, સૌની સાથે બેસી, “सहनाववतु सहनौ भुनक्तु सह वीर्यं करवावहै” આવા મહાન મન્ત્રને ધારણ કરી.કરવામાં આવતું અન્નપાન, સર્વ રીતે શુભકારક, મંગળમય તથા આરોગ્ય, આયુષ્ય, બળ, વીર્ય અને તેજ આદિ ગુણોની વૃદ્ધિ કરવા નિવડે છે. એટલુંજ નહીં, પણ આવા સંજોગો, આપણી સ્નેહ, સૌજન્ય-મૈત્રી, વત્સલતા આદિ સાંસારિક લાગણીઓ અને માન, યશ, પ્રતિષ્ઠા, ભક્તિ વિનય આદિ ઉત્કર્ષક લાગણીઓને અનેક રીતે પોસવા ઉપરાંત દિવ્ય હર્ષ, અને આનંદ આપનાર નિપજે છે. આ શું પ્રેમ ભાવનો ઓછો પ્રતાપ છે ? ! ?

ઉપર જણાવ્યા પ્રમાણેજ ભોજ્ય પદાર્થોની માફક અનેક પ્રકારના પેય પદાર્થો જેવા કે લીંબુ દાડમ, ગુલાબ, ખસ આદિના શરબતો, અનેક પ્રકારના ઉત્તમ આસવો, ઠંડાઇ, શ્રીખંડ દુધપાક આઇસ્ક્રીમ, આદિ પેય પદાર્થોનું સેવન પણ, સ્નેહી અને પ્રિયજનની સાથેજ કરવાથી. અનેક પ્રકારના આનંદો આપનાર નિવડે છે. જ્યારે સ્વાર્થી વૃત્તિથી, સ્નેહહીન હ્રદયે, માત્ર એકાન્તમાંજ, પોતાનીજ માત્ર પિપાસા કે ક્ષુધાને શાન્ત કરવાના ઇરાદાથી, કરવામાં આવતાં અન્નપાનથી કોઇ પણ પ્રકારના ઉત્કર્ષક ભાવની વૃદ્ધિ ન થતા, ઉલટા પરિણામે હાનીકારક થાય છે. પદાર્થોનો અતિયોગ અથવા મિથ્યાયોગ પણ થાય છે જે દરેક રીતે નુકશાન કરે છે. સર્વ પ્રકારના ચર્બ્ય, ચોષ્ય પેય, ભક્ષ્ય, ભોજ્ય આદિ પદાર્થોના રસાસ્વાદનો આનંદ, તો, આચાર વિચાર અને વર્તનમા સર્વ રીતે મળતા સ્વભાવના સ્નેહીઓના સહવાસમાંજ યથાવત અનુભવાય છે, એ સત્ય કોનાથી અજાણ્યું છે ? જ્યારે ચિંતા, શોક ભય, ક્રોધ કે નિષ્પ્રેમ હાલતમા કરેલું માત્રાયુક્ત અને પથ્ય ભોજન પણ યથાવત્ પરિપાકને પામતું નથી, એ કોનાથી અજાણ્યુ છે ?

## ૪. વિત્તેષણા અને કરકસર આદિ ભાવો પર પ્રેમનો પ્રભાવ.

દ્રવ્ય મેળવવાની ઇચ્છા જેને વિત્તેષણા કહેવામાં આવે છે તેનાપર પણ કાંઇ પ્રેમભાવનો ઓછો પ્રભાવ નથી મનુષ્યની આ શક્તિ-પણ પ્રેમની અસરથી અનેક રીતે પ્રદીપ્ત થાય છે અને દ્રવ્ય મેળવવા માટેના અનેક પ્રયાસો પાછળ મનુષ્યોની વૃત્તિને અજબ રીતે ધકેલે છે. મનમા કલ્પેલા સ્નેહીને મળવા ખાતર કે તેવા સ્નેહીઓને સંતોષવા ખાતર કે લગ્ન સંબંધથી તેવા સ્નેહી સાથે જોડાવા ખાતર, અથવા લગ્ન સંબંધથી સંયુક્ત થઇ, દામ્પત્ય ધર્મમા દાખલ થયા પછી સ્રી અને પુરૂષોદ્વારા, પરસ્પરના સંતોષને ખાતર, એકત્ર કરવામાં આવતા દ્રવ્યાદિ પદાર્થોની પ્રાપ્તિ પાછળ, જે સાહસ ઉદ્યોગ અને ખંત ઉઠાવવામાં આવે છે, તેનો જો કોઇ શાન્ત ચિત્તે વિચાર કરે તો તે બાબતનું રહસ્ય સ્પષ્ટ પ્રકટ થયા વિના ન જ રહી શકે પ્રેમથી શરૂ કરવામાં આવેલ નુતન ગૃહસ્થાશ્રમ માટે, અનેક પ્રકારના રાચરચીલું, સાધનો, વસ્ત્રો, ઘરેણા, રાચરચીલું-ફરનીચર આદિ-પદાર્થો મેળવવા માટે કેટલા શ્રમપૂર્વક પ્રયાસો કરવામા આવે છે, તેનો જેમને જાત અનુભવ થયેલો હોય છે, તેવાઓને આ બાબતનું સત્ય તદન પ્રત્યક્ષજ જણાશે. વળી આવા પ્રયત્નો પ્રેમવશ હૃદયોથી-સ્વાભાવિક રીતેજ સરળતાથી થઇ જાય છે. વળી પરસ્પરના હિતને માટે મેળવેલા સાધનોનો ઉપયોગ પણ કોઇને નુકશાન કર્યા વગર કરકસરથી અને સંભાળથી બન્ને દ્વારા એવી રીતે કરવામા આવે છે. કે ભાવી પ્રજાના પોષણ રક્ષણ અને આનંદ માટે પણ કરકસરદ્વારા બચાવ કરી, સર્વ સાધનો એકત્ર કરી રાખવા પ્રેરાય છે.' પણ જેઓ પ્રેમલગ્નથી સંયુક્ત થયા હોતા નથી અથવા જીવન પર્યંત કુમારાવસ્થાજ ગાળવા માંગતા હોય, તેવા સ્રી પુરૂષોનાં આશ્રય તળે કોઇનું પણ રક્ષણ કે પાલણપોષણ કરવાનું ન હોવાથી તેઓ હોટેલ, વીશી કે લૉજ આદિમાં પોતાનાંજ સુખશોખને ખાતર છુટથી ખર્ચ કરી બેસે છે. તેઓને કરકસર શીખવાનો પ્રસંગજ પ્રાપ્ત થતો નથી,

કારણ ઘર, સ્ત્રી કે બાળ બચ્ચાઓ માટે પ્રેમ વધારે, મેળવવાની ઉત્કંઠા હોતી નથી તેમ મેળવેલુ બચાવી સાચવી સંગ્રહી રાખવાનું પણ કોઇ પ્રત્યક્ષ કારણ તેઓને જણાતુ નથી જ્યારે કોટેલ, નાટકો, સીનેમા, નાચપાર્ટી, અને અન્ય પ્રકારના સ્વાર્થી મોજશોખ પાછળ તેઓના દ્રવ્યનો અતિવ્યય થવા લાગે છે આથી એક ગૃહસ્થાશ્રમીને થતા ખર્ચ કરતા તેઓનો માસિક વ્યય અનેક ગણો વધી જાય છે પરિણામે પ્રેમ હરના અપરિણીત જીવન વધારે ખર્ચાળ અવ્યવસ્થિત, અને ઉડાઉ નિવડે છે જ્યારે પ્રેમલગ્નદ્વારા પરણેલા યુગ્મોનુ જીવન વધારે કરકસર-વાળુ, સુખ સગવડ યુક્ત અને વ્યવસ્થિત, ઓછું ખર્ચાળ, તેમજ ભાવી માટે હમેશા આશા અને ઉત્સાહવત બની રહે છે જેથી હમેશા વિશેષ કમાવા માટેની પ્રેરણાને પણ પ્રગતિ આપવામા સહાયભૂત થાય છે ઘર અને સ્ત્રી તરફનો પ્રેમ, મનુષ્યની અંદર છુપી રહેલી અનેક શક્તિઓને બહાર લાવી યોગ્ય કાર્યમાં યોજવા તત્પર બનાવે છે

## ૫. નિગ્રહ, સંયમ કે વશ્યતા અથવા છુપું રાખવાની ટેવ —

પર પણ કાઇ પ્રેમ ભાવનો ઓછો પ્રભાવ નથી નવ યુવાનો અને યુવતીઓ પોતાની અંદર નૂતન સ્વરૂપે પ્રકટ થતા પ્રેમભાવોને બહુજ છુપા રાખી પોતાની સર્વ પ્રવૃત્તિઓ કરે છે એનુ કારણ માત્ર આ નિગ્રહ વૃત્તિજ છે, એ કોનાથી અજાણ્યુ છે ? કામ-પ્રેમ કે સ્નેહ ભાવના અત્યન્ત પ્રબળ વેગોને પણ ધારણ કરી, તેઓ પોતાના સ્નેહીઓને એકાન્તમા મળવાની ગુપ્ત ઇચ્છાઓને ઇશારો કોશેરો દ્વારા પુરી કરવા માટે કેટલી બધી ગુપ્ત યોજનાઓ રચીને પણ સતોષે છે એ કોનાથી અવિદિત છે ? નિગ્રહ, સયમ કે છુપુ રાખવાની શક્તિને ખીલવવામા, આ પ્રેમ ભાવનો પ્રત્યક્ષ પ્રભાવ અહિ સ્પષ્ટ રીતે પ્રકટ થતો જણાય છે યુવાનો અને યુવતીઓ વગર શીખડાવ્યે પણ આ શક્તિના સર્વ સ્વરૂપોને પ્રકટ કરવાનુ આ પ્રેમ ભાવને લીધે યુવાવસ્થાની શરૂઆત-માજ સ્વાભાવિકપણે શીખે છે, એ અમારા ઉપરોક્ત કથનની સત્યતા માટે પ્રત્યક્ષ પુરાવારૂપજ છે જે બાલ્યા-વસ્થા નિર્દોષ રમત ગમત અને હાસ્ય આનંદમા વ્યતીત કરવામા આવેલ હોય છે તેમા યુવાવસ્થાના ભાવોનો સચાર થતાની સાથેજ તે ચચળ, ચપળ, ચાલાક, સયમી, નિગ્રહયુક્ત અને ખાસ કરી સ્નેહ સબધી બાબતો છુપી રાખવાની વૃત્તિવાળુ ઉત્તરોત્તર જણાવા લાગે છે ખાસ કરી સ્ત્રીઓ પોતાના પ્રેમ ભાવને તો બહુજ ખુબીથી સુરક્ષિત રાખી શકે છે. કદાચ પણ પોતાના આન્તરીક ભાવોને એમએક ખાસ કારણ વિના પ્રકટ થવા દેતી નથી એટલે સશયના પ્રસગો પણ ઉપસ્થિત ન થાય એટલી સાવધતા દક્ષતા નિપુણતાથી આ વિષયમા તેઓ વર્તે છે સ્નેહી સ્ત્રી પુરૂષો સ્વતત્ર બાગ બગીચા અને વાડી ઉપવના આદિ સ્થળોમા જ્યા પણ મળે ત્યાં હમેશા એકાન્તજ વધારે પસદ કરે છે, અને એવી એકાન્તમાજ વાર્તા વિનોદ અને પોતાના પ્રેમભાવો પ્રકટ કરવાનુ વધારે પસદ કરે છે એ પણ આ નિગ્રહ વૃત્તિ કે છુપુ રાખવાની વૃત્તિપરનો પ્રેમભાવનો પ્રબળ પ્રભાવજ પ્રત્યક્ષ પ્રકટ કરે છે એમ કોનાથી ના કહી શકાય તેમ છે ? પણ એજ નિગ્રહ સયમ કે વશ્યતા અથવા છુપુ રાખવાની વૃત્તિ-પ્રેમભાવની અંદર નિરાશ થતાની સાથેજ પોતાનુ સર્વ બળ ત્યજી દઇ નિર્બળ બની જાય છે નિરાશ થયેલ સ્નેહીઓના-મુખ કાળો એકદમ કરમાવા લાગે છે આખો મદ પડી જાય છે સમગ્ર મુખ શોકાતુર અને પડી ગયેલુ જણાવા લાગે છે ગાલની માસ પેશીઓ ઢળી પડે છે મુખપર ગ્લાનીના ચિન્હો જણાવા લાગે છે અને જાણે અન્તરની બધી વેદનાને વગર કહે પણ સ્પષ્ટરૂપે પ્રકટ કરી દેવાની તૈયારીજ કરી રહ્યુ હોય નહી એવુ સ્વરૂપ ધારણ કરી બેસે છે કેટલીકવાર તો નિર્બળતાને આધીન થઇ રડવાને પણ તત્પર થએલા જણાય છે. આટલુજ નહીં પણ આવી સ્થિતિનો લાભ લઈ જો કોઇ વિશેષ પ્રશ્નોત્તર કરવા માડે તો પ્રસગાનુસાર સર્વ ભાવોનુ પ્રકટીકરણ કરી, પોતાના હૃદયનો બોજો ઓછો કરવા આતુર બને છે પ્રેમ ભાવમા મળેલી નિરા-શાનોજ, આ બધો પ્રત્યક્ષ પ્રભાવ છે, એ શુ આથી સ્પષ્ટ નથી થતુ ? કુમળા મનુષ્ય સ્વભાવની આ નિગ્રહ સયમ-કે છુપુ રાખવાની વૃત્તિ ઉપર પણ પ્રેમ ભાવની સતુષ્ટ હાલતનો અજબ પ્રભાવ પડે છે. એટલુજ નહી પણ આ વૃત્તિની પ્રબળતા અથવા ન્યૂનતાના પ્રમાણમા તેમજ અન્ય નૈતિક અને ધાર્મિક વૃત્તિઓ તથા બુદ્ધિ શક્તિઓના સયોગાનુસાર મનુષ્યની આ વૃત્તિ અને તેની સાથે સબધ રાખનાર પ્રેમ ભાવો પણ અસખ્ય પ્રકારના મિશ્ર ભાવો યુક્ત બને છે કામ કટાક્ષ, કામ ચેષ્ટા, નેત્રના ગુપ્ત સકેતો અને સર્વ પ્રકારનુ પ્રેમ રહસ્ય વિષયક એ મુખ્ય કરીને-આ વૃત્તિના મિશ્ર ભાવોથીજ બનેલુ છે

## ૬ ઉદ્યોગ શક્તિ અથવા કાર્ય કરવાની શક્તિ પર પ્રેમનો પ્રભાવ.

આ ઉદ્યોગ કરવાની શક્તિ પર પણ પ્રેમભાવનો અજબ પ્રભાવ પડે છે. એ પણ આપણને સહજ વિચાર કરતાં સ્પષ્ટ માલુમ પડયા વગર રહેશે નહિં. મનુષ્ય સમાજની બધી પ્રવૃત્તિઓ બધી જાતના ધંધા રોજગાર, વ્યાપાર, કળાકૌશલ્ય અને હુન્નર ઉદ્યોગોની પ્રવૃત્તિઓ, મુખ્ય અંશે જીવવિધાની સંરક્ષા, અને ક્ષુધા પિપાસા તેમજ વિલાસતૃષ્ણા આદિ પ્રથમની મૂળ ત્રણ વૃત્તિઓને સંતોષવા ખાતરજ મોટે ભાગે કરવામાં આવે છે એ વાત તદન ખરી છે. પણ તેથી કાંઇ એમ નથી સમજવાનું કે મનુષ્યને માત્ર એ ત્રણ પ્રકારનીજ ભુખ હોય છે. મનુષ્યના મનમાં જેટલા પ્રકારની મૂળ વૃત્તિઓ છે તેટલા પ્રકારની વિવિધ જાતની બુભુક્ષાઓ અને પિપાસાઓ મનુષ્ય જીવનમાં પ્રવર્તિ રહેલી છે. કોઇને જ્ઞાનની પ્રબળ પિપાસા હોય છેઃ તો તેઓ જ્ઞાન મેળવવા માટે અનેક પ્રકારના ગ્રન્થો, પુસ્તકાલયો અને પંડિતો તેમજ સ્કુલ અને કૉલેજો વિગેરેનું અતિ આતુરતાપૂર્વક સેવન કરે છેઃ ઘરમાં પણ અનેક પ્રકારના ગ્રન્થો પોતાને અનુકુળ આવે તેવા વિષયોના એકત્ર કરે છે. જેઓને સૌન્દર્ય અને ઔદાર્ય આદિ ભાવોનો શોખ હોય છે, તેઓ વિવિધ પ્રકારના ભવ્ય ફરનીચરો-ગૃહરાચ રચિલાં અને સુંદર ફોટો તથા ચિત્રોનાં દૃશ્યોની પોતાની બુભુક્ષા પાછળ અનેક રીતે પોતાના દ્રવ્ય આદિનો ઉપયોગ કરે છે. જેઓમાં વળી ઘર સાંસારિક લાગણીઓ પ્રબળ પ્રમાણમાં હોય છે, તેઓ પોતાના પ્રેમપાત્રની સંતુષ્ટિ ખાતર અને તેની મનકામનાઓ પૂર્ણ કરવા ખાતર, વાત્સલ્ય સ્નેહની પ્રબળ ઇચ્છાથી બાળબચ્ચાંને માટે અનુકુળ પ્રકારના અન્નવસ્ત્ર, ઘરેણાં કે રમકડાં વિગેરે ખરીદવા પાછળ, અને તેઓની અનેક પ્રકારની જીજ્ઞાસાને તૃપ્ત કરવા પાછળજ અનેક પ્રકારના ખર્ચો પ્રેમ વશ થઇ કરે છે જ્યારે ગૃહનિવાસેચ્છાની પ્રબળ ભાવનાને આધીન થઇ, સુંદર વાડી બગીચા, કે મહેલાતો પોતાના સ્ત્રી, બાળબચ્ચાં તેમજ કુટુંબીજનોના અનેક પ્રકારના સુખ અને સગવડો ખાતર બાંધવા પાછળ લાખોના ખર્ચો કરે છે આજ પ્રમાણે વળી જેઓમાં, માન પ્રતિષ્ઠા અને યશાભિલાષ આદિની વૃત્તિઓ પ્રબળ હોય છે તેઓ પોતાના યશ-માન અને પ્રતિષ્ઠા આદિની પુષ્ટિ સંવૃદ્ધિ અને પ્રકટીકરણને માટે પણ અનેક પ્રકારના ખાનપાન, જ્ઞાતિભોજનો તેમજ વિવાહ લગ્ન આદિના શુભ પ્રસંગોમાં લખલુંટ ખર્ચો, સુંદર નામના મેળવવા માટે છુટા હસ્તે કરે છે. એજ પ્રમાણે નૈતિક અને ધાર્મિક પ્રબળ ભાવનાઓવાળા સ્ત્રી પુરૂષો-પોતાની તે તે ભાવનાને સંતોષ આપવા ખાતર અનેક રીતે પોતાના દ્રવ્ય અને સાધન સામગ્રી આદિનો ઉપયોગ કરે છે આ બધી બાબતો આપણે સ્પષ્ટ જાણીએ છીએ. એ ખરૂં છે પણ ઉપર જણાવેલી બધી પ્રવૃત્તિઓ પાછળ ખર્ચવા માટેના સાધનરૂપ-દ્રવ્યની આવકનો બધો આધાર ખરેખરી રીતે જો તપાસી જોઇએ, તો આપણને માલુમ પડશે કે મનુષ્યની ઉદ્યોગ શક્તિ પર કે કળાકૌશલ્યની શક્તિને યથાવત્ ઉદ્યોગ પૂર્વક યોજવાની વ્યવહારિક કુશળતા પર આધાર રાખે છે. સંસારમાં અનેક પ્રકારના ઉદ્યોગો, મીલો, કારખાનાઓ, હુન્નર ઉદ્યોગ શાળાઓ, ઔષધાલયો-રંગના કારખાનાઓ અને-રેલ, તાર, પોસ્ટ, ટેલીફોન, ટ્રામ આદિ અનેક પ્રકારના ઉદ્યોગોની જે વિવિધ સ્વરૂપે પ્રવૃત્તિઓ ચાલી રહી છે, તે બધી ધાધલોનો ઉદ્દેશ, માત્ર મુઠીભરનું પેટજ ભરવા માટેજ એ બધી આડંબર યુક્ત પ્રવૃત્તિઓ નથી. પણ માનવ સમાજની સર્વ પ્રવૃત્તિઓમાં, સ્થિતિઓમાં અને તે સમાજના અસ્તિત્વના મૂળમાં બિરાજી અનેક પ્રકારની સાંસારિક પ્રવૃત્તિઓમાં યોજી રાખનાર માત્ર પ્રેમવૃત્તિના પ્રભાવનોજ એ સર્વ પ્રતાપ છે, એ થોડો વિચાર કરતાં સહજ ધ્યાનમાં આવશે સંસારમાં જો પ્રેમ ન હોય, જો-કામવાસના ન હોય-સ્ત્રીને માટે પુરૂષ અને પુરૂષને માટે સ્ત્રી વર્ગ ન હોય, તો તો પછી માનવ સંસારની ઉત્પત્તિજ ક્યાંથી સંભવે ? વળી જો પ્રેમ-કામવાસના, અને તેને પ્રદીપ્ત કરી સંસાર વ્યવહારના સર્વ રસ્તાઓને ખુલ્લા કરનાર સ્ત્રી પુરૂષોનાં યુગ્મો ન હોય તો પછી. બાળ બચ્ચાં, ઘરબાર આદિ રૂપ સંસાર વ્યવહાર નાત જાત, નગર દેશ-પ્રજા અને રાજ્ય આદિ સંસ્થાઓનો પણ સંભવજ ક્યાંથી હોઇ શકે ? આવી દશામાં યશ કીર્તિ નામની કે પ્રતિષ્ઠા અને સ્વમાન આદિ ભાવો પણ કોને માટે અને ક્યાંથી તથા શા માટે પ્રવર્તે ? નીતિ, ધર્મ, સદાચાર, આદિના યોગ્ય અને બુદ્ધિપૂર્વકના બંધારણોની પછી કોને માટે જરૂર છે ? સંસારમાંથી માત્ર એક પ્રેમરૂપ સાર અંશને તમે બાદ કરી જુઓ અને તમને પ્રત્યક્ષ થશે કે તેના વિના સંસારની સર્વ પ્રવૃત્તિઓજ ખરેખર ફોકટ છે. મિથ્યા છે. માત્ર પ્રેમની સન્તુષ્ટિને ખાતરજ, સ્ત્રી, ધન ઘરબાર, બાળબચ્ચાં, નગર, વન, વાટિકા અને નાનાં નાનાં ગામડાંઓથી આરંભી મોટા મોટા શહેરો અને દેશોની બધી પ્રવૃત્તિ, રચના, યોજના અને અનેક મંદિરનો

શાળાય બંધારણો આદિની અસંખ્ય પ્રવૃત્તિઓ ચાલી રહી છે. આ બધી પ્રવૃત્તિઓનાં મૂળમાં, જગતનાં સર્વ પ્રકારનાં ઉદ્યોગિક કારખાનાઓની પ્રવૃત્તિ પાછળ, સર્વને ગતિ આપવા વરાળ કે વિદ્યુતની માફક, મનુષ્યના આત્માની અંદર છુપાઇ રહેલો પ્રેમભાવ-એજ બધી પ્રવૃત્તિઓનું મૂળ છે. આ પ્રેમને આધીન થઇ મનુષ્ય અનેક પ્રકારની પરિશીલન, સંવનન, લગ્ન, દામ્પત્ય જીવન, વાત્સલ્યભાવ, શત્રુનિવારણેચ્છા, સ્વદેશાનુરાગ મૈત્રી આદિ-પ્રેમની વિવિધ શાખાઓને સંતોષવાના અનેક-સાંસારિક-ભાવો તરફ આકર્ષાય છે અને તે તે ભાવોને યથાવિધિ સંતોષવા માટે અનેક પ્રકારના ઉદ્યોગો અને શોધખોળ પાછળ પોતાના મનને ઉદ્દેશપૂર્વક નિયુક્ત કરે છે. પ્રેમની પ્રબળ પ્રેરણા દ્વારા આવા ઉદ્યોગોની અનેક વિધ પ્રવૃત્તિઓ સંસારમા-નિરંતર ચાલી રહેલી છે પણ જો એ પ્રેમભાવ-સંસારમાથી નાશ પામે તો મનુષ્યની સર્વ પ્રકારની પ્રવૃત્તિઓ પણ એકાએક શિથિલ પડી જાય છે. પછી "એ બધું કોના માટે" આવા આવા પ્રશ્નો મનમાં ઉપસ્થિત થાય છે. વૈરાગ્યની ભાવનાઓ ધીરેધીરે પ્રદીપ્ત થઈ ઘર કરવા લાગે છે. સાંસારિક ભાવનાઓ પર કંટાળો છુટે છે. કોઇ જાતનું કામકાજ ગમતું નથી. માત્ર પેટ ભરવાને ખાતરજ બધી વેઠ હોય નહીં એવું નિસ્નેહ-અને પરિણામે તદન શુષ્ક જેવું જીવન બની જાય છે જે બધી પ્રવૃત્તિઓ પ્રેમભાવની યથાવત સંતુષ્ટિને અંગે ઉત્સાહક પ્રેરક અને મધુમય લાગતી જણાય છે તે બધી પ્રવૃત્તિઓ પ્રેમભાવમાં નિરાશ થવાથી કે અસંતુષ્ટ રહેવાથી એકાએક મંદ શિથિલ અને ધીરેધીરે સ્તબ્ધ થવા લાગે છે. છેક અંતરાત્મા માંથી એવી પ્રવૃત્તિઓનો રસ્તો બંધ થાય છે. મનુષ્યની ઔદ્યોગિક શક્તિઓના ઉપર ઇષ્ટ અથવા અનિષ્ટ પ્રકારની અસર કરવામા-શુ પ્રેમભાવનો આ ઓછો પ્રભાવ છે? સંસારની સર્વ પ્રકારની ઔદ્યોગિક પ્રવૃત્તિઓ પાછળ-મનુષ્યનું ઘર-આવી રહેલું છે. પણ ઘરની પાછળ પાયારૂપે સ્ત્રી અને બાળબચ્ચાં-તથા એ સર્વની પાછળ-મૂળ પાયારૂપે-પ્રેમભાવ-વિરાજી રહેલ છે. આ કેવું પ્રબળ સત્ય છે!

## ૭. શૌર્ય, સાહસ, પરાક્રમ અથવા વીરતા આદિ ભાવો પર પ્રેમનો પ્રભાવ.

ઉદ્યોગ અને કરકસર આદિ ગુણોની માફક શૌર્ય અને સાહસ તથા બળ, પરાક્રમ કે વીરતા આદિ ભાવો-જે શૌર્ય શક્તિના વિવિધ સ્વરૂપોજ છે-તેઓને પણ અનેક રૂપે પ્રદીપ્ત કરવામાં કાંઇ પ્રેમભાવનો ઓછો પ્રભાવ નથી જેવી રીતે જીજીવિષા અથવા પ્રાણની રક્ષાને ખાતર-મનુષ્યની અંદર છુપી રહેલી સાહસ અને વીરતા આદિની અદ્ભુત શક્તિઓ એકાએક બહાર ખીલી નીકળે છે, તેજ પ્રમાણે પ્રેમભાવનાની પ્રદીપ્ત સાથેજ સ્પર્દ્ધા અને વીરરસનો પ્રભાવ મનુષ્યના મનમાં પ્રકટ થવા લાગે છે. સ્ત્રી અને પુરૂષની અંદર પ્રકટી નીકળતા પ્રથમનાં પરસ્પરના પ્રેમભાવોને યથાવિધિ સંતોષવાના માર્ગમા ઉપસ્થિત થનાર અનેક વિઘ્નો આફતો કે પ્રત્ય વાયોને દુર કરવા માટે કે હઠાવવા માટે મનુષ્ય હૃદયમા આવી કોઇ પ્રબળ ભાવના પ્રદીપ્ત થવાની ખરેખર જરૂરજ છે અને તે આ શૌર્ય શક્તિની પ્રદીપ્તિદ્વારા સિદ્ધ થાય છે. આ. સાહસિક વૃત્તિને આધીન થઇ મનુષ્ય અનેક પ્રકારનાં વિઘ્નોને આમન્ત્રણ આપી તેની સામે સ્પર્દ્ધા કરવા તત્પર થાય છે. અનેક પ્રકારની મુશીબતો સામે વીરતાથી લડે છેઃ પોતાના પ્રાણને પણ જોખમમાં નાખી, પ્રેમીની સંરક્ષા, સંતુષ્ટિ અને સન્માનની વધારે દરકાર કરે છે. અનેક રજપુત વીર પુરૂષોએ પોતાની પ્રિયાઓની ઇચ્છાને તૃપ્ત કરવા ખાતર-વીરરસની જ્વલન્ત જ્વાળામા પોતાના પ્રાણોની પણ આહુતિઓ આપેલી છેઃ અનેક વીરાંગનાઓએ પોતાના પ્રાણની પણ પરવાર ન કરતા માત્ર વિશુદ્ધ અને અનન્ય પ્રેમભાવનેજ સુરક્ષિત રાખવાના પ્રયાસોમા પોતાના પ્રિય જીવનોને પણ અર્પણ કરેલા છે. આપણા આર્યાવર્તના પ્રાચીન ઇતિહાસોમાં, રજપુતોની વીરરસની કહાણીઓમાં, આવા અનેક દૃષ્ટાન્તો નોધાયેલાં છે. રામાયણ અને મહાભારતમાં પણ આવા અનેક પ્રસંગોને ગુંથવામા આવેલા છે. રામ અને રાવણનું યુદ્ધ. મહાભારતની મહાન લડાઇનુ મૂળ કારણ. દ્રૌપદીનું ભરી સભામાં થયેલું અપમાન, સુભદ્રાહરણ અભિમન્યુ અને ઉત્તરાનો યુદ્ધ પ્રસંગનો સંવાદ આદિ પ્રસંગો-પ્રેમભાવનો શૌર્યના વૃત્તિ પર કેટલો પ્રબળ પ્રભાવ છે એ અત્યન્ત સ્પષ્ટપણે દર્શાવે છે પ્રેમ અને શૌર્ય એ બન્ને વૃત્તિઓનાં અવયવો પણ એક બીજાની અતિ નિકટમાંજ આવી રહેલાં છે. નં. ૭ શૌર્ય અને નં. ૮ સ્નેહનું સ્થાન છે. આ બન્ને અવયવો મસ્તકનાં પાછલનાં ભાગમાં તળીયાના પ્રદેશમાં આવેલા છે. એકની અંદર રક્તનો સંચાર થતાં બીજામાં પણ તેવો સંચાર

અને પ્રદીપ્ત થવા લાગે છે અને આસપાસના અવયવો એક બીજાને પરસ્પરમાં બનતી સહાય આપવા તત્પર થઈરહે છે. મસ્તક વિદ્યાનુસાર પ્રેમ અને શૌર્યનો આ પ્રમાણે જોતાં ઘણોજ નિકટ સંબંધ છે.

# ઘરસાંસારિક લાગણીઓના સમૂહ પર પ્રેમનો પ્રભાવ.

## નં. ૮. સ્ત્રી અને પુરૂષના પ્રેમભાવની પરસ્પર અસર.

મનુષ્યનાં મસ્તકની અંદરની જુદી જુદી વૃત્તિઓના સમૂહપર આ પ્રેમની અસર ન્યૂનાધિક પ્રમાણમાં સંયોગાનુસાર થાય છે એ વાત તદ્દન ખરી છે. છતાં આ સાંસારિક વૃત્તિઓનાં સમૂહ સાથે પ્રેમભાવનો ખાસ અત્યન્ત નિકટ સંબંધ છે. કારણ સાંસારિક સર્વ ભાવો અથવા લાગણીઓનો આ પ્રેમ ભાવ મૂળ આધાર છે. એ પ્રેમના પાયા ઉપરજ સમગ્ર સાંસારિક સંબંધોરૂપ ઇમારત ચણવામા આવે છે. ખરી રીતે જોતાં પ્રેમ એજ સંસારનું મૂળ છે આ પ્રેમ વૃત્તિના. સહવાસપ્રિયતા અને સંભોગાભિલાષ અથવા કામવાસના, એવા બે ભાગ છે. સહવાસ પ્રિયતારૂપ પ્રેમ વૃત્તિના અંશને લીધે સ્ત્રી અને પુરૂષોનુ પરસ્પરનું આકર્ષણ-સહવાસ-વાર્તા-વિનોદ આદિરૂપ અનેક ભાવો પ્રવર્તે છે. જ્યારે સંભોગાભિલાષની વૃત્તિ દ્વારા-શૃંગાર રસના ચુંબન આશ્લેષણ અને સંભોગ આદિ સર્વ ભાવો ઉત્તરોત્તર જન્મ પામે છે આ સંબંધી કેટલુંક વિવેચન આ પ્રકરણની શરૂઆતમાં સામાન્યરૂપે આપવામાં આવેલ છે. આ પ્રેમ ભાવના કામ વૃત્તિરૂપ અંશોને આધીન રહી-સ્ત્રી અને પુરૂષના જનનેન્દ્રિયોના અવયવો ઉપર પણ અનેક પ્રકારની અસરો, અવસ્થા અને સંયોગ પ્રમાણે થાય છે. જે સર્વનું પ્રયોજન કુદરતની મહાન ઇચ્છાને અનુસરી, માત્ર ઉત્તમ પ્રકારની માનવ પ્રજા પેદા કરવાના મહાન ઉદ્દેશરૂપે પ્રત્યક્ષ દરેક થાય છે.

## ૯. દામ્પત્ય-સ્નેહ પર પ્રેમભાવની અસર.

આ પ્રેમ વૃત્તિના માનસિક અવયવ ઉપરજ દામ્પત્ય સ્નેહનું અવયવ આવેલું છે. સહવાસ, સહધર્માચરણ, લગ્ન સંબંધ દ્વારા સંયુક્ત જીવન ગાળવાની ઇચ્છા થવી-અથવા ટુંકમાં જેને આપણે-પરણવું અથવા વિવાહિતજીવન એ શબ્દ દ્વારા ઓળખીએ છીએ અને જેનો દામ્પત્ય જીવનમાં સમાવેશ કરવામાં આવે છે, તેવા સર્વ ભાવોની પ્રવૃત્તિ થવાનું કારણ પણ મૂળ પ્રેમજ છે. દામ્પત્ય પ્રેમ એ માત્ર પ્રેમની બીજી શાખાજ છે.

## ૧૦. વાત્સલ્ય-સ્નેહ પર પ્રેમનો પ્રભાવ.

પણ એ પ્રેમ અને દામ્પત્ય સ્નેહ આદિ બન્ને ભાવોની પ્રવૃત્તિનું પણ એક ત્રીજું મહાન કારણ છે અને તે વાત્સલ્ય-સ્નેહની વૃત્તિ છે. સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગમાં આ વૃત્તિ યોગ્ય પ્રમાણમા સૃષ્ટિનિયન્તા પરમ પિતા દ્વારા સ્થાપન કરવામાં આવેલ છે. છતાં સ્ત્રી વર્ગની અંદર વંશપરંપરાથી આ વૃત્તિ ખાસ અધિક પ્રમાણમાં હોય છે અને ખાસ હોવાની જરૂર પણ છે. કારણ, ભાવિ માનવ પ્રજાનું બીજારોપણ કરવા માટે સ્ત્રીનું ગર્ભાશય એજ ઉત્તમ ક્ષેત્ર કુદરત દ્વારા નિરમાણ થયેલું છે. આ ગર્ભાશયની અંદરજ માનવ પ્રજા, નવથી દશ માસ સુધી સુરક્ષિત પણે નિવાસ કરી પોષાઇ, ઘડાઇને વિશ્વમાં પ્રવેશ કરે એવી વ્યવસ્થા કુદરત દ્વારા થયેલી છે. એ નવ માસ સુધીના સર્વ પોષણ, રક્ષણ, સંવર્ધન આદિ સર્વ આન્તરિક કાર્યભારની સર્વ જવાબદારી-સ્ત્રીને હસ્તક સોંપવામાં આવેલ છે. આ સર્વ-કાર્યોને યથાવત્ બજાવવા માટે તેને અનુકુળ આવે-તેવી પ્રબળ, કરૂણા આત્મ ભોગ અને વાત્સલ્ય સ્નેહ આદિની પ્રબળ લાગણીઓ, સ્ત્રી વર્ગને આપવામાં આવેલી છે. જેથી તેઓ પોતાના આત્મ સુખ અને સગવડનો સર્વ રીતે ભોગ આપી સગર્ભાવસ્થામાં ભાવી બાળપ્રજાના સુખને નિરંતર ધ્યાનમાં

રાખી. વર્તવા પ્રેરાય છે. એટલુંજ, નહિ પણ ગર્ભસ્થ પ્રજાને જન્મ આપ્યા પછીની પણ અનેક જવાબદારીઓ સંપૂર્ણ રીતે તેનેજ સંભાળવાની જરૂર પડે છે બાળ પ્રજાનું ટાઢ, તડકા, ઉધરસ, તાવ, ખાસી, શરદી આદિ આધિદૈવિક કે આધિભૌતિક કારણોથી થતા ઉપદ્રવોથી યથાવત્ રક્ષણ કરવું, તેઓનાં આરોગ્યની સંભાળ રાખવી, તેઓની શારીરિક સ્વચ્છતા, સ્તનપાન, તેલ મર્દન સ્નાન, લાલન પાલન, આદિ બાળઉછેરરૂપ સર્વ કર્તવ્યો, કુદરતે મહાન બુદ્ધિમત્તાથી સ્ત્રી વર્ગને સોંપેલા છે. બાળ પ્રજાનું યોગ્ય પોષણ કરવાને માટે સ્ત્રીનાં સ્તન યુગ્મ, તેની અંદરની સ્તન્ય ગ્રન્થીઓ, રસ વાહિનીઓ, અને તેની ઉપરની દીંટડીઓ વિગેરેની યોજના કરેલી છે, આ રસ ગ્રંથીઓની અંદરથી-ઉત્તમ પ્રકારનો પોષક રસ, બાળ પ્રજાને, યથાયોગ્ય અવસ્થા પર્યન્ત નિરંતર મળ્યા કરે, એવી ઉત્તમ યોજના પરમ પ્રેમ પૂર્વક પરમ પિતા પરમાત્મા દ્વારા કરવામા આવેલ છે. પરમ પ્રેમ પૂર્વક એ રસ ગ્રન્થીઓનું યુવાવસ્થાના પ્રેમ ભાવો દ્વારા આશ્લેષણ અને મર્દન આદિ રૂપ પ્રેમક્રિયાઓ દ્વારા પોષણ અને સંવર્ધન કરવામા આવે છે જ્યારે એજ પ્રેમ ભાવો દ્વારા બીજારોપણ કરવામાં આવેલ બાળપ્રજાનું પોષણ અને સંવર્ધન પણ એજ પ્રેમામૃતના પીયૂષથી પરમ પ્રીતિ અને વિશુદ્ધ વાત્સલ્ય પ્રેમ પૂર્વક કરવામા આવે છે. આ બધું પ્રેમ ભાવનાજ પ્રબળ પ્રભાવ વિના બીજું શું છે ? સ્ત્રી વર્ગને સોંપવામાં આવેલા ઉપરોક્ત સર્વ કર્તવ્ય કર્મોમા યથાવત્ સહાયભૂત થવા માટે પુરૂષે પણ પોતા તરફથી અનેક પ્રકારના કર્તવ્ય કર્મોનો બોજો ઉઠાવવાની જરૂર પડે છે વિશુદ્ધ દામ્પત્ય જીવનને આધીન થઇ પરસ્પરના સહધર્માચરણમા બન્નેએ એક બીજાને સહાયભૂત થવાની જરૂર પડે છે સ્ત્રીની સગર્ભાવસ્થામા-અને પ્રસુતી પ્રસંગે-તેમજ પ્રસવ થયા પછીના સમયે પણ સ્ત્રીની યોગ્ય સંરક્ષા, સંભાળ, સગવડ, ભાવી પ્રજાને જન્મ આપવા માટેના સર્વ યોગ્ય સાધનો અને સ્થાન વિગેરેની સગવડ, તેઓ બન્નેને માટે યોગ્ય અન્ન, પાન, વસ્ત્ર, ઔષધી, શાન્ત અને સર્વ પ્રકારની યોગ્ય સગવડ વાળુ નિવાસસ્થાન, સગા સ્નેહી તેમજ કુટુમ્બી વર્ગ તરફની યોગ્ય સહાય અને સગવડ, મેળવી આપવાનું તેમજ ઉપરોક્ત સર્વ પ્રકારના સાધનો પ્રાપ્ત કરવા માટે આવશ્યક દ્રવ્ય આદિનો પ્રેમપૂર્વક યથા પ્રસંગે-યથાયોગ્ય રીતે વ્યય કરવાની જરૂર પડે છે. ભાવી પ્રજાના બીજારોપણથી માંડી, તેને યોગ્ય અવસ્થાએ પહોચવા સુધીના સર્વ રક્ષણ-ભરણ-પોષણ અને શિક્ષણ આદિના સર્વ સાધનો પુરા પાડવા માટે સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગ યથાવત્ બંધાયેલા છે. આવી રીતે સંયુક્ત જીવનમા બજાવવાના અનેક ધર્મોની અવિચ્છિન્ન શૃંખલાથી સ્ત્રી અને પુરૂષ બન્નેના જીવન, પ્રેમની પ્રબળ અને પવિત્ર ગ્રન્થીથીજ જો સંગ્રથિત થયેલા હોય તોજ અનેક વર્ષો સુધી સુખપૂર્વક સંયુક્ત જીવન ગાળી શકાય છે અન્યથા વર્તવાથી અનેક પ્રકારના દુખો જન્મ પામે છે.

## ૧૧-૧૨ ગૃહનિવાસેચ્છા અને મૈત્રીભાવ પર પ્રેમનો પ્રભાવ.

સગા, સ્નેહી, સબંધી, મિત્રવર્ગ, નાતિ જાતિ અને સ્વદેશ અથવા જન્મભૂમિ આદિના આસપાસના અનેક સંબધોથી મનુષ્યનું જીવન સર્વત્ર વિંટાયેલું છે એ સર્વ સબંધોને પણ યથાશક્તિ યથા સાધન સંભાળવાની સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગોને જરૂર પડે છે. આ બધા સ્નેહ સંબધો અથવા પ્રેમના પાશોથી સાંસારિક જીવનમા પ્રવેશ કરનાર દરેક દરેક વ્યક્તિ યથાવત્ બંધાયેલ છે અને એ બધા સંબધોની યોજના, મનુષ્યના મસ્તકની અંદરની નં. ૮ થી ૧૩ સુધીની છ સાંસારિક લાગણીઓ કે વૃત્તિઓની તન્તુગ્રન્થીઓ સાથે યથાવત્ બુદ્ધિમત્તાથી સંયોજાયેલા છે ટુંકામા સ્ત્રી અને પુરૂષ વર્ગના પરસ્પરના સર્વ પ્રેમ સબધો, શૃંગારિક રહસ્યના પ્રસંગો, દામ્પત્ય-સ્નેહના સર્વ ધર્મભાવો, વાત્સલ્ય સ્નેહથી પ્રવર્તતા સર્વ પાવન કર્મો અને ગૃહનિવાસેચ્છા-તેમજ કુટુંબવત્સલતા તથા મૈત્રીભાવ આદિ વૃત્તિઓથી વિસ્તૃત થતા સર્વ સ્નેહ સંબધો, અને તે સર્વ સ્નિગ્ધ સંબધોને યથાવત્ જીવન સહગતા કે તત્પરાયણતાની પ્રબળ ગ્રન્થીથી ટકાવી રાખનાર પ્રબળ તત્પરાયણતા આદિ સર્વ ભાવોનો બધો આધાર પ્રેમ-પ્રેમ અને-પ્રેમ ઉપરજ રચાયેલો છે. જ્યા પારસ્પરનો આવા પ્રકારનો પ્રેમભાવ યથાવત્ સન્તુષ્ટ, સુખી અને આનંદપૂર્ણ હોય છે ત્યા દામ્પત્ય જીવન, વાત્સલ્ય સ્નેહ, ગૃહનિવાસેચ્છા, મૈત્રી અને તત્પરાયણતા આદિ સર્વ ભાવોના, ઉત્તરોત્તર ઉત્તમ પ્રકારે પોષણ સંવૃદ્ધિ અને સંતુષ્ટિ આદિ કાર્યો યથાવત્ પ્રવર્તે છે. પણ જ્યાં એ સર્વ ભાવોને પોષણ આપનાર મૂળ આધાર રૂપ પ્રેમભાવનાજ ખામી હોય છે

ત્યાં ધીરે ધીરે રેતીના પાયા ઉપર ચણાયેલી ઇમારતની માફક સર્વ સાંસારિક સંબંધો એક પછી એક નાશ પામે છે. જીવન તદ્દન શુષ્ક અને વિરક્ત ભાવયુક્ત બને છે. અને પરિણામે પ્રેમહીન થતાં સમગ્ર સંસાર ખારો ઝેર જેવો અને નિસ્નેહ બની જવાથી શુષ્ક અને શૂન્ય જેવો લાગે છે. પ્રેમવિનાનું જીવન તદ્દન નકામું બને છે.

## ૧૩. તત્પરાયણતા અથવા સંલગ્નતાની વૃત્તિપર પ્રેમનો પ્રભાવ.

આ વૃત્તિનું સ્થાન સર્વ સાંસારિક વૃત્તિઓની ઉપર સ્થાપવામાં આવેલું છે. તે એમ દર્શાવે છે કે, મનુષ્યનો પ્રેમભાવ એ કાંઇ એક ક્ષણીક વૃત્તિ નથી કે જેને આધીન બની અમુક સ્ત્રી અથવા પુરૂષ આજે અમુક પુરૂષ અથવા સ્ત્રીની સાથે પ્રેમભાવથી જોડાઇ સંયોગ ક્રિયા દ્વારા સંતાનોત્પત્તિ રૂપ કર્મનો આરંભ કરે, અને થોડાક સમય બાદ જ્યારે એક બીજાને અનુકુળ ન પડે ત્યારે, ગમે ત્યારે, ગમે તે દશામાં, ગમે તે સ્ત્રી યા પુરૂષ યથેચ્છા એક બીજાનો ત્યાગ કરી શકે પણ આ પ્રેમભાવની અંદર સંપૂર્ણ અંશે સ્થિરતા અને એકાગ્રતા સ્થાપન થવાની જરૂર છે: એ સ્થિરતાને સ્થાપન થવા માટે પણ અમુક વર્ષોના સહવાસની જરૂર પડે છે. આ સહવાસ અથવા સહજીવનને આપણે વિવાહિત જીવન અથવા દામ્પત્ય જીવન કહીએ છીએ. આ દામ્પત્ય જીવન પણ ક્ષણિક સુખ કે સગવડને ખાતર નથી, પણ ઉપર જણાવેલ પ્રેમભાવ-સંયોગધર્મ અને દામ્પત્ય જીવન આદિ સર્વ અવસ્થાઓનો સંબંધ-ગૃહસ્થાશ્રમના બીજા અનેક ધર્મો અને કર્તવ્યો બજાવવા ઉપરાંત વિશુદ્ધ પ્રેમભાવથી સુંદર, સુઘડ, આરોગ્ય, અને ઉત્તમ ગુણ કર્મ સ્વભાવ યુક્ત વીર પ્રજા પેદા કરી, વાત્સલ્ય સ્નેહના સર્વ દિવ્ય સંબંધોને તૃપ્ત કરવા ખાતર તેમજ એ વિશુદ્ધ વૃત્તિના સર્વ ધર્મોનું યથાવત્ પાલન કરવા ખાતર, ઉપરોક્ત સર્વ ભાવોના સેવનરૂપ તપની ખાસ જરૂર છે. આ વાત્સલ્યસ્નેહના ધર્મોનું યથાવત્ પાલન કરવા માટે કાંઇ એકાદ બે વર્ષનું સહજીવન કે દામ્પત્યજીવન કદી પણ સમર્થ થઇ શકે તેમ છેજ નહી. પણ એ પ્રજાપ્રત્યેષ્ટિ યજ્ઞરૂપ ક્રિયાના ધર્મો બજાવવા માટે સ્ત્રી તેમજ પુરૂષ બન્નેએ અનેક વર્ષોના પ્રબળ સ્નેહ સંબંધો અને દામ્પત્ય સ્નેહના દૃઢ બંધનોથી બંધાવાની ખાસ જરૂર પડે છે નવમાસ સુધી બાળકનું ગર્ભમા ધારણ, ત્યાર પછીની પ્રસવ વેદના અને પ્રસુતીના સમયનું રક્ષણ, ત્યાર પછીના સમયમાં બાળ ઉછેરરૂપ ક્રિયાનું અમુક વર્ષોનું વિધાન-ત્યાર બાદ અનેક પ્રકારના બાળ શિક્ષણ આદિ ક્રિયાઓથી આરંભી છેક જીંદગીની સર્વ પ્રકારની જવાબદારીઓ યથાવત્ બજાવવા માટેનું યોગ્યજ્ઞાન આપી પોતાના જીવન માટે સ્વતંત્રપણે સર્વ પ્રવૃત્તિયો જ્ઞાન અને અનુભવપૂર્વક કરી શકે એવી દશામા સ્વસંતતીને મૂકવાની ક્રિયાને યથાવત્ બજાવવા માટે અનેક વર્ષો સુધીના દામ્પત્યજીવન અને પ્રેમજીવનની જરૂર પડે છે. વળી આ બધા સ્ત્રી સાથેના સ્નેહયુક્ત સંબંધોને તેમજ તેના કુટુંબી વર્ગ તેમજ પુરૂષના કુટુંબી વર્ગ અને મિત્ર વર્ગના અનેક સબંધોને પણ અનેક રીતે એ અરસામા સંભાળી સુરક્ષિત રાખવાની જરૂર પડે છે. ઉપરોક્ત સર્વ ક્રિયાઓને માટે સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગની અંદર-તત્પરાયણતા અથવા સંલગ્નતાની વૃત્તિ યથાર્થ પ્રમાણમાં હોવાની જરૂર છે. જ્યારે પ્રેમ ભાવનો પ્રબળ પ્રભાવ આ વૃત્તિને સર્વ રીતે ટકાવી રાખવામા અનેક રીતે સહાયભૂત થાય છે, ત્યારે એજ પ્રેમભાવનો અભાવ, અસંતોષ કે મંદતા આ તત્પરાયણતાની વૃત્તિને તદ્દન મંદ અસ્થિર અને અવ્યવસ્થિત બનાવવામાં પણ તેવીજ ઉગ્ર અસર કરે છે એ ભુલવાનું નથી. ટુંકામાં સાંસારિક સમગ્ર ભાવોપર પ્રેમ ભાવની પ્રબળ અથવા મંદ હાલતની બહુજ ઇષ્ટ અથવા અનિષ્ટ અસર થાય છે, જેને લીધે મનુષ્યો અનેક પ્રકારની ન્યુનાધિક સાંસારિક ભાવનાઓવાળા જોવામાં આવે છે.

# મનુષ્યની ઉત્કર્ષક વૃત્તિઓના સમૂહપર પ્રેમનો પ્રભાવ.

આ ઉત્કર્ષક વૃત્તિઓમા સાવધતા, યશાભિલાષ, સ્વમાન, અને ધૈર્ય આદિ ચાર વૃત્તિઓનો સમાવેશ થાય છે જેનું સામાન્ય વર્ણન બીજા પ્રકરણની અંદર આપવામા આવેલું છે. આમાની દરેક વૃત્તિ ઉપર મનુષ્યની અંદરના પ્રેમભાવની મંદ તીવ્ર કે તીવ્રતર આદિ અવસ્થાઓથી અનેક પ્રકારની જે અસરો મનુષ્ય જીવન પર થાય છે તેનું કેટલુંક અગત્યનું વર્ણન નીચે આપવામા આવેલું છે: માનસશાસ્ત્રની દૃષ્ટિથી વાચનારને એ પ્રત્યેક વિષયનું વર્ણન તદ્દન સ્વાભાવિક અને સ્પષ્ટ જણાયા વગર નહીંજ રહે.

## ૧૪. સાવધતા દક્ષતા અથવા ચાતુર્ય આદિભાવો પર પ્રેમનો પ્રભાવ.

નંબર ૧૪ વાળી સાવધતાની વૃત્તિ ઉપર પણ પ્રેમનો કાંઇ ઓછો પ્રભાવ નથી. મનુષ્ય હૃદયમાં પ્રેમ ભાવના અંકુરો સૌથી પ્રથમ જ્યારે યુવાવસ્થાની શરૂઆત થવાની સાથે ક્રમશઃ દૃશ્ય થવા લાગે છે ત્યારથી આ વૃત્તિનો પ્રભાવ પણ તેની સાથેજ વિશેષ પ્રમાણમા દૃષ્ટિગોચર થવા લાગે છે. પ્રેમી યુગલોનાં મન પ્રેમના પ્રબળ આકર્ષણને લીધે જ્યારે એક બીજા તરફ સ્વાભાવિક રીતેજ ખેંચાવા લાગે છે; ત્યારથીજ તેઓની વાતચિત, વર્તન, બેસવું, ઉઠવું હાલવું, ચાલવું, ગતિ, અનેક પ્રકારના સંકેતો, પત્રવ્યવહાર મિલન પરિશીલન અને સંવનન આદિ સર્વ ઉત્તરોત્તર વ્યવહારોની યોજનામાં, આ સાવધતા અને ચાતુરીના ભાવો પ્રતિક્ષણે પ્રકટ થયા વિના રહેતાજ નથી ઉપરોક્ત પ્રત્યેક ભાવના દર્શન વખતે તેઓ બન્નેએ સાવધતાથી વર્તવાની જરૂર પડે છે. બહારની કોઇપણ વ્યક્તિના જાણવામાં ઉપરોક્ત ભાવો ન આવે એવી હુશયારીથી બન્નેનું વર્તન વાતચિત અને પત્રવ્યવહાર આદિ થવા લાગે છે. ગુપ્ત સંકેતોની યોજના પણ બહુજ દક્ષતાપૂર્વક યોજવામાં આવે છે. નવા પ્રકટ થયેલ પ્રેમભાવનું પાલન રક્ષણ અને પોષણ પણ તેટલીજ સાવધતાથી અને બુદ્ધિમત્તાથી પ્રવર્તે છે કે બીજાઓને શંસયનો પણ અવકાશ મળવાના પ્રસંગ આવવા દેતાં નથી. નૂતન પ્રકટ થતા પ્રેમ ભાવની યોગ્ય સંરક્ષા ખાતર આ બધા ભાવો ઘણે અંશે જરૂરના છે. એમ માન્યા વિના બીજો છુટકોજ નથી. પ્રથમ અંકુરિત થતા બાળ રોપાઓના રક્ષણને ખાતર જેવી રીતે આસપાસ વાડ અથવા એવાજ પ્રકારનું કોઇ સંરક્ષક સાધન યોજવામાં આવે છે તેજ પ્રમાણે પ્રથમ પ્રકટ થતા પ્રેમ ભાવને સંભાળ પૂર્વક અંકુરિત થવા દેવાની સાથે તેની સંરક્ષા આદિ કાર્યો માટે દક્ષતા, ચાતુરી કે સાવધતા અથવા જેને આપણે વ્યાવહારિક ડહાપણ કહીએ છીએ તે ભાવ, દરેક વ્યક્તિમા યથાર્થ પ્રમાણમા હોવાની પૂર્ણ જરૂર છે પણ ખાસ કરી નૂતન પ્રકટ થતા પ્રેમભાવો વખતેજ આ વૃત્તિ અને તેના અનેક ભાવો અનેકરૂપે પ્રથમજ પ્રદીપ્ત થવા લાગે છે. તેનો જો બુદ્ધિ પૂર્વક—અને ધાર્મિક તથા નૈતિક ભાવનાઓ સાથે સંયુક્ત કરી, યોગ્ય ઉપયોગ કરવામાં આવે, તો સ્ત્રી તેમજ પુરૂષ યુવાનો તેમજ યુવતીઓ અને કુમારો તેમજ કુમારીકાઓ આદિ સર્વને માટે અનેક રીતે લાભદાયક છે "Love is blind કામાન્ધો નૈવ પશ્યતિ" આ વાક્યો ખરેખર ગંભીર અર્થ સૂચક છે મનુષ્યની અંદરની કામવૃત્તિ એ એક ઘણીજ પ્રબળ વૃત્તિ છે જેને વશમા રાખવાનું કાર્ય તેમજ તેને યથાર્થ માર્ગે બુદ્ધિ પૂર્વક દોરવાનું કાર્ય ઘણું મુશ્કેલી ભર્યું છે એમાં જરા પણ શંકા નથી. કારણ જ્યારે મનુષ્ય સ્વભાવની આ વૃત્તિના અંકુરો જ્યારે પ્રબળ વેગથી અંકુરિત થઇ જે વખતે પ્રફુલ્લ થવા લાગે છે. તે વખતે હજી બુદ્ધિ શક્તિઓના અવયવો એટલાં બધાં કેળવાએલા હોતાં નથી. તેમ ધાર્મિક અને નૈતિક ભાવનાઓ પણ એટલાં પ્રબળ પ્રમાણમા જાગ્રત થઇ ઉન્નત આદર્શોની સંરક્ષા માટે પહોંચેલી હોતી નથી. આવી અવસ્થામાં કુમારો અને કુમારીઓના શીયળ—કે શીલની યથાવત સંરક્ષાને ખાતર ઘણીજ સાવધતાની અને ડહાપણની જરૂર છે, એ તદ્દન સ્પષ્ટ છે. સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગના સ્વમાન, યશાભિલાષ, ધૈર્ય નીતિ, ધર્મ બુદ્ધિ અને સાંસારિક અનેક પ્રકારના સંબંધો તથા તે સર્વની ઉન્નત સ્થિતિ અને પ્રતિષ્ઠા આદિ સર્વ ભાવોની સંરક્ષાનો મોટો આધાર આ પ્રેમભાવને પ્રકટ કરવામાં તેઓ-કેટલી દક્ષતા અને ચાતુરી વાપરે છે તથા બુદ્ધિમત્તાથી વર્તે છે તેના ઉપર મોટે ભાગે સમાયેલો છે. એક નાનો સરખી ભુલને લીધે—માત્ર ક્ષણવાર થવાથી ક્ષણિક જુસ્સાને આધિન થવાથી

સ્વપ્નાવસ્થામાં થાય અને સ્વમાનનો ભંગ થવાના પ્રસંગો ગફલતથી વર્તવાથી-ઉપસ્થિત થઇ જાય છે. જરા બેદરકારીથી કે બેદરકારીથી વર્તવાથી-એક કુમારીકાનું જીવન હમેશાને માટે કલંકિત થવાનો પણ પ્રસંગ ઉપસ્થિત થતાં વાર લાગતી નથી. સ્ત્રી અને પુરૂષોના સર્વ ઉત્કર્ષક ભાવોનો નાશ થવાનાં પ્રસંગો કામવૃત્તિના પ્રબળ વેગને વખત સમજ્યે આધીન થવાથી એકાએક ઉત્પન્ન થાય છે અને પરિણામે મનુષ્યનું જીવન કલુષિત; આકરૂં અને અસહ્ય થઇ પડે છે. આવી કોઇપણ પ્રકારની અણધારી આપત્તિઓ ઉત્પન્ન ન થાય એટલા માટે સ્ત્રી તેમજ પુરૂષ-યુવાન તેમજ યુવતી, અથવા કુમારો તેમજ કુમારીકાઓએ-પોતાના સ્નેહભાવોને પ્રકટ કરી પરસ્પરના સમ્મેલનો દ્વારા પલ્લવિત કરવા માટે બહુજ સંભાળ અને દક્ષતા તથા બુદ્ધિ અને ચાતુર્યથી વર્તવાની જરૂર છે. વળી ખાસ કરી-પ્રેમભાવને અંગે ઉપસ્થિત થતા અન્ય પ્રસંગો, જેવાં કે, પરિશીલન, સંવનન, લગ્ન સંબંધ માટે કરવામાં આવતી અન્યોઅન્યની પસંદગી, અને તેને અંગે સ્વભાવ અથવા ચારિત્ર્ય આદિની પરિક્ષા આદિ સર્વ પ્રસંગોમાં પણ બન્ને વર્ગે બહુજ બુદ્ધિપૂર્વક વર્તવાની જરૂર પડે છે. આમાંના એક પણ વિષયની પરીક્ષામાં ગફલત કરવાથી જીવનભર પસ્તાવાના પ્રસંગો ઉદ્ભવ થાય છે કે જેને અન્યથા કરવા માટેના પ્રયાસો, હમેશાં અફળજ નીવડે છે. આટલા માટે-સ્નેહભાવને પ્રકટ થતાં વાર લાગે તેની દરકાર નહિ; પ્રેમના વેગને રોકી રાખો. એકાએક એ લાગણીને આધીન થઇ ન વર્તો પણ સાથે સાવધાનતાને પણ સહાયક બનાવો, અને પ્રબળ સંયમ દ્વારા, બુદ્ધિ ધર્મ તથા નીતિને રસ્તે આ પ્રેમ ભાવની અંધ ઘસડાતી વૃત્તિને દોરો. એમાંજ ડહાપણ સમાયલું છે.

## ૧૫. યશાભિલાષ કીર્તિ કે પ્રતિષ્ઠાની વૃત્તિપર પ્રેમનો પ્રભાવ.

યશની અભિલાષા અથવા કીર્તિનો અનુરાગ, એ મનુષ્યની એક સ્વાભાવિક વૃત્તિ છે. આ વૃત્તિ ઉપર પણ કાંઇ પ્રેમ ભાવનો ઓછો પ્રભાવ નથી. પ્રદિપ્ત થયેલ પ્રેમભાવ, હમેશાં પ્રશંસા કરવા યોગ્ય ઉત્કર્ષક ગુણો તરફજ પોતાની દૃષ્ટિ ફેરવે છે. પરસ્પરમાં પ્રશંસા કરવા યોગ્ય ગુણો તરફ મનનું આકર્ષણ, સ્વાભાવિક રીતેજ થવા લાગે છે. દરેક મનુષ્ય પોતાની પ્રિય વસ્તુ કે પ્રેમપાત્રને માટે હમેશા મગરૂર હોય છે અને બને છે. નૂતન પ્રેમભાવને ધારણ કરતા-યુવાનો અથવા યુવતીઓ પોતાના મનમાં માનેલા પ્રિય અથવા પ્રિયાને માટે હમેશાં કેવા મગરૂર હોય છે ! ! ! તેઓ એક બીજાને પ્રિય-રૂચિકર, અને નેત્રાનંદ-પ્રદ થવા માટે અથવા પરસ્પરની પ્રશંસા પ્રાપ્ત કરવા માટે શું પોતપોતાની શક્તિ અને સાધન અનુસાર બધા પ્રયત્નો નથી આરંભતા ? ? ? વિનય, સભ્યતા, સૌજન્ય, અંગરાગ, ઉત્તમોત્તમ વસ્ત્ર પરિધાન, ફાંકડા અને સુંદર દેખાવના બનવા માટેના સર્વ પ્રયાસો, તેમજ ઉત્તમોત્તમ ગુણોને આગળ પડતા દર્શાવવા માટે અને કેટલીક કુટેવો કે ખામીઓને સંભાળપૂર્વક દબાવી રાખી પોતાના પ્રેમપાત્રથી તદ્દન અજ્ઞાત રાખવા માટે શા શા ઉપાયો નથી યોજતા ? ? ? ઉપર જણાવેલી સર્વ ક્રિયાઓની પ્રવૃત્તિ થવાનું કારણ માત્ર પોતાના મનથી માનેલા પ્રેમીજનની નજરમાં, પ્રશંસાપાત્ર અને માનને લાયક બનવાને ખાતર-અને તે દ્વારા યોગ્ય પ્રશંસાને ઉત્પન્ન કરી, અધિક પ્રેમને ઉશ્કેરવામાં સહાયક બનાવવાના પ્રયોજન સિવાય એ બીજું શું છે ? સ્નેહીઓ પોતાના સ્નેહી તરફથી માનપાન અને પ્રશંસા પામતાં, કેટલા બધા મગરૂર બને છે ! આ શું પ્રેમનો પ્રભાવ નથી ? બીજા કોઇ પણ વિષય કરતાં, નૂતન સ્નેહભાવને ધારણ કરતી કન્યાઓ પોતાના પ્રિય માનેલા યુવકને માટે કેટલી બધી મગરૂર બને છે ? તેમજ યુવતીઓ પણ પોતાના સ્નેહી તરફના માન અને પ્રશંસાના શબ્દો સાંભળવાથી કેટલી બધી પ્રફુલ્લ અને હર્ષિત થાય છે ? સ્નેહભાવ હમેશાં સ્નેહીઓની પરસ્પર પ્રશંસા કરવા માટે સ્વાભાવિક રીતે બન્ને વર્ગને પ્રેરે છે: જ્યારે અનેકવાર એવી પ્રશંસા મેળવવા ખાતર અથવા અનેક સ્ત્રી પ્રાયો માત્ર દેખાવને ખાતર પણ સ્નેહ, સૌજન્ય, કરૂણા, ન્યાય, ક્ષમા, ધૈર્ય, નીતિ, અને સ્વચ્છતા તથા આત્મનિષ્ઠા આદિ ઉત્તમ સદ્ગુણો અને સ્નેહમય ભાવોને અસ્વાભાવિક રીતે પણ ધારણ કરે છે. પોતે તેવા ન હોય છતાં તેવા દેખાવાનો પ્રયત્ન કરે છે. પ્રેમભાવની અસંતુષ્ટ કે વિકૃત હાલતમાં એ બધી બાહ્ય આડંબરદ્વારા પ્રશસ્ય ગણાવાની બધી મિથ્યા પ્રવૃત્તિઓ હદબહાર વધી જાય છે અથવા સદંતર નાશ પામે છે. જ્યારે વધી જાય છે ત્યારે તે બહુજ અશોભ થઇ પડે છે, પરંતુ જેઓ પરસ્પરના પ્રેમભાવના પવિત્ર મર્મોથીજ સંતુષ્ટ હોય છે, તેવાઓને એવા બાહ્ય આડંબરો પાછળ

હદ બહારના ખર્ચો કરવાની કંઇ પણ જરૂર પડતી નથી સાદાઇ, સરલતા, અને સ્વચ્છતા પૂર્વક સંતોષ અને કરકસરથી અન્યોન્યનો નિર્વાહ થઇ શકે તેવી સ્થિતિમા સુખથી પ્રેમપૂર્વક દિવસો નિર્ગમન કરે છે. ઘણી વખત અતિશય સખ્ત કે કટુ વાક્યો, કપટો કે વાગ્ બાણના કઠોર પ્રહારોથી પણ મનુષ્યની અંદરની આ યથાભિલાષની વૃત્તિને બહુજ સખ્ત રીતે સહન કરવું પડે છે, અને ખાસ કરી બીજાઓની ઉપસ્થિતિમા જ્યારે એવું અસભ્ય વર્તન, સ્ત્રી અથવા પુરૂષદ્વારા એક બીજા પ્રત્યે ચલાવવામા આવે છે ત્યારે તેનું પરિણામ તો હમેશાં ઘણુંજ અનિષ્ટ આવે છે સ્ત્રી પુરૂષ અથવા નોકર ચાકર, જેના પ્રત્યે એવું વર્તન ચલાવવામા આવે છે તેનુ હૃદય, નિસ્નેહ, શિથીલ, ઉત્સાહહીન, માનની લાગણી વગરનું, સ્તબ્ધ અને કઠોર બની જાય છે આ તદન સ્પષ્ટ અને અનુભવ ગમ્ય બાબત છે આમ ન થાય એટલા માટે અથર્વવેદના એક સૂક્તમા સ્ત્રી અને પુરૂષોએ ગૃહસ્થાશ્રમમા પરસ્પર કેવી રીતે વર્તવું કે જેથી યશ આબરૂ અને પરસ્પરના માન વિગેરે યથાવત્ જળવાઇ રહે, તેને માટે ઘણોજ ઉત્તમ ઉપદેશ આપવામા આવેલ છે. તેમા જણાવ્યું છે કે

संप्रियौ रोचिष्णू सुमनस्यमानौ हसामुदौ सहसा मोदमानौ
 १ २ ३ ४ ५ ६
सुगू सुपूत्रौ सुगृहौतरायौ जीवावुषसो विभातिः ॥
 ७ ८ ९ १०

१ संप्रियौ–સ્ત્રી અને પુરૂષ બન્નેએ પરસ્પર યથાવત્ પ્રિય બનીને.

૨ रोचिष्णुः–એક બીજાને બરાબર અનુકુળ પડે તેવું રૂચિકારક-વર્તન ચલાવીને.

૩ सुमनस्य मानौ–સુંદર, મધુર અને કોમળ પુષ્પ જેવા મનવાળા થઇને

૪-૫ हसा मुदौ–હાસ્ય વિનોદથી પરસ્પર આનંદ મેળવીને

૬ सहसा मोदमानौ–એકાએક સ્વાભાવિક રીતેજ સદા ખુશખુશાલ ચિત્તે રહીને

૭ सुगू સદ્‌વર્તન અને સદાચરણથી વર્તિને

૮ सुपूत्रौ–ઉત્તમ પ્રકારની શિષ્ટાચાર યુક્ત સંતતિ પ્રાપ્ત કરીને.

૯ सुगृहौ–ઉત્તમ સુંદર અને કુલીન ઘરના ગણાવાય તેવી રીતે વર્તિને

१० जीवावुषसो विभातिः–જેવી રીતે પ્રભાત સમયે ઉષ કાળ અનેક પ્રકારના સુંદર અને રમ્ય રંગોથી છવાઇ મધુર અને દીવ્ય પ્રકાશ આપી આનંદ આપે છે તે પ્રમાણે તેવા શુભ ગુણ યુક્ત થઇ સ્ત્રી અને પુરૂષોએ ગૃહસ્થાશ્રમમા રહી અન્યોઅન્યના જીવનને અનેક રીતે આનંદ સુખ અને સંતોષથી પ્રકાશિત કરી વર્તવાનુ છે

११ सम्यञ्च. सव्रताः भूत्वा वाचं वदत भद्रयः

સમ્યક રીતે બધા કુટુમ્બીજનો–( सव्रताः ) અર્થાત્ પોતપોતાના કર્તવ્ય પ્રમાણે , એક નિષ્ઠાથી વર્તિ, પરસ્પર કલ્યાણકારક અને મધુર વાણીનો પ્રયોગ કરતા રહો.

ઉપર દર્શાવેલ વેદ વાક્યોના ટુંક મન્ત્રોમા, સ્નેહના ઝરણાઓને સર્વદા પોષણ આપનાર મહાન પવિત્ર અને ગૂઢ સિદ્ધાન્તોનો કેવો રહસ્યમય રસાયણ વિધિ ભરેલો છે ! ખરેખર ગૃહસ્થાશ્રમના સર્વ સુખોમા મૂળરૂપ શુભ આચારવિચાર અને વર્તનના સર્વોત્તમ સૂત્રો, આ મન્ત્રોમા યથાશક્તિ ભરવામા આવ્યા છે અને આવી પવિત્ર આજ્ઞાઓનું જ્યા પાલન થઇ રહ્યુ હોય ત્યાંજ ગૃહસ્થાશ્રમના સર્વ યથાર્થ સુખોની રેલમછેલ થઇ રહે એમાં શું આશ્ચર્ય હોય શકે ! આ બધા સ્નેહનાજ સૂત્રોનો સ્પષ્ટ વિધિ જણાય છે.

પણ જ્યાં ઉપરોક્ત મહામન્ત્રોથી વિરૂદ્ધ પ્રકારનું વર્તન લેવામાં આવે છે, ત્યાં સ્ત્રી પુરૂષોની અંતઃ રના પ્રેમ ભાવોની ઉત્તરોત્તર હાનિ, ક્ષીણતા કે શુષ્કતા ધીરેધીરે પ્રકટ થવા લાગે છે અને પરિણામે નિસ્નેહતા વૈર, દ્વેષ, ઇર્ષ્યા, ઘૃણા, અસંતોષ, ક્રોધ, કલહ અને રોગ, શોક, ભય તથા મોત આદિ અધમ દશાઓનાં દર્શન પણ થાય છે.

પણ જ્યાં પ્રેમના પાવન પ્રવાહો, સુવ્યવસ્થિત રીતે સ્નેહ અને સૌજન્યના વિશુદ્ધ સ્વરૂપે નિરંતર વહેતા હોય છે, ત્યાં આવા ઉપર જણાવેલા મલિન તત્વોને ઉભા રહેવાનું સ્થાન પણ મળતું નથી. કારણ વિશુદ્ધ સ્નેહભાવ કોઇપણ પ્રકારના વાંક, દોષ કે ગુન્હાઓ જેવા તરફ તેમજ કડુવાક્યોના પ્રયોગો કરવા તરફ કદી પણ દોરાતો નથી તેની નજરમાં હમેશાં સ્નેહ અને સદ્ભાવનીજ મોઠી અને મધુર વર્ષા, વર્ષિ રહેલ હોય છે. સ્નેહના સુંદર અને મધુર પુષ્પ વૃન્દોના સુકોમળ અંકુરો પર ક્રોધ, ગુસ્સો કે કડુવાક્યના પ્રહારરૂપ તુષાર ઘણીજ કાતીલ અસર કરે છે. વારંવાર છિદ્રાન્વેષી થવાથી પણ સ્નેહના અંકુરો ધીરેધીરે નાશ પામે છે. ખાનગીમા શાન્તિથી ઠપકો દેવાથી, બધું હૃદયંગમ થાય છે. પણ જાહેરમાં અપશબ્દોનો પ્રયોગ કરવાથી કે અપમાન કરવાથી હમેશા ખરાબ પરિણામજ આવે છે. આટલા વાસ્તે પ્રેમરૂપી સુંદર પુષ્પવૃન્દને પ્રશંસા, માન, યશ, સ્નેહ, સૌજન્ય અને સદ્ભાવ તથા ક્ષમા અને શાન્તિ આદિની અમૃતવર્ષાથી અને પ્રેમપૂર્ણ મધુરવાક્ પુષ્પોની વૃષ્ટિથી હમેશાં સિંચન કરતા અને પોષતા રહેવું, એ સાંસારિક સર્વ પ્રકારના સુખો માટે હમેશા અગત્યનું છે. યશ, માન, પ્રતિષ્ઠા આદિ ભાવોને વધારવામાં તેમજ સંતોષ આપવામા, વિશુદ્ધ પ્રેમભાવનો જે પ્રભાવ પડે છે તેની કિંમત યથાવત્ આંકવા માટે આપણી પાસે અન્ય કોઇ એવુ સ્થૂલ સાધન નથી કે જેનાવડે આપણે તેને માપી કે તોલી શકીએ, છતા તેના પ્રબળ પ્રભાવનું પરિણામ તો પ્રત્યક્ષ જણાયા વગર રહેતું નથી.

## ૧૬. સ્વમાન-આત્મપ્રત્યય અને મનોબળ આદિ ભાવોપર પ્રેમની સત્તા.

પ્રતિષ્ઠા, માન, આત્મપ્રત્યય, અને મનોબળ આદિ મહાન ભાવો, મનુષ્યોના જીવનમા અતિ અગત્યનો ભાગ ભજવે છે. આ બધા ભાવો—મનુષ્યના મનની માત્ર એક સ્વમાન ( selfrespect ) ની વૃત્તિનાજ સ્વરૂપો છે. આ બધા ભાવો પણ પ્રેમભાવનાં પ્રબળ પ્રવાહથી પોષાઇ ઉત્કૃષ્ટ દશાને ધારણ કરે છે સ્વમાનને સુરક્ષિત રાખવા માટે પ્રેમીજનો અનેક પ્રકારનાં આશ્ચર્યજનક અને સાહસિક કાર્યો કરવા પ્રેરાય છે સ્નેહીની સન્મુખ માન કે પ્રતિષ્ઠાનો ભંગ થવા કરતાં મોતને પ્રિય ગણે છે અનેક રજપુત કુટુંબોએ વીરરસની આગમાં પોતાના પરમ પ્રિય પ્રાણની પણ આહુતીઓ આપી, પોતાની જાતિ, કુટુંબ તથા દેશ વિગેરેના માનને ખાતર સર્વસ્વ અર્પણ કરી, સ્નેહી યુવતીઓના આત્માઓને તૃપ્ત કર્યા છે સ્ત્રીઓના સંબંધમા પણ એવા અનેક પ્રસંગોની, આપણા પ્રાચીન ઇતિહાસમાં અનેક સ્થળે નોંધ કરવામા આવેલી છે રજપુત સ્ત્રીઓએ પણ પોતાની જાતિ, કુટુંબ અને દેશના સ્વમાનની સંરક્ષાને ખાતર કંઇ ઓછું સહન કર્યું નથી કર્નલ ટોડનું રાજસ્થાન આવા અનેક પ્રસંગોના ઇતિહાસથી ભરપુર છે. સુંદરીઓના સ્નેહને આધીન થતાં, અનેક પુરૂષોના જીવન પ્રવાહોમા આશ્ચર્યજનક ફેરફારો થવા પામ્યા છે. ત્યારે પ્રેમથી શુન્ય હાલતને પરિણામે, તેમજ પ્રેમીઓ સન્મુખ માનભંગ થવાના પ્રસંગો ઉપસ્થિત થવાને કારણે અનેક સ્ત્રી પુરૂષોએ પોતાના જીવનનો અકાળે ભોગ આપી, આત્મઘાત કર્યાના અનેક દૃષ્ટાન્તો આપણી પાસે મોજુદ છે. પ્રેમ અને નિષ્પ્રેમ હાલતથી મનુષ્ય જીવનના દરેક પ્રસંગ પર તેમજ સાંસારિક લાગણીઓપર અને ખાસ કરી યશ, માન, અને જીજીવિષા આદિ ભાવોપર, કેટલી બધી ઇષ્ટ અથવા અનિષ્ઠ અસર થવા પામે છે, તે ઉપરના વર્ણનથી તદન સ્પષ્ટ થાય છે "मानो हि महतां धनं" 'उत्तमा मानमिच्छन्ति" આદિ અનુભવસિદ્ધ વાક્યો જે નીતિના ગ્રન્થોમા ટાંકવામા આવેલા છે, તેનું ખરેખર મહત્વ તો યોગ્ય પ્રસંગેજ માનવ સમાજ સમજવા ભાગ્યશાળી બને છે ઉપર વર્ણન કરવામા આવેલ યશાભિલાષ અને સ્વમાનની વૃત્તિ સાથે ધૈર્ય અથવા સહનશીલતાની વૃત્તિ પણ ઘણો મહત્વયુક્ત સંબંધ ધરાવે છે એટલા વાસ્તે એ વૃત્તિના સ્થાનને સ્વમાન અને યશાભિલાષના અગ્ર ભાગમા કુદરતની ઇચ્છા અનુસાર ગોઠવવામાં આવેલ છે આ વૃત્તિના

વિનયોગ અતિયોગ અને મિથ્યાયોગથી થતા અનેક સ્વરૂપો—અન્યવૃત્તિઓની માફકજ જોવામાં આવે છે, જેને ધૈર્ય, સહનશીલતા, દૃઢતા, ધીરજ, મક્કમપણું, હઠ, આગ્રહ આદિ અનેક શબ્દોદ્વારા ઓળખવામાં આવે છે.

## ૧૭ ધૈર્ય, સહનશીલતા કે દૃઢતા આદિ ભાવોપર પ્રેમનો પ્રભાવ.

અનુપમ ધૈર્ય અને સહનશીલતાના પણ અનેક દૃષ્ટાન્તો આપણા પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસમાંથી મળી આવે છે શ્રીમતી સીતાના અનેક પ્રકારના સંકટો, નળ અને દમયન્તીના અનેક પ્રકારના દુઃખો, સાવિત્રીની વિટંબનાઓ, દ્રૌપદીની અનેક દુઃખદ દશાઓના પ્રસંગો વિગેરે, પૂર્ણ પ્રેમભાવથી પ્રેરાયેલ સ્ત્રી જનોની અંદર પણ કેટલા ઉચ્ચ પ્રકારના ધૈર્ય, સહનશીલતા અને દૃઢતા આદિ ઉચ્ચ ભાવો પ્રદીપ્ત કરી પોષી શકાય છે, તેના પ્રત્યક્ષ આદર્શો છે. આ ઉપરાંત વર્તમાનકાળના મહાપુરૂષોમાં ગણાતા મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી અને તેમના ધર્મપત્નિ સૌ કસ્તુરબા પણ આ વિષયના સૌથી પ્રબળ અને પ્રત્યક્ષ પુરાવારૂપ છે ઉચ્ચ પ્રકારનું ધૈર્ય અને સહનશીલતા આદિ ગુણો, ઉત્તમ પ્રકારના નૈતિક કે ધાર્મિકભાવો અને વૃત્તિઓ સાથે સંયુક્ત થવાથી અને બુદ્ધિશક્તિઓએ દર્શાવેલ વિમળ પથે વિચરવાથી ગૃહ, સંસાર, ધર્મ, નીતિ, તેમજ રાજા અને પ્રજાઓ વચ્ચેના સંબંધોમાં અને પ્રજાકીય ભાવનાઓમાં પણ કેટલા આશ્ચર્યજનક ફેરફારો કરવા સમર્થ થાય છે, તેનું મહાત્મા ગાંધીજી એક સૌથી સરસ પ્રત્યક્ષ દૃષ્ટાન્ત છે, જોકે આવા ઉત્તમ ભાવોની પ્રદીપ્તિ થવામાં શુભકારી પ્રેમ વૃત્તિ, ઉત્કૃષ્ટ પ્રકારનો સ્વદેશાનુરાગ, પ્રભુપરાયણતા અને સ્નેહ તથા સૌજન્ય અને કરૂણા આદિ ભાવો મુખ્ય અંશે ભાગ ભજવે છે એ તદન સ્પષ્ટ છે પણ એ બધા ભાવોને પ્રેરનાર સ્વદેશાનુરાગની મુખ્ય વૃત્તિ છે, જે મનુષ્યના અનેક પ્રકારના સંસારિક પ્રેમ ભાવોની એક શાખાજ છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. સ્વદેશાનુરાગ, એ નં. ૧૧ વાળી ગૃહનિવાસેચ્છાની વૃત્તિનુંજ એક સ્વરૂપ છે વર્તમાન જમાનામાં અનેક વીર પુરૂષોએ, જેલજાત્રાના અસહ્ય અને અકલ્પ્ય દુઃખો સ્વેચ્છાપૂર્વક સહન કરવાનું શરૂ કર્યું છે, તે પણ માત્ર સ્વદેશાનુરાગની વૃત્તિ સાથે સંયુક્ત થયેલ ઉત્તમ પ્રકારના ધૈર્ય, સહનશીલતા અને પ્રબળ આત્મનિષ્ઠાના સંયુક્ત કાર્યના પ્રત્યક્ષ પુરાવા રૂપજ છે સ્ત્રીઓ અને પુરૂષો, ઉપર પ્રમાણે જ્યારે ભયંકર આફતોને સહન કરી ખાનપાન નિદ્રા અને અનેક પ્રકારના સુખ સગવડોને તિલાંજલી આપી પોતાની પ્રિય વસ્તુઓ અથવા ઉદ્દેશોની પ્રાપ્તિ પાછળ અનેક દેશો, સમુદ્રો અને ખીણો અથવા પહાડોમાં અને ખાઇઓમાં ખુવાર થઇ કષ્ટમય જીવન ગાળવાના અથવા ઉદ્દેશની પ્રાપ્તિ પાછળ પ્રાણ પણ અર્પણ કરવાના વિકટ મતો જ્યારે ધારણ કરવા લાગે ત્યારે એ સ્પષ્ટ સમજવું કે તેઓની બધી પ્રવૃત્તિઓની પાછળ કોઇ અજબ પ્રકારની સ્વદેશાનુરાગરૂપ પ્રેમની પ્રબળ જ્યોતિ પ્રદીપ્ત થઇ ચુકી છે જે પોતાની ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કર્યા પછીજ નિરાંતે જંપી બેસવા દેશે અનેક વાર્તાઓ, નોવેલો, નાટકો અને ઇતિહાસો, મનુષ્ય સમાજની અંદર આવા ઉન્નત ભાવો પેદા કરવાના ખાસ શુભ ઉદ્દેશોથીજ પ્રેરાયેલ અને લખાયેલ હોય છે અને એવી ઉન્નત ભાવનાઓથીજ આકર્ષક બને છે

પણ જ્યારે પ્રેમભાવમાં નિરાશા કે નિષ્ફળતા મળે છે, ત્યારે સર્વ પ્રકારના ધૈર્ય સહનશીલતા કે મક્કમતા આદિ ભાવો, ધીરે ધીરે મંદ થવા લાગે છે. મનુષ્યનું મન તદન અસ્થિર, અવ્યવસ્થિત, અનિશ્ચિત, અને વ્યગ્ર બને છે આવી રીતે નિરાશ થયેલ પ્રેમીની જીવનનૌકા, સંસાર સાગરમાં ક્યે ખરાબે ચડી કેવી રીતે નષ્ટ ભ્રષ્ટ થશે તેનું કંઇ પણ નિશ્ચયાત્મક ભાવી કલ્પી શકાય નહીં પ્રેમ ભાવમાં ઉપર પ્રમાણે નિરાશ થયેલ સ્ત્રી પુરૂષોના સ્વભાવો, આખરે કોઇપણ પ્રકારના સ્વકીય ઉદ્દેશ વિનાના, માત્ર પરાર્થે જીવન નિર્વાહ કરનારા, અસ્ત વ્યસ્ત હાલતના જીવન રૂપ થઇ જાય છે ટુંકામાં મનુષ્યની ઉત્કર્ષક વૃત્તિઓના સમૂહની અંદર સમાવેશ કરવામાં આવતી આત્મપ્રશંસા, યશાભિલાષ, સ્વમાન, અને ધૈર્ય આદિ ચારે વૃત્તિઓના ઉપર મનુષ્યના પ્રેમ ભાવની અનેક પ્રકારની ઇષ્ટાનિષ્ટ અસરો થવા પામે છે, જેને લીધે મનુષ્યનું જીવન અનેક પ્રકારની અધમ કે ઉત્તમ ભાવનાઓવાળું બને છે વળી આ ઉત્કર્ષક વૃત્તિઓનો સમૂહ, ખાસ કરી મનુષ્યની સાંસારિક લાગણીઓ કે વૃત્તિઓના સમૂહ ઉપરજ બુદ્ધિપૂર્વક યોજવામાં આવેલ છે જે એમ દર્શાવે છે કે સાંસારિક લાગણીઓનાં સર્વ પ્રકારના ઉન્નત ભાવો ઉપર આ ઉત્કર્ષક વૃત્તિઓનો સમૂહ મુખ્ય અંશે આધાર રાખે છે. પણ સાંસારિક પ્રેમ લાગ-

ણીઓ કે વૃત્તિઓનો મૂળ આધાર અથવા પાયો મનુષ્યના પ્રેમભાવ ઉપરજ રચાયેલો છે અને તે પ્રમાણે મનુષ્યનાં મસ્તકના પાછળના વળીવાળા ભાગમાં એ પ્રેમ ભાવનું અવયવ આવેલું છે, જે સમગ્ર સાંસારિક લાગણીઓ તેમજ સર્વ ઉત્કર્ષક વૃત્તિઓનાં પણ મૂળ પાયા રૂપ છે. જ્યાં એ પ્રેમ ભાવ પૂર્ણ સ્વરૂપમાં પ્રકટ થઇ યથાવત્ પોષણ પામે છે અને સંતોષાય છે ત્યાં અન્ય સર્વ ભાવોનું યથાવત પોષણ અને સંવૃદ્ધિ થવા પામે છે. પણ એ મૂળ આધારરૂપ પ્રેમભાવનીજ જ્યાં મંદતા કે અસંતુષ્ટ હાલત અથવા અભાવ હોય, ત્યાં તેની ઉપર આધાર રાખનાર સર્વભાવોની દશા, પાયા વિનાના ચણતર જેવી થાય, એ તદ્દન સ્વાભાવિક છે. પ્રેમભાવની મનુષ્યના જીવન પર આટલી બધી મહાન પ્રબળ સત્તા છે. મનુષ્યના જીવનને ઉત્કર્ષક ભાવોથી પ્રેરવામાં કે અપકર્ષક ભાવો તરફ પરાણે ખેંચી લઇ જવામાં, પ્રેમની વિવિધ દશાઓ અનેક પ્રકારના ભાવો ભજવે છે. માટે એ ભાવની યથાવત્ સંતુષ્ટિ વૃદ્ધિ અને પોષણ કેવી રીતે થાય, તેનું સર્વ રહસ્ય દરેક સ્ત્રી તેમજ પુરૂષે યુવાન તેમજ યુવતીએ યથાવત્ જાણવાની જરૂર છે. મનુષ્ય ગમે તેટલા ઉંડા પાણીમાં ડુબતો હોય, પણ જો તેની ચોટલી એકવાર હાથમાં આવી તો તેને બચાવી શકાય છે. તેજ પ્રમાણે સંસાર સાગરની અનેક વૃત્તિઓનાં મોજાંઓમાં ડુબતા કે તણાતા વ્યક્તિને કે પ્રજાને પણ ઉગારી શકવાના સર્વ સંભવો અને પ્રયત્નો ત્યાંજ કેન્દ્રીભૂત થાય છે કે જ્યાં મનુષ્યની અથવા પ્રજાજનની સ્વમાન અને યશાભિલાષની પ્રબળવૃત્તિઓ રૂપ ચોટલીવાળો પ્રદેશ ઉન્નત અને જાગૃત હોય છે.

## નૈતિક અને ધાર્મિક વૃત્તિઓના સમૂહપર પ્રેમનો પ્રભાવ.

મનુષ્યની નૈતિક અને ધાર્મિક લાગણીઓ; જેમાં, ભક્તિભાવ, વિનય, અધ્યાત્મરતિ, આશા, આત્મનિષ્ઠા, અને દયા આદિ વૃત્તિઓનો સમાવેશ થાય છે, તે સર્વ વૃત્તિઓ અને તેઓનાં સર્વ ભાવો ઉપર, આ પ્રેમભાવનો પ્રબળ પ્રભાવ પડે છે. મનુષ્યનું જીવન નીતિયુક્ત કે ધાર્મિક ભાવનાયુક્ત બનવાનો મોટો આધાર તેનાં પ્રેમ ભાવોની યથાવત્ સન્તુષ્ટિ ઉપર ઘણે અંશે અવલંબી રહેલ છે. આ નૈતિક અને ધાર્મિક ભાવનાઓમાં સૌથી પ્રથમ, ભક્તિ-વિનય અથવા વડીલો અને પૂજ્યજનો તરફ માનની લાગણીથી વર્તવાની વૃત્તિનો સમાવેશ થાય છે, જેથી તેનું સૌથી પ્રથમ વર્ણન કરીશું. વળી અધ્યાત્મરતિ અને ભક્તિભાવનો ખાસ નિકટ સંબંધ છે, જેથી એ બન્ને ભાવનાઓના ઉપર પ્રેમ ભાવની અસરનું વિવેચન એકી સાથે કરવું વધારે અનુકુળ પડશે.

### ૧૮. ૧૯. ભક્તિભાવ, વિનય, અધ્યાત્મરતિ અને શ્રદ્ધા આદિ ભાવોપર પ્રેમનો પ્રભાવ.

ઉપર જણાવેલા મનુષ્ય હૃદયના ભાવોપર પણ પ્રેમ ભાવની ઘણીજ પ્રબળ અસર થાય છે. પ્રેમ ભાવની સંતુષ્ટ હાલતમાં સ્ત્રી તેમજ પુરૂષ બન્નેના આત્મામાં દીવ્ય પ્રકારનો આનંદ ઉત્સાહ, બન્નેમાં પરસ્પરને માટે શ્રદ્ધા, ભક્તિ, વિનય, સૌજન્ય અને આર્દ્રતા તથા સહાનુભૂતિ આદિ ભાવોની પ્રવૃત્તિ સધે, પરસ્પર માન અને પ્રશંસાની અનુપમ વૃત્તિ દિનપ્રતિદિન વધતી જાય છે બન્ને પરસ્પરને દેવ અને દેવી સમાન ભાવોથી સન્માને છે. એક બીજાની સારી અને પ્રકાશિત ગુણોયુક્ત બાજુ તરફજ સ્વાભાવિક રીતે ધ્યાન આપવાનું મન થાય છે પ્રેમ પાશના પ્રબળ બન્ધનથી પવિત્રપણે એકનિષ્ઠ થયેલ દંપતી, ઇશ્વર પૂજન, આરાધન, યજ્ઞ, યોગ, દાન, દક્ષિણા, બ્રહ્મ-ભોજન, જપ, તપ, વ્રત, ઉપવાસાદિ ક્રિયાઓ, સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના, તીર્થયાત્રા, દેવદર્શન, વડીલોપસેવા આદિ સઘળી ધર્મ ક્રિયાઓ, શ્રવણ, મનન અને નિદિધ્યાસન આદિરૂપ ધાર્મિક અને આધ્યાત્મિક વિષયોના સેવનરૂપ ક્રિયાઓ અને અન્ય ઉત્કર્ષક ધાર્મિક ભાવોનું સેવન પણ સાથે મળીનેજ કરે છે. ' सहनौ चरतां धर्ममिति.' આ ધર્મ સૂત્રના મહત્વપૂર્ણ અને આશીર્વાદયુક્ત અર્થનું ક્રિયારૂપે અનુકરણ કરવાનું કાર્ય, પ્રેમભાવથી સંયુક્ત

થયેલાં સ્ત્રી પુરુષો, જેટલી સરળતા, પવિત્રતા અને શુદ્ધ હૃદયથી કરી શકે છે, તેટલું બીજી કોઈપણ દશામાં ભાગ્યેજ થઇ શકે તેમ છે. અધ્યાત્મરતિ, શ્રદ્ધા, આશા, આત્મનિષ્ઠા આદિ સર્વ ભાવો પરસ્પરનાં પ્રેમ ભાવથી બન્નેમાં ઉત્કૃષ્ટરૂપે પ્રકટે છે. કૌટુમ્બિક પ્રાર્થના, સ્તુતિ અને ઉપાસના આદિનો જે આનંદ પ્રેમ ભાવની દશામાં આવે છે તેવો અનુપમ અનુભવ તો બીજી કોઇ પણ દશામાં ભાગ્યેજ મળી શકે તેમ છે. પણ પ્રેમભાવ નષ્ટ થવાની સાથે ઉપરોક્ત સર્વ ભાવો ધીરે ધીરે નષ્ટ થવા લાગે છે. ઉપર જણાવેલા સર્વ ધાર્મિક ભાવો અને ક્રિયાઓમાં માત્ર દાંભિકતા અને ઢોંગજ નજરે પડવા લાગે છે. હૃદય ભક્તિ, માન, વિનય કે શ્રદ્ધા આદિ શુદ્ધ ભાવનાઓથી હીન થવા લાગે છે અને આખરે શુષ્ક નાસ્તિકતાપૂર્ણ ભાવો ધારણ કરવા લાગે છે. આખરે આવી રીતે પ્રેમ ભાવમાં અસંતુષ્ટ થયેલાં સ્ત્રી પુરુષો નીતિ અને ધર્મના ઉત્તમ માર્ગને ધિક્કારનારાં અને ધર્મને ઢોંગી અને પાખંડી પુરુષોનાં પેટ ભરવાના ઉપાય તરીકે માનવાવાળાં બની જાય છે.

## ૨૦. આશા અને નિરાશા આદિ ભાવોપર પ્રેમની અસર.

જગતમાં " આશા " એ જીવનમાં એક મુખ્ય ભાગ ભજવે છે. કારણ આશા એ સુખ અને નિરાશા એ દુઃખનું કારણ છે. આવી આશા અનેક પ્રકારની છે પણ યુવાન હૃદયોમાં પ્રથમ ઉદ્ભવ થતા વિશુદ્ધ પ્રેમ ભાવને પરિણામે સ્ફુરતિ, ઉત્કૃષ્ટ પ્રકારની પ્રેમ કલિઓની કોમળ પાંખડીઓનાં પ્રથમ અંકુરોથી વિશેષ કીમતિ, આ વિશ્વમાં બીજું શું હોઇ શકે ? "જો હું અમુક ધારેલી યુવતી સાથે મારો સ્નેહ સંબંધ બાંધવામાં સૌભાગ્યશાળી થાઉં તો તો મારું સ્વર્ગ આ સંસારમાંજ સમાયેલું છે એમ હું માનીશ ". આવી ભાવનાઓ અનેક યુવાન હૃદયોનાં સ્નેહીઓમાં કેટલી ગંભીર રીતે ઘર કરીને નિવાસ કરી રહે છે ? ધન, માલ, મિલકત, કીર્તિ કે આખી દુનીયાની બીજી કોઇ પણ વસ્તુની પ્રાપ્તિની આશા, યુવાવસ્થાના પ્રારંભમાં એટલો બધો પોતાનો દમ પ્રભાવ નથી દર્શાવી શકતી કે જેટલો પ્રશાન્ત પ્રેમીજન સાથે લગ્ન સંબંધથી સંયુક્ત થવાની પ્રબળ આશાથી ઉદ્ભવે છે. અનુભવી સ્ત્રી પુરુષો આ વિષયની અનેક રીતે ખાત્રી આપી શકે તેમ છે.

પણ વિશુદ્ધ પ્રેમ ભાવ અને લગ્ન સંબંધમાં નિરાશા થયા પછી, અન્ય વિષયોમાં ઉત્કર્ષની અભિલાષા કોણ રાખી શકે છે ? ગમે તેવા દુઃખ અને સંતાપના સમયમાં પણ પ્રેમભાવની પ્રબળ વૃત્તિ હમેશાં આશા અને આનંદજ આપે છે. જ્યારે ભોગ અને વૈભવની અગણિત સાધન સામગ્રી પણ, નિષ્પ્રેમતાને પરિણામે વિષમય થઇ જાય છે. ભર્તૃહરિએ રાજ્ય અને લક્ષ્મીનો ત્યાગ શા માટે કર્યો ? તેને ત્યાં કયા સુખની ખામી હતી કે તેને વૈરાગ્ય ધારણ કરવાની જરૂર જણાઇ ? દુઃખની પાછળ દુઃખની અનેક પરંપરાઓ ભલે ચાલુ રહ્યા કરે અને તેને પરિણામે ભલે બીજી બધી આશાઓ મરી જાય, તો તેમા કાંઇ હરકત કે ફિકર ચિંતા જેવું નથી સ્નેહીઓ એવી અન્ય આશાઓની પૂર્ણતા માટે કદી દરકાર કરતા નથી. પણ માત્ર " પ્રિયે, આપણો સ્નેહ નિરંતર પ્રદીપ્ત રહે અને આપણે એક બીજાને જીવન પર્યન્ત વિશુદ્ધ પ્રેમભાવથી ચાહી સુખ દુઃખમાં સર્વદા સાથેજ રહીએ " આવા ઉદ્ગારો ખરા સ્નેહીઓનાં હૃદયયુગલોમા હમેશાં રમી રહ્યાજ હોય છે. અને તેને પરિણામે ગમે તેવા દુઃખોનો પણ પ્રતિકાર કરી, પરસ્પરનાં પ્રેમાશ્રુઓથી પરમ આશ્વાસન મેળવે છે. પણ પ્રેમની અંદર નિરાશ થતાં-સર્વત્ર નિરાશાનાંજ દર્શન થવા લાગે છે એક વખતે પ્રેમની અંદર નિરાશ થયેલ એક અનુભવીએ ડૉ. ફાઉલર પાસે પોતાના હૃદયોદ્ગાર કાઢતા નીચે પ્રમાણે જણાવ્યું "આપે મારા અને મારી સ્ત્રી સાથના સ્નેહભાવના સંબંધમાં જે વર્ણન આપ્યું છે, તે અક્ષરસઃ સત્ય છે. દામ્પત્યસ્નેહના સ્વર્ગીય સુખાસ્વાદને અનુભવવાની ઉત્કૃષ્ટ લાલસાથી હું પરણ્યો. પણ માત્ર દરરોજ દિવસના સહવાસથી મને પ્રત્યક્ષ અનુભવ થયો કે અમારા બન્નેના સ્વભાવ અને ચારિત્ર્યમાં અનેક પ્રકારની વિષમતાઓ સમાયેલી હોવાથી પરસ્પરનો મેળ થવો તદ્દન અસંભવિત છે. આવું મને પ્રત્યક્ષ ભાન થયા બાદ, હું કોઇપણ કામને લાયક રહ્યો નથી. પરણ્યા પહેલાં મને મારું જીવન અનેક ઉત્કર્ષક ભાવોથી પૂર્ણ લાગતું હતું. પણ ત્યાર પછી તો કોઇ ગંભીર પ્રકારના શોકસાગરમાં હું ગ્રસ્ત થઇ ગયો છું. પહેલા મનુષ્ય સમાજમાં ઉત્તરોત્તર ઉત્તમ પદને પ્રાપ્ત કરવા માટે હું ઉત્સુક હતો. પણ પરણ્યા પછીના અનુભવ પછી તો હું હમેશાં અધો દશાને પ્રાપ્ત થતો જાઉં છું. પ્રથમ મારી બધી યોજનાઓ

મને હમેશાં ઉન્નત અને આનંદપૂર્ણ લાગતી હતી, પણ હવે તો મારી સર્વ અભિલાષાઓ અને યોજનાઓ તદ્દન નિરાશામાં પરિણત થયેલી દેખાય છે અને લગભગ ઉડી ગઇ જણાય છે. હવે તો કોઇ પણ પ્રકારનો પ્રયત્ન કરવાને પણ હૃદયમાં બળ, ઉત્સાહ કે ઇચ્છા બાકી રહી નથી. હું હવે સ્નેહી કે મિત્ર વર્ગના સમુદાયમાં હરવા ફરવા પણ જઇ શકતો નથી. કારણ જેમ હું મારૂં દુર્ભાગ્ય, ઢાંક કે ઢોળથી છુપાવી શકતો નથી. તેમ કોઇને સ્પષ્ટ રીતે ખુલ્લું કરવામાં પણ કાંઇ સાર જોતો નથી અને તેથી કોઇને કહી પણ શકતો નથી. તેમ રૂદન પણ કરી શકતો નથી. અગાઉ હું એક સારા સુંદર અને સર્વ પ્રકારે શણગારેલ, સર્વ યોગ્ય પ્રકારની સુખ સામગ્રી અને સગવડપૂર્ણ ગૃહ મંદીર માટે, હવાના મહેલો બાંધતો હતો. પણ હવે તો એક વિચિત્ર પ્રકારની મંદતા, ઉત્સાહહીનતા અને બિહિકી પૂર્ણરૂપે પ્રસરી રહેલી જોઉં છું. કોઇપણ કાર્ય ઉત્સાહપૂર્ણ હૃદયે કરવાનું મનજ થતું નથી. બધી પ્રવૃત્તિઓ જાણે કેમ મરીજ ગઇ હોય નહી, એમ લાગે છે. કંઇ ગુજરાન પુરતો ધંધો રોજગાર કરવાનું પણ મન થતું નથી અને કરવા માગતો પણ નથી. આશાની સાથે યશ, કીર્તિ અને ઉત્કર્ષની પણ બધી અભિલાષાઓ જડ મૂળથી નાશ પામી ઉડી ગઇ જણાય છે. પ્રથમ મને જે "આ ચીજ લઉં" કે પહેલી "આ ઘરમાં સારી લાગશે કે તે" એવા એવા અનેક વિચારો આવતા હતા તે પણ હવે ઠંડાગાર થઇ ગયા છે. બાળકોને યથાયોગ્ય રીતે ઉછેરવાની અને સાઇન્ટીફીક રીતે કેળવવાની જે પ્રથમ મારી ઉગ્ર ઇચ્છા હતી, તે હવે જ્યારે હું જોઉં છું કે મારી વર્તમાન હાલતમાં સુસંતાનને જન્મ આપવાનો કોઇ સંભવજ નથી અને સંતાનોત્પત્તિ અર્થે સંભોગ સુખમાં પણ ભયંકર પરિણામો નજરે દષ્ટિગોચર થાય છે, ત્યારે મને ત્રાસ છુટે છે. કામવાસના પણ તદ્દન શિથીલ થઇ જાય છે. દુર્ભાગ્યે આવા અધમ સંયોગોમાં, મારા અમુલ્ય જીવનના દશ વર્ષ તો હું વ્યતીત કરી ચુકયો છું. મારા ઉત્કૃષ્ટ સિદ્ધાન્તો તદ્દન ફરી ગયા છે. આવી અધમ સ્ત્રીદ્વારા સારી સંતતિની આશા તો ક્યાંથીજ રાખી શકાય ? તમે મારી સંતતિ હલકા પ્રકારની બતાવો છો તે ખરેખર સત્ય છે. કારણ આવાં કજોડાંમાં સારી સંતતિનો સંભવજ ક્યાંથી હોઇ શકે ? મેં મારી સ્ત્રીની અંદર યથાશક્તિ સદ્દગુણ, સત્કર્મ અને સદ્દજ્ઞાન દાખલ કરવાના અનેક પ્રયત્નો કર્યા, પણ તે બધા ફોકટ ગયા છે. મારી બધી આશાઓ તદ્દન ભગ્ન થઇ ગયેલ છે. મારી કુમતી આશાઓની નૌકા, દિન પ્રતિદિન શોકસાગરના અપાર જળમાં મગ્ન થઇ ગયેલ છે. મેં તેણીને સીશિક્ષણ વર્ગમાં જવાનું સુચવ્યું અને તેણીએ પ્રથમ ક્ષણે તો જ્યારે હા પાડી, ત્યારે બીજીજ ક્ષણે કંઇ કારણ બતાવી વાંધો કાઢયો અને બીજીજ વારમાં ચોખ્ખી ના પાડી. તમે મારામાં અજબ કાર્યશક્તિ, બુદ્ધિ, ધૈર્ય આદિ ગુણો હોવાનું દર્શાવો છો. હું કબુલ કરૂં છું કે તે સર્વગુણો મારામાં છે અને હશે. પણ હું શું કરૂ ? મારા હાથ બધી રીતે હેઠા પડયા છે. પ્રથમ તો મને જીવવાની પણ ઇચ્છા બની રહેતી, પણ હવે તો મોતનુંશરણ લેવાના દરરોજ વિચારો આવ્યા કરે છે. પણ કરૂં શું ? મારાં સગા સ્નેહીઓ અને સંબંધીવર્ગને અને મારી પ્રજાને અપકીર્તિ કે અપયશ લાગશે એવો કમબખ્ત વિચાર મારા મગજમાં ન આવતો હોત તો હું ક્યારનોએ પેલા હાથી જેવા મદમસ્ત સ્ટીમ એનજીન નીચે પડી, ચગદાઇ મરી જઇ, મારા જીવનનો અન્ત લાવવા ખુશીથી શરણે થયો હોત. ડાક્ટર સાહેબ, હવે મારો શો ઉપાય ? હું શું કરૂં ? સંસારમા પડયો રહું કે સાધુ થાઉં ? મરી જાઉં કે મોતની રાહ જોયા કરૂં ? શું કરૂં એ પણ યથાર્થ સુઝતું નથી."

ગરીબ બિચારા યુવાન ! ખરેખર તારી જીવન નૌકા કોઇપણ પ્રકારના સુકાન વિનાનીજ છે. અનન્ત આકાશમાં ઉડવા ઇચ્છનાર પણ પાંખહીન ગરૂડનાં જેવી તારી સ્થિતિ છે. તારૂં જીવન ખરેખર તારા કુંટુંબ નાત જાત કે દેશને માટે નહી તો પણ તારી પોતાની જાત માટે પણ ઉપયોગી નથી રહ્યું, એથી વધારે ખેદ કારક બીજું શું હોઇ શકે ? અનેક સ્ત્રી પુરૂષો લગભગ આવીજ દુ:ખદ હાલત સંસારમા ભોગવી રહ્યાં છે. અનેક સ્ત્રી પુરૂષોનાં દયામણા ફીક્કાં શોકગ્રસ્ત અને નિરાશાપૂર્ણ ચહેરાઓ અને મનોભાવો, અનેક વિધવા બ્હેનોનાં કૃશ સન્તાપદર્શિત અને દયાર્દ્ર તેમજ નિસ્તેજ ચક્ષુઓ, શારીરિક દુર્બળતાને દર્શાવનાર માંસપેશીઓની શિથીલતા, શુષ્ક અને અવનત થઇ ઢળી પડેલાં કુચ યુગલો અને મુખ પરના શિથીલ માંસના લોચાઓ, શું આવીજ પ્રેમશુષ્કતા અને ખિન્નતા પૂર્ણ અત્યંત દુ:ખદ દશાનું સ્પષ્ટ દર્શન નથી કરાવતા ? પુરૂષો કરતાં સ્ત્રીઓ પ્રેમપાશમાં મળતી નિરાશાને પરિણામે અનેકગણું વધારે દુ:ખો સહન કરતી જોવામાં આવે છે. તેઓના નવ યૌવનના મધુર બાગમાં, મધુર અને રમ્ય પ્રેમભાવોથી નવ પલ્લવિત થતા સ્નેહાંકુરોને હેની પ્રથમ વરસાદજ જ્યાં

પ્રેમ શૂન્યતા, અને નિરાશાની હીમ વર્ષાથી તદન બાળી, શુષ્ક, નિસ્તેજ અને પરાસ્ત કરવામાં આવે છે, આ સમગ્ર જીવન તદન નિર્માલ્ય અને નિરુત્સાહિત થઇ જાય છે વસંત ઋતુના નવપલ્લવિત કુસુમ સમાન તેઓની સુંદર અને મધુર દેહલતા પાનખર ઋતુના વૃક્ષ પર્ણની માફક શુષ્કતાને ધારણ કરી પ્રેમમાં મળેલી નિરાશાને પરિણામે અકાળે ખરી પડે છે પ્રેમ ભાવમાં મળતી નિરાશાનુ આ શુ ઓછુ ભયંકર પરિણામ છે? પુરૂષો પોતાના ધંધારોજગારની ધમાલમાં આવી રીતે આવી પડેલ, દુખોને ઘડીભર વીસરી જઇ પણ શકે છે જો ઘરમાં સ્ત્રી તરફનુ સમ્પૂર્ણ સુખ હોય તો પુરૂષો ગમે ધંધા પર ધ્યાન આપવાનું તેમજ અન્ય ક્લબ કે મિત્ર મંડળના પ્રતિદિનના મેળાવડાઓમાં જવા આવવામાં બહુજ ઓછો સમય વ્યતીત કરે છે પણ જો તેઓ સંતોષ ઘર કે સ્ત્રી તરફથી મળવાનું સ્થાનજ ન હોય અને ધંધારોજગારમાં પણ મન પૂર્ણ રીતે ન ચોંટી શકતુ હોય તો પછી અન્ય કોઇ પણ પ્રકારના અધમ માર્ગોમાં પ્રવૃત્તિ કરવાનું પણ સુઝી આવે છે આવા પુરૂષો સ્વભાવે કઠોર ક્રોધી, નિસ્તેજ, હઠીલા, સ્વાર્થી, દંભી, લાજ-શરમહીન તેમજ દારૂડીયા અને વ્યસની તથા વ્યભિચારી સ્વભાવના પણ બની જાય છે તેજ પ્રમાણે કેટલીક સ્ત્રીઓ પણ યુવાવસ્થાના મદનના મદને લીધે, દામ્પત્ય સ્નેહ-હીન, નિષ્ઠુર, નિષ્પ્રેમ અને નિરુત્સાહિ બની નિર્ભાગી બને છે. આવા અનેક પ્રસંગો, આશા અને નિરાશા ઉપર પ્રેમ ભાવની ઇષ્ટાનિષ્ટ અસરને લીધે થાય છે

## ૨૧. આત્મનિષ્ઠા અથવા સત્ય અને ન્યાયનિષ્ઠા આદિ ભાવોપર પ્રેમનો પ્રભાવ.

મનુષ્ય સ્વભાવની આ વૃત્તિ ઉપર પણ પ્રેમનો કાંઇ ઓછો પ્રભાવ નથી પૂર્ણ વિશુદ્ધ પ્રેમભાવ યુક્ત સ્ત્રી પુરૂષો, પોતાના સ્નેહીને કદીપણ છેતરવા કે ઉંધે રસ્તે દોરવા પ્રયત્ન કરતા નથી. પોતાના આત્મા કે અન્તઃકરણ વિરૂધ ભાવો પણ દર્શાવવાના કદીપણ પ્રયત્નો કરી શકતા નથી એમ તે દશામાં કે સમયમાં પણ હમેશા પૂર્ણ રીતે તેઓ પરસ્પર એક બીજા પાસે વિશુદ્ધ ભાવે હૃદય ખોલ્યા વિના રહી શકતાજ નથી પણ પ્રેમની ન્યૂનતા અથવા મંદતાને લીધે, સર્વ પ્રકારની છલતા, દાંભિકતા, અધમતા દ્વેષભાવ, કપટ, કુચાલ, કે કુટિલતા આદિ આત્મનિષ્ઠા વિરૂધ ભાવો જન્મ પામે છે અને ધીરે ધીરે અનેક પ્રકારનો અસદ્ વ્યવહાર શરૂ થવા લાગે છે

જો દુનિયામાં ખરેખર સ્નેહલગ્ન કે વિશુદ્ધ પ્રેમભાવ દ્વારા બંધાયા પછી લગ્નસબંધો યોજવામાં આવતા હોય, તો પછી જેલખાનાઓ, જેવરો, જ્યુરી, ન્યાયાધિશો, ન્યાયાલયો અને પોલીસ કેર્ટો તથા ગુન્હા શોધક ગુપ્ત ખાતાઓ અને તેઓના નિભાવ પાછળ કરવામાં આવતા અનેક ખર્ચોની ઘણે ભાગે જરૂરીયાતજ ઓછી થઇ જાય કારણુ પવિત્ર પ્રેમભાવથી શરૂ થતા ગૃહસ્થાશ્રમના નિભાવ માટે એવા કોઇપણ પ્રકારના પાપાચરણો કે દુષ્ટ કર્મો કરવાના કારણોજ ઓછા થઇ જાય પણ અજ્ઞાનવશાત પ્રેમ અને સત્યનો યથાર્થ મહિમા જન સમૂહના સમજવામાં યથાવત્ આવેલ નથી અને તેને લીધે ગૃહસ્થાશ્રમના અનેકવિધ વ્યવહારોમાં બધે અસત્ય દંભ અને કુટિલતા આદિ ભાવો દ્રષ્ટિગોચર થાય છે પણ વિશુદ્ધ પ્રેમભાવ, હમેશા સ્ત્રી પુરૂષ બન્નેને ઉચ્ચ પ્રકારની આત્મનિષ્ઠા, સત્યપરાયણતા અને ન્યાયનિષ્ઠા તરફ પ્રેરે છે મનુષ્યને હમેશાં સત્ય માર્ગેજ દોરે છે પુત્ર પૌત્રાદિક કુટુંબ જાતિ અને દેશના લોકોમાં નીતિ અને ધર્મ સબંધી ઉચ્ચ ભાવનાઓ અને પ્રબળ આત્મનિષ્ઠાના ભાવો પ્રેરવામાં, સ્ત્રી અને પુરૂષો વચ્ચેનો વિશુદ્ધ પ્રેમ ભાવ, એજ ખરૂં જોતા મૂળ કારણભૂત છે. પણ એજ પ્રેમભાવ જ્યારે નાશ પામે છે ત્યારે આત્મનિષ્ઠા આદિ ઉન્નત ભાવો પણ ધીમેધીમે શિથિલ થવા લાગે છે અને મનુષ્યનુ જીવન આખરે અન્તઃકરણના અવાજથી વિરૂદ્ધ પ્રકારનુ વર્તન કરવાવાળુ, આત્મઘાતિ અને અસત્ય પરાયણ બને છે. આટલા માટે પ્રબળ આત્મનિષ્ઠાની વૃદ્ધિ અર્થે પ્રબળ પ્રેમભાવને જાળવી રાખવાની સમ્પૂર્ણ જરૂર છે એ સ્પષ્ટ છે

## ૨૨ દયા—કરૂણા, સહાનુભૂતિ અને પરોપકાર આદિ ભાવો પર પ્રેમનો પ્રભાવ.

માનવ હૃદયના અનેક ઉચ્ચ અને ધાર્મિક ભાવોમાંની આ 'દયા'એ એક પ્રબળ વૃત્તિ છે કરૂણા, અનુકમ્પા, સહાનુભૂતિ, પરોપકાર આદિ સર્વ ભાવો આ એકજ વૃત્તિના અનેક સ્વરૂપોજ છે. નિષ્ઠુરતા, નિષ્કરૂણા,

નિર્દયતા, કર્કશતા, પિશુનતા, આદિ ભાવો એ "દયા"ની વૃત્તિના અભાવ સાથે ક્રોધ, શૌર્ય અને દ્વેષ આદિ વૃત્તિઓના મિથ્યા યોગયુક્ત મિશ્ર ભાવો છે.

ઉપર જણાવેલાં દયા અને તેનાં અન્ય જુદાં જુદાં સ્વરૂપો પ્રેમ ભાવની પ્રબળ અસરથી જેટલા પ્રમાણમાં પ્રદીપ્ત થઇ પ્રવર્તે છે તેટલાં બીજા કોઇપણ પ્રસંગે ભાગ્યેજ પ્રદીપ્ત થતા જોવામાં આવે છે. પ્રેમ અને દયાનો જ્યાં મિશ્ર ભાવ થયો ત્યાં પછી તન, મન, ધન અને પ્રાણ આદિ અર્પણ રૂપ સર્વમેધસ્ યજ્ઞ શરૂ થયોજ સમજવો. આત્મભોગ, આત્મસુખ અને સર્વ પ્રકારની આત્મીય સગવડોનું બલિદાન આપી, જીવનને પરાર્થે અર્પણ કરાવનાર પ્રેમની એ પરાકાષ્ઠા છે. સ્નેહી, સ્વામી, બાળક, કુટુમ્બિજન કે સંબંધી વર્ગની વિપત્તિનાં પ્રસંગોમાં કે દુઃખ દર્દ આદિ આફતો વખતે સહાયભૂત થનાર, તેઓનાં દુઃખે દુઃખી બનાવી રૂદન કરાવનાર તેમજ તેઓનાં દુઃખો ઓછાં કરવા માટે પ્રયત્નશીલ બનાવનાર, પ્રેમ અને દયાના મીશ્રભાવ જેવું દીવ્ય રસાયન, વિશ્વમાં બીજું શું છે? " स्निग्धजन संविभक्तं हि दुःखं सह्यवेदनं भवति " કવિનું આ વાક્ય તદ્દન યથાર્થ છેઃ દુનીયામાં પ્રેમ અને દયાના સંયુક્ત કાર્યથીજ અનેક પ્રકારનાં અનાથાલયો, વિધવાઆશ્રમો, હોસ્પીટલ્સોરો, ગુનાવડખાતાંઓ, સ્કુલો, કોલેજો, વિદ્યાર્થિજનનિવાસાલયો ( Boarding Houses ) સદાવ્રતો, ધર્મશાળાઓ, સાધુ સન્યાસીઓનાં આશ્રમો અને મઠો રૂપ અનેક ધાર્મિક સાંમારિક સંસ્થાઓ તેમજ સોસાઇટીઓ ને રાજ્ય બંધારણો વિગેરેની પ્રવૃત્તિઓ થયેલી છે. માનવસમાજ પ્રત્યેનો ઉંડો પ્રેમભાવ, અને વિશુદ્ધ ભવ્ય તથા વિશ્વવ્યાપક કરૂણા અથવા પરોપકારની પાવન વૃત્તિથી ઉદ્ભવ થયેલા એ બધો માનવ વૃત્તિઓના સંતોષને આભારીજ થયેલો નિર્મળ વિસ્તાર છે. પણ જ્યાં એવો વિશાળ પ્રેમ ભાવ તેમજ દયા મિશ્ર રૂપે વિરાજતાં નથી, જ્યાં કરૂણા અને સહાનુભુતિનો તદ્દન અભાવજ હોય છે, જ્યાં હૃદયો પરસ્પર પ્રેમ ભાવના પાવન પ્રભાવથી પાવન થયેલાં હોતાં નથી ત્યાં મારશીયલ લૉ, બોમ્બ, ગોળીબાર રાયમકાર ( defence act ) અને જળ સ્થળ તથા અન્તરિક્ષ આદિમાંથી પણ પ્રલયમય વિગ્રહના પ્રહારો સતત પડયા કરે એ તદ્દન દેખીતુંજ છે. આવા સંયોગોમાં સ્વાર્થ અને આત્મ સગવડ તથા આત્મસુખોપરજ ધ્યાન આપવામાં આવે છે ત્યાં પરોપકાર કે પરાર્થે સ્વાર્થત્યાગરૂપ આત્મયજ્ઞની વાતો કરવી એ માત્ર મિથ્યા બકવાદ રૂપજ જણાય છે જે સિદ્ધાંત સમષ્ટિ સ્વરૂપને લાગુ પાડી શકાય છે. તે જ સિદ્ધાંત વ્યક્તિના જીવનમાં પણ યથાવત્ લાગુ પડે છે. જ્યાં જ્યાં પ્રેમ, દયા અને સૌજન્યનાં ભાવોથી માનવ હૃદયો સંયુક્ત થયેલાં હોય છે, ત્યાં ત્યાં સર્વત્ર મૃદુતા, કોમળતા, સભ્યતા, સહાનુભૂતિ, આર્દ્રતા, ક્ષમા સહનશીલતા, સ્વાર્થત્યાગ, આદિ ઉત્તમ ભાવોની હમેશાં પરસ્પર પ્રવૃત્તિ થતી પ્રત્યક્ષ જોવામાં આવે છે પણ જ્યાં પ્રેમ કે દયા બેમાંથી એક પણ ભાવ યોગ્ય પ્રમાણમાં હોતો નથી ત્યાં બધું વર્તન કર્કશતા, અસભ્યતા અસહનશીલતા અને ક્રોધ તથા આપ મતલબથી ભરેલું પ્રતિક્ષણ જોવામાં આવે છે અનેક સ્ત્રી અને પુરૂષોનાં જીવન પ્રેમ ભાવમાં અસંતુષ્ટ થતાં, કર્કશ, કંકાસયુક્ત ક્રોધયુક્ત અને ક્લેશપૂર્ણ થયેલાં આપણે જોઇએ છીએ. એટલુંજ નહીં પણ આવી સ્થિતિવાળા સ્ત્રી પુરૂષોના મુખ મુદ્રા પરના ભાવો પણ, તેટલાજ કઠોર, કર્કશ, અને કટુતાપૂર્ણ બની જાય છે. તેઓના આન્તરીય કર્કશ ભાવોની સ્થાયી છાપ તેઓનાં મુખારવિંદ પર યથાવત્ પડી રહે છે, જે બારીક અવલોકન કરનારની નજરમાં શીઘ્ર પ્રત્યક્ષ થાય છે. પ્રેમ અને દયાનો પરસ્પર આવો બધો ઘનિષ્ઠ સંબંધ છે. આ શું પ્રેમનો, દયાની ઉપર ઓછો પ્રભાવ છે? ટુંકામાં મનુષ્ય સ્વભાવની સર્વ નૈતિક અને ધાર્મિક લાગણીઓને પ્રદીપ્ત કરવામાં અથવા બુઝી કરી શાન્ત પાડવામાં પ્રેમ ભાવ અજબ રીતે કાર્ય કરી રહેલ છે. એ પ્રેમ ભાવની યથાવત્ સન્તુષ્ટિ વડે, માનવ સમાજમાં સર્વત્ર સુખ શાન્તિ, ઐક્ય અને આનંદ આદિની પ્રવૃત્તિ થાય છે. જ્યારે તેની અસંતુષ્ટ કે મંદ દશામાં ઉપરોક્ત સર્વ ભાવોની ન્યૂનતા અને ક્ષતિ જોવામાં આવે છે. આટલા માટે પ્રેમ ભાવની યથાવત્ સન્તુષ્ટિ ખાતર, માનવ સમાજની સર્વ શુભ પ્રવૃત્તિઓનો જ્ઞાન યુક્તિપૂર્વક આરંભ કરવાની કેટલી બધી મહાન આવશ્યકતા છે, તે સહજ આપણા સમજવામાં આવી શકશે.

# પ્રાવિણ્ય પ્રદાયક શક્તિઓના સમૂહપર પ્રેમનો પ્રભાવ.

મનુષ્ય સ્વભાવની આ સમૂહની શક્તિઓ ઉપર પણ પ્રેમભાવની અત્યન્ત આશ્ચર્યજનક અસર થાય છે. આ શક્તિઓના સમૂહની અંદર દ્વિતીય પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે, કળાકૌશલ્ય, સૌન્દર્યપ્રેમ, ઔદાર્યભાવ, અનુકરણ, અને હાસ્ય આદિ પાંચ વૃત્તિઓનો સમાવેશ થાય છે તાલ અને સંગીત આદિ શક્તિઓનો સમાવેશ આ સમૂહની અંદર થઇ શકે તેમ છે, છતાં એ બન્ને વૃત્તિઓનાં સ્થાન—અગ્ર કપાળ નાચેનાં અગ્રલોબમાં આવેલાં હોવાથી તેઓની ગણના સાહિત્ય શક્તિઓમાં કરવામા આવેલ છે. ઉપર જણાવેલ પ્રાવિણ્ય પ્રદાયક સમૂહની પ્રત્યેક શક્તિના ઉપર-પ્રેમભાવની વિવિધ સ્વરૂપે અનેક રીતે અસર થાય છે જેનું ક્રમવાર વર્ણન અત્રે આપવામાં આવે છે.

## ૨૩ કળાકૌશલ્ય અથવા યોજના શક્તિપર પ્રેમનો પ્રભાવ.

મનુષ્ય સ્વભાવની આ કળાકૌશલ્યની વૃત્તિ, જેને યોજના શક્તિ પણ કહેવામાં આવે છે, તેને પ્રદિપ્ત કરવામા પણ પ્રેમભાવનો પ્રભાવ અજબ કાર્ય કરે છે આપણે જાણીએ છીએ કે પ્રેમભાવથી સંયુક્ત થયેલા પક્ષીઓ સાથે મળીને પોતાની ભાવી પ્રજાના સંરક્ષણ અને સુખને ખાતર માળાઓ બાંધવા લાગે છે પ્રેમભાવની પ્રબળ ગ્રન્થીથી સંયુક્ત થયા વિના શું તેઓ એટલા બધા ડહાપણ, ચતુરાઇ અને પારસ્પરની સહાનુભૂતિ યુક્ત યોજના-શક્તિના કાર્યો કદી પણ કરી શકે ખરા કે ? વાંઢા અને વિધવાઓના ઘર તપાસો અને તમને માલુમ પડશે કે તેઓનાં ઘરમા કોઇપણ જાતની વ્યવસ્થા, કળાકૌશલ્યયુક્ત સુંદર યોજના કે એવા કોઇપણ પ્રકારની શોભા સૌન્દર્ય કાંઇપણ જોવામા આવશે નહીં "ભાઇ વાંઢાના તે કાંઇ ઘર હોય" એ કહેવત આપણામા ખુબ રૂઢ થઇ ગઇ છે. કારણ, વગર પરણેલા સ્ત્રી પુરૂષો, ઘરબારની લાગણી વિનાના બની, ગમે તે દેશ પરદેશ કે સ્થળમાં યથેચ્છ વિચરવાના સ્વભાવવાળા થઇ જાય છે. કારણ, તેઓને ઘરની, ભોજનની કે વ્યવસ્થાની કોઇપણ જાતની ચિંતા તો હોતીજ નથી. પણ જે સ્ત્રી પુરૂષોના યુગ્મો, પ્રેમભાવના પ્રથમ પ્રભાવથી પ્રેરાઇ લગ્ન સંબંધથી સંયુક્ત થાય છે, તેઓના દિલમાં પોતાના ઘર માટે પ્રબળ લાગણીઓ ઉદય પામે છે તેઓ પોતાના ઘરને યથાશક્તિ શણગારી, મહાઇટવૉશ કરી અથવા રંગ રોગાન, પડદા, સુવા બેસવાના તેમજ પાથરવાનાં ગાદી, તકીયા, બીછાના, અને પલંગો આદિ અનેક સાધનો સહિત સમગ્ર ઘરને સુંદર, સુઘડ અને સુવ્યવસ્થિત તથા મનોનુકુલ સર્વ જાતની સગવડો અને જરૂરીયાતોને પુરા પાડી અનુકુલ થાય તેવું બનાવવા પ્રયત્નો કરવા લાગે છે. ઘરની ચીજ વસ્તુ સરસામાન આદિની ઉત્તમ પ્રસંદગી કરવામા પણ તેઓ બહુજ ધ્યાન આપવા લાગે છે, રસોડું, બાથરૂમ, ડ્રૉઇંગરૂમ, પાણીયારા અને શૃંગારગૃહ આદિ અનેક વિષયોની અનુકુળ અને ઉત્તમ યોજના તથા સગવડ માટે બન્ને સાથે મળી, પ્રેમપૂર્વક પ્રયત્નો કરવા લાગે છે સાધન અને સામગ્રી અનુકુળ હોય તો બન્ને સાથે મળી પોતપોતાના વિચાર અનુસાર નવીન ઇમારતો કે વાડી બગીચા આદિની યોજનાઓ કરવા લાગે છે, આ બધો પ્રતાપ માત્ર પ્રેમના આશ્ચર્યકારક સંચારનો છે, એમા કોનાથી ના કહી શકાય તેમ છે ? મનુષ્યની યોજના શક્તિને સુધારવામાં કે પ્રદીપ્ત કરવામા પ્રેમભાવ એથી પણ અનેક રીતે આગળ વધે છે. ઘરની અંદરના રાચરચિલાં, અભેરાઇઓ, દસ્તાઓ વિગેરેની ગોઠવણ કરવામા પણ તેઓ એટલાં બધાં કુશળ બની જાય છે કે આપણે સ્વપ્ને પણ ધાર્યું ન હોય તેવા ભાવોનો સંચાર થયેલો પ્રત્યક્ષ માલુમ પડે છે. વસ્ત્ર હાવભાવ, કપડાની પસંદગી, શીલાઇ, રંગ તેની ઉપરની ફેશન આદિની યોજના આદિ અનેક નાની મોટી બાબતો પર પણ, આવી રીતે પ્રેમભાવથી સંયુક્ત થયેલાં સ્ત્રી પુરૂષો, બહુજ ધ્યાન આપવા લાગે છે. પહેરવા ઓઢવાના વસ્ત્રોના રંગો પણ અવારનવાર બદલતા નજરે જોવામાં આવે છે અને પરિણામે અનેક પ્રકારની નવિનતા ભર્યાં સુંદર ભાવો તેઓનાં વર્તનમાં દ્રષ્ટિગોચર થવા લાગે છે.

પણ પ્રેમ ભાવમાં નિરાશાનું દર્શન થતાં કે પ્રેમ પાત્રમાં નિરાશાના કારણો ઉપસ્થિત થતાં ઉપરોક્ત કોઇપણ પ્રકારના કાર્યો કરવા તરફ મન ચોંટતું નથી સર્વ આરંભો ભગ્ન આશાયુક્ત થઇ જાય છે. ઉત્સાહ

થઇ જવાય છે કલ્પના કરવાનું કે સમુદ્રમાં સુકવાનું ગોઠવવાનું કે પહેરવા ઓઢવાનું પણ મન થતું નથી બધો શોખ પડી જાગે છે હાથ પગ કે મનનો વેગ પણ તેવા કાર્યો કરવા માટે મંદ થઇ જાય છે સિવવા, ભરવા ગુંથવા કે ચિત્રકામ કરવા વિગેરેના સર્વ પ્રયાસો શિથિલ થવા લાગે છે જ્યારે પ્રેમભાવની પ્રદીપ્તિદ્વારા ઉપરોક્ત સર્વ ભાવો પણ યથાવત પ્રદીપ્ત થઇ અનેક પ્રકારના આનંદોની યોજના માટે તત્પર બનાવે છે. આ શું પ્રેમભાવનો યોજના શક્તિપર ઓછો પ્રભાવ છે ? ભેગીજન માત્ર ( sentimental ) લાગણીઓની પ્રબળતાવાળા હોય છે અને તેવી લાગણીઓ હમેશા તીવ્રતર બની રહે એટલા માટે તેને આધીન બની અનેક પ્રકારની યોજનાઓ પાછળ હમેશા મંડયા રહે છે આ બધો પ્રદીપ્ત પ્રેમ ભાવનો પ્રતાપ છે પણ જ્યા પ્રેમભાવમા નિરાશા મળે છે ત્યાં બધી યોજનાઓ અને કળાઓની વૃત્તિઓ તદન શાન્ત થઇ જાય છે.

## ૨૪-૨૫. સૌંદર્ય પ્રેમ તથા ઔદાર્ય આદિ ભાવો પર પ્રેમનો પ્રભાવ.

કળા કૌશલ્યની વૃત્તિની માફકજ સૌન્દર્યપ્રેમ તથા ઔદાર્યભાવ કે જેની અંદર ભવ્ય કલ્પના શક્તિ અને કાવ્ય શક્તિનો પણ સમાવેશ થાય છે, તે બન્ને શક્તિઓની ઉપર પણ પ્રેમભાવનો અજબ પ્રભાવ પડે છે. સ્નેહ અને સૌન્દર્યનો તો અતિ નિકટ સંબંધ છે હમેશા સૌન્દર્ય તરફ સ્નેહનું વલણ છે અને સ્નેહના ભાવોથી સૌન્દર્યની ખીલવણી પણ કોઇ અજબ પ્રકારે થાય છે એ આપણા સૌના પ્રત્યક્ષ અનુભવની વાત છે સ્નેહીઓ માત્ર સ્નેહ અને સૌન્દર્યના પરમ ઉદાર ઉદ્ગારોથી હમેશા ભરેલા હોય છે એટલુંજ નહી પણ તેઓના સ્નેહ ભાષા, હમેશા પ્રેમના પવિત્ર ગીતો, કવિતાઓ, લેખો અને ગાનાથી પ્રતિક્ષણ ભરેલાજ રહે છે મનુષ્ય હૃદયમાં પ્રેમભાવનો ઉદ્ભવ થવાની સાથે, કાવ્ય કવિતા અને સંગીત આદિ ભાવો તરફ મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ થાય છે સંગીત અને કવિતા, એતો પ્રેમની સ્વાભાવિક ભાષા છે યુવાવસ્થાની પ્રથમ દશામા પ્રેમનો સંચાર થવા સાથેજ પ્રેમી યુવકયુવતી અનેક પ્રકારની મધુર કવિતાઓ અને સંગીતના આલાપો લલકારવા લાગે છે "લાગી લગન મુને ત્હારી એ લગના લાગી લગન મુને ત્હારી આવી આવી અનેક પ્રકારની લગનોની ધુનના કલ્પના મય ઘોડાઓ પર સ્વાર થઇ, પ્રેમી સ્ત્રીપુરૂષો પોતપોતાના પ્રેમભાવોના પ્રવાહોને અનેક રીતે પ્રાસુવાયુના વાતાવરણમા પ્રસારવા લાગે છે નહિ કેમ પોતના દુરના સ્નેહી સાથે માનસિક આન્દોલનો ( ટેલીપથી ) દ્વારા પ્રેમના સંદેશાઓ ચલાવતા હોય નહિ એમ જણાય છે દયારામ કલાપી, ટેનીસન, બાયરન શેલી આદિના પ્રેમકાવ્યોની બધી પ્રવૃત્તિઓ થવાનું કારણ તેઓના આત્માની અંદર પ્રદીપ્ત થયેલા-પ્રેમભાવોજ હતા એમ તેઓના જીવનચરિત્રો વાચવાથી આપણને સ્પષ્ટ વિદિત થાય છે પણ એજ પ્રેમભાવમા નિરાશાને જન્મ મળતા તેજ મધુર ગીતો અને સુંદર આલાપો ઔદાસ્ય અને નિરાશાના રૂપમા ફેરવાઇ જાય છે અને તેવાજ ઔદાસ્ય ભાવપૂર્ણ અથવા નિરાશાયુક્ત ઉદ્ગારોથી ભરેલા ગીતોની સ્વાભાવિક રીતેજ પ્રવૃત્તિ થવા લાગે છે જ્યારે પ્રેમભાવની પ્રબળ અસરથી પ્રેરાયેલા સ્નેહીઓના યુગ્મો, રૂપેરી રંગથી વહેતા નિર્મળ ઝરાઓના ગાન સાભળવાનું મંદમંદ વહેતી નદીઓના મધુર ખડખડાટ કરતા વહનો જોવાનું, શીતળ છાયાવાળા પ્રદેશોમા એકાન્તે બેસી મધુર અને મંદ ગોષ્ઠિ કરવાનું અને શશી સમાન મુખચન્દ્રોનું પરસ્પર મનન, અવલોકન, દર્શન, સ્પર્શન, ચુંબન તથા આલિંગન આદિ કરવાનુ, તેમજ મધુર સુંદર સુગંધી રંગોરંગી પુષ્પો ચુટવાનું અથવા તેવા પુષ્પોની પ્રેમમાળાઓ ગુંથી, પ્રેમીઓના કંઠ હસ્ત કે શિર અને અંબોડા આદિ સ્થાનોમા આરોપવાનુ, તેમજ સુંદર અને રમ્ય વન વાટિકા કે બાગ બગીચા આદિ સ્થળોમા સાથે ફરવા ફરવાનું અથવા ગંભીર અને ભવ્ય પહાડો, ગુફાઓ, કંદરો, ખીણો કે સુંદર શહેરોમાં સાથે વિચરવાનું બહુજ આનંદપૂર્વક પસંદ કરે છે અસ્તોદય થતા સન્ધ્યાસમયના સૂર્યના સુંદર દેખાવો, રાત્રીની પ્રથમ શરૂઆતમાજ અનંત આકાશમાથી એક પછી એક દૃષ્ટિગોચર થતા જતા તારામંડળના ભવ્ય યુથો-અને મહોપગ્રહના સુંદર અને ભવ્ય દેખાવો, નિહારિકાના રમ્ય અને મહાન દેખાવો આદિથી પોતાની કલ્પનાઓને પરમપાવન, મહાન, ભવ્ય અને ઉદાત્ત બનાવી કલ્પનાના અતિ રમ્ય પ્રદેશોમા યથેચ્છા વિચરવાનું પ્રેમીયુગ્મો સ્વાભાવિક રીતેજ પસંદ કરે છે દુનીયાની અંદર લખાયેલ કે ચિત્રાયેલ, સર્વ પ્રકારના ઉચ્ચપ્રતિના નોવેલો કાવ્યો અને રમ્ય ચિત્રો તથા પેઇન્ટીંગ આદિના સર્વે

મધુર કૃત્યો પછી તે ગમે તે દેશ, કાળ કે સ્થિતિના હોય, પણ તે બધાં આપણને જરા ઉંડો વિચાર કરતાં પ્રેમભાવના-પ્રબળ પ્રભાવથી પ્રેરાયેલ ભવ્ય કલ્પના શક્તિબીજ પ્રાદુર્ભૂત થયેલાં પ્રત્યક્ષ જણાય છે. સમગ્ર સૌન્દર્ય અને ઔદાર્ય તથા કલાકૌશલ્યના અનંત ભાવપૂર્ણ મહાનવિશ્વના સર્વ પ્રદેશોમાં, ઇશ્વરીય અનંત ભાવોનાં અગાધ ઉદધીને અનુભવી, પ્રેમીઓ પોતાના પરસ્પરના-પ્રેમભાવોને અનેક રીતે, પવિત્ર, પુનીત અને પ્રફુલ્લિત કરી પુષ્ટ કરે છે. આવી રીતે સૌન્દર્ય અને ઔદાર્ય આદિ ભાવોપૂર્ણ મહાન કલ્પનાઓ દ્વારા, તેઓમાં પ્રભુ પ્રત્યે ઉત્કૃષ્ટ પ્રકારનો ભક્તિભાવ અનેક રીતે જન્મ પામે છે. ઇશ્વરની સૃષ્ટિની અંદર સર્વત્ર વ્યાપી રહેલ પશુ, પક્ષી, વૃક્ષ વનસ્પતિ, પુષ્પ છોડો, લતાઓ, પહાડો, પર્વતો, નદીઓ, સુંદર અને રમ્ય બાગો અને એવા એવા અનેક કુદરતી ભવ્ય અને સૌન્દર્ય પૂર્ણ દૃશ્યોની ઉન્નત ભાવનાઓથી, તેઓના હૃદયકમળો વિકસિત થતાં, પ્રેમી હૃદયોમાં જે ઉત્કૃષ્ટ પરમ ઉદાર અને દિવ્ય પ્રકારની પ્રેમભાવનાઓ ઉત્તરોત્તર ઉદ્દભવ પામી, પ્રદીપ્ત થઇ, અનેક ગુણ આનંદ તુષ્ટિ અને પુષ્ટિ આદિ પરસ્પરને અર્પે છે તેવી બીજા કોઇપણ દ્રવ્યથી કે ઉપાયથી ભાગ્યેજ મળી શકે તેમ છે.

યુવાવસ્થામાં જ્યારે કામદેવના પ્રથમ પ્રભાવયુક્ત કિરણોનો સૌથી પ્રથમજ સંચાર, યુવા કુમારો અને કુમારીઓની અંદર થાય છે ત્યારે તેઓની અંદર પ્રેમ શૌર્ય સૌન્દર્ય તથા માધુર્ય અને ઔદાર્ય આદિ ભાવોનો પણ ધીરે ધીરે સ્પષ્ટ સંચાર થવા લાગે છે, જે આપણને અનેક રીતે પ્રત્યક્ષ થાય છે. એક ગામડીયો બેકદર યુવા કુમાર, પોતાની બાલ્યાવસ્થાને ત્યજી જેવો યુવાવસ્થાના પ્રથમ પાદમાં પ્રવેશ કરે છે, અને જ્યારે કોઇ યુવા કુમારી તરફનાં મધુર અને સ્નેહભર્યાં પ્રથમ આકર્ષણોથી સ્વાભાવિક રીતે પણ અવિદિતપણે આકર્ષાવા લાગે છે અને તેવીજ રીતે પહેલી યુવા કન્યા પણ જ્યારે પ્રેમભાવનો પ્રથમજ સંચાર થતાં પરસ્પરનું આકર્ષણ અનુભવવા લાગે છે, ત્યારે તેઓ બન્નેનું પરસ્પરનું વર્તન, વાતચિત, હાવભાવ વિગેરે બાલ્યાવસ્થાના અનેક ભાવોથી વિનિર્મુક્ત થઇ, અનેક પ્રકારનાં સૌન્દર્ય અને માધુર્યપૂર્ણ યુવાવસ્થાના પ્રેમપૂર્ણ ભાવોને સહસા ધારણ કરવા લાગે છે. તેઓનાં બાલ્યાવસ્થાના નેત્રો હજી ચપળતાયુક્ત હોય છે, છતાં તેઓની દૃષ્ટિ રાગપૂર્ણ દૃષ્ટિ-ગોચર થવા લાગે છે. કવિશ્રીએ એક સ્થળે કાદંબરીમાં કહ્યું છે કે " अनुज्झितधवलतामपि सरागैव भवति यूनां दृष्टिः " એ તદન યથાર્થજ છે. કુમારોની માફક કુમારીઓની અંદર પણ અનેક સૌન્દર્ય યુક્ત ભાવોપૂર્ણ ફેરફારો થવા લાગે છે. યૌવનનો સંચાર થવાની સાથે તેઓની મુખમુદ્રાપરના ગાલ ઓષ્ઠ અને નયન આદિ સ્થાનોની ભાંસગ્રંથીઓ, માંસલ અને રસપૂર્ણ થઇ ભરાવા લાગે છે. તેઓની ગ્રીવા અને ચિબુક, માંસલ બનવા ઉપરાંત નમુનેદાર ગોળ આકૃતિને ધારણ કરે છે. સ્તન અને છાતીનો પ્રદેશ પ્રફુલ્લિત થવા લાગે છે અને કટિ પ્રદેશ પાતળો થવા લાગે છે. જ્યારે નિતંબ અને સાથળના પ્રદેશો પુષ્ટતાને ધારણ કરી વધારે પુષ્ટ થવા લાગે છે. હાથપગનાં આંગળાં, કોણી અને ખભા આદિ સ્થાનોનાં અસ્થિઓ અને તેઓની આસપાસના ભુજાઓની માંસ પેશીઓ સર્વત્ર ભરાવા લાગે છે અને સમગ્ર શરીર અનેક પ્રકારની સુરસતા સુરૂપતા, સુશ્લિષ્ટગાત્રતા અને સૌન્દર્યને ધારણ કરવા લાગે છે. મુખ ઓષ્ઠ, ગાલ, નાસિકા આદિ સર્વ ઇન્દ્રિય ભાગમાં પણ દિવ્ય પ્રકારનાં રસ, તેજ, ઓજસ અને ચપળતા આદિનો સંચાર થવા પામે છે અને પરિણામે સમગ્ર શરીર એક અનુપમ પ્રકારની લાવણ્યમય લતા સમાન મોહક અને આકર્ષક બને છે. ઉપર દર્શાવેલ શારીરિકભાવોની ખીલવણી સાથે યુવાનો અને યુવતીઓના મનોભાવોની અંદર પણ અનેક પ્રકારના મોહકભાવો પ્રદીપ્ત થવા લાગે છે કે જેને પરિણામે તેઓ પોતાના મુખ, નાસિકા, કર્ણ વાળી અને શરીર આદિ અવયવોને, સ્નાન, સુગન્ધી દ્રવ્ય આદિના લેપન અને અનુવાસન આદિ ક્રિયાઓ દ્વારા, અનેક રીતે સુગન્ધિત, રમ્ય અને સ્વચ્છ રાખવા માટે અનેક પ્રયત્નો કરવા લાગે છે. હાથ, પગ, દાઢી, મુંછ અને શિરના વાળ આદિને પણ ઓળી ધોળી, સ્વચ્છ અને સુઘડ રાખવાનું પસંદ કરે છે. યુવતીઓ પણ માથા અને અંબોડા આદિમાં અનેક પ્રકારનાં પુષ્પ તેલો અને સુગન્ધિ દ્રવ્યોનો ઉપયોગ કરવા લાગે છે. કપાળમાં સુગંધી કંકુઓનાં ચાંલ્લાઓ ગળામાં પુષ્પહાર તથા માથામાં પાપડી વિગેરેનો ઉપયોગ થવા લાગે છે. ઉપરોક્ત સર્વ ક્રિયાઓને પરિણામે તેઓના વેશ, ભાવ, વર્તન આદિમાં પણ અનેક સુંદર, રમ્ય, મોહક અને આકર્ષક તેમજ રોચકભાવો દરેક

થવા લાગે છે. આવી સ્થિતિમાં કન્યાઓ કુમારોના અને કુમારો કન્યાઓના પ્રસંગમાં વારંવાર આવવાનું અન્તરાત્માથી ઇચ્છવા લાગે છે અને એવી રીતના મેળાપ માટે અનેક પ્રકારના મધુર પ્રસંગોની યોજનાઓ પણ યોજી કાઢે છે. સમ્મેલનના પ્રસંગોમાં પણ તેઓનું પરસ્પરનું વર્તન પણ અનેક પ્રકારના સૌમ્ય, સાત્વિક, અને વિનીત તથા નમ્ર અને સભ્ય ભાવયુક્ત બને છે અને તેથી સ્વાભાવિક રીતેજ મોહક લાગે છે. એટલુંજ નહી પણ મેળાપના સ્થાન અને આસપાસના સંયોગો પણ તેટલાજ સૌન્દર્ય યુક્ત અને મોહક બની જાય છે. અંગપરના અલંકારો, વસ્ત્રો-દિવાનખાના વિગેરેનાં ફરનીચર, બારી બારણાં વિગેરે પરના પડદાઓ અને ઘરની આસપાસના સ્થાનોને રંગીન વેલબુટા કે પુષ્પ છોડો અથવા પુષ્પના કુંડાઓથી તેમજ સુગન્ધી હારતોરણ આદિ સુશોભિત દ્રવ્યો દ્વારા આવનાર અતિથિને સન્માન આપવાના પ્રયોજનથી અનેક પ્રકારના સુંદરતા અને રમ્યતા પોતપોતાની શક્તિ અને સાધનો અનુસાર યોજવામાં આવે છે, આવી બધી પ્રવૃત્તિઓનું મુખ્ય કારણ માત્ર પ્રેમની વૃત્તિજ છે, એ ભૂલી જવાનું નથી. પ્રેમમાંથી એ સર્વની ઉત્પત્તિ છે. પ્રેમનાં પોષણ માટે તે સર્વની સ્થિતિ છે અને પ્રેમભાવના ઉદ્દીપન પોષણ, રક્ષણ અને સમર્થન માટેજ તેનો સર્વદા શુભ રીતે ઉપયોગ અને ઉપભોગ કરવામાં આવે છે, એ કોઇપણ વ્યક્તિ સ્પષ્ટ સમજી શકે તેમ છે. સભ્ય અને સુધરેલી સમાજોમાં અંદર જોવામાં આવતા સર્વ સભ્ય અને સુંદર વ્યવહાર, વર્તન, એટીકેટ કે સારી રીતભાત આદિનો સંચાર સુવ્યવસ્થિત રીતે અનેક રૂપે સ્થાપિત થવામાં, આ પ્રેમભાવજ મૂળ કારણભૂત છે, એ મહાન સત્યને કોઇપણ રીતે છુપાવી શકાય તેમ નથી. સ્ત્રી અને પુરૂષ વર્ગના અનેક પ્રકારનાં કૌટુંબિક કે પારિવારિક સમ્મેલનો તેમજ લગ્ન આદિ પ્રસંગોનાં મેળાવડાઓ વખતે, જે પ્રકારનાં પરસ્પરના વ્યવહારો જોવામાં આવે છે, તે બધાં માત્ર આ પ્રેમભાવના પરસ્પરનાં મિશ્ર ઉદ્ગારો કે ભાવનાઓને લીધેજ છે, એમાં કોણ ના કહી શકે તેમ છે ?

સુંદર સુઘડ અને પ્રેમાળ સ્ત્રી પુરૂષો, પોતાના પ્રેમપાત્રોની અંદર પ્રેમભાવની સુંદર પવિત્ર અને આકર્ષક રસિકતાને ઉત્પન્ન કરવા માટે, જે અનેક પ્રકારના વેશ ભાવ અને વર્તન આદિના સૌન્દર્યને ધારણ કરે છે, તેનું કારણ પણ અહિંજ સ્પષ્ટ થાય છે. મનુષ્યને જંગલી હાલતમાંથી તારી કાઢી, તેનો ઉદ્ધાર કરી, મનુષ્ય સમાજને એક સુંદર, સુવ્યવસ્થિત અને રમ્ય સંસારના રૂપમા ફેરવી નાખી, સુંદર સ્વર્ગીય સુખોના ઉપભોગનાં સ્થાન તરીકે યોજવામા, મનુષ્ય સ્વભાની નૈતિક અને ધાર્મિક લાગણીઓ સાથે સંયુક્ત થઇ, આ પ્રેમભાવના પ્રબળ પ્રતાપે જે આશ્ચર્ય જનક ભાગ ભજવેલ છે, તેની યથાવત્ કિમ્મત સમજવા મનુષ્ય સમાજ હજી ભાગ્યેજ શક્તિવાન થયો છે. " પ્રેમ એજ સંસારનું જીવન છે " " પ્રેમ એજ સંસારનો પાયો છે " " પ્રેમ એજ સંસારનું મૂળ છે " સમગ્ર સાંસારિક ભાવોનો પાયો પ્રેમ છે. અને કુદરતે એટલા માટેજ પ્રેમભાવનું માનસિક અવયવ પણ મનુષ્યના મગજની અંદર, સાંસારિક સમગ્ર લાગણીઓના પાયા રૂપેજ, કુદરતી રીતેજ સ્થાપિત કરેલ છે. આ બધું શું પ્રેમભાવની પ્રબળ મહત્તાને સાબિત કરવા પુરતું નથી ?

પરંતુ જ્યારે એજ પ્રેમભાવમાં નિરાશા અસંતોષ કે હતાશ થવાય છે, ત્યારે સર્વ પ્રકારના ઉત્તમ અભિલાષો, લાગણીઓ, અને શોખો વિગેરે તદન નાશ પામે છે. અને તેના સ્થાનમાં ( vulgarity ) બેઢંગપણું કદ્રૂપતા, ઉછાંછળાપણું આદિભાવો જન્મ પામે છે. આવી દશામાં મનુષ્યના વેશ ભાવ વર્તન અને ક્રિયામાં પણ કોઇ વિચિત્ર પ્રકારની કઠોરતા, કાર્કશ્ય, રુક્ષતા, કે કંકાસ-પ્રિયતા આદિ અનિષ્ટ ભાવોનો અધિકાધિક પણ સંચાર થવા લાગે છે. આવી હાલતમાં અનેક સુંદર સુઘડ અને સુવ્યવસ્થિત સ્વભાવની કન્યાઓનાં વર્તન અને ચારિત્ર્ય આદિપણ ઢંગધડા વગરનાં અવ્યવસ્થિત, નિષ્ઠુર અને કર્કશ બની જાય છે. સદ્ગૃહિણી થવા માટે સર્વોપયોગી સુંદર અને મધુર સ્વભાવની સુવૃત્તિઓ પણ, લઘરી જેવી બની જાય છે. પુરૂષોમાં પણ તેવાજ ફેરફારો નજરે પડવા લાગે છે. તેઓની પાઘડી, ટોપી, બટન, બુટ, છત્રી, અને અન્ય વસ્ત્રો આદિની પસંદગી તેમજ પહેરવાની રીત વિગેરેમાં, કોઇપણ પ્રકારનો શોભ-સુઘડતા કે રમ્યતા આદિ નજરે ન પડતાં, સર્વત્ર અવ્યવસ્થા જોવામાં આવે છે. વાળનું ઠેકાણું નહી. કપડાંની સ્વચ્છતાનું પણ ભાન નહી. બોલવા ચાલવામા સુંદર અને રમ્યવાણીનું પણ દર્શન નહિ. એવી અનેક રુક્ષ પ્રવૃત્તિઓ ધીરે ધીરે વધવા લાગે છે. પ્રેમભાવમાં નિરાશ થવાનાં એ બધાં પ્રત્યક્ષ-ચિન્હો છે.

નિરાશ થયેલ પ્રેમીઓને, કુદરતમાં સર્વત્ર નિરાશાજ પ્રસરી રહેલી જોવામા આવે છે કુદરતી સૌન્દર્યમાં કુરૂપતા, સુરંગી પુષ્પોમા શ્યામતા, સુંદર પક્ષિઓના મધુર અને દિવ્ય ગીતોમા પણ કર્કશતા અને હૃદયવેધક પણું જણાવા લાગે છે જીવનના દરેક પ્રસંગમા અનિષ્ટ નિરાશાજ આગળ પડતી જોવામા આવે છે. પ્રેમમા થયેલી નિરાશા, સર્વત્ર નિરાશાનાજ દર્શન આપવા લાગે છે પણ સમગ્ર કુદરતનું દિવ્યજ્ઞાન અને ગાન જેણે યથાર્થ રીતે સાંભળ્યું કે સમજ્યું હોય કે અનુભવ્યું હોય, તેઓએ તો ખરેખર ટેનીસન-કલાપી શેલી, અને શેક્સપીયર અથવા કાલીદાસ-માઘ અને ભવભૂતિ આદિ મહાન કવિઓની માફક પ્રેમ રસના અજબ અને રમ્ય રસાયનથી રસબોળ થઇ સૌથી પ્રથમ રગાવાની ખાસ જરૂર છે રસિકતા તેનુંજ નામ છે રસ રસિયા રસિક જનોજ ખરેખર આવા પ્રેમરસથી મધુર થયેલા દિવ્ય રસાયનમય જીવનના રસઝીલવા, ભાગ્યશાળી બને છે તેઓજ ખરેખર તેના પૂર્ણ માધુર્યમય રસાસ્વાદને સમજી શકે છે "જે કોઇ પ્રેમ અંશ અવતરે પ્રેમરસ તેના ઉરમા ઠરે"

## ૨૬. અનુકરણશક્તિ અથવા હાવભાવ અને નૃત્ય આદિ ભાવોપર પ્રેમનો પ્રભાવ.

સૌન્દર્ય અને ઔદાર્ય આદિ ભાવોની માફકજ અનુકરણ શક્તિપર પ્રેમભાવની અજબ અસર થાય છે કુદરતી રીતે આપણે જેને ચાહતા હોઇએ તેઓના હાવભાવ અને વર્તન આદિને અનુરૂપ થવા માટે આપણે પ્રેરાઇએ છીએ જ્યારે જેઓના તરફ આપણને અણગમો ધિક્કાર કે દ્વેષ હોય છે તેઓનું અનુકરણ કરતા પણ આપણને ધિક્કાર કે કંટાળો લાગે છે

બાળકો સ્વાભાવિક રીતેજ પોતાના આબાપો સગા સ્નેહીઓ કે ગુરૂ અથવા શિક્ષક વિગેરે જે કોઇ તેના નજદિકના સબંધમા હોય, તેઓનું અનુકરણ પોતાની કલ્પના અનુસાર કરે છે, તેમ કર્યા વિના તેઓ રહીજ શકતા નથી કારણ તેઓ પોતાની નજદીકના દાખલા દૃષ્ટાન્તો કે નમુનાઓ અથવા આદર્શોને સહજ માન આપી, તદનુરૂપ વર્તન કરનારા, આ અનુકરણ શક્તિના પ્રતાપે, બાલ્યાવસ્થામાંથીજ શીખે છે. તેઓની ભાષા, વેશ,-ભાવ, વર્તન, અન્ય રીતભાત આદિ સર્વ વ્યવહારના બધા પ્રસંગોમા, તેઓની અનુકરણશક્તિ, અવલોકન શક્તિના શિક્ષણ કરતા પણ બહુજ મહત્વનો ભાગ ભજવે છે કારણ અવલોકન શક્તિના કાર્યમા જાતે મહેનત લેવી પડે છે જ્યારે અનુકરણમાં અવલોકન કે વિચારશક્તિ આદિની બહુ જરૂરીયાત નથી પડતી પણ બીજાઓનું જોઇ વગર વિચાર્યે પોતાની કલ્પના પ્રમાણે અનુરૂપ વર્તન કરવામા સહજ પ્રવૃત્તિ થાય છે અનુકરણશક્તિનો એ સહજ સ્વભાવ છે એ ઇશ્વરીપ્રદ શક્તિનો ઇશ્વરીય ઇચ્છા અનુસાર ઉપયોગ છે પ્રેમભાવના સબધમા પણ આ શક્તિનું કાર્ય તદનુસાર જોવામા આવે તો તેમા કંઇપણ નવાઇ કે આશ્ચર્ય પામવા જેવું નથી સ્નેહીઓ એકબીજાના વેશ ભાવ, અને વર્તનને બહુજ શીઘ્રતાથી અનુકુળ થઇ વર્તતા શીખે છે, તેનું એજ પ્રયોજન છે સમાનશીલ, સમાનગુણ સમાનકર્મ સમાન ભાવનાઓ, અને એકસરખા વિચારો તથા લાગણીઓવાળા થવું, એજ પ્રેમીઓનો મહામંત્ર હોય છે, અને એવી રીતે વર્તવામાં પ્રેમીઓ પોતાના પરસ્પરના પ્રેમપુષ્પોનું પાલણ પોષણ અને રક્ષણ તથા ઉદ્દીપન આદિ માને છે, એ સર્વથા યથાર્થ અને સ્વાભાવિક છે સ્નેહીઓ હમેશા એક બીજાના દૃષ્ટાન્તોને અનુરૂપ થઇ વર્તવામા સુખ સમજે છે પરસ્પરના ચારિત્ર્યોને સફૂરા બનાવવામા પ્રેમભાવનો આ શું ઓછો પ્રભાવ છે? પ્રેમનું તો એ સ્વાભાવિક લક્ષણજ ગણાય છે અને એમાજ કુદરતની અનેક મહાન, ભવ્ય અને સુંદર કલ્પનાઓ તથા યોજનાઓ સમાયેલી છે પ્રેમીઓના ખાનપાન, ગાનતાન, રીતભાત, ભાષા, વેશ, વર્તન, આચાર વિચાર આદિ સર્વ શારિરીક અને માનસિક કાર્યો પરસ્પરની અનુકુળતાને લક્ષમા રાખીનેજ સર્વાંશે એક સરખા થવા માટેના સતત પ્રયત્નથી કરવામા પ્રેમશક્તિના આ અનુકરણ શક્તિપરના પ્રભાવનુંજ, એ બધુ પરિણામ છે

પણ એજ પ્રેમભાવમા જ્યાં નિરાશા મળે છે કે તેવા કોઇપણ પ્રકારના અનુકરણ કરવાથી મન મંદ, ઉત્સાહહીન અને ઢીલુ બની જાય છે એ તદ્દન સ્પષ્ટ છે

## ૨૭. હાસ્ય રમુજ કે ખુશમિજાજ આદિભાવો પર પ્રેમનો-પ્રભાવ.

"સ્નેહીઓ હમેશાં ખુશ મિજાજ અને આનંદના સાગરમાંજ લહેરો લેતા નજરે પડે છે, કામદેવને "આનંદના ઉદધિની" ઉપમા આપવામાં આવે છે. એ તદ્દન યથાર્થજ છે. અંગ્રેજીમાં એને ( Laughing God ) કહેવામાં આવે છે, સ્નેહ અને સૌખ્ય કદી જુદા પાડી શકાતા નથી. સ્નેહના પ્રત્યેક હાવભાવ અને વર્તન વખતે ચહેરાપર કોઇ અલૌકિક પ્રકારનાં હાસ્યોની સર્વદા પ્રવૃત્તિ પરંપરાઓ ચાલી રહે છે સ્નેહીઓનાં પ્રત્યેકભાવનું દર્શન થતી વખતે, તેના મુખ કમળ પરથી અનેક પ્રકારના સુંદર રમ્ય અને અલૌકિક હાસ્ય પુષ્પોની નિરંતર વર્ષાજ થયા કરે છે. એનું પ્રત્યક્ષ અવલોકન-કોઇ પણ પ્રેમીજન સહજ કરી શકે છે પરસ્પરને ચાહનાર પ્રેમીઓના દીલ, હમેશાં ખુશ ખુશાલ અને આનંદિત તથા હર્ષથી પૂર્ણ. હોય છે. એટલુંજ નહી પણ તેવા પ્રેમભાવમાં સ્નાન કરતા સ્નેહીઓને અવલોકી, જોનારનાં મનમાં પણ રમુજ અને આનંદની પૂર્ણ લેહેરીયો ઉઠવા લાગે છે અને તેઓ જાતે પણ હાસ્ય અથવા ખુશમિજાજને ધારણ કરી, આનંદ અને મર્મયુક્ત-કટાક્ષ કરવા પણ લલચાય છે, ઉત્તમ પ્રકારની માર્મિકતા-કટાક્ષ અને સ્નેહ ભાવ પૂર્ણ હાસ્ય વિનોદના પ્રસંગો જેઓએ અનુભવ્યાં હોય તેવો કોઇ પણ અનુભવી આ બાબતની પ્રત્યક્ષ સાક્ષી આપી શકશે કે હાસ્યવૃત્તિ અને ખુશમિજાજને પ્રવર્તાવવામાં કે પ્રદીપ્ત કરવામાં, પ્રેમભાવનો કેટલો બધો પ્રબળ પ્રતાપ છે. જ્યાં જ્યાં પ્રેમનો સંચાર થાય છે ત્યાં ત્યાં હાસ્ય, રમુજ, ખુશમિજાજ, પ્રફુલ્લિત પણું, નેત્રનો વિકાસ, મુખનો મલકાટ, આદિ અનેક હાસ્ય વૃત્તિથી પ્રદીપ્ત થયેલા ભાવોનું પ્રત્યક્ષ દર્શન થવા લાગે છે આ બધું સ્વાભાવિક-સ્નેહ ભાવની સત્તાને આધીન છે એ તદ્દન સ્પષ્ટ છે. પણ જ્યાં પ્રેમભાવમાં નિરાશા કે હતાશ થયેલી દશા જોવામાં આવે છે, ત્યાંથી એ બધા આનંદો, એકદમ ચાલ્યા જાય છે મુખનો મલકાટ, ચક્ષુનો વિકાસ, મુખપરની માંસ પેશીઓનું અદ્ભુત નૃત્ય અને ઉન્નત ભાવો, આનંદની અનંત ઉર્મીઓ કે પ્રફુલ્લિતપણું આદિ સર્વ ભાવો એકદમ શાન્ત થઇ જાય છે. મોઢું પડી ગયેલું ઉતરી ગયેલું, ઉદાસીનતાના આગારરૂપ ગંભીર શોકાગારમાં ડુબેલું, રૂદનને માટે તત્પર થયેલું, અને હૃદયના દર્દને સહસ્ત્ર પ્રકારે વગર બોલ્યે પણ પોકારીને કહી દેવા તત્પર થયું હોય તેવું, સ્પષ્ટરૂપ ધારણ કરે છે. આ શિવાય કોનાથી અવિદિત છે કે શરીરનું સમગ્ર સ્વરૂપ, મૃત આત્મહીન દેહ સમાન, સ્વરૂપ ધારણ કરે છે જેઓ દામ્પત્ય સ્નેહ અને લગ્નના સંબંધમાં, પોતાના આનંદને યથાયોગ્ય રીતે મેળવી સંતુષ્ટ સુખી કે તૃપ્ત થયેલા હોતા નથી, તેવા સ્ત્રી પુરૂષોના મુખારવિંદો તરફ સહજ ધ્યાન આપતા આપણને ઉપરોક્ત સર્વ સિદ્ધાન્તો પ્રત્યક્ષ રૂપે પ્રકટ થાય છે જે યુવાનો કે યુવતીઓ પ્રથમ અત્યન્ત રમુજી આનંદ યુક્ત, હાસ્ય પૂર્ણ અને પ્રફુલ્લિત મુખારવિંદવાળા જોવામાં આવેલ હોય. તેજ યુવાન કે યુવતિઓના મુખકમળો-પ્રેમમાં મળેલી નિરાશાને પરિણામે તદ્દન સુકાઈ કરમાઇ ગયેલાં, રંગ રૂપ કે લાવણ્યને છોડી, શુષ્ક, નિરસ, ફીક્કા, સ્નેહહીન, શોકાતુર, અને પડી ગયેલા-પાનખર રૂતુના શુષ્ક પર્ણ સમાન માલુમ પડે છે શું આ બધું પ્રેમ ભાવમાં મળેલી નિરાશાને અંગે હાસ્યવૃત્તિપર થયેલા અનિષ્ટ પરિણામનું. પ્રત્યક્ષ દ્રશ્ય નથી ? આવા સ્ત્રી પુરૂષોના મુખપરથી હાસ્ય તદ્દન ઉડી જાય છે એટલુંજ નહીં પણ-કદી પરાણે હાસ્યનો ભાવ દેખાડવાનો ડોળ પણ કરે, તો તેનું હાસ્ય-પણ તદ્દન લુખ્ખુ, શુષ્ક નિરસ નિસત્વ અથવા ભાવ વગરનું જણાયા વિના રહેતુંજ નથી. પરાણે પેદા થયેલું અને બળપૂર્વક રોકવામાં આવતું હાસ્ય, હૃદયના દર્દને યથાવત સ્પષ્ટ પણે પ્રદર્શિત કરી આપે છે ટુંકામાં આ પ્રેમભાવની વૃત્તિની ઇષ્ટાનિષ્ટ સ્થિતિનો-મનુષ્યની હાસ્યવૃત્તિપર પણ ઘણોજ આશ્ચર્ય જનક પ્રભાવ પડે છે

ઉપસંહાર—આપણી માનસિક પ્રદાયક શક્તિઓના સમૂહની અંદરની પ્રત્યેક શક્તિ ઉપર પ્રેમભાવનો કેટલો બધો વ્યાપક પ્રભાવ પડે છે, તે આપણને ઉપર દર્શાવેલ ટુંક વિવેચનથી કેટલેક અંશે સ્પષ્ટ થયું હશે પણ આ ઉપરાંત-નાટકશાળાઓ, શૃંગાર રસો તેમજ સિનેમા આદિની રંગભૂમીઓ ઉપર પણ, મનુષ્ય સ્વભાવની અંદરની, કુદરતદ્વારા અર્પણ કરવામાં આવેલ ઉપરોક્ત વૃત્તિઓના અનેક પ્રયોગો પ્રકટ રીતે નિરંતર પ્રયોગરૂપે ચાલી રહેલા, આપણને સ્પષ્ટપણે વિદિત થાય છે મનુષ્ય સમાજમાં સ્નેહ, સૌન્દર્યપ્રેમ, ઔદાર્ય, કલાકૌશલ્ય, હાસ્ય, અનુકરણ, કલ્પના અને કાવ્ય પ્રકારની લલિત આદિ શક્તિઓને ઉત્તેજીત કરી તેઓને પાળવા પોષવા અને

# અવલોકન શક્તિઓ અને બુદ્ધિશક્તિઓનાં સમૂહપર પ્રેમનો પ્રભાવ.

અવલોકન શક્તિઓના સમૂહમાં નીચે પ્રમાણેની શક્તિઓનો સમાવેશ થાય છે:—

| | |
|---|---|
| નં. ૨૮ અવલોકનશક્તિ. | નં. ૩૨ રંગ જ્ઞાન. |
| નં. ૨૯ આકૃતિજ્ઞાન. | નં. ૩૩ વ્યવસ્થા જ્ઞાન. |
| નં. ૩૦ કદ જ્ઞાન. | નં. ૩૪ ગણિત જ્ઞાન. |
| નં. ૩૧ વજન જ્ઞાન. | નં. ૩૫ સ્થળ જ્ઞાન. |

ઉપર જણાવેલ નં. ૨૮ થી ૩૫ સુધીની આઠ શક્તિમાંની દરેક શક્તિને જાગ્રત કરી પ્રદીપ્ત કરવામાં ઉન્નત બનાવવામાં કે તે દરેક શક્તિને પ્રવૃત્તિમાં મુકવામાં પ્રેમભાવની વૃત્તિ એક અજબ પ્રકારનું કાર્ય કરે છે. વિવાહ લગ્નના સામૈયા વખતે, હમ્નના વરઘોડાના સાજન મહાજનની મિજલસોમાં, ખાસ જલસાઓ કે આનંદના ઉત્સવો, જ્ઞાતિભોજનો, અથવા સ્નેહ સમ્મેલનો અને પ્રીતિ ભોજનના મેળાવડાઓ વખતે, જોવામાં આવતા સમગ્ર દ્રવ્યોના ઠાઠમાઠ ભપકા અને વ્યવસ્થા આદિ, આ બાબતના પ્રત્યક્ષ પુરાવા આપે છે. પ્રત્યેક શક્તિ માટે ભિન્નભિન્ન દૃષ્ટાન્તો અને વર્ણનો આપી આ વિષયને જરા વિસ્તારથી સ્પષ્ટ કરવાથી ઘણુંજ મહત્વનું અજવાળું આ વિષયપર પડશે. નં. ૨૮ વાળી અવલોકન શક્તિ ખાસ નેત્ર સાથે સંબંધ રાખતી હોવાથી તેનું વર્ણન દર્શનશક્તિના વિવેચન વખતે આપવામાં આવશે.

## ૨૮, ૨૯, ૩૦, ૩૧, ૩૨. અવલોકન, આકૃતિજ્ઞાન, કદજ્ઞાન, વજનજ્ઞાન અને રંગજ્ઞાનની વૃત્તિઓ.

જેઓ દ્વારા જગતના પદાર્થ માત્રના આકારો અને લંબાઇ પહોળાઇ ઉંચાઇ આદિ અનેક પ્રકારના આકાર-કદ કે ઘાટ આદિનું ગ્રહણ કરવામાં આવે છે એવી આ પ્રત્યુ માનસિક મનની વૃત્તિઓ ઉપર પણ પ્રેમભાવનો અજબ પ્રભાવ પડે છે. દૃષ્ટાન્ત તરીકે સાડી, પોષાકની કોરો, કમખા, ચોલી, પ.ધરા આદિના સુંદર અને રમ્ય ઘાટ કદ, આકારો, તેની અંદરના બરાબર બંધબેસ્તા આવતા રમ્ય કોરો, તેની આસપાસ ટાંકવામાં આવતા અનેક પ્રકારના અને અસંખ્ય આકારના વેલબુટ્ટા, વાઘીશાન, અને ફ્રેનસીવાળા ઘાટો અને ટોપી સાડી અને પોષાકપર ચડાવામાં આવતા અનેક આકારના કોર તેમજ વસ્ત્રના આકારો, હાથ, પગ, નાક, કાન આદિ અવયવોને શણગારવા માટે ધારણ કરવામાં આવતા અનેક આકારના વિવિધ પ્રકારના આભૂષણો અને તેના જુદા જુદા પેટર્નો, લગ્નમંડપ વખતે પસંદ કરવામાં આવતા મંડપના આકારો, તેની વિવિધ પ્રકારની બાંધણીઓ તેની અંદરના ખુરશી કોચ, હાંડી, તક્તા, પડદા ગાલીચા, શેતરંજી આદિના અનેક પ્રકારના રૂપ, કદ, આકાર રંગ અને વેશભૂષા આદિની અનેક તરેહની પસંદગીઓ વિગેરેનો ઠાઠમાઠ માત્ર અવલોકન, આકૃતિ જ્ઞાન, અને કદ જ્ઞાનની મનુષ્યના મગજની વૃત્તિઓને, સંતોષવાની સર્વ સામગ્રી છે. સમગ્ર કુદરતનો નિયામક પ્રભુ પણ વિશ્વમાં અનંત પ્રકારની આકૃતિઓને બનાવી પોતાની સૃષ્ટિમાં સર્વત્ર રમમાણ થઇ રહ્યો છે. ત્યારે તેની બાળ પ્રતિરૂપ જીવાત્મા પણ પોતાની સ્વરૂપ શક્તિઓના આનંદોને અનુભવવા લલચાય કે પ્રેરાય તો તેમાં શું ખોટું છે। ઉપર જણાવેલ અવલોકન આકૃતિ તથા કદ જ્ઞાનની વૃત્તિની માફક.

વજનજ્ઞાન અને રંગજ્ઞાનની વૃત્તિપર પણ પ્રેમભાવનો પ્રભાવ પડે છે. તેના પ્રતાપે વસ્ત્રની અંદરના અનેક પ્રકારના રંગબેરંગી.કપડાની બાનો છાપો કે ભરતોની વિવિધ તરેહની પસંદગી, જુદા જુદા પ્રકારના

રંગવાળા વેલબુટ્ટા પુષ્પ ફળ કે પક્ષી આદિનાં રંગીન ચિત્રો કે છાપોની ભરતની બાનગવાળાં કપડાની પસંદગી, અનેક પ્રકારના રંગીન પુષ્પો ફુલહારો તેમજ અત્તરોની રેલમછેલ ચાલી રહે છે મનુષ્યની રંગજ્ઞાનની વૃત્તિને સંતોષવાના માત્ર સાધનો સિવાય એ બધું શું છે ? વર્જનજ્ઞાન અથવા સમતુલિતપણે રહેવાની વૃત્તિપર પણ પ્રેમનો પ્રભાવ નૃત્ય આદિ ક્રિયાઓ પ્રસંગે ખાસ પ્રત્યક્ષ થાય છે

## ૩૩. વ્યવસ્થાજ્ઞાનની વૃત્તિપર પણ પ્રેમભાવનો તેવોજ પ્રભાવ જોવામાં આવે છે.

કારણ વરઘોડાની અંદર ત્રાસા નગારાવાળા, પડઘમવાળા, સ્નેહી મિત્રમંડળ તેમજ માનવંતા ગૃહસ્થો અને મહા પુરૂષોના મંડળોની વ્યવસ્થિત, ગોઠવણ વરઘોડાનું મુકરર સ્થાન, બાળબચ્ચાઓના સુંદર અને ભવ્ય રીતે શણગારવામા આવતા ભવ્ય સાબેલાઓ અને તે બધાની આસપાસ યોગ્ય રીતે ગોઠવવામા આવેલ દિવાબત્તિઓ વિગેરેની ગોઠવણુ તથા વરઘોડાની પાછળ અનેક પ્રકારની સુંદર અને રમ્ય પતગીયાઓની પાંખોને પણ શરમાવે તેવા અનેક વિધરંગા વાળી સાડીઓ અને વિવિધ શૃંગારોથી યુક્ત સુંદર સુંદરીઓના સમૂહરૂપ ધારેધારે ચાલતું આવતું ગુંજારવ કરતું સ્ત્રીમંડળ અને આખરે સંરક્ષ તરીકે ચારે તરફ દેખાવ રહેલ ભટ્ટ, ભૈયા, ઘાટી અને સિપાઇ વિગેરેનું બધુ વ્યવસ્થિત અને સુંદર ગોઠવણુયુક્ત મંડળ જોઇ આપણને સ્પષ્ટ માલુમ પડે છે, કે આ બધો પ્રભાવ માત્ર પ્રેમભાવના પ્રબળ પ્રભાવને લીધે પ્રેરાયેલ વ્યવસ્થાશક્તિનો વરઘોડામાં આવનાર મિજબાનો વિગેરેના માન-પાન સન્માન અને ખાનપાન આદિના સર્વ પ્રસંગોમા સર્વત્ર વ્યવસ્થા વ્યવસ્થા અને વ્યવસ્થા શક્તિજ બધે ફેલાયેલી નજરે પડે છે આ શું પ્રેમભાવનો વ્યવસ્થા શક્તિપર ઓછો પ્રભાવ છે

પણ હાસ્યજનક બને છે. સાઠ સિત્તેર વર્ષની ઉમરના બુઢ્ઢા સાથે લગ્ન કરાવવા તત્પર થયેલા માબાપોની સમજણ અને વિદ્વાન તથા યુવાવસ્થાયુક્ત યુવાન કન્યાના મનમાં ઉપરોક્ત બધા પ્રસંગો—શોક અને અગ્નિની જ્વાળાઓનેજ પ્રકટાવવામાં સર્વ રીતે સાધનભૂત થાય છે. એક યુવાન પુરૂષ ૬૦ કે ૭૦ વર્ષની ડોસીને પરણવા માટે કે તેની સાથે પ્રેમભાવથી સંયુક્ત થવા માટે આવા મોટા દબદબાથી અને હર્ષપૂર્વક કદી પણ પ્રયાણ કરી શકે ખરો? જો તેમ બનવું તદ્દન અસંભવિત છે તો પછી એક બુઢ્ઢાને પરણાવવામાં આવનાર યુવાન કન્યા એવાજ બધા ઠાઠમાઠમાં આનંદ ઉત્સવ શી રીતે મનાવી શકે?" समानशीलव्यसनेषु सख्यं આ સંસ્કૃત કવિઓનું સૂત્ર ખરેખર યથાર્થજ છે. જ્યાં રૂપ, વય, ગુણ, કર્મ સ્વભાવ અને ચારિત્ર્ય. આદિ સ્થિતિઓનું સામ્ય. ઐક્ય-સમાનતા કે મળતાપણું હોય છે ત્યાંજ પ્રેમભાવની પૂર્ણ અને યથાવત્ પ્રતીતિ થવાના સર્વ સંભવો છે. આ બીના એટલી બધી સ્પષ્ટ છે કે તેને સમજાવવા માટે કોઇ મોટા શાસ્ત્ર કે શાસ્ત્રીની જરૂર પડે તેમ નથી. જ્યાં સ્નેહ હોય છે ત્યાં ઉપરોક્ત બધા ઠાઠમાઠ ન હોય તોપણ સ્નેહીઓ પરસ્પરને સ્નેહની મીઠી નજરથી જોતા હોવાને લીધે પરસ્પરના રૂપ રંગ આકૃતિ ગુણ સ્વભાવ આદિમાં અનેક પ્રકારની રમ્યતા સૌન્દર્ય ભવ્યતા, અને લાવણ્ય આદિ અનુભવે છે. જ્યારે નિસ્નેહતાની હાલતમાં ઉપરોક્ત સર્વ સુંદર દશ્યો પણ ધિક્કાર દ્વેષ અદેખાઇ અને ક્રોધ તથા શોક આદિ અનિષ્ટ ભાવોને જન્મ આપવામાં ઉલટા કારણભૂત બને છે.

## વ્યવસ્થા શક્તિપર પ્રેમનો પ્રભાવ.

આપણે અનેકવાર જોઇએ છીએ કે પ્રેમના પ્રભાવથી એક અતિ મગરૂર અભિમાની અને કોઇને પણ ન ગણકારનાર સરસ્વતીચંદ્રની અંદર વર્ણવવામાં આવેલી અલકકિશોરી જેવી ભવ્ય અને પ્રભાવશાળી મૂર્તિઓ પણ, હૃદયમાં એક વખત પ્રેમભાવનો સંચાર થતાં કેટલી બધી વ્યવસ્થિત-ક્રમપૂર્વક કાર્ય કરનાર-કાળજીવાળી, સ્વચ્છ, સુઘડ અને ગૃહવ્યવસ્થાને યથાવત્ સંભાળનારી તેમજ દર્દીની પ્રેમપૂર્વક સારવાર કરવાવાળી અને આત્મભોગી બની જાય છે. અનેક કુમારીકાઓ કે જેણે પોતાના પિતાના ગૃહોમાં ગૃહકાર્યોની વ્યવસ્થા તરફ પોતાની શ્રીમંત હાલતને લીધે જાતે બિલકુલ કદી પણ કોઇ જાતનું ધ્યાન સરખું આપેલું હોતું નથી, તેવી કન્યાઓ, જ્યારે પોતાના પ્રિયતમ સ્વામી સાથે પરણી પ્રથમજ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે, ત્યારથીજ ઘરની યોગ્ય વ્યવસ્થા, સુઘડતા સ્વચ્છતા અને કપડાં વસ્ત્ર ઘરેણાં ફરનીચર આદિ સર્વ પદાર્થોની વ્યવસ્થા જાળવવામાં અને તેવી અનેક બાબતોમાં કેટલી બધી પ્રવીણતા અને ચાતુરી દર્શાવે છે! આ બધો શેનો પ્રભાવ છે? બીજા કશાનો નહીં પણ માત્ર પોતાના પ્રેમીજનને પ્રિય થવાના દરેક પ્રયાસોના મૂળમાં સંતાઇ રહેલ પ્રેમભાવનોજ એ બધો પ્રબળ પ્રભાવ છે.

પણ જ્યારે એજ ઉત્તમ પ્રેમભાવને જ્યાં દુર્ભાગ્યે નિરાશા મળે છે અને કોઈપણ કારણથી એમાં ક્ષતી થવા લાગે છે કે તેજ સ્ત્રી પુરૂષોની અંદર એકાએક અજાયબ રીતે સ્વભાવમાં ફેરફાર દશ્ય થવા લાગે છે. સમય સ્થિતિ સ્થળ, રીતભાત વર્તન અને વિચાર તથા વ્યવહાર અને હાવભાવ આદિ દરેક ક્રિયામાં આવી સ્થિતિને લીધે અસ્થિરતા અવ્યવસ્થિતપણું-ઘોટાળો અને અનેક પ્રકારનો ગડબડાધ્યાય સ્પષ્ટ થવા લાગે છે. ખાનપાન, વાતચિત, વર્તન, ધ્યાન, એકાગ્રતા આદિ દરેક બાબતમાં કોઇક પ્રકારની અસંબદ્ધતા, કુવ્યવસ્થા જોવામાં આવે છે. આ બધી સ્થિતિનું કારણ માત્ર પ્રેમભાવમાં મળેલી નિરાશા કે અણબનાવજ હોય છે. પણ કેટલીકવાર કેટલાક કાર્યોમાં વ્યવસ્થિતપણાને ખાસ રીતે પ્રેરવામાં પણ આવી નિરાશા કારણરૂપ બને છે; એવા પણ સંભવો છે; અનેક પરણેલી સ્ત્રીઓ કે યુવતીઓ લગ્ન સંબંધમાં અસંતુષ્ટ થવા પછી ઘરના અન્ય કામકાજમાં એટલી બધી તલ્લીન, અને વ્યવસ્થિત થઇ જાય છે કે તેને એ પછી એક જાતનું ગાંડપણુંજ થઇ જાય છે. કારણ પછી તેને બીજું કાંઇ યોગ્ય કાર્ય મળતું નથી કે જેના ઉપર તેઓ પોતાનું મન પરોવી શકે અને આરામ મેળવે.

આવી સ્ત્રીઓ ખાસ અતિ ચાપચીપણી અને અતિ સુઘડ થઇ જાય છે અને કેટલીકવાર કેટલાક પરણેલા યુવાનોમાં પણ એવું ચાપચીપીયાપણું જોવામાં આવે છે. તેનું કારણ પણ તેઓની પ્રેમભાવની અંદરની નિરાશાજ હોય છે. પણ સન્તુષ્ટ હાલતનું પરિણામ તો હમેશાં સ્ત્રી તેમજ પુરૂષ બન્નેને માટે કાર્યક્ર સુવ્યવસ્થિત

બનાવનાર તેમજ સુંદર સ્વચ્છ અને સુઘડ બનાવવામયત્ન થાય પ્રમાણે સ્થળજ્ઞાનની શક્તિ અને મુસાફરીના ઉત્તમ પ્રકારના શોખને વધારવામાં પણ પ્રેમભાવની અજબ અસર થાય છે

## નં. ૩૫. ૩૬. સ્મૃતિ-મેધા યાદશક્તિ અને સ્થળજ્ઞાનના માનસિક અવયવો પર પ્રેમનો પ્રભાવ.

પ્રેમભાવના પ્રથમ દર્શન પ્રસંગે ઉપસ્થિત થતા સર્વ પ્રસંગો વાર્તાલાપો બીનાઓ ક્રિયાઓ-અને તેના ક્રમો તથા અનેક પ્રકારના દૃશ્યો અને હાવભાવની પરંપરાઓ તથા વિવિધ પ્રકારના વેશભાવ અને વર્તન તથા રૂદન હાસ્ય, કટાક્ષ આદિ, મુખ નાસિકા, ચક્ષુ ભમર અને ઓષ્ઠ આદિ તેમજ હસ્તપાદ ઉદર વક્ષ-સ્થળ જનનેન્દ્રિયોના અવયવો અને રોમાંચ તથા વિનય, નમ્રતા, સભ્યતા, નિગ્રહ, સંયમ, સાવધતા આદિ અનેક પ્રકારના ભાવો અને ક્રિયાઓની એવી તો પ્રબળ અને સ્થિર છાપ પ્રેમીઓના હૃદયપર પડે છે કે જીવનના કોઇ પણ પ્રસંગે ઉપરોક્ત પ્રત્યક્ષ અનુભવ કરેલ સ્થિતિએ, કદીપણ વિસારે પડતી નથી તેવા પ્રસંગોની દરેક સ્મૃતિ યથાવત્ હમેશાને માટે તાજી પડી રહે છે પ્રથમ મેળાપ, મેળાપનું સ્થાન, સમ્મેલન વખતના વાર્તાલાપો, તે વખતના આસપાસના સંયોગો, અને પરસ્પરના મુખમુદ્રાપરના ભાવો વિગેરે આદિ અનેક સ્થૂળ તેમજ સૂક્ષ્મ પ્રસંગોની યથાવત્ સ્મૃતિ એજની તેમ મનુષ્યના મગજપર ચિતરાઇ રહે છે સંપૂર્ણ રીતે સંતોષજનક સંભોગ દ્વારા પેદા થનાર સંતતીની અંદર પણ માતપિતાના આ પ્રસંગના સર્વ સુંદર અને ઉન્નત માનસિક અને શારિરિક ભાવો તથા સ્થિતિઓનો પણ અત્યન્ત આશ્ચર્યજનક રીતે સંતતિમાં અવતાર થાય છે તેનું કારણ પણ પ્રેમભાવની પ્રબળ ઇચ્છા દ્વારા ઉશ્કેરાયેલ સમગ્ર માનસ અવયવોની પ્રદીપ્ત થયેલ સ્મૃતિ અને ભાવનાજ છે એમાં કોઇથી ના નહી કહી શકાય તેમ છે ? ઉપનિષદમાં એક સ્થળે કહ્યું છે કે—'

> "अङ्गादङ्गात् संभवसि हृदयादधि जायसे
> आत्मा वै पुत्र नामासि संजीव शरदः शतम् '

હે પુત્ર તું મારા અંગ પ્રત્યંગમાંથી પેદા થયો છે અને મારા અન્તર હૃદયમાંથી પેદા થયેલ છે એટલે મારા અન્તર આત્મારૂપેજ તું પુત્રરૂપે અવતરેલ છે માટે સારી રીતે સો શરદઋતુ પર્યન્ત સુખ પૂર્વક, તું જીવતો રહેજે ' આમ જે આશિર્વાદ આલંકારિક રીતે કહેવામાં આવ્યું છે તે ખરેખર યથાર્થજ છે સમ્યક સન્તુષ્ટ પ્રેમ ભાવની દશાગત ઉપરોક્ત સર્વ સ્મૃતિઓ અનેક પ્રકારના સુખ આનંદ અને ઉત્સવરૂપ સુખાનુભવનું કારણ બને છે.

પણ તેજ વિવિધ પ્રકારની સ્મૃતિઓ પ્રેમભાવમાં હતાશ થવાની સાથેજ અનેક પ્રકારના ક્લેશ સંતાપ શોક અને દુઃખપ્રદ હાલતનું પણ પ્રબળ કારણ બને છે. એ પણ ખાસ વિસરી જવાતું નથી વહાલા સ્નેહીઓનો વિયોગ કે હમેશ માટેનું અવસાન, આવા અનેક દુઃખદ પ્રસંગોને અનેક રૂપે ઉપસ્થિત કરી હૃદયનું રૂદન વધારે છે મનુષ્યની વિવિધ પ્રકારની સ્મૃતિરૂપ મગજના જુદા જુદા માનસિક અવયવો પર, તેની કેટલી બધી પ્રબળ છાપ પડે છે તેનો એ પ્રત્યક્ષ પુરાવો છે

## નં. ૩૭ ૩૮ સમયજ્ઞાન અથવા તાલ અને સંગીત શક્તિના અવયવો પર પ્રેમનો પ્રભાવ.

આ અવયવો પર પણ પ્રેમભાવનો અજબ પ્રભાવ પડે છે એ સર્વ કોઇ સામાન્ય રીતે સ્વીકારી શકશે. પ્રેમી સ્ત્રી પુરૂષો હમેશા પોતાના આવવા, બેસવા, ઉઠવા ઉઠવા, મળવા કે ઘર પર આવવા જવાની ક્રિયાઓમાં હમેશા કેટલા બધા નિયમિત રીતે વર્તે છે નિયમિતપણું એ પ્રેમનું જીવન છે સમયસૂચકતા આ પ્રસંગે પરમ સહાયક સખા છે અનિયમિતપણું કે ઢંગધડા વગરનું વર્તન, એ પ્રેમભાવની ન્યૂનતાની ચોકખી ખાત્રી આપે છે. નિયમિ પણ કે પ્રતિજ્ઞાનું યથાવત્ પાલન કરવામાં પ્રેમી યુગ્મો હમેશા ગૌરવ માને છે તેથી વિરૂદ્ધ વર્તનને માનભંગ અને અપયશનું કારણ ગણે છે આ શું સમયજ્ઞાનના અવયવ ઉપર પ્રેમનો ઓછો પ્રભાવ છે. ?

સમય અને તાલ એ બન્ને એકજ શક્તિના અવયવનું કાર્ય છે. અન્ય પ્રકારના કાર્યોની અંદર ઉપયોગમાં આવતી નિયમિતતાને અથવા વખતની સાચવણીને આપણે સમયસૂચકતાથી ઓળખીએ છીએ ત્યારે સંગીતની અંદર તેજ શક્તિના કાર્યને આપણે સમ અને તાલ એ શબ્દથી ઓળખીએ છીએ. નૃત્યની અંદર પણ આ તાલ શક્તિ અતિ અગત્યનો ભાગ ભજવે છે. જ્યારે સંગીત નૃત્ય અને તાલ અથવા ત્રણે શક્તિઓ એકી સાથે બરાબર સંયુક્ત થઇ કાર્ય કરે છે ત્યારે કોઇ અદ્ભુત રસનીજ જમાવટ થાય છે. અને તેની સાથેજ જો પ્રેમભાવ અથવા શૃંગાર રસના રસિક વિષયનું ગાન થતું હોય તો તો પછી પુછવુંજ શું ! ! ! સંગીત નૃત્ય, તાલ અને પ્રેમ આદિ ઉન્નત અને ઉત્કર્ષક ભાવોની જ્યાં એકયતા થઇ ત્યાં પછી આનંદ સુખ અને સંતોષનું પુછવુંજ શું ?

સંગીત અને નૃત્યના મેળાવડાઓ, સ્ત્રીવર્ગની ગરબીઓ, નવરાત્રીનાં ગીતો, લગ્ન પ્રસંગના ખાસ ખાસ સમારંભ પ્રસંગો વખતે ગાવાનાં ગીતો અને ભવ્ય મંડળોની અંદરના સુંદર નાચ પાર્ટીનાં મેળાવડાઓ રાજ્યસભાની અંદર થતાં નાયિકાઓના ગાનતાન અને નાટયભૂવનોની અંદર પણ અનેક પ્રકારના ભવ્ય સીનસીનેરી સાથે ભજવવામાં આવતા. પ્રેમરસ પૂર્ણ કે શૃંગારરસ પ્રાધાન્ય નૃત્યગીતના પ્રસંગો, એ બધો પ્રતાપ સમગ્ર વિશ્વની અંદર વ્યાપકપણે પોતાની પ્રબળ સત્તા ચલાવી રહેલ પ્રેમના મહાન દેવ કામદેવનોજ છે. યુરોપની અંદર બૉલ અને આપણા દેશની અંદરના રાસ આદિ પ્રસંગો પણ પ્રેમભાવની અજબ વૃત્તિદ્વારા પ્રેરાયેલ, સંગીત વાદ્ય તાલ અને નૃત્યની યોગ્ય પ્રદીપ્તિ શિવાય બીજું શું દર્શાવે છે ? ? ?

પ્રેમીજનની હાજરીમાં યુવતીઓની સામાન્ય હીલચાલમાં પણ એક જાતનો અલૌકિક ફેરફાર પડી જાય છે. કબુતરો અને અન્ય પક્ષીઓ પોતાની પ્રેમી કબુતરી પાસે પ્રેમભાવથી પૂર્ણ હૃદયે ગરદન ફુલાવી ગાનરૂપે ઘુઘવાટનો નિયમિત નાદ કરવાથી યથાયોગ્ય તાલપૂર્વક નાચતા હોય એવા અનેક પ્રસંગો, ગુંબજના માળાઓની પાળ ઉપર અને અનેક ઘરોના મોભ ઉપર હંમેશા જોવામાં આવે છે. મયુરો પણ પોતાની કળાનો ફેલાવો કરી પ્રેમ અને શૌર્યપૂર્ણ હૃદયે પોતાની ઢેલ પાસે પ્રેમપૂર્વક અને અદ્ભૂત રીતે નૃત્ય સાથે પોતાની મધુરી કેકાનો ટોકાર કરી પ્રથમ નૃત્ય આરંભે છે અને પછી પ્રેમી હૃદયે પોતાની ઢેલને સંયુક્ત પ્રેમાલિંગન માટે આહ્વાહન કરે છે. કુટુંબીજનોની અંદર સુવા બેસવા તેમજ ખાનપાન અને ઓફિસ આદિમાં જવા આવવા તેમજ પાછા ફરવા વિગેરે બાબતના સમયમાં જે નિયમિતપણું જોવામાં આવે છે તે અનેક રીતે જીંદગીને લાંબી અને સુખી કરવામાં કારણભૂત બને છે. જ્યારે અનિયમિતતા, અનેક પ્રકારના દુઃખો અને શારીરિક કષ્ટોનું કારણ બને છે કૌટુમ્બિક સ્નેહભાવ, સ્ત્રી પુરૂષો બાળકો અને ભૃત્યાદિના વર્ગની અંદર પણ સુનિયમિતતા અને સુવ્યવસ્થા તથા સમયસૂચકતા આદિભાવોને પ્રેરવામાં અનેક રીતે કારણભૂત બને છે. અને તેને પરિણામે પ્રત્યેક વ્યક્તિ યથાયોગ્ય સમયે પ્રેમપૂર્વક પરસ્પર હાજર થતાં શીખી જાય છે. જ્યારે સ્નેહભાવમાં કોઇપણ કારણથી વિઘ્ન આવે છે. ત્યારે ઉપરોક્ત સર્વ પ્રસંગોમાં અનિયમિતતા, રખડુપણું-મનમોજીલાપણું નિશાચરવૃત્તિ આદિ અનેકાનેક દુર્ગુણો અને દુર્વ્યસનો દાખલ થવા લાગે છે. અને પરિણામે જીંદગી જોખમમાં આવી પડે છે. આરથી વારો મનુષ્ય જીવનની સંવૃદ્ધિ યથાર્થ રહી અને સુખ તથા શાન્તિ અને આરોગ્યયુક્ત જીવન માટે તેમજ નીતિધર્મ અને સદાચાર આદિ શુભ ગુણોની પ્રાપ્તિ માટે-તેમજ યોગ્ય મિતાહાર-વિહાર શયન બ્રહ્મચર્ય, અભ્યાસપ્રગતિ-ઉત્સાહ તથા યશ અને કીર્તિ આદિની પ્રાપ્તિ માટે સુવ્યવસ્થિત અને સુનિશ્ચિત પ્રેમભાવ અને વિશુદ્ધ દમ્પત્ય સ્નેહની ગંથીરૂપ એક અજબ અને દિવ્ય રસાયનના સેવનની આપણા દેશના દરેક ગૃહસ્થ તેમજ નવયુવક અને યુવતીઓને ખાસ જરૂર છે...પણ દુર્ભાગ્યે જ્યાં આવા પ્રેમભાવને પોષણ આપનાર કારણોનો અભાવ હોય અથવા પરસ્પરમાં અણબનાવ હોય, અથવા ગમે તે કારણને લીધે પ્રેમના સ્થાનમાં દ્વેષના અંકુરો દેખાવા લાગેલાં હોય ત્યાં ઉપરોક્ત સર્વ પ્રસંગો સંગીત નૃત્ય, ગીત, કાવ્ય, ગરબા કે એવા સર્વ મધુર, રમ્ય કે લાવણ્યયુક્ત દૃશ્યો કોઇપણ પ્રકારની શુભ અસર કરી શકતા નથી પ્રેમભાવના અભાવમાં એ બધા પ્રસંગો, નિરર્થક નિવડે છે શૂન્ય હૃદયમાં એવા સર્વ ઉત્કર્ષક ભાવોને સ્થાન આપવાની જગ્યાજ રહેતી નથી. આવી વ્યક્તિના ઉપરોક્ત સર્વ ભાવો ધીરેધીરે મંદમંદ પ્રગતિહીન અને શુષ્ક થવા લાગે છે. તેવા સર્વ પ્રસંગોમાં તેને કોઇ પણ પ્રકારનો આનંદ આવતો નથી,

છેવટે તે તે વૃત્તિઓના મગજની અંદરના સ્થાનોમાં ગતિના અભાવને લીધે મગજના તે તે પ્રદેશોના માનસિક અવયવો મંદવાહક, મંદગ્રાહક કે સ્તબ્ધ બનતા સાથે, એ બધી શક્તિઓ ધીરેધીરે નાશ પામવા લાગે છે અને મગજના માનસિક રોગો થાય છે. કુદરતના નિયમોનો ભંગ કરવાની આ શું ઓછી સજા છે?

પ્રેમી અને સ્નેહાળ હૃદયના ગીતો અને અવાજો અત્યન્ત, નમ્ર મૃદુ ચિત્તમનોહર-કર્ણને પ્રીય લાગે તેવા રૂચિકર અને દીવ્ય પ્રકારની અસરકારક હોય છે સ્નેહની મધુરવાણી-વીણા રૂપાની ઘંટડી કે સુવર્ણની મધુર ઘુઘરીઓ માફક સર્વને સ્નેહ ઝંકાર કરી રહે છે જેઓ પ્રેમરસમાં ખરેખર રસલીન હોય છે તેઓના સંગીતમાં પણ કોઇ દીવ્ય પ્રકારની રસિકતા અને મીઠાશ હોય છે પ્રેમી હૃદય વિના કોઇ પણ સુંદર અને મધુર સંગીત કે આલાપ અથવા નૃત્ય આદિ દ્વારા યથાવત્ અસર કરી શકતુંજ નથી તેમજ નિષ્પ્રેમ અને કઠોર હૃદયના સ્ત્રી પુરૂષો વિદીર્ણ હૃદયે પ્રેમાલાપને યથાવત્ ફેલાવવા કદી પણ સમર્થ થઇ શકતા નથી. પણ હા. તેઓ શોકાતુર હૃદયથી, હૃદયવેધક વેદનાઓના ગીતો વિરહાગ્નિથી શોક સંતપ્ત થયેલા ગીતો, દુખી હૃદયની કરૂણા પૂર્ણ કહાણીઓ વિદીર્ણ થયેલ હૃદયની વિકટ વિપત્તિઓ અને એવા એવા અનેક શોકપૂર્ણ પ્રસંગોના ગીતો યથાવત્ ઉપસ્થિત કરી શકે છે જ્યારે તદન પાશવ-કામવાસનાવાળા સ્ત્રી પુરૂષોના અવાજો તો ગર્દભ, પાડા કે વખાલ જેવા કઠોર, જાડા કે ઘોઘરાજ હોય છે જનનેન્દ્રિયોના અવયવોના અતિયોગ મિથ્યાયોગ કે નપુંસકતા આદિ ભાવોને લીધે પણ અનેક યુવાન સ્ત્રી પુરૂષોના અવાજની અંદર આવા ફેરફારો ભરયુવાનીમાં પણ પ્રત્યક્ષ માલુમ પડી આવે છે પ્રજનન ક્રિયા વખતે પ્રેમીઓ પોતાના સ્વાભાવિક અવાજને પણ ભવિષ્યમાં પેદા થનાર પ્રજાને લેવાજ રૂપમાં અર્પણ કરે છે, એટલા વાસ્તે સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગે, પોતાના અવાજ, કંઠનલીકા અને તે સ્થાનના અવયવોને, સંગીત તાલ અને નૃત્ય આદિના ભાવોના અભ્યાસદ્વારા પોતાની તે તે શક્તિઓને ખીલવી તૈયાર કરવાની ખાસ જરૂર છે કે જેથી, ભાવી સંતતીમાં પણ એ શુભ ગુણો વંશક્રમાગત રીતે ઉતરી શકે પક્ષીઓ મયુરો, પશુઓ, વિગેરે સર્વ પ્રાણીઓ પણ પ્રેમયુક્ત સંભોગ વખતે, પોતપોતાની યોગ્ય ભાષાને સ્પષ્ટ રૂપમાં પ્રકટ કર્યા વિના રહેતા નથી કારણ તેમ કરવાથીજ તેઓ પોતાની પ્રજામાં પોતપોતાના અવાજો ઉતારી શકે છે. માનવ સમાજે પણ આવાં અવલોકનો દ્વારા ઘણું ઘણું શીખવાનું છે

રા. રા. કલાપીના કેકારવની, સ્નેહ અને સૌજન્ય તથા સૌન્દર્ય અને ઔદાર્ય આદિ અનેક ઉત્કૃષ્ટ ભાવપૂર્ણ અને રસયુક્ત ભવ્ય કલ્પનાઓથી ભરપૂર કવિતાઓ જેણે વાંચી હશે તેને ઉપરોક્ત સર્વ લખાણનો યથાર્થ મર્મ યથાવત્ સમજાયા વિના રહેશેજ નહી.

પ્રેમના પ્રબળ પ્રવાહમા આકર્ષાઇ આ મહાન પુરૂષની ભવ્ય કલ્પના શક્તિઓ પ્રાવીણ્યપ્રદાયક શક્તિઓ અને સાહિત્ય શક્તિઓને તથા સૌન્દર્ય અને ઔદાર્ય આદિ ભાવોને જે ઉત્કર્ષક પ્રગતિ મળેલ છે તેની ઉપમા આપી શકાય એવું એક પણ દૃષ્ટાન્ત ભાગ્યેજ આપણા ગુર્જર સાહિત્યમાંથી આપી શકાય તેમ છે ? તેના સમગ્ર ઉદ્‌ગારો, સ્નેહ સૌજન્ય અને સૌન્દર્યના આગાર રૂપ છે, એમ કહેવામાં ભાગ્યેજ અતિશયોક્તિ કરી ગણાશે. પણ આટલી બધી ભવ્ય અને ઉદાર કલ્પનાઓ સુંદર અને રમ્ય વાક્યરચના તેમજ પદલાલિત્ય, શબ્દ સાહિત્યમાંથી યથાયોગ્ય શબ્દોની યથાસ્થાન પસંદગી અને ઉપયોગ અને તે બધાની સાથે ભાષાની અંદર રહેલી શબ્દશક્તિ અને સિદ્ધાન્તરૂપ ભાવોનુ પ્રકટિકરણુ આદિ ભાવોને, કોઇ પણ લેખક, પોતાના માત્ર લેખન-ચાતુર્યથી અને સાહિત્ય સમ્પત્તિથી યુક્ત હોવા છતા પ્રેમ શૂન્ય હાલતમાં ભાગ્યેજ પ્રકટ કરી શકે. તેવા 'સર્વ' ભાવો, પ્રેમભાવની પ્રબળ સત્તાથી સ્વાભાવિક રીતેજ સ્ફુરવા લાગે છે. આ પણ શું પ્રેમભાવનો શબ્દશક્તિ પર ઓછો પ્રભાવ છે ?

પણ જ્યારે પ્રેમભાવની ક્ષતી થવા લાગે છે કે તેની સાથેજ એક પ્રકારની અદ્‌ભુત ચુપકીદિ, આશ્ચર્ય યુક્ત સ્તબ્ધતા કે મંદતા જન્મ પામે છે. મોઢે મૌનવ્રતનું તાળુ લાગે છે. શબ્દ વાક્ય અને પદોની રચનામા અને પસંદગીમાં એકદમ વિચિત્ર ફેરફાર થઇ જાય છે. વાર્તા વિનોદની બધી મધુરતા મંદ પડી જાય છે: સુંદર શબ્દની પસંદગી કરવાની શક્તિનો નાશ થવા લાગે છે. જ્યારે જ્યારે આવા સ્ત્રી કે પુરૂષને બોલાવવામાં આવે ત્યારે તેઓ માત્ર એકાક્ષરી ભાષામા " હા " અને " ના " એવા ઉચ્ચારોદ્વારા પોતાના વિચારો બહુજ અલ્પશબ્દોમાં, જલદીથી ટુંકા કરી દર્શાવે છે. અને એટલુ અલ્પ ભાષણ કરવાને પણ તેઓનું મન અનુત્સુક હોય અને જાણે કેમ વેઠ કરવી ન પડતી હોય, એવી તેઓની દશા થઇ જાય છે. વધારે બોલાવવા જતાં કે પુછતાં એકદમ કંટાળી જાય છે અને જાણે કેમ તેઓનું મગજ ખવાઇ જતું હોય નહી, તેમ ચીડાઇ જાય છે. વાતચિત કે વિનોદમાં આવા સ્ત્રીપુરૂષોને કશો પણ આનંદ આવતો નથી પોતે કઇપણ કહેવા માગતા નથી. એટલુંજ નહિ પણ અન્યનું સાભળવાને પણ ઓછી ઉત્સુકતા ધરાવે છે અને કેટલીક વાર તો તદન અસ્થિર, લક્ષ્ય વગરના, અને ધ્યાન બહેરા પણ થઇ જાય છે. કોઇપણ બાબત કે વિષયમા તેઓનું મન લાગતુ નથી જાણે કેમ તેઓની બુદ્ધિશક્તિઓ મંદ પડી ગઇ હોય, તેઓના મગજમા શૂન્યમનસ્કતાએ પર કરેલું હોય અને તેઓની જીહ્વા સંધાઇ ગઇ હોય નહીં, તેવીજ લગભગ સ્તબ્ધ સ્થિતિ અનેક પ્રસંગે અનુભવવા લાગે છે. નિષ્પ્રેમ અથવા પ્રેમમા નૈરાશ્ય પામેલ હૃદયોની આવી ગંભીર સ્થિતિ થઇ જાય છે. અને તે તદન સ્વાભાવિક છે. સ્નેહની વિકૃત હાલતમાં થાક કે શ્રમ પણ અધિકાધિક જણાય છે. અને એવી એથી એક સરખી સ્થિતિ, એકંદરે કલેશ કંટાળો અને દીલનું દર્દ અનેક રીતે વધારવામાં કારણભૂત બને છે કેદખાના, કે અંધારી કોટડીમા રહેવું, એ કંઇ સારૂં છે, પણ પ્રેમભાવમા આશાભગ્ન થયા પછી હૃદયની વિદીર્ણ દશાને અનુભવનાર મનુષ્યની સ્થિતિ તો અનેક રીતે દયાને પાત્ર છે. અનેક સ્ત્રી પુરૂષોના દુર્ભાગ્યે, અનેક કારણોને લીધે પ્રેમભાવમાં ઉપર પ્રમાણે નિરાશા મળવાથી અનેક વર્ષો સુધી, આવી દગ્ધજીવિતદશામા દુર્ભાગ્ય વશાત આવી પડે છે. સ્વાર્થ, અજ્ઞાન, મદ, અભિમાન, અહંભાવ, અનીતિ અને અવિશ્વાસ તથા રૂઢિના અનેક પ્રકારના કુબન્ધનોને લીધે, અનેક યુગલો આવી રીતે પોતાના પ્રેમભાવોને યથાવત્ સંતોષવામા નિરાશ થતા, જીવનભર દુઃખી અને કલેષિત થયા કરે છે. આ એક અત્યન્ત દુઃખનો વિષય છે પરમાત્મા કોઇપણ વિશુદ્ધ પ્રેમભાવયુક્ત હૃદયવાળા સ્ત્રી પુરૂષને, એવો દુઃખાનુભવ કરવાનો વખત ન આપે, એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે. સર્વત્ર પ્રેમ, સ્નેહ, સૌજન્ય અને આર્દ્રતાની અમૃતવર્ષામા વિશ્વમાનાં તારા બધા અમર બાળકો, સ્નાન કરે એવી દયાળુ પ્રભુ ! એવી સમગ્ર વિશ્વપર કૃપા કરો.

## નં. ૪૦ અને ૪૧. તર્કશક્તિ અને તુલના શક્તિ.

જેને બુદ્ધિશક્તિ કે સમાલોચક શક્તિઓ તરીકે ઓળખવામા આવે છે તે બન્ને શક્તિઓનાં, સમજની

અંદરના અવયવોને પ્રગતિ આપી ખીલવવામાં પણ પ્રેમભાવનો કાંઇ ઓછો પ્રભાવ કે પ્રતાપ નથી બાળકો, યુવાનો, તેમજ યુવતિઓને શીક્ષણ આપવાના મહાન કાર્યમા જેટલે અંશે પ્રેમ અને સૌજન્ય, એ બે શક્તિઓ સહાયભૂત થાય છે અને તેના દ્વારા જે આશ્ચર્યજનક કાર્ય થાય છે તેની બરાબરી બીજી કોઇપણ પદ્ધતિથી વધી પણ કરી શકાય તેમ નથી મનુષ્ય સમાજની બધી શક્તિઓને ખીલવવામા પ્રેમભાવ જેમ અતિ અગત્યનો ભાગ ભજવે છે, તેજ પ્રમાણે માનવસમાજની બુદ્ધિશક્તિઓ અને તેના કાર્યક્ષેત્રને વિસ્તૃત કરવાના મહાન કાર્યમા પણ આ પ્રેમભાવ અનુપમ પ્રકારનો ભાગ ભજવે છે માત્ર તેનો યથાર્થ ઉપયોગ કરતા મનુષ્ય સમાજે શીખવાની જરૂર છે સ્નેહ, સૌજન્ય અને કરૂણાયુક્ત હૃદયવાળા શિક્ષક, ગુરૂ, પિતા પતિ કે પત્નિ અથવા ભગીની કે માતા આદિ દ્વારા શિક્ષણનુ કાર્ય જેટલુ સરળ સુગમ, અને થોડા વખતમાં પણ સહેલાઇથી થઇ શકે છે, તેટલુ કાર્ય કઠણ હૃદયના સો શિક્ષકોદ્વારા શતવર્ષે પણ પાર પડી શકતુ નથી માનવ સમાજની અંદરના મસ્તકોના બુદ્ધિશક્તિઓના ઉચ્ચ પ્રદેશના તન્તુઓ પણ એટલા સારા પ્રમાણમાં—કે એટલી સારી સંખ્યામા હજી પ્રફુલ્લ થવા પામ્યા નથી એ સ્પષ્ટજ છે નહિ તો દુનીનામા નેપોલીયન, ન્યૂટન, મારકોની, કેન્ટ, મીલ, વાલ્મિકી, રામચંદ્ર અને શ્રીકૃષ્ણ તથા વ્યાસ અને વશિષ્ઠ જેવા ભદ્ર પુરૂષોની સંખ્યામા અનેક ગુણ વૃદ્ધિ થઇ હોત ! ! !

## નં ૪૨ પ્રેરણાશક્તિ અથવા અન્તર્દૃષ્ટિપર પ્રેમનો પ્રભાવ

આ શક્તિ પર પણ કંઇ પ્રેમનો પ્રભાવ જેવો તેવો નથી ચતુર અને સ્નેહી સ્ત્રી, પુરૂષો પરસ્પરના અન્તરગત-મનોવિકારોને, ભાવોને બહુજ શીઘ્રતાથી સહજમા સમજી શકે છે મુખ, આકૃતિ રૂપ, રંગ, આંખ નાક કાન અને ઓષ્ઠ આદિ સમગ્ર અવયવો અને તેઓની અતિ ઇંગિત અથવા ચેષ્ટા આદિ સર્વ અન્તર્ગત ભાવો સ્ત્રી પુરૂષોના બાહ્ય ચહેરાપરથી સહજ જાણવામા આવે છે એટલુજ નહી, પણ તેવા ભાવોને જાણવાની શક્તિ જેને પ્રેરણા શક્તિ કહે છે તે દ્વારા તુરત સમજી શકાય છે જન સ્વભાવને સહજ સમજવાની સ્ત્રી વર્ગની અંદર એવી અજબ ગુપ્ત શક્તિ છે પુરૂષો કરતા પણ સ્ત્રીઓ એવુ જ્ઞાન, ઘણુ સ્વાભાવિક રીતે શીખી શકે છે પણ પ્રેમ ભાવમા આશા ભંગ થવા પછી તેજ શક્તિ ધીરેધીરે મંદ અને બુદ્ધિ થઇ જાય છે

## નં. ૪૩ સૌજન્ય અથવા મિલનસારપણું અને સભ્યતા આદિભાવોપર પ્રેમનો પ્રભાવ.

સ્નેહીઓ હમેશા પરસ્પરને અનુકુળ થઇ વર્તવા તત્પર થાય છે સભ્યતા અને સૌજન્ય, એતો તેઓનુ સૌથી પરમ અદ્ભુત અને કોમળ છતા સર્વત્ર વિજય પામનાર સૌથી બળવાન વશીકરણ-સૂત્ર છે સ્નેહ અને સૌજન્ય, એ તો સ્ત્રીઓની અંદર કાર્ય કરતી ખાસ મુખ્ય માનસિક વૃત્તિઓ છે આ વૃત્તિઓનુ પ્રાબલ્ય એજ સ્ત્રીઓની ખાસ વિશેષતા છે સ્ત્રીવર્ગને સ્નેહ અને સૌજન્યની દેવીઓ કહેવામા આવે છે એ તદ્દન યથાર્થજ છે સ્નેહ અને સૌજન્યને લીધેજ, સ્ત્રીઓના મુખ કમળો હમેશા પ્રફુલ્લિત, રમ્ય ચંદ્ર સમાન ગોળ ભરેલા આનંદદાયક અને હર્ષ ઉત્સાહ આશા, વિનય અને સભ્યતા આદિ નમ્ર અને મૃદુભાવોના પ્રેરક અને સૌન્દર્ય પૂર્ણ જોવામા આવે છે તેઓના આવા રમ્યભાવો અનેક બાળકો, બચ્ચાઓ, કન્યાઓ અને સુખી તેમજ દુખી અવસ્થાના સ્ત્રી પુરૂષોને, સ્વાભાવિક રીતેજ આનંદ સંતોષ અને સહાનુભૂતિ દર્શાવી સુખ સંતોષ આપી હમેશાને માટે આકર્ષક બને છે અને પરિણામે પાલક, પોષક અને રક્ષક માતાઓ રૂપ તેઓને બનાવે છે પણ સ્નેહભાવના અભાવમા, તેજ સ્ત્રી પુરૂષોનુ વર્તન કેટલુ બધુ કઠોર, અસભ્ય અને મિલનસારપણાથી રહિત કર્કશ અસુખકર-કટાક્ષયુક્ત અને નિર્મમતાપૂર્ણ, નિષ્ઠુર અને નિષ્કરૂણ બની જાય છે તેના અનેક દૃષ્ટાન્તો નવલકથાના સાહિત્યમા અનેક પ્રસંગોમા તેમજ આપણા હમેશના અનુભવમા પણ અનેક સ્થળે આપણને જોવામા આવે છે આવા સ્ત્રી પુરૂષો, પરસ્પરના પ્રેમભાવથી જ્યારે સન્તુષ્ટ નથી થતા ત્યારે સ્વભાવે કુપિ, વિકાર નિષ્ઠવતા અને કઠોર વાણી વિકૃત લાગણીવાળા અને વર્તન તથા હાવભાવ અને ,વાણીમા પણ કઠોરતાવાળા અને અસહનશીલ બની જાય છે પ્રેમભાવની વિકૃત હાલતને લીધે મનુષ્યના સ્વભાવમા થતા સ્વાભાવિક ફેરફારોને આપણે તેઓનાં સ્વાભાવિક સ્વરૂપમાંજ માત્ર અને જોઇએ છીએ

# જીવનનો આધાર, પ્રેમ.

( ભૈરવી કે આશા આદિ રાગમાં )

જીવનનો[૧] આધાર.

પ્રેમ છે જીવનનો આધાર.

પ્રાણ[૧], હૃદય, પચનેન્દ્રિય[૨] આદિ,
ખાન[૨] પાન[૩] ધન[૪]સમ્પત[૫] આદિ,
ગૌર્યાદિ[૬] સંરક્ષક[૭] ભાવો,
સર્વનો પાલન-હાર. પ્રેમ[૮] છે જીવનનો આધાર. ૧

દામ્પત્ય[૯], વાત્સલ્ય[૧૦], નિવાસ[૧૧]-ઇચ્છા,
કૌટુમ્બિક-મૈત્રી[૧૨], સ્નેહાદિ,
સાંસારિક સંબંધો[૧૩] જે જે,
સર્વનો પ્રેરક પ્રાણ પ્રેમ એ સર્વનો પ્રેરક પ્રાણ ૨

યશ[૧૫], સાવધતા[૧૪], સ્વમાન[૧૬] આદિ,
ધૈર્ય[૧૭]-ક્ષમાદિક ઉન્નત ભાવો;
ઉત્કર્ષક વૃત્તિના સ્વરૂપો,
સર્વનો એ આધાર પ્રેમ છે.... ... ૩

નીતિ[૨૨] ભક્તિ[૧૮] ને વિનયાદિકનો[૨૪],
આસ્થા[૨૦] શ્રદ્ધા[૧૯] આત્મિક[૨૧]-નયનો
સ્નેહ કરુણા દયા[૨૩], આર્દ્રતા,
ધાર્મિક ભાવો જે,
મનુજના ધાર્મિક ભાવો જે,
ખરે એ સર્વનો પોષક એ. પ્રેમ છે ... ૪

## ૪૪. આરામ પ્રિયતા અને નિદ્રા આદિ અવસ્થાઓપર પ્રેમનો પ્રભાવ.

સર્વ પ્રકારના સુખચેન ભોગવૈભવ અને આરામો, જ્યારે મનુષ્યનું મન સુખચેનમાં અનેક રીતે ટેવાઇ ગયેલું હોય છે ત્યારેજ યથાયોગ્ય રીતે ભોગવી શકાય છે " દો ના દિલારામ તો હયા દિલકો આરામ " અને એ દીલનો આરામ સ્ત્રીને માટે પુરૂષ અને પુરૂષને માટે સ્ત્રી વિના, અને તે બન્નેની અંદરના પરસ્પરના પ્રેમભાવો વિના, આખા વિશ્વમાં બીજે કયાયથી પણ મળી શકે તેમ નથી સમગ્ર વિશ્વમાં પ્રેમી યુગલોજ ખરેખરો આરામ અને સુખ સંતોષ ભોગવે છે અત્યન્ત શાન્ત, મધુર અને મીઠી પ્રેમની નિદ્રાનો અનુભવ ખરેખર તેઓનેજ થાય છે કે જેઓનાં અન્તર-હૃદયો પ્રેમરસની પ્રબળ લાગણીથી હમેશાને માટે આર્કષાયેલાજ રહે છે જ્યારે જેઓને આ મહત્વના વિષયોમાંજ સુખ, સન્તોષ કે તૃપ્તિ થયેલી હોતી નથી, તેવાઓ હમેશા ચિન્તાતુર, વિરકત ભાવયુક્ત, હમેશા નિરાશાના વિચારોથી ભરપૂર અને વ્યગ્ર ચિત્તવાળા હોય છે અને ન હોય તો ધીરે ધીરે થઇ જાય છે આવા સ્ત્રી પુરૂષોને સુખી નિદ્રાના કે મધુર સુખના સ્વપ્નાઓના પણ દર્શન થવાં દુર્લભ છે પણ પ્રેમરસની મધુરનિદ્રાનું સુખ પણ કોઇ અજબ પ્રકારનુંજ છે

## પંચજ્ઞાનેન્દ્રિયોના અવયવો પર પ્રેમનો પ્રભાવ.

પંચજ્ઞાનેન્દ્રિયોની અંદર અગાઉના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે સ્પર્શેન્દ્રિય, શ્રવણેન્દ્રિય, દર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, ( રસના ) અને ઘ્રાણેન્દ્રિય અર્થાત નાસિકા આદિ પાંચ ઇન્દ્રિયોનો સામાન્ય રીતે સમાવેશ થાય છે, અને જે પ્રમાણે આ પાંચે ઇન્દ્રિયોના અવયવો, મુખ અને મસ્તકની ઉપર જુદે જુદે સ્થળે, યોગ્યતા ઉપયોગિતા અને અવયવોના ન્યૂનાધિક મહત્વ પ્રમાણે યોજવામાં આવેલા છે તે પ્રમાણે તે તે ઇન્દ્રિયની સાથે ખાસ સંબંધ ધરાવનાર જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓના પ્રવાહો પણ મગજના જુદા જુદા ભાગો સાથે સંયુક્ત સંબંધ ધરાવે છે આમાના પ્રત્યેક તન્તુનું સ્વરૂપ સામાન્ય દ્રષ્ટિથી જોતાં એકજ સરખું શ્વેત બારીક અને તન્તુ પ્રવાહ રૂપે બીજા તન્તુઓ જેવુંજ સામાન્ય રીતે હોય છે છતા તેમાના એક તન્તુનું કાર્ય બીજો તન્તુ કદાપી પણ કરવા કે અનુભવવા સમર્થ થઇ શકતો નથી એ આ સમગ્ર તન્તુરચનાની અદ્દભુત યોજનાનું ખાસ રહસ્ય છે આ પ્રમાણે શબ્દ, સ્પર્શ રૂપ રસ અને ગન્ધ આદિ ને ગ્રહણ કરનાર પાંચે જ્ઞાનેન્દ્રિયોના જ્ઞાન અને ક્રિયા આદિ ગુણો એક બીજાની સરખામણી કરતા જુદા જુદા પ્રકારનાજ જણાય છે અને છે અને તે સર્વના દ્વારા અનુભવાતા આનંદો પણ તેજ પ્રકારે વિવિધ જાતના અને અનેક સ્વરૂપના છે એ સર્વ પ્રકારના આનંદો અને સુખોની અનેક ચડતી ઉતરતી દશાઓને પ્રેરવામા, તેમજ તેઓના વિવિધ અનુભવોને વિસ્તારવામા આ પ્રેમભાવ અજબ પ્રકારનો પ્રભાવ જમાવે છે આ પાંચે જ્ઞાનેન્દ્રિયમાંની પ્રત્યેક ઇન્દ્રિયના કાર્યને પ્રગતિ આપવામાં તે વિવિધ પ્રકારે પોતાની અસર જમાવે છે અનેક પ્રકારના શીતોષ્ણ મૃદુ કઠોર આદિ સુખ સંસ્પર્શો, મધુર-તીવ્ર કોમળ મધ્યમ, પંચમ, ધૈવત નિષાદ ગાંધર્વ આદિ સ્વરો અને આલાપો અનેક પ્રકારના આકારો, કદો, રંગો, જુદી જુદી વ્યવસ્થાઓ અને સંખ્યા તથા સ્થાનો વિગેરેના સ્વરૂપો તેમજ પરસ્પરના સંબંધો અસંખ્ય પ્રકારના રસનેન્દ્રિયદ્વારા અનુભવ ગમ્ય થનાર રસા-સ્વાદો અને તેના વિવિધ સ્વરૂપો, તેમજ અસંખ્ય પ્રકારના સુગન્ધી કે દુર્ગન્ધ યુક્ત દ્રવ્યોના સ્વરૂપોનું જ્ઞાન આપવા માટે, આ સર્વ ઇન્દ્રિયગણની અતિ આશ્ચર્યજનક યોજનાઓ વ્યવસ્થાપૂર્વક યોજવામા આવેલ છે

પ્રત્યક્ષ કરી શકીએ છીએ. જ્યારે સંગીત નૃત્ય અને ઉત્તમ પ્રતિના તાન સાથે હાસ્ય કરૂણા શૃંગાર પ્રેમ, વાત્સલ્ય દયા, મૈત્રી આદિ અનેક ભાવનાયુક્ત ગીતોનાં આનંદોનો અદ્ભુત રસ પણ, આ શ્રવણશક્તિ દ્વારાજ માત્ર લઇ શકાય છે. તેમાં પણ ઉપરોક્ત ગાયનો કે સંગીતના વિષયોમાં જ્યારે પ્રેમરસ અને શૃંગારનાંજ કાવ્યો અને ભાવો પ્રમુખ પણે પ્રવર્તિ રહેલાં હોય છે, ત્યારે તો તેવા આનંદની ખરેખર અવધીજ આવેલી ગણાય છે. સંગીત, નૃત્ય અને ગાન તાનનાં જલસાઓમાં. જ્યાં ત્યાં કૃષ્ણ, ગોપીકાઓ, રાધીકા અને તેનાં પ્રેમ કે વિરહનાંજ અથવા શૃંગાર યુક્ત. અનેક ભાવોનાંજ ગીતો સર્વત્ર વધારે પસંદ કરવામાં આવે છે, તેનું પ્રેમ એજ સ્પષ્ટ કારણ હોય છે. શ્રવણેન્દ્રિયના વિષયોને પ્રદીપ્ત કરવામાં પ્રેમભાવનો કેટલો બધો પ્રબળ પ્રભાવ પડે છે એ આથી વધુ સિદ્ધ થાય છે. જોકે કેટલીકવાર આ વૃત્તિનો અતિયોગ અને મિથ્યાયોગ થવાથી કેટલાક અનિષ્ઠ અને પાશવ ભાવોને પણ પ્રકટ કરવામાં એ સાધનભૂત થાય છે. એ ખરૂં છે; પણ તેનો સંયમિત ઉપયોગ હમેશાં લાભદાયકજ છે.

## ૪૬. સ્પર્શેન્દ્રિય-ત્વચા પર પ્રેમભાવની પ્રદીપ્તિ દ્વારા થતી જુદી જુદી અસરો.

૧ સમગ્ર શરીર પરની ત્વચા—કામજ વિદ્યુતના પ્રભાવથી સ્પર્શજ્ઞાનને અતિ પ્રમાણમાં અનુભવવા લાગે છે. જેથી સમગ્ર પ્રકારના અધિક સંઘર્ષણ અને પ્રેમપાત્રના સાન્નિધ્યમાં આવવાની પરસ્પરમા ઇચ્છા થાય છે.

૨ રોમાંચ—આખા શરીર પરની ત્વચા ફરફરાવાથી, પ્રેમભાવને લીધે રોમાચ અર્થાત રોમકુપોનું ઉત્થાન થાય છે. સમગ્ર શરીરમાં એક પ્રકારની અનુકુળ અને સુખાનુભવ આપનારી ફુરણારી પેદા થાય છે.

૩ હાથ પગનાં આંગળાંના ટેરવાં અને નખોમાં ઉપર જણાવેલી સ્થિતિને લીધે કામજ વિદ્યુતનાં પ્રવાહો ચાલતાં એક પ્રકારની ખાસ અનુભવી શકાય એવી ફુરણારી છુટવા લાગે છે.

૪ બગલ-કાંખ, આદિ સ્થળોમાં પ્રેમભાવના ઉદ્ભવ વખતે હાથ લગાડવાથી સ્પર્શ તન્તુઓમાં અધિક પ્રમાણમાં ગલગલીયાં થવા લાગે છે અને હાથપગની સન્ધિઓનું સુખપૂર્વક પ્રસારણ થાય છે.

૫ છાતી અને સ્તન પ્રદેશની જાગ્રની થતાં તે સ્થાનના સ્પર્શ-તન્તુઓમા ગતિ અને રક્તનો સંચાર થવા લાગે છે. જેથી તેઓને મર્દનદ્વારા થતા સ્પર્શથી એક અદ્ભુત પ્રકારનો આનંદ મળે છે.

૬ ઉદર-કટિ અને તેની આસપાસના સ્થાનોમા પણ પ્રેમવિદ્યુતદ્વારા પ્રદિપ્ત થયેલ હસ્ત ફેરવવાથી તે વખતનો સ્પર્શ, ઘણોજ આનંદદાયક અને સુખાનુભવપ્રદ લાગે છે.

૭ ગુપ્તેન્દ્રિયોની આસપાસની અને અન્દરની સુક્ષ્મત્વચા અને તેના રસપડોમાં પણ ગતિ થવાથી તે સ્થાનનું મર્દન સંઘર્ષણ અને આલોડન ઘણુંજ રમણીય અને અદ્ભુત આનંદજનક અનુભવ આપવા વાળી સ્થિતિ ધારણ કરે છે. આ પણ સ્પર્શ તન્તુઓના પ્રવાહોની અધિક પ્રદીપ્તિનુંજ પરિણામ છે.

૮ સાથળ—જાંઘ ( આદિ સ્થળની કોમળ ત્વચામાં સ્પર્શ કરવાથી પણ એક જાતનો અધિક આનંદ આવે છે; એટલે ત્યાના તન્તુઓની અંદરનું સ્પર્શજ્ઞાન પણ અધિક પ્રમાણમા પ્રદિપ્ત થાય છે.

૯ નિતંબ—આદિ સ્થાનોનું મર્દન પણ એવાજ પ્રકારનું સંસ્પર્શજન્ય જ્ઞાન પેદા કરી સુખાનુભવ કરાવે છે.

૧૦ પગનાં તળીયાં આદિના કોમળ સ્થાનોનાં તન્તુઓમાં પણ ગતિ થવાથી સંસ્પર્શજ વિદ્યુતના પ્રવાહો વિશેષ પ્રમાણમાં વહેવા લાગે છે.

૧૧ ગ્રીવા અને તેની આસપાસના પ્રદેશોનો કોમળ હસ્તાંગુલીઓ દ્વારા થતો સ્પર્શ પણ, અધિક સુખને જન્મ આપે છે.

૧૨ પીઠ અને પડખાં—આદિ સ્થાનોનાં તન્તુઓ પણ ઉપર પ્રમાણેજ ઉશ્કેરાય છે અને સ્પર્શ સુખનો અનુભવ કરે છે.

૧૩ ચિબુક—અને તેની આસપાસના સ્થાનોમા પણ રક્તનો સંચાર થવા લાગે છે જેથી એ સ્થાનમાં હસ્તનો સ્પર્શ કરવાથી પણ સુખાનુભવ થાય છે.

૧૪ ઓષ્ઠ—અને કપોલના સ્થાનોમાં, કોમળ સ્પર્શ તન્તુઓની ખાસ અધિકતા છે. ખાસ કરી ઓષ્ઠની અન્દરની ત્વચામા સ્પર્શજ્ઞાનના તન્તુઓની ખાસ અધિકતા છે. તેથી તેઓની પ્રદીપ્તિ થવા સાથે ચુંબન, મર્દન આદિ ભાવોની પ્રવૃત્તિ થાય છે.

કળા કુશળતા, સૌન્દર્ય આદિ,
૨૩ ૨૪

હાસ્ય, ઓદાર્ય, અનુકરણાદિ,
૨૭ ૨૫ ૨૬

પ્રવીણતાના પ્રેરક સર્વે.

માનવ ભાવો જે,

ખરેખર તેનો પ્રેરક એ પ્રેમ છે જીવનનો આધાર. ૫

અવલોકન ચિત્રાદિ કળાઓ,
૨૮ ૨૯ ૩૦–૩૫.

રંગ રાગ ને વાણી વિલાસો,
૩૭ ૩૮ ૩

સ્મરણ, મનન, તુલનાદિક ભાવો,
૩ ૪૦ ૪૧

બુદ્ધિબળ સાહિત્ય વિલાસો,
૪૨ ૪૩

શ્રવણ નયન સ્પર્શાદિ ક્રિયાઓ
૪૫ ૪૬ ૪૭ ૪૮ ૪૯

જ્ઞાન–ક્રિયાના એ ઝરણાઓ,

સર્વનો પ્રેરક એ પ્રેમ છે જીવનનો આધાર

પ્રેમહીન જીવન સાવ અસાર,
સંસારે સર્વ સારમાં સાર ૬

હસ્ત પાદ સ્તન ઓષ્ઠ આદિકના,
૫૦ ૫૧ ૫૨ ૫૩ ૫૪

શ્રવણ નયન, મુખ, ઘ્રાણાદિકના,

ઇન્દ્રિય–ગણના મુખ સર્વે જે,

તેનો પ્રેરક એ જીવનનો પ્રેરક પ્રેમજ એ

પ્રેમ છે જીવનનો આધાર.

પ્રેમ હીન જીવન સાવ અસાર

પ્રેમ છે જીવનનો આધાર ૭

# વિશ્વ સમસ્તના જીવનનો આધાર પ્રેમ.

પરમ પિતાની સર્વ વિભૂતિ,[૫૫]
વિશ્વ સમગ્રની સર્વ પ્રવૃત્તિ,[૫૬]
જ્ઞાન ક્રિયાના અસંખ્ય ઝરણા,[૫૭]
સૃષ્ટિ[૫૮] માત્રના સર્વ પ્રવાહો...
પ્રેમોદ્ભવ[૫૯] સૌ એ.
પ્રેમ એ જીવનનો આધાર ૮



By G. G. Mehta, Professional Phrenologist, Bombay.

પ્રત્યક્ષ કરી શકીએ છીએ જ્યારે સંગીત નૃત્ય અને ઉત્તમ પ્રતિના તાન સાથે હાસ્ય કરુણા શૃંગાર પ્રેમ, વાત્સલ્ય દયા, મૈત્રી આદિ અનેક ભાવનાયુક્ત ગીતોનાં આનંદોનો અદ્ભુત રસ પણ, આ શ્રવણશક્તિ દ્વારાજ માત્ર લઇ શકાય છે. તેમાં પણ ઉપરોક્ત ગાયનો કે સંગીતના વિષયોમાં જ્યારે પ્રેમરસ અને શૃંગારનાંજ કાવ્યો અને ભાવો પ્રમુખ પણે પ્રવર્તિ રહેલાં હોય છે, ત્યારે તો તેવા આનંદની ખરેખર અવધીજ આવેલી ગણાય છે. સંગીત, નૃત્ય અને ગાન તાનનાં જલસાઓમાં. જ્યાં ત્યાં કૃષ્ણ, ગોપીકાઓ, રાધીકા અને તેનાં પ્રેમ કે વિરહનાંજ અથવા શૃંગાર યુક્ત. અનેક ભાવોનાંજ ગીતો સર્વત્ર વધારે પસંદ કરવામાં આવે છે, તેનું પ્રેમ એજ સ્પષ્ટ કારણ હોય છે. શ્રવણેન્દ્રિયના વિષયોને પ્રદીપ્ત કરવામાં પ્રેમભાવનો કેટલો બધો પ્રબળ પ્રભાવ પડે છે એ આથી તદ્દન સિદ્ધ થાય છે. જોકે કેટલીકવાર આ વૃત્તિનો અતિયોગ અને મિથ્યાયોગ થવાથી કેટલાક અનિષ્ઠ અને પાશવ ભાવોને પણ પ્રકટ કરવામાં એ સાધનભૂત થાય છે. એ ખરું છે; પણ તેનો સંયમિત ઉપયોગ હમેશાં લાભદાયકજ છે.

## ૪૬. સ્પર્શેન્દ્રિય-ત્વચા પર પ્રેમભાવની પ્રદીપ્તિ દ્વારા થતી જુદી જુદી અસરો.

૧ સમગ્ર શરીર પરની ત્વચા—કામજ વિદ્યુતના પ્રભાવથી સ્પર્શજ્ઞાનને અતિ પ્રમાણમા અનુભવવા લાગે છે. જેથી સમગ્ર પ્રકારના અધિક સંઘર્ષણ અને પ્રેમપાત્રના સાન્નિધ્યમાં આવવાની પરસ્પરમાં ઇચ્છા થાય છે.

૨ રોમાંચ—આખા શરીર પરની ત્વચા કરકેરાવાથી, પ્રેમભાવને લીધે રોમાય અર્થાત રોમકુપોનું ઉત્થાન થાય છે. સમગ્ર શરીરમાં એક પ્રકારની અનુકુળ અને સુખાનુભવ આપનારી કમ્પારી પેદા થાય છે.

૩ હાથ પગનાં આંગળાંના ટેરવાં અને નખોમાં ઉપર જણાવેલી સ્થિતિને લીધે કામજ વિદ્યુતનાં પ્રવાહો ચાલતાં એક પ્રકારની ખાસ અનુભવી શકાય એવી કમ્પારી છુટવા લાગે છે.

૪ બગલ-કાંખ, આદિ સ્થળોમાં પ્રેમભાવના ઉદ્ભવ વખતે હાથ લગાડવાથી સ્પર્શ તન્તુઓમાં અધિક પ્રમાણમાં ગલગલીયાં થવા લાગે છે અને હાથપગની સન્ધિઓનું સુખપૂર્વક પ્રસારણ થાય છે.

૫ છાતી અને સ્તન પ્રદેશની જાગ્રતી થતાં તે સ્થાનના સ્પર્શ-તન્તુઓમા ગતિ અને રક્તનો સંચાર થવા લાગે છે. જેથી તેઓને મર્દનદ્વારા થતા સ્પર્શથી એક અદ્ભુત પ્રકારનો આનંદ મળે છે.

૬ ઉદર-કટિ અને તેની આસપાસના સ્થાનોમા પણ પ્રેમવિદ્યુતદ્વારા પ્રદિપ્ત થયેલ હસ્ત ફેરવવાથી તે વખતનો સ્પર્શ, ઘણોજ આનંદદાયક અને સુખાનુભવપ્રદ લાગે છે.

૭ ગુપ્તેન્દ્રિયોની આસપાસની અને અન્દરની સૂક્ષ્મત્વચા અને તેના રસપડોમાં પણ ગતિ થવાથી તે સ્થાનનું મર્દન સંઘર્ષણ અને આલોડન ઘણુંજ રમણીય અને અદ્ભુત આનંદજનક અનુભવ આપવા વાળી સ્થિતિ ધારણ કરે છે. આ પણ સ્પર્શ તન્તુઓના પ્રવાહોની અધિક પ્રદીપ્તિનુંજ પરિણામ છે.

૮ સાથળ—જંઘા ( આદિ સ્થળની કોમળ ત્વચામાં સ્પર્શ કરવાથી પણ એક જાતનો અધિક આનંદ આવે છે; એટલે ત્યાંના તન્તુઓની અંદરનું સ્પર્શજ્ઞાન પણ અધિક પ્રમાણમાં પ્રદિપ્ત થાય છે.

૯ નિતંબ—આદિ સ્થાનોનું મર્દન પણ એવાજ પ્રકારનું સંસ્પર્શજન્ય જ્ઞાન પેદા કરી સુખાનુભવ કરાવે છે.

૧૦ પગનાં તળીયાં આદિના કોમળ સ્થાનોનાં તન્તુઓમાં પણ ગતિ થવાથી સંસ્પર્શજ વિદ્યુતના પ્રવાહો વિશેષ પ્રમાણમાં વહેવા લાગે છે.

૧૧ ગ્રીવા અને તેની આસપાસના પ્રદેશોનો કોમળ હસ્તાંગુલીઓ દ્વારા થતો સ્પર્શ પણ, અધિક સુખને જન્મ આપે છે.

૧૨ પીઠ અને પડખાં—આદિ સ્થાનોનાં તન્તુઓ પણ ઉપર પ્રમાણેજ ઉશ્કેરાય છે અને સ્પર્શ સુખનો અનુભવ કરે છે.

૧૩ ચિબુક—અને તેની આસપાસના સ્થાનોમા પણ રક્તનો સંચાર થવા લાગે છે જેથી એ સ્થાનમાં હસ્તનો સ્પર્શ કરવાથી પણ સુખાનુભવ થાય છે.

૧૪ ઓષ્ઠ—અને કપોલના સ્થાનોમાં, કોમળ સ્પર્શ તન્તુઓની ખાસ અધિકતા છે. ખાસ કરી ઓષ્ઠની અન્દરની ત્વચામાં સ્પર્શજ્ઞાનના તન્તુઓની ખાસ અધિકતા છે. તેથી તેઓની પ્રદીપ્તિ થવા સાથે ચુંબન, મર્દન આદિ ભાવોની પ્રવૃત્તિ થાય છે.

૧૫ ભ્રમર—અને તેની આસપાસના પ્રદેશો પર હાથ ફેરવવાથી પણ સંસ્પર્શથી પેદા થતો 'આનંદ ચાતુર્ય' બતાય છે. અને આપણું મુખ સૌન્દર્ય અને માધુર્યનું સ્વરૂપ ધારણ કરે છે.

૧૬ પોપચાંઓ પરના સ્પર્શતન્તુઓમાં પણ ગતિ પેદા થતાં તે સ્થાનમા પણ ચુંબન ગ્રહણ કરવાની અભિલાષા અને સ્પર્શ જ્ઞાનની અધિકતા પ્રબળપણે વધે છે.

૧૭ મસ્તક અને ખોપરીના સર્વ ભાગોમા ઉપરથી નીચે તરફ આમતેમ હાથ ફેલાવવાથી પણ ઘણોજ આનંદ આવે છે.

૧૮ વાળ-અંબોડો વિગેરે સ્ત્રીજનના છેક ઉપરના અવયવો જે સ્પર્શજ્ઞાનથી લગભગ શૂન્ય જેવા છે, તેઓનાં મૂળમા પણ કોઇ અજબ પ્રકારની ગતિ પેદા થતા તેઓની ઉપર હાથ ફેરવવાથી પણ એક જાતનો મધુર આનંદ આવે છે. પ્રદિસ પ્રેમભાવની અવસ્થામાં સ્ત્રી તેમજ પુરૂષ બન્નેને આવા પ્રકારના સ્પર્શોથી ઘણોજ સુખાનુભવ મળે છે. અને તેથી એવી ગોળ રીતે મસ્તક અને વાળ ઉપર હસ્ત ફેરવવાની અનેક પ્રકારની ગતિઓ અને સ્થિતિઓ છેક રતિવિલાસના રમ્ય પ્રસંગોમા વિશેષરૂપે પ્રવર્તે છે.

ટુંકામાં. સમગ્ર શરીરમાના નાના મોટાં સર્વ અવયવો અને તેના સ્થાનોમાં, પ્રદીપ્ત પ્રેમભાવને પરિણામે સર્વ સ્પર્શતન્તુઓની પણ પ્રદીપ્તિ અથવા જાગ્રતી થાય છે. અને તે સર્વમા મુખ્ય રીતે ભાગ ભજવનાર મનુષ્યના હસ્ત અને આંગળીઓના સ્થાનના વિદ્યુત પ્રવાહથી પ્રદીપ્ત થયેલાં ફેરવાંરૂપ અવયવો ખાસ ભાગ ભજવે છે.

ખાસ કરી સ્ત્રી અથવા પુરૂષના શરીરનાં, જે જે સ્થાનના અવયવો વધારે પ્રબળ, તે તે અવયવોની અંદરના તન્તુપ્રવાહો જલદી પ્રદીપ્ત થાય છે. આવા અવયવોમા ખાસ વિશેષ ફેરફારો સૌથી પ્રથમ શરૂ થવા લાગે છે. આ શું પ્રેમનો ઓછો પ્રતાપ છે ? ખરૂં કહીએ તો એક માળી જેવી રીતે પોતાની વાડીની અંદરના દરેક ક્યારામા હાથ ફેરવી, જલના પ્રવાહોથી તેને પૂર્ણ કરી સુંદર અને મધુર બનાવે છે, તેજ પ્રમાણે સ્ત્રી અને પુરૂષોના શરીરરૂપ બાગનું સમજવું. પ્રેમના અજબ સ્પર્શથી તેઓ બન્નેમાં શરીર અને મુખમુદ્રા પરના ભાવો અને સ્વરૂપોમા અનેક પ્રકારના મધુર ફેરફારો થાય છે.

સમગ્ર શરીરની અંદરના જુદા જુદા ભાગમા ત્વચાની અંદરનું સ્પર્શ જ્ઞાન પણ જુદા જુદા પ્રમાણમા તે તે અવયવ અથવા સ્થાનની આવશ્યકતા પ્રમાણે ફેલાયેલું છે. છેક મંદતર સ્પર્શ જ્ઞાનથી આરંભી, ઉત્તરોત્તર પ્રકૃષ્ટ સ્પર્શજ્ઞાન ધરાવનારા અવયવોના સ્થાનોના ક્રમો, આપણા શરીરમાં જોવામાં આવે છે. દૃષ્ટાન્ત તરીકે શિશ્નેન્દ્રિયના મુખ અને તેની નીચેના ભાગની ત્વચામા સ્પર્શજ્ઞાનના તન્તુઓ પૂર્ણ પ્રકૃષ્ટ અને પ્રબળ પ્રમાણમા ફેલાયેલા છે સ્ત્રી જનનેન્દ્રિય અને તેની અંદરના ખાસ પ્રદેશોમાં પણ તેજ પ્રમાણે સ્પર્શજ્ઞાનના તન્તુઓ પણ ખાસ અધિક પ્રમાણમા ફેલાયેલા હોય છે. ગલગલીયા એ આ સ્પર્શજ્ઞાનના તન્તુઓની અધિકતાવાળા સ્થાનોને બહુજ શીઘ્રતાથી પ્રદીપ્ત કરવાનો એક બહુજ સરલ ઉપાય છે. હાથ પગના તળીયાં, બગલ, પડખાં, ગરદન અને પીઠ તથા ગળાં આદિ સ્થાનોમાં આવા તન્તુઓની વધારે સંખ્યા જોવામા આવે છે, કેટલાક સ્ત્રી પુરૂષોમા આ તન્તુઓ એટલા બધા પ્રકૃષ્ટ પ્રમાણમા અને પ્રદીપ્ત દશામાં હોય છે કે તેઓને માત્ર દુરથી અંગુલી દર્શન કરાવી ગલગલીયાનું ભાન આપતા એકદમ હસવું અને ગલીપોચીનું ભાન થવા લાગે છે, જેથી તેઓ સ્થિરપણે ઉભા પણ રહી શકતાં નથી. નાના બાળકોમાં આવું અનેકવાર જોવામાં આવે છે:

સંભોગ વખતના સુખાનુભવમા પણ, તે તે સ્થાનની ઇન્દ્રિય વિશેષમાં આવેલા સ્પર્શ જ્ઞાનને ગ્રહણ કરનાર તન્તુઓ દ્વારા અનુભવાતા, સંસ્પર્શજન્ય સુખજ મોટો ભાગ ભજવે છે. સંભોગ-અવસ્થાનો છેક અન્તનો આનંદ, તેવા સ્પર્શ સુખની પરાકાષ્ઠાનુંજ ખાસ સ્વરૂપ છે. એ સહજ વિચાર કરતાં સ્પષ્ટ સમજાય તેમ છે

જ્ઞાનના તન્તુઓને ઉશ્કેરવાની વિવિધ પ્રકારની ક્રિયાઓ જ છે. સંયોગ ક્રિયામાં ઉપરોક્ત સર્વ પ્રકારના સાધનો અને ક્રિયાઓનો એકી સાથે સમાવેશ થાય છે અને તેને લીધે તે અવસ્થામાં અનેક પ્રકારના આનંદોની ઉત્કૃષ્ટ દશા અનુભવાય છે

* ઉપરોક્ત વિચારોની પુષ્ટિમાં, કેટલાક-પ્રસિદ્ધ લેખકોના લેખોમાંથી કેટલાક જરૂરી વિચારો અત્રે આપવામાં આવે છે જેથી આ વિષયની સત્યતા વધારે સ્પષ્ટ થશે.

The Immence Importance of the skin.

( I ) " A tissue which is like silk to the touch, the most exquisitely beautiful surface in the universe to the eye and yet a wall of adamant against hostile attacks impervious alike, by virtue of its wonderful responsive vitality, to moisture and draught cold and heat, electrical changes, hostile bacteria, the most virulent of poisons and the deadliest of gases, it is one of the real wonders of the world. More beautiful than valvet, softer and more pliable than silk more impervious than rubber, and more durable under exposure than steel, well-nigh as resistant to electric currents as glass, it is one of the toughest and most danger proof substances in the three kingdoms of nature ". Although as the Auther adds ' we hardly dare permit it to see the sunlight or breathe the open air. But it is more than this. It is the creator of the entire body, its embryonic infolding form the alimentary canal, the brain, the spinal cord, while every sense is but a specialisation of its general organic activity. It is further more a kind of " SKIN—HEART " promoting the circulation by its own energy, it is the great heat regulating organ of the body, it is an excretory organ only second to the kidney, which decends from it, and finally it still remains the seat of touch. "

Woods Huchinson.
( Auther of the Studies in Human and comp Pathology. )

( II ) " Its tenderness is the Alpha of affection even between the senses, its Omega is to be found in the sexual-embrace (આશ્લેષ) which may be said to be a method of obtaining through a specialised organization of the skin, the most exquisite and intense sensation of touch "

Havelock Ellis.
Author of " Phsychology of sex "

( III ) "We have in the lips a highly sensitive forntier region between skin and mucus membrane, in many respects analogus to the vulva vaginal orifice and reinforcible, more-over by the active movements of the still more highly sensitive tongue

Close and prolonged contact of these regions, therefore, under conditions favourable to tumescene sets up a powerful current of nervous stimulation."

IV The powerful effect which the stimulation of the nipples produces on the sexual sphere has led to the breast playing a prominent part in the erotic art of those lands in which this art has been most carefully cultivated.

૧. આશ્ચર્ય—જે પદાર્થ સ્પર્શ કરવામાં રેશમ જેવો કોમળ માલુમ પડે છે, જેની સપાટી વિશ્વમાંના બધા પદાર્થો કરતાં પણ આપને વધારે રોચક લાગે છે તથા જે પદાર્થ બહારના કોઇપણ વિરોધી હુમલાઓ સામે લોખંડની દીવાલ માફક ટકી રહે છે. એટલુંજ નહીં પણ પોતાના આશ્ચર્યકારક સ્થિતિસ્થાપક અજબ જીવન શક્તિના ગુણને લીધે શરદી તેમજ ગરમી, ભિનાશ તેમજ શુષ્કતા અને વિદ્યુતના ઉષ્ણતા જન્ય ફેરફારો તેમજ વિરોધક જન્તુઓ અને ઝેરીલાં પ્રાણીઓ તેમજ ઝેરી હવાઓ તથા હવાઓની સામે પણ ટક્કર ઝીલી ટકી રહે છે. એવો ખરેખર વિશ્વની અંદરના આશ્ચર્યોત્પાદક પદાર્થોમાંનો એક પદાર્થ, તે આ આપણી સ્પર્શેંદ્રિય-ત્વચા છે. મખમલ કરતાં પણ વિશેષ સુંદર, રેશમ કરતાં પણ વધારે મુલાયમ અને નમ્ર, રબર કરતાં પણ અધિક સ્થિતિ સ્થાપક અને સ્ટીલ કરતાં પણ ખુલ્લી હવામાં રહ્યા છતાં વધારે વખત સુધી ટકી રહેનાર તેમજ ક્ષય કરતાં વિદ્યુત પ્રવાહો સામે વધારે જોરથી ટકી રહેનાર અને કુદરતના ત્રિવર્ગમાંના સર્વ પદાર્થો કરતા વધારે નિર્ભય તેમજ વધારે મજબુત સ્વરૂપે સ્થિત રહેનાર આ પદાર્થ છે. જો કે આ વસ્તુને આપણે ખુલ્લા સુર્યના પ્રકાશમાં કે ખુલ્લી હવાના પ્રવાહોમાં ખુલ્લી મુકવાનું પસંદ કરતા નથી. એ ખરૂં છે; પણ એટલેથી એનું મહત્વ પૂર્ણ થતું નથી. એ કરતા પણ તેનો અન્ય મહાન ઉપયોગ છે. સમગ્ર શરીરની રચનાનું તે એક મહાન સાધન છે. ગર્ભની અંદરના તેના અનેક ગુંચળાઓમાંથીજ પચનેંદ્રિયના અવયવો. જેવાં કે અન્નમાર્ગ કંઠકુપ, હોજરી આંતરડા યકૃત પ્લીહા, ઉદરોદર પટલ, હૃદય ફેફસાં અને મસ્તક આદિ તેમજ કરોડ રજ્જુ વિગેરે બને છે. જ્યારે જ્ઞાનેંદ્રિઓના દરેક અવયવની રચનામાં, આ સ્પર્શતંતુઓની ખાસ અમુક અમુક અંશમાં તો યોજના કરવામાં આવેલ છે. હૃદય એ પણ માત્ર આ સ્પર્શતંતુઓથી બનેલી ત્વચાના પડનુંજ. એક રૂપાંતર છે કે જેની શક્તિ દ્વારા શરીરસ્થ રૂધિરને આખા શરીરમા ફેલાવવામાં આવે છે; જ્યારે શરીરપરની ત્વચારૂપે શરીરની શરદી ગરમીને સંયમમાં રાખવાનું એ એક મહાન યંત્રરૂપ કાર્ય પણ કરે છે. અને એ ઉપરાંત પ્રસ્વેદવાહક પડ રૂપે, સમગ્ર શરીર પરના ત્વચારૂપ પડ રૂપે પણ, તેજ વિસ્તાર પામી ગુહ્યના અવયવો કે જેઓ પણ ત્વચાથીજ બનેલાં છે તેના એકલું નહીં તો પણ તેથી કંઇક દરજ્જે ઉતરતા પ્રકારનું શોધક કાર્ય પણ કરે છે, અને આખરે સર્વાંગમાં સ્પર્શેંદ્રિયના કાર્યને પણ કરી રહેલ છે. ગુડસ હચીનસન.

૨. ત્વચાની નરમાશ અને સ્પર્શશક્તિ એ શરીર અને ઇન્દ્રિય વચ્ચેના જ્ઞાનનું ( લાગણીનું ) પ્રથમજ શરૂઆતનું પગથિયું છે. જ્યારે સંભોગજન્યસુખાસ્વાદની અંદર મળતો સ્પર્શજન્ય અનુભવ કે આનંદ, જનનેન્દ્રિયના અવયવોમાં યોજવામા આવેલ ખાસ ચોકસ પ્રકારના સ્પર્શતન્તુઓના યન્ત્રોદ્વારા અનુભવવામા આવતા ઉત્કૃષ્ટ પ્રકારના સ્પર્શજ્ઞાનની પરાકાષ્ઠા છે. હેવલોક એલીસ.

૩. ઓષ્ઠની અંદર, બાહ્યત્વચા અને અંદરના શ્લેષ્મ પડની વચ્ચેનો જે ત્વચાનો નમ્ર અને સુકોમળ ભાગ છે તેની અંદર ઉત્કૃષ્ટ પ્રકારના સ્પર્શજ્ઞાનને ગ્રહણ કરનાર તન્તુ વિશેષની યોજના કરવામાં આવેલી છે, કે જે યોજના સ્ત્રીની જનનેન્દ્રિયના બાહ્યઓષ્ઠ અને અન્તર પ્રદેશની ત્વચાની યોજનાને લગભગ એક સરખી મળતી આવે છે. જ્યારે ઓષ્ઠ ને મુખની અંદર આવેલી, અતિ સ્વાદ તેમજ સ્પર્શતન્તુયુક્ત રસના અથવા જીહ્વાદ્વારા પણ ઘણું બળ મળે છે: આ અવયવોની સાથેના અતિગાઢ અને વેગયુક્ત સંબંધદ્વારા, સંભોગ ક્રિયા વખતના અનુકુળ પ્રસંગોમા જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓનાં પ્રબળ પ્રવાહો ગતિમાં આવે છે. ( જેથી એ અવયવો ઉત્કરાય છે અને ઓષ્ઠ તથા ગાલ આદિનું ચુંબન તેમજ જીહ્વાનું પરસ્પરનું આલોડન આદિ રૂપ શૃંગારની રસમય ક્રિયાઓની અનેક વિધ પ્રવૃત્તિઓ, મુખ તેમજ યોનિમુખ આદિ સ્થાનોમાં થવા લાગે છે.

૪ સ્તન પ્રદેશ અને સ્તનની દીંટડીઓ, પણ કામને પ્રદીપ્ત કરવામા ઘણોજ પ્રબળ ભાગ ભજવે છે: ( કારણ સંભોગ ક્રિયા સાથે સંબંધ રાખનાર જનનેન્દ્રિયોના મુખ્ય અવયવો સાથે તેમજ કામવાસનાના માનસિક અવયવ સાથે આ સ્તન પ્રદેશોનો પણ ઘણો ગાઢ સંબંધ છે. ) આથી કામ કેલી પ્રસંગમાં સ્તનો પણ અતિ અગત્યનો ભાગ ભજવે છે અને જે દેશોમાં આ કામકળા વધારે પ્રચલિત અને સંભાળપૂર્વક ખિલવવામાં આવેલી છે ત્યાં તેનો મુખ્ય અંશે ઉપયોગ થાય છે. ( હિન્દુસ્થાન ). હેવલોક એલીસ.

(V) The structure and position of the nerve terminal apparatus of the genital organs, by means of which voluptuous pleasure is rendered possible exibit great

"similarity with the touch corpuscules and sensory end-organs of the other parts of the skin. In the sexual orgasm the general cutaneous sensation increases to so high a degree of intensity, becomes so powerful, that for an instant, consciousness is actually lost."

Iwan Block.

૫. ભાવાર્થ—જનનેન્દ્રિયના અન્તભાગના તંતુઓની રચના અને સ્થાન વિગેરેની યોજના કે જેના દ્વારા સંભોગજન્ય આનંદનો યથાર્થ અનુભવ લઇ શકાય છે. તે તન્તુઓની યોજના, શરીરસ્થ અન્ય સ્થાનના અવયવોની અંદરના ઉંડાના ભાગના સ્પર્શતન્તુઓની રચનાના જેવીજ લગભગ છે. પણ સંભોગના અન્ત ભાગમાં સ્પર્શજ્ઞાનજન્ય આ આનંદ, વધીને એટલી બધી ઉત્કૃષ્ટ દશાને પહોંચે છે અને એ લાગણી એટલી બધી તીવ્રતમ અને પ્રબળ વેગ યુક્ત થાય છે કે એક ક્ષણભરને માટે તો મનુષ્ય મુર્છાજ બને છે.

## ૪૭. દર્શનેન્દ્રિય–ચક્ષુ ઉપર પ્રેમભાવનો પ્રભાવ.

"મનમોહન તેરે નયના અજબ રસિલે, હદ રહે પી લે, પી લે. પી લે.
................................................................................ અમૃત. કે. ના.

'મદભરી દેખું આંખ તારી મદનની ભાસે રેખ સારી; ....મદભરી.
પીવા પ્રીતિના પ્યાલી, નયન એ નાચે, લાગે કામના વિકારી... ..મદભરી દેખું'
કવિ ડુ. શ્યા. ધ્રુવ.

---

The richly laden word "Beauty" is a synthesis of complex impressions obtained through a single sense.

Iwan Block.

" In all the most elaborate description of attractive individuals it is the visible elements that are in most cases emphesized; The poet and the story-teller who seeks to describe an ideally lovely and describable woman always insists, mainly and often exclusively on those characters which appeal to the eye......"

Havelock Ellis

નયન આદિ અવયવો પર થતી અનેક પ્રકારની અસરોનું વર્ણન આપણને અવશ્ય આપવામાં આવેલું વિદિત થશે અન્ય સર્વ વૃત્તિઓ અને શક્તિઓના વિકાસની માફકજ આ પ્રેમ ભાવને પરિણામે નયન કમળોનો વિસ્તાર અને વિકાસ થાય છે આંખની કીકીમાં પણ યોગ્ય પ્રકારના ફેરફારો થાય છે આંખ એકદર વિશાળ અને યથાવત્ ખીલેલી, રસ ભીની મદભરી અને રસિક જણાવા લાગે છે પ્રેમ તત્ત્વના ભાવથી આંખમાં કોઈ અજબ પ્રકારનું તેજ અથવા પ્રભા પ્રકટી નીકળે છે કીકીઓ કામણગારી રસિક અને પ્રેમામૃતથી રસભીની બને છે. એટલુંજ નહીં પણ પ્રેમથી પ્રેરાયેલ દશામાં અનેક પ્રકારની ચપળતા તથા હાસ્ય યુક્ત બનવા સાથે સ્નેહજ માધુર્યયુક્ત પણ બને છે આવા આવા અસંખ્ય ભાવો-પ્રેમભાવથી પ્રેરાયેલ નયનો દ્વારા વગર બોલ્યે સમજી અથવા સમજાવી શકાય છે નયનો, એ તો પ્રેમામૃતને પીવાની અનુભવવાની કે પ્રેમભાવને પ્રત્યક્ષ કરવાની પ્રીતિની પ્યાલીઓ તુલ્ય છે આપણા ચક્ષુઓ દ્વારા આશા કરુણા, ક્રોધ, શરમ વિનય મૃદુતા, હર્ષ શોક આદિ અનેક ભાવો પણ આપણે વગર બોલે સમજાવી કે પ્રકટ કરી શકીએ છીએ એ તદન ખરું છે છતાં પ્રેમભાવથી આ નયનોના ઉપર થતી અસર તો કોઈ અદ્ભુત પ્રકારનીજ છે એમાં જરા પણ સંશય નથી દર્શન શક્તિના અવયવરૂપ ચક્ષુઓ-અને તેની સાથે નિકટ સબંધ ધરાવનાર આંખની અંદરના વિવિધ પ્રકારના રસો તેમજ આંખની સાથે સબંધ રાખનાર દર્શન તન્તુઓ, તથા નેત્ર સંચાલક તન્તુઓના સમગ્ર યન્ત્રની સાથે, પ્રેમભાવનો નિકટ સબંધ છે ખરું કહીએ તો આપણી આંખ અને તેની સાથે ઘણુંજ નિકટ સબધ રાખતા અવલોકન શક્તિઓના સર્વ અવયવો જેવા કે આકૃતિજ્ઞાન, કદજ્ઞાન, વજનજ્ઞાન, રંગજ્ઞાન વ્યવસ્થાજ્ઞાન, ગણીતજ્ઞાન, અને સ્થળજ્ઞાન તથા તાલ અને શબ્દશક્તિ આદિના અવયવો કે જે મગજના તળીયાનાં પ્રદેશો સાથે બહુજ નિકટ સબધ ધરાવે છે, તે સર્વ અવયવો જેવી રીતે મસ્તકના તળીયામાં રહેલા છે, તે પ્રમાણે કામવાસના અને પ્રેમભાવનું માનસિક મગજની અંદરના અવયવનું સ્થાન પણ પાછળના મગજના તળીઆના ભાગમાંની એજ સરખી સપાટીમાં આવેલું હોય તેમ જણાય છે આ રીતે એકજ આસપાસના અવયવોનો બહુજ નિકટ સબધ હોવાથી તે તે અવયવોના ઉપર બહુજ જલદી અસર થાય એ તદન સ્વાભાવિક છે પૂર્ણ પ્રેમથી પેદા થયેલી પ્રજાના ચક્ષુઓ પણ ગર્ભમાંથીજ વિશાળ, પૂર્ણ અને ખીલેલા તથા સ્વચ્છ અને પ્રબળ પ્રેમાકર્ષણયુક્ત મોહક ચમક વાળાજ ઘડાય છે જ્યારે પ્રેમહીન દશાવાળા સ્ત્રી પુરુષો કે બાળકોના ચક્ષુઓ મંદ નિસ્તેજ, અસ્પષ્ટ અને અનેક પ્રકારના આંખના વિકારો જેવાં કે ટુંકી દૃષ્ટિ, લાંબી દૃષ્ટિ, રતાંધળાપણું, આંખના તપોડીયા, નજલો અને એવા એવા અનેક પ્રકારના રોગો યુક્ત માલુમ પડે છે આજ પ્રમાણે આંખની અંદરના રસોની પ્રબળતા અથવા નિર્બળતા અને તેજ અથવા નિસ્તેજતા આદિ સ્વરૂપો ઉપરથી સ્ત્રી અથવા પુરુષની જનનેન્દ્રિયના અવયવોની નિર્બળતા તેમજ સબળતા અને રોગારોગ્ય યુક્ત હાલતના ચિન્હો પણ સ્પષ્ટ અનુભવ દ્વારા જાણી શકાય છે પ્રેમ અથવા નિષ્પ્રેમ હાલતનો મનુષ્યના ચક્ષુઓ સાથે કેટલો બધો નિકટ સબધ છે તે આથી તદન સ્પષ્ટ થાય છે

## ૪૮. રસનેંદ્રિય–જીહવા પર પ્રેમનો પ્રભાવ.

આગળ જણાવવામાં આવેલ છે તે પ્રમાણે શરીરના અન્ય અવયવોની માફક આપણી રસના-ઇન્દ્રિય અર્થાત્ જીભ અને તેની આસપાસના અવયવો ઉપર પણ પ્રેમભાવનો અજબ પ્રભાવ પડે છે પ્રેમભાવ અને તેની અઅભૂત કામેચ્છા જ્યારે તેના ખરા સ્વરૂપમાં પ્રદીપ્ત થાય છે ત્યારે મુખની અંદરના અનેક સ્થાનોની અંદર પ્રસરી રહેલાં વિવિધ પ્રકારના સ્વાદને ગ્રહણ કરનાર સ્વાદ-તન્તુઓ, તેમજ મુખ ગાલ, ઓષ્ઠ અને દાન્ત આદિ અવયવોની આસપાસની માંસ પેશીઓની અંદર પ્રસરી રહેલા તન્તુઓ ( જ્ઞાનતન્તુઓ અને ક્રિયા તન્તુઓ )માં પણ વિવિધ પ્રકારની ગતિઓનો સંચાર થવાથી, તેઓ સર્વ પ્રદીપ્ત થવા લાગે છે જીભની અંદરના સ્વાદતન્તુઓ ગાલની,અંદરની અને જીભની આસપાસની રસગ્રન્થીઓ ( salivary Glands ) દાન્ત અને તેના પેઢાઓમાં પ્રસરી રહેલ જ્ઞાન અને ક્રિયાતન્તુઓ વિગેરેના સર્વ પ્રવાહોમાં, વિવિધ પ્રકારના રસોનો સંચાર થવા લાગે છે અને તેને લીધે સમગ્ર મુખપર એક પ્રકારની ગુલાબી લાલીમા પ્રસરી રહે છે ઓષ્ઠ અને તેની આસપાસની તેમજ અંદરની બારીક ત્વચાની અંદરના તન્તુઓમાં અને રસસ્રવાહિનીઓમાં પણ પૂર્ણપણે કૈવા લાગે છે અને તેને પરિણામે વિવિધ પરિમાણવાળા ઓષ્ઠયુક્ત સ્ત્રી પુરુષોમાં વિવિધ પ્રમાણમાં ઉમ

અથવા જેઓ દાઢીવાળા અનેક પ્રકારના ગુંજન પ્રવાહોની સાથે પરસ્પર ઘર્ષણ થવા લાગે છે જેઓનાં ઓષ્ઠ અતિ સ્થૂલ, જાડા, લાંબા અને આગળ પડતા હોય છે તેવા પ્રાણીઓ અને મનુષ્યોમાં આ વૃત્તિ બહુજ પ્રબળ પણે ઉશ્કેરાતી જોવામાં આવે છે. જાડા ઓષ્ઠવાળા પ્રાણીઓ આ પ્રસંગે એક બીજાને ચાટવાના પ્રયોગો કરવા લાગે છે જ્યારે તેવીજ પશુ વૃત્તિવાળા પુરુષો પણ કેટલીકવાર મુખ આદિ અવયવો દ્વારા તેવા ભાવો પ્રકટ કરવા લાગે છે પણ જેઓનાં ઓષ્ઠ અને મુખ તથા ઇન્દ્રિયોની આસપાસ અને અંદરના રસનેન્દ્રિયના તન્તુઓ યથાયોગ્ય પ્રમાણમાં હોય છે તેઓ આ કામવૃત્તિના યથાયોગ્ય આનંદોને યોગ્ય હદમાં રહી ભોગવે છે

## ૪૯. ઘ્રાણેન્દ્રિય અને તેના તન્તુઓ પર પ્રેમનો પ્રભાવ.

જેવી રીતે ચક્ષુ, કર્ણ અને સ્પર્શ આદિ ઇન્દ્રિયોપર પ્રેમના પ્રભાવથી જુદા જુદા પ્રકારની અસરો થાય છે, તે પ્રમાણેજ મનુષ્યની ઘ્રાણેન્દ્રિયના ઉપર પણ તેની ઘણીજ પ્રબળ અસરો થાય છે. પ્રેમભાવથી પ્રેરાયલ પક્ષીઓ અને ખાસ કરી પશુ વર્ગમાં આ વૃત્તિના અવયવો પર થતી અસરો આપણે અનેક વાર પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. પશુઓની નાસિકાઓ ઘણીજ જાડી અને મોટી હોય છે, અને તે પ્રમાણે તેઓની તે સ્થાનની માંસ પેશીઓ પણ અવશ્ય સ્થૂલ હોય છે એવીજ રીતે તેઓની સમગ્ર સ્થૂલ ઘ્રાણેન્દ્રિયોની અંદર વિસ્તૃત થઈ રહેલા જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓનાં પ્રવાહો પણ તેટલાજ સ્થૂલ અને વિસ્તારમાં હોવાજ જોઈએ અને હોય છે એ આપણને અનેક રીતે પ્રત્યક્ષ થઈ શકે તેવું છે. સામાન્ય રીતે શારીરશાસ્ત્રની રચનાનુસાર એવો એક નિયમ છે કે જે જન્તુ, પક્ષી, પ્રાણી અથવા મનુષ્ય વર્ગના શરીરની અંદરના જે જે અવયવો, ઇન્દ્રિયો અથવા માનસ અવયવોના જે જે ભાગો વધારે મોટા સ્થૂલ, અથવા વિશેષરૂપે ખીલેલા હોય છે તે તે ભાગો અથવા પ્રદેશો તરફ રક્તના પ્રવાહોનું સૌથી પ્રથમ અભિસરણ થાય છે અને તેથી તે તે ભાગો અથવા અવયવો અન્ય અવયવો કરતા વધારે જલદી ક્રિયામાં મુકાઈ ઉશ્કેરાય છે અથવા ગતિમાં આવે છે. સામાન્ય રીતે શ્વાન, મહિષ, ગાય, ભેંસ, ઘોડા, સિંહ, બકરા આદિ સર્વ સ્થૂલ નાસિકાવાળા પ્રાણીઓ પણ આ નિયમને આધીન છે જેથી પ્રેમવૃત્તિને આધીન થતાં તેઓના કામવાસનાના અવયવો ઉશ્કેરાવા સાથેજ ઘ્રાણેન્દ્રિયના અવયવો પર પ્રબળ અસર થાય છે એજ પ્રમાણે ઓષ્ઠ આદિ અવયવો પણ પશુ વર્ગમાં અન્ય પ્રાણીઓ કરતા વધારે સ્થૂલ હોય છે તેથી તેના પર પણ સત્વર અસર થવા લાગે છે અને ઓષ્ઠ તથા ઘ્રાણેન્દ્રિયના અવયવો શીઘ્ર ઉશ્કેરાવાને પરિણામે સૌથી પ્રથમ ગતિમાં આવે છે. સ્થૂલ ઓષ્ઠ તેમજ સ્થૂલ અને લાંબી નાસિકાવાળા સ્ત્રી પુરુષોને પણ આ નિયમ એક સરખો લાગુ પડે છે. આ પ્રમાણે જેવી મનુષ્યના મગજતન્તુઓને ઉશ્કેરવામાં પણ આ પ્રેમવૃત્તિ અને તેની અંગભૂત કામવૃત્તિ ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે એ તદ્દન સ્પષ્ટ છે પણ મનુષ્ય સમાજની ઘ્રાણેન્દ્રિય ઉપર સ્વાદેન્દ્રિયની માફકજ આ વૃત્તિ અનેક પ્રકારની જુદી જુદી રીતે અસર કરે છે અને તેથી માનવ સમાજની બુદ્ધિ શક્તિઓ, સૌન્દર્યપ્રેમ, ઔદાર્ય, કર્મકૌશલ્ય

કુલ કુસુમિત દ્રવ્યોને પ્રતિ વસન્ત ઋતુમાં, સમગ્ર વિશ્વમાં વિશાળ રૂપે ફેલાવી રહેલ છે: પ્રતિ વર્ષે આવાં સુગન્ધી દ્રવ્યોની સામગ્રીઓ ઉત્પન્ન કરવામાં પોતાના કોષમાંથી તે પોતાની પ્રજાના આનંદો માટે કેટલા ધન દ્રવ્યોનો આજ સુધી ઉપયોગ કરી ચુકેલ હશે અને હજી પણ અનન્ત વર્ષો સુધી, તે પોતાની સર્વ પ્રજાને લેવા આનંદો આપ્યાજ કરશે તેનો હિસાબ કોણ કરી શકે તેમ છે ? માનવ સમાજના ગમે તેટલા ઉદાર કાર્ય અને મહાન પ્રયત્નો પણ કુદરતની સભ્યતા પાસે તો માત્ર તુચ્છજ જણાય છે છતા માનવ સમાજનાં પ્રયત્નોને માનવ દૃષ્ટિથી જોતાં પણ આપણને આશ્ચર્ય થયા વિના નહિ રહે આવા પ્રયાસો, માત્ર આ ઘ્રાણેન્દ્રિયના આનંદો સાથે સંયુક્ત કરી, શૃંગારિક આનંદોના મિશ્ર ભાવોને અનુભવવા માટે, દુનીયાની સપાટી પરના જુદા જુદા સ્વભાવના લોકો, કેટલા બધા મહાન પ્રયત્નપૂર્વક આદરી રહ્યા છે તે પણ કંઇક અંશે જાણવા જેવું તો છેજ.

આપણે અત્રે માત્ર એક નમુના તરીકે ફ્રાન્સ સરખા નાના પ્રદેશની, પણ અત્યન્ત શોખીન પ્રજાના કાર્યનોજ માત્ર જરા વિચાર કરીશું તો આપણને જણાશે કે સુધરેલા દેશોમા ઘણીજ આગળ વધેલી તેમજ બહુજ શોખીન ગણાતી, આ ફ્રાન્સ તેમજ જરમન પ્રજા પોતાના પ્રાણ તન્તુઓનાંજ માત્ર આનંદો ખાતર પ્રતિ વર્ષ અનેક પ્રકારના સેન્ટો, એસેન્સો અને અત્તરો બનાવવામા ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે તેઓનો તો એ એક મુખ્ય વ્યાપારનોજ વિષય થઇ પડયો છે માત્ર એકલું ફ્રાન્સજ દરવર્ષે ૬ કરોડ રૂપીયાના આશરાની પરફ્યુમરીનો પ્રતિવર્ષ વ્યાપાર ખેડે છે આ ઉપરાંત જરમની સ્વીટ્ઝર્લેન્ડ ઇગ્લાંડ અમેરીકા આદિ દેશોમા તેવો વ્યાપાર ચાલતો હશે તે તો જુદુંજ ખુદ હિન્દુસ્તાનની અંદર સેન્ટોનો પ્રચાર હજી બહુ ઓછો છે, છતા આ પ્રદેશની અંદર પણ ગુલાબ ગુલદાવદી, કેવડા, મોગરા હજારો, જાસ્મીન, શીરીષ બટમોગરા આદિ અનેક પુષ્પોમાથી વિવિધ ક્રિયાઓ દ્વારા અત્તરો, પાઉડરો અને એસેન્સો રૂપે જે ઉપયોગ પ્રતિ વર્ષ કરવામા આવે છે તેનો કોણ હિસાબ કરે છે ? આ બધા માત્ર માનવ શોખને સન્તોષવાના માનવ પ્રયાસોનુંજ માત્ર ટુંકુ વર્ણન છે જ્યારે કસ્તુરી મૃગો અનેક જાતના પતગીયાઓ, અને અસખ્ય જાતના પુષ્પો પ્રતિ વર્ષ સજીવ ફુવારા રૂપે–પોતાના ગર્ભમા પુષ્પ રજને ધારણ કરી કુદરતની ઇચ્છાનુસાર બહુજ મૃદુ મધ્યમ અને સુંદર સ્વરૂપે જે પોતપોતાનું કાર્ય કરી રહેલાં છે તે સર્વની ગણના શુ કદાપી પણ આપણાથી યથાવત્ થઇ શકે તેમ છે ખરૂ ? ! ? કદાપી નહીં સમગ્ર વિશ્વનો આ બધો બહાર માત્ર કુદરતની વસત ઋતુ વખતેજ પોતાના પૂર્ણ રૂપમા પ્રગટ થાય છે. વિવિધ પ્રકારના, અસખ્ય આકાર કદ અને સ્વરૂપના તથા અસખ્ય પ્રકારના રગો વાળા પુષ્પો, કુદરતના વસંત સમયમાજ યથાવત્ સર્વત્ર ખીલી પ્રસરી રહે છે અને સમગ્ર વિશ્વને પોતાના સુગન્ધિત દ્રવ્યોના પ્રવાહોથી બહેકાવી મૂકે છે. આજ પ્રમાણે યુવાવસ્થા એ પણ માનવ સમાજની ખરેખર વસંત ઋતુજ છે સર્વ પ્રકારના રાગ રંગો અને સુગન્ધિના પ્રવાહો યૌવન વસતના, આ મધુમાસમાજ યથાવત્ પ્રકટી નિકળે છે આજ ઋતુમા એ બધા આનદોની ખરી મજા છે. એજ સમય ખરેખર ઉત્તમ પ્રકારની સતતી પેદા કરવા માટેનો યોગ્ય સમય છે સૃષ્ટિના અનેક પ્રાણીઓ, પક્ષીઓ, પતગીયાઓ અને વન્ય પશુ આદિના આ વખતે ખાસ વિશેષ પ્રમાણમાં જન્મ થાય છે કારણ એજ ઋતુમા સમગ્ર વિશ્વની કામવાસના પણ પૂર્ણ રૂપે પ્રજ્વલિત થઇ પોતાનો સમગ્ર વિશ્વમા પ્રભાવ દેખાડવા લાગે છે વસન્ત ઋતુમાજ ખરેખર કામદેવની સેનાનો સર્વત્ર પ્રબળપણે પ્રચાર થઇ રહેલો

વિશ્વમાં અવિરત ફેલાવતાં છતાં પણ જો માત્ર મનુષ્યના મુખપર નાનું સરખું નાજુક નાક અને તેની અંદરના પ્રાણતન્તુઓનાં વિવિધ પ્રકારનાં ગુમખાઓ રૂપ વિદ્યુત પ્રવાહોને આપણા મગજના વહીવટના સાગમાંપીને ફેલાવી મગજના અન્તઃપ્રદેશમાંનાં આત્મસદ્દીલ સાથે, યથાવત સંયોજવામાં ન આવેલ હોત, તો આ બધા આનંદો અને સુગન્ધી પદાર્થોના અસ્તિત્વથી આપણને શો લાભ થવાનો હતો ? પણ પરમ કૃપાળુ પ્રેમી પિતા પરમાત્માનો અનેક રીતે ધન્યવાદ માનો કે તેણે આપણા અસંખ્ય પ્રકારના સુખોની યોજના સાથે, આ પ્રાણતન્તુઓનાં સુખો, સુખના સાધનો અને તે બધાની સંયોજનાની વિધિઓ તેણે આપણા માટે ( આપણી માગણીઓ કે પ્રાર્થનાઓ થયા પહેલાં પણ ) યથાવત્ રીતે યોજી રાખેલ છે. એક સારામાં સારી અનુભવી સુગન્ધી વેચનાર માણસ, પોતાની નાસિકા દ્વારા લગભગ-૨૦૦ થી ૨૫૦ પ્રકારની વિવિધ પ્રમાણની અને પ્રકારોની સુગન્ધોને પોતાની અતિ અલ્પ નાસિકામાંના પ્રાણતન્તુઓ દ્વારા પારખી અને અનુભવી શકે છે. અને તે દરેકના પૃથક પૃથક નામો પણ આપી શકે છે. આ શું...પ્રાણતન્તુઓની રચના, યોજના અને શક્તિઓનું આખું સામર્થ્ય સુચવે છે ? જ્યારે આવા પ્રકારની અદ્ભુત યોજના કરનારના સંબંધમાં તો આપણે શું કહેવું એ પણ યથાવત્ સુઝ પડતી નથી. છતાં એટલું તો આપણે સૌ યથાવત્ સમજીએ છીએ કે આ બધી રચનાઓનું પ્રયોજન તો માત્ર આનંદ આનંદ અને આનંદજ છે એ સિવાય બીજું શું હોઇ શકે ? आनन्दात् खल्वेमानि भूतानि जायन्ते આ ઉપનિષદનો વાક્યો ખરેખર યથાર્થજ છે. ખાસ કરી સંયોગ સમયના આનંદો સાથે આ સુગન્ધી પદાર્થોના આનંદો ખાસ સંબંધ ધરાવે છે, કે જે વખતે આવા બાહ્ય પદાર્થોની સુગન્ધો ઉપરાંત, માનવ શરીરના જુદા જુદા અંગ ઉપાંગોમાથી પણ યુવાવસ્થાના પ્રતાપને લીધે જુદી જુદી સુગન્ધિઓ પ્રસરે છે, ખાસ કરી કામજ વિદ્યુતના પ્રભાવથી એ બધી સુગન્ધો એકાએક સર્વત્ર પ્રસરી સંયોગ ક્રિયામાં સંયુક્ત થનાર સ્ત્રી પુરૂષોના તન્તુઓને ઉશ્કેરવામા અને પ્રેમોત્પાદન કરવામાં અનેક રીતે અવિદિતપણે કાર્ય બજાવે છે. આ પ્રસંગે વાળ, કુખ, બગલ, હસ્તપાદના તળીયા, ત્વચા, મુખ અને અન્ય અંગોમાંથી જે વિવિધ પ્રકારની આકર્ષક સુગન્ધો પ્રસરે છે, તે બધી માત્ર અનુભવગમ્યજ છે. તેનું વર્ણન કરવાથી તેની ખરી પિછાણ કે સુવાસ કદી પણ પ્રત્યક્ષ કરી શકાય તેમ નથી. એ વિષય મહાન સૂક્ષ્મ અને રહસ્યયુક્ત તથા અનુભવગમ્ય છે.

વિવાહવાજનના અને દયાના પ્રસંગોમાં, સંસ્કારો, પૂજ્ય ગુરૂજનોના સન્માન અને સત્કાર આદિના પ્રસંગોમાં, સીમન્ત આદિ પ્રસંગે અને શૃંગારગૃહો આદિમા વિવિધ પ્રકારના પુષ્પોનો અને અત્તિઓ દ્વારા અસંખ્ય રીતે ઉપયોગ કરવામા આવે છે. સ્ત્રીઓ પોતાના અંબોડાની વેણીઓ ગુંથવામાં, કાનમા પહેરવામાં કર્ણાભિકારરૂપે, હાર કે માળારૂપે ગળામાં, પોતાના સુવા બેસવાના ઓરડાઓ કે શૃંગારગૃહોમા તોરણરૂપે, છઠ્ઠી વિગેરે પ્રસંગે કન્યાઓની વેણી અંબોડા અને ગાડીઓ તેમજ ઘોડાઓ વિગેરેને શણગારવામા, તેમજ ફુલના ઓછાડ અને તકીયાઓ કે થાળીરૂપે ઘણાજ પ્રેમભાવથી સુગન્ધી પુષ્પોના અસંખ્ય રીતે ઉપયોગો કરે છે. અનેક પ્રકારના વસ્ત્રો અને સ્નાનગૃહોમા તેમજ શૃંગારગૃહોમા પણ તેના અત્તરો કે સત્વો આદિના ઉપયોગો થાય છે અથવા આવા પદાર્થોનું મર્દન શરીર તેમજ વસ્ત્રાદિપર કરવામા આવે છે આ બધા પ્રયોગો અને પ્રસંગો માત્ર ઘ્રાણેન્દ્રિયની પ્રતીતિ કરવા ઉપરાંત ઉત્તમ પ્રતિની રાગ પ્રદીપ્ત કરવા માટેજ છે. એમા કોણ ના કહી શકે તેમ છે ? સ્ત્રીઓના યૌવનને શૃંગારરસના વર્ણનોમાં, અનેકવાર યૌવનવસંત, યૌવનકુસુમ, યૌવનકલિકા, સ્નેહકલિકા, સ્નેહપુષ્પ, શૃંગારસરોજ આદિ અનેકરૂપે પુષ્પો સાથે તુલના કરવામાં આવે છે એ કેટલું બધું અર્થસૂચક અને સ્વાભાવિક છે. ‌।।

સમગ્ર વિશ્વને પોતાના દિવ્ય પ્રેમ પ્રભાવથી પ્રભાવિત કરી પ્રેરનાર, કામવાસના કે કામદેવ છે. તેનું નામ સંસ્કૃતમાં પુષ્પધન્વા, કુસુમાયુધ મદન આદિ અનેક સાર્થક નામો દ્વારા સુચવવામા આવેલ છે આ ઉપરથી આ ભગવાન કુસુમાયુધનો પ્રભાવ, આપણી ઘ્રાણેન્દ્રિયને ઉશ્કેરવામાં આટલો બધો પ્રબળ રીતે શા માટે પ્રવર્તે છે તે સર્વ આપણને ઉપરના વર્ણનથી યથાવત્ વિદિત થાય છે.

## મનુષ્યના સમગ્ર જીવન પર પ્રેમનો પ્રભાવ

મનુષ્ય માત્રના સુખી અથવા દુ:ખી જીવનનો મુખ્ય આધાર ઘણે મોટે ભાગે, આ પ્રેમભાવના યથાર્થ લાભ પર કેટલે અંશે અવલંબી રહેલ છે તે આપણને અગાઉ આપવામાં આવેલ વિસ્તૃત વિવેચનથી સ્પષ્ટ થયું જ હશે આ પ્રેમભાવના પ્રબળ પ્રભાવને લીધે મનુષ્યના મનની બધી માનસિક વૃત્તિઓ, જીવન, પુષ્ટિ, તુષ્ટિ, બળ ઉત્સાહ પ્રગતિ આદિ પરિણામે આનંદ સુખ સન્તોષ આદિ શુભ સ્થિતિને પામે છે, એટલું જ નહી પણ પ્રત્યેક વૃત્તિનો આનંદ, અન્યોન્ય વૃત્તિઓ લાગણીઓ કે બુદ્ધિ આદિ શક્તિઓના જુદા જુદા સમૂહો સાથે સંયુક્ત થઇ મનુષ્ય સમાજનાં સ્ત્રી પુરૂષોના યુગ્મોના આનંદોને, અનેક રીતે સમૃદ્ધ કરવામાં અનેક રૂપે સહાયભૂત થાય છે સ્નેહભાવની યથાયોગ્ય અસરથી પ્રત્યેક સ્ત્રી તેમજ પુરૂષ એટલા તો ઉદાર ઉન્નત અને ઉત્કૃષ્ટ પ્રકારના ગુણ કર્મ સ્વભાવને ધારણ કરનાર થાય છે, કે તેની ગણના કરી યોગ્ય કિંમત આંકવી એ સર્વથા અસંભવિત છે ખાસ કરી સ્ત્રી વર્ગના આનંદ-ઉદધિનો તો આવા પ્રસંગમાં પારજ રહેતો નથી કારણ સ્નેહ અને સૌન્દર્ય એ તો તેઓનું સર્વસ્વ છે આ બન્ને વૃત્તિઓની મુર્તિમંત-પ્રતિમાઓ, જગતની ધાત્રીઓને, વિશ્વકર્માએ સ્વભાવથીજ તેવા સ્વરૂપે નિર્માણ કરેલ છે પરસ્પરના વિશુદ્ધ પ્રેમભાવ અને પ્રબળ દામ્પત્ય સ્નેહને પરિણામે, વિશ્વની અંદરના વ્યવહારમાં અનેક પ્રકારના સુખ સંતોષ અને શાન્તિ તથા આનંદ આદિની જે પરંપરા શરૂ થાય છે તેની યથાર્થ કિંમત આંકવા માનવ સમાજનો કોઇપણ વ્યક્તિ કે સમૂહ શક્તિમાન થઇ શકે તેમ નથી પ્રેમભાવના પ્રબળ પ્રભાવને લઇને સમગ્ર શારીરિક અને માનસિક જીવન તદ્દન નવીન, ઉન્નત, પ્રગતિશીલ અને દિવ્ય અવતારને ધારણ કરી શકે છે આવી દશાના સ્ત્રી પુરૂષો, આ મૃત્યુલોકના સુખો કરતાં કોઇ સ્વર્ગીય અને અલૌકિક સુખાનુભવ કરતા હોય એમજ તેઓને પ્રત્યક્ષ અનુભવ થાય છે આ દુનીયા એજ તેઓનું પ્રત્યક્ષ સ્વર્ગ છે તેમનાં જીવન પ્રવાહો પણ કોઇ ઉંડા ગગનમય અને અલૌકિક દિશા તરફ વહેતા હોય, એમ તેઓજ અનુભવે છે પ્રેમભાવની પ્રેરણાથી દરેક દરેક વૃત્તિ ભિન્ન ભિન્ન રૂપે તેમજ અન્ય વૃત્તિઓના સમૂહો સાથે એકીજ વખતે રક્ષણ પોષણ અને સમૃદ્ધિ પામી અનેક રીતે વિવિધ પ્રકારના સુખાનુભવો આપવા તત્પર થાય છે આવી દશામા સ્ત્રી પુરૂષોના યુગ્મોમા અનેક પ્રકારના સદ્‌ગુણ સત્કર્મ, અને સદ્ધર્મના અંકુરોનો સહજ સંચાર થાય છે, અને જે શક્તિઓ કે વૃત્તિઓ અન્યથા તદ્દન સ્તબ્ધ અને નિરૂપયોગિ હાલતમાં પડી રહી હોત તેવી શક્તિઓ અને તે તે ગુણો પણ, આ પ્રેમી દશામા પ્રગતિ પામી અનેક રીતે ઉપયોગિ ફળરૂપ અને શુભકારક નિવડે છે અને ઉત્તમ પ્રકારની ઋષિની માફક મનુષ્ય સમાજને અનેક રીતે લાભ આપવા પણ સમર્થ થાય છે

# I. The Mighty Power of Love.

" We know every thing good and great came out of the soul of man. It created everything that makes civilization, state, church all the arts and industries, and every institution. Man created all the languages, all the myths and all religions, heavens and hell, he made all the Bibles, and all the gods from highest to lowest, evolved from his soul. True, God made man, but many now tell us, man made god ? "

" Now if man is thus the crown of the universe, what is the highest and best thing in him, the tap-root of his growth, the main spring of all his progress, the only sure road to a greater future ? I answer that it is love, the oldest, most potent, and most fundamental thing in the human nature."

Love rules the court, the camp, the grove.

* * * *

For love is heaven, and heaven is love,

only hits at it. All the Bibles are love stories of man for the highest idea racial soul has evolved Budha, Jesus, Paul and John, know its power. It may be directed to truth and then it makes science and philosophy; to beauty, and then it makes art in all its forms, to justice virtue or goodness and then it makes all the counsels and aids to progressive perfection and law, ethics, religion. Just now we are learning again how it controls health and disease, success, or failure, which, Psycho-analysts are showing us, depend more on the love of life than on anything else. It is the perennial theme of poetry, grammar, and all fiction. Look into your own lives and none of you will deny that conduct and even character have been shaped by Eros, which Plato, said, made the world itself. The chief trait of man as distinct from animals is that he can love more. "

G. Stanely Hall.
" Adolescence. "

## ૧ પ્રેમભાવનો પ્રબળ પ્રભાવ.

ભાવાર્થ—આપણે સારી રીતે જાણીએ છીએ કે વિશ્વની અંદર જે કાંઇ સુંદર અને મહત્વ પૂર્ણ જણાય છે તે સર્વ આત્માની અંદરથી ઉદ્ભવેલું છે. જેને આપણે ( civilization ) કહીએ છીએ તેમાંનું બધું પણ તેણેજ ઉત્પન્ન કરેલું છે: ધર્મસ્થાનો સત્ય અંધારણો, કળા કૌશલ્યો, ઉદ્યોગ હુન્નરો, અને સર્વ પ્રકારની સંસ્થાઓ, સર્વ પ્રકારની ભાષાઓ, પુરાણો અને ધર્મશાસ્ત્રો તેમજ સ્વર્ગ અને નર્ક વિગેરે સર્વને તેણેજ જન્મ આપેલો છે. બધા દેવ અને દેવીઓની કલ્પનાઓનો ઉદ્ભવ પણ ત્યાંથી થયેલો છે' ઇશ્વરે મનુષ્યને ઉત્પન્ન કર્યો એ વાત ખરી છે પણ હવે ઘણા મનુષ્યો એમ પણ કહેવા લાગ્યા છે કે, મનુષ્યોએ ઇશ્વરને ( પોતાની કલ્પના પ્રમાણે ) બનાવ્યો છે.

આવી રીતે જોતા જો મનુષ્ય એ સૃષ્ટિની સર્વોત્તમ કૃતિ છે અથવા હોય, તો તેની અંદર એવી સૌથી ઉત્કૃષ્ટ અને સર્વોત્તમ વસ્તુ કઇ છે, કે જેના દ્વારા તેના પોષણ અને વૃદ્ધિના સર્વ મૂળીયાઓ, તેની સર્વ પ્રકારની પ્રગતિની મૂળ શાખાઓ, અને તેના ઉચ્ચતર ભવિષ્યના સર્વ માર્ગો, ખુલ્લા થઇ રહ્યા છે ? હું ઉત્તર આપું છું કે તે વસ્તુ તેની અંદરનો " **પ્રેમભાવજ** " છે. કે જે ભાવ સર્વથી પ્રાચીન, સર્વથી પ્રબળ, અને મનુષ્ય સ્વભાવની સૌથી પ્રબળ મુખ્ય વૃત્તિ રૂપ છે.

× × × × ×

બાઇબલ આદિ સર્વ ધર્મ ગ્રન્થોની અંદરના વૃતાન્તો, એ માત્ર મનુષ્યના સ્વભાવને ઉત્કૃષ્ટ દશાએ પહોંચાડવા માટેના પ્રેમયુક્ત પ્રયાસોના વર્ણન રૂપજ છે. **બુદ્ધ, ઇસુ, પોલ, મોહન,** ( મહાત્મા ગાંધી ) વિગેરે મહા પુરૂષો, એ પ્રેમની સત્તાને સારી રીતે જાણતા હતા. જ્યારે સત્યની શોધ પાછળ તે ( પ્રેમને ) નિયુક્ત કરવામાં આવે છે ત્યારે તેના દ્વારા, જ્ઞાન અને વિજ્ઞાન આદિની ઉત્પત્તિ થાય છે. સૌન્દર્ય તરફના વલણથી અનેક પ્રકારના કળા કૌશલ્યને તે જન્મ આપે છે, ન્યાય નિષ્પક્ષપાતપણું અને ભલાઇ તરફના તેના વલણને લીધે, અનેક પ્રકારના શાસ્ત્રો અને શિખામણોરૂપે પરિણામ પામી, મનુષ્ય સમાજની પ્રગતિ અને સુધારણા માટે કાયદા કાનુનો અને ધર્મ તથા નીતિના નિયમો રૂપે એ સહાયભૂત બને છે. વળી રોગ અને આરોગ્ય તેમજ જય અને પરાજય આદિ દશાએ સાથે પણ તે કેટલો બધો ઘનિષ્ઠ સંબંધ ધરાવે છે, તે હવે આપણે ફરીથી હાલમાંજ માનસ શાસ્ત્રીઓના દર્શાવવાથી શિખવા લાગ્યા છીએ કે જીવનની સાથે પ્રેમનો પણ કેટલો બધો સંબંધ છે. સર્વ પ્રકારના કાવ્ય-કવિતા અને નવલ ગ્રન્થોની રચનાનો મૂળ હેતુ માત્ર પ્રેમભાવ પરત્વેજ હોય છે તમે તમારા પોતાનાજ જીવન તરફ દૃષ્ટિ કરો અને તમારામાંથી કોઇપણ એ વાતનો અસ્વીકાર તો નહીંજ કરી શકે કે " સદ્વર્તન અથવા સદાચારને પ્રવર્તાવવામાં પ્રેમભાવ એ મુખ્ય ભાગ ભજવે છે. પ્લેટોના કથન પ્રમાણે તો સૃષ્ટિનો ઉત્પાદક પ્રેમજ છે. પશુઓ કરતાં મનુષ્યમાં એ ખાસ વિશેષતા છે કે તે ખાસ વિશેષ રૂપે પ્રેમ કરાવી શકે છે. અનુભવી શકે છે. અનુભવાવી શકે છે. "

ડૉ. સ્ટેનલી હૉલ.

### ART OF LOVE.

( II ) " There is however, much more to be learnt in these matters than the mere elementary facts of sexual intercourse The art of love certainly includes such primary facts of sexual hygeine, but it involves also the whole erotic dicipline of marriage, and that is why its significance is so great for the welfare and happiness of the Individual for the stability of sexual unions and indirectly for the race; since the art of love is ultimately the art of attaining the right conditions for procreation "

Havelock Ellis

(III) "It seems extremely probable that if this subject could be properly understood and became in the details of its practial conduct, a part of a written social science, the monoganic marraige might attain a far more general success than is often found in actual life."

Prof E. D. Cope.

(IV) "Our only sound course to increase the stability of marraige is in the proper cultivation of the **art of love—the primal foundation of Marriage** "

"Great as are the problems of love and great as should be our attention to them, it must always be remembered that love is not a little circle that is complete in itself. It is the nature of love to irradiate. Just as family life exists mainly for the social ends of breeding the future race, so family love has its social ends in the extension of sympathy and affection to those outside it, and even in ends that go beyond love altogether."

Havelock Ellis.

## પ્રેમ—કળા. Art of Love.

૨. પ્રેમ કળાની અંદર માત્ર સંયોગધર્મના સામાન્ય નિયમોમા જ્ઞાન કરતાં ખરેખર ઘણું ઘણુંજ શીખવાનું છે. પ્રેમ કળા અથવા કામ કળાની અંદર સંયુક્ત ધર્મોના ખાસ મુખ્ય મુખ્ય નિયમોનો સમાવેશ થાય છે એ ખરૂં છે. પણ ખરી રીતે તો તેની અંદર લગ્ન સંબંધથી સંયુક્ત થયા પછીના સર્વ સંયુક્ત ધર્મો અને રસરહસ્યનાં વિધિનિષેધોનો સમાવેશ પણ થઈ જાય છે, અને એટલા વાસ્તેજ, આ નિયમોની ઉપયોગિતા જેમ દરેક વ્યક્તિના સુખ, આરોગ્ય અને કલ્યાણ માટે તેમજ સંયુક્ત ધર્મોની યથાર્થ પૂર્તિ માટે જરૂરની છે. તેજ પ્રમાણે સમગ્ર માનવજાતિના કલ્યાણ માટે પણ તેનું જ્ઞાન જરૂરી છે. કારણ કામ કળા એ માત્ર યથાયોગ્ય ગર્ભાધાન ક્રિયાદ્વારા, ઉત્તમ સંતતી પેદા કરવાના નિયમોનીજ એક ધર્મ ક્રિયાજ છે.

## LOVE AND LIFE.

(V) The brain centre is stimulated, the organism excited and the person made passionate by means of the memory, the perception of the sight the impressions of touch, and in a minor degree, sometimes by association with the senses of smell and hearing

(VI) The reading of suggestive literature or the inspection of lascivious pictures attracts the mind to sexual things and awakens memories that bring on an exalted feeling

(VII) The sight of a person of the opposite sex with bewitching eyes, pretty teeth, rosy complexion, beautiful hair, well developed physique and breast etc. often impresses the centre and occassions passion.

(VIII) Touching hands, petting, fondling, and kissing another when there is a possibility of sexual relation nearly always awakens sexual excitment The hearing of an agreeable voice or some kind of music, and the odors of some varieties of perfumes or flowers are more or less suggestive to some persons and have their influence in creating passion. All these severally or combined, may impress and influence the mind to unusual activity and concentration, and the whole organism responds and is rendered sexually passionate.

Dr. Long.

## IX Influence of Love

"(LOVE) This is the ruling passion of adult life, for at all times and all ages men have fought and women endured, while more sacrifices have been made for the sake of the feeling entertained by a number of one sex for a person of the opposite, than any other human attribute. Indeed at certain period in every life all other desires pale into insignificance when compared to this, the strongest, greatest and with all the most vital and sacred of human longings."

Dr Malchow.

## X Love and life

"The animating impulse of all organic life is the sexual instinct. It is that which underlies the struggle for existance in the animal world, and is the source of all human endeavours and emotions. That affinity that draws the two sexes together for the production of a new being, that ever mastering, unanswered impulse is the most powerful which pertains to the human family, and has ever been the cause and subject of man's most exalted thought. There is an ultimate and unavoidable relationship existing between the mind and the sexual instinct, and were man deprived of this instinct, all ambition, affection and endeavour all poetry art and religion, in fact all emotions and achievements inspired by what we term "LOVE" would cease and the world would become cold, passionless, destitute of sentiments or aspirations devoid of any incentive to progress or energy, while the intimate and reciprocal machinery of human-society, robbed of its motive-force, would come to a stop and crumble away in hopeless disorder and disorganization."

નિકટ અને અબાધિત સંબંધ છે. અને જો મનુષ્યની આ માનસિક વૃત્તિ અથવા લાગણીને ( કોઇપણ રીતે ) છીનવી લેવામાં આવે, તો બધી અભિલાષાઓ, લાગણીઓ, બધી વૃત્તિઓ, અને સર્વ માનવ પ્રયાસો, તેમજ કાવ્ય, કવિતા, કળા અને ધર્મ આદિ ઉચ્ચ ભાવો, ટુંકમાં બધી વાસનાઓ અને અભિલાષાઓ તથા ઇચ્છાઓ કે જે આ પ્રેમભાવદ્વારા ઉદ્‌ભવ પામી પ્રેરાય છે, તેઓ સર્વનો નાશજ થાય. અને સંયમ, વિશ્વ, ઉંડુમાર, લાગણી વિનાનું, કોઇપણ જાતની વૃત્તિહીન, કે અભિલાષા વગરનું, તેમજ પ્રગતિ માટેની કોઇપણ પ્રકારની ઇચ્છા વગરનું, શક્તિહીન, થઇ જાય, અને માનવ સમાજને પ્રગતિમાં મુકી, પરસ્પર સંયુક્ત રાખી હમેશાં કાર્યમાં નિયુક્ત રાખનાર બળ શક્તિ વિનાનું થઈ જાય. માનવ સમાજનું અસ્તિત્વ તદ્દન સ્તબ્ધ થઇ જાય અને નિરાશાજનક અવ્યવસ્થા અને ગરબડાધ્યાયને આધીન થઇ નાશ પામે."

ડાયર્ડ.

મ ન થાય ઓરતા માટે :—

" True love is the gift which God has given  
To man alone beneath the Heaven.  
It is not fantasy's hot fire,  
Whose wishes, soon as granted, fly;  
It liveth not in fierce desire,  
With dead desire it does not die;  
It is the secret sympathy,  
The silver link, the silken tie,  
Which heart to heart, and mind to mind,  
In body and in soul can bind."

Scott.

" સાચો પ્રેમ. " એ એક એવી ઇશ્વરીય બક્ષીસ છે કે જે સમગ્ર વિશ્વમાં માત્ર મનુષ્યનેજ અર્પણ કરવામાં આવેલ છે. તે કાંઇ કલ્પનાનો જ્વલન્ત અંગાર નથી કે જે પોતાની ઇચ્છા તૃપ્ત થતાં વારતજ અદ્રશ્ય થઇ જાય. ઘણીજ ઉગ્ર ઇચ્છામાં પણ કાંઇ તેનો સમાવેશ થઇ શકતો નથી. તેમ ઇચ્છા મરી જવાથી તે મરી પણ જતો નથી. તેતો એક એવા પ્રકારની ગૂઢ લાગણી છે, એવા પ્રકારની રૂપેરી શૃંખલા છે. તેમજ એવા સુંદર પ્રકારની રેશમી સ્નેહગ્રંથી છે કે જે હૃદય સાથે હૃદયને, મનની સાથે મનને અને શરીર તેમજ આત્મા સાથે અન્યના શરીર તેમજ આત્માને બાંધી શકે છે."

સ્કૉટ.

જ્યારે પ્રેમ એ આટલી બધી મહત્વની વસ્તુ છે ત્યારે તેને તમારા જીવનના "જીવન રહસ્ય" મ

# સ્ત્રી-સૌન્દર્ય અને તેનો ઉદ્દેશ.

## સૌન્દર્ય એટલે શું ?

પ્રકરણ ચોથું.

By G. G. Mehta, Professional Phrenologist, Bombay.

# સ્ત્રી—સૌન્દર્ય સંબંધી કેટલાક અભિપ્રાયો.

## કેટલાક પ્રાચીન ગ્રન્થોમાંથી સામુદ્રિકશાસ્ત્રાનુસાર સંગ્રહ કરવામાં આવેલા અભિપ્રાયો.

१ मस्तक— उन्नतश्चद्व्यङ्गुलो भालो कोमलश्च नतभ्रुवां
अर्धचन्द्रनिभो नित्यं सौभाग्यारोग्य वर्द्धकः ॥

२ मुख-३ चक्षु— × × × ×

४ भ्रमर— वर्तुला, कोमला, श्यामा, भ्रूर्यदा धनुराकृतिः
अनंगरंगजननी विज्ञेया मृदुलोमशा ॥

५ नासिका— नासिका तु लघुच्छिद्रा समवृत्तपुटा शुभा
स्थूलाग्रा मध्य नम्रा च न शस्ता सुभ्रुवो भवेत् ॥

६ जिह्वा— कोमला सरला रक्ता श्वेता च रसना शुभा
स्थूलाग्रा मध्य संकीर्णा विकृता सुखनाशिनी ॥

७ चिबुक— सुघना कोमला यस्य निर्लोमा च हनुः शुभा
लोमशा कुटिला लम्बी याऽति स्थूला न शोभना ॥

८ कण्ठ— कण्ठः वर्तुलरूपः कमनीयः पीनता युक्तः
चतुरंगुलश्च यस्याः सा निजभर्तुः प्रिया भवति ॥

९ स्तन— पीनौ स्तनौ घनौ स्निग्धावुरो रोमविवर्जितम् ।
हस्ति नासे च जङ्घे च यस्याः सा लभते सुखम् ॥

मूले स्थूलौ क्रमकृशावग्रे तीक्ष्णौ पयोधरौ सुखदौ ॥
भवत एव समौ सुदृढाविमौ यदि घनौ सुदृशास्तु पयो धरं
निजपतेरगिदं परिवर्तुलौ कुसुमबाणविनोदविवर्धकौ ॥

१० उदर-११ कटि— × × × ×

१२ जंघा— जंघे रंभोपमे यस्या रोमहीने च वर्तुले
मांसले च समे स्निग्धे राज्ञी सा भवति ध्रुवम् ॥

१३ जानु— भवति जानुयुगं यदि मांसलं त्वदतिवृत्तमतीव शुभप्रदम्
भवनभर्तुरतो विपरीतमादिभिरिदं विपरीतमुदीरितम् ॥

१४ जघनं— मृदुतरं मृदुलोमकुलाकुलं यदि तदा जघनं भगभाजनं
उत समुन्नतमायतमादराद् द्युतिकलाकलितं गदितं बुधैः ॥

१५ नितंब— सीमंतिनीनां यदि चारुबिम्बो भवेन्नितंबो बहुभोगदः स्यात् ।
समुन्नतो मांसल एव यासां पृथुः सदा कामसुखाय...च स्यात्

१६ गुल्फौ— गुल्फौ गूढौ शुभौ स्यातामशिरालौ च वर्तुलौ
अगूढौ शिथिलौ यस्यास्तस्या दौर्भाग्य सूचकौ ॥

१७ हृदय— उन्नतं पीवरं शस्तं हृदयं वरयोषिताम् ।



ભાવાર્થ—

૧. ઉન્નત, વક્ર આગળ ઉચું અને કોમળ લાલ અથવા કપાળ જે અર્ધચન્દ્રાકાર જેવું હોય-તે કપાળ સ્ત્રી વર્ગની શોભા, સૌભાગ્ય તથા આરોગ્યને વધારવાવાળું છે. (આગળું કપાળ બુદ્ધિ શક્તિઓનો વૈભવ સુચવે છે. અને તે જો સારું હોય તો સૌભાગ્ય આરોગ્ય આદિ વધે એમાં શી નવાઇ ?)

૨-૩ × × × × × ×

૪. ગોળ, કમળાકાર, વળેલી, શ્યામ રંગની મનુષ્યાકારની અને નમ્ર મુદુવાળવાળી ભમરો, અનંગ રંગને પેદા કરવાવાળી રસિકતા યુક્ત ગણાય છે.

૫. નાના છિદ્રોવાળી, બન્ને તરફના નસકોરાં બરાબર પ્રમાણસર શુભ રીતે વળેલાં હોય તેવી નાસિકા, સારી ગણાય છે. જ્યારે, આગળના ભાગમાં સ્થૂળ ટોપકાંવાળી, મધ્યભાગથી અતિ નમી ગયેલી નાસિકા, સ્ત્રીવર્ગને માટે અશુભ છે.

૬. કોમળ, સરલ, રક્તવર્ણ યુક્ત, સાફ હોઠવા સુંદર ગણાય છે. જ્યારે જાડી ટોપકાંવાળી મધ્યમાં ફાટેલી વિકૃત હોઠવા, સુખનો નાશ કરવાવાળી છે.

૭. ભરેલી, કોમળ, અને રોમ રહિત જે ચિબુક હોય છે તે સ્ત્રીવર્ગ માટે શુભ ગણાય છે. જ્યારે રોમવાળી, કુટિલ, વળેલી વાંકી ચુકી, ટુંકી, અતિ ભરાવદાર, કે પાછળ પડતી ચિબુક સારી નથી ગણાતી.

૮. જે સ્ત્રીનો કંઠ ગોળ, ભરાવદાર, ચાર આંગળની લગભગ લંબાઇવાળો હોય, તે પત્નીજ પસંદ કરવા યોગ્ય ગણાય છે. કારણ પોતાના પતિને તે બહુજ પ્રિયકર થઇ પડે છે.

૯. સ્તનો ભરાવદાર, કઠણ, સ્નિગ્ધ, અને ઉરઃસ્થાન રોમ રહિત હોય તેમજ હાથીની સૂંઢ જેવા જંઘા આદિ અવયવો હોય તે સુખ આપવાવાળા નિવડે છે

ખાસ કરી સ્તનો તો બંને સરખા કઠણ, સુદૃઢ, મૂળ પાસે સ્થૂલ અને ગોળ તથા કામદેવની વૃદ્ધિ કરે તેવા ભરાવદાર કઠણ તિક્ષ્ણ અને સ્નિગ્ધ હોવા જોઇએ કે જે પતિને આનંદ આપી શકે.

# સ્ત્રી-સૌન્દર્યનો ઉદ્દેશ અને તેનું સ્વરૂપ.

સૌન્દર્ય એ શી વસ્તુ છે? તેનું યથાર્થ સ્વરૂપ કેવું છે? તેની યથાયોગ્ય-વ્યાખ્યા કઇ કહેવાય? ઇત્યાદિ બાબતોના સંબંધમાં ખરેખરું સત્ય દર્શાવવું અતિ ગુપ્ત છે. જુદા જુદા દેશના લોકો, જુદા જુદા દેશકાળ, ભાષા, રૂઢી અને આસપાસના સંયોગોને વશ હોવાથી સૌ પોતપોતાની કલ્પના અનુસાર, જુદી જુદી અનેક પ્રકારની કલ્પનાઓ સૌન્દર્યના વિષયમાં ધરાવે છે.

સૌન્દર્ય બે પ્રકારનું છે. એક તો સ્વાભાવિક કે કુદરતી જેને નૈસર્ગિક સૌન્દર્ય કહેવામાં આવે છે, જ્યારે બીજું બનાવટી મનુષ્યકૃત કે કૃત્રિમ જેમાં અનેક પ્રકારના ઘરેણા વસ્ત્ર આભૂષણ કે શરીરના જુદા જુદા ભાગોને રંગ તેલ અંજન સ્નાન મર્દન ભાષા, આદિ બાહ્યોપચારોથી શરીરને તેમજ મનને સુંદર અને સુખદ દર્શાવવા માટે પ્રયત્નપૂર્વક દર્શાવવામા આવે છે.

આમાનું પ્રથમ જેને નૈસર્ગિક સૌન્દર્ય કહેવામા આવે છે, તેમા મૂખ્ય અંશે કુદરતદ્વારા અને માત પિતાના સ્વાભાવિક જીવન, આરોગ્ય, રહેણીકરણી અને સંયોગ સમયના આચાર વિચાર અને વર્તનદ્વારા, જન્મબીજ ગર્ભાધાન ક્રિયા વખતેજ શરીર બંધારણના મૂળ કારણભૂત, દમ્પતીના રજવીર્યના સંયોગ વખતથી જે ઘડાય છે, તેનો સમાવેશ થાય છે. આવા પ્રકારનું સૌન્દર્ય ઘડાવામાં માતા પિતાના આચાર વિચાર, સ્નેહ સૌજન્ય, પ્રીતિ, મૈત્રી, કરુણા, દાસ્ય, આશા, ભક્તિ, ભજન, આદિ પવિત્ર અને મધુર તથા રમ્ય ભાવો અને તદનુસાર બન્નેનું પ્રેમયુક્ત જીવન અને તેવીજ દશામાં ગર્ભાધાન ક્રિયાનું આરોપણ, મૂખ્ય રીતે કારણભૂત હોય છે. પ્રેમયુક્ત સંયોગ, આ વિષયમા ખાસ મુખ્ય ભાગ ભજવે છે. આવું સ્વાભાવિક સૌન્દર્ય, બાહ્ય ઉપચારોદ્વારા કદીપણ ઉત્પન્ન કે પ્રકટ કરી શકાતું નથી. પણ તે તો પોતાના મૂળ સ્વાભાવિક સ્વરૂપમાંજ અનેક રીતે રમ્ય અને સુંદર તથા આકર્ષણીયજ લાગે છે. જ્યારે ઔપચારિક સૌન્દર્ય દર્શાવવા માટે, ગમે તેટલાં બાહ્ય આડંબરો કે આભૂષણોને ધારણ કરવામાં આવે, પણ તેની તુલના સ્વાભાવિક સૌન્દર્ય સાથે કદીપણ થઇ શકતિજ નથી જો કે બાહ્ય-ઉપચારોદ્વારા કેટલીકવાર નૈસર્ગિક સૌન્દર્યનીવૃદ્ધિ કરી શકાય છે ખરી. પણ નૈસર્ગિક સૌન્દર્ય-કોને કહેવું એ બાબતથી જનસમૂહનો મોટો ભાગ કેવળ અજ્ઞાન છે આટલા વાસ્તે માનસ-શાસ્ત્રાનુસાર, સ્ત્રી અને પુરૂષની જુદી જુદી શક્તિઓ સાથે સંબંધ રાખતું સૌન્દર્ય કયું અને તેની પરીક્ષા કેવી રીતે કરવી, એ બાબતનું સવિસ્તર વર્ણન આ પ્રકરણમા આપવામા આવેલ છે કૃત્રિમ અથવા બાહ્યોપચારરૂપ સૌન્દર્ય કે તેના સાધનો સંબંધી અહિ કાંઇ પણ વિચાર કરવામા આવેલ નથી. જો કે બાહ્યઉપચારરૂપ સૌન્દર્યના સાધનો અને કર્મોમા પણ કુદરતી રીતોનુંજ કેટલેક અંશે મનુષ્યબુદ્ધિ પ્રમાણે અનુકરણજ કરવામા આવે છે. જ્યારે બન્નેનો ઉદ્દેશ તો હમેશા સુંદર રમ્ય અને આકર્ષણીય દેખાવામા અને જોનારને હમેશા આકર્ષણ કરવાની પ્રબળશક્તિમા સમાયેલ છે, એ વાત તો તદ્દન સુનિશ્ચિત થયેલ છે યુવાનો અને યુવતિઓ, સ્ત્રીઓ અને પુરૂષો, સંસારના જીવન પ્રવાહમા પડવા માટે, લગ્ન સંબંધદ્વારા જીવનપર્યંત માટે સંયુક્ત થાય, અથવા કન્યા પોતાની ઇચ્છાનુસાર યોગ્ય વરની, કે પુરૂષ પોતાની ઇચ્છાનુસાર ઇચ્છિત કન્યાની, પરિશીલન, અને યોગ્ય સંવનન આદિ ક્રિયાદ્વારા પસંદગી કરે, અને પછી લગ્ન સંબંધથી જોડાય તે પૂર્વે, આવા અગત્યના વિષય સંબંધી સામાન્ય જ્ઞાન ધરાવતા થાય, એ બાબત અનેક રીતે જોતા અતિ અગત્યની છે આથી આ પ્રકરણને એવા વિષયો કરતાં પ્રથમ સ્થાન આપવામા આવ્યું છે.

# સ્ત્રી-સૌન્દર્ય અને તેનો ઉદ્દેશ.

**સૌન્દર્ય, મધુરાકૃતિ, અથવા રમ્યસ્વરૂપ એ સ્ત્રીજાતિનું સૌથી મુખ્ય અને ઉત્કૃષ્ટ પ્રકારનું ભૂષણ છે તેના દ્વારા પુરૂષ વર્ગ તેઓના પ્રત્યે સ્વાભાવિક રીતેજ આકર્ષાય છે મોહ પામે છે અંજાઇ જાય છે**



સૌન્દર્ય, માધુર્ય, રમ્યતા કે શોભનાકૃતિ યુક્ત સ્ત્રીજાતની ભક્તિ પૂજા ઉપાસના કે આરાધના કરવા પુરૂષમાત્રનું મન સ્વાભાવિક રીતેજ આકર્ષાય છે

આનું શું કારણ હશે ? કારણ, કુદરતની મહાન અને ગૂઢ ઇચ્છા અહીં કોઇ આશ્ચર્યજનક રીતે કાર્ય કરી રહી જણાય છે પોતાના સૌન્દર્ય દ્વારા સ્ત્રીવર્ગ, પોતાની તરફ પુરૂષ વર્ગને જાણ્યે અજાણ્યે પણ આકર્ષે અને પુરૂષ વર્ગ એવી રીતે આકર્ષાઇ તેઓને ચાહે અથવા પૂજે અને પુરૂષ સાથે સંયોગધર્મ માટે સંયુક્ત થઇ સંસારની અંદર તેવાજ ઉત્તમભાવવાળી મધુર આકૃતિવાળી અને શોભનગુણધર્મવાળી પ્રજાને જન્મ આપી, વિશ્વની શોભામા તેથી પણ અધિક વૃદ્ધિ કરે, આવો ઇશ્વરીય ગૂઢ હેતુ, સ્ત્રીવર્ગને પુરૂષવર્ગ કરતા વધારે રમ્ય, શોભાયુક્ત અને સૌન્દર્યશીલ બનાવવામાં સમાયેલો છે મનુષ્ય સમાજનો બહુજ મોટો ભાગ કુદરતના આ મહાન ઉદ્દેશને યથાવત્ સમજી શક્યો છે સૃષ્ટિના મહાન સૌન્દર્ય પૂર્ણ બગિચાની અંદરના ઝાડપાન, ફૂલ, વેલ, વાડી, બગીચા પક્ષીઓ, અન્ય જન્તુ, પતંગીયા આદિ સર્વ વર્ગમાં, અમુક અમુક પ્રકારનું સૌન્દર્ય કુદરતે સમાવેલું છે, છતાં કુદરતે પોતાના સ્ત્રીવર્ગમાં, અને ખાસ કરીને મનુષ્ય જાતિના સ્ત્રીવર્ગમા જે કઇ સૌન્દર્ય અને રમ્યતા ભરેલ છે, તે તો ખરેખર કોઇ અજબ પ્રકારનીજ છે, એમા કઈ શક નથી વિશ્વમા સૌન્દર્ય અનેક પ્રકારનાં છે આકૃતિ પ્રમાણ, વજન, સ્વરૂપ, લંબાઇ, પહોળાઇ, રંગ આદિ પ્રાકૃતિક બાબતોનો, શારીરિક સૌન્દર્યમા અનેક રીતે સમાવેશ થાય છે, જ્યારે માનસિક સૌન્દર્યના તત્વો તેનાથી તદન જુદાજ સ્વરૂપે બિરાજે છે

આકૃતિ-સંબંધી સૌન્દર્યનો વિચાર કરતા તેની અંદર સમગ્ર શરીરની આકૃતિ અને તેની અંદરના પ્રત્યેક અંગ પ્રત્યંગની આકૃતિનો પણ સમાવેશ થાય છે શરીરની આકૃતિ તરફ ધ્યાન આપતા આપણને જણાશે કે કેટલીક સ્ત્રીઓ પાતળી, કેટલીક જાડી, કેટલીક ઠીંગણી, કેટલીક એકદમ ઉંચી તાડ જેવી કે પાતળી સોટી જેવી કેટલીક તદન ગોળમટોળ અને કેટલીક બહુજ રમ્ય અને મધુર આકૃતિયુક્ત, સમસુવિભક્તાંગયુક્ત જોવામાં આવે છે આમાંથી બહુ સ્થૂળ, બહુ ઠીંગણી, બહુજ ઉંચી, બહુજ જાડી અને બહુજ ગોળ આકૃતિવાળી કે અસ્થિથી ભરેલી નિંદ ગણવા યોગ્ય છે યોગ્ય સૌન્દર્યયુક્ત સ્ત્રીઓની ગણનામા તો તેઓ નજ આવી શકે

જ્યારે જે સ્ત્રી બહુ ઉંચી ન હોય, બહુ નીચી પણ ન હોય, બહુ જાડી ન હોય તેમ બહુ પાતળી અસ્થિચર્માવશેષ શરીરવાળી પણ ન હોય તેવી મધ્યમ આકૃતિવાળી સમસુવિભક્તાંગ અર્થાત્ જેના શરીરના અંગ પ્રત્યંગ યથાવત્ સુવિભક્ત બરાબર માપસરના, પ્રમાણે ખીલેલા, સુંદર આકાર કદ અને વજનવાળા, માંસ પેશી એવી યથાર્થ રીતે ભરેલા છતા ચરબી આદિની સામ્યતાવાળા હોય એવી સ્ત્રી, સુંદર શરીરવાળી શોભનાકૃતિ ગણાય છે શરીરની આકૃતિના સામાન્ય સૌન્દર્ય સાથે મસ્તક[૧] મુખ[૨] નાસિકા[૩] કર્ણ[૪] હોઠ[૫] ગરદન[૬] છાતી[૭] ભુજા[૮] હાથ[૯] પેટ[૧૦]-ઉદર કટિ[૧૧] નિતંબ[૧૨] જંઘા-સાથળ[૧૩] અને પગ[૧૪] નખ[૧૫] દાંત[૧૬] અને વાળ[૧૭] આદિની આકૃતિ તથા સ્વરૂપ તરફ પણ ધ્યાન આપવાની જરૂર છે. કારણ આમાના પ્રત્યેક અંગ પ્રત્યંગની અંદર સમાયેલ ભિન્ન ભિન્ન સૌન્દર્યના સમગ્ર અંગોની સામ્યતા અને એકતાથીજ યથાર્થ સૌન્દર્ય હમેશા બને છે તેમાના એકાદ પણ અવયવની અતિ

પ્રમાણુતા કે ન્યૂનતા, સમગ્ર સૌન્દર્યમા એક પ્રકારની ક્ષતિનું કારણ બને છે, માટે એ સઘળી બાબતોનો પણ પૃથક પૃથક વિચાર કરવાની જરૂર છે અને તેથી આપણે પ્રત્યેક બાબતનો ક્રમવાર અહીં વિચાર કરીશું.

**મસ્તક**—સ્ત્રીઓનાં મસ્તક હમેશાં સર્વ દિશામાં ગોળ હોય એ વધારે પસંદ કરવા યોગ્ય છે, છતાં (frontal) આગળ અને (occipital) પાછળના ભાગમા તેમજ (coronal) ઉપરના ભાગમા ખાસ કરી તેવા ગોળાકૃતિ-વાળા હોવાની તો ખાસ જરૂર છે, કારણ—

આગળનું ગોળ અને ભરાવાદાર તથા લાંબુ કપાળ બુદ્ધિશક્તિ, સમજશક્તિ, પારખશક્તિ, તર્કશક્તિ, તુલનાશક્તિ, સાહિત્યાનુરાગ, અવલોકનશક્તિ અને આકૃતિ, કદ, પ્રમાણ, વજન, ગણના આદિ અવલોકન-શક્તિઓના અને બુદ્ધિશક્તિઓના સ્થાનોની વિશેષતા દર્શાવે છે. સ્ત્રીવર્ગની અંદર આ બુદ્ધિશક્તિઓના બધાં સ્થાનો સારી રીતે ખીલેલાં હોવાજ જોઇએ કારણ પોતાના બચ્ચાંને પાળવા, પોષવા, ઉછેરવા તેમજ તેઓને યથાર્થ શિક્ષણ આપવામા તેમજ ઘરસંસારના અનેક પ્રકારના ભિન્ન ભિન્ન કર્તવ્યો બજાવવા માટે તેઓને બુદ્ધિ-શક્તિઓનાં યોગ્ય વિસ્તારની સર્વત્ર જરૂર પડે છે

જો આગ કપાળનો આ ભાગ બેઠેલો પાછળ તરફ ઢળતો કે દબાયેલો અથવા વિસ્તારમા ટૂંકો હોય તો તેવી સ્ત્રી નિર્બુદ્ધ હોવાથી કોઇપણ રીતે સૌન્દર્યયુક્ત ગણી શકાયજ નહિ (Intellectual idiocy) બુદ્ધિશક્તિની મંદતાવાળી આવી સ્ત્રીઓ બુદ્ધિશક્તિના સૌન્દર્યરૂપ માનસિક અંશથી વિહીન હોવાથી પુરૂષને પ્રિયકર રોચક કે આકર્ષક બની શકતિ નથી માટે તેટલા અંશમાં તેઓ માનસિક સૌન્દર્યથી હીન અને તેથીજ પસંદ કરવા યોગ્ય નજ ગણી શકાય. સ્ત્રીઓના મસ્તકનો (coronal region) મધ્ય ભાગ પણ ગોળ અને ઉપસેલ હોવાની જરૂર છે. કારણ તેવી દશા, સ્ત્રીઓના મગજની અંદરના નૈતિક અને ધાર્મિક વૃત્તિઓના સ્થાનોની વિશેષતા દર્શાવે છે. દયા, કરુણા, પરોપકારવૃત્તિ, ભક્તિ, વિનય, માન, સભ્યતા, સૌજન્ય, આશા અંત્યન્તરતિ, શ્રદ્ધા,
૨૨ ૧૮ ૨૩ ૧૭ ૨૦ ૧
વિશ્વાસ કલ્પનાશક્તિ, આશ્ચર્યપ્રિયતા, આત્મનિષ્ઠા સત્યપરાયણતા ન્યાયવૃત્તિ, સૌન્દર્ય પ્રેમ, ઔદાર્ય, કવિત્વ
૨૪ ૨૫ ૨૧ ૨૬ ૨૫
આદિ ઉત્તમ અને ઉત્કૃષ્ટ પ્રકારની ધાર્મિક અને નૈતિક શક્તિઓ કે વૃત્તિઓના સ્થાનો, મગજના આ ભાગમા આવેલા છે, જેથી સ્ત્રીવર્ગની અંદરના તે તે ભાગોની સંવૃદ્ધિ. તે તે વિષયનું સૌન્દર્ય દર્શાવે છે. સ્ત્રીવર્ગના મસ્તકો મોટે ભાગે આ સ્થાનમાં હમેશા પુરૂષો કરતા વિશેષ અંશે ઉપસેલા, ચઢિઆતાં અને ઉન્નત હોય છે પુરૂષો કરતા સ્ત્રીઓના ચહેરા અને મુખપર જે સૌન્દર્ય. રમ્યતા સૌમ્યતા અને સૌન્દર્ય, કરુણા, આશા, ઉત્સાહ તથા પ્રેમ સૌજન્ય અને નમ્રતા આદિ ભાવો વિશેષ અંશે જોવામાં આવે છે, તેનું કારણ માત્ર એજ છે કે તેઓનાં મસ્તકો મધ્યપ્રદેશમાથી પૂર્ણ રીતે ઉપસેલા હોય છે અર્થાત્ તેઓની નૈતિક અને ધાર્મિક લાગણીઓના મગજની અંદરના સ્થાનો વંશપરંપરાથી યોગ્ય રીતે ખીલેલા હોય છે અને તેઓ ખરેખરા સૌન્દર્યના કારણભૂત પરમ સહાયકો છે સ્ત્રીવર્ગના મસ્તકો આટલા વાસ્તે નં ૧૮ થી ૨૬ સુધીના સ્થાનમા હમેશા ઉન્નત હોવા જોઇએ. જો એ સ્થાનમાં મસ્તક બેઠેલું ચપટું કે છાપરાની માફક ઢળતું હોય તો તેટલા પ્રમાણમા તે ખામીવાળું સૌન્દર્યહીન અને જે જે ભાગમા વધારે બેઠેલું કે ઢળતું હોય તે તે ભાગની નૈતિક કે ધાર્મિક શક્તિ કે ભાવનાની ખામીવાળું અર્થાત્ તેવા પ્રકારનાં સૌન્દર્યની ખામીવાળું ગણાય છે

મસ્તકની પાછળનો ભાગ પણ સ્ત્રીવર્ગમા સારી રીતે ગોળ અને સંપૂર્ણ રીતે ખીલેલો હોવો જોઇએ કારણ પ્રેમ-સ્નેહ, દામ્પત્ય-સ્નેહ, વાત્સલ્ય-સ્નેહ, મૈત્રી ગૃહનિવાસેચ્છા, તત્પરાયણતા, કુટુંબપરાયણતા, પશુપાલનવૃત્તિ, સખા અથવા સખીભાવ આદિ સાંસારિક અનેક દિવ્ય લાગણીઓનાં નં. ૮ થી ૧૩ સુધીનાં સ્થાનો મસ્તકના આ પ્રદેશમા આવેલાં છે એટલા વાસ્તે એ ભાગ જેટલા પ્રમાણમાં યથાર્થ રીતે ખીલેલ ઉન્નત કે ભરાવાદાર હોય તેટલા પ્રમાણમાં તેતે સ્થાનના સૌન્દર્યની અધિકતા સમજવી. વાત્સલ્ય, મૈત્રી, કુટુંબપરાયણતા. ગૃહનિવાસેચ્છા, અને પ્રેમ આદિ ભાવો તો ખાસ સ્ત્રીવર્ગનાં મુખ્ય મુખ્ય અને પરમ આવશ્યક ગુણો છે સંસાર-યાત્રામા દરેક પ્રસંગમા તે તે ગુણોની તેઓને જરૂર પડે છે અને ખાસ કરીને સ્ત્રીજનને તો પોતાના જીવનનો મોટો ભાગ લગભગ, સ્નેહ, પ્રેમ, શૃંગાર, અને દામ્પત્યધર્મયુક્ત ભાવો પોષણ, વાત્સલ્ય સ્નેહની વૃદ્ધિ, અર્પે

# સ્ત્રી-સૌન્દર્ય અને તેનો ઉદ્દેશ.

પ્રકરણ ચોથું.



ચિત્ર નં ૧૨ સર્વાંગિક સૌંદર્ય



જીવન રહસ્ય પ્રકરણ ચોથા માટે

મૈત્રીભાવની વૃદ્ધિ ખાતર અને ગૃહકુટુંબ તેમજ નાતિજાતિના અનેક હિત સંબંધો અને સાંસારિક બન્ધન વંતુઓની યથાર્થ સંરક્ષા, રક્ષણ, સંવૃદ્ધિ અને સંતુષ્ટિ ખાતરજ ભાળવાનો હોય છે. એટલા માટે તેઓનો આ સાંસારિક વૃત્તિઓના સ્થાનરૂપ મસ્તકનો નં. ૯ થી ૧૩ સુધીનો ભાગ ખાસ કરી વિશેષ મોળ બરાબર અને ઉન્નત હોવોજ જોઈએ.'ને તે સ્થાન ચપટું, ઉંચી દીવાલ જેવું કે અવનત ઢાળતનું સમગ્રરૂપે અથવા તેના એકાદ પ્રદેશમાં પણ ઓછું હોય તો તેટલા સાંસારિક ભાવોની ખામીજ સમજવી. અને તેટલે અંશે તેઓનું સૌન્દર્ય ખામીવાળું સમજવું. ટુંકમાં સ્ત્રી વર્ગના મસ્તકો ખાસ કરી આગળ પાછળ અને મધ્યના ભાગમાં ઉપસેલાં ઉન્નત અને સારી રીતે ખીલેલા હોવાં જોઇએ. કારણ તેઓની સર્વ પ્રકારની માનસિક, નૈતિક ધાર્મિક અને સાંસારિક સૌંદર્યયુક્ત અને રમ્ય ભાવનાયુક્ત શક્તિઓ, વૃત્તિઓ કે લાગણીઓના સ્થાનોનો અથવા ગુણોનો સમાવેશ મગજના તે તે ભાગમાં થયેલ છે.

દરેક સ્ત્રી તેમજ પુરૂષે, બાળક તેમજ બાળકીએ, યુવાન તેમજ યુવતીએ મસ્તક વિદ્યાના આ સિદ્ધાન્તોને યથાવત્ સમજવાની જરૂર છે અને સમજ્યા પછી આવશ્યક શક્તિઓની ખીલવણીદ્વારા સર્વાંગ માનસિક સૌન્દર્ય ખીલવવાની પણ જરૂર છે. પણ જે સ્ત્રીઓના મસ્તકો બને કાન વચ્ચે બહુ પહોળા, વિશાળ કે સંવૃદ્ધ હોય અને ઉપરથી બેઠેલા ચપટા કે ઢળતા ઘાટનાં તેમજ પાછળથી બેઠેલાં કે સપાટ અને આગળથી નમેલા હોય તો તે એક ભયંકર ખામી રૂપ અને દોષ રૂપ સમજવું, કારણ બંને કાન વચ્ચેના મસ્તકની પહોળાઇ, પશુવૃત્તિ ઓ અને સ્વાર્થવૃત્તિઓની અધિકતા દર્શાવે છે કાનની આસપાસના આ સ્થાનમાં મગજની બંને તરફ ક્ષુધા

સ્વાદવૃત્તિ, પિપાસા, જિજીવિષા, નિગ્રહ, ઉદ્યોગશક્તિ, ક્રોધ, ગુસ્સો, દંભ, સાવધાનતા, શૌર્ય સંહારક-શક્તિ કજીયા
૨ ૨ ૩ ૪ ૫ ૬ ૬ ૫ ૧૪ ૭ ૬

કંકાસ કરવાની વૃત્તિ આદિ સ્વાર્થી વૃત્તિઓના અવયવો આવેલાં છે. બંને કાન તરફ માથાની અધિક વૃદ્ધિ તે તે અવયવની વૃદ્ધિ દર્શાવે છે. જેથી તેવી સ્ત્રીઓ સ્વભાવે કઠોર, ગુસ્સાવાળી, સ્વાર્થી, દંભી, છળકપટયુક્ત હૃદયની અતિ લાલસાવાળી; ખાનપાન અને સ્વાદ આદિ ઇન્દ્રિયજન્ય સુખોપભોગ અને વૈભવ તથા પ્રેમ, કામવાસના અને લોભ આદિ મનુષ્યની (અધમ) વૃત્તિઓની અધિકતા કે પ્રબળતા દર્શાવે છે આટલા માટે આવા પ્રકારનું મગજનું બંધારણ અનિષ્ટ, અનિચ્છનીય, રમ્યતા અને સૌન્દર્યના ભાવોથી રહિત અને તેટલાજ માટે સ્ત્રી વર્ગમાં નહિ પસંદ કરવા યોગ્ય છે ( નં. ૧ થી ૮ અને ૧૪-૧૫ વાળા પ્રદેશ જુઓ ચિત્ર નં. ૪. )

મસ્તકની આકૃતિ અને માનસિક સૌન્દર્ય સાથે સંબંધ ધરાવનાર ઉપરોક્ત સામાન્ય વિવેચન પર બહુજ બારીક ધ્યાન આપી તે તે ગુણ હોયવાળી સ્ત્રીઓને પસંદ કરવામાં પુરૂષને સુલભતા પ્રાપ્ત થાય અને તે દ્વારા બંને વર્ગનું હિત સચવાય એમ ધારી આ વિષયને મસ્તકવિદ્યા પ્રમાણે અહિં ટુંકમાં માત્ર સુચના રૂપેજ લખવામાં આવેલ છે.

**૩. મુખ અને મસ્તકનો પણ ખાસ પરસ્પર સંબંધ છે** મુખની આકૃતિનું બંધારણ, મગજની માનસિક શક્તિઓને અનુસરીનેજ થાય છે. અને જેમ મસ્તકના આકાર પરથી અનેક પ્રકારના સ્વભાવ અને ચારિત્ર્યની સમજ પડે છે, તેજ પ્રમાણે મુખ પરના અનેક ચિન્હો જોઇ સ્વરૂપ તથા ચારિત્ર્ય આદિ મનોગત ભાવો સ્પષ્ટરૂપે જોઇ શકાય છે. આટલા વાસ્તે સૌન્દર્યયુક્ત ભાવોવાળું મુખ કોને કહેવું એ પણ અમુક અંશે સમજવાની જરૂર છે. લાંબુ, લંબગોળ, હણકી બેઠેલ જડબાવાળું, બોઠા જડબાવાળું, બેઠેલ ગાલવાળું, પાતળા હોઠવાળું કે ટુંકી દાઢીવાળું અથવા અતિ પહોળાં કે અતિ ટુંકા જડબાવાળું મુખ કોઇ પણ રીતે સૌન્દર્યયુક્ત ગણી શકાયજ નહિ. ( જુઓ ચિત્ર નં. ૫ )

પણ જે મુખ યથાર્થ માપવાળું, મધ્યમ કદવાળું, માપયુક્ત ચિબુકવાળું, સપ્રમાણ હનુ-જડબાવાળું પ્રમાણયુક્ત હોઠવાળું, બરાબર ગાલવાળું અને મધ્યમસરની બરાબર ચિબુકવાળું હોય છે તે વધારે સૌન્દર્ય યુક્ત ગણવા યોગ્ય છે. ( જુઓ ચિત્ર નં. ૬ )

મુખ એ કંઇ એકજ અવયવ નથી. પણ તે તો ચક્ષુ, નાસિકા, ઓષ્ઠ, ગાલ, (દાઢી) ચિબુક, દાંત, જીભ,

હાત, જડબા, આદિ અનેક અવયવોનાં સમુદાયાત્મક અનેક જડ પદાર્થોનું બનેલું છે છતાં તે મનનો માનસિક અરિસો કે આદર્શ રૂપ-( દર્પણ સમાન ) છે જેમા મનુષ્યના મનના બધા ભાવો યથાવત્ પ્રકાશિત થાય છે અનુભવાય છે બધી માનસિક વૃત્તિઓને નાચવાનું, ખેલવા કુદવાનું કે નૃત્ય કરવાનું આ મુખ, એ મુખ્ય રંગ ભૂમિ અથવા પ્લેટ-ફોર્મ છે તેના પ્રત્યેક અવયવ કે અંગ દ્વારા મનુષ્યના અનેક સદ્ગુણ તેમજ દુર્ગુણ આદિને દર્શાવનાર તે દિવ્ય આરસી રૂપ છે જેથી તેના પણ પ્રત્યેક અંગની આકૃતિ, કદ પ્રમાણ, અવસ્થા અને સ્વરૂપ આદિના સૌન્દર્યને યથાવત્ સમજવુ એ પણ જરૂરનુ છે

( સુંદર અને રમ્ય તથા સૌમ્ય ભાવયુક્ત-મુખ ) જુઓ ચિત્ર નં ૭

૪ આંખ—એ આત્માનાં દ્વાર છે તેના દ્વારા મૈત્રી, કરુણા રસિકતા, સ્નેહ, વિનય, ક્રોધ, ગુસ્સો, કામ, છળ, કપટ, હાસ્ય માર્મિકતા, દાસ્ય, બુદ્ધિ-ચાપલ્ય, વિદ્યા, કૌશલ્ય, ઘૃણા, વૈર વૈર આશા, નિરાશા આદિ અનેક ભાવો સ્પષ્ટપણે જોવામાં આવે છે એટલા વાસ્તે તેના આકાર કદ અને પ્રમાણને યથાવત્ જાણી તેનું સૌન્દર્ય સમજવાની પણ જરૂર છે અતિ ટુંકી અતિ વધેલ ખુણાવાળી અતિ ઉંડી કે અતિ બહાર પડતી અતિ વિશાળ કે અતિ ખુલેલી જેનો અતિ શ્વેત ભાગ બહાર પડતો હોય તેવી, ખવાઇ ગયેલ પોપચાવાળી કે અતિ ચીણી કીકીવાળી આંખો કોઇ પણ રીતે પસંદ કરવા યોગ્ય નજ ગણી શકાય પણ વિશાળ બન્ને ખુણા વરૂ બરાબર મધ્યમ આકારની, પૂર્ણ રીતે ખીલેલ પ્રમાણસરની કીકીવાળી બરાબર સીધી લાઇનસર આંખના ગોલકમા બેઠેલી, મધુરભાવયુક્ત, બહારના અણીદાર ખુણાઓ વાળી, મૃદુ પોપચાવાળી, ચપળ મૃદુહાસ્ય યુક્ત, સ્વચ્છ અને નિર્મળ આંખો ખરેખર વખાણવા યોગ્ય છે ( જુઓ ચિત્ર નં. ૮ ) સ્ત્રીઓના સૌન્દર્યનો મોટો ભાગ તો આંખો કે નયનો દ્વારાજ ભજવવામા કે દર્શાવવામા આવે છે

અણીઆળી ને મૃગાક્ષિ, મદભરી, રસીલી, પ્રેમાળ, સ્નિગ્ધ સ્નેહભરી, રસભીની, હાસ્યપૂર્ણ આદિ અનેક વિશેષણોથી આંખ અનેક રીતે શોભાવવામા આવે છે તેનુ કારણ મગજના અનેક માનસિક ભાવો આંખો પરથીજ મોટે ભાગે સ્પષ્ટ થાય છે તેજ છે આટલા વાસ્તે કેવી આંખો સુંદર મધુર અને આકર્ષક ગણાય તેમજ કેવી આંખો કુટિલ કામી હલકી કે છળયુક્ત લોભી કે ખુની અને તેથી પરિણામે ભયંકર તથા સૌન્દર્ય અને સૌમ્ય હાવભાવોથી હીન ગણાય તે યથાવત્ સમજવામાં આવે તો તે પણ એક અતિ આનંદનો વિષય થઇ પડે છે એટલુ જ નહિ પણ સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગને પરસ્પરના ચારિત્ર્ય સમજવામા વગર બોલ્યે પણ ઘણુ ઘણુ કહેવાનુ બહુજ ચુપકીથી સમજાવી દેવાય અથવા સમજવામા આવી જાય છે એવી આ વિદ્યાની ખુબી છે સંસ્કૃતમાં આંખોને "નયન" અર્થાત્ દોરનાર, માર્ગ દર્શાવનાર કહેવામા આવે છે તે તદ્દન યથાર્થજ છે

૫ નાસિકાની આકૃતિ પણ ધ્યાનમાં રાખવા યોગ્ય છે જે નાસિકા ચપટી બેઠેલી બહુ પહોળી મોટા નસકોરાવાળી મધ્યમાથી બહુજ ઉંચી કે બહુજ બેઠેલી ચીબા આકારવાળી હોય તે પસંદ કરવા યોગ્ય નજ ગણી શકાય અતિ અસ્થિવાળી કેટલીક સ્ત્રીઓની નાસિકા બહુજ બેડોળ કદરૂપ અને અતિપ્રમાણવાળી જોવામાં આવે છે જેમાંની કેટલીક તો અતિ પાતળી, અતિ ઉંચી, અતિ અણીવાળી, અતિ નમેલી કે અતિ ઉપસેલી જોવામાં આવે છે આ બધી નાસિકાની આકૃતિઓ એક અથવા અનેક કારણોને લીધે માપસરની ન હોવાને લીધે ( Out of Proportion ) પસંદ કરવા યોગ્ય નજ ગણી શકાય પણ જે મધ્યમ પ્રમાણની મુખ ઓષ્ઠ અને સમગ્ર ચહેરા સાથે યથાર્થ સામ્યતાવાળી હોય તેજ નાસિકા સૌન્દર્યયુક્ત ગણાય છે નાસિકાનું સૌન્દર્ય પણ અનેક આકાર કદ અને પ્રમાણવાળુ હોય છે જે બધાનુ વર્ણન અત્રે આપવુ અસંભવિત છે છતા ચિત્રદ્વારા કેટલાક નમુનાઓ પ્રત્યક્ષ થવાથી કઇ નાસિકા સારી અને સૌન્દર્યયુક્ત તથા કઇ નાસિકા પ્રમાણ રહિત તથા સૌન્દર્યહીન ગણાય તે બાબત સહજ સમજમા ઉતરી શકશે જેથી ચિત્રદ્વારા આ વિષયનું કેટલુંક રહસ્ય અત્રે સમજાવવાનો પ્રયત્ન કરેલ છે ( જુઓ ચિત્ર નં ૯ )

૬. ભ્રમર—આપણી આંખની ઉપર એક સુંદર છાપરાની માફક લટકી રહેલ આપણી ભ્રમરો પણ કાંઇ સૌન્દર્યમાં ઓછો ભાગ ભજવે છે, તેવું નથી. સાહિત્યના ગ્રન્થોમાં, કાવ્યોમાં, નાટકોમાં, અને અનેક નોવેલોનાં રમ્ય અને મધુર પ્રસંગોમાં સ્ત્રીઓના સૌન્દર્યનું વર્ણન કરતી વખતે તેઓની ભ્રમરનાં સૌન્દર્યયુક્ત વલણ આકાર અને કદ વગેરેનું પણ ઘણુંજ, આંગિક અને અગત્યનું તેમજ તદ્દન સ્વાભાવિક વર્ણન આપણા જોવામાં આવે છે. છતાં સામાન્ય જનસમુદ કેવી ભ્રમર સૌન્દર્યયુક્ત ગણાય અને કેવી ભ્રમરો સૌન્દર્યહીન લેખી શકાય તે સંબંધી ઘણુંજ થોડું જ્ઞાન ધરાવતો હોવાથી અત્રે તેનું વર્ણન પ્રસંગાનુસાર આપવું ઉચિતજ જણાશે. આંખની ઉપર છાપરા માફક લટકી રહેલ બંને ભ્રમરોને કામદેવના ધનુષ્યની ઉપમા આપવામાં આવે છે અને ખરેખર તેનો આકાર પણ તેના જેવો સ્વાભાવિક જણાય છે.

વળી કમાન સમ વાંકી વળેલ ભ્રકુટીઓનું રસમય વર્ણન સાહિત્યના અનેક ક્ષેત્રોમાં દષ્ટિગોચર થાય થાય છે. એ બધા ઉપરથી એટલું તો નક્કી થાય છે કે જે ભ્રમર કમાન સમ વાંકી વળેલ, પાતળી, એકસરખી કોમળવાળયુક્ત અને નાસિકાના મૂળથી ઠેઠ આંખના ખૂણાની બહારની બાજુ સુધી વિસ્તૃત થઇ, પ્રસરેલી હોય તે, ખરેખર સૌન્દર્યયુક્ત અને વખાણવા યોગ્ય ગણાય છે જ્યારે લંબાઇમાં ટુંકી, જાડા વાળવાળી, બહુજ જાડી, છેડાના ભાગમાં અણીદાર, વળાંક વગરની અથવા જેનો અગ્ર ભાગ નાસિકાના મૂળ પાસે છેક ઉંધો વળી પડતો હોય અને બાહ્ય ખુણો ઉપર તરફ ચડી જતો જણાતો હોય તેવી ભ્રુકુટિ કોઇ પણ રીતે સારા ભાવોને પ્રદર્શિત કરતી નથી. આ બાબત ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

આપણી ભ્રમરની નીચેના આંખના ગોલકના અસ્થિની બરાબર ઉપર, મગજના તળીયાના ભાગમાં આપણી અવલોકન શક્તિઓનાં કેટલાક અતિ અગત્યનાં માનસિક અવયવોનાં સ્થાનો આવેલાં છે. જેમાં અવલોકનશક્તિ, આકૃતિજ્ઞાન, કદજ્ઞાન, વજનજ્ઞાન, રંગ પારખવાની શક્તિ, વ્યવસ્થાશક્તિ અને ગણિતશક્તિ તેમજ સ્થળજ્ઞાન શક્તિ આદિ અવલોકન શક્તિઓનાં અવયવોનો મૂખ્ય રીતે સમાવેશ થાય છે. જો આ શક્તિઓનો સમૂહ યથાર્થ રીતે ખીલેલ હોય તો આંખનો ભ્રમરવાળો ભાગ મગજના અન્ય ભાગો કરતાં બરાબર બહાર આગળ પડતો જણાઇ આવે છે. અને ભ્રમર તથા આંખની ઉપરનું અસ્થિ એક જાતનો કમાનદાર ગોળ વળાવ ધારણ કરી આંખના તે પ્રદેશની શોભાને વધારવા સાથે સામુદ્રિકશાસ્ત્રની સ્વાભાવિક ભાષામાં એ સૂચના આપે છે કે આવી કમાનદાર ભ્રમર ધરાવનાર સ્ત્રી-પુરૂષોની અવલોકન કે આર્ટિસ્ટીક શક્તિઓ ઘણીજ સારી પુષ્ટ અને સુંદર પ્રમાણમાં ખીલેલી છે. કમાનસમ વળેલી (સુંદર) ભ્રમરની સુંદરતાનું એજ ખરું અને વ્યાજબી કારણ મસ્તકશાસ્ત્રાનુસાર જણાય છે ખાસ કરી સ્ત્રી વર્ગની અંદર આવી શક્તિઓ વિશેષ અંશે ખીલેલી હોય છે. જેથી તેઓમાં ભરત, શીવણ, ગુંથણ, કશીદ, ચિત્રકામ, રંગો પૂરવાનું કાર્ય, ભાતભાતના રંગદાર અને ભાતકદાર કપડાં, સુંદર વેલ બુટ્ટાવાળી કોરો, આદિ અનેક પ્રકારના આર્ટિસ્ટીક ટેસ્ટો વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. અને તેને પરિણામે તેઓની આર્ટિસ્ટીક શક્તિઓ ખીલવાથી તેઓની ભ્રુકુટિ પણ ગોળ કમાનનું સ્વરૂપ ધારણ કરી તેઓનાં મુખકમળને અનેક રીતે શોભા આપનાર બને છે.

પણ જે સ્ત્રીઓને તેવા કોઇ સુંદર પ્રકારની ભ્રમર ન હોતાં, અન્ય અધમ પ્રકારની ભ્રમર હોય તો તે નીચેના દોષો બતાવે છે. જાડી ભ્રમર, નઠારા વિચારોનું અતિ સેવન દર્શાવે છે. જાડા વાળ, સ્વભાવની કઠોરતા દર્શાવે છે. ટુંકી ભ્રમર, ટુંક બુદ્ધિ અને દીર્ઘદષ્ટિની ખામી બતાવે છે. અને નાક તરફ વળી ઉંધી પડતી ભ્રમરો દંભ છળ કપટ પ્રપંચ આદિ દુષ્ટ ભાવોને દર્શાવનાર છે. માટે સ્ત્રીઓનાં તેમજ પુરૂષોના સૌન્દર્યની પરીક્ષામાં ભ્રમરોને પણ યોગ્ય સ્થાન આપી તેની પરીક્ષા કરવી એ ખાસ જરૂરનું છે.

૭ ઓષ્ઠ અને ગાલ—એ પણ મનુષ્યના મુખના સૌન્દર્યને વધારવામાં કંઇ ઓછો ભાગ ભજવતા નથી.

સુંદર, સમપ્રમાણ, ભરાવદાર, કમાન સમ વળેલા અને યોગ્ય લંબાઇવાળા તથા સુંદર ખુણાવાળા, કામદેવના બાણ સમાન, ઓષ્ઠ ઉપલો ઓષ્ઠ અને નીચલો ઓષ્ઠ સ્ત્રી વર્ગની શોભા વધારવામાં ઘણું મહત્વનું કાર્ય કરે છે. ઓષ્ઠદ્વારા પણ મનુષ્ય સ્વભાવનાં અનેક લક્ષણો જાણી શકાય છે.

ઓષ્ઠની લંબાઇ પ્રજનન શક્તિની વિપુલતા દર્શાવે છે. સ્થૂલતા કામવાસનાની પ્રબળતા દર્શાવે છે મધ્યના ઉપલા હોઠની વચલી ટોંચનો વધારો તત્પરાયણતા દર્શાવે છે. બંને બાજુના ખૂણાના ભાગ પ્રેમ, હાસ્ય, માધુર્ય, આગતા સ્વાગતા અને હર્ષ શોકનાં ચિન્હો સ્પષ્ટપણે દર્શાવે છે. નીચેના હોઠનો મધ્ય ભાગ જાડો હોય તો તે મૈત્રી-ભાવ અને ચુંબન લેવાની પ્રબળતા દર્શાવે છે, તેમજ રસમય પદાર્થો પરની પ્રીતિને દર્શાવનાર પણ તેજ સ્થાનો છે.

પણ અતિ જાડા અતિ લાંબા કે બહુજ આગળ પડતા ઓષ્ઠ કામવાસનાની અને પશુવૃત્તિઓની બહુજ પ્રબળતા દર્શાવે છે. જે ઇચ્છવા યોગ્ય નજ ગણી શકાય. તેમ સૌન્દર્યની દૃષ્ટિથી લેતાં પણ તે કદરૂપાં દેખાય છે. તેજ પ્રમાણે અતિ ટુંકા હોઠ પ્રજનન શક્તિ કે ગર્ભ ધારણ કરવાની શક્તિની સંકુચિતતા અથવા નિર્બળતા દર્શાવે છે એ પણ સૌન્દર્યની એક પ્રકારની ક્ષતિનું કારણ છે. વિશાળ હોઠ પોતાના આકારના પ્રમાણમાંજ જનનેંદ્રિયની પણ વિપુલતા તથા વિસ્તારને સુચવે છે. જ્યારે ટુંકા કે અતિ પાતળા હોઠ તેજ શક્તિની ન્યુનતા કે સ્વલ્પતા દર્શાવે છે. તેઓના ઉપરની રક્તતા, પ્રેમભાવમાં અનેક પ્રકારની વૃદ્ધિ દર્શક છે. અને ખાસ કરી રાત્રિના વખતમાં સ્ત્રી વર્ગનાં મુખ કમળોને અનેક પ્રકારની શોભા આપનાર છે. શૃંગાર રસમાં ચુંબનનાં અનેક દીવ્ય અને કલ્પનામય ભાવોને પ્રકટ કરવાના એક મહાન સાધનભૂત તથા પરસ્પરનાં ચુંબનોને હંમેશાં સ્વીકારવામાં તત્પરતા ધરાવનાર, આ આપણા હોઠરૂપ અવયવોના કાર્ય સ્થિતિ સ્વરૂપ, કદ તથા તેઓનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો દ્વારા માનસશાસ્ત્રની મુંગી ભાષામાં કહેવામાં આવતાં અનેક કથનોથી આપણે વાકેફ થવાની કેટલી બધી જરૂર છે. એ આ વિવેચનથી સ્પષ્ટ થયા વિના રહેશે નહિ.

૮. કપોલ—મુખની સાથે ગાલ પણ કંઇ સૌન્દર્યને દર્શાવવામાં ઓછો ભાગ ભજવતા નથી.

ગોરા ગોરા ગુલાબી રંગના રસપૂર્ણ ગાલો, સ્ત્રીવર્ગના મુખસરોજને અનેક રીતે શોભા આપવા સાથે શરીરસ્થ આરોગ્ય, રક્તની વિપુલતા, પાચનશક્તિ, પ્રાણશક્તિ, અને તંદુરસ્તીને અનેક રીતે દર્શાવે છે રસિકતા, ભોગવૈભવપરાયણતા, રસમય પદાર્થોની ઉપભોગ શક્તિ સંગીત નૃત્ય આદિ ભાવો ગાલની સ્થિતિપરથી બહુજ સ્પષ્ટ રૂપમાં અવગત થઇ શકે છે. તેવીજ રીતે બેઠેલા કપોલો, પાચન શક્તિની મંદતા આરોગ્યની ખામી, બંધકોશ, કબજીઆત, ક્ષયરોગ, દમ, હારસ કે એવા અન્ય રોગોના ચિન્હો તેમજ શરીરસ્થ રસ, રક્ત અને માંસ આદિની ન્યૂનતા દર્શાવવામા અગત્યનું કાર્ય બજાવે છે. કુદરતના પ્રત્યેક કાર્યમાં ઉપયોગ અને શોભા સાથે અનેક પ્રકારનાં ઉદ્દેશો અને ગૂઢ કથનો અનેક રૂપે સમાયેલાં છે. તેમ તેની ભાષા પણ એટલી તો વિચિત્ર અને ગૂઢ તથા મુગી તેમજ અનેક પ્રકારની હોય છે કે તેનું યથાવત્ અવલોકન કરી મનન કરવું એ પણ અદ્ભૂત આનંદનું કારણ બને છે. મંદાગ્નિ બધકોશ અને પાચનશક્તિના અવયવોના અનેક રોગોથી પિડાતા તેમજ હારસ, દમ, ખાસી, શ્વાસ આદિ રોગોથી પીડાતા સ્ત્રી પુરૂષોના ગાલો, ઓષ્ઠના ખુણાની પાસેના પ્રદેશમાં બેઠેલા, ઢળી પડેલા, ઉંડા ઉતરી ગયેલા કે તેજ સ્થાનમાં રસ અને માંસપેશી વિનાના સુકા લુખા અને રક્તહીન જણાય છે. સરોગ હાલતનું એ સ્પષ્ટ ચિન્હ છે

૯. ગ્રીવા અથવા ગરદનની અંદર સમાયેલું સૌન્દર્ય

પુરૂષોની તેમજ સ્ત્રીઓની ગરદન અનેક પ્રકારની હોય છે પાતળી, લાંબી, ટુંકી, જાડી, માંસથી પૂર્ણ ભરેલી, માંસામજ્જાથી રહિત, એકદમ પાતળી અને નિર્બળ, આવી અનેક પ્રકારની હોય છે. અને તે દરેક પ્રકારના આકાર કદ વિગેરેને કુદરતની ભાષામાં કંઇક કહેવાનું હોય છે ટુંકી ગરદન ખંધીલાપણું, ખંત, ધૈર્ય, સ્થિરતા, આગ્રહ આદિ ગુણો દર્શાવે છે. લાંબી ગરદન, પુરૂષાતનની પ્રબળતા, શોભા, શક્તિ સંપન્નતા, આદિ દર્શાવે છે. લાંબી પણ પાતળી ગરદન શારિરીક નિર્બળતા, માંસ પેશીઓની શિથિલતા, પ્રજનન શક્તિની ન્યૂનતા દર્શાવે છે. પણ જે ગ્રીવા શરીરના પ્રમાણસર ઉંચી, નહી બહુ પાતળી કે નહિ બહુ જાડી એવી સપ્રમાણ માંસ અસ્થિ રક્ત તથા સ્નાયુ આદિની સંવૃદ્ધિ દ્વારા બરાબર પુષ્ટ અને કસાયેલ હોય તેવી ગરદન ખરેખર પ્રશંસા કરવા યોગ્ય તેમજ સૌન્દર્ય યુક્ત ગણાય છે. સારી રીતે ખીલેલાં અવયવોવાળા સમસુવિભક્ત શરીરવાળા સ્ત્રી પુરૂષોની

તથા રસમય ઉન્નત અર્ધપાત્રમાં સરલતા ભોગવી શકે છે ટુંકામાં સ્ત્રી તેમજ પુરૂષ બન્નેના પ્રાણાવયવો-હૃદય અને ફેફસાં જેમ વિશાળ, મજબુત અને ખીલેલા, તેમ વિશેષ લાભકારક સમજવું શરીરના સર્વ અવયવોમાં રસની પૂર્તિ માંસ અને સ્નાયુ વગેરેની પુષ્ટિ, શોભા બળ પોષણ અને શક્તિ તથા સર્વ અવયવોના ખૂણા ખાંચરા ભરી શરીરને એક સરખું ગોળ સુંદર ઘાટવાળું સુડોળ બનાવવામાં, આ બન્ને અવયવો કંઇ ઓછો ભાગ ભજવતા નથી ઉપરોક્ત સર્વ વર્ણનનો સારાંશ એ છે કે, સ્ત્રી તેમજ પુરૂષના હૃદય અને ફેફસાંનો અને તેને પરિણામે છાતી અને ખભા આદિનો વિસ્તાર ઉંડાણ અને પહોળાઇ જેમ વિશેષ, તેમ તે વધારે સૌન્દર્યયુક્ત ગણાવા યોગ્ય છે સ્ત્રીની છાતી અને ખભા પણ સંપૂર્ણ ભરેલા ખીલેલા અને વિશાળ હોય તેજ બરાબર શોભાયુક્ત અને સૌન્દર્ય યુક્ત દેખાય છે પુરૂષની છાતી અને ખભા જેમ વિશેષ વિશાળ, મજબુત, ઉંચા ઉંડા અને માંસ તથા રસથી પૂર્ણ હોય તેમ તે વધારે સૌન્દર્ય યુક્ત લાગે છે "व्यूढोरस्को धूपस्कन्ध" આવાં વિશેષણો, શ્રી રામચંદ્રના શરીરનું વર્ણન કરતી વખતે વાલ્મિકી રામાયણમાં આપેલાં છે એ ખરેખર સહેતુક અને તદન સ્વાભાવિક છે ખાસ કરી સ્ત્રીવર્ગની અંદરના અવયવો તો વધારે પુષ્ટ અને પ્રબળ હોવાની ખાસ જરૂર છે કારણ તેને પોતાના સમગ્ર શરીરનું પોષણ કરવા ઉપરાંત ગર્ભાધાન પછી ગર્ભસ્થ બાળકના શરીરનું પણ યથાવત્ પોષણ અને વૃધ્ધિ થાય તેમ વર્તવાનું છે એટલુંજ નહિ પણ ગર્ભનો પ્રસવ થયા પછી પણ પોતાના શરીરસ્થ રસનો અમુક ભાગ, હૃદય અને છાતીના ભાગ પરજ આવેલ પયોધર યુગલોમાંના મધુર અમૃત રસદ્વારા, પ્રતિદિન અનેક મહિનાઓ સુધી પોતાના પ્રિય સંતાનને આપવો પડે છે આવા રસની વિપુલતાને ઉત્પાદન કરવા ખાતર તેના પચનેન્દ્રિયના અવયવોને જેમ વધારે કાર્ય કરવું પડે છે, તેમ હૃદય તથા ફેફસાંને પણ વિશેષ કાર્ય પ્રત્યેક પ્રસુતી પ્રસંગે કરવું પડે છે અને એટલા માટે તેના એ બન્ને અવયવો પણ ખાસ પુષ્ટ, સબળ અને મજબુત તથા વિશાળ હોય, એ ખાસ જરૂરનું છે કોઇપણ કન્યાની, સ્ત્રી તરીકે પસંદગી કરતી વખતે આ બાબત ખાસ ધ્યાન આપવાની જરૂર છે નબળા અને નાના રૂપવાળી કે ટુંકા હૃદય અથવા ફેફસાવાળી સ્ત્રીઓ, પોતાના શરીરનું પણ યથાર્થ પોષણ કરવા સમર્થ થઇ શકતી નથી તો પછી ગર્ભસ્થ બાળકના શરીરનું તો કહેવુંજ શું ? વળી, એવા નિર્બળ અને સ્વલ્પ સામર્થ્યયુક્ત હૃદય અને ફેફસાવાળા સ્ત્રી પુરૂષોને દમ, ખાંસી હૃદયસ્પન્દ શરદી, ગરમી અને એવા બીજા છાતી અને ફેફસાનાં અનેક દર્દો લાગુ પડતા પણ વાર લાગતી નથી

૧૧ સ્તન ભાગનું અયોજન અને સૌન્દર્ય—સુંદર પૂર્ણ રીતે ખીલેલ અને ભરાવદાર છાતી અને સ્તન એ એક સુલક્ષિનું તો પરમ સૌન્દર્યનું ચિન્હ છે સ્ત્રીઓને સુંદરીઓ કહેવામાં આવે છે, તેનું કારણ તેના સર્વ અવયવમાં અનેક પ્રકારની આકાર, કદ, પ્રમાણ, વજન રંગ રૂપ આદિનું સૌન્દર્ય સમાયેલું છે પણ તેઓના કટિ અને સ્તન પ્રદેશનો અને ખાસ કરી આ પયોધર યુગલવાળો પ્રદેશ તો તેઓના સૌન્દર્યમાં કોઇ અલૌકિક પ્રકારનો વધારો કરતો જણાય છે પુરૂષો સ્ત્રીવર્ગની અંદરના ઉરસ્થાન ઉપરના આ બે વિદ્યુત કલશરૂપ અમૃતકુપોને જોઇ એકદમ Electric rod ની માફક આકર્ષાય છે તેનું શું કારણ હશે ? કુદરત, શરીરના કોઇ ભાગની રચના કદીપણ નિરર્થક કે વગર સમજે કરતી નથી. તેની સર્વ રચનામાં આકાર કદ રૂપ રંગ આદિના અનેક હેતુઓ સમાયેલા હોય છે અને તેજ પ્રમાણે વિચાર કરતાં સ્ત્રી વર્ગની અંદરના આ પયોધર-યુગલની રચનામાં પણ તેવુંજ અદ્ભૂત મહત્વ અને આશ્ચર્યપૂર્ણ યોજના વિચારશીલ લોકોને પ્રત્યક્ષ થાય છે એ ચર્મ માંસ અને રક્ત તથા રસસ્રવાહિનીઓના સમુદાયથી બનેલા ગોળાઓ, કંઇ માત્ર પુરૂષ વર્ગની અંદર કામવૃત્તિ કે વાસના પેદા કરી પોતા તરફ આકર્ષી મોહ પમાડવા માટેજ યોજાએલા નથી પણ સ્ત્રીવર્ગના સૌન્દર્યની અંદર એક જાતની અનુપમ સંવૃધ્ધિ કરવાના હેતુ ઉપરાંત તેનાં બીજા પણ અતિ અગત્યના કાર્યો માટે તેની યોજના છે

૧૨ પયોધર યુગલની રચના ઉદ્દેશ અને ઉપયોગ—તદ્દન નવા પ્રસવ થયેલ બાળકને જેમ ગર્ભની અંદર પોષણની જરૂર હતી તેમ ગર્ભમાંથી બહાર આવ્યા પછી પણ અમુક પ્રકારના પોષણ વિના, ગર્ભસ્થ બધા પોષણનું કાર્ય તદન નિષ્ફળ જવાનો સંભવ છે બાળક જન્મતી વખતે તદન નિર્બળ પાચનશક્તિવાળું અને વળી દાંત વગરનું હોય છે જેથી સ્થુળ પદાર્થ તો તેનાથી ચાવી શકાય તેવી હાલતમાં તે હોતું નથી છતાં પણ

તેને યથાર્થ પોષણની તો જરૂર છે કે જેથી તે જલદીથી સંવૃદ્ધ અને પુષ્ટ થઇ પોતાની મેળેજ પાછળથી બધી સંભાળ અને સંરક્ષા કરવાને સામર્થ્યયુક્ત થાય. ગર્ભસ્થ બાળકના શરીરમાં, માતાના શરીરના રસોને પચાવવાની શક્તિમાં આજ વખતે પોષણ રૂપ તત્ત્વ પચાવવાની શક્તિ પણ બહુજ જુજ પ્રમાણમાં હોય છે. પણ ગર્ભથી બહાર આવ્યા પછી જે રસ તેને ગર્ભમાં પોષણ આપતો હોય છે તેજ રસનું માતાના દુધ રૂપે પરિણામ થાય છે પોતાના બાળકનું પોષણ કરવા માટે આ દુધ રૂપી પ્રવાહી અમૃત, બાળકને માટે પોષણ પુષ્ટિ અને સંવૃદ્ધિ કરનાર તત્વયુક્ત હોય છે. એટલુંજ નહિ પણ તેની રસાયનીક યોજના પણ એવા પ્રકારની મૃદુ, મધ્ય-માત્રાની અને તાત્વિક સમ્મેલનવાળી, દૈવી ગુણસંપન્ન, પરમ પિતા પરમાત્માદ્વારા બનાવવામા આવેલ છે કે (Untouched by Hand–Mellins food free to all) આ અમૃતરસની અંદર બાળકના શરીરના પોષણ માટે જોઇતા સર્વ પદાર્થો તેમાથીજ સહજ મળી શકે છે. એટલુંજ નહિ પણ બાળક પોતાની નિર્બળ પાચનશક્તિદ્વારા તેને સહજ પચાવી પણ શકે છે. બાળકના શરિરનાં પોષણ અને વૃદ્ધિ માટે જોઇતા દરેક રસાયનિક તત્વોનો તેની અંદર સમાવેશ કરવામા આવેલ હોય છે. લગભગ રક્તનાં પોષક ગુણોને મળતા ગુણોવાળુંજ તે હોય છે. અને પાચનશક્તિના માત્ર સ્વલ્પ પ્રયાસથી જ પચી જઇ પુરતું પોષણ આપી શકે છે. વળી તે સ્વાદમા પણ એવું મધુર સ્વાદિષ્ટ હર્ષોત્પાદક તથા ક્ષારતત્વના યથાર્થ પ્રમાણુથી મિશ્ર થયેલું હોય છે કે બાળકો તેને સ્વાભાવિક રીતેજ ચાહે છે. ભૂખ લાગે ત્યારે તેને પ્રાપ્ત કરવા માટે રડે છે. અને પ્રતિક્ષણ તેની આકાંક્ષાયુક્ત બન્યાજ રહે છે. પણ તેનાથી કંટાળતા કે થાકિત થતા નથી. વળી તે જ્યારે જોઇએ ત્યારે તદન તાજું, ગમે તે સ્થળમાં જ્યા વાત્સલ્યભાવપૂર્ણ માતા પ્રભુ કૃપાથી વિદ્યમાન હોય ત્યાં સહજ મળી શકે તેવું, સરળતાથી ગમે ત્યાં લઇ જઇ શકાય તેવું કે જેને માટે ચાની બૉટલ માફક જુદા સંગ્રહવાના સાધનની પણ જરૂર નથી પડતી તેવું, " Untouched by hand " કોઇના પણ હસ્ત કે મુખાદિના તેમજ બહારના વાયુના પણ સ્પર્શ વગરનું, સુરક્ષિત, નિરંતર તાજુતર અને સુખથી પી શકાય તેવી રીતે માતાના પયોધર યુગલ રૂપી " feeding bottle " અમૃત કુંપીઓમા ભરી રાખેલું, કુદરતનું અતિ પ્રેમપૂર્ણ પિયૂષ છે. કુદરતે પોતાના અતિ વહાલા અમૃતપુત્રોને પોષવા માટે કેટલી બધી સરલ, ચાતુર્યયુક્ત અને અજબ પ્રકારની યોજના કરેલ છે ! તેના અગાધ પ્રેમ અને અપ્રતિમ વાત્સલ્ય વિના શું આવી રચનાનો કદી સંભવ હોઇ શકે ખરો ? સ્તન યુગલની આવી રચના વિના, બાળકોની બધી જરૂરીઆતો, બીજી કઇ યોજનાદ્વારા પરિપૂર્ણ થઇ શકવાનો સંભવ છે ? પણ માતાના સ્તન યુગલો, આવી બધી જરૂરીયાતો કોઇપણ જાતની અડચણ વિના યથાયોગ્ય રીતે સહજ પુરી પાડે છે. શરીરના અન્ય સ્થાનમાથી જોઇતા રસને પોતાના સ્તનની દીટડીઓ નીચેની રસવાહિનીઓદ્વારા એકત્ર કરે છે. અને તેને દીટડીના અનેક છીદ્ર રૂપી મધુર ફુવારાઓ વાટે બાળકના પોષણ માટે યથા સમયે વર્ષાવે છે. ( જુઓ ચિત્ર નં. ૧૦ )

કેટલીક સ્ત્રીઓના પયોધર યુગલો, આવા પ્રકારનું ઉત્તમ પય ઘણા સારા પ્રમાણમાં પેદા કરી વર્ષાવી શકે છે જ્યારે કેટલીક સ્ત્રીઓની એવા મધુર રસને ઉત્પાદન કરવાની શક્તિ, અમુકજ પ્રમાણમા ન્યૂન કે ખામીવાળી હોય છે. સ્ત્રીઓના શરીરસ્થ રક્તમા પણ, પુરૂષના રક્ત કરતાં કેટલેક અંશે ફેરફાર હોય છે. કારણ સ્ત્રીનાં રક્તમાં અને રસમાં બાળકને પોષણ આપનાર તત્વમાં " આલ્બ્યુમેન " નામનું તત્વ પુરૂષ કરતાં અધિક પ્રમાણમાં હોય છે. અને જેમ સ્ત્રીશરીર વધારે આરોગ્ય પુષ્ટ અને તંદુરસ્ત તેમ તેના શરીરમા આ રસ વધારે પ્રમાણમાં પેદા થાય છે અને પરિણામે આવી સ્ત્રીઓ, પોતાના બાળકોને વધારે રૂષ્ટ પુષ્ટ અને બળવાન બનાવી શકે તેવું પ્રવાહી સ્તનપાન કરાવી શકે છે પરિણામે આવા બાળો ગર્ભમાથી બહાર આવ્યા પછી, થોડાજ સમયમાં પરિપૂર્ણ પોષણ પામી, એકદમ સવૃદ્ધ અને રૂષ્ટ પુષ્ટ થઇ, પૂર્ણચન્દ્રની કળાની માફક શીઘ્રતાથીજ વૃદ્ધિ પામવા લાગે છે.

**સ્તન યુગલની રચના**—સ્ત્રીવર્ગના સ્તન યુગલની રચનામાં રસગ્રન્થીઓ મોટા ભાગ ભજવે છે. યુવાવસ્થાના આગમન સાથે આ સ્તનભાગની અંદરની રસગ્રન્થીઓ ધીરેધીરે આમ્રરસની માફક પોષાવા લાગી પુષ્ટ અને સંવૃદ્ધ થવા લાગે છે. પૂર્ણ યુવાવસ્થામાં તેઓ યથાવત્ ખીલી સંપૂર્ણ રસયુક્ત ગોળ આકારવાળાર

વજનદાર અને આગળ પડતા પર્યંતપયોધર ગુચ્છથી પીનપયોધરા બને છે. જ્યારે તેઓના સ્તનભાગની બધી રસગ્રન્થીઓ યથાવત્ પૂર્ણ રીતે ખીલી રહેલી હોય છે ત્યારે તેઓની અંદર પુરુષવર્ગ તરફ સ્વાભાવિક પ્રેમાકર્ષણ પણ થવા લાગે છે, અને તે આકર્ષણદ્વારા પ્રેમના અનેક ભાવો પણ સાથે સાથે જન્મ પામે છે પુરુષોમાં પણ સ્ત્રી વર્ગના આવા વક્ષઃસ્થળના વિકાસોની માફક ખીલતા ગુલાબના ભાવો જોઈ, રાગ અને ઠીક આકર્ષણ અને મોહ પેદા થાય છે અને પરિણામે પરસ્પરનું સ્નેહાકર્ષણ, પ્રેમ પોષણ, સંવર્ધન અને પ્રેમોદ્દીપન આદિ ભાવોને પેદા કરી નેત્ર, મુખ, નાક, હોઠ, પેટ, છાતી, નિતંબ, જાંઘ, આદિ જનનેન્દ્રિયના તેમજ શરીરના અન્ય સર્વ અવયવોમાં, એક જાતનો અદ્ભુત તનમનાટ પ્રદીપ્ત કરી મુકે છે. બંને વર્ગની અંદર કામદેવના પ્રભાવથી પેદા થયેલ આવા રસાત્મક રતિક તનમનાટને લીધે, જ્યારે બંનેનું ભાગ્ય વશાત્ યોગ્ય પરિણીતજનને પરિણામે પ્રેમયુક્ત થતાં જ્યારે જ્યારે સમ્મેલન થાય ત્યારે પરસ્પર આલોક પુરુષવર્ગ સ્તનભાગનું મર્દન કરવા સ્વાભાવિક રીતે કુદરતના ગૂઢ હેતુઓને યથાર્થ સમજવા જેવા છે કે જાણ્યે અજાણ્યે પણ પ્રેરાય છે. યુવતિઓનો વર્ગ તેને સર્વ પ્રકારે અનુમોદન આપે છે. એટલું જ નહિ પણ તેને તેવું મર્દન ખાસ રુચિકર, મોહક, માદક, આનંદ જનક છે. સ્તન પ્રદેશના ક્રિયા તંતુઓ તેમજ જ્ઞાન તંતુઓ, તેવો તનમનાટ સ્વાભાવિક રીતે જ ઉપજે છે. ક્રિયાતંતુઓ તે રસને નાખી રહે છે. રસવાહિનીઓમાંનો રસ પૂર્ણ જોશથી વહેવા લાગે છે અને પરિણામે સ્તન પ્રદેશમાં એક અદ્ભુત પ્રકારની અમૃતવર્ષા, પ્રેમભાવને પરિણામે વર્ષવા લાગે છે. તેના સમગ્ર પ્રદેશો તેને પરિણામે પોષણ વૃદ્ધિ પામે છે પરિણામે આ બધી ક્રિયાઓનો હેતુ "ભાવી બાળકનું પોષણ" યથાર્થ રીતે કેમ થઈ શકે એની બધી તૈયારીઓ સ્ત્રી-પુરુષ બંને વર્ગ દ્વારા યથાવત્ જાણ્યે અજાણ્યે પણ થઈ રહે તેવી રસિક યોજના પરમકૃપાળુ પરમાત્માએ એવી તો મનોહર-રસિકતાથી કરેલ છે કે તેની રચનાનો વિચાર પણ આપણી અંદર તેને માટે અદ્ભુત માન, ભક્તિ, પ્રેમ અને પૂજ્ય ભાવ પેદા કર્યા વિના રહી શકતો નથી. સ્તનની અંદરની રસગ્રન્થીઓ, અનેક સૂક્ષ્મ રસવાહિનીઓના સમુદાયથી બનેલી છે કે જે રસવાહિનીઓ શરીરની અંદરના રસને માતાના રક્તમાંથી એકત્ર કરી, દૂધ રૂપ રસમાં પરિણમે છે. દરેક રસગ્રંથી સાથે રસવાહિનીઓના સંબંધ હોય છે. જે રસવાહિનીઓ મુખ્યવાહિનીઓ સાથે મળી આગળ જતાં મોટી રસવાહિનીઓનાં રૂપમાં પરિણમે છે અને તેવી બધી રસવાહિનીઓ આશરે પંદરથી વીસ એકી સાથે મળી સ્તનના મુખ્ય ભાગ ડીંટડીની આસપાસ અને મધ્ય બિંદુમાં એકત્ર થઈ ડીંટડીના અનેક છીદ્રો વાટે પોતાનો મધુર રસ વર્ષાવવા તૈયાર થઈ રહે છે. બંને સ્તનના ગોળ ઉપસેલ ભાગની બરાબર મધ્યમાં જરા ઉંચે આવેલો અને આગળ પડતો ભાગ કે જેમાંથી દૂધ સરે છે તેને ડીંટડી કહે છે. આ ડીંટડી બાળકોને મુખમાં ધારણ કરવા માટે યોગ્ય આકારનીજ કુદરતદ્વારા બનાવવામાં આવેલ છે. અને તે દ્વારા તેઓ મધુર રસનું પાન કરી આમ રસની માફક પોતાના ઉદરમાં આ રસ-પ્રવાહનું સંવાહન કરે છે ( જુઓ ચિત્ર નં. ૧૧ )

નાના સુવર્ણ કળશના અર્ધગોળ ભાગ જેવા બંને સ્તનો સ્ત્રીવર્ગના ઉરઃ પ્રદેશમાં બગલના ખૂણાના ભાગથી શરૂ થઈ, છાતીના મધ્ય ભાગ સુધી પથરેલા છે. ઉપરના ભાગમાં 'છાતીની ત્રીજી પાંસળીથી શરૂ થઈ, નીચે છેક છઠ્ઠી પાંસળી સુધી ફેલાયેલ છે. અર્થાત બંને બગલનાં ખુણાઓથી બંને હાથની કોણી પાસે વળતા હાથના બાજુના ભાગ સુધી આખી છાતીને ઢાંકીને સંપૂર્ણ રીતે તેઓ પૂર્ણ ખીલેલ અવસ્થામાં પ્રસરી રહે છે. આટલાજ ભાગમાં તેનો વિસ્તાર થઈ રહેવાનું કારણ પણ કેવું અદ્ભુત અને રસમય, યોજના યુક્ત છે કે તેનો વિચાર કરતાં પણ આનંદ આપે છે. નીચેના અરધા હાથનો માતા એવી રીતે ઉપયોગ કરી શકે છે કે તેના ઉપર બાળકને જો સુવાડવામાં આવે, તો હાથ પર સુતેલા ખોળામાંના બાળકના મુખમાં સ્તનની ડીંટડીઓ યથાવત્ સરળતાથી પ્રવેશ કરી શકે. ઉપલા હાથનું અંતર આટલુંજ લાંબુ રાખવામાં પણ કુદરતે પોતાના અદ્ભુત આકૃતિજ્ઞાન, કલાજ્ઞાન અને યોજના શક્તિયુક્ત ડહાપણનો કેટલો અજબ ઉપયોગ કર્યો છે! બાળકને બરાબર ધરી શકાય, સ્તનપાન કરાવી શકાય, છાતી સાથે દાબી શકાય, સ્તનપાન યથાવત્ સુખ પૂર્વક થઈ શકે, રસ ખેંચી શકે અને બાળક ગ્રહણ કરી શકે, તેમજ એવો પ્રવાહી રસ બાળક પોતાના શરીરમાં લઈ સહજ પચાવી શકે અને પાછું શીઘ્રતાથી હૃષ્ટ પુષ્ટ થઈ, જીવનના અનેક આનંદો લેવાને ભાગ્યશાળી થાય. આ બધા પ્રયોજનો આપણને કુદરતની મહાન કૃપા; અદ્ભુત પ્રેમ, અનહદ બુદ્ધિ-ચાતુર્ય, આદિ અનેક વિષયોના રમણીય સૌન્દર્ય યુક્ત અને

ચિત્ર ન ૭ રમ્યભાવ યુક્ત મુખ



ચિત્ર ન ૮ મધુર ભાવયુક્ત નયનો



ચિત્ર ન ૯ સુંદર નાસિકા તથા ગ્રીવા.



ચિત્ર ન ૧૦ સુંદર ગ્રીવા





ચિત્ર ન ૧૦A

अङ्काश्रय प्रणयिनस्तनया धयन्तो धन्यास्तदङ्गरजसा मलिना भवन्ति ॥

भवभूति

## પ્રેમામૃત-પાન.

— o —

સ્નેહ-ગીરિના સુંદર શૃંગથી, અમૃત-રસ આ શાને ઝરે?
મધુર સુરવાકિ દિવ્ય રસાયન અમૃત-રસની શેરે ઝરે.
જીવન પોષક, તોષક તનબળ અમૃત-રસ આ કયાથી ઝરે?
પરમ પિતાની કરૂણામૃતની, મધુર કૃપા આ ત્યાંથી ઝરે???
પયોધર યુગલે પાન પીયૂષનું મધુર રસાયન જીવન શું!!!
માતૃ-હૃદયની પ્રેમામૃતનું મધુર કૃપામૃત પાન જ શું!



ચિત્ર ન ૧૧ સ્તન્યવાહિનીઓ



અવર્ણનીય કલ્પનાના ફુવારો, આ એકજ સ્થાનમાં યોજવામાં આવેલા છે, એવું આપણને પ્રત્યક્ષ ભાન કરાવે છે શ્રી વદનના એક સ્વર્ગ પ્રદેશમાંજ આટલી બધી ઉચ્ચ કલ્પના અને સૌન્દર્ય ભરેલ છે. તો પછી તેના સમગ્ર અંગોથી પૂર્ણ શરીર અને મન અથવા આત્માના સબંધમાં તો શું કહેવું ? સૃષ્ટિની દિવ્ય પ્રસાદી રૂપ દિવ્ય દેવીઓ, સ્નેહ અને સૌજન્યની મધુર મૂર્તિઓ, પ્રેમની પ્રસાદીરૂપ દેવાંશી બાળાઓ, દિવ્ય મધુર અને મનોહર કલાના મંદિરોની સાક્ષાત્ મૂર્તિઓ, વાત્સલ્ય રસની પૂર્ણ સ્નેહ કલશો કે સ્નેહના સરોવરો, સુખ સૌભાગ્ય અને સ્વર્ગની સુંદરીઓ, જે કહો તે સર્વે શુભ ઉપમા આપવા યોગ્ય સસારની આ દિવ્ય દેવાંગનાઓ તો સ્ત્રીઓજ છે. સ્નેહ, સૌજન્ય, કરૂણા, ભક્તિ, આશા અધ્યાત્મરતિ આદિના આગાર રૂપ એ સુંદરીઓ, પ્રભુએ સર્જેલ ગુણધામના સાક્ષાત મંદીરો છે. માત્ર તેઓના દિવ્ય સ્વરૂપને સમજવાનું કે ઉપાસવાનું આપણામાં સાધન કે દૈવત જોઇએ

સુંદર ઉન્નત, કાઠિન્યયુક્ત, ગોળ, કામદેવનાં આકર્ષક વિદ્યુત પ્રવાહને દૂરથીજ આકર્ષણ કરનાર, વિદ્યુત બોલ સમાન, દુર્સર્ગાથી સુંદર અને સ્તનાગ્રરાજ યુક્ત "રૂપ સ્તન યુગલ" એ સ્ત્રીજાતિનું એક અનુપમ આભૂષણ છે. ઇંગ્રેજી ભાષામાં આવા સ્તનોને "Mount of love" પ્રેમગીરિના ઉન્નત શિખર કહેવામાં આવે છે અને ખરેખર છે પણ તેમજ જે સ્ત્રીઓ આવા સ્તનવાળી હોય છે, તેઓ આ બાબતમાં બીજી યુવતિઓ કરતા વિશેષતા ધરાવતી હોવાને લીધે લગ્ન સબંધમાં ખાસ પસંદ કરવા યોગ્ય ગણાવા યોગ્ય છે. તેઓની પસંદગી પણ જલદીથી થાય છે. અનેક પુરૂષો પોતાની પત્નિના સ્તનયુગલ, બરાબર ખીલેલ જોવાની તન્ન અભિલાષાયુક્ત હોય છે. એટલુંજ નહિ પણ તેવી રીતે ખીલવવાને માટે અનેક પ્રયત્નો કરતા પણ જોવામાં આવે છે. યુવાન કન્યાઓ પણ પોતાના આ અવયવોને અનેક રીતે સુરક્ષિત સદૃઢ અને સુંદર દેખાય તેવા રાખવા માટે વસ્ત્ર આભૂષણ અને કચુકી આદિ તેમજ અનેક ઔષધપ્રયોગોદ્વારા પણ પ્રયત્ન કરે છે. સ્તનાગ્રરાજ અને સ્તન્ય વસ્તુનું યોગ્ય રીતે ધારણ રક્ષણ અને સંવર્ધન, એ શૃંગારનો તો એક મુખ્ય વિષય ગણાય છે કારણ સુંદર સ્તનોથી હોઇ પણ સ્ત્રી અનેક ગુણ આકર્ષક બને છે. પણ જે યુવતી કે સ્ત્રીના સ્તનયુગલ, તદ્દન અપૂર્ણ યથાર્થ રીતે નહિ ખીલેલા, તદ્દન બેઠેલી હાલતના કે નિર્બળ, અવનત્ અને શિથિલ, સપાટ છાતી સરખા હોય છે, તેવી સ્ત્રીઓ સુંદરી ગણાવા યોગ્ય તો નજ કહી શકાય. આવી સ્ત્રીઓ પાસેથી પુરૂષો નિરાશ થઇ જાણે કેમ કોઇ જાતનું વિકર્ષણ થતું હોય નહિ, અથવા ખાસ આવશ્યક બાબતની ખામી રહી જતી હોય એવો અનુભવ કરી, એકદમ પાછા ફરે છે. નાક વિનાના મુખને જેમ કદી પણ સુંદર ગણી શકાયજ નહિ, તે પ્રમાણે બેઠેલા અપૂર્ણ રસહીન અને શિથિલ સ્તનયુક્ત સ્ત્રીના સબંધમાં પણ સમજવું ભલે તેવા શૃંગારના અન્ય અંગોથી તે સજ્જ થયેલ હોય, પણ સુંદર ઉન્નત અને રસપૂર્ણ સ્તન વિના, તે બધા શૃંગારો તદ્દન નિષ્ફળ, અનાકર્ષક, અને ફીકા જણાય છે. પણ સુંદર સ્તનયુક્ત યુવતિ, મલમલની એક સાદી સાડીમાં પણ વધારે મોહક, આકર્ષક તેમજ નયનોને પ્રેમામૃતથી તૃપ્ત કરનાર નિવડે છે. કુદરતે પોતાની સર્વ કળાથી સર્વ પ્રકારનું આકર્ષણ, મોહ, સૌન્દર્ય અને રમ્યતા આ એક નાના સરખા જણાતા પણ અતિ મહત્વપૂર્ણ સ્થાનમાં એવી તો આશ્ચર્યજનક રીતે ભરેલ છે, કે તેની તુલના સમગ્ર વિશ્વના આર્ટિસ્ટો પણ કદી કરી શકે તેમ નથી. એક ગામડાની સામાન્ય ગોરી પણ સુંદર અને ઉન્નત સ્તન યુગલોથી સૌભાગ્યશાળી થયેલ હોય, તો સ્તનહીન રાજાની રાણી કરતા પણ તે હજાર દરજ્જે અદેખાઇ કરવા યોગ્ય છે હજાર દરજ્જે તે શ્રેષ્ઠ છે. પણ એક સુંદર અને મધુર યુવતી પણ સ્તનહીન છાતીયુક્ત હોવાથી એક ગંભીર પ્રકારની ખામીવાળી ગણાય છે

હોશ, આ સ્તન પ્રદેશને કોઇ અવશ્ય રીતે ધારણ કરી દેખાવ કરે છે કે જેથી અનેક પ્રકારે પુરૂષ વર્ગને આકર્ષક, મોહક, કામોત્તેજક અને સુંદર તથા રૂચ્ચર લાગે માત્ર યુવતિઓ, કન્યાઓ કે વૃદ્ધાવસ્થાએ પહોંચેલ સ્ત્રીઓની અંદર આવી સ્વાભાવિક વૃત્તિ સ્તનભાગને સુંદર દેખાડવાની હોય છે, તેમ નવી યુવાન વિધવાઓના પહેરવેશની અંદર પણ સેંકડે ૯૯ ટકા એજ ભાવો સ્પષ્ટપણે સ્વાભાવિક રીતે પ્રત્યક્ષ જોવામા આવે છે પણ એમા કુદરતનો જે મહાન અને ગૂઢ આશય સમાયેલો છે તેતો તેઓથી તદન અજ્ઞાતજ રહે છે પ્રેમોદ્દીપન, આકર્ષણ, સંવર્ધન, યોગ્ય પરિશીલનમા સહાયક તેમજ સુરત પ્રસંગમા યોગ્ય આધારરૂપ અને માતૃધર્મના યથાર્થ પાલન રક્ષણ અને પોષણના પરમ પાયારૂપ, આ સ્તનયુગલની દિવ્ય રચનામા તેમજ તેની આકૃતિ, કદ, પ્રમાણ, વજન સ્થાન, સંખ્યા અને યોજના આદિ ઉદ્દેશોની પૂર્તિ કરાવવા માટે પ્રદાન કરવામા આવેલ આ સ્તન યુગલો માટે પરમકૃપાળુ પ્રભુનો આપણે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે

૧૩ ઉદર પ્રદેશ—સુંદર નાજુક અને એક સરખુ સપાટ કૃશ ઉદર—સ્ત્રીઓના શરીરની શોભામા અત્યંત વધારો કરે છે અતિવિશાળ આગળ પડતુ, બહુજ વધેલુ કે મારવાડણ જેવુ આગળ લચી પડતુ પેટ સ્ત્રી જાતિને કદી પણ શોભા આપતુ નથી ઉલટું એતો અતિશય બેડોળ, ઢંગધડા વગરનુ, અને કદરૂપુ દેખાય છે. તેમ જે પેટમા બે ત્રણ વાટા પડતા હોય તેવુ ગોદડા જેવુ પેટ પણ તદન બેઢંગ ગણાય છે

પણ સુંદર રમ્ય અને મધુરાકૃતિયુક્ત લલનાઓના ઉદર, હમેશા કૃશ, સ્વલ્પ, કોઇ પણ જાતની અયોગ્ય ચરબી વગરના, સુનિયન્ત્રિત હોવા જોઇએ સંસ્કૃત સાહિત્યમા કૃશોદરી યુવતિઓના વખાણ સર્વ સ્થળે જોવામાં આવે છે તેજ ખરેખર સ્વાભાવિક સૌન્દર્યમા ગણવા યોગ્ય છે

પુરૂષોના ઉદરના સંબંધમા પણ ઉપર પ્રમાણેજ સમજવાનું છે જેઓ ખરેખરા કસરતબાજ અથવા નિયમિત વ્યાયામ સેવી હોય છે, તેમના ઉદર ઘણાજ સ્વલ્પ અને ચરબી રહિત, બેઠેલા અને સપાટ હોય છે કદી પણ છાતીના ભાગથી આગળ વધેલા ઉદર, શોભા આપતા નથી મારવાડી અને અનેક પ્રકારના મિષ્ઠ અને પુષ્ઠ મેવા મસાલાનું અતિ પ્રમાણમા સેવન કરી હાડીવાડી અને ગાડીમાં મોજ મજા માણનાર તેમજ કોઇ પણ પ્રકારની કસરતના કદી પણ દર્શન નહિ કરનાર મોજ શોખવાળા શેઠીયાઓ અને મારવાડીઓના પેટ અતિ વધી જઇ, ચરબીવાળા થઇ, આગળ ગોળાની માફક ઉપસી આવે છે અને તેથી તે ઘણાજ કદરૂપા અને બેડોળ લાગે છે એટલુંજ નહિ પણ પરિણામે આવા ગૃહસ્થો પેટના રોગોથી દુખી થાય છે તેઓની વીર્યશક્તિ પ્રજનન શક્તિ, જનનેન્દ્રિયનાં અવયવોની શક્તિ બળ અને સ્તંભનવૃત્તિ તથા પ્રદીપ્તિમા ક્ષતી થાય છે જનનેન્દ્રિય ટુંકી અને શિથિલ થઇ જાય છે તેઓ વધારે વખત શ્રમ કરી શકતા નથી જલદીથી હાંફી જાય છે, દોડી શકતા પણ નથી તેમ કોઇ પણ જાતનુ ભારી કામ લાંબો વખત કરી શકતા નથી પરિણામે નિર્બળ પ્રજાને જન્મ આપી દુખી થાય છે રતિકેલિના પ્રસંગમા સ્વલ્પ કાળમા નિસ્તબ્ધ બની જઇ ઢીલા પડી જાય છે ઉદરપ્રદેશની અતિવૃદ્ધિના આ બધા અનિષ્ટ પરિણામો છે

૧૪ પાતળી કમર—એ સ્ત્રી જાતિનુ તેમજ પુરૂષ જાતિનુ પણ એક સુંદર અને શુભ લક્ષણ છે 'પતળી કમરીયા' કેસરી સમ કટીવાળા પુરૂષો તેમજ સ્ત્રીઓની, સાહિત્યમા સર્વત્ર પ્રશંસા કરવામાં આવે છે તે યથાર્થજ છે પણ જેઓ ખાનપાનનો અતિયોગ કરનારા, ભારી પુષ્ટિકારક ખોરાકનો અતિ પ્રમાણમા ઉપયોગ કરનારા, જઠરાગ્નિના મોજશોખને અતિ માન આપનારા હોય છે, તેઓના ઉદરનો ભાગ હમેશાં ચરબીથી વિશાળ અને અતિ આગળ પડતી રીતે વધી જાય છે અને પરિણામે કટિ પણ સ્થૂલ દેખાય છે જે બહુજ ખરાબ દેખાય છે

મારવાડી સ્ત્રીઓ અને પુરૂષોના ઉદર અને કટિ પ્રદેશના આ ભાગ અમારી ઉપરોક્ત બાબતનો પ્રત્યક્ષ પુરાવો આપે છે તેઓનો એ ભાગ કદી બેડોળ શરમાવનાર અને કદરૂપો દેખાય છે? પણ જે સ્ત્રીઓની કમર પાતળી અને જઘાનો અને નિતંબનો પ્રદેશ પ્રમાણસર વિશાળ અને પુષ્ટ હોય છે, તેઓનું સૌન્દર્ય કોઇ અજબ પ્રકારનુ મોહક સ્વરૂપ ધારણ કરે છે, અને જ્યારે પાતળી કમર, સ્તનના ભારથી લચી ગયેલ ભારવાનનો

પ્રદેશ, અને વિસ્તૃત જંઘા તથા ભરાવદાર નિતંબો બીજો એ ત્રણે અવયવો યથાર્થ પ્રમાણમાં સુંદર રીતે ગોઠવાયેલાં હોય છે, ત્યારે તે સ્ત્રી વર્ગની શોભા, એક અનુપમ પ્રકારનું આકર્ષણ મોહકતા અને રમ્યતા ધારણ કરે છે.

૧૫. વિસ્તૃત જઘન અને કટિ અથવા કમરની નીચેનો વિશાળ ગર્ભાશયનો પ્રદેશ તથા ભરાવદાર નિતંબ (Buttocks) સ્ત્રી જાતને ખાસ શોભા આપનાર ગણાય છે. કદની મોટાઇ શક્તિની અધિકતા દર્શાવે છે. વિશેષ પ્રબળ કાર્યો કરવા માટે મોટાં અવયવોની જરૂર છે. એ તદ્દન સ્પષ્ટ છે. મોટી વિશાળ અને વિશેષ શક્તિવાળી વીર પ્રજા પેદા કરવા માટે તેવાજ વિશાળ અવયવવાળી અને ખાસ કરી તેવાજ વિશાળ વક્ષસ્થળ અથવા ગર્ભાશયવાળી સ્ત્રી હોવાની ખાસ જરૂર છે. કારણ વિશાળ પ્રજાને જન્મ આપનારી મોલ્ડરૂપ મશીનરી પણ વિશાળજ હોવી જોઇએ. જુંના પેટમાં તો લીખજ જન્મી શકે. હાથી અને સિંહના જન્મતો હાથણી અને સિંહણમાંજ થઇ શકે. એક પ્રબળ શરીરવાળી હસ્તપાદ આદિ વિશાળ અવયવોવાળી સુંદર અને સુઘડ બાંધાવાળી પ્રજા પેદા કરવા માટે તેવાજ અવયવ અને ગર્ભાશયવાળી માતાજ લાયક ગણી શકાય. બાળકોના શરીરની સર્વ પ્રકારની ઉત્પત્તિ સંવૃદ્ધિ પુષ્ટિ બળ અને વિકાસ વિગેરેનો આધાર અને પાયો આ ગર્ભાશયના યથાર્થ વિકાસ ઉપરજ છે. બાળગર્ભને પોષાવાનું એ એક જાતનું ગૃહ છે. જીવનવૃક્ષની યથાર્થ શરૂઆત કરવા માટે ગર્ભસ્થ બાળકનું વજન ઓછામાં ઓછું ૧૦ થી ૧૨ રતલ તો હોવુંજ જોઇએ. અને આવી રીતનું બાળક પેદા થવા માટે વિસ્તૃત જઘન, ગર્ભાશય અને જનનેંદ્રિયના વિશાળ અવયવવાળી માતા હોવાની ખાસ જરૂર છે. કારણ ટુંકા અવયવોવાળી સ્ત્રી માત્ર ટુંકા અવયવોવાળી સંતતીનેજ જન્મ આપી શકે છે.

સૌન્દર્યયુક્ત સ્ત્રીઓનાં ચિત્રો આપતી વખતે દરેક આર્ટીસ્ટ, સ્ત્રીઓનો જંઘાવાળો ભાગ હમેશાં વિસ્તૃત દર્શાવે છે જે ઘણો શોભા આપે છે. તેનું કારણ પણ કુદરતના ઉપરોક્ત મહાન ઉદ્દેશને ધ્યાનમાં લેતાં સ્પષ્ટ થાય છે.

સ્ત્રીઓના શરીરના એક જંઘાથી બીજી જંઘાનું માપ હંમેશા બીજા અવયવો કરતાં ઘણું વિશાળ અને ઉંડું હોય છે. તેમજ પીઠથી પૂંઠ સુધીનો ભાગ પણ વિશેષ પહોળો હોય છે, અને તેવીજ સ્ત્રીઓ હમેશાં સૌન્દર્યયુક્ત ગણાય છે. જ્યારે નીચે પગ તરફ જતો અને ઉપર કમર તરફ જતો તેજ પ્રદેશ ત્યારે વધુથી બારીક થતો જણાય છે. ( જુઓ ચિ. નં. ૧૨. )

જ્યારે પુરૂષનાં શરીરો છાતી અને ખભાના ભાગમાં હંમેશાં સૌથી વિશાળ પહોળાં અને ઉંચાં હોય છે. અને પગ તરફ અને માથા તરફ સાંકડા થતા જણાય છે.

વિસ્તૃત જઘન-વિશાળ અને ઉંડું ગર્ભાશય, ભરેલા સુંદર સાથળ અને ત્યાંથી પાતળો થતો જતો પગનો પ્રદેશ ભરેલા કુલ્લા અને પાતળો કટી પ્રદેશ તથા કૃશ ઉદર આવી શારિરીક દશા અને અન્ય અવયવોની સમપ્રમાણતા સુંદર સ્ત્રીઓના સર્વાંગમાં સૌન્દર્યનું દર્શન કરાવે છે. ( જુઓ ચિત્ર નં. ૧૨. )

૧૬. હસ્ત અને પાદ આદિ અવયવોનું સૌન્દર્ય—પાતળા અને કોઇપણ પ્રકારની માંસ રક્ત અથવા ચરબી વિનાના કેવળ અસ્થિચર્માવશેષ અવયવો કદી પણ શોભા આપતાં નથી. જે સ્ત્રીઓના હસ્ત અને પાદ આદિના અવયવો ઉપર પ્રમાણે રસહિન, માંસહીન અને તદ્દન પાતળા હોય છે. તેઓ પોતાના અવયવોને ગમે તેવાં ફેન્સી પોલકાં કુશળ બાંધની થાળી કે મખમલનાં સુંદર બાજુ બંધવાળાં પોલકાંથી પણ સુશોભિત બનાવવાનો પ્રયત્ન કરે, તેવા અવયવોની આસપાસ ગમે તો મોતી માણેક કે હીરાની બંગડી પણ પહેરાવવામાં આવે તોપણ તેઓની શોભામાં યતકિંચિત પણ વધારો ન થતાં ઉલટાં કદરૂપાં જણાય છે.

પણ જે સ્ત્રીના હસ્તપાદાદિ અવયવો ભરેલાં, રસાળ માંસ પેશીઓનાં સમુદાયની પુષ્ટ ઢાલવાળાં, ગોળ ઢાળી બાહુ અને ભુજાના પ્રદેશમાં માંસથી ભરેલા અને હાથના કાંડાથી, કોણી તરફ જતાં સુંદર અને નમતા ઢોળાવવાળા સુંદર ઘાટના હોય છે તેવાં અવયવો, મખમલના સાદાં પોલકાં અને એકાદ સાદી બંગડીથી સુશો..

હોય તેથીપણ વધારે મોહક આકર્ષક અને રસાળ જણાય છે. કેટલીક કુમારીઓના શરીર અને ખાસ કરી શરીરના પ્રમાણમાં હસ્ત પાદાદિ અવયવો બિલકુલ પાતળા અને રસહીન જણાય છે અને તે કેવા કદરૂપા દેખાય છે તેનું બારીક અવલોકન કરતારને ઘણી વખત પ્રત્યક્ષ દર્શન થયું હશે વળી આવી સ્ત્રીઓ દુર્બળ કૃશ નિ:સત્વ અને બળહીન તથા ક્ષય અને એવા બીજા રોગોના ભોગ થઇ પડવાના બહુજ સંભવ હોય છે પણ જેઓના હસ્ત પાદાદિ અવયવો ભરેલા ને વિશાળ યોગ્ય પ્રમાણમા માંસ પેશીઓની રચનાવાળા, હાથપગના તળીયા તથા પોચા ભરાવદાર રસાળ અને અંગુલી આદિની પણ ભરાવદાર સ્થિતિવાળા હોય છે, તેઓ વિશેષ આરોગ્ય, દીર્ઘજીવી, ભોગ વૈભવના અભિલાષી, શૃંગારપ્રિય તંદુરસ્તી અને ખુબસુરતી સાથે રસિકતાથી ભરપૂર, આકર્ષક અને રમ્ય લાગે છે અને પરિણામે તેવાજ અવયવોવાળી પ્રજાને પેદા કરવામા કારણભૂત બને છે સુંદર ભરેલા સાથળ, મૂળ તરફથી વિશાળ, ને ઘુંટણ તરફ આવતા ધીરે ધીરે પાતળા-ટેપરીંગ થતા જતા હોય તેવા ભરાવદાર, અને ઢંકાએલ ઘુંટણનો પ્રદેશ, પૂર્ણ ભરાવદાર વિશાળ પગની પીંડીનો માંસલ પ્રદેશ, ભરેલા પગના કાંડા અને માંસ ગ્રંથીઓ, યોગ્ય પ્રમાણમા ભરાવદાર પગના તળીઆ તથા આંગળાનો પ્રદેશ, આ બધા લક્ષણો એ આરોગ્ય સુંદર રમ્ય તથા જીવનીય અને બૃંહણીય સાધનસંપન્ન ગુણધર્મયુક્ત સ્ત્રીના લક્ષણો છે ,

સમગ્ર રીતે જોતા સ્ત્રી અને પુરૂષના સમગ્ર અવયવોની અંદર સર્વત્ર ઉપર પ્રમાણે સામ્યતા કે વિરૂપતા સુંદરતા કે બેડોળપણું, વ્યવસ્થિતતા અથવા અવ્યવસ્થિતતા સમાયેલ હોય છે માત્ર શાસ્ત્રીય રીતે તેની વિવેચના કરી પરીક્ષા કરતાં અને અવલોકતાં શીખવાની, તેમજ તેનું અવલોકન કર્યા પછી પોતાને માટે યથાર્થ વસ્તુની પસંદગી કરતા શીખવાનીજ આપણને સંસારમાં ખાસ અગત્ય છે આ વિષય સંબંધી જ્ઞાન સ્ત્રી પુરૂષના બંને વર્ગને માટે અત્યંત આવશ્યક છે અને તેથી અત્રે તેનું આટલું બધું વિસ્તૃતપણે વિવેચન કરવાની જરૂર જણાઇ છે અત્યાર સુધી આપણે માત્ર સ્ત્રીવર્ગના શારિરીક અંગપ્રત્યંગના સૌન્દર્યનુંજ વર્ણન કરેલ છે પણ શારિરીક અંગપ્રત્યંગના સૌન્દર્યની પ્રાકૃતિક પરીક્ષાની માફકજ માનસિક સૌન્દર્ય અને રમ્યતાની પણ પરીક્ષા કરવાની એક સુંદર અને પ્રત્યક્ષ પદ્ધતિ છે, કે જેના ઉપર મનુષ્યના સુખદુ:ખ, આકૃતિ, કદ, પ્રમાણ, વજન, સૌન્દર્ય, સ્વરૂપ, રમ્યતા, ગાંભીર્ય અને જીવન, મરણ આદિના અનેક પ્રશ્નોનો મુખ્યપણે આધાર રહેલો છે તેનો પણ આપણે વિચાર કરવાની ખાસ જરૂર છે સ્ત્રી વર્ગના શરીરની યોજના અને તેની અંદરનું સૌન્દર્ય, કાંઇ માત્ર પુરૂષ વર્ગને ખાસ મોહક આકર્ષક અને ઉત્તેજક બની તેઓને પ્રેમપાશમાં સપડાવવા માટે કે તેઓને વશીભૂત કરી માત્ર કામવાસનાનેજ સંતુષ્ટ કરવા ખાતર યોજવામા આવેલ નથી પણ કુદરતના પ્રત્યેક કાર્યું રચના અને યોજનામા જે પ્રમાણે અનેક ઉદ્દેશો એકી સાથે યોજાયેલા હોય છે, તેજ પ્રમાણ આ સ્ત્રીજાતિની યોજના માટે પણ સમજવું.

કુદરતે સ્ત્રીઓના શરીર વિશેષ મોહક, સૌન્દર્ય યુક્ત આકર્ષક અને રમ્ય, સ્વાભાવિક રીતેજ બનાવ્યા છે ત્યારે પણ કુદરતે આ બધા પ્રયોજનોની સાથે સાથે બીજી પણ અનેક યોજનાઓ કરેલ છે

## માનસિક સૌન્દર્યના અંગો અને તેની પરિક્ષા.

૧૧૭ ઘર સાંસારિક-લાગણીઓ કે વૃત્તિઓનું સૌન્દર્ય અને આવશ્યકતા—પ્રેમથી પ્રજાની ઉત્પત્તિ થયા પછી પૂર્ણ વાત્સલ્ય સ્નેહના ભાવથી તેઓનુ પાલન થાય, તેઓના રક્ષણ માટે આત્મ-સુખ ભોગવૈભવ કે આરામપ્રિયતાનો ત્યાગ કરી, આત્મસુખ કે સગવડની અવગણના કરી બાળજીવનની રક્ષા પોષણ અને યથાર્થ સંવૃદ્ધિ માટેના સર્વ ઉપાયોની ચિંતા કરે દામ્પત્ય સ્નેહના નિભાવ માટે સર્વ પ્રકારના મધુર ઉપચારો, ગૃહ વ્યવસ્થાની ઉત્તમ સંરક્ષા સંભાળ અને શોભા જાળવવા માટે ગૃહ નિવાસેચ્છા તરફનો પ્રબળ અનુરાગ રાખે, સગા, સ્નેહી કુટુંબ, જાતિ, આદિના સુખમય અને સ્નિગ્ધ સંબંધી જનો સાથેના વ્યવહારમા સુંદર અને મધુર લાગણીઓને પોષવા માટે સુંદર સખ્યભાવ અથવા પ્રબળ મૈત્રી અને બધી સાંસારિક સુંદર લાગણીઓ યુક્ત મધુર અને રમ્ય સંબંધોને હમેશ માટે જાળવી રાખવા માટે તત્પરાયણતા આદિ વૃત્તિઓ, જેને મસ્તકવિદ્યાની ભાષામાં ગૃહસાંસારિક લાગણીઓ કહેવામા આવે છે તે સર્વની

બરાબર ધૈર્ય અને પ્રબળ અથવા પુષ્ટ હાલત સંભાળી રાખે એ સ્ત્રીવર્ગને ખાસ જરૂરનું છે. આનો અર્થ એટલોજ કે સ્ત્રીવર્ગના મસ્તકના જે ભાગમાં આ વૃત્તિઓનાં સ્થાનો આવેલાં છે, તે તે સ્થાનો ખાસ વૃદ્ધિવાળાં હોવાં જોઇએ અને તે સ્થાનો તેઓનાં માથાના પાછળના ભાગમાં છે, કે જે સ્થાનને સ્ત્રીઓ પોતાના વાળના અંબોડાથી હંમેશાં ઢાંકેલાં અને સુરક્ષિત રાખે છે. એટલુંજ નહિ પણ તે સ્થળને જાણે, કેમ કોઇ ઉપાસ્ય દેવ કે દેવીનું દીવ્ય મંદીર હોય નહિ તેની માફક, સર્વ પ્રકારના સુગંધિત પુષ્પગુચ્છો વેણી અને કેશર, કેવડા, અત્તર, ગુલાબ, મોગરા આદિ સુગંધી પદાર્થો અને પુષ્પ-ગુચ્છોથી તેમજ સોના રૂપાના કે હીરા માણેકના ચાક અને એવા અન્ય આભૂષણોથી હંમેશાં સુશોભિત રમ્ય અને શણગારેલોજ રાખે છે. આ સ્વાભાવિક ક્રિયા આપણને કુદરતી ભાષામાં એ દર્શાવે છે કે સ્ત્રીવર્ગ માત્રની ઉપાસ્ય દેવીઓ વિશ્વમાં જો કોઇપણ હોય તો તે માત્ર મુખ્ય-ત્વે આ "ગૃહસંસારિક લાગણીઓ" નોજ સમૂહ છે. સ્નેહ અને સૌન્દર્યની દેવીઓની આરાધ્ય દિવ્ય વૃત્તિઓ ત્યાંજ બિરાજે છે. જગદંબા, જગતજનની, પરમ કલ્યાણકારિણી, દેવીઓનાં નિવાસ સ્થાનો આજ સ્થળમાં છે. આટલા માટે સ્ત્રીવર્ગમાં નીચે જણાવેલા માનસિક ગુણો કે લાગણીઓ વિશેષ પ્રબળ પ્રમાણમાં હોવાની ખાસ જરૂર છે.

૮. પૂર્ણ પ્રેમભાવ, જેમાં યથાયોગ્ય સંભોગ શક્તિ અને પ્રજનન શક્તિ, સંપૂર્ણપણે ખીલેલાં પ્રજનન ક્રિયાના અવયવો—જેમાં કામસલિલોત્પાદકપીંડ, યોનિ, ગર્ભાશય, હૃદિ સ્તન, આદિ અવયવોનો સમાવેશ થાય છે તે અને સદવાસ પ્રિયતા.

૯. વિશુદ્ધ દામ્પત્ય સ્નેહ જેમા સ્ત્રીપુરૂષના પરસ્પરના સમગ્ર ધર્મોનો સમાવેશ થઇ જાય છે.

૧૦. પૂર્ણ વાત્સલ્ય સ્નેહ જેમાં અપત્યોત્પાદન પાલન, પોષણ, રક્ષણ, શિક્ષણ અને વર્ધન આદિની સર્વ ક્રિયાઓનો સમાવેશ થાય છે.

૧૧. પ્રબળ ગૃહનિવાસેચ્છા જેમાં ગૃહવ્યવસ્થા, સંરક્ષા, સાચવણી આદિનો સમાવેશ થાય છે,

૧૨. પૂર્ણ મૈત્રીભાવ—જેમા સગાં કુટુંબ નાતિ જાતિ પ્રત્યેના ધર્મો અને સામાજીક ધર્મભાવોનો સમાવેશ થાય છે તે.

૧૩. આ બધા સંબંધોને યથાવત્ સંભાળવાની તત્પરાયણતા અથવા સ્થિરતા આ બધા સાંસારિક ગુણો એ સંસારમાં સ્ત્રીઓનું સર્વસ્વ છે.

૧૮. ઉત્કર્ષક વૃત્તિઓનું સૌન્દર્ય અને ઉપયોગ નં. ૧૪ સાવધતા, ૧૫ યથાભિલાષ ૧૬ સ્વમાન અને ૧૭ ધૈર્ય—એ ચાર વૃત્તિઓનો સમાવેશ આ સમૂહમાં થાય છે. આ ચારે વૃત્તિઓ સ્ત્રી જાતિમાં વિશેષ અંશે હોવાની જરૂર છે. કારણ માનસિક સૌન્દર્યમાં આ સર્વ બાબતોનો સમાવેશ થવો જોઇએ.

૧૪. સાવધતા—પોતાના બાળકોની યથાવત સંરક્ષા, ઘરસંસારના રાચરચિલા, ફરનીચર, કપડાં, વસ્ત્ર, દાગીના અને પોતાના શરીર તથા ખાસ કરી શીયળની સંરક્ષા, તેમજ સ્વમાન, યશ, કીર્તિ, નીતિ, ધર્મ, આદિની પણ સંરક્ષાને માટે આ વૃત્તિની ખાસ જરૂર છે

૧૫. યથાભિલાષ—માનપાન, પ્રતિષ્ઠા, યશ, આબરૂ, સારી નામના કે કીર્તિ, કુટુંબ, સગા, સ્નેહી, આદિમાં સારી કીર્તિ મેળવી અગ્રગણ્ય ગણાવાની વૃત્તિ, સમગ્ર સ્ત્રીવર્ગની અંદર અતિ પ્રબળ પ્રમાણમાં હોય છે. લગ્ન પ્રસંગોની ધામધૂમ, ખાનપાનના મેળાવડાના પ્રસંગો. વિવાહ વાજન વખતે સુંદર વસ્ત્રોનું અને આભૂષણોનું ધારણ, હરિકીર્તન નાચ પાર્ટી કે લગ્ન વખતના જમણો, જ્ઞાતિ ભોજનોનાં મેળાવડાઓ આ બધાં કાર્યોની અંદર જો ઉંડા ઉતરી જોઇશું, તો આપણને પ્રત્યક્ષ માલુમ પડશે કે યશ અને માન પ્રતિષ્ઠાની તીવ્ર અને પ્રબળ ઇચ્છાની સંતુષ્ટિ, એ બધાં કાર્યોની પાછળ છુપાઇને છુપી રીતે કાર્ય કરી રહેલ છે

૧૬. સ્વમાન—સામાન્ય રીતે સ્ત્રીવર્ગમા ઓછું હોય છે. બાલ્યાવસ્થામા માત પિતાની આધિનતામાં રહેવાથી

યુવાવસ્થામાં પતિને આધિન રહી વર્તવાથી, તેમજ સાસુ, નણંદ, સસરા, દેવર, જેઠ, આદિની આધિનતા અને આજ્ઞાને વશ રહી વર્તવાથી, સ્ત્રીજાતિની અંદર પરંપરાથી, આ વૃત્તિની ન્યૂનતા ઉતરતીજ આવેલી છે, અને તેનો ઉત્કર્ષ કરનાર બહુજ થોડાં કારણો છે. જોકે સ્ત્રીઓમા ખાસ કરી તીવ્ર સ્વમાનની લાગણી હોવાની ખાસ જરૂર નથી, કારણ, તેનું કાર્ય મોટે ભાગે લાગણી દર્શાવવાનું, બીજાઓના સુખ, ભોગ, વૈભવ અને સગવડ માટે આત્મભોગ આપવાનું, સ્નેહને વશ થઇ પોતાને ભુલી જઇ પરાયે સર્વસ્વ સમર્પણ કરવાનું, સંપૂર્ણ અંશે સ્નેહ સૌજન્ય અને કરૂણાની પરમ ઉદાર વૃત્તિના ઉપયોગમાં, સ્વાર્થને ઘણે અંશે દબાવી રાખી, મુખ્ય અંશે આત્મભોગ આપવાનુંજ છે. એટલે, સ્વમાનની વૃત્તિ જેમ સામાન્ય હોય તેમ તે એક ગુણ રૂપજ ગણાય અને ગણાવા યોગ્ય છે એમાં ના નથી, છતાં જ્યાં સત્ય ન્યાય નીતિ ધર્મ શીયલ અને વિચાર સ્વાતંત્ર્ય આદિના પ્રશ્નો ઉપસ્થિત થાય તેવા પ્રસંગોમાં સ્વમાન ધૈર્ય અને આત્મનિષ્ઠાને વળગી રહી પોતાનું સ્વમાન જાળવવા જેટલી તો એ વૃત્તિ તેઓમાં પ્રબળ હોવીજ જોઇએ, કે જેથી તે પોતાના આત્મ ભાવોને ઉન્નતપણે જાળવી અને સંરક્ષી શકે. ખાસ કરી આવા અમીરી ગુણો સ્વમાનવાળી રાજ્ય પુત્રીઓ અને અમલદાર વર્ગની સ્ત્રીઓમા હોવાની ખાસ જરૂર છે. સામાન્ય સ્ત્રી વર્ગની અંદર એ ગુણો સામાન્ય રૂપે છુપાઇ રહે તો હરકત નથી

૧૭. દૃઢતા અથવા ધૈર્ય—એ એક ઉત્તમ પ્રતિનો ગુણ છે. પણ તે, ભાવ ધર્મ સંયુક્ત રીતે સ્ત્રીઓમાં હોવાની ખાસ જરૂર છે.

જ્યારે ઉપરોક્ત વૃત્તિઓની અતિ પ્રબલતાથી સ્ત્રી વર્ગને તેમજ તેઓના દ્વારા પુરૂષવર્ગને તેમજ જન સમાજને પણ ઘણું સહન કરવું પડે છે અને હંમેશા તેનાં અનિષ્ઠ પરિણામોનાં કડવા ફળ ચાખવાં પડે છે. આવા ભાવો જ્યા પ્રબળપણે પ્રવર્તિ રહેલા હોય છે ત્યાં તેઓના મુખ મુદ્રા પરના ભાવો પણ તેટલાજ સ્પષ્ટ હોય છે.

૧૯. નૈતિક અને ધાર્મિક લાગણીઓનું સૌન્દર્ય—૧૮ ઇશ્વરભક્તિ, વડિલો પ્રત્યેનું માન, શ્રદ્ધા, ૧૯ અધ્યાત્મરતિ, આશ્ચર્યપ્રિયતા, ૨૦ આશા, ૨૧ આત્મનિષ્ઠા અને ૨૨ દયા કરૂણા કે પરોપકાર-વૃત્તિ આદિ વૃત્તિઓનો સમાવેશ નૈતિક અને ધાર્મિક લાગણીઓમાં થાય છે.

સ્ત્રી જાતિની અંદર આ વૃત્તિઓ પ્રબળ પ્રમાણમા ખીલેલી હોય છે, અને તેઓનાં ગરવાંઃ એટલા માટે (કોરોનલ રીજ્યનમાં) શિરસ્થાનમા હમેશાં પુરૂષ વર્ગ કરતાં ઉન્નત, ખીલેલાં અને વધારે ગોળ હોય છે સ્ત્રીઓની ધાર્મિક શ્રદ્ધા, પુરૂષ વર્ગ કરતા કઇ દરજ્જે ચડતા પ્રકારની હોય છે. તેઓની શ્રદ્ધા અટલ હોય છે. તેઓમા માન, ભક્તિ અને પૂજન કરવાની પ્રબળવૃત્તિ સ્વાભાવિક રીતેજ હોય છે. પરોપકાર, કરૂણા, બીજાઓને સહાયભૂત થવાની ઇચ્છા, એ તો તેઓનું ભૂષણજ ગણાય છે. દયા સ્નેહ અને સૌજન્યની તો તેઓ દેવીઓજ છે. આશા, અધ્યાત્મરતિ અને આશ્ચર્યપ્રિયતાની તો તેઓ સાક્ષાત્ મૂર્તિઓજ છે જ્યારે તેઓની અંદરનું મુખ-માધૂર્ય અને સૌન્દર્ય તથા જે કઇ રમ્ય મોહક અને આકર્ષક રમ્યતાયુક્ત જોવામા આવે છે, તે બધો પ્રતાપ આવી સુંદર, ભવ્ય અને ઉદાર, નૈતિક અને ધાર્મિક ભાવનાઓને લીધેજ મોટે ભાગે છે, એ માનસશાસ્ત્રના અભ્યાસીઓને સહજ સમજાય એવું છે નૈતિક અને ધાર્મિક ભાવનાઓની પ્રબળતાવાળા સ્ત્રી પુરૂષોના મુખારવિંદનું સૌન્દર્યજ કોઇ અજબ પ્રકારનું હોય છે. તેનું વર્ણન કરવા કરતા પ્રત્યક્ષ દર્શનજ આપણને પૂર્ણ સંતોષ આપી શકે તેમ છે. ( જુઓ ચિત્ર નં. ૧૩ )

૨૦. આવિષ્ય-પ્રદાયક શક્તિઓદ્વારા આપ્ત થતું સૌન્દર્ય ૨૩ કળા કૌશલ્ય, ૨૪ સૌન્દર્ય પ્રેમ, ૨૫ ઔદાર્ય ૨૬ અનુકરણ, ૨૭ હાસ્ય, ( સંગીત નૃત્ય તાલ ) આદિ વૃત્તિઓનો સમાવેશ આ સમૂહમાં થાય છે, જે સ્ત્રીવર્ગની અંદર ખાસ હોવાની જરૂર છે.

સુંદર પ્રકારનાં ભરત, શીવણ, ગુંથણ, ગૃહવ્યવસ્થા, રાચરચિલાની ગોઠવણ, ઘરને શણગારવાની ઉત્તમ વિદ્યા, સૌન્દર્યયુક્ત ભાવોની ઘરમાં સર્વત્ર યોજના, ઉત્તમ ફરનીચર, વસ્ત્રો, દાગીના આદિની રમ્ય મનોહર અને સૌન્દર્યયુક્ત પસંદગી, ઉદાર ભાવો અને કલ્પનાઓને પોષણ આપે તેવા ભવ્ય દેખાવો, પેઇન્ટીંગ, ચિત્રો, પડદાઓ, પુષ્પો છોડો અને એવી અન્ય વસ્તુઓના સંગ્રહો કરવાની પ્રબળ ઇચ્છા, ભવ્ય અને ગાંભીર્યયુક્ત આશ્ચર્યજનક બાબતો જાણવાની તીવ્ર ઇચ્છા, જનસમુદાયની અંદર જે કાંઇ સારું, સુશોભિત, રમ્ય તેમજ લાભદાયક જોવામાં આવે તેવી બાબતોનું અનુકરણ કરી, પોતાનું કરી લેવાની પ્રબળવૃત્તિ અને શક્તિ, ઉત્તમ પ્રકારનાં સંગીત, નૃત્ય, ગાન, તાન, હાવભાવ આદિનું દર્શન કરવાની કે પ્રકટ કરવાની શક્તિ, સુંદર ચિત્રો અને વિવિધ કળાકૌશલ્ય, સુંદર વસ્ત્રો અને તેની અંદરના ભિન્ન ભિન્ન પ્રકારનાં નવા પેટર્નો પસંદ કરવાની શક્તિ આદિ સર્વ ઉપર દર્શાવેલા ગુણો, સ્ત્રીજાતિમાં ખાસ રીતે હોવાની જરૂર છે. તેઓ સ્વભાવથીજ એવી બાબતોને પસંદ કરે છે. કારણ તેમ થવાથી પોતાની પ્રજાની અંદર પણ તેઓ તેવાજ ગુણોને જન્મ આપવા ગર્ભાવસ્થામાંજ સમર્થ થઇ શકે છે. તેઓને બાલ્યાવસ્થામાંથીજ તે તે શક્તિઓને ખીલવનાર અભ્યાસ પાઠો (લેશનો) આપવાની જરૂર છે. સંગીત, ચિત્ર-કળા, ભરત, શીવણ, વેતરણ, રંગકામ, ઉત્તમ પ્રકારના હાવભાવનું દર્શન, વક્તૃત્વશક્તિ, આદિ અનેક ગુણોને તેઓની બાલ્યાવસ્થામાંથીજ અનેક રીતે ખીલવી શકાય, તેવા સર્વ ઉપાયો પાઠશાળા અને સ્કુલોની અંદર યોજવાની જરૂર છે. ખાસ કરી ભાવિ સંતતીની અધિક ઉત્કર્ષક અને પ્રાવિણ્યયુક્ત દશા લાવવા માટે આ બાબતો ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

વાત્સ્યાયન કામસૂત્રની, અંદર સ્ત્રીઓએ ચોસઠ પ્રકારની કળાઓનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે, એ જે આજ્ઞા કરેલ છે તે બહુજ અર્થસૂચક છે. જનસમાજની આર્થિક દશા સુધારવામાં તેમજ હુન્નર ઉદ્યોગની વૃત્તિઓ ખીલવવામાં આ વૃત્તિઓની સીવર્ગમાં ખીલવણી કરવામાં અનેક લાભો સમાયેલા છે.

ખીલવી થોડાની અંદરના ઉદ્યોગ હુન્નર કળા કૌશલ્ય શિલ્પ આદિ ભાવોને ક્રમાનુસાર ખીલવી તેનો યથાર્થ ઉપયોગ જનહિતાર્થ કરવા માટે કરકસરથી શીખવવું એ પણ બુદ્ધિ-શક્તિઓનુંજ કાર્ય છે.

આ ઉપરાંત બાળકોની અને જનસમાજની, અવલોકન અને બુદ્ધિશક્તિઓની યથાર્થ ખીલવણી માટે અનેક પ્રકારની આર્ટસ્કૂલો વેધશાળાઓ, હુન્નરશાળાઓ, ચિત્રશાળાઓ, શાસ્ત્રીયસ્કૂલો, જ્ઞાનસ્કૂલો, કૉલેજો વિગેરે ખોલી યથાવત્ કેળવણીનો યોગ્ય રીતે પ્રચાર કરવો એ બધું બુદ્ધિશક્તિઓનાજ અતિ મહત્વપૂર્ણ કાર્યોને આભારી છે.

આટલા માટે બુદ્ધિશક્તિઓની યથાવત્ ખીલવણી, સ્ત્રી તેમજ પુરૂષ બન્ને-વર્ગમાં યોગ્ય પ્રમાણમાં હોય એ તદ્દન ઇચ્છવા યોગ્યજ છે.

૨૨. આત્મરક્ષક વૃત્તિઓનું સૌન્દર્ય નં. ૧ થી ૭. આમાં જીજીવિષા, ક્ષુધા, પિપાસા, વિરોધક્ષમ નિગ્રહ ઉદ્યોગ કરકસર અને શૌર્ય આદિ સાત વૃત્તિઓ છે. મનુષ્ય માત્રના યથાવત્ જીવન રક્ષણ પોષણ અને એ માટેના સાધનો પ્રાપ્ત કરવાની યોજનાને પાર પાડવા માટે ઉપરોક્ત દરેક વૃત્તિના યથાર્થ ઉપયોગની પ્રથમને જરૂર છે પણ સ્ત્રીવર્ગમાં તેમાંની નં. ૪ વિરોધક્ષમ, ૫ નિગ્રહવૃત્તિ, ૬ ઉદ્યોગશક્તિ, ૭ શૌર્ય, એ ચાર વૃત્તિઓ કદાચ સામાન્યરૂપે હોય તોપણ ચાલી શકે તેમ છે કારણ કે તેવી વૃત્તિઓને યથાવત્ બજાવવાનો કે ઉપયોગ કરવાનો તેઓને બહુ અવસર રહેતો નથી અને વંશ પરંપરાથી એ પ્રમાણે ચાલતું આવેલું હોવાથી સ્વાભાવિક રીતે તેઓમાંથી તે વૃત્તિઓ ન્યૂન થએલી જણાય છે. જો કે તેઓને જે સંયોગોમાં રહી મુખ્ય રીતે કાર્ય કરવાનું છે, તેના પ્રમાણમાં આ વૃત્તિઓની તેઓને બહુજ ઓછી જરૂર પડે છે. છતાં નં. ૧ જીજીવિષા નં. ૨ ક્ષુધા નં. ૩ પિપાસા નં. ૫ નિગ્રહવૃત્તિ આદિ વૃત્તિઓ તો તેઓમાં યથાવત્ હોવાની ખાસ જરૂર છે. સુંદર આરોગ્ય સુદૃઢ બાંધાનું શરીર, મજબુત હૃદય, ફેફસાં, મગજ, અને પાચન શક્તિના અવયવો તથા પૂર્ણ અંગો ખીલેલાં જનનેંદ્રિયના અવયવોની યથાર્થ આરોગ્યતા, એ સર્વ પર તેના પોતાના તેમજ પોતાના કુટુંબના તેમજ ભાવી પ્રજાનાં સુખનો સર્વ પાયો કે મુખ્ય આધાર છે. આ સત્ય યથાવત્ સમજી જીજીવિષાની રક્ષા માટે હંમેશાં તત્પર રહેવાની તેને જરૂર છે.

૨ યોગ્ય પાચન શક્તિ—ખાનપાનના આનંદો ભોગવવાની શક્તિ એ તો જીવનની રક્ષાનું બીજું મહત્વનું સૂત્ર છે, એટલા માટે એ વૃત્તિની યથાર્થ રક્ષા માટે સ્ત્રીવર્ગે ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

ઉદર, ફેફસાં, હૃદય, મસ્તક જનનેંદ્રિયના અવયવો અને પચનેંદ્રિયના અવયવોની યથાર્થ આરોગ્યતા એ સમગ્ર માનસિક તેમજ શારિરીક જીવનનો અને સૌન્દર્યનો પ્રબળ પાયો છે, માટે તેના તરફ સૌથી પ્રથમ ધ્યાન આપવાની જરૂર છે.

કસરત, તૈલમર્દન, પ્રાણાયમ, બ્રહ્મચર્યનું યથાવિધી પાલન સ્વીમીંગ–પાણીમાં તરવું, દોડવું, અશ્વારોહણ, સાઇકલીંગ, હીંચકા ખાવા, ફુટબોલ, નૃત્યકળા, ગરબો, રાસ, દાંડિયા, કુસ્તી, ચકભીલ્લુ આદિ કસરતો કન્યાઓએ તેમજ સ્ત્રીઓએ પણ ખાસ સેવવાની જરૂર છે. કારણ તેથી તેઓના સૌન્દર્યમાં અનેક રીતે વૃદ્ધિ થાય છે.

શારીરિક સૌન્દર્યને વધારી સમ સુવિકસિત બનવા માટે આવી અનેક પ્રકારની કસરતોનું સેવન કરવાની છેક પાંચ વર્ષની નાની ઉમરમાંથીજ આરંભ કરવાની ખાસ જરૂર છે.

વળી સ્ત્રીવર્ગના શરીરો બધારે સુંદર પ્રકારની વ્યાયામદ્વારા યોગ્ય રીતે કસાયેલા રાખવાનું એક અન્ય પણ મહાન કારણ છે પ્રસુતીનો સમય અને પ્રસવ વેદના, એ સ્ત્રીઓને માટે એક મહાભય અને આફતોના ડુંગરોને નીખમમાં નાખનારો સમય છે. પ્રસવ સમયે–ગર્ભાશયની આસપાસના, ઉદરની અંદરના બધા અવયવો અને તેની આસપાસની બધી માંસપેશીઓ પ્રસવક્રિયાનું અત્યન્ત મહાન અને ગંભીર પ્રકારનું દુઃખ સહજ ત્યાં સહન કરી શકે અને પ્રસવ વખતે અનુકુળતા આપી શકે તેટલી સહનશીલતા અને સ્થિતિસ્થાપકતા ધારણ કરી શકે, તેવું બનાવવા માટે તે તે સ્થાનના અવયવોને બચપણથીજ વ્યાયામદ્વારા, આરોગ્ય બળ તથા મક્કમતા સ્થાનમાં રાખવા માટે પ્રતિદિન વ્યાયામની ખાસ જરૂર છે. વળી હૃદય તથા ફેફસાંની માંસ પેશીઓ પણ, ખુબ



Art P mbay

तथव राम सातायाः प्राणेभ्योऽपि प्रियोऽभवत्
हृदयं स्वेव जानाति प्रीतियोग परस्परम् ॥ उ रा चरित्र

મજબુત, વિશાળ અને પૂર્ણ રીતે ખીલેલાં તથા તંદુરસ્ત હોવાની ખાસ જરૂર છે કારણ પ્રસવ સમયે તે તે અવયવોના ઉપર કાંઇ બોજો ઓછો પડતો નથી. સ્ત્રીનું હૃદય અને ફેફસાં તેમજ તેઓનું ઉદર-પટલ એમ મજબુત અને ભારી કાર્ય સહન કરવાની વધારે યોગ્યતાવાળું હોય તેમ તે પ્રસવ ક્રિયા વખતે વધારે અનુકુળતાથી કાર્ય કરી, પ્રસવ વેદનાને ઓછી કરવામાં બહુજ મુખ્ય અંગે સહાયભૂત બની શકે છે

હૃદય અને ફેફસાંની માફક, હાથ પગ અને પેટ આદિની માંસ પેશીઓ તેમજ પીઠ વગેરેની માંસ પેશીઓ પણ તેટલીજ મજબુત હોવાની ખાસ જરૂર છે. આ બધી જરૂરીયાતો યોગ્ય વ્યાયામદ્વારાજ યથાવત્ રીતે પુરી પાડી શકાય છે. એટલા માટે દરેક કન્યાએ નિશાળમાં, પરણેલ સ્ત્રીએ પોતાના નિવાસસ્થાનમાં અથવા તેવાજ કોઇ પ્રકારની શાળામાં દાખલ થઇ યોગ્ય પ્રકારની કસરતદ્વારા પોતાની પ્રાણશક્તિ અને જીવન શક્તિને હમેશાં સતેજ રાખી ઉત્તમ પ્રજાને જન્મ આપવાના અત્યન્ત મહત્વપૂર્ણ ઉદ્દેશોની યથાવત્ પૂર્તિ માટે એવી સર્વ શુભ ક્રિયાઓનું યથાયોગ્ય રીતે સેવન કરતા શિખવું જોઇએ. કારણ એમ કરવું એ મહાન પવિત્ર શારીરિક ધર્મયુક્ત ફરજ છે.

સ્ત્રી સૌંદર્યના સબંધમાં મસ્તકવિદ્યા તેમજ સામુદ્રિક શાસ્ત્રાનુસાર જેટલું વર્ણન ટુંકમાં આપવું જોઇએ તેટલું અગત્યનું સામાન્ય વિવેચન અત્રે આ પ્રકરણમાં આપવામાં આવેલ છે. જુદા જુદા ગુણકર્મ અને સ્વભાવના લોકોની વિવિધ પ્રકારની દૃષ્ટિથી જોતા, જેને આપણે યથાયોગ્ય સૌંદર્યમાં ગણી શકીયે તેજ વસ્તુ અન્ય મનુષ્યની દૃષ્ટિમાં તદ્દન વિપરીત લાગે એ તદ્દન સ્વાભાવિક છે કારણ ત્યાં જોનારની દ્રષ્ટિ ભેદ એજ મૂળ કારણ છે સુંદર મધુર અને કોમળ તથા નિસ્વાર્થ સ્વભાવની, આધ્યાત્મિક સત્વવાળી સ્ત્રીનું શારીરીક તેમજ માનસિક સૌન્દર્ય, એક તદન સ્વાર્થી ખટપટીયા અને પ્રપંચી તેમજ " टकाधर्मः टकाकर्म टकाहि परमं पदं " એમ માનવાવાળા પુરૂષને મન તદ્દન નકામું, નિર્માલ્ય અને કોઇ પણ પ્રકારના રસકસ વગરનું લાગે એ તદ્દન સ્વાભાવિક છે જ્યારે તેજ સુંદરીના ઉત્તમ ગુણોની યથાવત્ પરીક્ષા, તેવાજ સુંદર સ્વભાવનો અને નૈતિક તથા ધાર્મિક વિચારનો મનુષ્ય, અત્યન્ત માન અને આદર સહિત કરી, પૂજે છે આ દૃષ્ટિથી જોતાં આ સૌન્દર્યના વિષયમાં અનેક પ્રકારના મતભેદો લોકોની ભિન્ન ભિન્ન રૂચિ અને વિવિધ દૃષ્ટિને આભારી છે; આવી વિવિધ દ્રષ્ટિથી જોનારાઓના વિચારોની સામાન્ય સમાલોચના કરવાનો અત્રે પ્રસંગ નથી. તેમ સર્વ પ્રકારનું સર્વાંગ સૌન્દર્ય કોઇ પણ એક ખાસ વ્યક્તિમાં સમ્પૂર્ણ રીતે હોય, તેવું પણ કુદરતમાં ભાગ્યેજ બને છે. જુદા જુદા સ્વભાવના સ્ત્રી પુરૂષોમાં જુદા જુદા પ્રકારના ગુણ કર્મ સ્વભાવનું વિવિધ પ્રમાણમાં સંમિશ્રણ થએલું હોય છે અને તદનુસાર તેઓને તે તે પ્રકારના સૌન્દર્યના અંશો વધારે પ્રતિકુળ અનુકુળ અને રૂચિકર અથવા અન્યથા લાગે છે. પણ તેવા સર્વ પ્રકારના સૌન્દર્યના અંશોમાં ખરૂં સૌન્દર્ય કેટલા પ્રકારનું છે અને તેનું સ્વરૂપ કયું એ માત્ર માર્ગદર્શક સૂચના રૂપે અત્રે દર્શાવેલ છે. સ્ત્રી જાતિની અંદર સમાયેલ કુદરતી સૌન્દર્યના અંશોને યથાવત સમજવામાં તેમજ સંવનન, પરિશીલન અને લગ્ન આદિ પ્રસંગો માટે યથાયોગ્ય પસંદગી કરવામાં, સ્ત્રી પુરૂષ બન્ને વર્ગને આ વિષય અનેક રીતે સહાયભૂત થાય એવું ધારી અત્રે ટુંકમાં તેનો સંગ્રહ કરવામાં આવેલ છે

ખાસ કરી સુંદર સુઘડ આરોગ્ય અને આકર્ષક તથા સર્વાંશે મોહ ઉપજાવે તેવા પ્રકારની મધુર અને દીવ્ય પ્રજા પેદા કરવાના મહાન પ્રયોજનની સિદ્ધિ કરવામાં જેમ ગ્રન્થના પ્રથમ ત્રણ પ્રકરણોની સાથે આ પ્રકરણ જેવી રીતે ખાસ સંબંધ ધરાવે છે, તે પ્રમાણે હવે પછી આપવામાં આવનાર સંવનન, પરિશીલન અને લગ્ન સંબંધની પસંદગી તેમજ સંભોગધર્મ અને ગર્ભાધાન આદિ આ ગ્રન્થના અત્યન્ત અગત્યના પ્રકરણો સાથે પણ, આ ચોથા પ્રકરણનો વિષય ખાસ ઘનિષ્ઠ સંબંધ ધરાવે છે, જેથી આ વિષય સંબંધી જરા વિસ્તૃત રીતે ચર્ચા કરવાની અહિં ખાસ જરૂર જણાઇ છે. ત્યારે આ પ્રકરણનો અન્ત ભાગમાં યથાયોગ્ય સૌન્દર્યની અભિવૃદ્ધિ કરવા માટે, કેટલીક ઉપયોગિ સૂચનાઓની પણ ટુંકમાં નોંધ લેવામાં આવેલ છે, જે આબાલવૃદ્ધ સર્વને ઉપયોગિ થશે એમ ધારી અત્રે ઉપસ્થિત કરવામાં આવેલ છે.

# સ્ત્રીના સ્વરૂપ સંબંધમાં અન્ય શાસ્ત્રોમાં આપવામાં આવેલા વિચારોનું વર્ણન.

## પદ્મિની સ્ત્રીના સ્વરૂપનું વર્ણન.

प्रान्ते रक्तकुरंगशावनयना पूर्णेन्दुतुल्यानना,
पीनोत्तुङ्गकुचा शिरीषमृदुला स्वल्पाशना दक्षिणा ।
पुल्लाम्भोजसुगन्धिकामसलिला लज्जावती मानिनी,
श्यामा कापि सुवर्णचम्पकनिभा, देवादि पूजारता ॥
उन्निद्राम्बुजकोशतुल्यवदना रम्या मरालस्वना,
तन्वी हंसवधूगतिः सुललितं वस्त्रं सदा बिभ्रती ।
मध्यश्चापि वलित्रयांकितमसौ, शुक्लाम्बराकांक्षिणी;
सुग्रीवा शुभनासिकेति गदिता, नार्युत्तमा पद्मिनी ॥

## પદ્મિની સ્ત્રીના સ્વરૂપનું વર્ણન.

જેનાં નયનો કુરંગના બચ્ચાનાં જેવાં રક્ત હોય, જેનું મુખ પૂર્ણેન્દુ અર્થાત્ પુનમના ચંદ્રમા જેવું ગોળ હોય, જેનાં કુચો અર્થાત સ્તન યુગલ ઉન્નત અને પીન અર્થાત રસથી પૂર્ણ ભરેલા હોય, જેની દેહલતા શિરિષ-પુષ્પ સમાન મૃદુલા અર્થાત કોમળ હોય, જે સ્વલ્પાશના અર્થાત થોડું ખાવાવાળી અને ચતુર હોય, જેની જનનેન્દ્રિયની અંદરનું કામ સલિલ-પૂર્ણ સુવાસિત સમ્પૂર્ણ અંશે ખીલેલા કમળ જેવું હોય, જે સ્ત્રી લજ્જા આદિ ગુણોથી યુક્ત તથા માનિની હોય, જેની કાન્તિ સોનેરી ચમ્પક વર્ણ જેવી હોય અને જે દેવાદિ દિવ્ય ગુણયુક્ત વિદ્વાનોની પૂજામાં રતિવાળી હોય, જેનું વદન તરતના ખીલેલા કમળના કોશ જેવું, કોમળ અને ગુલાબી લાલ રંગની છાયાથી છવાયેલું હોય, જે રમ્યભાવ પૂર્ણ તેમજ હંસના જેવા મધુર અવાજ વાળી હોય, જે શરીરે પાતળી, હંસિણી સમાન ગતિથી ચાલવાવાળી, અને સુલલિત વેશ અર્થાત વસ્ત્રોને સદા ધારણ કરવાવાળી હોય, જેનો મધ્ય પ્રદેશ ત્રણ વળીવાળો હોય, તેમજ જે શ્વેત વસ્ત્રોનીજ હંમેશા આકાંક્ષા રાખનારી હોય, જે સુંદર ગ્રીવા અર્થાત ગરદન વાળી, અને સુંદર શુભ નાસિકાવાળી હોય, આવા ઉત્તમ લક્ષણો વાળી સ્ત્રીને "પદ્મિની" કહેવામાં આવે છે. આવા સુંદર રમ્ય અને મધુર સ્વરૂપ સ્વભાવ અને સૌન્દર્યના અંશોવાળી આવી સ્ત્રી હજાર નહીં કિન્તુ લાખોમાં એકજ, અને કવચિતજ હોય છે કે જોવામાં આવે છે પણ તેથી જે સુંદર સ્વરૂપ અને લાવણ્યમય-મૂર્તિની અહીં કલ્પના કરવામાં આવેલ છે તે કાંઇ કલ્પના માત્રજ નથી. પણ ખરેખર યથાર્થ અને સંભવિત સ્વરૂપજ અત્રે ખડું કરવામાં આવેલ છે તેમાં અતિશયોક્તિ જેવું કાંઇ પણ નથી. માત્ર આવી સ્ત્રીઓ સર્વોત્કૃષ્ટ પ્રકારની હોવાથી અલ્પ સંખ્યામાં પણ કવચિતજ જોવામાં આવે એ તદ્દન સ્વાભાવિક છે.

આ સ્થળે પદ્મિનીના વર્ણનમાં આપવામાં આવેલ સર્વ અંગોની કોમળતા, મધુરતા, રમ્યતા અને અવયવોની આકૃતિ આદિનું વર્ણન ઘણાજ ઉચ્ચ અને ઉન્નત પ્રકારનું તેમજ અતિ ઉત્કૃષ્ટ લખેલું છે.

નયન મુખારવિંદ, નાસિકા, હસ્ત, કપાળ, ગ્રીવા, ઓષ્ઠ, સ્તન, ભ્રમર, ગતિ, અવાજ, રૂપ, રંગ આકૃતિ વેશ અને વર્તન આદિ જે જે અંગોનું અહીં ટુંકામાં પણ સુંદર અને મધુર શબ્દોમાં વર્ણન કરવામાં આવેલ છે. તે ખરેખર માનસશાસ્ત્ર, મસ્તકવિદ્યા, મુખસામુદ્રિકશાસ્ત્ર અને શારીર આદિ સર્વ શાસ્ત્રોની દૃષ્ટિથી જોતાં ઘણુંજ ઉત્કૃષ્ટ પ્રકારનું છે, એમ સ્પષ્ટ કહ્યાવિના ચાલે તેમજ નથી. પણ આવા ઉન્નત ગુણ ધર્મ સ્વભાવવાળી સ્ત્રીઓનાં દર્શન, આ મૃત્યુલોકના માનવીઓને થવાં એ દુર્લભ છે. કારણ એવા ઉન્નત, મધુર અને સર્વ અનુકુળ સંયોગો જ્યાં હોય ત્યાંજ એવી મધુર મળનો જન્મ સંભવિ શકે છે, અન્યથા નહિ.

ઉપર દર્શાવેલ પદ્મિનીના સ્વરૂપ લક્ષણોથી બીજો નંબર ચિત્રિણીનો આવે છે, જેનું વર્ણન શૃંગારના સંસ્કૃત ગ્રંથોમાં નીચે પ્રમાણે આપવામાં આવેલ છે.

## ચિત્રિણી સ્વરૂપ વર્ણન.

तन्वङ्गी गजगामिनी चपलदृक् सङ्गीतशिल्पान्विता,
१ २ ३ ४ ५
नो ह्रस्वा न बृहत्तराथ सुकृशा मध्ये मयूर-स्वरा;
६ ७ ८ ९
पीनश्रोणिपयोधरा सुललिते जंघे वहन्ती कृशे,
१० ११ १२
कामाम्भो मधुगन्ध्यथौष्ठमपि सा विम्बोपमं वत्सला ॥
१३ १४ १५
कामागारमसान्द्रलोमसहितं मध्ये मृदुप्रायशो,
१६ १७ १८ १९
बिभ्रत्युल्लसितञ्च वर्तुलमथो रत्यम्बुनाढ्यं सदा;
२०
भृंगश्यामलकुन्तलाथ जलजग्रीवोपभागे रता,
२१ २२
चित्रा भागवती, रतेऽल्परुचिका ज्ञेयाङ्गना चित्रिणी ॥
२३ २४

## ચિત્રિણી સ્વરૂપ વર્ણન.

१ तन्वङ्गी—જે સ્ત્રી પાતળા શરીરવાળી

२ गजगामिनी—હસ્તિના જેવી સુંદર મધુર અને ધીર ગંભીર ગતિથી ચાલવાવાળી.

३ चपलदृक—ચંચળ અને ચપળ દૃષ્ટિવાળી.

४-५ संगीतशिल्पान्विता—સંગીત અને શીલ્પ આદિ કળાઓથી યુક્ત.

६ नो ह्रस्वा—જે કદમાં ઠીંગણી ન હોય.

७ न बृहत्तरा—જે બહુ વિશાળ અથવા લાંબી પણ ન હોય.

८ अथ सुकृशा मध्ये—તેમજ જે બહુ કૃશ પણ ન હોય, પણ કમર પાસે સારી રીતે પાતળી હોય.

९ मयूरस्वरा—જેની વાણી મયૂરનાં જેવી ટહુકાર યુક્ત મધુર હોય.

११ पीनश्रोणिपयोधरा—જેના શ્રોણી અને પયોધરો પીન અર્થાત ભારી રસથીપૂર્ણ ભરેલાં હોય.

૧૨ सुललिते जंघे यहन्ति फृशो—જેની જંઘાઓ ઘણીજ સુંદર ટેપરીંગ હાથીની સુંઢ જેવી સુલલિત હોય.

૧૩ कामाम्भो मधु-गन्धी—જેનું કામસલિલ-મધુમય સુગન્ધયુકત હોય.

૧૪ ओष्ठमपि सा विम्बोपमं-જેના ઓષ્ઠ અને તેની અંદરનું અધરામૃત બિમ્બના જેવાં લાલ હોય.

૧૫ वत्सला—જે વાત્સલ્યસ્નેહ પૂર્ણ હોય.

૧૬ कामागारमसान्द्रलोमसहितं—જેનું કામાગાર કોમળ સૂક્ષ્મવાળ સંયુક્ત હોય.

૧૭ मध्ये मृदु प्रायशः—અને વળી જે મધ્યમાં ઘણે ભાગે મૃદુ હોય.

૧૮ विभ्रत्युल्लसितश्च वर्तुलमयो रत्यम्बुनाढ्यं सदा—તેમજ જે વળી રતિ અમ્બુ, અર્થાત કામસલિલથી હમેશાં પૂર્ણ ગોળ અને ઉલ્લસિત હોય.

૧૯ भृंगश्यामलकुन्तला—ભમરાઓના જેવા જેના શ્યામ રંગના વાળ હોય.

૨૦ जलजग्रीवा—કમળ જેવી જેની ગ્રીવા હોય અને

૨૧ उपभोगे रता—જે ઉપભોગ અર્થાત સંયોગ અને સંભોગ ધર્મમાં પ્રીતિવાળી હોય.

૨૨ चित्रा भोगवती—જે વિચિત્ર પ્રકારના ભોગ વૈભવમા રૂચિવાળી હોય.

૨૩ रतेऽल्प रुचिका—જે રતિ અર્થાત સંભોગ ધર્મમા અલ્પ રૂચિવાળી હોય.

૨૪ " ज्ञेयाङ्गना चित्रिणी "—આવા લક્ષણોવાળી સ્ત્રીને ચિત્રિણી સમજવી.

આવી દ્વિતીય પંક્તિની સ્ત્રીઓ રાજ્ય મંદિરોમાં રાજા મહારાજાઓને ત્યાં અથવા તેના મુખ્ય અમલદાર અને કેટલીકવાર પુરસ્કૃત વર્ગમા અને સુખી ધનિક ગૃહસ્થોનાં કુટુમ્બમાં કવચિત હોય છે. આવી સ્ત્રીઓની સંખ્યા પણ સરખામણીમાં ઘણીજ ઓછી છે.

## હસ્તિની સ્વરૂપ વર્ણન.

स्थूला पिङ्गलकुन्तला च बहुभुक् क्रूरात्रपावर्जिता,
(१ २ ३ ४ ५)
गौराङ्गी कुटिलाङ्गुलीकचरणा ह्रस्वातिमत्कन्धरा ;
(६ ७ ८ ९ १०)
विभ्रत्यैभमदाम्बुगन्धिरतिजं तोयं भृशं मन्दगा,
(११ १२)
दुःसाध्या सुरतेऽति गद्गद्रवा स्थूलौष्ठिका हस्तिनी. ॥
(१३ १४ १५)

## હસ્તિની સ્વરૂપ વર્ણન.

૧ स्थूला—જે સ્ત્રી શરીરમાં બહુ સ્થૂલ હોય

૨ पिङ्गल कुन्तला च—સોનેરી પીળા રંગના વાળવાળી, અને

૩ बहुभुक्—ઘણું ખાવા વાળી

૪ क्रूरा—બહુજ ક્રોધી

૫ त्रपावर्जिता—લાજ શરમ વગરની

૬ गौराङ्गी—ગૌરવર્ણ યુક્ત શરીરવાળી

૭-૮ कुटिलादगुलीक चरणा—હાથ પગની વળેલી આંગળીઓવાળી

૯ ह्रस्वा—કદમાં ઠીંગણી: બટકી

૧૦ नम्रतकन्धरा—વળેલી કાંધવાળી

૧૧ विभ्रत्यैभमदाम्बु गन्धिरतिजं तोयं भृशं—રતિ સંયોગ વખતનું કામસલિલ જેનું મદથી ભરેલી વાસવાળું

૧૨ मन्दगा.—હસ્તિના જેવી ધીમી ચાલથી ચાલનાર

૧૩ दुःसाध्या—મહા કષ્ટથી રતિ પ્રસંગમાં સંતોષ પમાડી શકાય તેવી

૧૪ अतिगदगदरवा—અતિ ગદગદ અવાજવાળી. અને

૧૫ स्थूलौष्ठिका—લાંબાં અને જાડા ઓષ્ઠવાળી જે સ્ત્રી હોય તેને હસ્તિની જાણવી.

## શંખિણી સ્વરૂપ વર્ણન.

दीर्घं बाहु कृशं शिरः पृथुमयो देहं वहन्ती तथा,
१ २ ३

पादौ दीर्घतरौ कटिश्च बृहती स्वल्पस्तनी कोपिनी।
४ ५ ६ ७

गुह्यं क्षारविगन्धिना स्मरजलेनाल्पेन सान्द्रैः कचैः,
८ ९ १०

आनिम्नाकुटिलेक्षणा द्रुतगतिः सन्ततगात्रा भृशम् ॥
११ १२ १३ १४

संभोगे करजक्षतानि बहुशो यच्छन्त्यनङ्गाकुला,
१५

न स्तोकं न च भूरि यच्छति सदा प्रायो भवेत् पित्तला;
१६ १७

रक्तवस्त्राण्यरुणानि वांच्छति दयाहीना च पैशुन्यभृत्,
१८ १९ २०

पिङ्गा दुष्टमनाश्चर्घर्घरमहारुक्षस्वना शङ्खिनी ॥
२१ २२ २३ २४

## શંખિણી સ્ત્રીનું સ્વરૂપ.

૧ લાંબા અને જાડા હાથ, ૨, નાનું શિર-અર્થાત માથું ૩ શરીર પૃથુ. અર્થાત-વિશાળ અને મોટું, ૪ બન્ને પગો લાંબા અને જાડા ૫ જાડી કમર, ૬ નાના સ્તનો, ૭ ક્રોધી સ્વભાવની ૮ ક્ષારની વિશેષ ગન્ધયુક્ત કામસલિલવાળું ગુહ્યાંગ, ૯ ગુહ્યાંગ પર ઝુલવાળ, ૧૧-૧૨ નીચી અને કુટિલ દ્રષ્ટિથી જોનાર ૧૩ ઉતાવળે ચાલનાર, ૧૪ જેનાં ગાત્રો હમેંશાં બહુવાર તપેલાંજ રહ્યા કરતાં હોય તેવી, ૧૫ સંભોગ સમયે, કામને વશ થતાં હસ્તાદિ અવયવોદ્વારા બહુજ કર પ્રહારો કરવાની ઇચ્છાવાળી, ૧૬ થોડું કે ઘણું કોઈને પણ આપી ન શકે તેવી તેમજ ૧૭ પિત્ત પ્રધાન પ્રકૃતિવાળી, ૧૮ લાલ પુષ્પો તેમજ લાલ કપડાં વગેરેને જે હમેશાં ધારણ કરવાની ઇચ્છાવાળી, ૧૯ દયાહીન તેમજ ૨૦ પિશુનતાને ધારણ કરવાવાળી, ૨૧ પિંગા, દુષ્ટ મનવાળી, તેમજ, હમેશા ૨૨-૨૩ મોટો ઘરઘર અવાજ કરનારી ૨૪ રૂક્ષ અવાજવાળી, સ્ત્રીને શંખિણી જાણવી.

## જુદાં જુદાં સત્ત્વો અર્થાત ગુણધર્મયુક્ત સ્ત્રીઓની વ્યાખ્યા અને ગણના.

देवसत्त्वा=प्रसन्नवक्त्राम्बुजसौरभाङ्गी संतोषयुक्ताखिलकर्मदक्षा ।
प्रियम्वदा भूरिधनाजनादया नारीयमुक्ता किलदेवसत्त्वा ॥

૧ પ્રસન્ન મુખવાળી, ૨ કમળના જેવી, સુગંધી અંગોવાળી, ૩ સંતોષ યુક્ત, ૪ સર્વ કાર્યોમા કુશળ, ૫ પ્રિય બોલવાવાળી, ૬ ભૂરિધના, ૭ અને જનાદયા એવી નારી. દેવસત્ત્વ વાળી કહેવાય છે.

गन्धर्वसत्त्वा=सङ्गीतलीलारसिकाऽतिशान्तासुगन्धमाल्यादिरुचिःशुभाङ्गी ।
विलासिनी निर्मलचारुवेषा गन्धर्वसत्त्वा वनिता प्रदिष्टा ॥

સંગીત લીલામાં રસિક, અતિશાન્ત સુગંધી માળા અત્તર આદિ પદાર્થોમા રૂચિવાળી શુભાંગી વિલાસી નિર્મળ શુભ વેષ ધારણ કરવાવાળી વનિતાને ગન્ધર્વસત્ત્વા કહેવામા આવે છે.

यक्षसत्त्वा=अपेतलज्जामधुमांससक्ता पीनस्तनी चम्पकगौरदेहा ।
रोमाञ्चिता सन्तत भोगवाञ्छा प्रोक्ता कवीन्द्रैःखलु यक्षसत्त्वा ॥

લજ્જા રહિત મધુ માંસમાં આસક્ત, ભારી સ્તનોવાળી, ચમ્પકના જેવી ગૌર દેહવાળી રોમવાળી, હમેશાં સંભોગની ઇચ્છાવાળી સ્ત્રીને કવિ લોકોએ યક્ષસત્ત્વવાળી કહેલી છે.

मनुष्यसत्त्वा=अतीवसख्यादिगुणप्रभावानुरागिणी निर्मलचित्तवृत्तिः ।
नानाव्रतैरेति न च प्रयासं मनुष्यसत्त्वा परिकीर्तिता सा ॥

મૈત્રી આદિ ભાવોની પ્રબળતાવાળી, અનુરાગવતી અને નિર્મળ ચિત્તવાળી નાના વ્રતોમાં કષ્ટ કે દુઃખ ન માનનારી સ્ત્રીને મનુષ્યસત્ત્વા કહેલી છે

पिशाचसत्त्वा=दुश्चारिणीकुत्सितभूरिभोज्याहृष्टासुवासा परितप्तगात्रा ।
खर्वातिकृष्णा सविकारवक्त्रा भवेदियं स्त्री तु पिशाचसत्त्वा ॥

દુરાચરણવાળી, નિંદા કરવા યોગ્ય અને ખૂબ ખાનારી, હમેશાં આનંદમાં રહેનારી, સુવાસને ધારણ કરનારી તપેલાં અંગોવાળી, ખર્વા. અતિકૃષ્ણવર્ણા, અને વિકારયુક્ત મુખવાળી સ્ત્રીને પિશાચ સત્ત્વવાળી જાણવી

नागसत्त्वा=व्याकुला भ्रान्तिशीला च सोच्छ्वासा बहुजृम्भिका ।
निद्रासक्ता च सततं नागसत्त्वेति सा स्मृता ॥

વ્યાકુળ ચિત્તવાળી, ભ્રાન્તિશીલા, બહુ શ્વાસપ્રશ્વાસ લેનારી તથા બગાસા ખાનાર, હમેશા ઉંઘણસી નારીને નાગસત્ત્વા કહેવામાં આવે છે

काकसत्त्वा=उद्योगं निष्फलं कुर्यान्नित्यं संभ्रमयेन्मुहुः ।
बुभुक्षापीडिता नित्यं काकसत्त्वा प्रकीर्तिता ॥

कपिसत्त्वा—अत्यन्तचपला या तु सततं भ्रान्तलोचना ।
दन्तसङ्घर्षसंयुक्ता कपिसत्त्वेति तां विदुः ॥

खरसत्त्वा—स्वभावदुष्टा वाक्यानि विप्रियाण्येव भाषते ।
अपेतरागा गानादौ खरसत्त्वा तु सा स्मृता ॥

( अनङ्गरंगे )

નકામો ઉદ્યોગ કરનારી, વારંવાર નેત્રને અસ્થિરપણે આમ તેમ ફેરવનારી ખાઉધરૂ નારીને કપિસત્ત્વા કહેલી છે.

અત્યન્ત ચપલ, ભ્રાન્ત લોચના, દાન્તસંઘર્ષ સંયુક્ત નારીને કપિસત્ત્વા જાણવી

સ્વભાવથીજ દુષ્ટ, અપ્રિયવાણીથીજ બોલવાવાળી, ગાનનૃત્ય આદિમાં પ્રેમ કે સ્નેહભાવ વિનાની સ્ત્રીને ખરસત્ત્વા જાણવી

ઉપરોક્ત સર્વ વર્ણન અનંગરંગ નામના સંસ્કૃત ગ્રન્થમાંથી અત્રે સામાન્ય જ્ઞાનને માટે આપવામાં આવેલું છે જુદા જુદા સ્વભાવની સ્ત્રીઓના સમ્પૂર્ણ અંગોની શાસ્ત્રીય રીતે ચિકિત્સા કે આલોચના અત્રે કરવામાં આવેલ નથી પણ મુખ્ય મુખ્ય ગુણો અને બાબતોનું કેટલુંક અગત્યનું વર્ણન કરવા ઉપરાંત ખાસ ખાસ વિશેષ પ્રબળ ગુણો શક્તિઓ કે ભાવો વિગેરેને વિશેષ પ્રમાણમાં પ્રકટ કરનારી સ્ત્રીઓના સ્વભાવને તેનાં તેવા પ્રકારના સાધર્મ્યયુક્ત અથવા ગુણદર્શક નામો આપવાનો કેટલોક પ્રયાસ શાસ્ત્રીય રીતે અહીં કરવામાં આવ્યો છે, જે ખરેખર સ્તુત્ય ગણવા યોગ્ય છે પદ્મિની ચિત્રિણી હસ્તિની, શંખિણી, દેવસત્ત્વા, ગાન્ધર્વસત્ત્વા, યક્ષસત્ત્વા, મનુષ્યસત્ત્વા, પિશાચસત્ત્વા, કાકસત્ત્વા, કપિસત્ત્વા, ખરસત્ત્વા, આદિ જે જે પ્રકારના ગુણદર્શક ખાસ નામો યોજવાની જે કલ્પના અત્રે કરવામાં આવેલ છે, અને તેવા તેવા ગુણોને દર્શાવનારી સ્ત્રીઓના સ્વભાવોનું સામાન્ય પણ ખાસ અગત્યના સ્વરૂપોનું જે સુંદર-મધુર અને આકર્ષક વર્ણન થોડા પણ મધુર અને યથાયોગ્ય શબ્દોમાં આપવામાં આવેલું છે, તેની તુલના કરી શકે તેવું વર્ણન આપણને દેવવાણી સંસ્કૃતના શાસ્ત્રના ગ્રન્થો સિવાય દુનીયાની બીજી કોઈપણ ભાષામાં મળવું મુશ્કેલ છે ગુજરાતી ભાષામાં એવું વર્ણન કરવાનું શબ્દસામર્થ્ય નથી હીંદી ભાષામાં પણ એવા લખાણો ક્વચિતજ જોવામાં આવશે જ્યારે અંગ્રેજી તેમજ અન્ય ભાષાના વર્ણનોમાં પણ સ્ત્રી જાતિના સ્વભાવોનું આવું સુંદર વર્ણન "Sexual Science" ના વિષય પરના અનેક ગ્રન્થોમાં પણ કોઈ સ્થળે આપવામાં આવેલ નથી તેમ અંગ્રેજી સાહિત્યમાં એકલી સ્ત્રી જાતને માટે આવા અનેક પ્રકારના પૃથક્કરણો સહિત આહ્લાદજનક સુંદર શબ્દોની યોજના માત્ર સ્ત્રી જાતના અનેક પ્રકારના ગુણદોષ અને સ્વભાવો તેમજ વય રૂપ અને ગુણ અનુસાર ભાવો દર્શાવનારા શબ્દોની પણ યોજના થયેલી હોય એમ જણાતું નથી આ દૃષ્ટિથી જોતાં આપણા શાસ્ત્રકારોએ આ દિશામાં પોતાના અનેક પ્રયાસો દ્વારા ઘણીજ પ્રગતિ કરેલી છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી



# સૌન્દર્યની સંરક્ષા અને વૃદ્ધિ કરનારા સાધનો અને ઉપાયો.



૧ શારીરિક વ્યાયામ—જેમા દળવુ પાણી ભરવુ, છાશ-કરવી (દધી મથન) ઘરનુ કામકાજ, વાળવુ ચાળવું, કપડા ધોવા, રાચરચિલુ સંભાળવુ વિગેરે ઘરના કામકાજનો સામાન્ય રીતે જો કે સમાવેશ થાય છે તોપણ અહિ શારિરીક સુધારણા માટેની ખાસ ઇચ્છાપૂર્વક આનંદ સહિત જે કોઇપણ પ્રકારની વ્યાયામ કરવામા આવે છે તેનો સમાવેશ કરવામા આવે છે આવી વ્યાયામમા-નીચેની રમતોનો ખાસ કરી સમાવેશ થઇ શકે છે

૧ ચકભીલ્લુ, ૨ આંધળો પાટો, ૩ સ્કીપીંગ, ૪ તરવુ, ૫ અશ્વારોહણ, ૬ દોડવુ, ૭ ટેનીસ, ૮ ક્રિકેટ, ૯ નૃત્ય ૧૦ અડઅડામણી, ૧૧ અટાપટા, (જારીવળરી), ૧૨ તૈલમર્દન, ૧૩ ડમ્બેલ્સ, ૧૪ ઉઠબેસ, ૧૫ દંડ ૧૬ જળસિંચન ૧૭ કૃષિ, ૧૮ ઉદ્યાન-કર્મ, ૧૯ રાસડા આદિ અનેક ક્રિયાઓનો સમાવેશ થાય છે આ બધી અથવા તેમાંની કોઇનુ પણ બાલ્યાવસ્થામાથીજ સેવન કરવાની ટેવ પાડવી

૨ બ્રહ્મચર્ય—ઓછામા ઓછું કન્યાએ સોળ વર્ષની ઉમર સુધી અને વધારેમા વધારે પચીશથી ત્રીશ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળી, આત્મસંયમી બની, વિદ્યાધ્યયન રૂપ તપમાં કાળ ગાળવો એના જેવુ સૌન્દર્યને વધારનાર એક પણ સાધન નથી

૩ પ્રાણાયામ—પ્રતિદિન સાયંપ્રાત સન્ધ્યા સમયે યથાયોગ્ય પ્રાણાયામનુ વિધિપૂર્વક સેવન કરવાથી પાચનશક્તિ રૂધિરાભિસરણ, હૃદય ફેફસા રક્તવાહિનીઓ અને રક્ત આદિ અવયવો તેમજ પદાર્થોની સંશુદ્ધિને લીધે પણ શારીરિક સૌન્દર્યને અનેક રીતે પુષ્ટી મળે છે

૪ નિયમિત આહાર—યથાયોગ્ય પ્રમાણમા પચી શકે તેટલોજ નિયત સમયેજ આનંદપૂર્વક સાત્વિક પદાર્થોનો આહાર કરવાથી શરીર તન્દુરસ્ત અને પુષ્ટ રહે છે જ્યારે અતિ આહાર અને અલ્પાહારથી બેડોળ કૃશ કે પ્રમાદી અને ભારી તથા બદસુરત થાય છે

૫ નિયમિત વિહાર—પરણેલી હાલતમા કામ વાસનાને સંયમમા રાખી યથાયોગ્ય વિહારનું અનુકુળ પ્રસંગેજ અને તે પણ ઉત્તમ સંતાનની પ્રાપ્તિ નિમિત્તેજ સેવન કરવાથી પણ સૌન્દર્યની ઉત્તમ રીતે સંરક્ષા થઇ શકે છે.

૬ શયન—યથાયોગ્ય શારીરિક અને માનસિક વ્યાયામને અન્તે પુરતો થાક લાગવાથી શાન્ત સુખદ અને ગાઢ નિદ્રા આવે છે અને તેને પરિણામે શરીર તથા મન બન્નેને યથાયોગ્ય આરામ મળે છે શરીર સુખી તથા તન્દુરસ્ત બને છે

૮ નિયમિત શૌચ દન્તધાવન અભ્યંગ-અથવા તૈલમર્દન આદિ ક્રિયાઓ, શરીર, દાન્ત, મુખ, આંખ, તેમજ પેટ અને શરીરપરની ત્વચા અને તે પરની અનેક બારિક મલવાહિનીઓના મુખોની સંશુદ્ધિ માટે સ્નાન આદિનુ સેવન કરવાની પણ ખાસ અગત્ય છે

૯ સ્નાન—શીતળ સ્વચ્છ, સુગંધી અથવા કોષ્ણ જળથી હમેશા શરીરના પ્રત્યેક અંગ પ્રત્યંગ અને

ગુલ સાગો, વિગેરેનું મર્દન કરી, આબળા, ઉબટણુ, સ્નાનરજ કે એવાજ અન્ય સુગંધી સાબુ આદિથી શરીર ચોળી નાહવાથી શરીરનું સૌન્દર્ય અનેક રીતે સંવૃદ્ધ થાય છે.

૧૦. વસ્ત્ર પરિધાન—સ્વચ્છ, સાદાં, સુગંધી, રંગબેરંગી, અને મનોનુકુળ તથા સમય અને સ્થિતિને શોભે તેવાં વસ્ત્રોનું ધારણ કરવાથી શરીરની શોભા તથા ચિત્તની પ્રસન્નતા વધે છે

૧૧. સુગંધી પુષ્પમાલા અને અત્તર આદિ પદાર્થોનું સેવન કરવાથી આપણા પ્રાણતન્તુને આનંદ મળવા સાથે સહવાસમાં આવનાર અન્યને પણ આનંદ આપી સુગન્ધિ પુષ્ટિવર્ધન પદાર્થોના સદુપયોગનું આનંદ સાથે જ્ઞાન આપે છે. આટલા માટે સુગન્ધી પદાર્થો અને પુષ્પમાળાઓ તેમજ પુષ્પવેણી આદિઓનું ધારણ કરવું એ આયુષ્ય, આરોગ્ય, આનંદ તેમજ જીવન અને સૌન્દર્યને વધારનાર દિવ્ય કુદરતી સાધન છે. પણ આ વિષયમાં ખાસ કરી સ્પીરીટવાળાં સેન્ટો વાપરવાથી પ્રાણતન્તુઓને તો ઉલટું નુકશાન થાય છે, જેથી એ બાબતથી ખાસ ચેતતા રહેવાની જરૂર છે.

૧૨. આભૂષણ અને અલંકારો—જે બહુ સાદા, સારા, આર્ટીસ્ટીક, રમ્ય અને યથાયોગ્ય પ્રમાણસરના તેમજ કામકાજ અને વ્યાયામ આદિ પ્રસંગે બાધ કરે નહિ તેવા આભૂષણોનું ધારણ કરવું એ પણ સૌન્દર્યને વધારનાર ઉત્તમ સાધન છે પણ તેના અતિયોગથી સ્વાભાવિક સૌન્દર્યને પણ શરમાવા જેવું ન થવું જોઈએ

૧૩. સદાચાર-અથવા સદ્‌વર્તન—એ સ્ત્રી તેમજ પુરૂષ બન્નેને વધારે સુંદર રમ્ય અને આકર્ષક બનાવનાર સૌથી ઉત્તમ રસાયન રૂપ છે એટલા માટે આચાર, વિચાર અને વર્તનમા હમેશા શુદ્ધ પવિત્ર પ્રમાણિક અને સત્ય તેમજ ન્યાયયુક્ત રીતે વર્તવાથી પણ શારીરિક તેમજ માનસિક સૌન્દર્યની દિનપ્રતિદિન વૃદ્ધિ થાય છે ૧ સ્નેહ, ૨ સૌજન્ય, ૩ દયા, ૪ કરૂણા, ૫ મૈત્રી, ૬ ભક્તિ, ૭ શ્રદ્ધા, ૮ વાત્સલ્યસ્નેહ ૯ દામ્પત્યસ્નેહ ૧૦ આશા ૧૧ ઉત્સાહ ૧૨ આત્મનિષ્ઠા ૧૩ સ્વમાન ૧૪ યોગ્ય વયાભિલાષ ૧૫ અધ્યાત્મરતિ ૧૬ વડીલોપસેવા શુશ્રુષા-પ્રેમ ૧૭ વિનય આદિ સુંદર રમ્ય અને મધુર સાંસારિક તેમજ ધાર્મિક લાગણીઓ અને વૃત્તિઓના યથાયોગ્ય પ્રવાહોનું પ્રતિદિન સેવન કરવાથી, સ્ત્રી તેમજ પુરૂષ બન્નેના, બન્ને પ્રકારના સૌન્દર્યમા અનેક રીતે વૃદ્ધિ થાય છે

૧૪. સુવિવેકિતા—અર્થાત યથાવત અવલોકન મનન અને બુદ્ધિશક્તિઓની ખીલવણી તેમજ સાહિત્યના અવલોકન દ્વારા મેધા સ્મૃતિ આદિ શક્તિઓને યથાયોગ્ય સ્વાધ્યાય દ્વારા પ્રતિદિન ખીલવવાથી, અનેક પ્રકારનુ માનસિક સૌન્દય વધારી શકાય છે અને સત્યાસત્ય વિવેક બુદ્ધિ પ્રાપ્ત થતા સૌન્દર્યના વાસ્તવિક સ્વરૂપનુ યથાવત્ ભાન થાય છે

૧૬. ચિત્રકામ, ભરત-ગુંથણ ગુંથણ-પેઇન્ટીંગ, નૃત્ય, ગીત તથા સૌન્દર્ય પ્રેમ અને ઔદાર્ય, ભાવયુક્ત કાવ્ય અને કવિતાઓનુ યોગ્ય સેવન, અનુકરણ અને હાવભાવ આદિના યથાયોગ્ય પ્રકટિકરણરૂપ નાટ્ય ક્રિયાઓના અવલોકન અને સેવન દ્વારા પણ સૌન્દર્યને અનેકધા સવૃદ્ધ કરી શકાય છે

૧૭. સંગીત, નૃત્ય અને તાલ તેમજ અનેક પ્રકારનાં વાજીંત્રોનો અભ્યાસ કરવાથી, સેવન કરવાથી સમગ્ર શરીર હૃદય ફેફસા તેમજ પાચનક્રિયાના અવયવોને અને ખાસ કરી યકૃતને ખાસ મદદ મળે છે એટલુજ નહીં પણ મનના અનેક માનસિક વિકારોના પ્રશમન દ્વારા અનેક વ્યાધિઓ અને આધિઓ નાશ પામે છે, અને સાથે સાથે મુખ પરના સમગ્ર ભાવો કોમળ, મધુર, રસમય, રસિક સ્નિગ્ધ અને સામ્યાવસ્થાયુક્ત બની, સમગ્ર જીવનને આનંદ આપવા સાથે સૌન્દર્યને વધારે છે આટલા માટે સંગીત, તાલ નૃત્ય અને વાદન્ત્ર આદિનું પ્રતિદિન ભોજનાન્તે યથા

નિદ્રાધીન થતા પહેલાં સેવન કરવુ એ ખાસ જરૂરનુ છે ખાસ કરી રાત્રીના શયનગૃહમા જતા પહેલા સગીત અને નૃત્ય આદિનુ જો દરેક કુટુમ્બમડળમાં યથાયોગ્ય રીતે સેવન કરવામા આવે તો શારીરિક અને માનસિક ક્લેશોનો જડ મૂળથીજ નાશ થાય એમ અમારૂ માનવુ છે ઉત્તમ ધર્મભાવપૂર્ણ, શ્રદ્ધા, વિનય, ભક્તિ, આશા, સ્નેહ, કરૂણા પ્રેમ અને સૌન્દર્ય આદિ ઉત્તમોત્તમ ભાવપૂર્ણ-વિષયોના મધુર સગીતના આસ્વાદનરૂપ રસાયણનુ સેવન કરનાર સ્ત્રી પુરૂષો હમેશા પોતે જેમ આનદમા મગ્ન રહે છે તેમ સાભળનારને પણ તેટલો વખત આનદ, આરોગ્ય અને ઉપદેશ આપી યોગ્ય રીતે સુધારવાનુ પણ પ્રકારાન્તરે કાર્ય કર છે

૧૮. સ્વરૂપ, વિનયશીલ અને મધુર સ્નેહ અને સૌજન્ય ભાવ યુક્ત વર્તન, સ્ત્રી તેમજ પુરૂષ બન્નેના જીવનને મધુર અને રમ્ય બનાવવા સાથે સૌન્દર્ય યુક્ત બનાવવામા પણ કઇ ઓછુ કાર્ય કરતુ નથી પણ ઉપરોક્ત બધા ભાવો વૃત્તિઓ અને સુચનાઓ કે ક્રિયાઓનો જો કોઇ પણ એક શબ્દમાજ માત્ર આકારૂપે સમાવેશ થઇ શકતો હોય તો તે સાન એ ' ધર્મજ ' છે

૧૯ ધર્મનુ સેવન—બધા શારિરિક માનસિક સામાજીક ધર્મ-ભાવોના સેવન જેવી સૌન્દર્યને આપનાર એવી એક પણ ક્રિયા આખા વિશ્વમા નથી કે જેનો ધર્મ એ શબ્દમા સમાવેશ ન થઇ શકતો હોય धर्म्याक्रिया हर्षकरी नराणा આટલા માટે શુદ્ધ સાત્વિક બુદ્ધિયુક્ત, નિર્મળ ધર્મભાવપૂર્ણ પવિત્ર ભાવો ક્રિયાઓ અને આચારોનુ સેવન એ તો સર્વદા સુખ સતોષ આનદ અને આરોગ્યને આપનાર મહાન ઔષધ છે તેના યથાવત્ સેવનને માટેજ સ્ત્રી અને પુરૂષોના શારિરીક તેમજ માનસિક યન્ત્રોની યોજના કરેલી આવેલ છે આવા ધર્મ ભાવોમા સ્નાન સન્ધ્યા જપ, તપ, હોમ, હવન અધ્યયન બ્રહ્મચર્ય પ્રાણાયામ દાન, ભક્તિ, શ્રદ્ધા, વિનય, સ્નેહ અને સૌજન્ય આદિ સર્વ ભાવોનો યથાવત્ સમાવેશ થાય છે



"The beautiful woman is one endowed with buttocks broad and breasts round and high that is the woman best fitted to bear children and to suckle them These two principle characters indeed since they represent aptitude for the two essential acts of mother-hood must necessarily *tend to be regarded as beautiful among all people* and in all stages of culture even in high stages of civilization Broad hips which involve a large pelvis are necessarily a character of the highest human races, because the races with the largest heads must be endowed also with the largest pelvis to enable their large heads to enter the world

Havelock Ellis

ભાવાર્થ— જે સ્ત્રીના નિતબો વિશાળ અને સ્તનો ગોળ ભરાવદાર તથા ઉન્નત હોય છે તે સ્ત્રી સુદર ગણાવા યોગ્ય છે તેવીજ સ્ત્રી ઉત્તમ પ્રજાને ગર્ભમા ધારણ કરવા માટે તેમજ પોતાની પ્રજાને યથાયોગ્ય પ્રમાણમા સ્તન પાન કરાવવા માટે સૌથી વધારે લાયક છે આ બે મુખ્ય લક્ષણો, યોગ્ય માતા થવા માટે ખાસ અગત્યના છે અને એટલા માટે સર્વ દેશના લોકોમા એ બે ખાસ ગુણો સર્વ દશામા આગળ વધેલી પ્રજાની દશામા પણ સૌથી વધારે સૌદર્ય યુક્ત અને અગત્યના ગણાવા જોઇએ વિશાળ જઘાઓ વક્ષ સ્થળના મધ્યની પણ વિશાળતા દર્શાવે છે અને તે ઉચ્ચ કોટિની માનવ પ્રજાનુ એક લક્ષણ છે કારણ મોટા અને વિશાળ પ્રજાને પ્રસવ આપવામા, વિશાળ જઘા અને વિશાળ જઘનસ્થળ એ ખાસ હોવાની જરૂર છે

હેવલોક એલીસ.

# સંવનન અથવા પસંદગી.

## CHOICE OF A PARTNER IN MARRIAGE.

## પ્રકરણ પાંચમું.

વિવાહ માટે સ્ત્રી-પુરૂષની પરસ્પર પસંદગી
કરવા માટેના યોગ્ય માર્ગો.

भद्रा वधूर्भवति यत्सुपेशा स्वयं सा मित्रं वनुते जने चित्॥ऋग्वेद

### THE LAW OF CHOICE

"In no way can this unity of thought, feeling and action be well secured as through Phrenology, a science that is to do more for the welfare of the human race than any heretofore or hereafter to be discovered. Through the right application of this wonderful science no mistake need be made in wife or husband-choosing, no risk need be run and no doubts need be entertained, but all is made clear as the truths of which it is the exponent. Masks avail nothing. Deception, hypocrisy and untruth avail nothing under the searching analysis of the brains soul chambers."

"*It has been assumed that unity of mind is the* principle which lies at the base of perfect marriage and that the science of Phrenology is the lense through which we approximate this unity; one of the mists of the ages in the right choice of a mate is cleared up, and bright and clear as noonday appears the law of choice."

John Cowan M. D.
Author of "Science of New-Life."

## सारतश्च प्रकृतिपरीक्षा—सारतत्वो प्रमाणे मानवप्रकृतिनी परीक्षा.

साराण्यष्टौ पुरुषाणां बलमानविशेष ज्ञानार्थमुपदिश्यन्ते.
तद्यथा-त्वग्रक्तमांसमेदोऽस्थिमज्जाशुक्र सत्वानि.
१ २ ३ ४ ५ ६ ७

त्वक्सारा: १. तत्र स्निग्धश्लक्ष्ण मृदुप्रसन्नसूक्ष्माल्पगम्भीरसुकुमारलोमाःसप्रभाश्चत्वक्साराणाम्।
१ २ ३ ४ ५ ६ ७ ८
सा सारता सुखसौभाग्यैश्वर्योपभोगबुद्धि विद्यारोग्यप्रहर्षणानि आयुष्यत्वं चाचष्टे

रक्तसारा: २. कर्णाक्षिमुखजिह्वानासौष्ठपाणिपादतलनखललाटमेहनानिस्निग्धरक्तानि श्रीम-
१ २ ३ ४ ५ ६ ७ ८ ९ १० ११
न्ति भ्राजिष्णूनि रक्तसाराणाम् । सा सारता सुखमुद्धतां मेधां मन-
स्वित्वं सौकुमार्यमनतिबलमक्लेशसहिष्णुत्वं चाचष्टे ।

मांससारा: ३. शङ्खललाटकृकाटिकाक्षिगण्डहनुग्रीवास्कन्धोर कक्षवक्षः पाणिपादसंधय.
१ २ ३ ४ ५ ७ ८ ९ १० ११ १२ १३
स्थिरगुरुशुभमांसोपचिता मांससाराणाम् । सा सारता क्षमां धृतिमलौल्यं
वित्तं विद्यां सुखमार्जवमारोग्यबलमायुश्च दीर्घमाचष्टे ॥

मेदसारा: ४. वर्णस्वरनेत्रकेशलोमनखदन्तौष्ठमूत्रपुरीषेषु विशेषत स्नेहो मेद' साराणाम् ।
सा सारता वित्तैश्वर्यसुखोपभोगप्रदानान्यार्जवं सुकुमारोपचारतामाचष्टे ॥

अस्थिसारा: ५.पार्ष्णिगुल्फ जान्वरत्निजत्रु चिबुकशिरः पर्वस्थूलाः स्थूलास्थिनखदन्ताश्चस्थि
सारास्ते महोत्साहा क्रियावन्तश्च क्लेशसहाः सारास्थिशरीरा भवन्त्यायुष्मन्तश्च॥

मज्जासारा: ६. तत्वङ्गा बलवन्त स्निग्धवर्णस्वरा स्थूलदीर्घवृत्तसंधयश्च मज्जसारास्ते दीर्घा-
युषो बलवन्त. ॥

शुक्रसारा: ७. श्रुतविज्ञानवित्तापत्यसंमानभाजश्च सौम्या सौम्यप्रेक्षिणश्चक्षीरपूर्णलोचना
इव प्रहर्षबहुला स्निग्धवृत्तसारसमसंहतशिखरिदशनाः प्रसन्नस्निग्धवर्णस्वरा
भ्राजिष्णवो महास्फिजश्च शुक्रसारास्ते स्त्रीप्रियाः प्रियोपभोगा बलवन्त' ॥

सत्वसारा: ८. सुखैश्वर्यारोग्यवित्तसंमानापत्यभाज' स्मृतिमन्तो भक्तिमन्त. कृतज्ञा.
प्राज्ञा शुचयो महोत्साहादक्षाधीरा. समरविक्रान्तयोधिनस्त्यक्तविषादाः
सुव्यवस्थिता गम्भीरबुद्धिचेतस कल्याणाभिनिवेशिनश्च सत्वसारा. ॥ तेषां
स्वलक्षणैरेव गुणा व्याख्याता

सर्वसारा: ९. तत्र सर्वै सारैरुपेताः पुरुषा भवन्त्यतिबला. पर गौरवयुक्ता. क्लेशसहाः
१ २ ३
सर्वारम्भेष्वात्मनि जातप्रत्यया: कल्याणाभिनिवेशिन स्थिरसमाहित-
शरीरा. सुसमाहितगतय सानुनादस्निग्धगम्भीरमहास्वरा. सुखैश्वर्यवित्तो-
पभोग संमानभाजो मन्दजरसो मन्दविकारा प्रायस्तुल्यगुण विस्तीर्णापत्या-
श्चिरंजीविनश्च ॥

असारा: १० अतो विपरीतास्त्वसारा ॥

चरक.

## શરીરના ભિન્ન ભિન્ન સત્વોની ન્યુનાધિકતાના પ્રમાણમાં માનવ પ્રકૃતિની પરીક્ષા.

સ્ત્રીપુરૂષોનાં શરીરની, આઠ પ્રકારના સાર તત્વો પ્રમાણે પરીક્ષા થાય છે કે એના દ્વારા સ્ત્રીપુરૂષોનાં બલાબલના પ્રમાણ ઇત્યાદિનું વિશેષ જ્ઞાન મેળવી શકાય છે. જેમકે ૧ ત્વચા, ૨ રક્ત, ૩ માંસ, ૪ મેદ, ૫ અસ્થિ, ૬ મજ્જા, ૭ શુક્ર આદિ.

**ત્વક્સારા—૧** ત્વચા સ્નિગ્ધ, કોમળ, મૃદુ, પ્રસન્ન, સૂક્ષ્મ, અલ્પ, ગંભીર, સુકુમારતા અને તેજસ્વિતા આદિ ગુણો, ત્વચા અને વાળમાં જોવામાં આવે, તેવા સ્ત્રીપુરૂષો ત્વક્સારવાળા છે એમ જાણવું. આ પ્રકારની સારતા વિશેષતઃ સુખ, સૌભાગ્ય, ઐશ્વર્ય, ઉપભોગશક્તિ; બુદ્ધિ, વિદ્યા, આરોગ્ય, પ્રહર્ષ અને આયુષ્ય આદિ ગુણોની વિશેષતા દર્શાવે છે.

**રક્તસારા—૨** જ્યારે કાન, આંખ, મુખ, જીહ્વા, નાસિકા, ઓષ્ઠ, હાથ, પગના તળીયાં, નખ, લલાટ, મેહન આદિ અવયવો લાલ રંગના સ્નિગ્ધ, શોભાયુક્ત અને તેજસ્વી જણાય તેવા સ્ત્રીપુરૂષોના શરીર રક્તસાર યુક્ત છે એમ સમજવું. આવા લક્ષણોની વિશેષતા સુખ, બુદ્ધિની ચપળતા, મેધા, મનસ્વિત્વ, સુકુમારતા, અલ્પબલ, અને અક્લેશ સહિષ્ણુતા આદિ દર્શાવે છે

**માંસસારા—૩** જ્યાં શંખ, લલાટ, કૃકાટિકા, અક્ષિ, ગંડ, હનુ, ગ્રીવા, સ્કન્ધ, ઉદર, કક્ષા, વક્ષસ્થલ, હાથપગની સંધીઓ વિગેરે સ્થિર ગુરૂ શુભ માંસથી પૂર્ણ અને ગુઢ દેખાય તેવા સ્ત્રીપુરૂષોને માંસસાર યુક્ત સમજવા. આવા લક્ષણો સ્ત્રીપુરૂષોની અંદરની ક્ષમાશક્તિ, ધૃતિ, અલોલુપતા વિત્ત, વિદ્યા સુખ, આર્જવ, આરોગ્ય, બળ અને દીર્ઘાયુ વિગેરે દર્શાવે છે.

**મેદસારા—૪** વર્ણ, સ્વર, નેત્ર કેશ, રોમ, નખ, દાન્ત, ઓષ્ઠ મૂત્ર પુરીષ વિગેરેની વિશેષ સ્નિગ્ધતા, એ મેદની સારતાવાળા સ્ત્રીપુરૂષોનાં લક્ષણ છે. આવા લક્ષણો વિત્ત, ઐશ્વર્ય, સુખોપભોગ પ્રિયતા, દયાર્દ્રતા, આર્જવ, અને સુકુમારોપચારમા આનંદ માનનાર વૃત્તિ દર્શાવે છે.

**અસ્થિસારા-૫** પાર્ષ્ણી ગુલ્ફ, જાનુ, અત્રિ, જત્રુ ચિબુક, સિર આદિના અવયવો અને સંધીઓ તેમજ અસ્થિઓ નખો અને દાંત વિગેરે જેઓના સ્થૂલ અર્થાત મોટા અને ભવ્ય હોય તેઓ અસ્થિસારવાળા ગણાય છે. ( Motive temperament. ) આવા સ્ત્રીપુરૂષો મહોત્સાહવાળા, ક્રિયાવાન અથવા કાર્યની ક્ષમતાવાળા ક્લેશ સહન કરી શકે તેવા, મોટા અસ્થિઓવાળા અને આયુષ્યમાન હોય છે.

**મજ્જાસારા-૬** ઠીંગા કદના શરીરવાળા, પણ બળયુક્ત તેમજ સ્નિગ્ધ વર્ણ અને સ્વરવાળા તેમજ સ્થૂલ ગોળ અને ભરાવદાર સન્ધિઓવાળા મજ્જાસારવાળા ગણાય છે. તેઓ બળવાન અને દીર્ઘ આયુષ્યવાળા હોય છે.

**શુક્રસારા—૭** જેઓ બહુશ્રુત, વિજ્ઞાનયુક્ત, તેમજ દ્રવ્ય, પુત્ર, સંમાનને પાત્ર, સૌમ્ય પ્રકૃતિવાળા, સૌમ્ય દ્રષ્ટિવાળા ક્ષીરપૂર્ણ લોચન યુક્ત અને પ્રહર્ષથી પૂર્ણ તેમજ રસપૂર્ણ ગોળ મુખ તથા ગાલ અને દાન્તવાળા પ્રસન્ન સ્નિગ્ધ વર્ણ અને સ્વરવાળા, પ્રકાશમાન, મહાસ્ફિજ હોય છે. તેઓ શુક્ર સારવાળા જણાય છે. આવા પુરૂષો સ્ત્રિપ્રિય, ભોગ વિલાસને ચાહનારા અને અંગે બળવાન હોયછે.

**સત્વસારા—૮** સુખ, ઐશ્વર્ય આરોગ્ય, વિત્ત સન્માન અને પુત્રયુક્ત, સ્મૃતિમાન, ભક્તિમાન, કૃતજ્ઞ પ્રાજ્ઞ, શુદ્ધ પવિત્ર ભરેલ સારયુક્ત, દક્ષ, ધીર, સમરમાં વિજયી, શૌર્યયુક્ત, સ્પર્ધાયુક્ત, વિષાદરહિત, તેમજ સુવ્યવસ્થિત ગંભીર બુદ્ધિ અને ચિત્તવાળા અને કલ્યાણરૂપ માર્ગમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળા હોય છે, તેઓને સત્વસાર વાળા ગણવામા આવે છે. તેઓનાં ઉપર જણાવેલા ગુણોમાંજ તેઓનાં લક્ષણોની વ્યાખ્યા આવી જાય છે

**સર્વસારા—૯** જ્યારે સર્વ ઉપરોક્ત સાર તત્વોથી યુક્ત સ્ત્રી પુરૂષો, અતિ બળવાન પરમ ગૌરવયુક્ત ક્લેશસહ સર્વકાર્યના આરંભમાં સ્વાત્મ-વિશ્વાસ ધરાવનાર, કલ્યાણના માર્ગમાંજ રૂચિ રાખનાર, સ્થિર અને સુ સમાહિત શરીરવાળા સુસમાહિત ગતિવાળા, સ્નિગ્ધ ગંભીર મહાન અનુનાદવાળા ગાજતા સ્વરવાળા, સુખ ઐશ્વર્ય અને ધન આદિની ઉપભોગ શક્તિવાળા, સંમાનને પાત્ર, મન્દ

જરાવાળા, મન્દ વિકારવાળા, અને વિશેષ કરી તેવાજ શુભકર્મ સ્વભાવવાળી પ્રજાને જન્મ આપનાર, અને દીર્ઘ આયુષી નિવડે છે.

અધ્યાય —૧૦ આથી વિરૂદ્ધ ગુણ ધર્મવાળા સ્ત્રી પુરૂષો કોઇ પણ પ્રકારના સાર વિનાના ગણાય છે.
ચરક

## सा कविता सा वनिता यस्याः श्रवणेन दर्शनेनापि कविहृदयं पतिहृदयं सरलं तरलं च सत्वरं भवति ॥

## કેવી કન્યાને, વરવી—અથવા પસંદ કરવી જોઇએ ?

| | |
|---|---|
| १. अव्यङ्गाङ्गी सौम्यशीला<br>हंसवारणगामिनीम्<br>तनुलोमकेशदशना<br>मृद्वङ्गीमुद्वहेत् स्त्रियम् ॥ | ૧. આંગની ખોડ વગરની, સૌમ્ય સ્વભાવવાળી<br>હંસ અથવા હાથીના સરખી ગતિવાળી<br>(ધીરગતિ) કોમળ રોમ અર્થાત શરીરપરના<br>વાળ અને કોમળ કેશ તથા નાજુક દાન્તવાળી<br>અને મૃદુ અંગોવાળી કન્યા પરણવી |
| २. अनिन्दितां कन्यां वरयेत्<br>कुलतो लक्षणतश्च<br>यवीयसीम् वयसा-वपुषा च | ૨. કુળ તથા લક્ષણથી જે અનિન્દિત<br>હોય તેવી કન્યાને વરવી પસંદ કરવી.<br>ઉમર તથા શરીરમાં જે પોતાથી ન્હાની હોય<br>તેવી પસંદ કરવી. |
| ३. कुलमग्रे परीक्षेत<br>बुद्धिमते कन्या प्रयच्छेत्<br>बुद्धिरूपशीललक्षण-<br>सम्पन्नामरोगामुपयच्छेत् ॥ | ૩. પ્રથમ કુળની પરીક્ષા કરવી,<br>બુદ્ધિમાનને કન્યા આપવી અને<br>બુદ્ધિ રૂપ શીલ સ્વભાવ<br>અને શુભ લક્ષણવાળી આરોગ્ય<br>યુક્ત કન્યા ને સ્વીકારવી. |
| ४. आदौ कुलं परीक्षेत<br>ततो विद्या ततो वयः ।<br>शीलं धनं ततो रूपं<br>देशं पश्चाद्विवाहयेत् ॥ | ૪. પ્રથમ કુળની પરીક્ષા કરવી<br>પછી વિદ્યા અને ત્યાર પછી વય,<br>શીલ-ધન રૂપ અને દેશની પરીક્ષા કરી<br>વર કન્યા પરણાવવા. |
| ५. सरसा सालंकारा<br>सुपदन्यासा सुवर्णमयमूर्ति<br>आर्या तथैव भार्या<br>न लभ्यते पुण्यहीनेन ॥ | ૫ રસ તથા અલંકાર યુક્ત<br>સુંદર પદવિન્યાસ તથા સુવર્ણ અર્થાત કંચનવર્ણ મૂર્તીમાન<br>જેવી આર્યા તેમજ ભાર્યા,<br>પુણ્ય વિનાના મનુષ્ય મેળવી શકતો નથી. |

# પ્રસ્તાવ.

## લગ્ન સંબંધ માટે પરસ્પરની પસંદગી કરવામાં ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય વિષયોનું વર્ણન.

( મસ્તક વિદ્યા, મુખસામુદ્રિકશાસ્ત્ર અને માનસશાસ્ત્રાનુસાર. )

લગ્ન સંબંધ—એ દુનીયામાં સૌથી અત્યંત અગત્યનો અને મહત્વપૂર્ણ સંબંધ છે. આ સંબંધદ્વારા પુરૂષે કોઇપણ સ્ત્રીની સાથે, કે સ્ત્રીએ કોઇપણ પુરૂષની સાથે વિવાહ સંસ્કારદ્વારા જીવન પર્યન્ત સંયુક્ત થઇ રહેવાની જરૂર પડે છે. વિવાહિતજીવનનાં બધાં કાર્યો, સ્ત્રી અને પુરૂષ બન્નેએ સાથે મળી પરસ્પરની સહાનુભૂતિ, પ્રેમ, માન, સમ્મતિ, અને અનુકૂળતામાં રહી સદ્ધર્માચરણ યુક્ત બની કરવાનાં હોય છે. આવું વર્તન જીવનના લાંબા સમય સુધી નિર્વિઘ્નપણે ટકાવી રાખવા માટે સ્ત્રી અને પુરૂષ બન્નેના સ્વભાવમાં ઘણેજ અંશે મળતાપણું હોવાની તેમજ ખાસ કરી અમુક અમુક ગુણો સ્ત્રીમાં તેમજ પુરૂષમાં ખાસ વિશેષ અંશે હોવાની ખાસ જરૂર પડે છે. કારણ ગૃહસ્થાશ્રમનાં અનેક પ્રકારનાં કાર્યો, બન્નેએ સાથે મળીને કરવાના હોવા છતાં, બન્નેનાં કાર્યક્ષેત્રો પણ અંશે ભિન્ન ભિન્ન પ્રકારનાં છે, અને તેથી તેઓને પોતપોતાના ક્ષેત્ર અનુસાર, વિવિધ પ્રકારની શક્તિઓ લાગણીઓ કે વૃત્તિઓની ન્યૂનાધિક પ્રમાણમાં જરૂર પડે છે. દ્રષ્ટાન્ત તરીકે—

પુરૂષોને બહારના જનસમુદાયમાં ભળી જઇ 'નોકરી, વ્યાપાર, ખેતી, કળા, હુન્નર અથવા એવા બીજા કાર્યોદ્વારા પોતાની આજિવિકા સંપાદન કરવા માટે સખ્ત મહેનત, શરીરબળ, અને બુદ્ધિબળ વિગેરેનો ઉપયોગ કરવાની જરૂર પડે છે. જ્યારે સ્ત્રીઓને માત્ર ઘરમાં બેસી ઘરની વ્યવસ્થા, દાણાદુણી, રાચરચિલાં આદિ ઘરના સામાનની સંરક્ષા, સંભાળ, અને ઉપયોગ કરવાનો હોય છે. મોટે ભાગે કમાણી માટે તેને બહાર ભટકવાનું કે બીજાની ગુલામી કરવાનું હોતું નથી. પણ પુરૂષની કમાણી ઉપરજ તેના સંપૂર્ણ નિર્વાહનો તેમજ બધાં ગૃહ સુખોનો આધાર હોય છે. પુરૂષોના કાર્યમાં જ્યારે સખ્ત મહેનત મજુરી અને બુદ્ધિબળના મહત્વપૂર્ણ કાર્યો સાથે સખ્તાઇ, સહનશીલતા, ક્રોધ, સાહસ, હિમ્મત, વીરતા, હરિફાઇ અને સખ્ત ઉદ્યોગશક્તિ આદિ રૂપ લાગણીઓ અને સ્વભાવનાં કઠોર અંશોની મુખ્યતા જરૂર પડે છે. ત્યારે સ્ત્રી વર્ગના કાર્યોમાં ભરત, ગૂંથણ, ગુંથણ, ગાયન, વાદન, નૃત્ય, હાસ્ય, દળવું, ખાંડવું, પાણી ભરવું, રસોઇ, ચિત્રકામ, બાળઉછેર, સુવાવડ, ધાત્રી કર્મ, સ્તનપાન, શૃંગાર, ગર્ભધારણ, સ્વચ્છતા, ગૃહસંરક્ષા, ઔષધવિજ્ઞાન, પરિચર્યા, અતિથી સત્કાર, અને આગતા સ્વાગતા, સન્માન, વડીલોપરોણા સુશ્રુષા આદિ રૂપ નમ્ર કોમળ અને કલાકૌશલ્યના મધુર અંશો રૂપ સુકોમળ લાગણીઓનાં કાર્યોનો મુખ્ય અંશે તેના ભાગ્યમાં સમાવેશ થાય છે.

આમ સામાન્ય રીતે જોતાં બન્નેનાં કાર્યમાં ભિન્ન ભિન્ન પ્રકારની શક્તિઓ લાગણીઓ અને વૃત્તિઓની બન્નેને અલગ અલગ પ્રમાણમાં જરૂર પડે છે. જ્યારે એ જરૂરીયાતો પ્રમાણે સ્ત્રીમાં કયા કયા ગુણો અને શક્તિઓ કે વૃત્તિઓ વિશેષ પ્રમાણમાં હોવાની જરૂર છે, તથા પુરૂષ વર્ગમાં ખાસ કરી કઇ કઇ લાગણીઓ શક્તિઓ કે વૃત્તિઓના ભાવો પ્રબળ પ્રમાણમાં અને કયા કયા ભાવો ન્યૂન અથવા મંદ પ્રમાણમાં હોય તો તે વધારે અનુકૂળ થઇ શકે, એ બધી અતિ અગત્યની અને મહત્વની ગૂઢ બાબતો સંબંધી-યથાર્થ જ્ઞાનથી સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગે લગ્ન સંબંધથી સંયુક્ત થયા પહેલાંજ યથાવત્ વાકેફ થવાની ખાસ જરૂર છે. કારણ એવું જ્ઞાન, બન્નેનાં ગુણ કર્મ સ્વભાવની યથાવત્ પરીક્ષા કરવાનું એક મુખ્ય સાધન છે. એટલુંજ નહીં પણ લગ્ન પછીના બધાં ભાવી સુખ, સગવડો અને આનંદોનો તેમજ ભાવિ સંતતીના સુખનો મોટો ભાગ, સ્ત્રી પુરૂષની પરસ્પરની પસંદગી ઉપરજ મોટે ભાગે અવલંબી રહેલો છે. આટલા માટે પરસ્પરની પસંદગી કરવા માટેની સર્વ પ્રકારની યથાર્થ સૂચનાઓ આ પાંચમા પ્રકરણની અંદર યોજવામાં આવેલ છે ખાસ કરી આ પ્રકરણનો બધો વિષય મસ્તકવિદ્યા અને મુખસામુદ્રિકશાસ્ત્રને અનુસરી આ સ્થળે ચર્ચવામાં આવેલ છે કે જેથી સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગને પરસ્પરના સ્વભાવ લક્ષણ ચારિત્ર્ય અને સ્થિતિ આદિને અનુરૂપ ગુણ, કર્મ સ્વભાવ યુક્ત સ્ત્રી પુરૂષોના ગુણદોષની પરીક્ષા કરવાનું સુગમ થાય. શાસ્ત્રીય રીતે પરસ્પરના સ્વભાવ જાણી

લગ્ન સંબંધ માટે યોગ્ય પસંદગી કરવામાં ઘણીજ ઉપયોગિ અને કીમતી સહાયતા પ્રાપ્ત થાય, અને યથાયોગ્ય પરીક્ષાને અન્તે લગ્નગ્રન્થીદ્વારા સંયુક્ત થયેલ દમ્પતીઓનાં યુગ્મો ઘર સંસારના અનેકવિધ કાર્યો સુખ શાન્તિ આરોગ્ય અને પરસ્પરની સમ્પૂર્ણ અનુકૂળતાથી સરળપણે ચલાવી શકે અને પરસ્પરે સહાનુભૂતિ, સહાય અને સહધર્માચરણ યુક્ત બની સુખ અને શાન્તિથી જીવન ગાળી શકે લગ્ન સંબંધમાં સ્ત્રી અથવા પુરૂષના જે જે શારીરિક કે માનસિક ગુણો અથવા લક્ષણોની પરિક્ષા કરવાની હોય છે તેવા બધા વિષયોનો વિસ્તૃત અહેવાલ, આ ગ્રન્થના પ્રથમના બે પ્રકરણોમાં સવિસ્તર આપવામાં આવેલ છે વળી એ ઉપરાંત, “સ્ત્રી સૌન્દર્ય અને તેનો ઉદ્દેશ” નામના ચોથા પ્રકરણમાં પણ સ્ત્રી સ્વભાવ સંબંધી કેટલુંક અગત્યનું વર્ણન આપવામાં આવેલું છે જેમાંથી પણ ઘણી ઉપયોગી સૂચનાઓ આ પ્રકરણને અનુકુળ થઇ શકે તેમ છે છતાં આ પાંચમા પ્રકરણમાં સ્ત્રી અને પુરૂષ બન્નેના ગુણ કર્મ સ્વભાવની યથાવત્ પરીક્ષા કરવા માટે બન્નેના ગુણકર્મ સ્વભાવનું આવશ્યક વર્ણન મસ્તકવિદ્યા અને મુખસામુદ્રિક શાસ્ત્રાનુસાર સંયુક્ત રીતે અત્રે આપવામાં આવેલ છે જ્યારે તેવા તેવા ગુણ દોષોની પરસ્પરની પરીક્ષા કરવાની વિધિનું વર્ણન આપવા માટે કેટલેક અંશે સચિત્ર વર્ણન આપવાનું પણ યોગ્ય ધાર્યું છે યોગ્ય સંવનન યથાવત્ પરિશીલન અને લગ્ન સંબંધ આદિના અત્યન્ત મહત્વપૂર્ણ વિષયોને માટે આ પ્રકરણનો વિષય એક ખાસ અગત્યનો ભાગ ભજવે છે વળી આપણા ગુજરાતી સાહિત્યમાં આ વિષય તદ્દન નવીનજ દૃષ્ટિથી અને એક નૂતન આવિષ્કાર રૂપે, તેમજ સૌથી પ્રથમજ વાર પ્રસિદ્ધ કરવામાં આવે છે જેથી એ વિષયપર અનેક પ્રકારની યોગ્ય અથવા અયોગ્ય સમાલોચના કે ટીકા ટીપ્પણ વિગેરે થવાના પણ અનેક સંભવો છે છતાં આ વિષયના મહત્વ ગાંભીર્ય અને ઉપયોગિતા આદિ તરફ ધ્યાન આપતાં અમે તે સ્વરૂપમાં પણ એ વિષયને અમે સચિત્ર પ્રકટ કરવાનું યોગ્ય ધાર્યું છે કારણ “જીવન રહસ્યના અનેક પ્રકરણોમાં એ એક ખાસ મુખ્ય ભાગ ભજવે છે ભાવી લગ્ન સંબંધોની સુધારણા કરવામાં સ્ત્રી અને પુરૂષને પરસ્પરના ગુણ દોષની પરીક્ષા કરવાની યથાર્થ વિધી દર્શાવવામાં, ભાવી પ્રજાની યોગ્ય સુધારણા કરવાના મહત્વ પૂર્ણ કાર્યમાં અનેક રીતે સહાયભૂત થવામાં, તેમજ સ્ત્રી અને પુરૂષોના અનેક પ્રકારના ઘરસાંસારિક સંબંધોને યથાવત્ યોગ્ય ઘર, કુટુંબ, દેશ, જાતિ તેમજ સંસારને સુખ શાન્તિ અને સન્તોષનું ધામ બનાવવામાં, આ વિષયની યોગ્ય અને શાસ્ત્રીય ચર્ચાથી યત્કિંચિત પ્રમાણમાં પણ કોઇ પણ યુગ્મને સહાયતા મળશે અને તેના સુખી પરિણામોનો આસ્વાદ લેવાનું સદ્ભાગ્ય મળશે તો અમારા આ અલ્પ પ્રયત્નનું સાર્થક્ય થયું છે એમ અમે માનીશું

મનુષ્યના સમગ્ર જીવનનો પાયો શરીર અને મન એ બે મુખ્ય વસ્તુઓ ઉપર રચાયેલો છે અને એ બન્ને અગત્યના વિષયોની પરીક્ષા કરવાની વિધી સાથેજ આ પ્રકરણનો ખાસ સંબંધ છે લગ્ન સંબંધમાં સ્ત્રી અને પુરૂષના ગુણ કર્મ સ્વભાવની યથાર્થ પરીક્ષા કરવાની કોઇ પણ યોગ્ય પદ્ધતિના અભાવમાં અત્યાર સુધીમાં જે અંધાધુંધી પ્રવર્તિ રહેલી છે તેના અનેક પ્રકારના અનિષ્ટ પરિણામોથી આપણો જનસમુદાય યથાવત્ વાકેફ છે વય વિદ્યા, ગુણ, શીલ ધર્મ, નીતિ, બુદ્ધિ ચાતુર્ય, કુલ રૂઢિ અને અનેક પ્રકારના ગુણ કર્મ સ્વભાવ આદિના અસંખ્ય પ્રકારનાં કજોડાઓને અંગે અને કુસંયોગોને લીધે ઘરસંસારમાં અનેક પ્રકારના જે કલેશો અને પરિતાપો સર્વત્ર જોવામાં આવે છે, તે સર્વનો યથાવિધી નાશ કરવો હોય, તો માનવસમાજે લગ્ન સંબંધની યોગ્ય પસંદગી માટે મસ્તકવિદ્યા અને માનસશાસ્ત્રની સર્વ પ્રકારની સૂચનાઓથી યથાવત્ વાકેફ થવાની તેમજ તેઓનો યથાવિધી સ્વીકાર કરવાની સૌથી પ્રથમ આવશ્યકતા છે કારણ જનસમાજનો મોટો ભાગ ત્યારેજ ગૃહસ્થાશ્રમના સ્વર્ગીય સુખોનું યથાવત્ દર્શન કરી શકશે, એમ અમારૂં માનવું છે ફલિત-જ્યોતિષ, અને તેની અંદરનાં સૂર્ય, ચંદ્ર મંગળ, બુધ અને શનિ આદિ ગ્રહોનાં સ્થાન અને તેઓનાં પરસ્પરના મેળ અને ગતિ વિગેરેને આધારે બનાવવામાં આવતી જન્મપત્રિકાઓ, અને તેઓના પારસ્પરિક સંમેલનોને આધારે યોજવામાં આવતાં લગ્ન સંબંધો અને પારકાના ગુણ કર્મસ્વભાવની પરીક્ષાના સાધનો કરતાં, મસ્તકવિદ્યા અને મુખ સામુદ્રિકશાસ્ત્ર તેમજ માનસશાસ્ત્રના પ્રત્યક્ષ અને બુદ્ધિગમ્ય વિષયોના જ્ઞાન દ્વારા યોજવામાં આવતાં કે પસંદ કરવામાં આવતા સંબંધો, વધારે સુખરૂપ નિવડી શકે તેમ છે. એમ અમારૂં સ્પષ્ટ માનવું છે આથી આ મહત્વપૂર્ણ વિષયનું, ભાવી પ્રજાને શાળાઓમાં શિક્ષણ આપવામાં આવે અને મસ્તકવિદ્યા તેમજ મુખસામુદ્રિકશાસ્ત્રના સિદ્ધાન્તોનો સર્વત્ર સુગમતયા શીઘ્ર પ્રચાર થાય એવી સદ્ઇચ્છાથી અમે તેને અહિં સચિત્ર પ્રકટ કરીએ છીએ.

# સંવનન અથવા પસંદગી.

## પ્રકરણ પાંચમું.

ગત પ્રકરણની અંદર સ્ત્રીઓનાં સૌન્દર્યના સંબંધમાં જે જે શારીરિક કે માનસિક સૌન્દર્યના અંશોનું વર્ણન આપવામાં આવેલું છે, તે તે સર્વ અંશોનો સ્વીકાર કરી, પુરૂષોના સૌન્દર્ય સંબંધમાં પણ ખાસ એક જુદા પ્રકરણની યોજના કરી શકાય. ખાસ કરી સ્ત્રીઓ, પુરૂષોની અંદર કેવા કેવા પ્રકારના ગુણ કર્મસ્વભાવ તથા સૌન્દર્યને ચાહે છે અને પુરૂષો, સ્ત્રીઓની અંદર કયા કયા ગુણકર્મસ્વભાવને ખાસ કરી વધારે પસંદ કરે છે, એ બાબતનું સવિસ્તર વિવેચન કરવાનું આ સ્થળે વધારે યોગ્ય થઇ શકે તેમ છે પણ તેવી કોઇપણ પ્રકારની પદ્ધતિનો સ્વીકાર ન કરતા અમે માત્ર માનસશાસ્ત્ર અને મુખસામુદ્રિક શાસ્ત્રની પદ્ધતિ અનુસાર, સ્ત્રી પુરૂષોનાં ગુણકર્મસ્વભાવની પરીક્ષા કરવાની યોગ્ય વિધીનુ અત્રે સચિત્ર અને સવિસ્તર વર્ણન આપવાનું વધારે પસંદ કરેલ છે. કારણ તેનું વર્ણન અનેક હેતુઓને ધ્યાનમા લેતા, અમને શાસ્ત્રીય, પદ્ધતિસરનુ, સરલ અને પસંદગીના સર્વ અંશોને ક્રમવાર સ્પર્શ કરતું જણાય છે.

સંવનન અથવા પસંદગી માટેની અનેક પ્રચલિત રૂઢિઓનું, કે તે વિષયમા જુદા જુદા દેશ કાલના રીતરીવાજોનું વર્ણન કરી આ મહત્વના વિષયને નિરર્થક લંબાવવાનું અમને જરા પણ યોગ્ય જણાતું નથી. જેથી એવી બાબતોનું વર્ણન આપવાનું તદ્દન બંધ રાખ્યું છે છતાં આ મહત્વના વિષય પરત્વે પૂર્વકાલના ઋષિ મુનીઓના જે કાઇ પ્રાચીન વિચારો અને સિદ્ધાન્તો છે, તેનું સમગ્ર સ્વરૂપ આ પ્રકરણની શરૂઆતમાંજ અમે ઉપસ્થિત કરેલ છે. વૈદ્યકીય દૃષ્ટિથી તેમજ શાસ્ત્રીય દૃષ્ટિથી ઉપરોક્ત સવનન અથવા પસંદગી સંબંધી નિયમોનું વર્ણન આપવામા જે જે મુખ્ય મુદ્દાઓને અનુસરી માનવ પ્રકૃતિનું વર્ણન તેઓ તરફથી આપવામાં આવેલું છે અથવા માનવ પ્રકૃતિની પરીક્ષાની જે જે મુખ્ય રીતે પરીક્ષા કરવાનું તેઓએ વિધાન કરેલું છે, તે સર્વ અંશો ખરેખર અત્યન્ત અગત્યના અને મહત્વપૂર્ણ છે. એમ આપણને સ્વીકાર કર્યા વિના ચાલી શકે તેમ છેજ નહી સ્ત્રી અથવા પુરૂષના ગુણ કર્મ સ્વભાવ સંબંધી જે જે અંશોની તેઓએ ચર્ચા કરેલી છે તે ખરેખર ઉપયોગી છે છતા પણ એવા વર્ણનમા કોઇ પણ પ્રકારનો શાસ્ત્રીય ક્રમ કે પદ્ધતિનું અનુકરણ કરવામા આવેલ નથી

આટલા માટે એ બધા પ્રાચીન વિચારોનો મુખ્ય અંશે સ્વીકાર કરવા છતા આ પ્રકરણની અંદર, માનસશાસ્ત્ર, મસ્તકવિદ્યા, અને મુખસામુદ્રિકશાસ્ત્રાનુસાર જે જે વર્ણન પરસ્પરના ગુણ કર્મ સ્વભાવની પરીક્ષા કરવાના હેતુથી આપવાનું યોગ્ય જણાયું છે. તેવા સર્વ અંશોનું સવિસ્તર વર્ણન આપવા સાથે-તેવી પરિક્ષા કરવાની વિધિનું પણ સાથે સાથે નિર્દશન કરાવવાનો મુખ્ય ઉદ્દેશ પણ જાળવી રાખ્યો છે આપણા સાહિત્યમા ઉગ્ન પ્રસંગ સાથે સંબંધ રાખતા અતિ અગત્યના વિષયને અત્રે ખાસ નવીનજ સ્વરૂપે રજુ કરવામા આવેલ છે. તેનો યથાર્થ ઉદ્દેશ ધ્યાનમા લઇ, સમજુ અને વિદ્વાન વાચક વર્ગ યથાર્થ લાભ ઉઠાવશે એવી અમારી ખાત્રી છે:

નવો પરણવા ઇચ્છતા યુવાનો તેમજ યુવતીઓએ લગ્ન સંબંધથી જોડાતા પહેલાં પરસ્પરની પસંદગી કરવા માટે જે જે ગુણો તથા લક્ષણો તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે તેનું સવિસ્તર વર્ણન-મસ્તકવિદ્યા મુખ સામુદ્રિકશાસ્ત્ર અને માનસશાસ્ત્રાનુસાર નીચે પ્રમાણે આપવામાં આવે છે.

મનુષ્યના ગુણ કર્મ સ્વભાવની પરીક્ષા કરવાના વિષયોમાં અનેક બાબતોનો સમાવેશ થાય છે. પણ તે બધા પ્રકારોનો સમાવેશ શારીરિક અને માનસિક એવા બે મુખ્ય વિષયોમાં સહજ થઇ શકે છે.

શારીરિક પરીક્ષામાં—શરીરની લંબાઇ પહોળાઇ, ઉંચાઇ, કદ, વજન, રંગ, શરીરનો સામાન્ય બાંધો ઉમર અને શરીરની અંદરના હૃદય, ફેફસાં, પચનેન્દ્રિયના અવયવો અને અન્ય હસ્તપાદ આદિ અવયવો તેમજ સામાન્ય રીતે મુખ અને તેની સાથેનાં જ્ઞાનેન્દ્રિયોનાં કાર્યો સંબંધી યોગ્ય અથવા અયોગ્ય હાલતની પરીક્ષાનો સમાવેશ થાય છે. જેનો સંબંધ ખાસ કરી વૈદકીય તપાસ ( *Physical Examination of the Body* ) માં સામાન્ય રીતે થઇ શકે છે: શારીરિક બાહ્ય સૌન્દર્યની પરીક્ષાનો સમાવેશ પણ મુખ્ય અંશે અહિંજ થઇ જાય છે. જ્યારે,

માનસિક પરીક્ષાના વિષયોમાં—સ્ત્રી અથવા પુરૂષનું બુદ્ધિબળ, નૈતિક અથવા ધાર્મિક બળ, આચાર, વિચાર, શીલ, વર્તન, લાગણીઓ, ભાવનાઓ, અને અનેક પ્રકારની ઇષ્ટાનિષ્ટ વૃત્તિઓનો સમાવેશ થાય છે: પણ એ વૃત્તિઓ, લાગણીઓ બુદ્ધિશક્તિઓ અને ભાવનાઓ વિગેરે શી વસ્તુ છે ? તેઓના સ્થાન ક્યાં છે; તેઓના મૂળ સ્વરૂપ કેવાં છે ? મનુષ્યના મસ્તકની અંદર તેઓને ક્યાંય પણ સ્થાન છે ખરૂં ? અને જો તેવાં સ્થાન મનુષ્યની બધી વૃત્તિઓ લાગણીઓ કે ભાવનાઓ માટે મગજમાં હોય તો તે પ્રત્યક્ષ રીતે થોડા પ્રયાસ માત્રથીજ જાણવાની કોઇ યોગ્ય વિધિ છે ખરી ? આવા આવા અનેક પ્રશ્નો મનુષ્યનાં મનમાં સ્વાભાવિક રીતેજ ઉત્પન્ન થાય છે. મસ્તકવિદ્યા આ બધા પ્રશ્નોનો બહુજ સરલતાથી પ્રત્યુત્તર આપી શકે તેમ છે. એટલુંજ નહીં પણ સ્ત્રી અને પુરૂષના લગ્ન સંબંધોનાં અનેક અટપટા પ્રશ્નોનો યથાવત્ નિર્ણય આપવા માટે એજ ખરેખર માર્ગદર્શક થઇ શકે તેમ છે, એમ અમારૂં ચોક્કસ માનવું છે. આથી પસંદગી સંબંધી અગત્યનાં પ્રશ્નોની ચર્ચા એજ દૃષ્ટિથી આ પ્રકરણમાં સવિસ્તર કરવામાં આવેલ છે.

મસ્તકશાસ્ત્રીઓ માનવ પ્રકૃતિને ૭ કે સાત જુદા જુદા સમૂહમાં તે તે સમૂહની અગત્યતાના પ્રમાણમાં કુદરતી યોજનાને અનુસરીને ગોઠવાયેલી માને છે. તેજ પ્રમાણે માનવ સ્વભાવની પરીક્ષાના અંશોનું પણ અહીં ક્રમવાર સમૂહ પ્રમાણે વર્ણન આપવામાં આવશે. જુઓ ચિત્ર નં. A.

નં. ૧ આત્મરક્ષક વૃત્તિઓનો સમૂહ.

નં. ૨ ઘર સાંસારિક લાગણીઓનો સમૂહ.

નં. ૩ ઉત્કર્ષક વૃત્તિઓનો સમૂહ.

નં. ૪ નૈતિક અને ધાર્મિક લાગણીઓનો સમૂહ.

નં. ૫ પ્રાવીણ્ય પ્રદાયક શક્તિઓનો સમૂહ.

નં. ૬ અવલોકન અને બુદ્ધિ શક્તિઓનો સમૂહ.

આ પ્રમાણે પ્રથમ આત્મરક્ષક વૃત્તિઓના સમૂહથી આપણે માનવપ્રકૃતિની પરીક્ષા કરવાનું શરૂ કરીશું. કારણ બંદગીનો મૂળ પાયો બધો તેના આધારપર ટકી રહેલો છે.

## આત્મરક્ષક વૃત્તિઓની યથાયોગ્ય પ્રબલ હાલત.

સ્ત્રી પુરૂષ બન્નેમાં યથાર્થ પ્રમાણમાં હોવાની જરૂર છે કારણ જીવનનો બધો આધાર તેના પર સમાયલો છે. જો કે સ્ત્રી કરતાં પુરૂષ વર્ગમાં આ વૃત્તિઓનો સમૂહ પ્રબળ પ્રમાણમાં હોવાની ખાસ જરૂર છે એ વાત ખરી છે. છતાં સ્ત્રીઓને પણ આ સમૂહવાળી વૃત્તિઓની યથાર્થ હાલતની ખાસ જરૂર છે અને તે થા માટે તેનું વિગતવાર વર્ણન પ્રત્યેક શક્તિવાર આપવામાં આવશે

૧ જીજીવિષા અથવા આરોગ્યયુક્ત જીવન ટકાવી રાખવાની પ્રબળ ઇચ્છા—આ ઇચ્છા સ્ત્રી પુરૂષ બન્ને વર્ગમાં યથાવત્ હોવાની ખાસ જરૂર છે. કારણ આરોગ્ય વિના જીવન વહન ભાર રૂપજ લાગે છે.

[illegible] પણ આરોગ્યહીન જીવન અને [illegible]ના રોગોને અને ખાસ સંબંધી વર્ગને પણ ભાર રૂપ થઈ [illegible] છે. આ આરોગ્યની રક્ષા કરવાની પ્રબળ ઇચ્છા સાથે શરીરના સમગ્ર અવયવોનો ખાસ સંબંધ છે, કર્તા પ્રાણાવયવો, જેમાં હૃદય અને ફેફસાંનો મુખ્ય રીતે સમાવેશ થાય છે, તે બન્ને અવયવો અને તેની સાથે સંબંધ રાખનાર રુધિરાભિસરણના અવયવોનું કાર્ય યથાવત્ પુરુષપણે જીવનપર્યન્ત ચાલુ રહે અને ટકી રહે એવાં હૃષ્ટપુષ્ટ અને બળયુક્ત, એ બન્ને પ્રાણાવયવો—સ્ત્રી અને પુરુષ બન્નેના શરીરમાં યથાવત્ હોવાની જરૂર છે. જો આ બન્ને અવયવો પુષ્ટ હોય તોજ શરીર સુંદર, આરોગ્યયુક્ત ગુલાબી રંગનું, રક્તના સ્વચ્છ પ્રવાહથી ભરેલું અને ગોળ ભરાવદાર, રક્ત અને માંસથી પૂર્ણ, ઉપસેલા ગાલવાળું, સુંદર, આકર્ષક, અને મોહક લાગે છે. આટલા વાસ્તે છાતીઓ, ફેફસાં કે હૃદયના કોઈપણ પ્રકારના દર્દ કે નિર્બળતાથી બન્નેનાં શરીર તદ્દન મુક્ત હોવાં જ જોઈએ. વિશાળ ઉરસ્થળવાળા બન્ને હોવાની આટલા માટે ખાસ જરૂર છે. (જુઓ ચિત્ર નં. ૧, ૨).

જ્યારે ટૂંકી બેઠેલી કે નિર્બળ છાતીવાળા સ્ત્રી પુરુષોને શરદી અને ગરમીના પ્રવાહોની જલદી અસર થતાં અનેક પ્રકારના પ્રાણાવયવોના રોગોથી પિડાવાનો વખત આવે છે, અને એવા સ્ત્રી પુરુષોના સંયોગથી જન્મ પામનાર પ્રજા પણ તેવાજ ખાંસી, દમ, ઉરઃક્ષત, પલ્પીટેશન આદિ હૃદય અને ફેફસાંના અનેક રોગોયુક્ત સંસ્કારો જન્મથી જ લઈ અવતરે છે, જે પરિણામે બન્નેને ભારરૂપ થઈ પડે છે. માટે અજ્ઞાન મોહ કે કામવશ થઈ તેવા સંબંધમાં જોડાતાં પહેલાં આ સર્વ બાબતની પૂર્ણ ખાત્રી કરી લેવી, એ વૈદક અને આરોગ્ય શાસ્ત્ર તેમજ માનસશાસ્ત્રની દૃષ્ટિથી ખાસ જરૂરનું છે.

જીજીવિષાની ન્યૂનતાવાળા સ્ત્રી પુરુષોએ ખાસ કરી આ વૃત્તિની સંવૃદ્ધિ માટે તેમજ સામાન્ય હોવતવાળા સ્ત્રી પુરુષોએ પણ એ વૃત્તિઓને ટકાવી રાખવા માટે યોગ્ય આહાર, વિહાર, શયન, બ્રહ્મચર્ય, પ્રાણાયામ અને નિયમિત વ્યાયામ, તૈલમર્દન આદિ ઉપયોગી ક્રિયાઓ પર ખાસ સત્વર ધ્યાન આપવાની જરૂર છે. કારણ જીવન એક અમુલ્ય બક્ષીસ છે. તેનો યથાર્થ સુખરૂપ ઉપયોગ કરવા શક્તિવાન બનવું એ દરેક મનુષ્યનું પ્રથમ કર્તવ્ય છે. " शरीरमाद्यं खलुधर्मसाधनम् । धर्मार्थकाममोक्षाणामारोग्यमूलमुत्तमम् ખાસ કરી આરોગ્ય દશાવાળા સ્ત્રી પુરુષો જ નિરોગી, બળવાન, વીર્યવાન, સાહસિક અને ઉદ્યોગી પ્રજાને જન્મ આપી શકે છે. એટલા માટે લગ્ન સંબંધમાં જોડાતાં પહેલા સ્ત્રી પુરુષોએ પરસ્પરની આરોગ્યતાના લક્ષણોની સૌથી પ્રથમ પરિક્ષા [illegible]ાની ખાસ જરૂર છે.

આ વૃત્તિની યોગ્ય પરીક્ષા કરવા માટે નં. ૧ વાળે સ્ત્રી પુરુષોનાં મગજનો ભાગ તપાસી લેવો જોઈએ જો તે બરાબર પહોળો [illegible] વિસ્તૃત હોય, બન્ને કાન વચ્ચેનું અંતર સારી રીતે ખીલેલું હોય, તો સમજવું કે તેવાં લક્ષણવાળા સ્ત્રી પુરુષોમાં જીજીવિષાની વૃત્તિ પ્રબળ પ્રમાણમાં છે જ્યારે નં. ૧ વાળા સ્થાનમાં જેઓની ખોપરી અને મસ્તક ટુંકા હોય છે તેવા સ્ત્રી પુરુષોની જીજીવિષા પણ તેટલાજ પ્રમાણમા અલ્પ કે સાધારણ હોય છે.

સામુદ્રિક ચિન્હો—જીજીવિષાની પ્રબળતાવાળા સ્ત્રી પુરુષોનાં શરીર, રસ, રક્ત, માંસ અને મેદ અને અસ્થિ આદિની વિપુલતાવાળાં, માંસલ, ભરાવદાર, પહોળાં હૃદય અને ફેફસાંવાળા, ઓષ્ઠ નાક અને મુખપરની ભરાવદાર માંસપેશીઓવાળા, પૂર્ણ પુષ્ટ અને વિપુલગ્રીવા તથા ચિબુકવાળા હોય છે. તેમજ તેઓના હાથપગનાં તળીયાં પણ માંસલ, રક્તપૂર્ણ, યોગ્ય વજનવાળાં, અને પ્રાણશક્તિથી સર્વત પૂર્ણ હોય છે. જ્યારે તેથી વિરૂદ્ધ ગુણ કર્મ કે સ્વભાવ કે ચિન્હવાળાં સ્ત્રી પુરુષોનાં શરીર, મંદ અથવા ન્યૂન જીજીવિષાવાળા લક્ષણવાં. શરીરની કૃશતા, માંસપેશીઓની શિથિલતા, યોગ્ય શારીરિક વજનનો અભાવ, હૃદય તેમજ ફેફસારૂપ પ્રાણાવયવોની મંદ અથવા રોગયુક્ત હાલત, રક્તની ન્યૂનતા, પાચનશક્તિની દુર્બળતા, બળ, ઉત્સાહ કે આશાહીન મનની દશા, શરીરની અંદરના રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ મજ્જા અને શુક્ર તથા સ્તન્ય-પય-આદિ ધાતુઓની અસવૃદ્ધિ અને અસામ્યતા માત્ર ચરબીનોજ અતિ વધારો ; અને અન્ય ધાતુઓની ક્ષતી, . આ બધા લક્ષણો સ્વલ્પ જીજીવિષાની પ્રત્યક્ષ

પ્રસવનું [illegible] વાસનાત્મક સ્થાન છે. સંસારની એ જીવન જ્યોતના છે. જેથી આ વૃત્તિ સ્ત્રી અને પુરુષ બન્નેમાં યથાવત્ પ્રમાણમાં [illegible] છે. મગજની અંદર આ વૃત્તિનું સ્થાન નં. ૮ વાળા પ્રદેશમાં છે. ( જુઓ ચિત્ર નં. ૧૯ તથા ૨૦ ) જ્યારે તેને દર્શાવનાર સામુદ્રિક લક્ષણોમાં નીચેની બાબતોનો સમાવેશ થાય છે.

૧. નં. ૮ વાળું મસ્તકની અંદરનું બરાબર સ્થાન ( જુઓ ચિત્ર નં. ૧૭. આંખ હોઠ અને ચિબુક તથા ગાલપર પ્રેમની અસર ).

૨. પૂર્ણ વિકસિત અને રસિક રસિલાં નયનો.

૩. સુંદર ભરાવદાર ભરેલ અને રક્તયુક્ત ગુલાબી ગાલ તથા બન્ને હોઠ અને તેની ઉપરનો અધર ભાગ.

૪. સુંદર ધારદાર પ્રમાણસરની ચિબુક.

૫. શરીરની અન્દરના સર્વ રીતે ભરેલ સુંદર કોમળ અને ગોળ તથા સુંદર ઘાટના સર્વ અવયવો

ધાર્મિક ક્રિયાનો આધાર એજ મદન વૃક્ષને આશ્રયેજ છે. કે જેના અભાવમાં પુરૂષને ષંઢ નપુંસક, બાયલો અને સ્ત્રીને વન્ધ્યા કે વાઝણી કહેવામાં આવે છે. સમગ્ર શરીર અને યુવાવસ્થાના બધા ભાવો દ્વારા સમગ્ર શરીરની પુષ્પવત્ ખીલવણીનો સમ્પૂર્ણ આધાર, આ પ્રેમ ભાવની મધુર અને દિવ્ય પ્રસાદિપરજ છે. યુવાવસ્થાના અભ્યુપગમ સાથે જ્યારે મહાન મદન દેવનું ધીરેધીરે સ્ફુરણ થવા લાગે છે. ત્યારે શરીરના ભાવો અને અંગ પ્રત્યંગો પણ તેની અત્યન્ત ગૂઢ વૃત્તિને આધીન થઇ, એક પછી એક ખીલવા લાગે છે. જે આખરે સ્ત્રી તેમજ પુરૂષ, કુમાર તેમજ કુમારીને તેઓની બાલ્યાવસ્થામાંથી પસાર કરી નવયૌવનના મહાન અદ્‌ભૂત-અલૌકિક-અવર્ણનીય-અને છેક અગમ્ય તથા અગોચર છતાં અત્યન્ત મોહક અને આકર્ષક કિનારાપર લાવી મુકે છે અને મુંઝવે છે. માનવ જીવનનો વસંત સમય અહીંયીજ શરૂ થાય છે. પ્રેમ પુષ્પના મધુર પરાગ માટે વિચરતા અનેક માનસ મધુકરોનો દિવ્ય ગુંજાર, આ અવસ્થામાજ મોહ-મદ અને માધૂર્યને પેદા કરી, ચારે તરફ લાવણ્યની લહેરો ફેલાવવા લાગે છે. યૌવનવસંતના અભ્યુપગમ સાથેજ પ્રેમોદ્યાનના મધુર માલીઓ, પ્રેમપુષ્પના પરમપાવન પરાગપૂર્ણ પૂર્ણાનન્દનું પાન કરવા માટે વિવિધ પુષ્પ પુંજોમાં પ્રેમોર્મિઓદ્વારા મધુર અને દિવ્ય સિંચનોનાં પ્રચાર કરવા લાગે છે. સમગ્ર વિશ્વરૂપ, પ્રેમોદ્યાનમાં કંઇ કંઇ અવનવા-પ્રેમકુંજે અને પ્રેમલત્તાઓના પૂણ્ય કલ્પનામય-પુંજો પલ્લવિત થવા લાગે છે. અને આખરે સમગ્ર વિશ્વ પ્રેમ, પ્રેમ અને પ્રેમનો પોકાર કરતું પ્રત્યક્ષ અનુભવાય છે. આવા દિવ્ય અને મધુર ભાવોને અનુભવવા માટે પ્રત્યેક સ્ત્રી પુરૂષના મસ્તકમાં—માનસિક પ્રેમભાવનું પ્રબળ અવયવ હોવાની ખાસ જરૂર છે. એજ વૃત્તિને આધીન બની, કુદરતની અતિ ગુઢ ઇચ્છાને વશ વર્તી સ્ત્રી પુરૂષો કે યુવાનો અને યુવતીઓમાં પરસ્પર એક બીજા તરફનું પ્રેમ આકર્ષણરૂપ પ્રેમવિદ્યુત પેદા થાય છે. જેને પરિણામે યુવાનો અને યુવતિઓ એક બીજાના પરિચયમાં આવવા માટે દિવ્ય રીતે લલચાય છે. પ્રેમીહૃદયોના આકર્ષણદ્વારા થયેલ સ્વાભાવિક ઐક્ય અને યોગ્ય સંવનન પરિશીલનને અંગે, પ્રેમની પરમ પવિત્ર ગ્રન્થીદ્વારા બન્નેના હૃદય-યુગલો એકત્રિત થાય છે. પણ આમ બને તે પહેલા પ્રેમવૃત્તિના અનેક સ્વરૂપોના જ્ઞાનથી તેઓએ વાકેફ થવાની ખાસ જરૂર છે. કામ મોહ અને પ્રીતિ એ ત્રણ આ વૃત્તિના સ્વરૂપ છે. પણ એજ વૃત્તિના અતિયોગ અને મિથ્યાયોગથી તેનાં અનેક સ્વરૂપો થાય છે.

## પ્રેમવિદ્યુતના પ્રવાહોનું મૂળસ્થાન અને સમગ્રજીવનપર તેની અસર.

(જુઓ ચિત્ર નં ૧૬) યુવાવસ્થાના આગમનની સાથે સ્ત્રી અને પુરૂષોના શરીરમાંથી પ્રેમવિદ્યુતના પ્રવાહોના જે આશ્ચર્યમય કિરણો ચારે તરફ ફેલાવા લાગે છે, તેઓનું મૂળ સ્થાન આ સાથેના ચિત્રમાં દર્શાવવામાં આવેલ છે. Electric Battery of Love પ્રેમવિદ્યુતનો પ્રબળ નીધિ મનુષ્યના મસ્તકમાં આ ચિત્રની અંદર બતાવેલા સ્થાનમા સંગ્રહી રાખવામાં આવેલ છે, જે કુદરતની ઇચ્છા પ્રમાણે યોગ્ય ઉમરે આવ્યા પછી પોતાના અનેક વિધ પ્રવાહોનો પ્રભાવ એકદમ જણાવવા લાગે છે. તેની અંદરથી પ્રસરેલા પ્રેમવિદ્યુતના કિરણોના પ્રવાહો માનવ મસ્તકની દરેકેદરેક શક્તિ તરફ પ્રસરી, પ્રત્યેક શક્તિને જીવન, પુષ્ટિ, ઉત્સાહ, આનંદ, બળ, માધૂર્ય અને રસ સમ્પત્તિ આપવામાં કેટલો બધો પ્રતાપી અને પ્રબળ ભાગ ભજવે છે, તે સાથેના ચિત્રથી બહુજ સુંદર રીતે માત્ર સ્વલ્પ દર્શનથીજ સમજમા ઉતરી શકે એવું એ બુદ્ધિગમ્ય ચિત્ર છે. ઉત્તમ આર્ટિસ્ટીક ટેસ્ટદ્વારા ચિત્રકારો એક સામાન્ય ચિત્રદ્વારા પણ કેટલું બધું મહત્વપૂર્ણ શિક્ષણ આપી શકે તેનો આ ચિત્ર એક અજબ નમુનો છે. આ ગ્રન્થના પ્રકરણ ત્રીજાની અંદરના લગભગ એક સો પૃષ્ઠની અંદર વર્ણવવામાં આવેલ ભાવોનો માત્ર આ એક નાના સરખા ચિત્રમાં સમાવેશ કરવામા આવેલ છે. મનુષ્યની આ પ્રેમ વૃત્તિનું સ્થાન, જો યથાવત્ ખીલેલું હોય અને તેની યથાયોગ્ય સંતુષ્ટિ અને સંતૃપ્તિ માટે તેને યોગ્ય પાત્ર વિશ્વમાં મળેલું હોય, તો તેવા સ્ત્રી અથવા પુરૂષનું જીવન, જીવનની પ્રત્યેક શાખા પ્રશાખાઓમા અનેક રીતે પ્રફુલ્લિત થઇ ફુલે અને ફલે છે. (જુઓ ચિત્ર નં. ૧૬) જ્યારે આ પ્રબળ ભાવમાં સ્ત્રી અથવા પુરૂષ કોઇને પણ નિરાશા મળે છે ત્યારે જીવનની અનેક શાખા પ્રશાખાઓ કેવળ રૂપ ન૯ હાલને પ્રાપ્ત થાય છે.

કામભોગ પરાયણવૃત્તિ અથવા શિશ્નોદરપરાયણવૃત્તિવાળા સ્ત્રી પુરૂષો—જેઓમાં નં. ૨ ક્ષુધા. નં. ૩ પિપાસા. અને નં. ૮ કામવાસના આદિ ત્રણે વૃત્તિઓ અતિ પ્રબળપણે પ્રવર્તિ રહેલી હોય છે. તેઓનાં જીવન ખરેખરે શિશ્નોદર પરાયણવૃત્તિવાળાંજ જણાય છે: ઉપરોકત ત્રણે વૃત્તિઓના સ્થાનોની પ્રબળતા એજ કામભોગ પરાયણતાનાં મુખ્ય ચિન્હો છે. વિષયાધિનતા, ઇન્દ્રિય—આરામીપણું, એ કાંઇ મનુષ્યના મગજની કોઇ એક ખાસ ગુણ શક્તિ કે વૃત્તિ નથી. પણ શબ્દ, સ્પર્શ રૂપ, રસ ગંધ, સંગીત, શૃંગાર, નૃત્ય, કામાસક્તિ, વિષય લોલુપતા આદિ શક્તિ કે વૃત્તિનાં અતિ પ્રબળ પ્રભાવને આધીન થઇ વર્તવાની દશા એજ વિષયાધિનતા છે. આ સાથેનાં ચિત્રમાં પ્રબળ ક્ષુધાપિપાસા અને કામવાસનાના અવયવોનાં સ્થાન, અને તેવા માણસોના મુખ, મસ્તક ચિબુક, નાસિકા, ચક્ષુ, ઓષ્ઠ આદિ ભાગો કેવા પ્રકારના હોય છે તે બહુજ સ્પષ્ટ રીતે દર્શાવેલું છે. (જુઓ ચિત્ર નં. ૧૯ તથા ૩૨) જાડા હોઠ, ભરાવદાર ચિબુક, વિશાળ ટેરવાંવાળું અને જાડા નસકોરાવાળું નાક, કામી આંખો, અને બુદ્ધિશક્તિઓની સામાન્ય ન્યૂનતા દર્શક અગ્ર કપાળનો ટુંકો પ્રદેશ અને મસ્તકનો પાછળનો તળીયાંનો અતિ ભરાવદાર ભાગ, એ કામભોગ પ્રિયતાની પ્રબળ હાલતનો અતિ પ્રબળ, સ્પષ્ટ અને પ્રત્યક્ષ પુરાવો છે. જ્યાં જ્યાં આવા ચિન્હો જોવામાં આવે, તે તે સ્ત્રી અથવા પુરૂષો હમેશાં ઉપર દર્શાવેલા અનિષ્ટભાવોથી હમેશાં પ્રબળપણે પ્રેરાયેલા રહે છે. જેથી તેવા સ્ત્રી પુરૂષોના સહવાસ, સંયોગ કે પરિચયમાં આવતાં પહેલાં અને આવ્યા પછી પણ ખાસ સંભાળ રાખવાની જરૂર છે. ખાસ કરી લગ્ન સંબંધી પસંદગીના વિષયમાં ઉપર જણાવેલા ભાવો અને લક્ષણોવાળાં સ્ત્રી પુરૂષોનો બનતાં સુધી ત્યાગજ કરવો જોઇએ. આ આકૃતિ એક વખત બરાબર ધ્યાનમા રાખ્યા પછી કદી પણ ભૂલાય તેમ નથી.

જ્યારે ચિત્ર નં. ૧૮. પણ એજ નં. ૮ વાળી કામવાસનાની વૃત્તિની અતિ પ્રબળતા તથા નં. ૨૧ આત્મનિષ્ઠાની વૃત્તિની મંદતાને છેક ઉપરના ભાગમાંના બેઠેલા પ્રદેશોદ્વારા પાછળથી જોતાં સ્પષ્ટ દર્શાવે છે. તે પર પણ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. જ્યારે ચિત્ર નં. ૨૦ પ્રેમવૃત્તિની પ્રબળતાને દર્શાવે છે ત્યારે તેનીજ સામેની બાજુમાં આવેલ ચિત્ર નં. ૨૨ માં સ્ત્રીના મગજનો તેજ ભાગ મંદ પ્રમાણનો જોવામાં આવે છે, જે બન્ને ચિત્રોની તુલના કરવાથી બરાબર સ્પષ્ટ વિદિત થઇ શકે તેમ છે. આવી આકૃતિ, નિષ્કામવૃત્તિની પ્રત્યક્ષ મૂર્ત્તિ છે.

જ્યારે ચિત્ર નં. ૨૧ ખાસ વિચિત્ર પ્રકારના રહસ્યથી પૂર્ણ છે, સાંસારિક અને નૈતિક સુધારણાના પ્રવર્તકો, ઉપદેશકો અને શિક્ષકો, દુનીયામાંથી વિષયવાસના અને દુર્ગુણને દૂર કરવા માટે પોતાની કલ્પનામાં આવે તેવા ઘોડાઓ દોડાવી કેવી રીતે અનેક પ્રકારના વિવિધ પણ અયથાર્થ ઉપચારો, રોગને યથાવત્ સમજ્યા વિના કર્યે જાય છે તેનું પ્રત્યક્ષ-તાદૃશ ચિત્ર રજુ કરે છે.

૧ કોઇ કહે છે સુગંધી પદાર્થોનો શોખ વિષયવાસનાને જાગ્રત કરે છે.

૨ કોઇ કહે છે કે તેજી અને ગરમ પીણાં તથા વિવિધ પ્રકારના પુષ્ટિકારક ખોરાકો કે પાકોનું સેવન, અને રસાયન-ઔષધોનો ઉપયોગ એ વિષય લોલુપતાનું કારણ છે

૩ કોઇ કહે છે કે બધો વિકાર માત્ર દૃષ્ટિમાંજ આવી રહેલ છે, તેટલા માટે સ્ત્રીનું પ્રેક્ષણ પણ નહિ કરવું, નીચી દૃષ્ટિ રાખી ચાલવું.

૪ કોઇ કહે છે એકાન્ત વાસ અને સ્ત્રીઓના સહવાસનોજ બીલકુલ ત્યાગ કરવાથી જ માણસ શુદ્ધ રહી શકાય છે.

૫ જ્યારે કેટલાક તો એવા વિચારના પણ જણાય છે કે અતિ સુંદર કપડાં કે આભૂષણ કે તેવાં અન્ય સાધનો પાછળની અતિ ટીપટાપ એજ વિષયોપભોગ કે સેવાને વધારનાર છે માટે તેનેજ મૂળમાંથી બંધ કરવાની જરૂર છે

૬ વળી કેટલાકનું એવું કહેવું થાય છે કે યોગ્ય બ્રહ્મચર્યનું સેવન અને પૂર્ણ સંધ્યોપાસના, ઇશ્વર-સ્તુતિ ભક્તિ અને ધર્મપરાયણતાના યોગ્ય નિયમોનું પાલન કરવાથી આ મહાન આસમવૃત્તિ વશમાં

લાવી શકાય છે માટે બ્રહ્મવ્રત ઉપવાસ, અનશનવ્રત, એકટાણા, અલ્પાહાર, પ્રાણાયામ, યોગ્ય વ્યાયામ, આદિનું યથાવત્ સેવન કરવું વધારે લાભદાયક છે.

૭ કોઇ કહે છે નગર કે ગામમા વાસજ ન કરવો. અરણ્ય ગમન કરી, જંગલમાંજ રહેવાથી વિષયવાસના તદન મરી જશે.

૮ જ્યારે કેટલાક આગળ વધેલા વિચારકો તો તેમજ જણાવે છે કે નાની ઉમરમાંથીજ બાળકો અને બાળીકાઓને સાથેજ રાખી શિક્ષણ આપવામા આવે તો તેવા કોઇપણ પ્રકારના અયોગ્ય વિકારોને અવકાશે જન્મ આપવાના કારણો જ નહિ રહે.

૯ કેટલાક કહે છે કે કામવાસનાને માનસિક સંકલ્પોજ આ બધા સંતાપનુ મૂળ છે માટે મનના વેગનેજ રોકવાની જરૂર છે પણ આ બધા ઉપાયો મૂળ રોગની યથાવત્ ચિકિત્સા કરવામા તદન નિરર્થક નિવડયા છે કારણ સંસારસુધારકો અને ધાર્મિક ઉપદેશકો આ વિષયવાસનાના મૂળસ્થાનનેજ હજી સુધી ઓળખી શકયા નથી અને તેથી અંધારે ઘા મારી રહ્યા જેવુ વર્તન થતાવી રહ્યા છે. કામવૃત્તિરૂપ પ્રબળ રાક્ષસને સતાઇ રહેવાના ગુપ્ત આવાસ તરફ, એક પણ બાણ પહોંચી શકયું નથી. કે ફેંકી શકાયુ નથી એ આ ચિત્રદ્વારા સ્પષ્ટ જણાય છે.

ચિત્ર નં ૨૧ મા નબર આઠ વાળો ગોળ ચક્રની અંદરના સ્થાનવાળો પ્રદેશ, કામવાસનાથી અતિ પ્રબળ-વૃત્તિના અવયવને દર્શાવે છે. જે પુરૂષોનું એ સ્થાન અતિપ્રમાણમા વધેલું હોય છે, તેઓને આ વૃત્તિને વશમાં લાવવાનું કાર્ય મહા વિકટ જણાય છે તેનો વેગ તેઓનાથી સહન થઇ શકતો નથી અને જો નૈતિક અને ધાર્મિકવૃત્તિઓના અવયવો મંદ ન્યૂન કે સાધારણ હોય અને બુદ્ધિ શક્તિઓની પણ તેવીજ મદ હાલત હોય-તો આવા મનુષ્યો લપટ, વિષયી, કામી, વ્યભિચારી અને ભ્રષ્ટાચારી પણ થઇ જાય છે વેશ્યાગમન, વેશ્યાઓનો અતિ વધારો, ચાંદી પ્રમેહ આદિ દુષ્ટ રોગોની દિનપ્રતિદિન વધતી જતી સંખ્યા અને તેના ઉપચારો માટે વિવિધ પ્રકારની કરવામા આવતી ખર્ચાળ શોધો અને ઉપચારોની પદ્ધતિઓ, આવા બધા વિચિત્ર અને અનિષ્ટ પરિણામો, આ એકજ વૃત્તિના અતિયોગ મિથ્યાયોગ અથવા વિષમયોગને લીધેજ થાય છે

મસ્તકની અંદરના માનસિક અવયવો, તેઓની સ્થિતિ તથા ઉશ્કેરણીના કારણો અને તેને સુધારવાની યથાયોગ્ય પ્રથા, જ્યા સુધી માનવસમાજ મસ્તકવિદ્યાની પદ્ધતિને યથાવત્ સમજી નહિ સ્વીકારે, ત્યા સુધી કંઇ પણ યથાવત્ રીતે થઇ શકનાર જ નથી છતા આવા અવયવના સ્થાનની સામાન્ય અવલોકન દ્વારા પરીક્ષા કરતા સ્ત્રી પુરૂષો શીખે, તો અનેક પ્રકારના અનિષ્ટ પરિણામોથી બન્ને વર્ગ બચતા રહે એ તદન સ્પષ્ટ છે.

૯. દામ્પત્ય સ્નેહની પરમ પવિત્ર ગ્રંથી દ્વારા સ્ત્રી પુરૂષ-બન્ને એકત્ર થાય છે લગ્નના દઢ બંધનથી, સ્નેહની મજબુત સાંકળથી પ્રેમના પ્રબળ ધારાથી, બન્નેએ એકત્ર થવુ, એ કુદરતની ભવ્ય ઇચ્છા છે. અને એટલાજ માટે એ એકત્ર થવારૂપ-દામ્પત્ય સ્નેહભાવની પ્રબળ ઇચ્છાને, સ્ત્રી તેમજ પુરૂષ બન્નેના મસ્તકમા પ્રકટ કરવામાં આવેલ છે (જુઓ ચિત્ર નં. ૨૩) આ બન્ને ભાવો, સ્ત્રી તેમજ પુરૂષ બન્નેમા યથાયોગ્ય પ્રબળ પ્રમાણમા હોવાની જરૂર છે કારણ પ્રબળ પ્રેમ અને પ્રબળ દામ્પત્ય સ્નેહને આધારેજ સમગ્ર સંસારનુ ચક્ર ટકી રહ્યુ છે. સુરક્ષિત થઇ નિરંતર પ્રવર્તિ રહેલુ છે. આ વૃત્તિના અભાવમા ( જુઓ ચિ નં ૨૫ ) સ્નેહ દામ્પત્યજીવન, ગૃહસ્થાશ્રમના અનેક પ્રકારના સુખો અને અપત્યોત્પાદન આદિની અનુપમ વિધિઓ તેમજ દિવ્ય ગૃહનિવાસેચ્છા, શુદ્ધ સ્વદેશાનુરાગ અને મૈત્રી તથા તત્પરાયણતા આદિ દિવ્ય સાંસારિક લાગણીઓના દર્શન પણ થવાનો સંભવ ક્યાંથી હોય ? સમસ્ત સંસાર ચક્રનો આધાર, ગૃહજીવનનો પાયો, અપત્યોત્પાદનની મૂખ્ય ભૂમિકા આદિનો બધો ઠાઠ ઠેઠ સુધીર, આ દામ્પત્યજીવન પરજ અવલંબી રહેલ છે દામ્પત્યજીવન વિના, સ્ત્રી અને પુરૂષોના પૃથક પૃથક જીવન કેવળ નિર્માલ્ય, શુષ્ક, કઠોર, તદન નિરસ અને પાલવિનાના મોળા કંસાર જેવા ફીકા જણાય છે આમ ન થાય માટે સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગમા આ વૃત્તિ પ્રબળ પ્રમાણમાં હોય એજ ઉમેરા ઇચ્છવા યોગ્ય છે...

જેઓમાં પ્રબળ હોય છે તેઓમાં નં. ૭ વાળો ભાગ વધેલો હોય છે. જ્યારે ન્યૂન વૃત્તિવાળાઓનું તેજ સ્થાન અપૂર્ણ હોય છે. ( જુઓ ચિત્ર નં. ૨૪, ૨૫. )

૧૦ વાત્સલ્ય સ્નેહની વૃત્તિ પણ-સ્ત્રી પુરૂષ બન્ને વર્ગમાં યથાવત્ પ્રમાણમાં હોવાની જરૂર છે. કારણ સંભોગ ક્રિયા, ગર્ભાધાન, ગર્ભ સંશુદ્ધિ પ્રજોત્પાદન. અને પ્રજાનું પોષણ રક્ષણ, વર્ધન, અને શિક્ષણ આદિ સદ્‌ભાવો, બન્નેની આ વૃત્તિ ઉપરજ અવલંબી રહેલા છે. ખાસ કરી સ્ત્રી વર્ગની અંદર આ વૃત્તિ ઘણાજ પ્રબળ પ્રમાણમા હોય છે અને ખાસ હોવાની જરૂર પણ છે. કારણ બાળગર્ભનું યથાયોગ્ય વિધિપૂર્વક નવમાસ સુધી મહાકષ્ટ પુર્વક ધારણ, સંવર્ધન અને પોષણ આદિ ગંભીર કાર્યો તેણેજ સંભાળવાનાં હોય છે. પ્રજા પેદા થયા પછી પણ તેને યથાવિધિ ઉછેરવાનું તેમજ, ખાન, પાન સ્નાન તેલ મર્દન, સંચાલન; દુગ્ધ કે સ્તનપાન, આદિ સર્વ કાર્યો, પોતાના સુખ અગવડ નિદ્રા આદિના મહા ભોગે અને અનેક સંકટો વચ્ચે તેણેજ કરવાના હોય છે. આ બધા કાર્યો. વગર વિલંબે અને વગર સંકોચે પ્રેમપૂર્વક કરવા માટે તેની બધી પ્રવૃત્તિઓને વાત્સલ્ય સ્નેહની પ્રબળ વૃત્તિદ્વારા દીર્ઘ કાળ પર્યન્ત પ્રેરાયેલી રાખવાની ખાસ જરૂર પડે છે, અને તેને ત્યારેજ સુખચેન અને સંતોષ વળે છે. આટલા વાસ્તે ઈશ્વરીય દસ્તુરને અનુસરી, સ્ત્રી વર્ગમા એ વૃત્તિને ખાસ પ્રબળ પ્રમાણમાં અર્પણ કરવામા આવેલ છે (જુઓ ચિત્ર. નં. ૨૩) ( મા તે મા. ચિત્ર નં ૩૩ ) અને આવી પ્રબળ વૃત્તિવાળી યુવતિઓજ યોગ્ય માતા થવાને લાયક છે. પુરૂષ વર્ગમા આ વૃત્તિ સામાન્ય હોય છે. અને તેમ થાય એ કેટલેક અંશે જો કે તદન સ્વાભાવિક છે. પણ તેટલા વાસ્તે પુરૂષોમા એ વૃત્તિ હમેશા સામાન્યજ હોવી જોઇએ એમ માનવાનું કંઇ પણ કારણ નથી; અનેક પુરૂષોમાં પણ સ્ત્રીઓની માફકજ આ વૃત્તિ પ્રબળ પ્રમાણમા હોય છે. અને તેથી પોતાના બચ્ચાઓનાં સુખ-વૈભવ અને આનંદોને ખાતર અનેક પ્રકારના સંકટોને સહન કરી, આત્મ સુખો અને સગવડોનો ત્યાગ કરી; કેવળ પોતના બાળકોનાં સુખ સગવડ અને આરોગ્ય, આદિના હિતમાર્ગોને ગ્રહણ કરવા માટે હમેશાં તત્પર બન્યા રહે છે. આવા સ્વભાવના સ્ત્રી પુરૂષોના મસ્તકો ચિ. નં. ૨૩ તથા ૨૬ મા દર્શાવ્યા પ્રમાણે વાત્સલ્ય સ્નેહના સ્થાનમાં પ્રબળ રીતે વધેલા હોય છે. કૃષિ, ગોરક્ષા અને પશુપક્ષિના પાલનરૂપ સર્વ કાર્યોને યથાવિધિ પ્રવર્તાવનાર પણ આ વાત્સલ્યસ્નેહની દીવ્ય વૃત્તિજ છે, નાના નાના પક્ષીઓને ફળફુલ આપી ઉછેરવાનું, નાના વાછરડાઓને ધવરાવી ન્હવરાવી સાફસુફ રાખવાનું, ગૃહ પશુઓ જેવાં કે ગાય, ભેંસ, ઘોડા, કુતરાં, કુરકુરીયાં, વાનર, ૫પી, આદિ. તેમજ મેનાં પોપટ, ચંડુલ, કબુતર, કાકાકૌવા, તિત્તર, મોર હંસ, આદિ પક્ષીઓને ચારો પાણી આદિ આપી ઉછેરવાનું તેમજ વ્હાલપૂર્વક તેઓ પ્રત્યે વર્તવાનું શીખડાવનાર, આ વાત્સલ્યસ્નેહનીજ વૃત્તિ છે. વિશ્વની સમગ્ર બાળ પ્રજાઓનું રક્ષણ કુદરતે અર્પણ કરેલી આ " Maternalinstinct " વાત્સલ્યભાવની વૃત્તિનેજ આભારી છે. સમગ્ર બાળ જગતની એ ધાત્રી છે. "અમે ધાત્રીઓ સંસારની કહેવાઇએ રે લોલ" સ્ત્રીઓ, જગતની ધાત્રીઓ પણ આટલા માટેજ કહેવાય છે અને એ ખરેખર છે નાની કુમારી કન્યાઓ બાળપણામાંથીજ રમત ગમતની અંદર ઢીંગલા ઢીંગલીને ન્હવરાવવા, ખવડાવવા અને હીંચોળવા આદિનો જે સર્વ ક્રિયાઓ રમતગમત રૂપે કરે છે. તે સર્વ ભાવોનાં મૂળ, એ બાળાઓને તેમની માતાઓ તરફથી જન્મથીજ અર્પણ કરવામા આવેલ પ્રબળ વાત્સલ્યભાવની વૃત્તિની અંદર સમાયેલાં હોય છે. જે કન્યા, યુવતી કે સ્ત્રીની અંદર આ ભાવ પ્રબળ પ્રમાણમાં કે યથાયોગ્ય પ્રમાણમાં હોય તેજ ખરેખર માતા થવા માટે પરણવાને અને પરણાવવાને લાયક ગણાવી જોઇએ પણ જે બાળાઓ કન્યાઓ કે યુવતિઓનાં મસ્તકમાં આ નં. ૧૦ વાળી વાત્સલ્ય સ્નેહની વૃત્તિના સ્થાન અંદ ન્યૂન કે અપૂર્ણ અંશે પ્રકટ થયેલા હોય છે. ( જુઓ ચિત્ર નં. ૨૫ ) તેઓ માતા થવા માટે તો લાયક નજ ગણી શકાય. જે પ્રમાણે સ્ત્રી વર્ગની અંદર પ્રેમભાવ નં. ૮. દામ્પત્યસ્નેહ નં. ૯. અને વાત્સલ્યસ્નેહ નં ૧૦. આદિ સ્થાનોવાળો મસ્તકનો ભાગ સારા પ્રમાણમા ખીલેલો હોવાની જરૂર છે. તેજ પ્રમાણે પુરૂષ વર્ગની અંદર પણ એ ભાગો યથાયોગ્ય પ્રમાણમા ખીલેલા હોવાની પણ ખાસ જરૂર છે. જે પુરૂષ વાત્સલ્યસ્નેહનોજ ભાવથી પૂર્ણ ન હોય તે કદીપણ પોતાની સંતતીને યથાવત્ ઉછેરવાનો, તેઓનું રક્ષણ કરવાની, તેઓને શિક્ષણ આપવાની અને મોટી ઉમ્મરે પહોચતા સુધી તેઓના પ્રત્યેના પિતા તરીકેના બધા ધર્મો યોગ્ય રીતે બજાવવામા કદીપણ વાત્સલ્યભાવની યથાર્થ વૃત્તિથી પ્રવર્તિ શકતો નથી. જેથી આવા પુરૂષો પિતા કે પતિ તરીકે સર્વાંશે લાયક ગણવા

યોગ્ય તો નજ લેખી શકાય. સ્ત્રી અને પુરૂષના સાંસારિક અનેક સંબંધોને યથાવત્ નિભાવવા માટે બન્નેમાં એ સાંસારિકભાવો યોગ્ય પ્રમાણમાં હોવાજ જોઇએ. જ્યારે પતિ અથવા પિતા થવા યોગ્ય પુરૂષની અંદર તો યોગ્ય વાત્સલ્યભાવ હોવાની ખાસ જરૂર છે.

વાત્સલ્યભાવ પૂર્ણ પતિ અથવા પિતા થવા યોગ્ય પુરૂષનું મસ્તક કેવા પ્રકારનું હોય તેનું યથાર્થ દર્શન ચિત્ર નં. ૨૬ માં આપવામાં આવેલ છે. એ પરથી જણાશે કે આવા પુરૂષનું મસ્તક નં. ૧૦ વાળા સ્થાનમાં બરાબર ગોળ અને ભરાવદાર હોવું જોઇએ. જેઓમાં એ સ્થાન બરાબર ખીલેલું હોય છે તેઓ ખરેખર પિતૃના સ્થાનને માટે વધારે લાયક ગણાવા યોગ્ય છે: અને જો આ વાત્સલ્યભાવની પૂર્ણ વૃત્તિ સાથે યથાર્થ પ્રેમભાવ, વિશુદ્ધ દાંમ્પત્યસ્નેહ, સુંદર ગૃહ અનુરાગ. નિર્મળ મૈત્રીભાવ, શુદ્ધ યશાભિલાષ, યોગ્ય સ્વમાન અને સુંદર તત્પરાયણતા આદિ વૃત્તિઓ અને લાગણીઓનાં સ્થાનો ખીલેલાં હોય, તો તેવા પુરૂષો પતિ અને પિતા તરીકે સર્વ રીતે યોગ્ય ગણી શકાય. આવા પુરૂષોના મુખ પણ સુંદર મધુર અને સ્નેહાળ હોય છે. અને તેઓની આંખો પણ મધુર વાત્સલ્ય સ્નેહના ભાવપૂર્ણ હોય છે. ચિત્ર નં. ૨૬ આવા બધા ભાવોનું યથાવત્ દર્શન આપે છે: પ્રબળ વાત્સલ્યભાવ પૂર્ણ પુરૂષનું મુખ અને મસ્તક કેવા પ્રકારનું હોવું જોઇએ તેનો એ પ્રત્યક્ષ નમુનો છે. પણ જે સ્ત્રી પુરૂષો ઉપર જણાવેલ વૃત્તિઓની ખામીવાળા હોય છે તેઓ કદી પણ પોતાનું પિતા, કે માતા તરીકેનું કર્તવ્ય યથાવત્ બજાવી શકતા નથી. ( જુઓ ચિત્ર નં. ૨૭ વાત્સલ્ય સ્નેહની મંદતા કામવૃત્તિની અધિકતા. ) કુમારીકાઓ અને યુવતીઓએ, પોતાના તેમજ પોતાની ભાવી સંતતીના સુખો ખાતર કેવા પ્રકારના ગુણધર્મવાળા વ્યક્તિની કેવી રીતે પરિક્ષા કરવી, તેની આ સ્થળે એક ઘણીજ યોગ્ય અને આવશ્યક માર્ગદર્શક સૂચના કે ઉપદેશ છે, જેનો, યથાસમયે ઉપયોગ કરતાં કદી પણ ચુકવું નહીં જોઇએ. કારણ પ્રેમ, સંવનન, પરિશીલન, લગ્ન, દાંમ્પત્યધર્મ અને સ્ત્રી તેમજ પુરૂષોનું સૌન્દર્ય અને આરોગ્ય આદિ સર્વ સાધન સમ્પત્તિનો ઉપયોગ, ઉત્તમ પ્રજાને પેદા કરવાની અંદરજ સમાયેલો છે. એ સર્વ સાધનોનો ઉદ્દેશ કવિશ્રી ન્હાનાલાલે, કહ્યું છે તેમ "માનવ વેલના ફુલન અને ફલન" કાજે છે, માટે એ ભાવોની યથાર્થ પરીક્ષા કરતાં શીખવાની સ્ત્રી તેમજ પુરૂષ બંને વર્ગને ખાસ જરૂર છે.

૧૧. મૈત્રીભાવ અથવા સખ્ય. આ વૃત્તિ પણ સ્ત્રી પુરૂષોમાં યોગ્ય પ્રમાણમાં હોવાની જરૂર છે. નાતિ, જાતિ, કુટુંબ, સમાજ, સોસાઇટી, મંડળ, કલબો વગેરેનાં સર્વ બંધારણોનો પાયો, માનવ પ્રકૃતિની આ વૃત્તિ ઉપર રચાયેલો છે. સ્ત્રી વર્ગની અંદરના બહેનપણા અગર સખીભાવ પણ આ વૃત્તિનેજ આભારી છે અને તે ખાસ જરૂરની એક સાંસારીક વૃત્તિ છે. અનેક પ્રકારના સ્ત્રી પુરૂષોના સહવાસમાં આવવાથી અનેક જાતનું નવું નવું જોવાનું, જાણવાનું, શીખવાનું, જન સ્વભાવની પરીક્ષા કરવાનું તેમજ પરસ્પર સહાયભૂત થવાનું અથવા એક બીજાને સારે માઠે પ્રસંગે મદદગાર બનવાનું બની શકે છે. સંસારમાં આ વૃત્તિના પણ અનેક પ્રકારના ઇષ્ટ તેમજ અનિષ્ટ પરિણામો થાય છે પણ તેથી કાંઇ તેની જરૂરીઆત ઓછી થતી નથી. કોઇ પણ વૃત્તિના મિથ્યા યોગથી કે મંદયોગથી નુકસાન છે. પણ યથાર્થ ઉપયોગથી તો હમેશાં સુખ અને આનંદજ મળે છે. સ્ત્રી અને પુરૂષ બન્નેમાં આ વૃત્તિના યથાર્થ પ્રમાણની જરૂર છે. છતાં કોઇમાં જરા મંદ પ્રમાણમાં હોય તો તે કાંઇ મોટા દોષ ગણાવા યોગ્ય નથી.

૧૨. ગૃહાનવાસેચ્છા અને સ્વદેશાનુરાગ—આ પણ એક મનુષ્યના મનની અજબવૃત્તિ છે. સ્ત્રી અને પુરૂષ બન્નેનાં મસ્તકોમાં પ્રભુએ આ વૃત્તિને યોગ્ય પ્રમાણ યોજેલી હોય છે. કેટલાંક પશુ અને પક્ષીઓનાં મસ્તકમાં પણ એ વૃત્તિઓનાં સ્થાન યોગ્ય પ્રમાણમાં હોય છે, જેથી તેઓ પોતાનાં બચ્ચાઓનાં પ્રસવ, રક્ષણ અને પોષણ આદિ કાર્યો માટે યોગ્ય માળાઓ અને બોંયરાઓ વિગેરેની યોજના કરે છે. માનવ સમાજની અંદરની આ વૃત્તિને પરિણામે મોટાં મોટાં મંદીરો, મહેલો અને વાડીબગીચા યુક્ત સર્વ સ્થાનોથી પૂર્ણ નાના નાના ઝુંપડાંઓથી માંડીને છેક મોટાં મોટાં ગહેરોની સર્વ યોજનાઓ, રચનાઓ અને ઠાઠમાઠો, આ ગૃહનિવાસેચ્છા, સહવાસ પ્રિયતા ( મૈત્રીભાવ ) અને સ્વદેશાનુરાગ અથવા જન્મભૂમી વાત્સલ્યની આ દિવ્ય વૃત્તિના પ્રતાપેજ યોજાયેલાં છે. આટલા માટે સ્ત્રી અને પુરૂષ બન્નેના મસ્તકમાં આ વૃત્તિ પણ યોગ્ય પ્રમાણમાં હોવીજ જોઇએ. ચિત્ર નં. ૨૮

ઘરસાંસારિક વૃત્તિઓની

પરિક્ષા

SOCIAL and DOMESTIC

GROUP

of

FEELINGS

"જીવન રહસ્ય" પ્રકરણ ૫ માટે



ન ૧૬ સમગ્ર જીવનપર પ્રેમની અસર



ન ૧૫ ઘરસાસારિક લાગણી-ઓનો પ્રદેશ (ન ૮ થી ૧૩)



ન ૧૭. આંખ, ઓષ્ઠ અને ચિબુક પર પ્રેમની અસર




ન ૧૮ કામ વૃત્તિનો અતિયોગ એજ લંપટતા

| |
|---|
| ન. ૮ પ્રેમભાવ |
| ન ૯ દામ્પત્યસ્નેહ |
| ન ૧૦ વાત્સલ્યસ્નેહ |
| ન ૧૧ મૈત્રીભાવ |
| ન ૧૨ ગૃહનિવાસેચ્છા |
| ન ૧૩ તત્પરાયણતા |




ન ૧૯ ભયંકર કામ ક્રોધ યુક્ત આકૃતિ



ન ૨૦ પ્રબળ પ્રેમભાવ.



ન ૨૨ મંદ પ્રેમભાવ



ન ૨૩ પ્રબળ દામ્પત્યસ્નેહ ન ૯



ન ૨૧ સાંસ્રપાત્રું



ન ૨૪ અને ૧૦મંદવાત્સ




ન ૨૬. પ્રબળ વાત્સલ્યભાવ.



નં. ૨૪ પરસાંસારિક લાગણીઓનો પ્રદેશ અને તેની આંખ પર થતી મધુર અસર



નં. ૨૭. મંદ વાત્સલ્યભાવ.



ન. ૨૮. પ્રબળ ગૃહનિવાસેચ્છા.



ન. ૨૯ મંદ ગૃહનિવાસેચ્છા.



ન. ૩૦ શ્રીભાવયુક્ત મુખ અને મસ્તક




નં. ૩૨ Eat, Drink & Be merry or Never think of to morrow Man



નં ૩૧. પ્રબળ પુરુષ ભાવયુક્ત મુખ અને મસ્તક

# ખાસ સમજપૂર્વક ધ્યાનમાં રાખવા યોગ્ય



## ઘરસાંસારિકલાગણીઓ સંબંધી સૂચનાઓ.



૧ ઘર સાંસારિક સર્વ લાગણીઓનો મૂળપાયો વિશુદ્ધ પ્રેમભાવ છે પ્રેમભાવ જ્યાંસુધી પ્રકટ ન થાય ત્યાં સુધી લગ્ન કરવા એ નિષિદ્ધ છે

૨ અતિ પ્રેમાસક્તિ, વિષયાન્ધતા, લંપટતા એ નં ૮ વાળી વૃત્તિનો મિથ્યા યોગ છે જેથી જે સ્ત્રી પુરૂષોમાં નં ૮ વાળું સ્થાન અતિ પ્રમાણમાં વધેલું હોય, તેવા સ્ત્રી પુરૂષોએ લગ્ન સબંધથી એ સ્થાનની મંદતાવાળા સાથે કદી પણ જોડાવું નહીં જોઇએ

૩ પ્રેમનો ઉદ્દેશ લગ્નની અંદરજ સમાયલો છે કે જે હમેશા એકાન્તિક સ્નેહભાવયુક્ત અર્થાત્ અવ્યભિચારિ પ્રેમભાવયુક્તજ હોવો જોઇએ

૪ આ નં ૯ વાળી વૃત્તિની ખામી—એજ વ્યભિચાર વૃત્તિ એજ અનૈકાન્તિક સ્નેહભાવ છે એટલા માટે તેવા સ્વભાવના સ્ત્રીપુરૂષોને પસંદ કરતાં પહેલાં સાવધ રહો

૫ પ્રેમ અને લગ્ન, એ બન્નેનો ઉદ્દેશ વાત્સલ્યસ્નેહના પોષણ અર્થે છે

૬ જે સ્ત્રી અથવા પુરૂષમાં એ પ્રેમભાવ મંદ પ્રમાણમાં હોય તે પણ સાંસારિક જીવનને માટે યોગ્ય ગણી ન શકાય, છતાં એ ભાવની સામાન્ય હાલત એ કાંઇ મોટો દોષ નથી

૭ યોગ્ય મનોભાવની સ્ત્રીપુરૂષ બન્નેને જરૂર છે

૮ ગૃહનિવાસેચ્છની પ્રબળ લાગણી સ્ત્રીપુરૂષ બન્નેમાં યથાયોગ્ય પ્રમાણમાં હોવી જોઇએ

૯ જ્યારે પ્રેમ, લગ્ન દામ્પત્યજીવન વાત્સલ્યસ્નેહ મૈત્રી આદિ કૌટુંબિક સમ્બન્ધો તેમ જ સ્વદેશ અને સ્વજન્મભૂમી આદિનો સ્નેહ વિગેરે ભાવો જાગવી તેમજ ટકાવી રાખવા માટે યોગ્ય તર્કનિયબતાની બન્ને વર્ગને યથાવત જરૂર છે

૧૦ ઉપર્યુક્ત સર્વ માનસિકભાવો મનુષ્યકૃત નહિ પણ ઇશ્વર પ્રેરિત છે, જેથી તે બધી શક્તિઓના ધર્માનું યોગ્ય રીતે દરેક મનુષ્યે પાલન કરવું જોઇએ

મા એ સ્થાન જ્યારે પૂર્ણ ખીલેલું છે અને તેથી કાનની પાછળ મસ્તકનો ગોળ ભાગ વધારે પ્રમાણમાં સ્પષ્ટ દેખાય છે ત્યારે ચિત્ર નં. ૨૯ માં દર્શાવેલ પુરૂષના મસ્તકનો તેજ પ્રદેશવાળો ભાગ કાનની પાછળ પહોળો ઓછો અને ટુંકો છે, જે અન્ય સર્વ સંસારીક લાગણીઓની મંદતા દર્શાવવા ઉપરાંત, ગૃહનિવાસેચ્છાની વૃત્તિની પણ મંદતા દર્શાવે છે. આવાં માથાંવાળાં સ્ત્રીપુરૂષો ( social idots ) સાંસારિક ભાવોની વિરક્તિવાળા અર્થાત્ સાંસારિક મંદ લાગણીઓ વાળા હોય છે. જેથી એ બાબત પણ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. સંસારમાં અનેક પ્રકારના ઘડીયટો હોય છે. બુદ્ધિ સંબંધી મંદતાને આપણે Intellectual idiocy કહીએ છીએ, જેમાં મનુષ્યના મસ્તકના અગ્ર કપાળની નીચેના મગજના ભાગો તદન મંદ, સ્તબ્ધ કે નિષ્કાર્ય દશામાં હોય છે. આવા સ્ત્રી પુરૂષોને આપણે મૂઢ કહીએ છીએ. જ્યારે કેટલાક નૈતિક અને ધાર્મિક લાગણીઓથી તદન વિહીન હોય છે જેઓને આપણે ( Moral and Religious idiots ) ધર્માધર્મના વિચારહીન મૂઢ કહીએ છીએ અને તેઓનાં મસ્તકો ઉપરના ભાગમાંથી તદન બેઠેલા હોય છે. એજ પ્રમાણે સાંસારિક લાગણીઓની મંદતા કે હીનતાવાળા સ્ત્રી પુરૂષોને આપણે ( Social idiots ) કહીએ તો તેમાં કાંઈ ખોટું નથી. આવા સ્વભાવનાં સ્ત્રી પુરૂષોનાં પાછળના ભાગના મસ્તકોનાં નં. ૮ થી ૧૩ સુધીના ભાગો તદન મંદ હોય છે. અને જાણે પાછળના ભાગનું મસ્તક કાતરીયુંજ ( ગેપ ) ખાલી હોય નહી તેવું સ્પષ્ટ જણાઇ આવે છે. ( જુઓ ચિત્ર નં. ૨૯ તથા ૩૧ અને તેની તુલના કરી જુઓ ચિત્ર નં. ૨૪ સાથે ) આવા પ્રકારના સ્ત્રી પુરૂષો સાંસારિક સંબંધોને માટે સર્વથા યોગ્ય તો નજ ગણી શકાય. જો કે તેવી કેટલીક ખામીઓને ચતુર સ્ત્રી પુરૂષો પોતાની બુદ્ધિશકિતઓ વડે, યથાભિલાષની વૃત્તિવડે અને કેટલીક નૈતિક અને ધાર્મિક લાગણીઓની પ્રબળતાથી, કેટલેક વખત દબાવી કે છુપાવી પણ શકે છે, અથવા પોતાના સ્વભાવની કેટલીક ખામીઓને અન્ય સૌજન્ય અને કરૂણા આદિ વૃત્તિઓના ઉપયોગ વડે દબાવી દઇ જણાવા દેતા નથી. પણ મસ્તકવિદ્યાના સામાન્ય સિદ્ધાંતને પણ જાણનાર આવી વ્યક્તિની તરતજ પરીક્ષા કરી લે છે. યુવાનો અને યુવતિઓ તેમજ વડીલો અને સર્વ વર્ગના સ્ત્રી પુરૂષોએ આ સિદ્ધાન્તની સત્યતાથી અનેક પ્રયોજનોને ધ્યાનમાં લઇ યથાવત્ વાકેફ થવાની પૂર્ણ જરૂર છે અને એવી જરૂરીઆતો માત્ર મસ્તક વિદ્યાનો સામાન્ય અભ્યાસ કરવાથીજ યથાવત્ પુરી પાડી શકાય તેમ છે.

૧૪. તત્પરાયણ અથવા સ્થિરતા. આ વૃત્તિ પણ સ્ત્રી અને પુરૂષ બન્નેમાં યથાર્થ પ્રમાણમાં હોવાની જરૂર છે. સ્ત્રી અને પુરૂષોના આચાર, વિચાર, લાગણીઓ અને ભાવનાઓ વિગેરેનાં સ્થાયી નિભાવ માટે આ વૃત્તિની બન્ને વર્ગને ખાસ જરૂર છે: પ્રેમ એ કાંઇ એવી વસ્તુ નથી કે આજે બાંધી શકાય અને કાલે અથવા વર્ષે બે વર્ષે તેનાથી મુક્ત થઇ શકાય દામ્પત્ય સ્નેહ પણ વર્ષ બે વર્ષનો કોન્ટ્રાક્ટ નથી, પણ યાવત્ જીવન સુખ દુઃખમાં સહાયભૂત થવા માટે સ્ત્રી અને પુરૂષ બન્નેએ જાહેર પ્રજા સન્મુખ આપેલું પ્રેમ પૂર્ણ ધાર્મિક વચન છે. વાત્સલ્ય સ્નેહની વૃત્તિનું કાર્ય કાંઇ પુત્ર અથવા પુત્રીનો પ્રસવ થતાં સુધીજ ઉપયોગનું છે, એમ નથી. પણ જેમ ગર્ભમાં બાળક રહ્યા પછી બાળકની માતાએ બાળકનો પ્રસવ થતાં સુધી અનેક પ્રકારના ધર્મો અને નિયમોના પાલનથી બંધાઇ રહેવું પડે છે, તેમજ જન્મ થયા પછી પણ તેની યથાવત્ આવજત કરી, પાળી, પોષી સંરક્ષિ, સુશિક્ષિત બનાવી, યોગ્ય અને લાયક ઉમરનાં થાય ત્યાં સુધીની ભરણ પોષણ અને શિક્ષણ આદિની સર્વ જવાબદારીઓ માતાપિતા બન્નેનાં શીરપર યથાવત્ યોજાયેલી છે. એ કાંઇ એકાદ બે વર્ષની જવાબદારી ન ગણી શકાય. પણ આવી જવાબદારી કે કર્તવ્યનિષ્ઠાથી સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગે,પરણેલી જીંદગીનાં અનેક વર્ષો સાથે રહીજ ગાળવાનાં હોય છે આજ પ્રમાણે સગાંસ્નેહી. કુટુંબી આદિ સંબંધિજનનાં સંબધોનું પણ સમજવાનું. એ બધાં સાંસારિક સંબંધોનાં ઉત્તરોત્તર તન્તુઓના સંબંધોની પરંપરાને, અનેક વર્ષો સુધી સુખ પૂર્વક નિભાવી રાખવા માટે સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગમા યથાવત્ તત્પરાયણની વૃત્તિની જરૂર છે. ( જુઓ ચિત્ર નં. ૧૫ સ્થાન નં. ૧૩ ) જેઓનું આ સ્થાન બરાબર ભરેલું હોય છે તેઓ સ્થિર, એકાગ્ર વૃત્તિવાળા, વ્યવસ્થિત મનનાં હોય છે. જ્યારે એ વૃત્તિની ખામીવાળા સ્ત્રી પુરૂષો, સ્વભાવે ચંચળ, ચપળ, અસ્થિર, અને ચકમ વૃત્તિનાં જણાય છે. આવાં સ્ત્રી પુરૂષોનાં આચાર વિચાર, વર્તન લાગણી વચન કે કાર્ય આદિ સર્વમાં અવ્યવસ્થિતપણું અને અસ્થિરતા જોવામાં આવે છે તેઓનાં વચન કે કાર્ય ઉપર કોઇ વિશ્વાસ મુકી શકતું નથી. જેથી ઘરની સ્ત્રી

કે પુરૂષ પણ તેવા સ્વભાવના સ્ત્રી પુરૂષની ચકમમાંજ ગણના કરે છે અને એવા ઘણા માણસો જોવામાં આવે છે, માટે એવાં લક્ષણોથી પણ બન્ને વર્ગો યથાવત્ વાકેફ થવાની જરૂર છે

નં. ૮ થી ૧૩ સુધીની વૃત્તિઓના જે જે ભાવોનું વર્ણન ઉપર આપવામા આવેલ છે, તેમાંના સર્વ ભાવો કાંઇ સર્વ સ્ત્રી પુરૂષોમાં સંપૂર્ણ પ્રમાણમાં હોતા નથી. કોઇમા સર્વ ભાવો પૂર્ણ પ્રમાણમા હોય છે તો કોઇમાં એકાદ ભાવ ન્યૂન અથવા મંદ પ્રમાણમા હોય છે. જ્યારે અન્ય ભાવો પ્રબળ અથવા યોગ્ય પ્રમાણમા હોઇ શકે. જ્યારે કેટલાક પુરૂષો અનેકવાર સ્ત્રીભાવયુક્ત ગુણધર્મ અને સ્વભાવવાળા મુખ્ય અંશે હોય છે. કારણ તેઓની અંદર, જે ભાવો સ્ત્રીઓની અંદર મુખ્ય પણે હોવા જોઇએ, તેવા મનના ભાવો અને મગજના અવયવો આ વિષયનો પ્રત્યક્ષ પુરાવો આપે છે.

**સ્ત્રીભાવયુક્ત મસ્તક અને મુખ**:—આ ચિત્રની અંદર દર્શાવવામાં આવેલ મુખ અને મસ્તક ચિત્ર નં. ૩૧ ની અંદર દર્શાવવામા આવેલ ભાવો કરતા તદ્દન વિરૂદ્ધ ગુણ ધર્મ અને લક્ષણવાળું સ્પષ્ટ જણાઇ આવે છે. કારણ ચિ. નં. ૩૦ ની અંદર સ્ત્રીભાવયુક્ત કોમળ લાગણીઓને દર્શાવનાર મસ્તકના પ્રદેશો પ્રબળ અંશે ખીલેલા જોવામાં આવે છે. નં. ૪૩ સૌજન્ય, નં ૨૨ કરૂણા-દયા, નં. ૧૮ વિનય, નમ્રતા ભક્તિ, આર્જવ, નં ૪૨ પ્રેરણા નં ૧૯ અધ્યાત્મરતિ નં ૨૦ આશા નં ૮ સ્નેહ નં. ૯ દામ્પત્ય સ્નેહ નં. ૧૦ વાત્સલ્ય સ્નેહ નં. ૧૧ મૈત્રીભાવ, નં. ૧૨ ગૃહનિવાસેચ્છા અને નં. ૧૩ તત્પરાયણતા આદિ સાંસારિક લાગણીઓ અને નૈતિક તેમજ ધાર્મિક વૃત્તિઓના સ્થાનો પ્રબળ પ્રમાણમા ખીલેલા છે સાથે સાથે અગ્ર કપાળનો બુદ્ધિ શક્તિઓનો ભાગ પણ યોગ્ય પ્રમાણમા ખીલેલો છે જેથી સર્વ પ્રકારની સુંદર અને મધુર લાગણીઓના પ્રદેશો સારી રીતે ખીલેલા છે, જેથી મસ્તકના તે તે સ્થાનવાળો ભાગ સુંદર ગોળાકૃતિ જણાય છે. અને મુખ, નાસિકા, ચક્ષુ, ઓષ્ઠ તેમજ ચીબુક આદિ પ્રદેશો પણ તેજ પ્રમાણે મધુરભાવવાળા સ્પષ્ટ જણાય છે. જ્યારે નં. ૧૬ સ્વભાવ નં. ૧૭ દૃઢતા નં. ૧૫ યશાભિલાષ, નં. ૭ શૌર્ય, નં ૪ અને ૫, આપસ્વાર્થ અને દંભ પ્રપંચ કે ખટપટ આદિ વૃત્તિઓના સ્થાનો મંદ નિર્બળ અને સામાન્ય તાકાતવાળા સ્પષ્ટ જણાય છે સામાન્ય રીતે પુરૂષ વર્ગ કરતાં સ્ત્રિયોના મસ્તકો અને મુખ, વધારે પ્રિય મધુર અને સુંદર તેમજ આકર્ષક તથા કોમળ લાગે છે તેનું કારણ તેઓની આત્માન્તરગત્ કોમળ માનસિક લાગણીઓની પ્રબળતાજ છે એમ મસ્તકવિદ્યા દ્વારા સ્પષ્ટ પ્રત્યક્ષ થાય છે જ્યારે ચિત્ર નં ૩૧ આથી તદ્દન વિરૂધ ગુણ ધર્મ સ્વભાવવાળી વ્યક્તિનો નમુનો રજુ કરે છે.

## પ્રબળ પુંભાવયુક્ત મસ્તક અને મુખ.

( જુઓ ચિત્ર નં. ૩૧ ) આ ચિત્રમા પ્રબળ પુંભાવ યુક્ત મસ્તક અને મુખ અને મગજની અંદરના માનસિક અવયવોના ભાગોને યથાવત્ દર્શાવવામા આવેલ છે. ઉપર પ્રમાણેના લક્ષણો, તેની સ્વાભાવિક હાલત જ્યારે કોઇપણ વ્યક્તિમા જોવામા આવે ત્યારે તે મસ્તક અને મુખ પ્રબળ પુરૂષ ભાવોથી યુક્ત છે એમ સ્પષ્ટ સમજવું આવા ભાવોમાં નં. ૧૬ પ્રબળ સ્વમાન, નં ૧૫ પ્રબળ યશાભિલાષ, નં. ૧૭ પ્રબળ દૃઢતા દૃઢ આગ્રહ, નં. ૭ શૌર્ય, સાહસ, હિંમત, નં. ૬ પ્રબળ ઉદ્યોગ શક્તિ-ક્રોધ ગુસ્સો, અને નં. ૪ સ્વાર્થ વૃત્તિ આદિ શક્તિઓના સ્થાનો પ્રબળ પ્રમાણમાં જોવામા આવે છે, જેથી ચોટલીની આસપાસના અને બન્ને કાનની આસપાસના અને લમણાના પ્રદેશો પહોળા અને ઉપસેલા જણાય છે જ્યારે નં ૧૮ ભક્તિ વિનય નમ્રતા, આર્જવ, નં ૨૨ કરૂણા દયા, આર્દ્રતા, નં. ૪૩ સૌજન્ય અથવા મિલનસારપણું આદિ વૃત્તિઓના સ્થાનો મંદ કે ન્યૂન પ્રમાણમાં હોય છે, જેથી મસ્તકનો તે પ્રદેશ છાપરા માફક નમતો જણાય છે, અને એજ પ્રમાણે સાંસારિક લાગણીઓનાં પ્રદેશો પણ સામાન્ય તાકાતના હોય છે જેથી મસ્તકનો પાછળનો ભાગ પણ ઢળી રીવાલની માફક સપાટ જણાય છે. આવા પુરૂષો સ્વભાવે કઠોર, લાગણીવિનાના, ક્રોધી, સ્વાર્થપરાયણતા, કજીયા ટંટા કરવામાં તત્પર, કોઇના વાદ માનવૃત્તિ નહી ધરાવનાર, સભ્યતાહીન, અને કડુભાષી-તેમજ સ્નેહ અને સૌજન્ય તથા કરૂણા આદિ

ભાગોની મંદતાવાળા હોય છે, તેથી સર્વથા કઠોર અને કર્કશ સ્વભાવના જણાય છે. તેઓની ખોપરીના ભાગો પણ તે પ્રમાણે ખૂણા ખાંચરાવાળા જણાય છે. જ્યારે નાસિકા, મુખ, હોઠ ચીબુક અને ચક્ષુ આદિ પ્રદેશોમાં પણ તેવાજ કઠોર અને કર્કશ ભાગો પ્રત્યક્ષ થાય છે. સુંદર મધુર અને ગોળ વલણદાર ભાગોનાં દર્શન તેઓના મુખ કે મસ્તકના કોઇ ભાગમાં દરથ થતું નથી—આવા લક્ષણવાળા સ્ત્રી પુરૂષો, કર્કશ અને કઠોર સ્વભાવની પણ ખાતરી આપે છે. લગ્ન સંબંધમા આ બાબતથી યથાવત વાકેફ થવાની ખાસ જરૂર છે.

## સાંસારિક અથવા ગૃહ્ય લાગણીઓની પરીક્ષાની વિધિ સંબંધમાં સામાન્ય ઉપસંહાર.

| નંબર. | વૃત્તિઓનાં નામ. | સ્ત્રીમાં. | પુરૂષમાં. | સૂચના. |
|---|---|---|---|---|
| નં. ૮ | પ્રેમભાવ. | પ્રબળ. | પ્રબળ. | |
| નં. ૯ | દામ્પત્યસ્નેહ. | પ્રબળ. | પ્રબળ. | |
| નં. ૧૦ | વાત્સલ્યસ્નેહ. | પ્રબળ | સારા પ્રમાણમા અથવા સામાન્ય હોય તો ચાલે. | |
| નં. ૧૧ | મૈત્રીભાવ | પ્રબળ. | " " | |
| નં. ૧૨ | ગૃહનિવાસેચ્છા | સારા પ્રમાણમા | ઠીક અથવા સાધારણ. | |
| નં. ૧૩ | તત્પરાયણતા | સારી રીતે | સારી રીતે. | |

આ સંબંધમાં સ્ત્રીવર્ગનું કાર્યક્ષેત્ર પુરૂષવર્ગ કરતા અનેક રીતે જોતા તદન જુદુ છે. તેથી સ્ત્રીઓના પાછળના મગજના ઉપરોક્ત લાગણીઓ વાળા પ્રદેશો, પ્રબળ પ્રમાણમા ખીલેલા હોવાજ જોઇએ અને તેની સાથે બુદ્ધિ શક્તિઓના અવયવો પણ સારા હોવાં જોઇએ. જ્યારે પુરૂષ વર્ગમા એજ ભાવો સામાન્ય રીતે હોય તો પણ ચાલી શકે. જો કે વિશેષ હોય, તો સારૂ ગણાય.

## નં. ૩ ઉત્કર્ષક વૃત્તિઓના સમૂહની પરીક્ષા.

આ ઉત્કર્ષક વૃત્તિઓના સમૂહની અંદર અગાઉના પ્રકરણમા જણાવ્યા પ્રમાણે—સાવધતા, યશાભિલાષ સ્વમાન અને ધૈર્ય આદિ ચાર વૃત્તિઓનો સમાવેશ થાય છે તે ચારે વૃત્તિઓના સ્થાનો મનુષ્યની ચોટલી વાળા પ્રદેશની આસપાસ લગભગ ચારે તરફ આવેલી ખોપરીના ભાગ નીચેના મસ્તકમાંના પાર્શ્વ લોચાઓની અંદર આવેલા છે જે સ્ત્રી યા પુરૂષોમા આ ચારે સ્થાનો વધેલા હોય છે તેઓના મસ્તકો તે તે સ્થાનવાળા, મસ્તકના પ્રદેશમાં, ઉન્નત ઉપસેલા અને ઘણાજ આગળ પડતા સ્પષ્ટ દેખાઇ આવે છે માનવ સમાજના યથાર્થ ઉત્કર્ષ માટે આ ચારે વૃત્તિઓ સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગમા ઉત્કૃષ્ટ પ્રકારે વધેલી હોય એ ખરેખર ઇચ્છવા યોગ્ય છે, એમા કોઇથી ના કહી શકાય તેમ નથી યથાયોગ્ય સાવધતાની સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગને પોત પોતાના કાર્યક્ષેત્રમા યથાવત્ ઉપયોગિ થવા માટે ખાસ જરૂર છે. બન્ને કુશળ, ચાલાક, હુશીયાર અને સાવધ, તથા ચાતુર્ય યુક્ત હોય, એ ઇચ્છવા યોગ્યજ છે. સ્ત્રી અથવા પુરૂષ બન્નેમાથી કોઇપણ ગાફેલ ડલ કે ઠળ્ળુ અથવા મંદ ન હોય. એ ખરેખર સર્વ કોઇ ઇચ્છે છે બન્ને યશની અભિલાષા, માનપાન અને પ્રતિષ્ઠાની આકાંક્ષા વાળા હોય એ સર્વ કોઇ ઇચ્છે જ તેજ પ્રમાણે સ્ત્રી અને પુરૂષ બન્નેમા સ્વમાનની લાગણી પણ એવા યોગ્ય પ્રમાણમાં હોય કે જેથી બન્ને પોતપોતાના ક્ષેત્રોમા પોતાનું સ્વમાન જાળવી આગળ વધી શકે અને એક બીજાને ઉત્કર્ષક ભાવો અને સ્થિતિઓ તરફ દોરી જાય એ પણ ઇચ્છવા યોગ્ય છે આજ પ્રમાણે સાવધતા, યશાભિલાષ અને સ્વમાન આદિની સંરક્ષા પોષણ અને સંવૃદ્ધિ કરવા જતા દૈવ યોગે આવી પડતી વિપત્તિઓ કે પ્રતિકુળ અથવા અનુકુળ સંયોગોમા સુખ દુ:ખ સહન કરવા રૂપ ધૈર્યવૃત્તિની પણ બન્નેમા તેટલીજ જરૂર છે એમા કોઇ ના

કહી શકે તેમ નથી. આ બધું સ્પષ્ટ રીતે દર્શાવે છે કે સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગમાં ઉત્કર્ષક વૃત્તિઓનાં સમગ્ર સમૂહની યથાર્થ ખીલવણી હોવાની સર્વ કોઇ જરૂર સ્વીકારે છે. અર્થાત્ સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગના મસ્તકોની અંદર આ નં. ૧૪, ૧૫, ૧૬ અને ૧૭ વાળાં ચારે સ્થાનના અવયવો યથાવત્ ખીલેલા હોવા જોઇએ કે જેથી બન્ને સાથે મળી એક બીજાના ઉત્કર્ષમાં સહાયભૂત થઇ શકે અને હમેશાં પ્રગતિશીલ જીવન ગાળી શકે:—

પણ જો એ ચારમાંનું કોઇપણ એકાદસ્થાન અથવા તેથી અધિક સ્થાનો અતિ પ્રમાણમાં વધેલા હોય. અથવા અતિ મંદ પ્રમાણમાં હોય તો તેથી ઘણાજ અનિષ્ટ પરિણામો આવે છે.

૧૪. સાવધતા. દૃષ્ટાન્ત તરીકે સાવધતા—જો સ્ત્રી અથવા પુરૂષમાં અતિ પ્રમાણમાં હોય તો તેઓ સ્વભાવે બહુજ બીકણ, ડરપોક ચંચળ અતિ વહેમપ્રધાન અને અવિશ્વાસુ સ્વભાવના થઇ જાય છે. જ્યારે એજ વૃત્તિ જો મંદ પ્રમાણમાં હોય તો તદન વિશ્વાસુ ગાફેલ, બેવકુફ અને બેખબર જેવા થઇ વર્તે છે. આમાંની બન્ને સ્થિતિ અનિચ્છનીય છે. જુઓ ચિત્ર નં. ૩૪ જેમા નં ૧૪ વાળો ભાગ સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગમા સારી રીતે ખીલેલો હોવો જોઇએ.

૧૫. યશાભિલાષ. આ વૃત્તિ પણ સ્ત્રી પુરૂષ બન્ને વર્ગમા યથાર્થ પ્રમાણમા હોવાની જરૂર છે. કારણ તેથી કરી, સ્ત્રી પુરૂષ બન્ને વર્ગમાં અનેક પ્રકારની પ્રગતિઓને કારણ મળે છે. વિદ્યા, ધન, રૂપ, ગુણ, જ્ઞાન, ધર્મ, નીતિ, આચાર, વર્તન આદિ સર્વ સદ્ગુણ, દ્વારા, ઉચ્ચ પ્રકારની ગતિને પામી લોકોમાં યશ, માન, પ્રતિષ્ઠા કે આબરૂ મેળવવાની ઇચ્છા સ્વાભાવિક રીતે કોઇપણ જાતના સમજુ અને વિદ્વાન સ્ત્રી કે પુરૂષના મનમા તો અવશ્ય થવીજ જોઇએ. જેઓને એવા પ્રકારના યશ આબરૂ કે પ્રતિષ્ઠાની કિમ્મત નથી તેવા સ્ત્રી પુરૂષો, સંસારના કોઇ પણ કાર્યની અંદર અગ્રગન્તા નિવડી શકતા નથી તેમ કોઇ પણ જાતની ઉત્કર્ષક વૃત્તિને યથાવત્ પોષી કે ઉશ્કેરી પણ શકતા નથી. જ્યારે એક ગરીબ કુટુંબમા જન્મેલ છતા યશાભિલાષની તીવ્ર ઇચ્છાવાળી વ્યક્તિ, પોતાની અંદરની અનેક સદ્વૃત્તિઓને યથાયોગ્ય રસ્તે દોરી, પ્રગતિ અને ઉત્કર્ષની અનેક અભિલાષાઓથી પોતાના જીવનને ઉચ્ચ અને આદર્શરૂપ બનાવવા ભાગ્યશાળી થાય છે એક યુવતી પણ આ સુંદર યશાભિલાષની વૃત્તિની પ્રબળતાને લીધે પોતાની અંદર રહેલી અનેક દિવ્ય શક્તિઓને પ્રગતિ, પ્રોત્સાહ અને ઉત્તેજન આપી અનેક દિશાઓમા પોતાની શક્તિ અનુસાર કાર્ય કરવા લાગી, પોતાની અન્ય બહેનો કરતા, તે કેટલે દરજ્જે ઉત્કૃષ્ટતા ધરાવે છે, તે દર્શાવવા માટે આ વૃત્તિની પ્રબળતાને લીધે પ્રેરાય છે અને તેવા ઉત્કર્ષને પામવા મહાન પ્રયત્નો આદરે છે. સ્ત્રીઓ પણ પોતપોતાની શક્તિ અનુસાર-બી,એ. એમ એ એમ ડી આદિની ઉચ્ચ પદવિઓ પ્રાપ્ત કરી, પોતાના કાર્યક્ષેત્રો અનેક રીતે વિસ્તૃત કરી શકે એવી સર્વ ઉત્કર્ષક વૃત્તિઓ પુરૂષોની માફકજ તેઓના મસ્તકોમા પણ છે. માત્ર તેઓને યથાયોગ્ય અવકાશ, અનુમોદન અને અનુકુળતાઓજ કરી આપવી, એ ખાસ જરૂરનું છે ખાસ કરી જે સ્ત્રીઓમા ઉપર જણાવેલો ઉત્કર્ષક વૃત્તિઓનો સમૂહ પ્રબળ પ્રમાણમા હોય છે તેઓ સ્વાભાવિક રીતેજ પોતાની અન્ય સાહેલીઓ, અથવા સખીઓ કરતા હમેશા ચિત્ર, કળા, હુન્નર, ઉદ્યોગ અને બુદ્ધિ આદિ અનેક વૃત્તિઓમાં બીજાઓ કરતાં અનેક રીતે હમેશા આગળ વધવાના પ્રયાસો સ્વભાવિક રીતેજ કર્યા કરે છે અને જ્યાં બુદ્ધિશક્તિઓના યોગ્ય વિકાશ સાથે, ધાર્મિક વૃત્તિઓનો યોગ્ય સમૂહ પણ આવા ઉત્કર્ષક વૃત્તિઓનાં પ્રબળ ભાવોથી મિશ્ર થયેલ હોય છે ત્યાં એ બધી વૃત્તિઓ દ્વારા યોગ્ય રીતે પ્રેરાયલી બધી પ્રવૃત્તિઓ પણ તેટલાજ પ્રકારની વિવિધ જાતની અને વિવિધ તરેહની હોય છે. પણ જ્યા બુદ્ધિશક્તિઓના સમૂહની મંદતા અથવા ન્યૂનતા હોય અને ધાર્મિક લાગણીઓની પણ ન્યૂનતા હોય એટલે કે આગલા કપાળના તેમજ ઉપરના કપાળના ભાગો બેઠેલા ટુંકા અને અલ્પ હોવાથી મસ્તકના તે તે સ્થાનના અવયવો મંદ પ્રમાણમા હોય છે, ત્યાં નં. ૧૪, ૧૫, ૧૬, અને ૧૭ વાળાં સ્થાનોના મસ્તકના ભુમળાઓ અધિક પ્રમાણમા વધેલાં હોય તો તેવી દશાવાળાં સ્ત્રી પુરૂષોના સુગ્મો.

માત્ર આ ઉત્કર્ષક વૃત્તિઓના અતિયોગને પરિણામે લોભી, કપટી, અયોગ્ય માન પ્રતિષ્ઠા અને પૂજાના પ્રેમી, અન્યના ઉત્કર્ષક, માન અથવા પ્રતિષ્ઠાને જોઇ મનમા દ્વેષાગ્નિથી બળનારા, ખારિલાં, અદેખાઇથી પરસ્પર દ્વેષી બની

જાય છે. આવા સ્ત્રી કે પુરૂષોનાં મસ્તકોમાં નં. ૧૫ વાળાં સ્થાન ઘણાજ પ્રબળ પ્રમાણમાં ઉન્નત થયેલાં હોય છે. બાહ્યઆડંબર માટેની મિથતા ડોળીપણું, ફળફતો અને ભભકાનો શોખ, પ્રશંસાપ્રિયતા આદિ ભાવો એ આ યથાભિલાષની વૃત્તિના અતિયોગનુંજ પરિણામ છે અને, તે વૃત્તિનું સ્થાન જેઓના મસ્તકમાં અતિ પ્રમાણમાં વધેલ હોય છે, તેઓમાં સાથેનાં ચિત્ર નં. ૩૭ માં જણાવેલા ચિત્રમાના અનેક ભાવો અનેક સ્વરૂપે પ્રકટ થતા સ્પષ્ટ જોવામાં આવે છે. યથાભિલાષની વૃત્તિના અતિ પ્રબળ યોગ્ય અને મિથ્યાયોગનાં એ બધાં પરિણામો છે.

ચિત્ર નં. ૩૮ માં ડોળી મનુષ્યનાં હાવભાવ, વેશ, વર્તન અને ચારિત્ર્યની આબેહુબ પ્રતિમા રજુ કરવામાં આવેલ છે, જેના પર વાચકવર્ગનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. એ ચિત્રની અંદર દર્શાવવામાં આવેલ મૂર્તિમાન આડંબર સાહેબનાં વાળનો મરોડ, તેની ઓળવાની છટા, મુછના હાતરાનો મરોડ અને તેને ઓળવાની રીત, તેના કોલર, કોટ, વેસ્ટકોટ, અને કોટની લંબાઇ તથા કટ આદિની સફાઇ તથા મરોડ, તેની ટોપીનો ડોળી દેખાવ, તેની લાકડીની ફેશનેબલ પસંદગી, તેના બુટની સુંદર નાજુક પસંદગી, તેની ઉભા રહેવાની રીત, તથા કોટના ખીસામા લટકી રહેલ પ્રશંસાપ્રિયતામય સ્વભાવનાં સ્પષ્ટસૂચક ચિન્હ તરીકેનું આડંબરી પુષ્પ અને આખરે તેનું પૂર્ણ સ્ટાઇલીશ મરોડદાર લખાણ આદિ ભાવો તેના ચારિત્ર્યની અંદર સૌથી પ્રબળપણે પ્રવર્તિ રહેલી તેની યથાભિલાષની વૃત્તિને સર્વ રીતે પ્રકટ કરે છે. આવા સ્ત્રી કે પુરૂષો પૈસે ટકે સુખી હોય તો પોતાની જાત, સગા, સ્નેહી કે અન્ય વર્ગમા પ્રશસ્ય ગણાવા માટે અનેક પ્રકારની દ્રવ્ય આદિ સામગ્રીનો ભોગ આપી તેઓની પ્રશંસા મેળવવા અનેક પ્રયત્નો કરે છે બુદ્ધિ શક્તિઓની ન્યૂનતા હોય તો અનેક પ્રકારના મૂર્ખાવાળા પ્રયાસો કરતા હાસ્યપાત્ર બને છે છતા તેની દરકાર ન કરતા પણ ગમે તે નામના માટે મરી પડે છે. નાત જાતમાં કુલણજી થઇ ફરવાનું આવા મનુષ્યોને બહુ ગમે છે ટુંકમા આ વૃત્તિનું અતિ પ્રબળ હોવું, એ અનેક પ્રકારના દુર્ગુણોનું કારણ બને છે. એટલા માટે એટલી બધી તીવ્ર કે અતિ પ્રમાણની યથાભિલાષવાળા લક્ષણો યુક્ત સ્ત્રી પુરૂષોનાં સ્વભાવને યથાવત્ જાણ્યા પછી, લગ્ન સંબંધની પસંદગી કરવા માટે પ્રયાસો કરવા એ ખાસ ડહાપણ ભરેલું છે. દરેક વૃત્તિનો જો યોગ્ય પ્રમાણમા યોગ હોય તોજ ઠીક ગણાય છે. જ્યારે કોઇપણ વૃત્તિનો મંદયોગ કે અતિયોગ કરવાથી કદી પણ સારૂં પરિણામ આવતું નથી. "अति सर्वत्र वर्जयेत्' એ સૂત્ર અહીં પણ બરાબર લાગુ પડે છે.

૧૯. સ્વમાન. સ્ત્રી અને પુરૂષ બન્નેની અંદર આ વૃત્તિ યોગ્ય પ્રમાણમા હોવી જોઇએ. છતા પુરૂષવર્ગમા એ વૃત્તિ વિશેષ પ્રબળ પ્રમાણમાં હોવાની જરૂર છે જ્યારે સ્ત્રી વર્ગમા જો એ પ્રબળમા હોય તો અનેક રીતે હાનિકારક નિવડે છે. સ્ત્રીઓમા આ વૃત્તિ સાધારણ પ્રમાણમા અથવા જરા મંદ પ્રમાણમાં હોય તો પણ ચાલી શકે. પણ પુરૂષોને તો એ વૃત્તિની અનેક પ્રકારના પ્રસંગોમા સર્વત્ર જરૂર પડે છે. અને ખાસ કરી જેઓ–શ્વવૃત્તિરૂપ સેવાધર્મનો સ્વીકાર ન કરતા-કોઇપણ પ્રકારનું સ્વતંત્ર કાર્ય ઉપાડી લઇ આગળ વધવાની સ્વતંત્ર ઇચ્છાવાળા હોય છે તેવી વૃત્તિવાળા પુરૂષો માટે તો આ વૃત્તિની પ્રબળ હાલત ખાસ જરૂરની છે જ્યારે એ વૃત્તિનો અતિયોગ અર્થાત્ નં. ૧૯ વાળા સ્થાનની અતિ પ્રબળતા–કે ઉચ્ચાઇ, મનુષ્ય સ્વભાવના મદ, અહંકાર, અહંભાવ, મમત્વ, આદિ દુર્ગુણોને વધારે પ્રમાણમા દર્શાવવામા કારણભૂત બને છે વળી નં. ૧૬ વાળી વૃત્તિની પ્રબળતા સાથે નં. ૧૭ દૃઢતાની અતિપ્રબળ વૃત્તિ હોય તો તેવા બંધારણવાળા સ્ત્રીપુરૂષો સ્વભાવે કઠોર, હઠીલા આગ્રહી અને આપખુદ સ્વભાવના બની જાય છે. લગ્ન સંબંધી પસંદગી કરતા પહેલા, સ્ત્રી અને પુરૂષ બન્નેએ પારસ્પરના સ્વભાવની પરીક્ષા કરવામાં, આ ઉત્કર્ષક વૃત્તિઓના અતિયોગવાળા સ્ત્રી પુરૂષોથી બચતા રહેવાની તેમજ મંદયોગવાળા સ્ત્રી પુરૂષોની પણ પસંદગી કરવામા બહુજ ડહાપણ સંભાળ અને યુક્તિ વાપરી, જાતે તેવા સ્વભાવના મનુષ્યોને સર્વ રીતે જાણી, યથાયોગ્ય રીતે વર્તવાની બહુજ જરૂર છે આ બાબતમાં જેટલી સંભાળ, સાવચેતી કે ચાતુર્ય લગ્ન સંબંધથી જોડાના પહેલાં વાપરી શકાય તેટલી બહુજ ડહાપણપૂર્વક ઉપયોગમાં લેવાની જરૂર છે કારણ એક વખત ભૂલભરેલું પગલું ભરાયા પછી તેમાં સુધારણા કરવાનો અવકાશજ પાછળથી ભાગ્યેજ રહે છે એક વખત ભૂલ અથવા અજ્ઞાનથી હઠીલા આગ્રહી કે અતિ કઠોર સ્વભાવના અને તુમાખી મિજાજના સ્ત્રી કે પુરૂષની પસંદગી કરી લગ્નસંબંધથી જોડાયા પછી જીંદગી સુધી તેના કડવા પરિણામો ચાખ-

વાની મુશીબતો વેઠવી પડે છે અને તેમ કરતાં અનેક પ્રકારનાં અન્ય શારીરિક તેમજ માનસિક ઉપદ્રવો ઉપસ્થિત થાય છે. લગ્નસંબંધ દ્વારા નૂતન સંબંધોથી બંધાવા ઇચ્છતા સ્ત્રી પુરુષો કે યુવાન યુવતીઓએ આટલા માટે, આ બાબતમાં સંભાળથી વર્તવાની જરૂર છે.

**સ્વમાનની વૃત્તિના અતિયોગનું પરિણામ અને આપખુદસત્તાના આદેશની પરીક્ષાની વિધિ.**

**આપખુદ સત્તાનો આદેશ. જુઓ ચિત્ર નં. ( ૩૮ તથા ૩૯. ) સ્વમાન તથા દ્રઢતાનાં સ્થાનો.**

આપ ખુદ સત્તા કે આપ મુખત્યારી વાળો સ્વભાવ થવામાં નીચે જણાવેલી વૃત્તિઓ ખાસ મુખ્ય રીતે ભાગ ભજવે છે.

| | |
|---|---|
| નં. ૧૫ અતિ પ્રબળ—યશાભિલાષ-પ્રશંસાપ્રિયતા.<br>નં. ૧૬ ,, ,, અહંભાવ.<br>નં. ૧૭ ,, ,, દ્રઢતા અથવા હઠ. | આ ત્રણ વૃત્તિઓ સાથે. |

જો પ્રબળ સ્પર્ધાશક્તિ ( નં. ૭ ) પ્રબળ કાર્યશક્તિ ( નં. ૬ ) અને પ્રબળ દ્રઢતા (૧૭) વાળી શક્તિઓ સંયુક્ત થયેલ હોય તો તેવા સ્વભાવવાળા મનુષ્યો હમેશાં બીજાઓ ઉપર પોતાની સત્તા, હુકમ કે આજ્ઞા ચલાવવાનુંજ હમેશાં પસંદ કરે છે. આવાં મનુષ્યોને Swelled-Heads કહેવામાં આવે છે. તેઓમાં ખોટો ડોળ, યશ અને કીર્તિનો અતિ અનુરાગ, ડોળીપણું-ફૂલણજીવૃત્તિ, ગુમાન, અહંભાવ, મદ અહંકાર આદિ દુર્ગુણો સહજ સ્વભાવિક થઇ જાય છે.

"પોતે કહે તેમ બીજાઓએ કરવું જોઇએ" એવુંજ તેઓનું વલણ થઇ જાય છે; અને આવા પુરુષોમાં જ્યારે દયા, કરુણા, સહાનુભૂતિ ( નં. ૨૨ ) સૌજન્ય, ( નં. ૪૩ ) અને આત્મનિષ્ઠા ( નં. ૨૧ ) આદિ વૃત્તિઓ મંદ પ્રમાણમાં અથવા નિર્બળ હોય તો સ્વભાવે કઠોર અને સખ્ત બનીને પણ પોતાનું ધાર્યુંજ હમેશાં કરે છે અથવા કાર્યને તદ્દન બગાડી છિન્નભિન્ન કરી મુકે છે.

સાથેનું ચિત્ર નં. ૪૧ ઉપર જણાવેલી વૃત્તિઓની પ્રબળ હાલતનું અતિ આબેહુબ પ્રત્યક્ષ દર્શન કરાવે છે. મસ્તકનો ઉપસેલો પાછલો ભાગ, મુખપરના ભાવો વિગેરે તેવા મનુષ્યનાં સ્વભાવની ચોક્કસ ખાત્રી આપે છે. જુઓ ચિત્ર નં. ૩૭, ૪૦ તથા ૪૧, ૪૨.

પ્રતિષ્ઠા, માન, યશ, ભવ્યતા, અગ્રેસરાઇ આદિ ઉત્કર્ષક ગુણો વાળા પુરૂષોને, સ્ત્રીઓ હમેશાં વખાણે છે. ઘણે ભાગે આવા ગુણો પુરૂષોમાં સ્ત્રી કરતાં વિશેષ હોય છે જેથી તેઓનાં મસ્તકો તે સ્થાનમાં વધારે વધેલાં હોય છે. જ્યારે સામાન્ય રીતે સ્ત્રીઓના મસ્તકો તે સ્થાનમાં બેઠેલા કે ચપટાં હોય છે. કુદરતની સમગ્ર નર જાતિના વર્ગોમાં સૌન્દર્ય, ગાંભીર્ય, ભવ્યતા-તેજસ્વિતા અને સ્વમાન તથા અહંતા આદિ ભાવો પ્રબળ પણે જોવામાં આવે છે. દૃષ્ટાન્ત તરીકે ઘોડા, આખલા, સિંહ, વ્યાઘ્ર, કુકડા, મોર, આદિ સર્વ પ્રાણીઓમાંનો પુરૂષ વર્ગ, પોતાના દેખાવમાં, સ્વરૂપમાં, કાર્યમાં અને ક્રિયામાં હમેશાં ભવ્ય-ગંભીર અને આકર્ષક જણાઇ આવે છે. તેજ પ્રમાણે મનુષ્યજાતિના પણ પુરૂષ વર્ગની અંદર તેજ, સ્વમાન આત્મપ્રભાવ ઓજસ્વિપણું વિશ્વાસ, અને માન તથા પ્રતિષ્ઠા અને તેજનો પ્રભાવ, સ્વાભાવિક રીતેજ હોવો જોઇએ. જેઓમાં ઉપરોક્ત ગુણો નથી હોતા તેઓ એવા તો કંગાલ ગરીબડા, સ્વમાન કે અહંભાવ વગરના, ખુશામતખોર અને દાસ્યભાવ યુક્ત હોય છે કે એવા બાયલા, સ્વમાનની વૃત્તિ વગરના, યશાભિલાષ કે માનની લાગણી વિનાનાં, તેમજ ધૈર્ય શામ કે મહત્વની વૃત્તિ વગરના, ઉત્કર્ષક ભાવોની હીનતાવાળા પુરુષો કે યુવાનો, યુવતિઓનાં હાવ-ભાવોને કદિપણ આકર્ષણ કરી વશ કરી શકતા નથી એવા પુરૂષ વર્ગ માટે સ્ત્રી વર્ગમાં કદી પણ મોહ કે પ્રેમ પેદા થતો નથી.

આટલા માટે પુરૂષ વર્ગે હમેશાં પોતાના ઉત્કર્ષક ભાવો પોષતા રહેવાની જરૂર છે કે જેથી ભાવી પ્રજા પણ તેવાજ ઉત્કર્ષક ભાવો વાળી પેદા થાય.

ગભરામણ—અથવા ગભરાટું એ કાંઇ ફાઇન્ડેમેન્ટલ મૂળ શક્તિ વૃત્તિ કે લાગણી નથી. પણ એ તો બે ત્રણ અથવા તેથી વધારે વૃત્તિઓનાં ન્યૂનાધિક સંયોગને પરિણામે થતી અનેક મિશ્ર લાગણીઓ વાળી સ્થિતિ છે. જેમાં નીચે પ્રમાણેની મૂળ લાગણીઓ મૂખ્યપણે ભાગ ભજવે છે.

પ્રબળ યશાભિલાષ નં. ૧૫ હોવા છતાં, દ્રઢતા અને સ્વમાનની ખામી સાથે. અતિ સાવધતા નં. ૧૪...સાથે શૌર્ય સાહસ કે સ્પર્દ્ધા શક્તિ નં. ૭ ની ન્યૂનતા, સ્વમાન કે અહંભાવની અથવા આત્મપ્રત્યય રૂપ નં. ૧૬ ની પ્રબળ ખામી અને બુદ્ધિ શક્તિઓની ન્યૂનતા અથવા અવિશ્વાસઃ એજ ગભરામણ.

આવા સંયોગોમાં મનુષ્યને સ્ટેજપરથી ભાષણ આપતાં કે જાહેર મંડળો કે સભાઓ સન્મુખ હસાં થતાં-બીક લાગે છે. કંપારી છુટે છે. ગભરાઇ જાય છે. બોલવામાં ગડબડ ગોટાળો થઇ જાય છે અને કેટલીકવાર હાવરા બાવરા અને શરમિંદા બની જાય છેઃ તેઓનું રાંકડું બીજા કોઇ પણ બાહ્ય કારણો કરતા તેઓનાં આન્તરીય, આત્મ કારણોથીજ વધારે ગભરામણમાં પડી. ગુંચવાઇ જાય છે.

આવા પુરૂષોમાં વધારે શૌર્ય, સાહસ સ્પર્દ્ધા આત્મપ્રત્યય અને સ્વમાન તથા દ્રઢતાના ગુણો વધારે પ્રમાણમાં ખીલવવાનાં બધા પ્રયત્નો આદરવા જોઇએ. તેમજ એવા ચંચળ અને ગભરામણ વાળા સ્વભાવના સ્ત્રી પુરૂષોને હીસ્ટીરીયા અને હૃદય સ્પન્દ આદિ રોગો પણ બહુજ જલ્દી લાગુ પડી જાય છે. માટે એવા સ્વભાવના સ્ત્રી પુરૂષોની કેળવણી બહુજ સારી રીતે કરી લેતાં શીખવાની સ્ત્રી પુરૂષ બન્ને વર્ગને ખાસ જરૂર છે કે જેથી પાછળથી પસ્તાવું ન પડે.

ઉપસંહાર—

સ્ત્રી અને પુરૂષ વર્ગની અંદર જોઇતી ઉત્કર્ષક વૃત્તિઓનાં પ્રમાણનો-સામાન્ય ઉપસંહાર.

| નંબર | નામ | સ્ત્રીઓમાં | પુરૂષમાં. | સૂચના. |
|---|---|---|---|---|
| નં. ૧૪ | સાવધાનતા | પ્રબળ | પ્રબળ | ... |
| નં. ૧૫ | યશાભિલાષ | ઠીકપ્રમાણમાં | પ્રબળ | ... |
| નં. ૧૬ | સ્વમાન | સામાન્ય | પ્રબળ પ્રમાણમાં | ... |
| નં. ૧૭ | દ્રઢતા | યોગ્ય પ્રમાણમાં | યોગ્ય પ્રમાણમાં | ... |

## નં. ૪ નૈતિક અને ધાર્મિક લાગણીઓની પરીક્ષા અને પસંદગી.

મનુષ્ય સ્વભાવની નૈતિક અને ધાર્મિક લાગણીઓની અંદર નં. ૧૮ ભક્તિભાવ, પૂજ્યભાવ. વિનય, આર્જવ આદિ, નં. ૧૯ અધ્યાત્મરતિ નં. ૨૦ આશા, નં. ૨૧ આત્મનિષ્ઠા અને નં. ૨૨ દયા અથવા પરોપકાર વૃત્તિ-કરૂણા, સહાનુભૂતિ, આર્દ્રતા, આદિ ભાવોનો સમાવેશ થાય છેઃ સ્ત્રી વર્ગની અંદર આ ઉપર જણાવેલા બધા ભાવો. પુરૂષ વર્ગ કરતાં ઘણાં વિશેષ પ્રમાણમા હોય છે. જેથી તેઓનાં મસ્તકો નં. ૧૮, ૧૯, ૨૦, ૨૧, અને ૨૨ વાળાં સ્થાનોની અંદર મુખ્ય ભાગે ઉંચ્ચા, વધેલાં, ગોળ અને ભરેલાં હોય છે. તેઓમાં ઉચ્ચ પ્રકારની પૂજ્ય બુદ્ધિ, શ્રદ્ધા, ભક્તિ, વડીલો માટે માનની લાગણી, પૂજ્યજનોનો પૂજ્યભાવ, ઇશ્વરમાં આસ્થા અને શ્રદ્ધા, આદિ ભાવો ઘણાજ પ્રબળ પ્રમાણમાં હોય છે. જે. નં ૧૮ વાળી ભક્તિભાવની વૃત્તિની પ્રબળતા દર્શાવે છે. વળી-તેઓમાં નવું નવું અને આશ્ચર્યકારક અદ્દભૂત રસપૂર્ણ, ભવ્ય, અનેક ઉચ્ચ પ્રકારની કલ્પનાથી ભરેલું હોય તેવું

જોવા જાણવાની તેમજ તેવા આશ્ચર્યમય વાર્તાઓ સાંભળવાની બહુજ ઇચ્છા હોય છે. આત્મા, પરમાત્મા, જીવ ઇશ્વર, આ જન્મ-પર જન્મ, મુક્તિ, મોક્ષ પુનર્જન્મ તેમજ ભૂત, પ્રેતાદિ આદિ અનેક આશ્ચર્યકારક વિષયોમા તેઓની શ્રદ્ધા અને પ્રીતિ અધિક પ્રમાણમા હોય છે જે તેઓની અંદરની બુદ્ધિશક્તિ-સમજ શક્તિ અને સ્વતંત્ર વિચાર કરવાની શક્તિની ન્યૂનતા અર્થાત્ બુદ્ધિશક્તિના અવયવોની અપૂર્ણ ખીલવણી દર્શાવવા સાથે અનેક પ્રકારની અવનવી અને વિચિત્ર પ્રકારની શ્રદ્ધા અને માન્યતાઓનાં કારણભૂત બને છે. તેઓ હમેશાં આશાવાદિ વિશ્વાસુ અને અન્યમા વરતજ પોતાનો વિશ્વાસ મુકનાર હોય છે. તેઓની અંદર દયાની વૃત્તિ પણ પ્રબળ પ્રમાણમા હોય છે જેથી ગરીબ લાચાર કે દુખીઓને કોઇપણ પ્રસગમા ગમે તે ભોગે મદદગાર થવા માટે જલદી દોડે છે પછી તે પરોપકારવૃત્તિ બુદ્ધિપૂર્વક હોય કે ન હોય તેની પરવા નહી પણ એ લાગણી તો તેઓમા બહુ પ્રબળ હોય છે.

શ્રાવણ મહીનો, અધિકમાસ, અમાસ, બારસ અને એવા એવા અનેક પ્રકારનાં દિવસોએ વ્રત ઉપવાસ અને દાનપૂન્ય કરી ગરીબોને, બ્રાહ્મણોને તેમજ અનાથોને શક્તિ અનુસાર આપવા માટે તેઓનો મોટો ભાગ હમેશા મૂખ્ય રીતે તત્પર હોય છે, જે આ નં ૨૨ વાળી દયા વૃત્તિની પ્રબળતા પ્રત્યક્ષ રીતે દર્શાવે છે ઘણે ભાગે આત્મનિષ્ઠાની નં ૨૧ વાળા સ્થાનની વૃત્તિ પણ, તેઓમા અનેકવાર બહુ સારા પ્રમાણમા હોય છે અને જ્યાં નં ૪ આપસ્વાર્થ, નં ૫ ખટપટ પ્રપંચ કે છદ્મવૃત્તિ આદિથી તે ઉધે રસ્તે દોરાયેલી હોતી નથી ત્યા તેઓ ઘણાજ ઉચ્ચ પ્રકારની સત્યનિષ્ઠા, નિષ્પક્ષપાતપણુ, અથવા ન્યાયનિષ્ઠા પણ દર્શાવી શકે છે છતા, બુદ્ધિ શક્તિઓની ન્યૂનતાને લીધે અથવા સમજશક્તિના અવયવો યથાવત્ ખીલેલા નહીં હોવાને લીધે, તેઓના અન્તઃકરણો, નૈતિક માન્યતાઓ ધાર્મિક-વિશ્વાસ અને ઘર સાંસારિક લાગણીઓ દ્વારા વિશેષ અંશે દોરાયેલાં રહે છે પણ એકંદર રીતે જોતા તેઓમા નૈતિક અને ધાર્મિક લાગણીઓનાં ઉપર જણાવેલા નં ૧૮ થી ૨૨ સુધીનાં સર્વ સ્થાનો યથાવત્ ખીલેલાં હોય છે દેવદર્શન, દેવપૂજા, સાધુ સન્તની ઉપાસના, પૂજાપાઠ, વડીલોનું સન્માન પતિ-પ્રેમ, અને અન્ય વડીલ કુટુંબીજનોના વિશ્વાસ અને આશા ઉપર અવલંબી રહેલા તેઓના જીવન, આર્થિક રીતે કેટલેક અંશે પરાધીન હોવા છતા દાન પૂન્યના પ્રસગો પરની અભિરૂચિ આદિ સર્વ પ્રસગો સ્ત્રી વર્ગની અંદરના ઉપરોક્ત સર્વ ભાવોની સામાન્ય પ્રબળ હાલત પ્રત્યક્ષ રીતે દર્શાવે છે એમા કાઇ પણ શકાને સ્થાન જેવુ નથી. જો કે બુદ્ધિશક્તિઓની ન્યૂનતા અને વિશ્વાસ વૃત્તિની અધિકતા અર્થાત્ અંધ શ્રદ્ધાની પ્રબળતાને લીધે, ઉપરોક્ત સર્વ ભાવો ન્યૂનાધિક પ્રમાણમા અનેકવાર, ભયકર આફત નુકશાન અને વિઘ્નોના કારણરૂપ પણ થઇ પડે છે, એ ખરૂ છે પણ ત્યા માત્ર યથાયોગ્ય બુદ્ધિશક્તિઓના વિકાસની ન્યૂનતાજ તેનું ખરૂં કારણ વિચાર કરતાં સ્પષ્ટ માલુમ પડે છે ઉપરોક્ત સર્વ વર્ણન સ્ત્રીવર્ગના સામાન્ય માનસિક અવયવોના વર્ણન પરક છે અને તેમા ઘણા અપવાદો પણ હોઇ શકે

આથી વિરૂધ, પુરૂષ વર્ગની અંદર ઉપર જણાવેલી સર્વ વૃત્તિઓ મુખ્ય રીતે જોતા સામાન્ય પ્રકારની માલૂમ પડે છે તેઓની અંદરની સ્વાર્થ વૃત્તિ, જાત મહેનત દ્વારા કમાવાની વૃત્તિ, તેઓનું ઉદ્યોગિ અને મહેનતુ તથા ખટપટ પ્રપંચ અને અનેક પ્રકારની હરિફાઇઓથી ભરેલું અટપટુ જીવન, કુટુબ સગાંવહાલાં, ઇત્યાદિના નિભાવ અર્થે કરવા પડતા મહાન પરિશ્રમો અને ઉપાધિઓને લીધે, યશ માન પ્રતિષ્ઠા અને હોદ્દા વિગેરેની સંરક્ષા, સંભાળ અને સંવૃદ્ધિ માટે પુરૂષવર્ગે રાખવી પડતી સાવચેતી, ચાતુરી અને કુશળતાને પરિણામે, તેઓનાં મગજની અંદરનાં નં ૧ થી ૧૭ અને ૨૮ થી ૪૨ સુધીના માનસિક અવયવોના સ્થાનો, તેઓના મસ્તકની અંદરના રક્તનો મોટો ભાગ એવી રીતે રોકી રાખે છે કે તેઓનો મોટો વર્ગ નીતિ અને ધર્મની સામાન્ય લાગણીઓના પણ ખામીવાળો મુખ્ય ભાગે જણાય છે

નીતિ, ધર્મ, ભક્તિ, શ્રદ્ધા. અધ્યાત્મરતિ આશા, દયા-કરૂણા આદિ ઉત્તમ વૃત્તિઓના મોટા સમુદાયને કેળવવાનો તેઓને અવકાશજ રહેતો નથી અને કેટલીકવાર તો જન્મથી મળેલા તેવા નૈતિક અને ધાર્મિક સારો પણ યોગ્ય સમય અને અનુકૂળ સંયોગોના અભાવે, તદ્દન અસ્તવ્યસ્ત અને અસંતુષ્ટ હાલતમાંજ અને અનુપયુક્ત દશામાંજ રહી જાય છે પરિણામે પુરૂષ વર્ગનો મોટો ભાગ, નાસ્તિક, અભિમાની, અનુતુ અવિશ્વાસુ, અપ્રમાણિક,

નં૰ ૩૩.

## મા તે મા.

ખરા પ્રેમનું જળ વર્ષાવે,
હૈયાનું અમૃત ધવરાવે,
બાળપુષ્પ ખીલાવે
પોષી પ્રાણથી રે;
મા તે મા.

—૦—

પાર્વતી-પ્રસાદ.

## પ્રબળ પ્રશંસા પ્રિયતાનો પ્રભાવ.

૧—વાળનો મરોડ

૨—અક્ષરોનો મરોડ

૩—વસ્ત્રોની ફેશનેબલ પસંદગી

૪—કોટ વાસ્કોટનો કટ

૫—ખીસામાનું બટન

૬—લાકડીની પસંદગી

૭—ઉભા રહેવાની છટા એ બધી,
બાબતો આ વૃત્તિના પ્રબળ
પ્રભાવની નિશાનીઓ છે.

—૦—



ચિત્ર નં૰ ૩૮ ઉન્નત બગડે=કુવળણ.

# ઉત્કર્ષક-વૃત્તિઓના સમૂહની પરીક્ષા.



નં૦ ૩૪ સાવધતા (૧૪)




નં૦ ૩૬ સાવધતા અને યશાભિલાષનો અતિયોગ એટલે વ્યાકુલ-ચિત્તવૃત્તિ



નં૦ ૩૫ યશાભિલાષ (નં૦ ૧૫)



નં૦ ૩૭ યશાભિલાષનો અતિયોગ એટલે કુણુજીવૃત્તિસેંસીટીવનેસ



નં૦ ૩૮ સ્વમાનનો અતિયોગ એટલે અહંકાર-ગુમાન




નં૦ ૪૦ અતિ સૌજન્યશીલ કોઈને ના જ ન કહી શકે



નં૦ ૪૧ ગુમાની. (નં૦ ૧૬ નો અતિયોગ)



નં૦ ૪૨ યોગ્ય સ્વમાન, સાહસ, ધૈર્ય, આશા આદિ ભાવયુક્ત, મસ્તક. ૧૬+૭+૧૭+૨૦.

માટે તૈયાર થવામાં આવા પ્રકારની ખાસ માહિતી મેળવવા માટે દરેક યુવાન તેમજ યુવતીએ ખાસ અભ્યાસ કરવાની જરૂર છે. જ્યારે આવા અભ્યાસ અને જ્ઞાનનું મહત્વ કેટલું બધું ઉપકારક છે, તેનું સત્ય તો જીવનનાં અનેક અવનવા પ્રસંગોમાં અનુભવવાના પ્રસંગો પ્રાપ્ત થયેજ યથાવત્ વિદિત થઇ શકે છે "અનુભવ" એ પણ એક મોટી શાળા છે પણ લગ્ન સંબંધનો પ્રસંગ, સ્ત્રી અથવા પુરૂષને આ જીવનમાં એકજ વખત આવે છે અને તેવો અનુભવ કઇ વખતોવખત લઇ શકાય તેમ છેજ નહિ, માટે એવા પ્રસંગથી જોડાતા પહેલાંજ બધી બાબતોનાં વિચારો પહેલેથીજ કરી લેવાની ખાસ જરૂર છે

## આનંદિ અને ઉત્સાહપૂર્ણ સ્વભાવના તત્વો.

### મસ્તકની અંદરના સ્થાનોનાં નંબરો

| સંખ્યા | શક્તિઓનાં નામો | | નંબર |
|---|---|---|---|
| ૧ | પ્રબલ આશા | ,, | ( ૨૦ ) |
| ૨ ,, | ખુશમિજાજ | , | ( ૨૭ ) |
| ૩ ,, | અધ્યાત્મરતિ | ,, | ( ૧૯ ) |
| ૪ ,, | આત્મનિષ્ઠા | ,, | ( ૨૧ ) |
| ૫ ,, | સ્વમાન | ,, | ( ૧૬ ) |
| ૬ ,, | પરોપકારપ્રિયતા | ,, | ( ૨૨ ) |
| ૭ ,, | સૌજન્ય | ,, | ( ૪૩ ) |
| ૮ ,, | શૌર્ય-શક્તિ | ,, | ( ૭ ) |
| ૯ ,, | સ્નેહ-ભાવ | ,, | ( ૮ ) |
| ૧૦ ,, | વાત્સલ્ય-ભાવ | ,, | ( ૧૦ ) |
| ૧૧ ,, | વિશુદ્ધદામ્પત્ય | ,, | ( ૯ ) |
| ૧૨ ,, | મૈત્રીભાવ | | ( ૧૧ ) |

આ બધા તત્વો, જીવનને આનંદ, ઉત્સાહ અને પ્રગતિમય બનાવી હમેશા પ્રફુલિત અને ખીલતાં પુષ્પ જેવુંજ બનાવી ટકાવી રાખે છે જે મનુષ્યમા આ વૃત્તિઓ ઉપર પ્રમાણે હોય છે, તેઓ હમેશા ખુશમિજાજ અને આનંદ ઉત્સાહથી પૂર્ણ હોય છે )

## નિરાશાવાદી અને આશાવાદી મનુષ્યોનાં મસ્તક અને મુખ પરનાં લક્ષણો

જુઓ ચિત્ર ન ૪૬ તથા ૫૦

| નિરાશાવાદીના લક્ષણો | આશાવાદીના લક્ષણો |
|---|---|
| ૧. લાંબુ-મુખ | ૧. ગોળ ઉત્સાહપૂર્ણ મુખ |
| ૨ બેઠેલા ગાલ. | ૨ ભરાવદાર-ગાલ ઓષ્ઠ |
| ૩ મંદ ચક્ષુઓ | ૩ ચંચળ અને સ્નેહપૂર્ણ ચક્ષુઓ |
| ૪. નાસિકાની આસપાસ નમી પડેલી રેખાઓ | ૪ નાસિકા અને મુખની આસપાસ ઉંચે ચડતી હાસ્યની રેખાઓ |
| ૫. શોકસંવિગ્ન મન | ૫ આનંદ અને ઉત્સાહપૂર્ણ મન |
| ૬ છાપરા માફક બને તરફ નમતું કે નમેલું મસ્તક અને ખોપરીનો આકાર | ૬ ગોળ ઘુમટનાં જેવું ઉપસું મસ્તક |
| ૭ શૌર્ય અને સ્પર્ધા શક્તિની ન્યૂનતા | ૭ શૌર્ય અને સ્પર્ધા શક્તિનોનો પ્રબળ ભાવ |

| | |
|---|---|
| ૮. અગ્નિમાંદ્ય અને બંધારણનો વાયુ વ્યાધિ. | ૮. પૂર્ણ ખાનપાન અને આરોગ્ય યુક્તજીવન. |
| ૯. હૃદય તથા ઉદરનાં દીર્ઘ રોગો. | ૯. હૃદયની નિપુણતા ને ઉદરની રૂપતા. |
| ૧૦ Sympathetic systemની નિર્બળતા. | ૧૦. આ સ્થાનનાં તન્તુઓની પ્રબળતા. |
| ૧૧. હીસ્ટીરીઆ વાઇ કે આપઘી | ૧૧. કોઇ પણ જાતનાં નર્વ ડીસીસનો અભાવ. |
| આ બધાં નિરાશાવાદી મનુષ્યોના ચિન્હો છે. ચિત્ર નં.૫૦ | આ બધા આશાવાદીના શુભ ચિન્હો છે. ચિત્ર નં.૪૯ |

૨૧ આત્મનિષ્ઠા અથવા સત્યપરાયણતા. આ વૃત્તિનું સ્થાન મસ્તકની અંદર નં. ૪૭ માં દર્શાવ્યા પ્રમાણેનાં સ્થળ નીચેની મગજની તન્તુ ગ્રંથીમા છે. જે સ્ત્રી અથવા પુરૂષના મસ્તકો એ સ્થળમાં સારા પ્રમાણમાં ખીલેલાં પહોળાં અને ઉન્નત હોય છે, તેઓ હમેશાં પોતાના સ્વાર્થ મતલબ કે લાગણી આદિ કોઇપણ વિષયની દરકાર ન કરતાં, હમેશાં જે કાંઇ સત્ય, ન્યાયયુક્ત અને યથાર્થ હોય તેજ રસ્તે ચાલવાનું કે વર્તવાનું સર્વથા પસંદ કરે છે. પોતાના અન્તઃકરણનાં અવાજને સૌથી પ્રથમ સ્થાન આપે છે. અન્તઃકરણથી વિરૂધ વર્તિ કોઇપણ પ્રકારની સ્વાર્થ સિદ્ધિ કરવા આતુર બનતા નથી. પછી ગમે તેવી મુશ્કેલીઓ આફતો કે અડચણો અથવા ઉત્પાતો તેવા મનુષ્યના જીવનમાં ઉપસ્થિત થાય પણ તે સર્વની લેશ પણ દરકાર કર્યા વગર સત્ય અને ન્યાયનેજ માત્ર વળગી રહે છે. સ્ત્રીવર્ગ અને પુરૂષવર્ગ બન્નેમા આ વૃત્તિ પ્રબળ પ્રમાણમાં હોય એ તદન ઇચ્છવા યોગ્ય છે. આ વૃત્તિના ભાવોને દર્શાવનારા કેટલાક સામુદ્રિક ચિન્હોનું વર્ણન આ સ્થળે આપવું ઘણુંજ યોગ્ય છે, જેથી નીચે પ્રમાણે તે વૃત્તિના પ્રબળ ભાવોને દર્શાવનાર કેટલાક અગત્યના ચિન્હોનું વર્ણન આપવામાં આવેલ છે. સ્ત્રી અને પુરૂષના લગ્ન અને ત પછીના અનેક સબંધો અને અનેક પ્રકારના પ્રસંગો, મનુષ્ય સ્વભાવની આ આત્મનિષ્ઠાની પ્રબળ વૃત્તિ ઉપર ઘણુંજ મોટે ભાગે અવલંબી રહેલાં છે. તેના ઉપર ગૃહસ્થાશ્રમના અનેક વિધ સુખોનો મુખ્ય આધાર છે. આટલા માટે સ્ત્રી પુરૂષ બન્નેમા આ વૃત્તિ પ્રબળ પ્રમાણમાં હોવીજ જોઇએ. દ્રવ્ય, ઘરેણા, દાગીના, વાડી, બગીચા, મહેલ વિગેરે બધી સાધન સામગ્રી ગમે તેટલા વિપુલ પ્રમાણમાં મનુષ્યને મળેલી હોય પણ જો સ્ત્રી અને પુરૂષના પરસ્પરના સંબંધોમા સત્ય, ન્યાય, આત્મનિષ્ઠા કે પરસ્પરના કર્તવ્યો યથાયોગ્ય રીતે હૃદયપૂર્વક બજાવવાની ઉગ્ર કર્તવ્યનિષ્ઠારૂપ તીવ્રવૃતિ, બન્નેનાં હૃદયમાં પરસ્પર ઉદ્ભવ થવા પામેલી ન હોય તો બધાં સુખ સાધન અને સમ્પતિ વિગેરેનુ અસ્તિત્વ પણ માત્ર નામનું, લુખું અને નિરસ લાગે છે. જે સ્ત્રી પુરૂષોનાં મસ્તકોમાં આ વૃત્તિ મંદ પ્રમાણમા અથવા ન્યૂન પ્રમાણમાં હોય છે, તેઓનાં મસ્તકનો નં. ૨૧ વાળો ભાગ ચિત્ર નં. ૪૮ મા દર્શાવ્યા પ્રમાણે બેઠેલો અનુન્નત કે દબાયેલો સ્પષ્ટ જણાય છે. આવા પ્રકારનાં અવનત ચિન્હવાળાં સ્ત્રીપુરૂષો છળ, કપટ અને પ્રપંચી જીવન યુક્ત સ્વભાવથીજ હોય છે, જેથી તેઓ વચ્ચે રામ અને સીતાના જેવા વિશુદ્ધ દામ્પત્યધર્મ યુક્ત સ્નેહ ભાવો કે પરસ્પરની વિશ્વસનીયતા આદિ ભાવોના દર્શન પણ થવા દુર્લભ છે. પરિણામે આવા સ્ત્રીપુરૂષો શૂન્ય હૃદયનાં, લાગણી વગરના, અસત્યપરાયણ આપસ્વાર્થી અને ખુદગર્જ થઇ, પોતાના આત્માવિરૂધ અનેક પ્રકારના વર્તનો કરી, આખરે મહા પશ્ચાતાપ સાથે પોતાના પાપના ઉગ્ર પરિણામોને જાતે ભોગવે છે આત્મઘાતિ સ્ત્રી કે પુરૂષનું જીવન ઉધઇથી ખવાઇ ગયેલાં પોલાં લાકડાં જેવું થઇ રહે છે અને તે આખરે કયે વખતે કડડડ ભૂસ દઇ પોતાનાં અધઃપતન માટે પસ્તાવાનો ભોગ થઇ પડે તે કાંઇ કહી શકાય નહી. ગુજરાત કાઠીયાવાડના એક મહા કવિનું અધઃ પતન આ વૃત્તિની મંદતાને લીધેજ થયું હતું.

આત્મનિષ્ઠ પુરૂષોનાં લક્ષણો જુઓ ચિત્ર નં. ૪૯. જે મનુષ્યો પૂર્ણ આત્મનિષ્ઠ અર્થાત પોતાના અન્તઃકરણની વૃત્તિને કે અન્તરાત્માના અવાજને અનુસરી વર્તવાની પ્રબળ ઇચ્છા અને શક્તિવાળાં હોય છે, તેઓનાં સામુદ્રિક લક્ષણો નીચે પ્રમાણે હોય છે.

૧. પૂર્ણ વિશાળ અને ખુલ્લી સરળ આંખો.
૨ તદન સન્મુખ જોઇ વાત કરવાની ટેવ

૩. વક્ર અવલોકનથી જોવાનો અભાવ.
૪. સ્થિરતા યુક્ત આંખો.
૫ બન્ને ભ્રમરની વચ્ચમાંનાં પ્રદેશમાં નાક ઉપર ત્રણ ચાર ઉભી રેખા.
૬. લાંબી ઉભી રેખાયુક્ત નાસિકાની દાંડી.
૭ સ્થિર અને દૃઢ મુખનું દર્શન.
૮. ચોરસ જડબાં અને સીધો ચિબુકનો ખુણો,
૯. સ્પષ્ટ અને લંબ ચોરસ આકાર જેવો કાન
૧૦. મુખાકૃતિની સરલ બાહ્ય રેખાઓ
૧૨. સરલ રીતભાત અને વ્યવહાર તથા વાતચિત અને અવાજ.
૧૩. વિશ્વસનીયતા.
૧૪. સંશય વૃત્તિનો અભાવ.
૧૫. સ્પષ્ટ પણ ટુંકુ વક્તવ્ય.
૧૬. નં. ૨૧ વાળો ખીલેલો મસ્તકનો પ્રદેશ.

૨૨ દયા અથવા પરોપકારવૃત્તિ—આ વૃત્તિ સ્ત્રીવર્ગની અંદર ખાસ પ્રમાણમાં વધેલી જોવામા આવે છે. ત્યારે પુરૂષ વર્ગની અંદર તે ઘણે ભાગે સામાન્ય હોય છે. પણ સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગમાં એ વૃત્તિના યોગ્ય પ્રમાણની ખાસ જરૂર છે નં. ૨૨ વાળું ચિત્ર નં. ૫૧–૫૨ મા દર્શાવેલું સ્થાન જેઓનું પ્રબળ હોય છે, તેઓનાં મસ્તકના આ ભાગો વધેલા હોવાથી તેવા સ્ત્રી પુરૂષો સ્વભાવે દયાર્દ્ર, કરૂણાળુ, અનુકમ્પાશીલ સહાનુભૂતિ પ્રદર્શક ભાવોવાળાં, અને પરદુઃખે દુઃખી થવાની વૃત્તિવાળા હોય છે દુનીયાની અંદરના અનાથાલયો, પાઠશાળાઓ, વિશ્વ-વિદ્યાલયો, હોસ્પીટલો, પાંજરાપોળો, અને એવા એવાં અસંખ્ય પ્રકારના પરોપકારી જે જે ખાતાઓ અત્યાર સુધીમાં અસ્તિત્વમા આવ્યાં છે તે સર્વનો આધાર માત્ર આ દયા દાન કે પરોપકારની તીવ્રવૃત્તિ કે લાગણી ઉપર છે. જુઓ ચિત્ર નં. ૫૧ તથા નં પર શ્રીયુત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર તથા ગોપાલકૃષ્ણ ગોખલે. આવી રીતે અન્ય મહાન પરોપકારી જગત્ હિતેચ્છુ દાનવીરોના મસ્તકો તપાસતા આપણને સ્પષ્ટ માલુમ પડશે કે તેઓના મસ્તકોમા પણ નંબર ૨૨ વાળો ભાગ હમેશા ઉન્નત અને ઉપસેલોજ હોય છે.

પણ જે સ્ત્રી પુરૂષોના મસ્તકો આવી રીતે ખીલેલા ન હોતાં, એજ નં. ૨૨ વાળા સ્થાનમા બેઠેલાં, ઢળતાં કે અવનત હોય છે, તેવા મનુષ્યો હમેશા કરૂણા સહાનુભૂતિ કે દયા આદિ કોમળ ભાવોની લાગણી વગરના હોય છે. નિષ્કરૂણ, નિર્દય, નિષ્ઠુર, અને નિર્દયતાના ભાવો તેઓને બહુજ રૂચિકર લાગે છે અને સામાન્ય પ્રસંગોમા પણ તેઓ મૃદુતા કે સ્વભાવની કોમળતા પણ દર્શાવી શકતા નથી આવા નિષ્ઠુર કે નિષ્કરૂણ હૃદયના સ્ત્રી કે પુરૂષો દ્વારા થતી પ્રજા પણ તેવાજ દુષ્ટ ભાવો વાળી જન્મે છે, અને જ્યાં મનુષ્યનુ અન્તઃકરણજ ખરાબ નષ્ટ કે નિર્દય થયું ત્યા પછી જીવન કોઇપણ પ્રકારની મધુરતા ધારણ કરી શકતું નથી. ટુંકામા સ્ત્રી અને પુરૂષના મસ્તકના બીજા પ્રદેશો ગમે તેવા પ્રબળ કે નિર્બળ હોય તેની વિશેષ પરવા ન કરતા, માત્ર તેઓનાં મસ્તકના નૈતિક અને ધાર્મિક વૃત્તિઓના નં ૧૮ થી ૨૨ સુધીના સ્થાનો જો યથાયોગ્ય રીતે ખીલેલા હોય તો એ ઘણે અંશે ઇષ્ટ અને પ્રશંસનીય છે. તેના વિનાનુ બધું જીવન માત્ર Materialistic પ્રાકૃતિકપદાર્થોની ઉપાસનાના ભાવોથીજ ભરાઇ રહેલુ હોય છે, આવા જીવન પાસેથી સ્ત્રી અને પુરૂષો અન્યોન્યના ઉત્કર્ષની આશા તો ક્યાંથીજ રાખી શકે !!! આટલા વાસ્તે સ્ત્રી તેમજ પુરૂષ કે યુવાન તેમજ યુવતી બન્નેએ પરસ્પરના નૈતિક અને ધાર્મિક ભાવોની યથાયોગ્ય પરીક્ષા કરવાની આ મસ્તક વિદ્યાની પદ્ધતિને યથાવત્ શીખી, યોગ્ય પુરૂષની કે સ્ત્રીની જાતે પસંદગી કરવાની વિધિનો યથાવત્ અભ્યાસ કરી પરસ્પરની પૂર્ણ ખાત્રી થયે લગ્ન સંબધદ્વારા સંયુક્ત થવામા સંભાળ રાખવાની જરૂર છે લગ્ન સંબંધથી જોડાવા ઇચ્છતા યુગલોમાંથી બન્નેના હૃદયો પૂર્ણ વિશુદ્ધ યુક્ત હોય એ ખાસ તપાસી જોવાની જરૂર છે

# નં. ૫ પ્રાવીણ્ય પ્રદાયક શક્તિઓની પરીક્ષા તથા પસંદગી.

આ વૃત્તિઓનાં સમૂહની અંદર નં. ૨૩ કળાકૌશલ્ય નં. ૨૪ સૌન્દર્યપ્રેમ નં. ૨૫ ઔદાર્યભાવ નં. ૨૬ અનુકરણશક્તિ અને નં. ૨૭ હાસ્યવૃત્તિ એમ પાંચ વૃત્તિઓનો સમાવેશ થાય છે. તેઓનાં સ્થાનો અગાઉના પ્રકરણ બીજામાં દર્શાવેલાં છે તે પ્રમાણે અનુક્રમે નં. ૨૩ થી ૨૭ સુધીના પ્રદેશોમાં આવેલાં છે. જે સ્ત્રી અથવા પુરૂષના આ પ્રદેશના બધાં સ્થાનો ખીલેલાં હોય છે, તેઓના માથાં, ઉપરના ભાગના નૈતિક અને ધાર્મિક લાગણીઓવાળા પ્રદેશોની બન્ને તરફ અને આસપાસ ગોળ ખીલેલા હોય છે. આવા પુરૂષો તેમજ સ્ત્રીઓ સ્વભાવે સુંદર, મધુર, ઉદાર, અનુકરણશીલ અને ખુશમીજાજી હોય છે. તેઓના વેશ, ભાવ અને વર્તન હમેશાં સુઘડતાં રીફાઇન્ડ, બધી જાતના દેખાવ ઘણાજ ઉચ્ચ પ્રકારના, કોઇ પણ જાતની (Valgarity), ઉદ્ધતાઇ, તોછડાઇ, કે કર્કશતાથી રહિત અર્થાત્ મધુર અને અનુકરણ કરવા યોગ્ય હોય છે. જ્યારે ઉપર જણાવેલી વૃત્તિઓની ખામીને લીધે સ્ત્રી તેમજ પુરૂષના સ્વભાવો અનેક પ્રકારની કઠોરતા, ઉદ્ધતાઇ, રાંનેરા, કર્કશતા કે મેલાઘેલાપણા યુક્ત મલિન અને સભ્ય સોસાઇટીમાં તિરસ્કારને પાત્ર બને તેવા અનુદાર થઇ જાય છે. આથી આવા ઉદ્ધત અને રફ સ્વભાવના પુરૂષો સાથે ઉચ્ચ પ્રકારની પ્રવીણ સ્ત્રીઓનાં સ્વભાવનો કદી પણ મેળ થઇ શકતો નથી. તેમજ તેવાજ ઉચ્ચ પ્રકારના ભાવોથી યુક્ત પુરૂષો સાથે ઉપર જણાવ્યા પ્રમાણેના અધમ પ્રકારના ભાવો વાળી સ્ત્રીઓનો પણ મેળ થવો મહા મુશ્કેલ છે. તેમ સ્ત્રી અને પુરૂષ બન્ને સરખા પ્રમાણમાંજ રફ અને અનુદાર તેમજ સૌન્દર્યહીન પ્રેમહીન અને અનુકરણશક્તિથી રહિત હોય તો તેઓની વચ્ચે પણ યોગ્ય પ્રકારના સ્વભાવનું સમ્મેલન કદી પણ થતું નથી. આટલા માટે યોગ્ય ગુણો અને વૃત્તિઓના ભાવોથી પૂર્ણ સ્ત્રીપુરૂષોના પરસ્પરના ગુણ ધર્મોની પરીક્ષા કર્યા પછી અને પસંદગી યથાવત કર્યા પછીજ લગ્ન સંબંધથી જોડાવું એ ખાસ જરૂરનું છે.

૨૩ કળા કૌશલ્ય—આ પ્રાવીણ્યપ્રદાયક શક્તિઓના વર્ગમાં સૌથી પ્રથમ નં. ૨૩ કળા કૌશલ્યની વૃત્તિનું અવયવ આવેલું છે. જે સ્ત્રી અને પુરૂષમાં આ અવયવ સારા પ્રમાણમાં ખીલેલું હોય છે, તેઓ સર્વ પ્રકારના કળા હુન્નર ઉદ્યોગ, ભરત ગૂંથણ, રાંધણ, ગૃહવ્યવસ્થા, ઘરના બાંધકામની યોજના, આદિ અનેક પ્રકારના યોજના આત્મક કાર્યોની અંદર દરેક રીતે બહુજ સરલતાથી પ્રવિણતા મેળવી શકે છે. સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગની અંદર, આવા પ્રકારની કળાકૌશલ્યની વૃત્તિવાળા માનસિક મગજની અંદરના અવયવો જેટલા પ્રમાણમાં સારા અને ચપળ હોય છે, તેટલાજ પ્રમાણમાં ઉત્તમ ગુણ ધર્મવાળી કળાકૌશલ્યની ભાવના વૃત્તિવાળી પ્રજાને જન્મ આપવામાં તેઓ સાધનભૂત બને છે. આટલા માટે બન્ને વર્ગમાં એ શક્તિ સારા પ્રમાણમાં હોય એ ખાસ ઇચ્છવા યોગ્ય છે. જેઓમાં એ શક્તિ સારા પ્રમાણમાં હોય છે, તેવા સ્ત્રી પુરૂષોના મસ્તકો નં. ૨૩ વાળા પ્રદેશમાં ઉન્નત ગોળમરોડદાર અને જ્યાં વાળનો ખૂણાવાળો વળાંકદાર ભાગ આવેલો છે ત્યાંથી બન્ને તરફ સારા પ્રમાણમાં વિસ્તૃત, પહોળા અને ભરેલા હોય છે. જુઓ ચિત્ર નં. ૫૩ તથા ૫૪ મી. એડીસનનું અને મી. હમણીયાનું મસ્તક આવીજ રીતે તે સ્થાનમાંથી પહોળું છે, જ્યારે તેનીજ માફક જે જે મનુષ્ય, કળા કૌશલ્ય કે હુન્નર ઉદ્યોગ આદિની કળાઓ માટે ખાસ વિશેષતા ધરાવતા હોય છે તેવા સર્વ મનુષ્યોનાં મસ્તકો એ સ્થાનમાંથી ખાસ વિશાળ હોય છે. પણ જે સ્ત્રી અથવા પુરૂષમાં આ વૃત્તિની ખામી હોય છે, તેઓના મસ્તકો એજ સ્થાનમાંથી બેઠેલા ટુંકા અથવા સંકુચિત હોય છે (જુઓ ચિત્ર નં. ૮ ચપટું માથું.)

૨૪ તથા ૨૫ સૌન્દર્યપ્રેમ તથા ઔદાર્યભાવ (Ideality and sublimity) ઉત્તમ પ્રકારની કલ્પના શક્તિ, કવિત્વ શક્તિ તેમજ કુદરત, સૃષ્ટિરચના, મનુષ્યસ્વભાવ તેમજ મનુષ્યકૃતિ આદિની અંદર જે અનેક પ્રકારના સૌન્દર્ય અને ગાભીર્યપૂર્ણ રમ્ય, મનોહર અને ભવ્ય ભાવો, ચારે તરફ વિસ્તૃત પ્રમાણમાં—ભરેલા પડેલા છે, તેને યથાવત્ સમજનાર, તેની યથાવત્ કદર કરનાર કે સૌન્દર્ય સબંધી સર્વ ભાવોને અનુભવ કરનાર મનુષ્યના મગજની અંદરની આ બે જુદીજ શક્તિઓ છે. માનવ સમાજના મહાન કવિઓ, કલ્પનામય સંસારની અંદર વસનારા મહાન લેખકો અને નોવેલીસ્ટો, કુદરતનું ભવ્ય ભાષાઓમાં ગાન કરનારા

દિવ્ય ગાયકો અથવા કલાપીઓ, પછી તેઓ ભલે તે દેશ કાળ કે મલમાં જન્મેલા હોય પણ તે સર્વની મહત્તા માત્ર આ બે વૃત્તિઓના અતિ પ્રબળ વેગનેજ મૂખ્ય અંશે આભારી છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથી. આપણા દેશના પ્રસિધ્ધ કવિઓમાં વર્તમાન જમાનામાં અગ્રસ્થાન મળવા યોગ્ય કવિઓમાંથી શ્રીયુત્ નથુરામ સુંદરજી, કવિ નર્મદાશંકર, શ્રીયુત દલપતરામ ડાહ્યાભાઇ, અને તેમના ચી. રા. રા. શ્રીયુત ન્હાનાલાલ તેમજ અન્ય કવિઓના ફોટોઓનું જો અવલોકન કરવામાં આવે તો આપણને તેઓ સર્વના મસ્તકોના ૨૪ તથા ૨૫ વાળા સ્થાનોમાં બહુજ સારા પ્રમાણમાં ઉન્નત થયેલા અવશ્ય માલુમ પડયાવિના નહીંજ રહે દૃષ્ટાન્ત તરીકે જુઓ-નં ૫૫ કવિ નથુરામ સુંદરજી, ચિત્ર નં. ૫૬ રા. રા. કવિ ન્હાનાલાલ દલપતરામ, ચિત્ર નં. ૫૭, શ્રીયુત જોસફ બી બી Bibj's annual નામના અતિ સુપ્રસિદ્ધ ચિત્રમય વાર્ષિક અંકના પ્રસિદ્ધ કરનાર એડીટર અને લેખક અને ૨ ૧ને સ્પષ્ટ માલુમ પડશે કે તેઓ સર્વના મસ્તકો એ સ્થાનની અંદર ભવ્ય અને ઉન્નત થયેલા છે. આજ પ્રમાણે યુરોપના મહાન રાજકવિ ટેનીસન અને આપણા દેશના કવિ શિરોમણી રવીન્દ્રનાથ ટેગોરના મસ્તકો પણ જો યથાવત્ સરખાવી જોઇએ તો તેઓ બન્નેમાં પણ અનેક પ્રકારનું સામ્ય દેખાવા ઉપરાંત તેઓના પણ નં. ૨૪ અને ૨૫ વાળાં સ્થાનો સારી રીતે ઉન્નત થયેલાં સ્પષ્ટ જણાશે ( જુઓ ચિત્ર નંબર ૫૮ તથા ૫૯ કવિવર-ટેનીસન તથા કવિ શિરોમણી રવિન્દ્રનાથ ટેગોર. લોકો એમ કહે છે કે " Poets are born " એ વાત તદ્દન ખરી છે પણ તેની સાથે એટલું પણ યાદ રાખવું કે જે પ્રજાના માબાપોની કવિત્વશક્તિ કે કલ્પનાશક્તિઓ અથવા સૌન્દર્યપ્રેમની ભાવનાઓ ખીલેલી હોતી નથી. તેવા માબાપો ઉચ્ચ પ્રકારની કવિત્વશક્તિ યુક્ત પ્રજાઓને કદી પણ જન્મ આપી શકતા નથી પણ આવા ઉચ્ચ પ્રકારના ભાવો વાળી પ્રજાને જન્મ આપવા માટે માતાપિતા થવા ઇચ્છનાર યુવકવર્ગે પણ પોતાની અંદરના તે તે ભાવોને નાનપણથીજ યોગ્ય રીતે ખીલવવા જોઇએ કારણ તેવીજ ઉત્તમ રીતે ખીલેલી વૃત્તિઓવાળા યુગ્મોજ માત્ર ઉપર જણાવ્યા પ્રમાણેના ભવ્ય ગુણ કર્મ સ્વભાવવાળી સંતતીને જન્મ આપી શકે છે એટલા માટે એવાં યુગ્મોના લગ્ન યોગ્ય પરીક્ષાને અન્તે થાય એ સર્વથા ઇષ્ટ છે અને એવા પ્રકારની પરસ્પરના ગુણકર્મ સ્વભાવની પરીક્ષાઓ બન્ને વર્ગ બહુજ સરલતાથી તેમજ સ્વતંત્રતાથી માત્ર મસ્તક વિદ્યા દ્વારાજ કરી શકે તેમ છે.

**૨૬-૨૭ અનુકરણશક્તિ તથા હાસ્ય વિનોદવૃત્તિ** આ બન્ને વૃત્તિઓ પણ સ્ત્રી પુરૂષ બન્નેમાં યથાયોગ્ય પ્રમાણમાં હોવીજ જોઇએ જેઓમાં એ બન્ને વૃત્તિઓ સારા પ્રમાણમાં હોય છે તેઓના મસ્તકો નં ૨૬ તથા ૨૭ વાળા પ્રદેશમાં ઉન્નત અને ખીલેલા હોય છે જ્યારે એ વૃત્તિઓની પ્રબળતાને લીધે આચાર વિચાર, વ્યવહાર, ખાનપાન, ભાષણ, વસ્ત્ર આભૂષણ આદિ પહેરવા ઓઢવાના અનેક પ્રકારના પ્રસંગોમાં જ્યા જ્યા સારૂં સુંદર વ્યવસ્થાયુક્ત અને રમણીય પ્રકારનું વર્તન જોવામાં આવે ત્યાં ત્યાંથી આવી પ્રબળ વૃત્તિવાળા સ્ત્રી પુરૂષો જલદી ગ્રહણ કરી અનુકરણ કરવા લાગે છે અને દરેક વિષયને પોતાની અનુકરણશક્તિદ્વારા શીઘ્ર સ્વાત્મીય કરી પોતાના જ્ઞાન અનુભવ તથા ચારિત્ર્યમાં અનેક પ્રકારની પ્રવીણતાઓને શીઘ્રતાથી વૃદ્ધિગત કરી શકે છે જ્યારે હાસ્ય વૃત્તિની પ્રબળતાને લીધે જ્યા જ્યાં એવી બાબતોમાં ભદ્દતા ખામી કે ન્યૂનતા જણાય પછી તે ગમે તો અન્ય વ્યક્તિમાં હોય કે પોતાની જાતમાં પણ હોય તો તેને પોતાની હાસ્યવિનોદ અને રમુજી વૃત્તિદ્વારા જલદીથી સુધારવાના પ્રયત્નો કરી કે કરાવી શકે છે એટલુંજ નહીં પોતાની હાસ્ય વિનોદ તેમજ અનુકરણ શક્તિની પ્રબળતાને લીધે અનેક પ્રકારના હાવ ભાવો સાથે જોનારના મનમાં રમુજ અને આનંદ પેદા કરી અનેક પ્રકારના આનંદો પણ આપી શકે છે અમુક પ્રકારના હાસ્ય, કરૂણા કે શૃંગાર અથવા વીરરસના પાત્રોના પાઠ લઇ, જનસમુદાયના મોટા વર્ગને આશ્ચર્ય-હસાવવા રડાવવા કે તેઓને ગમ્મત સાથે જ્ઞાન આપી હંમેશ માટે પોતાના પ્રશંસક બનાવવાની અનેક દિવ્ય શક્તિઓ, આ બન્ને શક્તિના અવયવોમાં સમાયેલી છે સારા સારા નટીઓ, અથવા રંગભૂમી પરના પાત્રો અને યુરોપ આદિ દેશોની અંદરના એકટરો, માત્ર પોતાની આવી વૃત્તિઓ દ્વારા જનસમૂહના મોટા સમુદાયને પોતા તરફ આકર્ષી શકે છે એટલુંજ નહીં પણ તેઓ અનેક પ્રકારની સારા પ્રમાણની લક્ષ્મિ પણ સમ્પાદન કરી શકે છે આ બધો પ્રતાપ માત્ર એ શક્તિઓનોજ છે, જ્યારે જે સ્ત્રી અથવા પુરૂષમાં ઉપરોક્ત બન્ને વૃત્તિઓ, મંદ કે ન્યૂન પ્રમાણમાં હોય છે, તેવાઓ કોઇનું જોઇને પણ કાંઇ શીખી શકતા નથી બીજાના અનુભવો દ્વારા પણ પોતે સુધરી શકતા નથી તેમજ પોતામાં તેવી કોઇપણ

પ્રકારની પ્રવીણતા ન હોવાને લીધે અન્યને આકર્ષક બનવામાં પણ નિષ્ફળ નીવડે છે. આવા સ્ત્રી પુરૂષોનાં લગ્ન સંબંધો દ્વારા કોઇપણ પ્રકારની ઉન્નતિની આશા ફોકટ છે. પણ જેઓ ઉપરોક્ત વૃત્તિઓને બરાબર ખીલવી આત્મકલ્યાણ તેમજ લોક કલ્યાણ માટે તેનો ઉપયોગ કરે છે તેઓ ખરેખર ધન્ય છે. જુઓ ચિત્ર નં. ૬૦ તથા ૬૧. પ્રાવીણ્યપ્રકાશક શક્તિઓનાં સમૂહની દરેક વૃત્તિઓનો ઉપસંહાર કરતા સ્પષ્ટ રીતે જણાવવાની જરૂર પડે છે કે આ સમૂહની દરેક વૃત્તિ સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગમાં સારા પ્રમાણમાં હોવાની ખાસ જરૂર છે. કારણ તેનાં દ્વારા માનવ સમાજની અનેક પ્રકારની પ્રગતિના શુભ પ્રયાસોનો આરંભ, માન્યતાઓમાં અનેક પ્રકારની સુધારણાઓ અને પ્રગતિઓને અવકાશ મળે છે. એટલું જ નહી. પણ માનવ સમાજની ઉત્તરોત્તર ઉત્કૃષ્ઠ દશાને લાવવામાં આ વૃત્તિઓ મુખ્ય અંશે ભાગ ભજવે છે. એટલા માટે લગ્ન સંબંધ દ્વારા ઉપર જણાવેલા સમૂહની પ્રબળતા વાળા સ્ત્રી પુરૂષોનાં લગ્ન સંબંધો યથાયોગ્ય રીતે યોજાય એ ખાસ ઇચ્છવા યોગ્ય છે. જ્યારે તેથી વિરૂદ્ધ ગુણ કર્મ સ્વભાવનાં સ્ત્રી પુરૂષનાં લગ્ન સંબંધો અનેક રીતે અનિષ્ઠ, અનુત્કર્ષક અને અપ્રગતિશીલ નીવડે છે. ચતુર અને ગમાર, સુંદર રમુજી આનંદી સ્વભાવયુકત અને કુબ્જ, કુટિલ. નિઃસત્વ અને નિરૂત્સાહી મુડદાલ સ્વભાવનાં અનેક સ્ત્રી પુરૂષોનાં જોડાંઓ દૈવ સંયોગે જ્યાં લગ્ન સંબંધ દ્વારા યોજાઇ જાય છે, ત્યાં સર્વથા દુઃખ દુઃખ અને દુઃખજ હમેશાં જોવામાં તેમજ અનુભવવામા આવે છે. આવા પ્રકારના અધમતાને લાવનાર પરિણત જીવન કરતાં તો "એકલું જીવન પણ ઉત્તમ નિવડી શકે" એવા ખેદકારક ઉદ્ગારોને સ્વભાવિક અવકાશ મળે છે. એથી વિશેષ ખેદકારક બીજું શું હોઇ શકે ?

> "બાઇ તો ખગોળને ભૂગોળમા ભમે છે.
> બાઇનું ચિત્ત ચુલા માંહી.—
> દેશી કહોને તમે કેવું આ કજોડું તે કહેવાય રે."

આવા અનેક ઉદ્ગારોને આપણા દેશના ગીતોમા સ્થાનો મળેલા છે. વય રૂપ ગુણ કે જ્ઞાન આદિ અનેક પ્રકારનાં કજોડાઓને લીધે થતી હિંદુસંસારની દુઃખદ સ્થિતિનું વર્ણન આપવા બેસીએ તો તે ઘણુંજ ભયંકર છે. પણ હવે નવા જમાનાની અંદર જે રીતે અન્ય વિદ્યાઓને આગળ વધવાના અવસરો મળેલા છે, તે પ્રમાણે આ મસ્તક વિદ્યાની અમુલ્ય સહાયતાનો સ્વીકાર કરી, લગ્ન સંબંધોની યોજનામાં પણ યથાવિધિ ઉપયોગ થવા લાગે, એ દિવસો સર્વથા ઇચ્છવા યોગ્ય છે. કારણ ત્યારેજ વર્તમાન અને ભાવી પ્રજાના ભવિષ્યનો કાંઇક સુદિન આવવાની આશા રાખી શકાય તમ છે.

## ૬. અવલોકન-શક્તિઓનાં સમૂહની પરીક્ષા અને પસંદગી.

**અવલોકન શક્તિઓની પરીક્ષા અને પસંદગી**—અવલોકન શક્તિઓના સમૂહમાં—નં.૨૮ અવલોકન શક્તિ નં. ૨૯ આકૃતિજ્ઞાન, નં. ૩૦ કદજ્ઞાન નં. ૩૧ વજનજ્ઞાન નં. ૩૨ રંગજ્ઞાન નં. ૩૩ વ્યવસ્થાજ્ઞાન અને નં. ૩૪ ગણિતજ્ઞાન તથા નં. ૩૬ સ્થળજ્ઞાન આદિ વૃત્તિઓનો સમાવેશ થાય છે. આ વૃત્તિઓનો સમૂહ ક્રમવાર ઉપર જણાવ્યા પ્રમાણે અગ્ર કપાળ અને ચક્ષુના ગોલકની ઉપરના પ્રદેશમાં મસ્તકના તળીયાંમાના. ગુંચળાઓમાં આવેલો છે

ચિત્રકળા હુન્નર ઉદ્યોગ, રંગ, રસાયણ, પદાર્થવિદ્યા સુતારકામ લુહારકામ. ફરનીચર મેકીંગ, રમકડાં, બાંધકામ, એન્જીનીયરીંગ, મોટરવર્ક, મીલવર્ક, હેન્ડલુમ, યંત્રકામ, કે હુન્નર ઉદ્યોગના અન્ય અનેક પ્રકારના પ્રયાસોના આધારભૂત, આ અવલોકન શક્તિઓનો સમૂહ છે. તેઓની યોગ્ય ખીલવણી માટે જેટલા પ્રયાસો કરવામાં આવે તેટલા સફળ જ છે. અને ખાસ કરી લગ્ન સંબંધોનાં વિષયમાં પણ સ્ત્રી પુરૂષો આ સમૂહની પરીક્ષા પર ધ્યાન આપતા થાય એ પણ ખાસ ઇચ્છવા યોગ્ય છે. કારણ ભાવિ સંતતિના અવલોકન શક્તિઓના પ્રબળ તન્દુ પ્રવાહોનો સર્વ આધાર, વર્તમાનમાં લગ્ન સંબધ દ્વારા સંયુક્ત થવા ઇચ્છનાર યુવક અને યુવતિઓના ઉપર છે, એ સત્ય હવે કોઇથી છુપાવી શકાય તેમ નથી. શ્રીયુત મહાત્રે, શ્રીયુત રાજા રવિવર્મા, શ્રીયુત જગદીશ ચન્દ્ર બોઝ, શ્રીયુત ટી. કે. ગજ્જર, વર્તમાન કાળના

સુપ્રસિદ્ધ ડૉકટરોમાંથી શ્રીયુત ડૉ. ત્રીલોચનદાસ, શ્રીયુત જયકૃષ્ણ ઈન્દ્રજી ( વનસ્પતિશાસ્ત્રી ) શ્રીયુત ડૉકટર નરસીંહભાઈ ( જામનગર ) શ્રીયુત ડૉ. દલાલ, મી. ફાળકે ( સીનેમા ફીલ્મ પ્રોડ્યુસર ) મી. ફડકે ( આર્ટિસ્ટ અને સ્કલ્પચરીસ્ટ ) મી. વાઘ ( Sculptorist ) મી. એ. એચ. મુલર (Artist-Painter) મી. દમણીઆ મી એ એમ માસ્ત્રી, આદિ ચિત્રકારો આર્ટિસ્ટો કે હુન્નરશાળી મનુષ્યો અને શિલ્પશાસ્ત્રમાં કુશળ પુરુષોનો જન્મ થવામાં તેઓના માત પિતાઓની પ્રબળ અવલોકન શક્તિઓએ જ મુખ્ય અંશે ભાગ ભજવેલો છે. અને એવીજ તીવ્ર અને પ્રબળ વેગયુક્ત અવલોકનશક્તિઓના સમૂહ વાળા યુવાનો અને યુવતીઓજ સહાય ભૂત બની શકે છે વિશમી સદીના સુપ્રસિદ્ધ પોઈન્ટ અને પ્રતાપ શ્રીયુત કાજી મહમદ અલારખીયા શિવજીના ચિત્ર તરફ નજર કરો અને આપને સહજ સ્પષ્ટ માલુમ પડશે કે તેની પ્રબળ અવલોકનશક્તિઓના સમૂહે ચિત્રમય આર્ટિસ્ટિક માસિકો પ્રસિદ્ધ કરવાની પરંપરામાં અગ્રગણ્ય ભાગ લઈ ગુજરાતી ભાષાના સાહિત્યની કેટલી અમુલ્ય સેવા બજાવી છે ? આ બધો પ્રતાપ કોને આભારી હતો ! અવલોકનશક્તિનો એજ મદદ કરો હતો અને તેણે બીજા અનેક કલાઓને પોતાના પ્રભાવથી હાથ વહેતા કરી પ્રગતિમાં મુક્યા છે. જુઓ ચિત્ર. નં. ૧૨.

પ્રબળ અવલોકનશક્તિવાળાં સ્ત્રી પુરુષો—જે સ્ત્રી અથવા પુરુષ, કન્યા અથવા કુમારીની અન્દર ઉપરોક્ત સર્વ અવયવો સારી રીતે ખીલેલા હોય જે, તેઓનાં અગ્ર કપાળના ગુંચળાંઓ, આંખ અને ભમરની આસપાસના મસ્તકના પ્રદેશોમાં બહુજ સારી રીતે ખીલેલાં, ગોળ ભરાવદાર, કમાનવાળો આકાર જેવું અને કાનના છેદું વિસ્તારથી ઉંચાઈમાં અધિક ઝુકીને આગળ આવેલા જણાય છે અર્થાત આંખની ભમર, અને કાનના છીદ્ર વચ્ચેનું અંતર વિશાળ હોય છે. આંખની ઉપરના ગોલકના પ્રદેશો ઘણાજ સુંદર આકારની ગોળ કમાનસમ વાંકી વળેલી ભમરોયુક્ત સ્પષ્ટ જણાઈ આવે છે. આવા સ્ત્રી પુરુષોમાં નં ૨૮ થી. ૩૬ સુધીની બધી વૃત્તિઓ પ્રબળ હોવાથી, તેવા ગુણ લક્ષણ વાળા સ્ત્રીપુરુષોનું અવલોકન ઘણુંજ તીવ્ર હોય છે. આકૃતિ જ્ઞાન ને કદ જ્ઞાનનાં અવયવો ઘણાજ સુંદર હોય છે, જેને લીધે જે જે વસ્તુ કે પદાર્થને જુવે તેનું સર્વ રીતે શીઘ્ર અવલોકન કરી લઈ : તે તે પદાર્થના રૂપ રસ આકૃતિ કદ, પ્રમાણ, વજન, રંગ, ગણના, સ્થાન, વ્યવસ્થા આદિ સર્વ દૃશ્ય ગુણ ધર્મો ઉપર બહુજ જલદીથી અવલોકન કરી શકે છે. આકૃતિજ્ઞાનથી તથા કદ જ્ઞાનથી પદાર્થના આકાર તથા કદ અર્થાત્ લંબાઈ પહોળાઈ, ઉંચાઈ, સહજ જાણી શકે છે. આવા લક્ષણોવાળા સ્ત્રીપુરુષો સહજ સ્વાભાવિક રીતેજ ભરત શીવણ. ગુંથણ ચિત્રકામ, પેઈન્ટીંગ, મોડેલ ડ્રોઈંગ, ફ્રીહેન્ડ, નકશાનું કામ, ડીઝાઈન, કોતરકામ, ફોટોગ્રાફી વનસ્પતિવિદ્યા, હીરામાણેક મોતી રૂ અનાજ, કાપડ, આદિ વસ્તુઓની અવલોકન માત્રથી ઉત્તમ પ્રકારની પરીક્ષા કરનાર, અને કૃષિ આદિ કાર્યો માટે તેમજ જ્યાં જ્યાં તીવ્ર અવલોકન, વ્યવસ્થા સ્વચ્છતા, સુઘડતા, સુંદર ચીજ વસ્તુની પસંદગી કરવાનું, સુંદર કપડા, તેઓના રંગ, તેઓની જુદી જુદી તરેહની સીલાઈ, તેઓની આસપાસની ફેન્સી, ઉત્તમ પ્રકારના આભૂષણો કે ઘરેણાના આકારો પસંદ કરવાનું, કે ઘરની અંદરના ઘરસામાન અથવા ચીજ વસ્તુની યથાયોગ્ય ગોઠવણ-વ્યવસ્થા કે યોજના આદિ કાર્યો કરવાના હોય છે ત્યાં આ બધી વૃત્તિઓ દ્વારા ઘણુંજ ઉપયોગી કાર્ય બજાવે છે જે સ્ત્રી પુરુષોમાં ઉપરોક્ત વૃત્તિઓ ઘણુંજ સારા પ્રમાણમાં હોય છે તેઓમાં ઉપર જણાવેલા સર્વ શુભ ગુણો સહેજ જોવામાં આવે છે અને તેની સ્પષ્ટ અસર તેઓના આચાર, વિચાર, વર્તન ચારિત્ર્ય હાવ ભાવ અને ડ્રેસ આદિમાં તેમજ ઘર અને ઓફીસના વ્યાપાર આદિ કાર્યોની વ્યવસ્થામાં તેઓના સર્વ ભાવો પ્રકટ પણે પ્રત્યક્ષ થાય છે.

આવા ગુણ કર્મ સ્વભાવવાળા સ્ત્રી પુરુષો તેઓની અવલોકનશક્તિઓના સમૂહની પ્રબળતાને લીધે ખરેખર લગ્ન સંબંધમાં ખાસ પસંદગી આપવા યોગ્ય દરેક રીતે ગણી શકાય. કારણ તેઓના મસ્તકનાં તેને લાગતા અવયવો વધારે સુંદર એકટીવ, અને સારી રીતે ખીલેલાં હોવાથી તેટલા પ્રકારની વિવિધ વૃત્તિઓનાં આનંદો આવા લક્ષણોવાળાં સ્ત્રી પુરુષો સારી રીતે લઈ શકે છે તેમજ અન્ય સહવાસમાં આવનારને પણ તેવા વિવિધ આનંદો આપી શકે છે જ્યારે આ બાબતમાં એક સરખા સ્વભાવના સ્ત્રીપુરુષો તો પરસ્પરના ખાસ આનંદોને અનેક રીતે વધારી શકે છે અને સંતોષી શકે છે.

અવલોકન શક્તિઓના સમૂહની ખામી—પણ જે સ્ત્રી પુરુષોમાં ઉપરોક્ત અવલોકન શક્તિઓનાં

સમૂહની અથવા તેમાંની એકાદ બે વૃત્તિની ખામી ન્યૂનતા અથવા મંદતા હોય છે, તેઓ તેટલા પ્રકારનો આનંદ, ન્યૂનતા કે ખામીવાળી શક્તિઓને લીધે તે તે શક્તિ કે વૃત્તિનો આનંદ આપી શકતાં નથી, જેથી તેઓના સ્વભાવમા અને આનંદોમા તેટલી ન્યૂનતા રહી જાય છે.

૨૮-૩૫ દૃષ્ટાન્ત તરીકે, આકૃતિજ્ઞાન, કદજ્ઞાન, અને અવલોકનશક્તિની ખામીવાળા સ્ત્રી પુરૂષો, પોતાની સન્મૂખ પ્રત્યક્ષ થયેલા પદાર્થો કે વસ્તુના સ્વરૂપને પણ યાદ રાખી શકતાં નથી તેઓ પદાર્થોનાં સર્વ ગુણ ધર્મ કે સ્થિતિઓનું યથાવત અવલોકન કરી શકતા નથી તેમ પદાર્થની આકૃતિ કે કદ વિગેરેનું બરાબર નિરીક્ષણ કરી શકતાં નથી જેથી એક વખત જોયેલા પદાર્થને પણ અનેકવાર ભૂલી જાય છે એક વખત જોયેલ માણસને કાળાન્તરે જોતા પુન ઓળખવામાં વિલંબ લાગે છે તેઓના ચહેરા કે મુખની આકૃતિને બરાબર પિછાની શકતા નથી કેટલીકવાર આવા મનુષ્યને ક્યાંક જોયો હતો ખરો પણ તે ક્યા અને કેવી રીતે, તથા કઇ દશામા કે સ્થળમા તે પણ યાદ રાખી શકતા નથી મોટા શહેરના રસ્તાઓમાં ઘર કે માળા ગોતી કાઢવામાં પણ આવા સ્ત્રી પુરૂષોને અડચણ પડે છે. કેટલીકવાર જોયેલ પદાર્થ મનુષ્ય કે વસ્તુના નામો પણ યાદ રાખી શકતા નથી. તેમ તેઓના આકાર કદ કે આકૃતિ અને રંગ વિગેરેનું યથાવત્ ચિત્રદ્વારા દર્શન કે નિદર્શન કરી કે કરાવી શકતા નથી આવા પ્રકારની ખામીઓનાં મૂળ કારણો પણ તેઓના મગજની અંદરનાજ અપૂર્ણ અંશે ખીલેલાં તેઓનાં પોતાનાજ માનસિક અવયવો હશે એવો વિચાર સરખો પણ તેઓને ભાગ્યેજ આવે છે. માત્ર અનુભવદ્વારા એટલુંજ કહી શકે છે કે મને અમુક યાદ રહેતું નથી અમુક નામો મારાથી જલદી યાદ લાવી શકાતા નથી, કે અમુક સ્થાનમાંથી અમુક વસ્તુ ગોતી કાઢવાનું બની શકતું નથી આવી આવી અવ્યવસ્થિત કલ્પનાઓ કે મુંઝવણો તેઓનાં મગજમાં હોય છે પણ તે સર્વનું કારણ તેઓના અપૂર્ણ અંશે ખીલેલા અવલોકનશક્તિના સમૂહની અંદરના કેટલાક મગજની અંદરના અવયવોજ છે, એવી કલ્પના તો ભાગ્યેજ આવે છે વળી વ્યવસ્થા શક્તિ અને સંગીતશક્તિ આદિની ખામી હોય તો તે વિષયમા પણ અનેક અડચણો અને ગુંચવાડાઓ ઉપસ્થિત થઇ જાય છે અને એવા પ્રસંગોમા બહુજ ગભરામણમાં આવી જઇ મુંઝાઇ જાય છે જરાવારમા થાકી જાય છે વ્યવસ્થા કરવા જતા અનેક પ્રકારની અવ્યવસ્થા અને ગડબડ કરી મુકી જાતે ગભરાય છે અને બીજાઓને પણ ગુંચવાડામા નાખી, પોતાનીજ ખામી દ્વારા બીજાઓમા પણ હાસ્ય ક્રોધ કે અણગમો અથવા ટીકા કરવાની વૃત્તિને પેદા થવાના કારણો માત્ર પોતાની ખામી કે મંદતાને લીધેજ આપે છે આવા પ્રકારની અવલોકન શક્તિઓની મંદતાવાળી સ્ત્રી, ચાકરડી કે નર્સ સાથે કોઇપણ તીવ્ર અવલોકનશક્તિના સમૂહવાળા પુરૂષ, શેઠ કે ડોકટરનો પનારો પડે ત્યારેજ અથવા તેવા પ્રકારની ખામીવાળા પુરૂષો સાથે તેટલીજ પ્રબળવૃત્તિવાળી સ્ત્રીનો સંયોગ થાય, ત્યારેજ ખરેખરો અનુભવ થઇ શકે છે કે અવલોકનશક્તિઓની પારસ્પરિક અસન્તુષ્ટિ કે અસામ્યતાથી કેટલીબધી અવ્યવસ્થા ગડબડાધ્યાય અને કંટાળો ઉત્પન્ન થઇ દુઃખ અને કલેશ ઉપસ્થિત થાય છે લગ્ન સંબંધ એ આખી જીંદગી સુધીનો એક મહાન પવિત્ર સંબંધ છે તેટલા માટે એ સંબંધને યોજતાં પહેલા ભવિષ્યમા આવી કોઇપણ પ્રકારની આપત્તિમા સ્ત્રી અથવા પુરૂષ વર્ગ માત્ર પોતાનાજ અજ્ઞાનથી ગોટવાઇ થઇ તેવા કોઇપણ વિરૂદ્ધ ગુણ કર્મ સ્વભાવવાળાં પુરૂષ કે સ્ત્રી સાથે સંયુક્ત ન થઇ જાય, એટલા વાસ્તે ઉપરોક્ત સર્વ શક્તિઓનાં સ્થાનો, તેઓના નામો, તેઓની મંદ અથવા તીવ્ર હાલત અને તે સર્વની પરીક્ષા કરવાની મસ્તકવિદ્યા પ્રમાણેની યોગ્ય વિધિ આદિ સર્વ જાણી લેવી જણાવી પણ અતિ અગત્યની બાબતોની પરીક્ષા કરવાની સહજ પદ્ધતિથી દરેક સ્ત્રી તેમજ પુરૂષે યથાવત વાકેફ થવાની જરૂર છે. આવા પ્રકારની સામાન્ય પરીક્ષાથી પણ અનેક પ્રકારના ફાયદાઓ અલ્પ પ્રયાસથી મેળવી શકાય છે એટલા માટે સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગે આ અવલોકનશક્તિઓના સમૂહની પરીક્ષા કરવાની વિધિ પણ યથાવત્ જાણવીજ જોઇએ

## સામુદ્રિક-લક્ષણો.

(જુઓ ચિત્ર નં ૬૩ સ્થાન નં ૨૮, ૨૯, ૩૦) જે સ્ત્રી પુરૂષોના આ અવયવો વધેલાં હોય છે, તેઓના બન્ને ચક્ષુ વચ્ચેનું અંતર ઘણું વિશાળ હોય છે બન્ને આંખના અંદરના ખૂણાઓની ઉપરનો અને નાકના મૂળ પાસેનો ભાગ પહોળો, ત્રિકોણાકાર અને મગજના અન્ય ભાગોથી આગળ પડતો સ્પષ્ટ જણાઈ આવે છે

જ્યારે જેઓમાં એ વૃત્તિઓ ન્યૂન અથવા મંદ પ્રમાણમાં હોય છે તેઓની બન્ને આંખો વચ્ચેનું અંતર, પણું જ નજદીક, બન્ને આંખની વચમના નાસિકાનો પ્રદેશ ઘણોજ પાતળો અને તેઓની બન્ને બાજુઓનો વિસ્તાર પણ ઘણોજ અલ્પ હોય છે ટુંકમાં મસ્તકની અંદરના તે તે ભાગના માનસઅવયવોની ગ્રંથીઓ અલ્પ પ્રમાણમાં ખીલેલી હોય છે અથવા મંદ હોય છે જેથી નાસિકાના મૂળ પાસેના પ્રદેશો પણ યોગ્ય રીતે ખીલેલા જણાતા નથી જ્યારે જે સ્ત્રીપુરૂષોમાં ઉપરોક્ત વૃત્તિઓ સારી રીતે ખીલેલી હોય છે, તેઓનો ભમરના મૂળની આસપાસ અને નીચેનો પ્રદેશ ઘણોજ સુંદર વિશાળ અને ભવ્ય તથા આંખની ઉપરની ભમર પણ "કમાન સમ વાંકી વળેલ, બીજના ચંદ્રમા સરખી પાતળી સુંદર વાળવાળી, અને ક્રમશઃ વળતી તરવારના પાનાની માફક સુંદર અને સુડોળ સ્પષ્ટ જણાય છે, એટલુંજ નહીં પણ તે ભમર નં. ૨૮ થી ૩૪ સુધીના સર્વ સ્થાનોમાંથી સુંદર રીતે પસાર થઇ અવલોકનશક્તિના સર્વ અવયવોની સુવ્યવસ્થા અને સુંદરતા દર્શાવવામાં મહત્વપૂર્ણ ભાગ ભજવે છે સુંદર, સુઘડ, સ્વચ્છ અને ચતુર તથા કળાકૌશલ્યમાં પ્રવીણ સ્ત્રીઓની ભમરો હમેશાં ઉપરોક્ત ગુણધર્મવાળી હોય છે અને તેવીજ ભમરો સાહિત્યક્ષેત્રમાં તેમજ શૃંગારરસમાં સર્વદા પ્રશંસાને પાત્ર ગણાતી આવેલ છે, તેનું માનસશાસ્ત્રાનુસાર ખરૂં કારણ એજ અહીં સ્પષ્ટ જણાય છે કે તે અવલોકન શક્તિઓની આન્તરીય સ્થિતિને પ્રત્યક્ષ દર્શાવનારૂં કુદરતનું એક અનુપમ સાધન છે કુદરતની આવી ગુંગી ભાષાને સમજવા માટે કુદરતના બાળકોએ યથાવત પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે, અને ખાસ કરી ઉચ્ચ સંબંધ જેવા જીંદગીભરના સંબંધોને યોજવામાં આ વૃત્તિઓના સમૂહની પરિક્ષા કરવા પર પુરતુ ધ્યાન આપવામાં આવે એ ખાસ અગત્યનું છે. કારણ બન્ને બાજુના ભાવી સંયુક્ત સુખોનો અને સુંદર તથા સુઘડ અને સુડોળ પ્રજાની અભિવૃદ્ધિનો મુખ્ય આધાર માનવસમાજની આ વૃત્તિઓના સમૂહ ઉપર તેમજ તેઓની બુદ્ધિપૂર્વકની યોજના ઉપર મુખ્ય અંશે ટકી રહેલો છે.

આ સંબંધમાં અન્ય દેશોના મનુષ્યોએ કરેલા પ્રયાસોનું અવલોકન—યુરોપ, અમેરિકા, જર્મની ફ્રાન્સ, અને ખાસ કરી ઇટલી આદિ દેશોની અંદરની મહાન વિશાળ અને ભવ્ય પ્રકારની આર્ટગેલેરીઓ, સુપ્રસિદ્ધ આર્ટીસ્ટોના પેઇન્ટીંગ વોટરકલર કે ઓઇલપેઇન્ટીંગના સુંદર ચિત્રોનાં મહાન ભવ્ય અને વિશાળ સંગ્રહસ્થાનો તેમજ અનેક પ્રકારની સામાજિક, નૈતિક, ઉત્કર્ષક કે પ્રાવિણ્યપ્રદાયક અને ઉત્તેજક ભાવનાઓથી પૂર્ણ અસંખ્ય સ્ટેચ્યુઓથી ભરપૂર ઉપર જણાવેલા દેશોની મહાન અને ભવ્ય ગેલેરીઓ, રસ્તાઓ અને સંગ્રહસ્થાનો—માનવસમાજની—આ અવલોકનશક્તિઓને પ્રગતિશીલ બનાવી સુધારવામાં, ઉન્નત બનાવવામાં અનેક પ્રકારની ભવ્યભાવનાઓથી પૂર્ણ કરી ભાવિ પ્રજાઓની શારિરીક, માનસિક અને નૈતિક સુધારણાઓ કરવામાં તેમજ તે તે દેશની પ્રજાઓના શરીરોને ખાસ કરી સુંદર સુડોળ સુવ્યવસ્થિત અને સમસુવિભક્તાંગ બનાવી સમ્પૂર્ણ અંશે ખીલેલ મનુષ્યત્વ અને સ્ત્રીત્વને પ્રાપ્ત કરાવવામાં કઇ કઇ રીતે અને કેવે કેવે પ્રસંગે કેટલો બધો વિશાળ ભાગ ભજવી રહેલ છે, તેની કલ્પના સરખી પણ આપણા મસ્તકમાં આવવાને આપણા દેશ કાળને અનુસરી આપણને અવકાશ ન મળી શકે એ કંઇક અંશે ખરૂં હશે, પણ તેથી કાંઇ એ બધા પ્રયાસોનું મહત્વ ઓછું થતું નથી. માનવસમાજના મસ્તકના તન્તુઓની અમુક ગ્રંથીઓને પ્રગતિમાં મુકવામાં ઉપરોક્ત—ચિત્રકળા, પેઇન્ટીંગ અને સ્કલ્પચરીંગ આદિ શિલ્પ-વિદ્યાઓએ અનેકધા ભાગ ભજવેલ છે અને હજી પણ ઇશ્વર કૃપાએ માનવ કૃતિઓ પોતાનો પ્રતાપ નિરંતર દર્શાવતી રહેશેજ; છતાં આપણા દેશની સ્ત્રીઓ અને પુરૂષો—યુવાનો અને યુવતિઓ કુમારો અને કુમારીઓનાં માનસિક વલણો આવા પ્રકારની ઉત્તમ, રસપૂર્ણ મધુરભાવનાઓ તરફ બહુજ મંદ પ્રમાણમાંજ જોવામાં આવે છે અને તેના કારણોમાં મુખ્ય અંશે આપણા ગૃહ-જીવનો, શિક્ષણ સંસ્થાઓની ખામીઓ, અને તે બધાના મૂળમાં આવેલી આપણા જનસમુદાયની અવલોકનશક્તિઓની અનેક પ્રકારની મંદતાઓ અને શિથિલતાઓજ મુખ્ય અંશે કારણભૂત છે શું આવી શિથિલતાને દૂર કરવાના કોઇ યોગ્ય ઉપાયો સરલતાથી ન યોજી શકાય ? શાળાઓમાં વ્યવસ્થિત રીતે તેવા શિક્ષણક્રમને દાખલ ન કરી શકાય ? ગૃહજીવનમાં અને ગૃહઉદ્યોગોમાં તેવા પ્રકારની શિલ્પ ક્રિયાઓ ન યોજી શકાય ? એક કળા તરીકે આવી ભાવનાની પણ મધુર અને રમણીય બાબતોના પ્રચાર માટે જપાન જર્મની અને ઇંગ્લેંડ આદિ દેશોની માફક શું આપણી પ્રજા, શાળાઓમાંથી આનુ શીક્ષણ ગ્રહણ કરી શકે એવા કોઇ ઉપાયો આપણા દેશ માટે કામે ન

ઉગારી શકાય ! ખરેખર એ બધું બની શકે તેવું છે: પણ તે કોને માટે ! જેઓનાં મસ્તકની અન્દરનાં તન્તુઓ સજીવ પણે જાગ્રત અને (active) સક્રિય હોય, તેવી વ્યક્તિ માટે તેવી જાતિ માટે કે તેવી પ્રજા માટે એ બધા ઉપદેશો સફળ છે. નિર્જીવ નિર્માલ્ય અને નિઃશબ્દ શબવત્ પ્રજા માટે એ બધા ઉપદેશો નિરર્થક છે. પણ એટલું યાદ રાખવું કે આ અવલોકન શક્તિઓનો સમૂહ, એ અગ્ર કપાળની અંદર આવી રહેલ સર્વ બુદ્ધિશક્તિઓ મનનશક્તિઓ, અને સાહિત્યશક્તિઓનો મૂળપાયો કે આધાર છે, અને તેટલા માટે એ પાયો જેટલો મજબુત તેટલોજ જાતિ દેશ કે જનસમાજને અધિક લાભ છે.

આટલા માટે પૂર્ણયુવાવસ્થાએ પહોંચેલા સ્ત્રીપુરૂષો, લગ્ન સંબંધ દ્વારા સંયુક્ત થાય તે પહેલાં તેઓ બનેનાં પરસ્પરના અવલોકનશક્તિઓનાં સમૂહના મસ્તકની અંદરના અવયવો યથાયોગ્ય અંશે ખીલેલાં હોય, એ બાબતની યથાર્થ પરીક્ષા કરવાની ખાસ જરૂર છે. પહેરવું-ઓઢવું, ઘરના રાચરચિલાં આદિની પસંદગી, સાડી, પોતકાં, ઓછાડ, અન્ય પડદા, કોચ ખુરશી અને ટેબલ આદિ ફરનીચરોના આકાર રંગ રૂપ-કદ તેમજ ઘરના અન્ય રાચરચિલાં આદિની યથાયોગ્ય સુંદર પસંદગી કરવામાં તેમજ ઘરેણા દાગીના અને અન્ય આભૂષણો આદિ રચવાના અનેક પ્રસંગોમાં સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગને પ્રત્યેક પળે, આ અવલોકન શક્તિઓના સમૂહની પ્રબળતાની જરૂર પડે છે આટલા માટે યોગ્ય લગ્ન સંબંધ દ્વારા જોડાવા ઇચ્છતા દરેક યુગ્મની અંદર એ શક્તિઓનો સમૂહ સારા પ્રમાણમાં હોય એ અત્યન્ત ઇચ્છવા યોગ્યજ છે. પણ ખાસ કરી જે માતપિતાઓમા આ ઉપર જણાવેલા સમૂહની શક્તિઓ પ્રબળ પ્રમાણમા હોય છે તેવાજ માતપિતાઓના યુગ્મો, તેટલીજ પ્રબળ અને સુંદર અવલોકનશક્તિઓના સમૂહવાળા મસ્તકો ધરાવનાર બાળકોને જન્મ આપવામાં સહજ કારણભૂત થાય છે, એ મસ્તકવિદ્યાનો, માનસશાસ્ત્રનો તેમજ સંજનનશાસ્ત્રનો એક ખાસ નિયમ છે. આટલા માટે ભવિષ્યમાં સુંદર બાળકોના માતપિતા થવા ઇચ્છતા યુગ્મોએ આ વિષયની પરીક્ષા કરવા તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

## ૭ બુદ્ધિ અને મનનશક્તિના અવયવોની પરીક્ષા.

૩૬—૪૩. અવલોકન શક્તિના સમૂહ પછી ખાસ અગત્યનો સમૂહ તે આ બુદ્ધિશક્તિઓનો છે. આ બુદ્ધ અને મનનશક્તિના અવયવોના સમૂહની અંદરની સર્વ શક્તિઓના અવયવો, મનુષ્યના આગલા કપાળ નીચે અને અવલોકન શક્તિઓનાં માનસિક અવયવોની ઉપરના મસ્તકમાં આવી રહેલાં છે. આ સમૂહની અંદર નં. ૩૬ ઇતિહાસ શક્તિ અથવા સ્મૃતિ નં. ૩૭ સમયજ્ઞાન અથવા તાલ, નં. ૩૮ સ્વર અથવા સંગીત-શક્તિ, નં. ૩૯ વક્તૃત્વ શક્તિ, નં. ૪૦ તર્ક શક્તિ-અથવા સમજ શક્તિ કે બુદ્ધિ, નં. ૪૧ તુલના કે સમાલોચક-શક્તિ નં. ૪૨ પ્રેરણા શક્તિ-નં. ૪૩ સૌજન્ય અથવા મિલનસાર વૃત્તિ આદિ નં. ૩૬ થી ૪૩ સુધીનાં આઠ માનસિક અવયવોનો સમાવેશ થાય છે. આ બધાં અવયવો, અવલોકન શક્તિઓ દ્વારા મેળવવામાં આવેલા પ્રત્યક્ષ અનુભવજન્ય જ્ઞાનના સંસ્કારો ઉપર કે સંસ્કાર જન્ય સ્મૃતિરૂપ જ્ઞાનના ઉપર મુખ્ય અંશે આધાર રાખે છે. એટલુંજ નહી પણ અવલોકન શક્તિદ્વારા જોવામાં આવેલા વિષયોની વિવિધ પ્રકારની સ્મૃતિઓ, કે તે તે પદાર્થ સંબંધી પ્રત્યેક પ્રકારની વિવિધતાઓ વિગેરે સંબંધમા, મનન ચિંતન, તુલના, કે તેઓનાં તત્વોની તાત્વિક આલોચના કરવાનું કાર્ય પણ આ સમૂહની શક્તિઓને સોંપવામાં આવેલ છે.

જે સ્ત્રી અથવા પુરૂષના મસ્તકની અંદરના આ સમૂહના માનસિક અવયવો કે શક્તિઓ ઘણા સારા પ્રમાણમાં ખીલેલી કુશળ કે તીવ્ર હોય છે, તેઓનાં મસ્તકનો અગ્ર કપાળનો પ્રદેશ ઘણોજ ભવ્ય, વિશાળ, અને ઉંચો હોય છે. એટલુંજ નહી પણ કર્ણવિવરના પ્રદેશથી આંખ અને ભ્રમરની ઉપરના સમગ્ર પ્રદેશના મસ્તકની અંદરના અવયવોના તન્તુઓની ઉંચાઈ પણ ખાસ અધિક પ્રમાણમા હોય છે. જુઓ. ચિત્ર નં. ૬૪. દેશભક્ત. શ્રીયુત બાળગંગાધર તિલક. નં. ૬૫ શ્રીયુત ગો. ગોખલે નં. ૬૬ ડૉ. હુધર મરમેન્ક. નં. ૬૭. મહાન વીર નરકેશરી-નેપોલીયન બોનાપાર્ટ આદિના મસ્તકો. આવા ઉન્નત વિશાળ અને ભવ્ય મસ્તકોની અંદર નં. ૩૬ થી ૪૩ સુધીનાં માનસિક અવયવોનાં સર્વ તન્તુ-સમુદાયો ઘણાજ ઉત્તમ પ્રકારે ખીલેલા તેમજ વૃદ્ધિ પામેલા હોય છે અને તેને લીધે તેઓના કપાળ-ઉન્નત. ભવ્ય અને વિશાળ રૂપે માલુમ

પડી આવે છે. જ્યારે જે સ્ત્રી અથવા પુરૂષના મસ્તકોમા એ બુદ્ધિશક્તિના પ્રદેશમાંના જે જે અવયવો જેટલા જેટલા પ્રમાણમા મંદ ન્યૂન કે અતિસાધારણ અથવા ખામીવાળાં ટુંકા કે અવનત અને સંકુચિત હોય છે, તેટલાજ પ્રમાણમાં તેઓના મસ્તકનાં તે તે પ્રદેશો પણ ટુંકા, અવનત, સંકુચિત. અને અગ્ર કપાળમા છાપરાની માફક નમતી હાલતવાળાં સ્પષ્ટ જણાઇ આવે છે

૩૬. જેઓમાં સ્મૃતિશક્તિની ખામી હોય અથવા એ શક્તિ મંદ હોય તેઓનો નં. ૩૬ વાળો પ્રદેશ પણ મંદ કે ટુંકો, દબાયેલો અથવા ખામીવાળો હોય છે. ૩૭-૩૮-૩૯ જેઓમા તાલ સૂર કે સંગીત શક્તિના કે વકતૃત્વનાં અવયવો મંદ પ્રમાણમાં હોય છે, તેઓના મસ્તકો નં. ૩૭, ૩૮ અને ૩૯ વાળા સ્થાનોની અંદર ટુંકા કે બેઠેલાં હોય છે. જ્યારે જે સ્ત્રીપુરૂષોમાં તર્ક તુલના અને પ્રેરણા તેમજ સૌજન્ય આદિ શક્તિઓનાં અવયવો અતિમંદ પ્રમાણમા હોય છે, તેવા સ્ત્રીપુરૂષોનાં મસ્તકો નં ૪૦ થી ૪૩ સુધીના સ્થાનોમા તદન બેઠેલા, પાછળ તરફ ઢળતાં, કાતરીઆં ગેપ જેવા સ્પષ્ટ જણાઇ આવે છે જુઓ ચિત્ર નં. ૧૮ તથા ૧૯ વિમૂઢાત્મા અથવા ઇડીયટોનાં મસ્તકો' આવા પ્રકારના ટુંકા ઢળતાં કે બુઠ્ઠાં મસ્તકોમાં કોઇપણ પ્રકારની ઉંડી સમજશક્તિ, બુદ્ધિ તર્ક કે મનનશક્તિ, તુલના કે સારાસાર વિચાર કરવાની વૃત્તિ, અગમદૃષ્ટિ-પ્રેરણા કે સૌજન્ય આદિ કોઇ પણ પ્રકારની ઉચ્ચ વૃત્તિઓનાં અવયવોનાં અંશો યથાર્થ પ્રમાણમાં કદી પણ જોવામા આવતાં નથી જેથી તેવા લક્ષણવાળાં સ્ત્રી કે પુરૂષોને કમઅકલ, બુદ્ધિના બારદાન, સંકુચિત બુદ્ધિના, મંદધી, ભોતડ આદિ અનેક ઉપનામોથી ઓળખવામા આવે છે. આવા પ્રકારના મસ્તકો અને ખોપરીના આકારવાળા સ્ત્રીપુરૂષો વિદ્યા, બુદ્ધિ કે મનન અથવા તત્વશોધન આદિ ઉચ્ચ પ્રકારના માનસિક કોઇપણ પ્રકારના કાર્યો માટે તદન નિરૂપયોગી નિવડે છે એવા બુદ્ધિના બારદાનોને પનારે પડવાથી માનવ જન્મનો મોટો ભાગ માત્ર પશુઓ સાથે જીવન ગાળવા જેવી સ્થિતિમાંજ કાઢવો પડે છે. આટલા માટે રૂપ, ધન-કે બાહ્ય આડંબર આદિ પર અજ્ઞાનથી એકાએક મોહી ન પડતાં, લગ્ન કરવા ઇચ્છતા પ્રત્યેક યુવાન તેમજ યુવતીએ તેમજ પોતાના પુત્ર અથવા પુત્રીને લગ્ન સંબંધ દ્વારા સંયુક્ત કરવા ઇચ્છતા હોય તેવા માતપિતા કે વડીલોએ બન્ને વર્ગના માનસિક બુદ્ધિ શક્તિઓના અવયવોની પરીક્ષા કરવાની મસ્તકવિદ્યાની આ અનુપમ પદ્ધતિથી યથાવત્ વાકેફ થવાની ખાસ જરૂર છે. અનેક વખત એવું બને છે કે કેટલાક મનુષ્યોના ચહેરા-મુખાકૃતિ, આંખ, ઓષ્ઠ, ચીબુક અને મુખપરના તેવાંજ અન્ય ચિન્હો, સામાન્ય દૃષ્ટિથી જોનાર મનુષ્યને સાધારણ રીતે વસ્ત્ર આભૂષણ અને ટોપી અથવા પાઘડી આદિના બાહ્ય ઠઠારાથી કે ઉપર ઉપરની વાળ આદિની બાહ્ય ટાપટીપથી ઉપલક નજરે જોતા, સુંદર લાગતા હોય, છતાં જ્યારે એવા પુરૂષોનો કે સ્ત્રીઓનો વિશેષ સહવાસ કે પરિચય થાય ત્યારે તેઓનું નિર્બુદ્ધપણું તેમજ પશુવત્ વર્તન, જોનાર મનુષ્યમાં કેવળ હાસ્ય અને ધૃણાજ ઉત્પન્ન કરે છે અજ્ઞાન-મોહ કે ઉતાવળ તેમજ બાહ્ય દેખાવ માત્રથી રમણીય લાગવાને લીધે એમએક ગમે તેવા સબંધથી જોડાઈ જનાર સ્ત્રી અથવા પુરૂષને જીંદગી સુધીના અનેક દુખો માત્ર મુંગે મોઢે સહન કરવાનુંજ બાકી રહે છે. આમ ન થાય, એટલા વાસ્તે યુવાનો તેમજ યુવતીઓએ આ વિષયની યથાયોગ્ય પરીક્ષા કરવાની મસ્તકવિદ્યાની પદ્ધતિથી બહુજ સારી રીતે અને ખાસ કરી યુવાવસ્થાની શરૂઆતમાજ વાકેફ થવાની ખાસ જરૂર છે. ખાસ કરી આ બુદ્ધિશક્તિઓ અથવા મનનશક્તિઓના સમૂહના સંબંધો મનુષ્યના મસ્તકની અંદરના અન્ય સર્વ સમૂહો સાથે ( Association fibres ) સામયિક તન્તુઓના અનેક સમુદાયોદ્વારા એટલી તો અજાયબ રીતે સંબંધ ધરાવે છે કે એ સમૂહની યથાર્થ ગતિ, સંચાલન ક્રિયા અને પ્રગતિ ઉપર મનુષ્યની સર્વ કાર્યશક્તિઓ, લાગણીઓ, ભાવનાઓ અને પ્રેરણાઓનું નિયમન, સંચાલન કે સંયોજના મુખ્ય અંશે આધાર રાખે છે.

બુદ્ધિશક્તિઓના સમૂહનો પ્રબળ પ્રભાવ બુદ્ધિશક્તિઓનાં યથાર્થ પ્રકાશ વિના એ બધા સમૂહોની પ્રવૃત્તિ માત્ર અન્ધ પશુઓ માફકજ થાય છે. નૈતિક અને ધાર્મિક લાગણીઓની પ્રવૃત્તિ પણ બુદ્ધિશક્તિઓની યથાયોગ્ય સહાયતા વગર માત્ર અંધશ્રદ્ધા વાળીજ થઇ પ્રવર્તે છે સાંસારિક લાગણીઓના પ્રવાહો પણ બુદ્ધિશક્તિઓની યથાર્થ સહાયતા વગર અનેક પ્રકારના કુવવાડાઓમા પડી ફોકટ ગોથાં ખાય છે—અને અનેક રીતે હેરાન થાય છે. જ્યારે ઉત્કર્ષકશક્તિઓના સમુદાયના પણ તેવાજ હાલ બેહાલ થઇ સર્વ તેજ ઝાંખું પડી જાય છે, અને તેઓને કોઇ યથાર્થ પ્રગતિનો માર્ગ બધા સાધનો

ઉપસ્થિત હોવા છતાં મળી શકતો નથી. જ્યારે ખાનપાન અને લડવા ઝગડવાની અન્ય પશુવૃત્તિઓના સમુદાયોના પારાવર પ્રવાહો, માનવજીવનને અનેક રીતે કલુષિત કરી ગંદુ કરી મુકે છે.* બુદ્ધિરૂપ સરસ્વતી દેવીના યથાર્થ પ્રકાશ વિના જગતની સર્વ પ્રવૃત્તિઓ માત્ર અંધારેજ ચાલી રહેલી હોય એમ જણાય છે. આમ હોવાથી યોગ્ય બુદ્ધિ શક્તિઓ વિનાનું માનવજીવન એ માત્ર સામાન્ય પશુજીવન કરતાં પણ કનિષ્ટ પ્રકારનું બની જાય છે. બુદ્ધિની યોગ્ય સહાયતા વિના માણસ અનેક પ્રકારની ભૂલો દરેક પ્રસંગે કરી બેસે છે, એટલુંજ નહિં પણ પોતે જાતે દુઃખી થઇ અન્ય સંસર્ગમાં આવનારાઓને પણ અણુધારી ઉપાધિયોના ખાડામાં પરાણે ધકેલી દેવા રૂપ અનેક ક્રિયાઓ કરી બેસે છેઃ " विद्याविहीनः पशुः " એ જે ભર્તૃહરિએ કહેલું છે તે તદન યથાર્થ છેઃ આટલા માટે લગ્ન સંબંધદ્વારા સંયુક્ત થવા ઇચ્છતા પ્રત્યેક યુવાન તેમજ યુવતીએ, આ બુદ્ધિશક્તિઓના અવયવોની યથાર્થ ખીલવણી, સંવૃદ્ધિ, રક્ષા અને યોગ્ય પરીક્ષા કરવા તરફ તેમજ તેવા સર્વ ગુણોથી યુક્ત હોય તેવો જીવનનો સાથી શોધવામાં ખાસ ધ્યાન આપવું ઘટે છે. સાહિત્ય, સંગીત, કળા, તત્વજ્ઞાન કે બુદ્ધિશક્તિઓનાં અન્ય અનેક પ્રકારના સાધનો યુક્ત આનંદોથી સંયુક્ત થયેલ ગુણકર્મસ્વભાવવાળા સ્ત્રીપુરૂષોનાંજ યુગ્મોના સબંધો જ્યાં બહુજ ડહાપણ ચતુરાઇ અને સાવધતાપૂર્વક યોજવામા આવે છે, ત્યાંજ ખરેખર સ્નેહ, સૌજન્ય, યશ, ધન, ધાન્ય, તુષ્ટિ, પુષ્ટિ અને સુસન્તાનોત્પતિ આદિ સર્વ પ્રકારના સંસારના અનેક પ્રકારના રસોના અને આનંદોના પ્રવાહો નિરંતર વહેતા જોવામા આવે છે આવાં ઉત્તમ પ્રકારના બુદ્ધિયુક્ત યુગ્મોનાં સમ્મેલનોદ્વારાજ વિશ્વમા બુદ્ધિમાન અને વિચક્ષણ પ્રજાઓના જન્મ થયેલા છે અને થાય છે અને થવા સંભવે છે. આપણા આર્યાવર્તના રામ, કૃષ્ણ, અર્જુન, અભિમન્યુ, ભીમ, યુધિષ્ઠિર, રઘુ, અશ્વત્થામા, રાણો પ્રતાપ, આદિ ક્ષાત્રગણ અને વ્યાસ, વશિષ્ઠ, ભૃગુ, ગૌતમ, પાતંજલી, કણાદ, કપિલ, આર્યભટ્ટ, વરાહમિહિર, ભાસ્કરાચાર્ય આદિ પ્રાચીનકાળના મહર્ષિઓ તેમજ સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, સ્વામી દયાનન્દ સરસ્વતી, શ્રીયુત મી. ગોખલે અને મહાત્મા ગાંધી જેવા સ્વદેશાનુરાગી આત્મભોગી તપસ્વી, ધીર, ગંભીર, તેમજ વિલક્ષણ બુદ્ધિ-વૈભવ-સમ્પન્ન વીર નરોના સમુદ્ભવો થવામાં એવાજ બુદ્ધિવૈભવશાળી દમ્પતીઓએ જગતમા કેવળ અવિદિત રીતે પણ મહાન ગંભીરપણે અનેક રીતે ભાગ ભજવેલો છે, એમા કાંઇ પણ સંશય નથી.

## મસ્તકવિદ્યા અને મુખ-સામુદ્રિક શાસ્ત્રાનુસાર મનુષ્ય-સ્વભાવની પરીક્ષાનું મહત્વ અને તેનું પરિણામ.

આપણા દેશના લોકોમાં ખાસ કરીને હીંદુ તેમજ પારસી આદિ વર્ગની અંદર ફલિત જ્યોતિષ ટપકાં અને જન્મોત્રી આદિ દ્વારા જોવામાં આવતાં ગ્રહમેળ વિગેરે ઉપર આપણા દેશના અનેક લોકો આવા લગ્ન પ્રસંગ જેવા મહત્વ પૂર્ણ વિષયમા પણ અંધશ્રદ્ધાથી વિશ્વાસ રાખી અનેક રીતે દુઃખી થાય છે. પોતાના પુત્ર અથવા પુત્રીના કે સામા પક્ષના પુત્રી અથવા પુત્રના ગુણ કર્મ સ્વભાવ કે વિદ્યા ધર્મનીતિ સદાચાર, શારીરિક આરોગ્ય ઇત્યાદિ વિષયો પર સામાન્ય રીતે જોઇએ તો એટલું બધું લક્ષ્ય નથી આપવામાં આવતું; જ્યારે આકાશની અંદર હજારો કે-લાખો નહી કિન્તુ કરોડો માઇલ દૂર પર આવેલા ગ્રહો અને સૂર્ય મંડળોના પારસ્પરના મેળાપ, અને સ્થાનો તેમજ તેઓના પારસ્પરના આકર્ષણ વિકર્ષણ ઉપર, બહુજ બારીક ધ્યાન આપી પુત્ર અને પુત્રીના ગ્રહમેળ વિગેરેની બહુજ બારીક તપાસ કરવામા આવે છે. પરિણામે-બન્નેમાં પરસ્પર ગમે તેટલી સામ્યતા હોય-અનુકુળતા હોય છતાં જો ગ્રહમેળ કે ટપકા આદિ જો બરાબર મળતા ન આવતા હોય કે મોસાળીયે મંગળ કે પાઘડીએ ગુરૂ આદિ હોય, તો એવા બહુજ ઇચ્છવા જેવા, સર્વથા અનુકુળ બની આવે તેવા સંબંધનો પણ ત્યાગ કરવામા આવે છે. જ્યારે ગુણ કર્મ સ્વભાવ ઇત્યાદિની ગમે તેવી વિચિત્રતા હોય પણ જો ગ્રહયોગ સારો મળતો આવતો હોય તો તેવા સંબંધો સત્વર જોડવામાં આવે છે. આવા વહેમી, અંધ શ્રદ્ધાળુ અને રૂઢી જન્ય અનેક પ્રકારના સંસ્કારોને અયોગ્ય રીતે વળગી રહેવાથી. ઘર, સમાજ, જાતિ તેમજ દેશને અનેક રીતે અનેક પ્રકારનું નુકશાન થાય છે. સમાજ, જાતિ તેમ દેશ આદિની સર્વ પ્રકારની સુધારણાનો પાયોજ પર

* महो अर्णः सरस्वती, प्रचेतयति केतुना, धियो विश्वा विराजति ॥ (ઋગ્વેદ).

છે. પણ ઘર સંસારની પ્રવૃત્તિના મૂળ કારણ વ્રત-લગ્ન સંબંધોજ જ્યાં આવી અજ્ઞાનજન્ય અંધ રીતે યોજવામાં આવે ત્યાં સુખ શાન્તિ આરોગ્ય કે-પ્રજાતિની શુભ આશાઓ રાખવી, એ માત્ર આકાશ-પુષ્પવત્ તદન મિથ્યાજ છે. જેઓને દેશોદયની ખરેખરી આકાંક્ષા હોય તેઓએ તો આવા લગ્ન સંબંધ જેવા મહત્વ પૂર્ણ વિષયની પસંદગીમાં, આ મસ્તકવિદ્યા અને મુખસામુદ્રિકવિદ્યા જેવા પ્રત્યક્ષ પ્રમાણરૂપ, વૈજ્ઞાનિક વિષયોની સમ્પૂર્ણ સહાયતાનો જેમ બને તેમ જલદી સ્વીકાર કરી વર્તવાની જરૂર છે. પરસ્પરના ગુણ કર્મ સ્વભાવ આદિની પરીક્ષા કરાવી-પ્રત્યક્ષ જ્ઞાન માત્ર થોડીજ પળોનાં સહવાસમાં આપી, એક અનુપમ માર્ગ દર્શક સહાયક સખા કે મિત્રનું કાર્ય કરનાર દુનીયાની અંદર આ વિદ્યા જેવી પ્રત્યક્ષ ફળદાયક બીજી કોઇ પણ વિદ્યા ભાગ્યેજ હજી સુધી શોધવામાં આવેલી છે. આ વિદ્યાના પ્રતાપથી કોઇ પણ સ્ત્રી અથવા પુરૂષ ગમે તે પુરૂષ સ્ત્રી અથવા કુમાર કુમારી કે અન્ય કોઇપણ વ્યક્તિના આચાર, વિચાર, વર્તન, નીતિ-ધર્મ અને લાગણીઓ આદિ સર્વ બાબતો સંબંધી સામાન્ય જ્ઞાન-બહુજ સરલતાથી પ્રાપ્ત કરી શકે છે. એમાં છુપી રીતે ખાનગીમાં કોઇને પૂછવાજવાની જરૂર રહેતી નથી. તેમાં કોઇ ફલીત જ્યોતિષને જાણનાર જોશી બાવાના ટીપણાની કે તેની અંતરના ગ્રહોના ફેરફારોની ગણનાના ચક્રરોમાં આવવાની જરૂર રહેતી નથી. જન્મોત્રિ બન્મોત્રિના નકામા અને નિરર્થક થોથાંઓ ફેરવવાની એમાં જરૂરજ પડતી નથી. માત્ર સાદી સમજ શક્તિ, તીવ્ર અવલોકનશક્તિ, સૂક્ષ્મ-સમાલોચક શક્તિ, અને મસ્તકવિદ્યાના સામાન્ય સિદ્ધાન્તોનું આવશ્યક જ્ઞાન, એટલાંજ સાધનો દ્વારા કોઇપણ વ્યક્તિનાં ગુણ કર્મ સ્વભાવ કે યોગ્યતા આદિને સહજ જાણી લઇ પ્રત્યક્ષ કરી શકાય છે. આવા એક આશ્ચર્યકારક અતિ અદ્ભૂત-અને વ્યવહારિક રીતે દરેકને સર્વ દેશ કાળમાં ઉપયોગી થઇ શકે એવી એક મહત્વ પૂર્ણ વિદ્યાનો ઉપયોગ, લગ્ન સંબંધથી જોડાવા ઇચ્છતા. યુગ્મોએ-પરસ્પરની પસંદગી કરવાના અત્યન્ત મહત્વપૂર્ણ પ્રશ્નનું નિરાકરણ માટે શામાટે ન કરવો ? જેઓ સમજુ વિદ્વાન અને બુદ્ધિશાળી હોય છે તેઓ તો આવા ગંભીર વિષયનું મહત્વ સહજ સમજી હૃદયમાં ઉતારી શકે છે.

આજ વિષય પર, પોતાના ગ્રન્થ " The Science of New life " ની અંદર Marriage and Selection નામના પ્રકરણમાં લખતાં ડૉ. જોહન-કોવન એમ. ડી. એ જે કાંઇ મહત્વ પૂર્ણ ઉદ્ગારો આ મસ્તક વિદ્યાના મહત્વને દર્શાવવા માટે પ્રસિદ્ધ કરેલા છે તેના ઉપર પ્રત્યેક વાચક વર્ગનું અમે ખાસ ધ્યાન ખેંચીએ છીએ. વળી આ પ્રકરણની સાથે અત્યન્ત સંબંધ ધરાવતું હોવાથી મસ્તકવિદ્યાદ્વારા પરીક્ષા કેવી રીતે કરવી જોઇએ, તથા એ સંબંધમાં ડૉક્ટરો તેમજ મસ્તકશાસ્ત્રીઓ તરફની પરીક્ષાના પ્રમાણપત્રો કેવાં સ્વરૂપના હોવાં જોઇએ, તેનાં પણ નમુનાઓ આ સ્થળે આપવાનું અવશ્ય ઉપયોગી થશે એમ ધારી એકાદ બે નમુનાઓ અને દર્શાવવામાં આવે છે, જે પર વાચક વર્ગનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ. અને આશા રાખીએ છીએ કે કોઇપણ પ્રકારની જન્મપત્રિકા; ટીપણાં કે વર્ષફળો કરતાં. લગ્ન સંબંધથી જોડાવા ઇચ્છતા યુવાનો તેમજ યુવતીઓ માટે આ સાથે દર્શાવેલાં પ્રમાણપત્રકો જેવાં પત્રો ઉપર જો જન સમુદાયનો મોટો ભાગ બુદ્ધિપૂર્વક ધ્યાન આપશે તો આપણા ઘરસંસારિક અનેક રીતરિવાજો અને આચાર વિચારો, તથા શારીરિક, ધાર્મિક માનસિક અને સામાજીક આદિ અનેક સ્થિતિઓમાં અનેક પ્રકારની પ્રગતિને અવકાશ મળશે, એમ અમારૂં માનવું છે. આપણા દેશનો સમજુ અને વિદ્વાન વર્ગ આ વિષયનું યોગ્ય મહત્વ સમજી તેના તરફ પુરતું લક્ષ આપશે અને એ સંબંધમાં બીજી કોઇપણ પ્રકારની ન્યૂનતા કે ક્ષતિ રહી જતી હોય તો તેમાં યોગ્ય સુધારો કરવા પ્રયત્નો કરશે એવી આશા રાખવી એ આ સ્થળે અનુચિત તો નહીંજ ગણાય.

## લગ્ન સંબંધ માટે પરસ્પરની પસંદગી કરવામાં મસ્તક વિદ્યાનો અનુપમ ઉપયોગ અને તેનું મહત્વ.

" In no way can this unity of thought, feeling and action be well secured as *through Phrenology...a science that is to do more for the welfare of the human race than any heretofore or hereafter to be discovered.* "

" Through the right application of this wonderful science no mistakes need be made in wife or husband-choosing, no risk need be run and no doubts need be entertained, but all is made clear as the truths of which it is the exponent...Masks avail nothing, deception, hypocrisy and untruth avail nothing, under the searching analysis of the brains soul-chambers. "

" It has been assumed that unity of mind is the principle which lies at the base of perfect marriage and that the science of Phrenology is the lense through which we approximate this unity; one of the mists of the ages in the right choice of a mate, is cleared up, and bright and clear as noonday appears the law of choice. "

John Cowan. M. D.

Author of
Science of New Life.

## મસ્તકવિદ્યા મુખસામુદ્રિકશાસ્ત્ર અને વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે શરીર, મસ્તક તેમજ સ્વભાવ વિગેરેની પરીક્ષાનું પ્રમાણપત્રક.

( આ પ્રમાણપત્રક, કોઇપણ મનુષ્યના સ્વભાવ, ચારિત્ર્ય, હાવભાવ, તેમજ લગ્ન સંબંધ માટેની યોગ્યતા આદિ અનેક વિષયો ઉપર અનેક રીતે પ્રકાશ પાડી શકે છે )

દરેક કન્યા અથવા કુમાર માટે, લગ્ન સંબંધ માટેની યોગ્યતા અથવા અયોગ્યતા દર્શાવવા માટે વૈદ્યકીય તપાસનું સામાન્ય-( Certificate. ) પ્રમાણપત્ર, કે જેમાં શરીરના પ્રત્યેક અવયવ અને તેની સ્થિતિ રોગ કે આરોગ્ય આદિ દશાઓ સંબંધી સામાન્ય વર્ણન આપવામાં આવેલું હોય, એવું પ્રમાણપત્ર મેળવવું જ જોઇએ આવા પત્રકની અંદર ખાસ કરી હૃદય, ફેફસાં-આમાશય, યકૃત, પ્લીહા, આન્ત્ર, અને સ્ત્રી અને પુરૂષના જનનેન્દ્રિયોના અવયવો તેમજ સ્ત્રી અને પુરૂષ બન્નેનાં શારીરિક બંધારણ; વંશક્રમાગત રોગો, અને નૈમિત્તિક રોગો આદિ વિષયોને દર્શાવનાર સામાન્ય વર્ણન હોવું જ જોઇએ આ ઉપરાંત દરેક વ્યક્તિની માનસિક સ્થિતિને દર્શાવનાર, અર્થાત્ લાગણીઓ, ભાવનાઓ બુદ્ધિશક્તિઓ, અને શારીરિક પ્રકૃતિ-તેમજ સમગ્ર સ્વભાવને ટુંકમાં દર્શાવનાર, મસ્તકશાસ્ત્ર અને મુખસામુદ્રિકશાસ્ત્રની પદ્ધતિ પ્રમાણેનું સામાન્ય દિગ્દર્શન કરાવનાર પ્રમાણપત્રક પણ હોવું જ જોઇએ. કે જેથી લગ્ન સંબંધદ્વારા સંયુક્ત થવા ઇચ્છતા યુગ્મોને તેમજ તેઓના બન્ને તરફના કુટુંબી અને સ્નેહીવર્ગને પણ યોગ્ય રીતે માર્ગદર્શક થવામાં સહજ સુગમતા પ્રાપ્ત થઇ શકે. આવાં પ્રમાણપત્રકો, યોગ્ય વૈદ્યો, પ્રસિદ્ધ ડોક્ટરો, અને વિદ્વાન મસ્તકશાસ્ત્રીઓએ તદન નિઃસ્વાર્થપણે-ધાર્મિક કર્તવ્યબુદ્ધિથી, અને જનસમાજનું સામાન્ય હિત ધ્યાનમાં લઇ, કોઇપણ રાજ્યબંધારણની અનુકુળ યોજનાને આધિન થઇ, એક ખાસ જુદા ડીપાર્ટમેન્ટ તરીકે, અતિસ્વલ્પ, અર્થાત સર્વ સાધારણને પણ અનુકુળ થઇ શકે તેવી ફી ચાર્જ કરીને નિષ્પક્ષપાતપણે ભરી આપવાં જોઇએ.

આવાં સરટીફીકેટોનું સ્વરૂપ ઘણે ભાગે આ સાથે દર્શાવ્યા પ્રમાણેનું હોય. એ ખાસ ઇચ્છવા યોગ્ય છે.

## મસ્તકવિદ્યા—મુખસામુદ્રિકશાસ્ત્ર, અને વૈદ્યકશાસ્ત્ર

પ્રમાણે મનુષ્યના શરીર તેમજ મન અને સ્વભાવ આદિની

સામાન્ય પરીક્ષાનું પ્રમાણપત્રક.



નામ ____________________

ઉંમર ____________________

સ્થાન ____________________

વર્ણ અથવા જાતિ ____________________

દેશ અને જન્મસ્થાન ____________________

વિદ્યાભ્યાસ ____________________

તપાસ્યાની તારીખ ____________________

તપાસનારની સહી ____________________

સ્થાન ____________________

" आकृतिर्गुणान्कथयति "

## મસ્તકવિદ્યા અને મુખસામુદ્રિકશાસ્ત્રાનુસાર પરીક્ષાનું પત્રક.

| પરીક્ષાના વિષયોના નામ. | મંદ Deficient. | સામાન્ય Normal. | ઠીક. Good. | પ્રબળ Predominent. | અતિયોગ કે મિથ્યાયોગ. Excess. |
|---|---|---|---|---|---|
| ૧. આત્મરક્ષકવૃત્તિઓ. | | N | | | |
| ૧ જીજીવિષા Vitativeness. | ... | ... | G | ... | ... |
| ૨ ક્ષુધા- | ... | ... | G | ... | ... |
| -સ્વાદવૃત્તિ. | ... | ... | G | ... | ... |
| ૩ પિપાસા. | ... | ... | G | ... | ... |
| ૪ વિત્તૈષણા. | ... | N | ... | ... | ... |
| ૫ નિગ્રહવૃત્તિ. | ... | N | ... | ... | ... |
| ૬ ઉદ્યોગશક્તિ. | ... | ... | ... | P | ... |
| ૭ શૌર્ય. | D | ... | ... | ... | ... |
| ૨. ઘરસાંસારિક લાગણીઓ. | | N | | | |
| ૮ પ્રેમભાવ. | ... | ... | ... | P | ... |
| ૯ દામ્પત્ય સ્નેહ. | ... | N | ... | ... | ... |
| ૧૦ વાત્સલ્ય સ્નેહ. | ... | N | ... | ... | ... |
| ૧૧ મૈત્રીભાવ. | ... | ... | G | ... | ... |
| ૧૨ ગૃહનિવાસેચ્છા. | ... | N | ... | ... | ... |
| ૧૩ તત્પરાયણતા. | ... | N | ... | ... | ... |
| ૩. ઉત્કર્ષકવૃત્તિઓ. | | G | | | |
| ૧૪ સાવધતા. | ... | ... | G | ... | ... |
| ૧૫ યશાભિલાષ. | ... | ... | G | ... | ... |
| ૧૬ સ્વમાન. | ... | ... | G | ... | ... |
| ૧૭ દૃઢતા | ... | ... | ... | P | ... |
| ૪. નૈતિક અને ધાર્મિક વૃત્તિઓ. | G | | | | |
| ૧૮ વિનય-ભક્તિ. | ... | ... | G | ... | ... |
| ૧૯ અધ્યાત્મરતિ. | ... | ... | G | ... | ... |
| ૨૦ આશા. | D | ... | .. | ... | ... |

| પરીક્ષાના વિષયોના નામ. | મંદ Deficient. | સામાન્ય. Normal | ઠીક Good. | પ્રબળ. Predominent. | અતિયોગ કે મિથ્યાયોગ Excess. |
|---|---|---|---|---|---|
| ૨૧ આત્મનિષ્ઠા. | ... | N | ... | ... | ... |
| ૨૨ દયા કે પરોપકારવૃત્તિ. | ... | N | ... | ... | ... |
| ૫. પ્રાવિણ્યપ્રદાયક શક્તિઓ-લલિતકળાનો શોખ. | G | | | | |
| ૨૩ કળા કૌશલ્ય. | G | .. | ... | ... | ... |
| ૨૪ સૌન્દર્યપ્રેમ. | .. | ... | ... | P | .. |
| ૨૫ ઔદાર્યભાવ. | ... | ... | G | .. | ... |
| ૨૬ અનુકરણશક્તિ. | ... | ... | G | ... | .. |
| ૨૭ હાસ્યવૃત્તિ. | ... | ... | G | ... | ... |
| ૬. અવલોકનશક્તિઓ. | | N | | | |
| ૨૮ અવલોકન. | ... | N | ... | ... | ... |
| ૨૯ આકૃતિજ્ઞાન. | ... | N | ... | ... | ... |
| ૩૦ કદજ્ઞાન. | ... | N | ... | ... | ... |
| ૩૧ વજનજ્ઞાન. | ... | N | ... | .. | ... |
| ૩૨ રંગજ્ઞાન. | ... | N | ... | ... | .. |
| ૩૩ વ્યવસ્થાજ્ઞાન. | ... | ... | G | ... | ... |
| ૩૪ ગણિતજ્ઞાન. | ... | ... | G | .. | ... |
| ૩૫ સ્થળજ્ઞાન. | ... | ... | G | .. | ... |
| ૭. મનન અને બુદ્ધિશક્તિઓ. | D | | | | |
| ૩૬ સ્મૃતિ ઇતિહાસશક્તિ. | ... | N | ... | ... | ... |
| ૩૭ તાલ અથવા સમયજ્ઞાન | D | ... | ... | ... | ... |
| ૩૮ સંગીતશક્તિ. | D | ... | ... | ... | ... |
| ૩૯ વક્તૃત્વ. | D | ... | ... | | ... |
| ૪૦ તર્કગણિત. | D | ... | ... | ... | ... |
| ૪૧ તુલના. | . | N | ... | . | ... |
| ૪૨ પ્રેરણા. | D | ... | ... | ... | ... |
| ૪૩ સૌજન્ય. | ... | N | ... | ... | ... |
| ૪૪ આરામપ્રિયતા. | ... | N | ... | ... | |

| ૮. સામુદ્રિકશાસ્ત્રાનુસાર અવલોકન અને *વૈદકીય તપાસ | વિવેચન. |
| --- | --- |
| ૪૫ આંખ | |
| ૪૬ કર્ણ. | |
| ૪૭ નાસિકા. | |
| ૪૮ જીહ્વા-રસના, દાંત | |
| ૪૯ ત્વચા. | |
| ૫૦ ઓષ્ઠ. | |
| ૫૧ ગાલ. | |
| ૫૨ ચિબુક | |
| ૫૩ ગરદન. | |
| ૫૪ ભ્રમર | |
| ૫૫ સમગ્ર મુખ | |
| ૫૬ મુખપરની રેખાઓ | |
| ૫૭ અસ્થિ સમુદાય | |
| ૫૮ માંસ પેશીઓ. | |
| ૯. પ્રાણાવયવો | |
| ૫૯ હૃદય | |
| ૬૦ ફેફસાં | |
| ૧૦. પચનેન્દ્રિયોનાં અવયવો. | |
| ૬૧ આમાશય | |
| ૬૨ યકૃત | |
| ૬૩ પ્લીહા | |
| ૬૪ આન્ત્ર | |
| ૧૧. જનનેન્દ્રિયોનાં અવયવો | |
| ૬૫ વૃક્ક | |
| ૬૬ મુત્રાશય | |
| ૬૭ યોનિ-શિશ્નઆદિ | |
| ૬૮ ગર્ભાશય | |
| ૬૯ હસ્ત-પાદ આદિ અવયવો | |
| ૭૦ શરીરની અંદરના રસો | |
| ૧૨ પ્રકૃતિ પરીક્ષા Temperaments. | |
| ૭૧ સત્વગુણી Vital temperament | |
| ૭૨ રજોગુણી Mental ,, | |
| ૭૩ તમોગુણી Motive ,, | |
| ૭૪ પિત્તપ્રકૃતિ Billious ,, | |
| ૭૫ વંશક્રમાગત શારીરિક રોગ | |
| ૭૬ ,, માનસિક રોગ. | |
| ૭૭ ગાંડપણ | |
| ૭૮ ખાસ વિશેષતા કે યોગ્યતા | |
| ૭૯ લગ્ન સંબંધ કેવા પ્રકારના સ્ત્રી અથવા પુરૂષ સાથે થવો જોઇએ | |
| ૮૦ લાયકાત | |
| ૮૧ શરીર તેમજ મન સંબંધી ઉપસંહારરૂપે સામાન્ય સૂચનાઓ | |

* મસ્તક પરીક્ષા સામુદ્રિક પરીક્ષા અને ડાક્ટરી તપાસ ત્રણે જો એકજ ડોક્ટરદ્વારા સાથેજ થાય તો ઘણુંજ સુંદર.

ઉપર જે કોઠક દર્શાવવામાં આવેલ છે, તે પ્રમાણે જનસ્વભાવની પરીક્ષાની ટુંકમાં નોંધ લેવી હોય તો તે કેવી રીતે લઈ શકાય તેનોજ એક માત્ર પ્રકાર છે. તેમાં જે સંકેતો મુકેલા છે તેની સમજ નીચે પ્રમાણે છે.

| | | | | |
|---|---|---|---|---|
| D | = | Deficient | = | ખામીવાળો. |
| N | = | Normal | = | સાધારણ. |
| G | = | Good | = | સારું. |
| V. G | = | Very good | = | ઘણું સારું. |
| P | = | Predominent | | પ્રબળ. |
| E | = | Excess. | | અતિશય પ્રબળ |
| X | = | Madness, Derangement | | |

આ ટુંકી અને ખાસ ગુપ્ત રાખીને ગમે તે વખતે ગમે તે મનુષ્યના સ્વભાવની નોંધ ઘણાજ થોડા વખતમાં કરી શકાય, તેવી પદ્ધતિની નોંધ છે. પણ અનેકવાર કોઈ ખાસ પુરૂષ કે યુવાન અથવા યુવતિ અથવા વિદ્યાર્થિવર્ગને સવિસ્તર વર્ણનવાળા પત્રો ભરી આપવાની પણ ખાસ આવશ્યકતા છે. એટલા માટે એવાં પત્રકો કે જે ઉપર જણાવ્યા પ્રમાણેની ટુંકી નોંધ ઉપરથી બહુજ સત્વર તૈયાર કરી શકાય, તેવાં પત્રકો કેવી રીતે ભરી આપી શકાય તેનો એક સામાન્ય નમુનો અત્રે સામાન્ય જનસમાજના હિત માટે આ પ્રકરણ સાથે પ્રગટ કરેલ છે. મસ્તકવિદ્યાનો અભ્યાસ શરૂ કર્યા પછી એકાદ બે વર્ષના અનુભવ પછી આ નોંધ તા. ૨-૧૦-૧૫ ને રોજ મારા મિત્રને કરી આપેલી હતી, જેમાંની સર્વ વિગતોનો તેણે સર્વથા સ્વીકાર કરી ને આ સ્થાનમાં પ્રગટ કરવાની તેણે પરવાનગી આપેલી છે તેને માટે તેનો આભાર માનું છું.



## રા. રા. માણેકલાલ રતનજીની મસ્તક પરીક્ષાનું વિગતવાર વર્ણન.

આત્મસંરક્ષક વૃત્તિઓ એકંદર સારા પ્રમાણમાં છે પણ શારીરિકવ્યાયામ અને ખાસ પેશીઓના બળની ખાસ જરૂર છે, માટે કસરત અથવા તરવા વિગેરેની ભારે કસરત કરવાપર ધ્યાન દેવાની જરૂર છે.

૧ જીજીવિષા Vitativeness—આ વૃત્તિ સારા પ્રમાણમાં છે. તંદુરસ્તીની કેળવણીમાં હમેશાં તત્પર છો.

૨ બુભુક્ષા. Alimentiveness—કસરત અથવા પ્રાણાયામથી આ વૃત્તિને વધારવાની જરૂર છે અને તે વધારવા ઉપર ખાસ ધ્યાન આપો. સ્વાદ શક્તિ વધશે. કસરત ( Vigorous ) ઉપર ધ્યાન આપો.

૩ પિપાસા. Bibation—પ્રવાહિ પદાર્થોનો શોખ અને પિપાસા પણ સાધારણ પ્રમાણમાં છે ઉપરોક્ત સુચનાઓ આ વિષયની વૃત્તિને કેળવવામાં સહાયભૂત થશે.

૪ વિત્તૈષણા Acquisitiveness—સારી જોઇએ તેવા પ્રમાણમાં છે અને તેને હમેશાં નિભાવી રાખવાની જરૂર છે. મેળવવાની ઇચ્છા સારી છે પણ મેળવ્યા પછી બચાવવાની ઇચ્છા પણ યોગ્ય પ્રમાણમાં છે લોભીવૃત્તિ નથી "પણ જોઇએ તેમ ચાલશે" એમ માની ધનનો યોગ્ય રીતે વ્યય કરવાની વૃત્તિવાળા છો.

૫ નિગ્રહ Secrecy—સારા પ્રમાણમાં ગણી શકાય તેમ છે પણ ટીકા કરતી વખતે આ વૃત્તિના કાર્યનો ખાસ ઉપયોગ કરવાની જરૂર છે. છળ કપટ કે પ્રપંચ સમજી સારી રીતે શકો છો પણ તેવી રમત રમવાનો સ્વભાવ નથી. પોલીસી કે દ્વૈષભાવ બિલકુલ પસંદ કરતા નથી. સરલતા અધિક પ્રિય છે.

૬ ઉદ્યોગ. Executiveness—ઉદ્યોગી અને નિરાલસ્ય પ્રવૃત્તિ પસંદ છે અને ખાસ કારણો વિના કોઇની સાથે લડવાનું કે બોલી બગાડવાનું ટંટો કરવાનું પસંદ કરતા નથી. ગુસ્સો છે પણ ખાસ વખતેજ અને તે યોગ્ય પ્રમાણમાંજ વાપરવામાં સાવચેત છો.

૭ યુયુત્સા Combativeness—શારીરિક નિર્બળતાને લીધે શારીરિક શૌર્ય ખામીવાળું છે પણ નૈતિક બળ સારા પ્રમાણમાં છે શારીરિક હિંમત અને બચાવ કરતાં વાદવિવાદ અને બુદ્ધિબળથી બચાવ અને હુમલો કરવાની કે સ્પર્ધા કરવાની વૃત્તિ સારા પ્રમાણમાં છે. ઉરીફાઇવાળી કસરતો કરવાની જરૂર છે.

ગૃહસાંસારિક વૃત્તિઓ—એકંદરે અસંતુષ્ટ અને તેથી વૈરાગ્યયુક્ત તથા ઘર અને સંસાર તરફ બેદરકારી ભરેલી છે અર્થાત્ ખામીવાળી છે. સંજોગો અનુકુળ કરી કેળવી શકો તો વધારે સારૂં.

૮ સ્નેહ. Amativeness—પ્યારવૃત્તિ શરૂઆતથીજ અસંતુષ્ટ અને પુષ્ટિહીન હાલતમાં રહેવાથી ખામીવાળીજ રહી ગયેલી છે પણ તેને માટે યોગ્ય પાત્ર કે સ્થાન અથવા કોઇ તેવા વિષયમાં તેને નિયુક્ત કરવાની જરૂર છે. પ્રેમની ખામી કે અસંતોષને લીધે સમગ્ર જીવનને નિરસતા અને નિષ્ક્રિયતા પ્રાપ્ત થાય છે માટે તેને યોગ્ય રીતે સંતુષ્ટ રાખવાની જરૂર છે. સ્ત્રીસહવાસ અને વાર્તા વિનોદના શોખીન છો અને સુશીલ તથા વિચારવંત અને રસિક સ્ત્રી સહવાસ ચાહો છો. બની શકે તો તેવા નિર્દોષ આનંદ લેવાથી જીંદગીને સારી રીતે ફાયદો થવાના સંભવો છે.

બાળકો ખાસ કરી કન્યાઓ-પ્રત્યેનો સ્નેહ સારા પ્રમાણમાં છે સ્વસંતતિ પ્રેમ-પણ એકંદરે સારો ગણી શકાય વૈરાગ્યની પરાકાષ્ઠામાં એજ એક અડચણ કરતા કારણ માનતા હશો પણ ગૃહસ્થાશ્રમીઓને કંઇક અંશે ઉચિત રાખવામાં એજ કારણભુત છે.

૧૧ મૈત્રીભાવ. Friendship—સાધારણ પ્રમાણમાં છે ખાસ હાર્દિક મૈત્રી જેવું કંઇજ છે નહિ મિલનસારપણું સાધારણ રીતે ઠીક ગણી શકાય પણ સમાલોચનાને બચાવી વધારે કેળવવાની જરૂર છે કૌટુંબિક સ્નેહ-ઘણો ખામીવાળો છે. સહવાસપ્રિયતા સાધારણ અને સભા સોસાયટી દ્વારા આનંદ લઇ શકે અને કુલ નાને પોષવા પુરતી છે. તેના વિના નજ ચાલે તેવું કંઇ નહી.

નિવાસેચ્છા. Inhabitiveness—સાંસારિક અન્ય વૃત્તિઓની ખામી હોવાથી ઘર કરતાં આશ્રમ કરી નિવાસ કરવાનું મન વધારે થાય અને બને તો તેવો આશ્રમ કરવો એ સર્વ રીતે લાભપ્રદ થશે. ગૃહ-નિવાસ ઇચ્છા. બને તો કોઇ સારા કન્યા-બોર્ડિંગ હાઉસમાં શિક્ષક કે રક્ષક થઇ રહો તો વધારે સારૂ અને ઇચ્છવા યોગ્ય છે. ખાસ સ્વદેશાનુરાગ જેવું કાંઇ નથી. પણ ક્રીટીકલ નજરથી લેનાર હોવાથી દેશ તરફ ધિક્કાર છુટે છે જે ઓછો કરી Sympathetic View લેવાની જરૂર છે

૧૩ તત્પરાયણતા. Continuity—કાર્ય પાછળ મંડયા રહેવાની શક્તિ સારા પ્રમાણમાં છે. સ્થૈર્ય-આ વૃત્તિને, સારા સસંબદ્ધ લેખો લખવામાં ઘણીજ સારી રીતે વાપરી શકો તેમ છો અને તેટલા માટે તેનો તેવો ઉપયોગ કરવા ખાસ ધ્યાનપર લેવાની જરૂર છે

૧૪ સાવધતા. Cautiousness—સારા પ્રમાણમાં છે વ્યવહારિક ડહાપણ અને ઉંડી સમજ પણ યોગ્ય પ્રમાણમાં છે સંભાળ પણ સારા પ્રમાણમાં છે ભીતિ-સાહસની ખામીને લીધે વ્યાપાર ધુન્ધા કે સ્વતંત્ર જીંદગીની દિશા ફેરવવામાં ભીતિ પણ રહે છે.

૧૫ લોકૈષણા. Ambition—સારા પ્રમાણમાં છે. પણ સાંસારિક અભિલાષાઓ મંદ છે સાહિત્ય અને જ્ઞાનની અભિલાષાઓ તિવ્રતર છે. તુલના અને કટાક્ષની અભિલાષા તિવ્રતર છે, ચારિત્ર્ય ઉત્કૃષ્ટ પ્રકારનું કહી શકાય. ડોળ કે દંભડો પસંદ નથી. ઉત્કૃષ્ટતાની અભિલાષા સારા પ્રમાણમાં છે પણ તે સાંસારિક નહીં પણ નૈતિક અને બુદ્ધિ સંબંધી.

૧૬ સ્વમાન. Self-respect—ની લાગણી સારા પ્રમાણમાં છે. પ્રતિષ્ઠાનો શોખ છે. બહુ દરકાર વાળા નહીં પણ તેથી નથી ચાહતા તેમ પણ નહીં. અહંભાવ યોગ્ય પ્રમાણમાં છે સ્વતંત્રતાને સારી રીતે ચાહો છો પણ સાહસને અભાવે મેળવવામાં વિલંબ થાય છે, છતાં પણ " सर्वं परवशं दुःखं सर्वं मात्मवशं सुखं " એમ માનવાવાળા છો

૧૭ દ્રઢતા. Firmness—દ્રઢતા, ખંત, ધૈર્ય અને મનોબળ આગ્રહ આદિ વૃત્તિઓ, બધી વૃત્તિઓ કરતાં પ્રબળ પ્રમાણમાં છે માટે તેને ખાસ વિચારપૂર્વક દબાવવાની જરૂર છે. હઠી અને આગ્રહી નથી પણ અન્તઃકરણનું અનુમોદન લઇ સહાનભૂતિ ભરેલા ભાવને ધારણ કરી તથા ટીકાખોર નજરથી વધારે ન લેતા આ વૃત્તિના વેગને દબાવવા પર ધ્યાન રાખો, જો કે ધૈર્ય સારા પ્રમાણમાં છે તે સારૂ છે

૧૮ પુજ્યભાવ. Veneration—અથવા માન આપવાની વૃત્તિ સારી છે પણ તે માનની લાગણી અંધશ્રદ્ધાવાળી નથી જ્યાં ખરેખર સુચરિત્ર અને આદર્શ જીવન કે ગુણકર્મ સ્વભાવ જોવામાં આવે ત્યાંજ માનની લાગણી છે ઇશ્વરમાં સારી આસ્થા છે અને વિચારપૂર્વક તેના ભક્ત છો. જુના વિચાર અને પ્રાચીનતા તરફ વલણ વિશેષ છે ખરૂં પણ તેની સાથે સ્વદેશાનુરાગી થવાની કેટલેક અંશે જરૂર છે.

૧૯ અધ્યાત્મરતિ Spirituality—અધ્યાત્મિક વિષયો પર સારો પ્રેમ છે જીવ, ઇશ્વર પ્રકૃતિ, પુનર્જન્મ આદિ માનવાવાળા શ્રદ્ધાળુ અને વિશ્વાસી છો પણ સમજશક્તિપૂર્વક, અન્ધ શ્રદ્ધાથી નહિ. અતિ શ્રદ્ધાળુ પણ નથી પણ સાધારણ ગણી શકાઓ. કુદરતના અને મનુષ્યકૃતિના આશ્ચર્યમય, અદ્ભુત અને વિચિત્ર પ્રસંગો જોવા જાણવાની સારી જીજ્ઞાસા વૃત્તિ છે.

૨૦ આશા. Hope—નૈતિક અને ધાર્મિક તથા વૈરાગ્યયુક્ત આશાઓ સારા પ્રમાણમાં છે ભાવી જીંદગીને માટે વિશેષ આશાયુક્ત છો. સાહિત્યમા વધવાની ઉમ્મેદ છે પણ વર્તમાન અને ખાસ કરી સાંસારિક આશાઓ નિર્મૂળ થઇ દબાતી જાય છે. જીંદગીનો વિશેષ Speculation કરી બેસો તેમ છો. વધારે સાહસ અને આશાયુક્ત જીવન બનાવવાની જરૂર છે. વ્યાયામદ્વારા સાહસ વધારો કારણ અને નિર્બળ નહિં બનો.

૨૧ આત્મનિષ્ઠા Conscentiousness—સારા પ્રમાણમાં છે અંતઃકરણની વૃત્તિને વશ વર્તી ચાલવાવાળા છો પણ દ્રઢતાને ન વળગી અંતઃકરણની વૃત્તિ પર ખાસ ધ્યાન આપો. ન્યાયપ્રિય છો. અન્યને ન્યાય મળતો જોવા આતુર છો. સત્યશોધક અને ક્રીટીક છો. ડહાપણ સારા પ્રમાણમા ગણી શકાય તેવું છે પ્રેક્ટીકલયુટીલીટીવાળા છો

૨૨ પરોપકારવૃત્તિ Benevolance—આ વૃત્તિ બહુ સાધારણ પ્રમાણમાં છે તેને કેળવવાની જરૂર છે. દયાના પ્રસંગોમા ઠીકાની નજરથી જોયા વિના, વગર વિચાર્યે પણ દાઝ અને કરૂણા દર્શાવવાની જરૂર છે ઉપરોક્ત વૃત્તિના બધા વિભાગો કેળવવાની ખાસ જરૂર છે. દયા દર્શાવવાના બને તેટલા પ્રસંગો વિચારપૂર્વક ખાસ ચાહીને લેવા

૨૩ કળા કૌશલ્ય. Constructiveness—આ વૃત્તિ સારા પ્રમાણમા છે પણ કેળવવાની જરૂર છે. યોજના શોધકવૃત્તિ-આદિ વૃત્તિ પણ સારા પ્રમાણમાં છે પણ તેને ઉપયોગી કાર્ય સોંપવાની જરૂર છે.

૨૪ સૌંદર્યપ્રેમ. Ideality—સાહિત્ય જનસ્વભાવ બાળકો અને કુદરતની અંદર જે કોઇ સારૂં હોય તે હમેશા પસંદ કરો છો અને તેનું અનુકરણ કરવા ચાહો છો દરેક વિષયમા પ્રવીણ થવા ચાહો છો ઉડાઉપણું નથી.

૨૫ ઔદાર્ય. Sublimity—આ ભાવ સારા પ્રમાણમા છે ગાંભીર્ય પણ સારા પ્રમાણમા છે. અદ્‌ભૂતરસનો શોખ છે

૨૬ અનુકરણ Imitation—આ વૃત્તિ ઘણી સારી છે માનસિક અનુકરણ, ચાળા-આ વૃત્તિનું કાર્ય શારીરિક વૃત્તિથી ચાળા કરવા માટે ઊંડું જાણું પડે તેમ છે અર્થાત તેવા કાર્યો કરવાનું મન ઓછું થાય, છતા સર્વ પ્રકારની નકલ કરવા માગો તો થઇ શકે તેવું છે. સાહિત્યાનુરાગને વધારવા માટે નાટક જોવાનું પણ મન થાય ખરૂં.

૨૭ હાસ્યવૃત્તિ Mirthfulness—સારા પ્રમાણમા છે પણ તે હમેશા ટીકા સંયુક્ત હોય છે જે ધાર્મિક અને ચારિત્ર્યવાળા પુરૂષોની સમીપ નમ્ર પ્રકારને ધારણ કરે છે. અન્યથા કટુ હોય છે રમુજ-ચાહક છો ઠઠ્ઠા મશકરી નહિ પણ સાહિત્ય મિશ્ર હાસ્ય અને આનંદના શોખીન છો. રસિકતા સારી રીતે છે પણ ઉત્સાહ અને આશાની તથા સાહસની ખામીથી ન્યૂન રીતે ખીલવાયેલ છે.

અવલોકન અને મનનશક્તિઓ—બંને શક્તિઓના સમૂહો સારા પ્રમાણમાં ગણી શકાય તેવા છે.

૨૮ અવલોકનશક્તિ Observation—સારા પ્રમાણમાં છે પણ તીવ્ર નથી. પદાર્થ સંબંધી અવલોકન સાધારણ છે પદાર્થવિદ્યા દ્વારા કેળવવાની જરૂર છે માનસિક અવલોકન પદાર્થિક કરતાં ચઢીયાતું છે.

૨૯ આકૃતિ જ્ઞાન કે ઓળખાણ. Form—સારી રીતે છે જોયેલ માણસ કે વસ્તુને ભુલો નહિ.

૩૦ પ્રમાણજ્ઞાન કે કદજ્ઞાન. Size—કોઇપણ ભાષાનું અક્ષરજ્ઞાન ઘણું જલદી થઇ શકે. વાચન જલદી શીખી શકો તેમ છો

૩૧ વજન અથવા ગુરૂત્વજ્ઞાન Weight-Balance—સારી રીતે જાણી શકો છો.

૩૨ રંગજ્ઞાન Colour—બહુ સાધારણ છે જુદા જુદા ચેહરા પારખવાની શક્તિ ખામીવાળી જણાય

૩૩ ક્રમ કે વ્યવસ્થા. Order—સારા પ્રમાણમાં છે સ્વચ્છતાનો ખાસ શોખ અને આગ્રહ છે. વ્યવસ્થાને ખાસ ચાહો છો } અવલોકન શક્તિઓમાં વ્યવસ્થા પ્રમુખપણે છે. કળાકૌશલ્ય અને યોજના સાથે મળેલ છે તેથી એક સારા મેનેજર કે મેનેજીંગ કર્તા થઇ શકો તેવું છે

૩૪ ગણિતશક્તિ Calculation—સારી છે. હિસાબ કે અંક જ્ઞાન સારું છે. આંકડા કરવાની શક્તિ સારી છે.

૩૫ ઐતિહાસિક શક્તિ. Eventuality—વાર્તા વૃત્તાન્તો ઇતિહાસ કે સાહિત્યનો પૂર્ણ અનુરાગ છે. તેના સંબંધો સારી રીતે યાદ રાખી શકો છો. મેધાવૃત્તિ કે ધારણાત્મકશક્તિ સારી છે પરસ્પરનાં સંબંધોને સારી રીતે યાદ રાખી શકો છો ટુંકામાં સાહિત્યનાં પૂર્ણ અનુરાગી છો.

૩૬ ભુગોળજ્ઞાન. Locality—દેશદેશાંતર જોવા જાણવા અને મુસાફરી કરવાનું બહુજ ગમે છે. સારા ભૂગોળજ્ઞાની થઇ શકો તેમ છો. મુસાફરીનો બહુજ સારો શોખ છે. શોધખોળ કરવાની વૃત્તિ પણ સારી છે છતાં પ્રસંગના અભાવને લીધે વપરાયેલ નથી.

૩૭ સમયજ્ઞાન. Time—સારા પ્રમાણમાં છે, સમયજ્ઞ છો. તાલ જાણી તેનું અનુકરણ કરી શકો તેમ છો

૩૮ સ્વર કે સંગીતશક્તિ. Tune—સાધારણ પ્રમાણમાં છે પણ તેને ખાસ કેળવવાની અને ખીલવવાની જરૂર છે. સાંસારિક આનંદને બાદ કરતા સાહિત્યશક્તિઓમાં એજ એક શક્તિ એવી છે કે જેનો ગમે તે અવસ્થામાં લાભ લઇ શકાય માટે તેને ખાસ પ્રયત્નપૂર્વક સેવો

૩૯ વક્તૃત્વશક્તિ. Language—બહુ સાધારણ તથા ખામીવાળી ગણી શકાય વાતચિતમાં મૌન બુદ્ધિ નહીં રાખો. શબ્દસ્મરણશક્તિ સારી છે. કોઇ પણ ભાષાના શબ્દો જલદી યાદ કરી શકો છો.

૪૦ તર્કશક્તિ. Causality—બહુ સારા પ્રમાણમાં છે પણ સાહિત્યના અનુરાગ જેટલી તો નહિ, છતા લોજીક ( Logic ) અને તત્વજ્ઞાનના પુસ્તકો વાંચવા તરફ સ્વાભાવિક સારૂં વલણ છે.

૪૧ તુલનાશક્તિ Comparison—પૃથક્કરણ, સમાલોચન ટીકા કે તુલના કરવાની શક્તિ પ્રબળ પ્રમાણમાં છે. સમાલોચક શક્તિ-આ શક્તિ ખાસ પ્રબલતાયુક્ત છે તેના કાર્યને સહાનુભુતિ અને દરેક બાજુ સારૂં હોય તે તપાસી હમેશા સારૂં જોવા તરફ વાપરવાની જરૂર છે

૪૨ ગુરૂજ્ઞ. Human Nature—સાધારણ પ્રમાણમાં છે અન્તર ઉર્મીઓને તેના પર ખાસ ધ્યાન રાખી કેળવવાની જરૂર છે. અગમદૃષ્ટિ-ઠીક પ્રમાણમાં ગણી શકાય તેમ છે

૪૩ સૌજન્ય અથવા મિલનસારપણું. Agreeableness—સામાન્ય પ્રસંગોમાં આ વૃત્તિ સારા પ્રમાણમાં છે પણ પ્રસંગ મળતા ટીકા કરવા લલચાઓ છો તેને રોકવાની જરૂર છે. વિવેક-સામાન્ય રીતે મળતાવડા સ્વભાવના અને ખુશમિજાજ રહો છો નમતા કે વિવેક-સારી રીતે પસંદ કરો છો.

૪૪ આરામ. Repose—થાક આરામ અને શાન્તિને પસંદ કરો છો. અવિશ્રાન્તપણે કામ કરવાનું ચાહતા નથી.

૪૫ Headmeasurement—ખાસ માપ લેવાની આવશ્યકતા જણાતી નથી.

૪૬ પ્રકૃતિ. Temperament—નરવસ ટેમ્પરામેન્ટ ગણી શકાય, જેથી ઇંદ્રિઓના અતિ ભારને શીતાતપને સહન ન કરી શકો, તેમ મગજ પર અતિ માનસિક બોજો ન થાય તે પણ સંભાળવાનું છે પોષક પ્રકૃતિ મંદ છે તેને વ્યાયામ અને આસનપ્રાણાયામદ્વારા પુષ્ટ બનાવવાની ખાસ જરૂર છે. દીર્ઘ-ઉત્તેજના માટે અતિશ્રમ, ભગાટ કે ઓચીંતી ખબરથી ભયભીત થવું રહેવુ ઉત્ત અને રાતે ઉજાગરા મુશ્કેલ અને ચુસ્ત છો.

## ૪૭ સામુદ્રિક પરીક્ષાના વિષયો.

૪૮ કર્ણ—ચાલાક, અનાગ્રહયુક્ત અને ઉદ્યોગીપણું સુચવે છે.

૪૯ નાસિકા—તીવ્ર ગંધગ્રાહક, કરકસરયુક્ત, સાવચેત બીજાઓ માટે લડવા તૈયાર અને ખુંતીલી મોટી યોજનાશક્તિવાળી તેમજ હુકમ કરનાર છે.

૫૦ ચક્ષુ—સ્નેહનું પોષણ ન થવાના કારણથી નિર્બળ થવાના સંપૂર્ણ સંભવો છે માટે કસરત ગરદનના ભાગ પર તેલ મર્દન અને તરવાની કસરત ખાસ કરવાની જરૂર છે. તેમ સ્નેહવૃત્તિને પણ પોષવાની જરૂર છે.

૫૧ ઓષ્ઠ—અભિલાષાની ખામી અને જરા ધિક્કારની લાગણીવાળા જણાય છે.

૫૨ ગાલ—પાચનશક્તિની સામાન્ય નિર્બળતા દર્શાવે છે.

૫૩ ચિબુક નાની અને પ્યારવૃત્તિની ન્યૂનતા વાળી છે.

૫૪ ગ્રીવા—પણ પ્રેમની ન્યૂનતાના પ્રમાણમાં ખામી વાળી છે.

૫૫ ભ્રમર—એકંદરે સાધારણ અને સામાન્યરીતે નિશ્ચિંતજ ગણાય.

૫૬ પોપચાં—નમ્ર અને વિવેક તથા નિર્વિષયિપણું દર્શાવે છે.

૫૭ મુખપરની રેખાઓ—આગતાસ્વાગતાના સ્વભાવવાળી છે. પણ જરા દિલગીરીની ઝાંખી રેખાઓ જણાવે છે. આંખના ખુણાપર આનંદની રેખાઓ છે.

૫૮ વાળ—સામાન્ય પ્રકારના છે.

૫૯ સમગ્રમુખ. Oval—લંબગોળ આકૃતિ અર્થાત બુધ્ધિશાળી વિચાર અને ડહાપણ દર્શાવે છે.

૬૦ સમગ્ર શારીરિક હાલત—સામાન્ય છે અને માંસ તથા રક્ત અને ફેફસાં સંબંધી નિર્બળતા વાળી છે. કસરત અને પ્રાણાયામપર ઘણું ધ્યાન આપી જીવન રસમય બનાવો.

૬૧ લગ્નસંબંધ—નિરાશા, અસંતોષ, પ્રતિકુળ ભાવો અને સંજોગો યુક્ત છે જેથી જીવન ઉપર ઘણી વિરક્ત ભાવયુક્ત અસર કરેલ છે પણ શારીરિક હાલત અને માનસિક પ્રવૃત્તિઓ જોતાં અન્ય સંબંધ કરવાની જરૂર નથી, છતાં વિશુદ્ધ પ્રેમની પિપાસા વિશુદ્ધ રીતે તૃપ્ત કરવાની જરૂર છે. લાયક અને પવિત્ર સ્ત્રીઓ અને કન્યાઓનો સહવાસ મેળવો.

૬૨ વાંચન—સાહિત્ય અને ઉંચ પ્રકારના તત્વજ્ઞાનનો શોખ છે પણ દયા કરૂણ અને સાહસનાઓ કાવ્યો કે ગ્રન્થો ખાસ વાંચો. કરૂણારસિક નાટકો પણ.

૬૩ લાયકાત—મેનેજર, વ્યવસ્થાપક, વકીલ, અને સમાલોચક થવાની ખાસ યોગ્યતા છે. વિશેષ સાહસ લાવી નિબંધો રચવા કે લખવાની ટેવ પાડો.

૬૪ શારીરિક આરોગ્ય. સામાન્ય ગણી શકાય. કસરત અને પ્રાણાયામ પર ખાસ ધ્યાન આપો અને લો નદીમાં હંમેશાં તરવાનું બા કલાક રાખો.

૬૫ ધર્મપરાયણતા—ઠીક પ્રમાણમાં છે.

૬૬ અર્થપરાયણતા—સાધારણ થતી જાય છે. પ્રથમ કરતાં દિન પ્રતિદિન ઓછી થાય છે.

૬૭ કામપરાયણતા—નથી.

૬૮ વિદ્યા અથવા સાહિત્યાનુરાગ—સારા પ્રમાણમાં છે.

૬૯ કુટુંબ પરાયણતા—તાન ખામી વાળી છે. જીવનનાં ગોઠણ બનાવો મનુષ્ય વ્યક્તિ પર જેવી અસર કરે છે તે પર કુટુંબના લાગો સુખો અને સગવડો સંબંધી ખાસ આધાર રહે છે.

૭૦ સામ્યાવસ્થા કે ગાંડપણ—એકંદર રીતે મન અને શરીરની શક્તિઓ સામ્યાવસ્થાયુક્ત છે પણ ગૃહસાંસાંસારિક લાગણીઓ બુઠ્ઠી અને નિષ્ક્રિય થઇ ગઇ છે એ ઇચ્છવા યોગ્ય નથીજ.

*( વિશેષ સમજણ માટે જુઓ. ચિત્ર નંબર. ૭૦ )

# " Eugenics & Marriage. "

## સંજનન શાસ્ત્ર અને લગ્ન સંબંધની યોજનામાં ધ્યાન રાખવા યોગ્ય બાબતો

તથા

## વૈદ્યકીય પરીક્ષાની આવશ્યકતા.

આ સંબંધમાં લખતાં ડૉ. ચાર્લ્સ રીડ. એમ. ડી. કહે છે કે,

" The practical application of eugenic laws to the betterment of the human race, while made possible by enlightened human love and wholesome social convention, is an important attribute of medical science In other words, while eugenics appeals to the loftiest sentiments of civilization, it is nevertheless a science that deals deliberately and unemotionally with the very fundamental conditions, the most powerful impulses, the most potent forces in the determination of human happiness and human welfare. Its safe practical application must therefore imply a certain technical training which can be found only in the medical profession. It is obvious *therefore that by careful and scientific medical examination alone can the interests of prospective parties to the marital union and the welfare of their probable progeny be safeguarded against disease and degeneracy.* "

Dr. Charles Reed M. D.
Author of
" Marriage & Genetics, "

ભાવાર્થ—સમુન્નત થયેલ માનવ સ્નેહભાવો, અને સંસ્કૃત થયેલ સામાજીક માન્યતાઓને પરિણામે, સંજનન શાસ્ત્રના નિયમોનો વ્યવહારિક ઉપયોગ કરવાનું, માનવ પ્રજાની ઉત્તરોત્તર સંસુધારણા માટે હવે શક્ય થયેલું છે. અને તેથી તે, વૈદ્યક વિદ્યાની એક અતિ ઉપયોગી શાખા વિશેષજ છે. બીજી રીતે કહીએ તો; "સંજનન શાસ્ત્ર " ના સિદ્ધાન્તો,-પ્રગતીશીલ માનવ સમાજની અતિ ઉત્કૃષ્ટ પ્રકારની વૃત્તિઓનેજ જ્યારે અપીલ કરે છે એટલુંજ નહીં પણ તે એક એવી વિદ્યા છે કે તે સ્પષ્ટ રીતે અને કોઇની દરકાર કર્યા વગર, સીધી રીતે મનુષ્યની સર્વ મૂળ શક્તિઓ અને સ્થિતિઓ, વૃત્તિઓ કે ભાવનાઓ સાથે સંબંધ ધરાવે છે કે જે ભાવનાઓની સાથે માનવ સમાજનું કલ્યાણ અને સુખાકારી બન્ને નિકટ સંબંધ ધરાવે છે.

આથી આ વિષયનું સહીસલામત વ્યવહારિક ઉપયોગ કરવાનું કાર્ય, અમુક પ્રકારનું ખાસ વિશેષ શિક્ષણ ગ્રહણ કરેલ મનુષ્યોના હાથમાં હોવું જોઇએ કે જેવું શિક્ષણ ખાસ કરી વૈદકીય ધંધાદારીઓની અંદરજ જોવામાં આવે છે. આથી એ તો સ્પષ્ટજ છે કે સંભાળ ભરેલી અને સાયન્ટીફીક વૈદ્યકીય તપાસ અથવા પરીક્ષા દ્વારાજ માત્ર ભવિષ્યની અંદર માતપિતા તરીકે સંયુક્ત થવા ઇચ્છતા યુગ્મોના પરસ્પરના લાભો તેમજ તેઓ દ્વારા ઉત્પન્ન થનાર ભાવી પ્રજાના કલ્યાણના શુભમાર્ગોનું, રોગો અને અવનતિકારક કારણોથી યથાવત સંરક્ષણ કરવાનું બની શકે તેમ છે.

આટલા માટે લગ્ન સંબંધદ્વારા સંયુક્ત થવા ઇચ્છતા યુગ્મોએ પ્રથમ પોતાના તેમજ પરના તેમજ આનન્દ ઉદારભાવથી વિચાર કરીએ તો સામાન્ય જનસમૂહના લાભાર્થે પણ એવા કોઇપણ પ્રકારના ( Medical Examination ) વૈદ્યકીય તપાસ કે પરીક્ષાના પ્રમાણપત્રો અવશ્ય મેળવવા જોઇએ. એટલુંજ નહીં પણ

જ્ઞાતિ-સભા, સંસ્થા કે રાજકીય નિયમોદ્વારા પણ એવું ફરજીયાત બંધન થવું જોઇએ કે અમુક અવસ્થાએ પહોંચ્યા પછી પ્રજાકીય દરેક વ્યક્તિ, સ્ત્રી અથવા પુરૂષ-કન્યા અથવા કુમાર ગમે તે હોય તેણે, તેવું પ્રમાણપત્રક અવશ્ય-મેળવવું જોઇએ ઉપર જણાવ્યા પ્રમાણેનું પ્રમાણપત્રક કેવા પ્રકારનું હોવું જોઇએ. તેનો સમ્પૂર્ણ નમુનો મસ્તક વિદ્યા, મુખસામુદ્રિકશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર અને વૈદક વિદ્યાને અનુસરીને અમે ખાસ સુધરેલા રૂપમાં પ્રત્યેક મનુષ્યના શારીરિક તેમજ માનસિક સર્વ સદ્અંશો તેમજ કુઅંશોને તેના યથાર્થ રૂપમાં પણ ટુંકમાં દર્શાવી શકે તેવા રૂપમાં અત્રે રજુ કરેલ છે. ભવિષ્યની પ્રજા એ દ્વારા દયાજનક હાલતો ટકાવવા પ્રયત્ન કરશે એવી સમ્પૂર્ણ આશા સાથે એ પ્રબળ તેજયુક્ત વિચારોને અત્રે રજુ કરતાં અમને જરાપણ સંકોચ પામવાનું કારણ હોય એમ અમે માનતા નથી.

માનવપ્રજાના ભાવી કલ્યાણ માટે આ એક અતિ અગત્યનો વિષય છે. જેથી એ વિષય પર જેટલું ધ્યાન અપાય તેટલું પરિણામે જનસમાજને તેમજ રાજા અને પ્રજા બન્નેને લાભદાયકજ છે.

## લગ્ન સંબંધ-અને સંજનન શાસ્ત્રનો સંબંધ.

"Eugenic" as the origin of the word implies, means well-born" and as applied to marriage, signifies the union of one man and one woman as husband and wife not merely for the perpetuation of the species without reference to quality, but for the production of the best possible progeny."

"Eugenic" "યુજેનિક" શબ્દનો મૂળ અર્થ. સંજનન (સુજનન) થાય છે અને લગ્ન સંબંધ સાથે તેનો પ્રયોગ થાય ત્યારે, તે "એકજ સ્ત્રી સાથે એકજ પુરૂષનો દામ્પત્ય ધર્મથી રહી પ્રજોત્પાદન ક્રિયા અર્થે માત્ર થતો સંબંધ" એટલુંજ નથી દર્શાવતો પણ ઉત્કૃષ્ટ સન્તાનોત્પત્તિ માટેજ એ સંબંધનું અસ્તિત્વ છે એમ દર્શાવે છે."

સંજનન અથવા પ્રજનન ક્રિયા માટે-ધર્મભાવથી સંયુક્ત થનાર સ્ત્રી પુરૂષોએ, પરસ્પર માત્ર એક તરફી અનેક સદ્ગુણો કે કેટલાક સુલક્ષણો તરફજ માત્ર ધ્યાન આપવાનું છે. એમ નથી. પણ અમુક સ્ત્રી અથવા પુરૂષની અંદર કેવા કેવા પ્રકારના દુર્ગુણો-દુર્લક્ષણો અને દુષ્ટ રોગો તેમજ શરીર અને મન આદિની અનિષ્ટ સ્થિતિઓ હોઇ શકે અથવા હોવાના સંભવો છે અથવા ખરેખર અમુક વ્યક્તિમાં કયા કયા દુર્ગુણો છે, એ પણ સાથે સાથે ખાસ જાણવાની બન્ને વર્ગને યથાવત્ જરૂર છે. કે એને લીધે ભવિષ્યમાં કોઇપણ પ્રકારની અણધારી ઉપાધિઓ માત્ર એવી બાબતના સામાન્ય અજ્ઞાનથી ઉદ્ભવ થવા ન પામે. આટલા માટે યુવાનો તેમજ યુવતીઓએ અમુક જાતનાજ સુલક્ષણો-સદ્ગુણો અને સદ્ચરિત્રોના ચિન્હો સાથે અનિષ્ટ વૃત્તિઓ-વાસનાઓ કે દુર્ગુણોના ભાવોને તેમજ લક્ષણોને પણ જાણવાની જરૂર છે.

સંજનન શાસ્ત્રની પદ્ધતિ અનુસાર એવા દુર્ગુણો કે દુષ્ચિન્હો કયા કયા હોઇ શકે તેનું સામાન્ય સ્વરૂપ ડૉ. ચાર્લ્સ. એ. એલ. રીડ એમ. ડી. એફ. જી. એસે નીચે પ્રમાણે પોતાના ગ્રન્થ Marriage and Genetics" માં આપેલ છે. જે અત્રે સામાન્ય જનસમુદાયના હિતાર્થે અર્થ સહિત ટાંકી દર્શાવવામાં આવે છે.

ડૉ. ચાર્લ્સ કહે છે કે:—

"Among the agenic character units-those that operate against the welfare of the race and that are transmissible from one generation to another, may be mentioned defective physique, feeble-mindedness, epilepsy, insanity, pauperism alcoholism and drug habituation, syphilis, criminality, certain nervous diseases, defects of speech, including deaf-mutism, together with numerous other organic and functional defects The fruit of contamination with these strains is found not only in the deterioration of previously wholesome families, but in the actually accelerated degeneracy of those previously tainted.

The grist may be found in the thousands upon thousands of defectives known not only in the homes they severally curse with their existence but in the other thousands upon thousands that are segregated in the penitentiaries, reformatories and asylums for the insane, institutions for feeble-minded, hospitals for epileptics, homes for the blind and deaf mutes, alms-houses, county jails and work-houses, the maintenance of all which constitutes one of the chief burden of Government."

ભાવાર્થ—"માનવ સમાજની કલ્યાણ-આત્મક સંવૃદ્ધિની વિરૂદ્ધમાં કાર્ય કરનાર જે જે કુલક્ષણો છે (Agenic Character units) અને તેમાંના જેજે વંશપરંપરાથી ઉતરી આવી શકે તેવાં છે, તેમાં નીચે દર્શાવેલ કુટિલતાએ, કુલક્ષણો દુર્ગુણો કે કુસંસ્કારોનો પણ સમાવેશ થાય છે કે જેનાથી પ્રત્યેક યુવાન તેમજ યુવતીએ યથાવત્ વાકેફ રહેવાની જરૂર છે. ખામીવાળું શરીરનું બંધારણ, મનોનિર્બળતા, વાય, આંચકી, ઉન્માદ,માદક દ્રવ્યો અને ઔષધસેવનની અતિ ટેવ, ઉપદંશ, ગુન્હાઓ કરવાની ટેવ, જ્ઞાનતન્તુ કે ક્રિયા તન્તુઓનાં રોગો, બહેરાં અથવા મુંગાપણું તેમજ શરીરના કોઇ પણ અંગ કે ઉપાંગ આદિની ખામી ખોડ કે મંદતા આદિનો આમાં સમાવેશ થાય છે. આવા પ્રકારની ખરાબીઓને ચાલુ રહેવા દેવાનું પરિણામ, પ્રથમ જે સ્વસ્થતાવાળાં હોય તેવાં ગૃહોની પણ અધમ દશા લાવનાર નીવડે છે, એટલુંજ નહિ પણ તેવા તેવા દુર્ગુણવાળાઓની સ્થિતિને વધારે ભયંકર બનાવવામાંજ પરિણમે છે. પોતાના અસ્તિત્વને એક શાપરૂપે ધિક્કારતાં આવા હજારો અધમ લોકોની સંખ્યા ગૃહસ્થોના નિવાસસ્થાનોમાં મળી આવે તેમ છે, એટલુંજ નહીં પણ એવા પુરૂષો આપણને રીફોર્મેટરીઝ, ઉન્માદરોગીઓના નિવાસસ્થાનરૂપ લ્યુનેટીક એસાઇલમ્સ, વાઇ આંચકી અને નિર્બળ મનવાળાઓ માટેની હોસ્પીટલો, આંધળા બહેરા અને મુંગા તેમજ અપંગોના આશ્રમોમાં તેમજ ધર્મશાળાઓમાં, પરગણાના જેલખાનાઓ, ને કારખાનાઓ વગેરેમાં લાખોની સંખ્યામાં મળી આવે તેમ છે, કે જેના નિર્વાહ અને નિભાવ માટે દરેક ગવર્નમેન્ટને ભારી ખર્ચનો બોજો ઉપાડવો પડે છે."

જો ઉપર પ્રમાણેનાં કુલક્ષણોની પણ પરિક્ષા કર્યા પછી સ્રીપુરૂષોનાં લગ્નસંબંધો, યથાવિધિ યોજવામાં આવતા હોય-અથવા એવા કુલક્ષણોવાળી પ્રજાને લગ્ન સંબંધ દ્વારા સંયુક્ત થઇ ગૃહસ્થાશ્રમમાં દાખલ થવાના પરવાનાજ ન આપવામાં આવે, તો દરેકું બધું-શુભ અને મહત્વપૂર્ણ દેવાનું કાર્ય, આ સંબંધમાં માત્ર સ્ટેટના કે ગવર્મેન્ટના એકાદ કાયદા કાનુનથી થવા પામે !!! છતાં એવા કોઇ પણ કાયદાઓ અસ્તિત્વ ન ધરાવતા હોય ત્યાં સુધી તો નવા પરણવા ઇચ્છતા યુવાનો તેમજ યુવતીઓએ આવા કુલક્ષણી (Agenic) સ્રીપુરૂષોના સંસર્ગના અને સંબંધના ભયંકર પરિણામોથી પરણ્યા પહેલાજ સાવચેત થઇ, સચેત બની રહેવું એ ઘણે અંશે ઇચ્છવા યોગ્ય છે.

## સંજનનશાસ્રના સિદ્ધાન્તાનુસાર પસંદ કરવા યોગ્ય કેટલાક શારીરિક અને માનસિક સુલક્ષણો.

ડૉ. ચાર્લ્સ આ સંબંધમાં લખે છે કે—

"Among the Eugenic character units, those promotive of the welfare of the race and that are transmissible from one generation to another, may be mentioned strong physique, including weight and stature, mental ability, aptitude for music, art, literary composition, and mechanical skill; *memory; morality and temperament. The* blending and consequent dominance, of these traits, necessarily redounds to the strengthening and wholesome evolution of every family strain that is thus fortified. The ripened harvest is to be found *in the schools, colleges universities, churches, in institutions* devoted to science, art and religion, in executive offices and legislative halls, in honest labour and in the no less honest upbuilding and management of enterprise, at once

*colossal and beneficient, and finally in the highest function that man may exercise,* **the establishment of happy homes and the rearing of well-bred families**

" *The race problem presented by* **Eugenics** *is, therefore, by observance of the laws of human breeding, and by other measures available to society, to repress, if not to eliminate, hereditary strains that tend to degeneracy and to effect as far as possible the dominance of hereditary strains that tend to human betterment* "

**Dr Charles Reed M D**

ભાવાર્થ—સુંદર બાંધાનું, કદાવર, પૂર્ણ વજનદાર શરીર, પૂર્ણ મનોબળ યુક્ત મન, સુંદર સંગીત કવિત્વ તથા સાહિત્ય શક્તિ, સુંદર મેધા, તેમજ લલિતકળા કૌશલ્ય તરફનો શોખ, નીતિ ધર્મયુક્ત સ્વભાવ, આદિ સદ્‌ગુણોની ગણના સુલક્ષણોની અંદર થાય છે. આવા સુંદર સુલક્ષણોવાળા સ્રીપુરૂષોના પ્રબળ સમ્મેલનોને પરિણામે–સુંદર સુઘટ સુલક્ષણોવાળી સુંદર સુસંતાન જન્મ પામે છે, અને તેનો ફળરૂપ પાક આપણે નિશાળો, કોલેજો, યુનીવર્સીટીઓ, ચર્ચો, ધર્મમંદિરો, પદાર્થવિજ્ઞાન, કળાકૌશલ્ય તેમજ નીતિધર્મની સંસ્થાઓ, એકઝીક્યુટીવ કાઉન્સીલો, રાજકાર્યસભાઓ, ન્યાયસભાઓ, ધારાસભાઓ, કારખાનાઓ, વ્યાપાર રોજગાર ચલાવનાર સુવ્યવસ્થિત પેઢીઓ અને આખરે સૌથી ઉત્તમ ગૃહોને બનાવનાર અને ઉમદા પ્રજાને જન્મ આપી સૌથી સુખી અને સુંદર કૌટુંબિક વ્યવસ્થાને સ્થાપન કરનાર, ગૃહસ્થાશ્રમની સંસ્થાઓના રૂપમાં સર્વત્ર રેલાઇ રહેલા માનવ કુસુમો તરીકે આપણે સર્વત્ર જોઇએ છીએ "

" આ રીતે જોતાં-અધમદશાને લાવનાર નબળા અને નિર્માલ્ય લક્ષણોને માનવપ્રજામાંથી સદંતર નિર્મૂળ કરવાનો તેમજ સુંદર સુલક્ષણ યુક્ત માનવ પ્રજાની સમૃદ્ધિ થઇ શકે તેવા પ્રબળ સુલક્ષણોવાળી પ્રજા પેદા કરવાના નિયમો શોધી કાઢી તેનું યથાવિધિ પાલન કરાવી સુપ્રજા પ્રાપ્ત કરવાનો મહાન પ્રશ્ન, આ સંજનન-શાસ્ત્ર ( Eugenics ) ની સન્મુખ ઉભેલો છે "

યજુર્વેદમાં એક સ્થળે પ્રાર્થના કરવામાં આવેલી છે કે **हे भगवन्, सुप्रजाः प्रजाभि स्याम, सुवीरो वीरैः सुपोष पोषैः** હે પ્રભુ અમે સારી પ્રજાદ્વારા સુપ્રજાવાળા થઇએ, સુંદર વીર પુરૂષો દ્વારા, વીર પુત્રોવાળા થઇએ અને સુંદર પોષણ આપનાર સાધન સામગ્રીઓદ્વારા હમેશાં સુપુષ્ટ થઇએ આવી મહાન પ્રાર્થનાને સાર્થક કરવાના મહદ્ કાર્યમાં આ " Science of Eugenics " સંજનન-શાસ્ત્ર અતિ અગત્યનો ભાગ ભજવે છે પણ એ બધી સંજનન ક્રિયાના નિયમો કે ગર્ભાધાન કે પ્રજનનશાસ્ત્રના બધા સિદ્ધાન્તો અને વિગતોનો બધો આધાર, માત્ર સુંદર સ્રી પુરૂષોના યુગ્મોની લગ્ન સંબંધ માટેની સુંદર સુવ્યવસ્થિત અને વિજ્ઞાનયુક્ત " પસંદગી " ઉપર ટકી રહેલો છે આટલા માટે આ " પસંદગી " ના વિષય પર જેટલો અધિક શ્રમ લેવાય તેટલો ફળદાયક છે, જ્યારે તેના મિષ્ઠ પરિણામોનો મધુર આસ્વાદ, ભવિષ્યની પ્રજા જરૂર અનુભવશે. ડૉ. ચાલ્સ આગળ જતા આ વિષયમાં લખે છે કે,

" *If by the conveyance and co-existence of known character units derived from parents, character physical, moral and mental, of offspring can be even approximately predetermined, and it can, the responsibility of parents first to their offspring, next, to themselves, and finally to state and to society becomes doubly acute It is to this standard of ethics and to this conception of morality that society is rapidly educating itself and by both of which the parents of today will be estimated by their progeny of tomorrow* "

ભાવાર્થ—જો આવી રીતે માતપિતાઓના સ્વભાવ, લક્ષણ અને ચારિત્ર્ય આદિના શારીરિક માનસિક, અને નૈતિક સદ્‌ગુણો, ભવિષ્યની પ્રજામાં અમુક અંશે ઉતરે છે એવું, નિશ્ચયાત્મક રીતે અગાઉથી જાણી શકાય અને જ્યારે તે પ્રત્યક્ષ જાણી શકાય તેવું છે, ત્યારે હવે સૌથી પહેલાં આવી પ્રજા પ્રત્યેની, ત્યાર પછી પોતા પ્રત્યેની,

અને આખરે સ્ટેટ (રાજ્ય) તેમજ માનવપ્રજા પ્રત્યેની, માતપિતા વગેરે લગ્નસંબંધ દ્વારા વર્તમાનમાં સંયુક્ત થવા ઇચ્છતા યુગ્મોની જવાબદારી, ત્રણ ગણી વિશેષ થાય છે. નીતિ અને સદાચારની આવી ઉચ્ચ ભાવનાઓના શિક્ષણ તરફ, વર્તમાન માનવસમાજનું વલણ ત્વરાથી થતું જાય છે. અને એ બન્નેનાં પ્રમાણને અનુસરીને-તેમજ તેઓની ભાવી પ્રજાને અનુલક્ષીનેજ, વર્તમાનકાળના માતપિતાઓની યોગ્યતાની કદર ભવિષ્યની પ્રજાદ્વારા અંકાવામાં આવશે."

## પરસ્પરની લગ્ન સંબંધી પસંદગી માટે ભગવાન મનુના વિચારો.

वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ।
अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममावसेत् ॥
गुरुणानुमतः स्नात्वा समावृत्तो यथाविधि ।
उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणान्विताम् ॥
असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः ।
सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥

કેવી કન્યા ન પરણવી—

*महान्त्यपि समृद्धानि गोजाविधनधान्यतः ।
स्त्रीसंबन्धे दशैतानि कुलानि परिवर्जयेत् ॥
*हीनक्रियं निष्पुरुषं निश्छन्दो रोमशार्शसम् ।
१ २ ३ ४ ५
क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठिकुलानि च ॥
६ ७ ८ ९ १०
नोद्वहेत्कपिलां कन्यां नाधिकाङ्गीं न रोगिणीम् ।
११ १२ १३
नालोमिकां नातिलोमां न वाचाटां न पिङ्गलाम् ॥
१४ १५ १६ १७
नातिस्थूलां नातिकृशां न दीर्घां नातिवामनाम् ।
१८ १९ २० २१
वयोधिकां नाङ्गहीनां न सेवेत्कलहप्रियाम ॥
२२ २३ २४

કેવી કન્યાની પસંદગી કરવી—

अव्यङ्गाङ्गीं सौम्यनाम्नीं हंसवारणगामिनीम् ।
२५ २६ २७
तनुलोमकेशदशनां मृद्वङ्गीमुद्वहेत् स्त्रियम् ॥
२८ २९ ३० ३१ ३२
*हीनजातिस्त्रियं मोहादुद्वहन्तो द्विजातयः ।
३३
कुलान्येव नयन्त्याशु ससन्तानानि शूद्रताम ॥

મનુસ્મૃતિ

---

* મનુસ્મૃતિની અંદર આપવામાં આવેલું આ બધું વર્ણન વર્તમાન જમાનાની નવી શોધખોળરૂપ ગણાતી-"Science of Eugenics" સાથે કેટલો બધો ગાઢ સંબંધ ધરાવે છે, તે ખાસ આ સ્થળે ધ્યાનમાં લેવા જેવું છે.

# ગૃહસ્થાશ્રમ અને લગ્નાદિ.

ભાવાર્થ—

ચારે વેદો—અથવા બે અથવા એક જ વેદનું યથાક્રમ અધ્યયન કરી અખંડ બ્રહ્મચર્ય પાળેલ પુરૂષે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો.

ગુરૂની અનુમતી લઇ સ્નાન કરી યથાવિધિ સમાવર્ત થઈ દ્વિજે શુભ લક્ષણયુક્ત સવર્ણા સ્ત્રી સાથે લગ્ન કરવાં.

જે સ્ત્રી, માતાના ચાર ગોત્રની અંદર કે પીતાના ગોત્રની ન હોય તેવી સ્ત્રી ગર્ભાધાન માટે-દ્વિજાતિઓ વાસ્તે પ્રશસ્ત ગણાય છે.

કન્યાની પસંદગી માટે વર્જ્ય કરવા યોગ્ય કુલો—

ગાય, બકરી ધન અને ધાન્યથી પરીપૂર્ણ મહાન સમૃદ્ધિવાળા કુલો હોય તો પણ સ્ત્રી તરીકે પસંદગી કરવાના સંબંધમાં નીચેના દશ કુલોનો ત્યાગ કરવો.

હીનક્રિય, નિષ્પુરૂષ, વેદજ્ઞાનરહિત, રોમવાળી, અર્શવાળાં, ક્ષય, આમ અપસ્માર અને શ્વેતકોઢ તેમજ ગલિત કોઢવાળાં, કુલોનો ત્યાગ કરવો.

કપિલ વર્ણવાળી, અધિકાંગી, રોગીણિ, રોમ વિનાની, અતિ રોમવાળી, બહુ વાચાળ કે પિંગલ નેત્રવાળી.

અતિ સ્થુલ; અતિ દુર્બળ, બહુ લાંબી અથવા બહુ ઠીંગણી, અધિક વયવાળી, અંગહીન, અથવા કજીયા કંકાસ કરવામાં પ્રીતિવાળી સ્ત્રીને પરણવી નહિ.

કેવી કન્યાની પસંદગી કરવી—

પરંતુ સુંદર અંગવાળી, સૌમ્ય નામવાળી, હંસ અને હસ્તિનીની ચાલવાળી, સુંદર, કોમળ, અને નમ્ર મૃદુ શરીરવાળી અને સુંદર કેશ તથા દન્તવાળી સ્ત્રી સાથે વિવાહ કરવો. કારણ,

મોહથી હલકા કુળની સ્ત્રી સાથે વિવાહ કરનાર દ્વિજો, સસંતાન અને કુળ સહિત શૂદ્રતાને શીઘ્ર પ્રાપ્ત થાય છે.

**શુભ વરના લક્ષણો**—( આ શ્લોકોમાં શબ્દો નીચે જ્યાં જ્યાં નંબરો આપવામાં આવેલા છે, તે તે નંબરો મસ્તકવિદ્યા પ્રમાણેની માનસિક વૃત્તિઓનાં છે. )

विद्याशौर्यधनाश्रयो गुणनिधिः ख्यातो युवा सुन्दरः
२८-४२ ७ ४ २४
सद्वारः सुकुलोद्भवो मधुरवाग दाता—दयासागरः।
२१ ३९+४७ ११
भोगी भूरिकुटुम्बवान स्थिरमतिः पापार्तिहीनो बली,
८ ११+१२ १३ ७
जामाता परिवर्णितः कविवरैः एवं विधः सत्तमः॥

**अशुभ पुरुषना दुषणो**—

वृद्धो दुर्व्यसनी दयाविरहितो रोगी महापापवान्,
१ २ २२ १ २१
षण्ढो दुष्टकुलोद्भवश्च पिशुनो धूर्तोऽतिवृद्धस्पृहः।
८ ७ ८ ६ ४
निर्वित्तः कृपणोऽतिचंचलमतिः निर्दयः प्रवासी ऋणी
४ १२ १३ ३६ ४
भिक्षुः स्नेहविवर्जितः सुमतिभिः कार्यो वरो नेदृशः
११ ८

"अनङ्गरङ्ग"

**શુભ વરના લક્ષણ—**

વિદ્યા, શૌર્યયુક્ત, ધનના આશ્રયયુક્ત, ગુણનિધિ, (અનેક ગુણોના ભંડારરૂપ) પ્રસિદ્ધિ પામેલ, યુવાવસ્થા યુક્ત, સુંદર, સચ્ચિત્તયુક્ત, સારા કુળમાં ઉત્પન્ન થયેલ, મધુર અને પ્રિય વાણીથી બોલનાર, દાતા-દયાના સાગર જેવો, ભોગી, રસિક, વિશાળ કુટુંબ કબિલાવાળો, સ્થિરમતિવાળો, પાપથી પેદા થનાર દુઃખોથી રહિત અને બળવાન આદિ શુભ ગુણોથી યુક્ત હોય એવા જમાઇને વિદ્વાન-કવિવર લોકો ઉત્તમ સત્વયુક્ત ગણે છે.

**અશુભ પુરૂષના લક્ષણો—**

પણ જે વૃદ્ધ, દુર્વ્યસની, દયારહિત, રોગી, મહાપાપવાન, ષંઢ, દુષ્ટ કુળમાં પેદા થયેલ, પિશુન, પાપી કઠોર, ધૂર્ત, અતિ લાલચુ, નિર્વિત્ત-ધનહીન, કૃપણ-લોભી, અતિ ચંચલ મતિવાળો, નિત્ય પ્રવાસી અર્થાત્ મુસાફરીમાંજ ફર્યા કરનાર, કરજદાર, ભિક્ષુકવૃત્તિવાળો, અને વળી સ્નેહ વગરનો હોય, તેવા શુભ લક્ષણવાળો હોય તેવા પુરૂષને વર તરીકે સુમતિવાળા સ્ત્રીપુરૂષોએ કદી પણ પસંદ નહી કરવો જોઇએ.

## निंद्य गणवा योग्य शारीरिक सम्पत्तिवाळां स्त्रीपुरुषो.

इह खलु शरीरमधिकृत्याष्टौ पुरुषा निन्दिता भवन्ति-तद्यथा,
अतिदीर्घश्चातिह्रस्वश्चातिलोमा चालोमाश्चातिकृष्णश्चातिगौर श्चातिस्थूलश्चातिकृशश्चेति ॥
तत्रातिस्थूलकृशयोर्भूय एवापरे निन्दितविशेषा भवन्ति ॥
अतिस्थूलस्य तावदायुषो ह्रासः जरोपरोधः कृच्छ्रव्यवायता दौर्बल्यं
दौर्गन्ध्यं स्वेदाबाधः क्षुदतिमात्रं पिपासातियोगश्चेति भवन्त्यष्टौ दोषाः
तदति स्थौल्यमतिसंपूरणाद् गुरुमधुरशीतस्निग्धोपयोगादव्यायामाद्
अव्यवायाद् दिवास्वप्नाद् हर्षनित्यत्वादचिन्तनाद्बीजस्वभावाच्चोपजायते ।
तस्यातिमात्रं मेदस्विनो मेद एवोपचीयते नेतरे धातवस्तस्माद् अस्यायुषो ह्रासः
शैथिल्यात्सौकुमार्याद्गुरुत्वाच्च मेदसो जरोपरोधः
शुक्राबहुत्वान्मेदसावृतमार्गत्वात्कृच्छ्रव्यवायता ।
दौर्बल्यमसमत्वाद्धातूनां दौर्गन्ध्यं मेदोदोषान्मेदसः स्वभावत्वात्स्वेदनत्वाच्च मेदसः
श्लेष्मसंसर्गाद्विष्यन्दित्वाच्च बहुत्वाद्व्यायामासहत्वात्स्वेदाबाधः
तीक्ष्णाग्नित्वात्प्रभूतकोष्ठवायुत्वाच्च क्षुदतिमात्रं पिपासातियोगश्चेति ॥

चरक.

**ભાવાર્થ—**

૧ હવે શરીર સંબંધી વિચાર કરતાં—આઠ પ્રકારનાં સ્ત્રી પુરૂષોને નીચે પ્રમાણે નિંદ્ય ગણવામાં આવે છે.

૨ જેમકે—અતિદીર્ઘ, અતિહ્રસ્વ, અતિરોમયુક્ત, અતિરોમરહિત, અતિકૃષ્ણ, અતિગૌરવર્ણયુક્ત, અતિ સ્થૂલ, અતિકૃશતાયુક્ત;

૩ જેમાંથી—અતિસ્થૂલ અને અતિકૃશ મનુષ્યોમાં બીજા પણ કેટલાક નિન્દિત ગણેલા છે.

૪ અતિ સ્થૂલ પુરૂષના આયુષ્યનો ક્ષય; જરાવસ્થાનો ઉપરોધ, કામ કરવાની અશક્તિ, દુર્બળતા, દુર્ગન્ધ, સ્વેદની પીડા, અતિ ક્ષુધા, અતિ પિપાસા ઇત્યાદિ આઠ દોષો છે.

સ્થૂલતાને લાવનાર કારણો અને તેનું પરિણામ.

૫ આવી સ્થૂલતા, અતિ પેટ ભરીને ખાવાથી, અતિગુરૂ મધુર, શીત, સ્નિગ્ધ આદિ ગુણોવાળા પદાર્થોનું સેવન કરવાથી, વ્યાયામ ન કરવાથી, તેમજ અસંભોગ, દિવસનું શયન, હમેશાં આનંદિત ને ચિન્તા રહિત રહેવાથી અને સ્વાભાવિક પ્રાકૃતિક શરીર બંધારણના સ્વભાવને લઇને પણ ઉત્પન્ન થાય છે.

૬ આવા અતિમાત્ર મેદસ્વિ પુરૂષોનાં શરીરમાં મેદજ હમેશાં વધતો જાય છે. પણ તેની માફક બીજી ધાતુઓ વૃદ્ધિ પામતા નથી, તેથી આયુષ્યની હાની થાય છે. અને શિથિલતા, સુકુમારતા, અને ગુરૂતા આદિ મેદના ગુણોને લીધે વૃદ્ધાવસ્થા જલદી આવે છે.

૭ શુક્રની અલ્પતાને લીધે અને મેદથી માર્ગો રોકાઇ જવાને લીધે સંભોગ શક્તિ પણ દુર્બલ થાય છે ધાતુઓની વિષમતાને લીધે દુર્બલતા. અને મેદના દોષથી તેમજ મેદના સ્વભાવ તેમજ તેથી થતા પ્રસ્વેદ વિગેરેથી દુર્ગન્ધી પણ પેદા થાય છે.

૮ વળી શ્લેષ્મના સંસર્ગથી તેમજ વિષ્યન્દિપણાને લીધે શ્રમને સહન કરવાની શક્તિ ઓછી થાય છે. અને પ્રસ્વેદ પીડાદાયક બને છે.

૯ વળી અગ્નિની તીક્ષ્ણતાથી તેમજ કોઠામાં વાયુની અધિકતાને લીધે ક્ષુધા પિપાસાના પણ અતિ વેગો જણાય છે. આટલા માટે આવા મેદસ્વી શરીરવાળા સ્ત્રીપુરૂષો પણ પસંદ કરવા યોગ્ય નજ ગણાય.

## અશુભ કન્યાના લક્ષણો.

---

क्रूरा पिङ्गलकेशलोचनवती सर्वातिदीर्घा कृशा
१ २ ३ ४ ५ ६
लम्बोष्ठी पृथुकन्धरातिबहुभुक् श्यामाधरा दन्तुरा
७ ८ ९ १० ११
वाचाला विषमस्तनी द्रुतगतिः शूर्पश्रवाः कोपिनी
१२ १३ १४ १५ १६
रूक्षा पल्लवजिह्विकातिकठिना खरभ्रुका लोमशा
१७ १८ १९ २० २१
निद्रा शोकवती सदायचलनैर्यस्याः प्रकम्पोऽवनेः
२२ २३ २४
हास्ये चासितरङ्गितौ प्रभवतो गल्लौ भृशं चंचला
२५ २६ २७
अंगुष्ठादधिका भवेत्प्रपदगा पादे तथाऽनामिका
२८ २९
यान्त्या नो धरणीं स्पृशेदथ भवेन्मध्योरुहीऽनामिका
३० ३१
अज्ञातगिरिपक्षभूरुहनदीनक्षत्रसंज्ञा च या
३२
प्रौढा रोगसमाकुला च सबलभ्रूवल्लरी निस्त्रपा
३३ ३४ ३५ ३६
गण्डौ कूपयुगान्वितौ विदधती हीनाधिकाङ्गी तथा
३७ ३८ ३९
दुःशीला च विवाहकर्मणि सदा त्याज्याऽबला पण्डितैः ॥
४०

જે કન્યા, ( બાજુના નંબરો માનસિક શક્તિઓને દર્શાવનાર છે. )

૧. ક્રુરા-ક્રુર અર્થાત ક્રોધી સ્વભાવવાળી. ( નં. ૬ + )

૨. ૩. પિંગકેશા, લોચનવતી-પિંગળ કેશ અર્થાત વાળવાળી અને માંજરા નેત્રવાળી, ( નં. ૬ + )

૪. ૫. ખર્વા અતિ દીર્ઘા-અતિ ઉંચી અને નહી ઠીંગણી જેવી,

૬. કૃશા-અર્થાત્ અતિ પાતળી હોય, ( motive temperament ) વાળી.

૭. લંબોષ્ઠી-લાંબા હોઠવાળી. ( નં. ૮ + )

૮. પૃથુકન્ધરા-વિશાળ સ્કન્ધવાળી, ( Animal passions ની અધિકતાવાળી ).

૯. અતિ બહુભુક-અતિશય ખાવાવાળી. ( નં. ૨ + )

૧૦. શ્યામાધરા-કાળી જાડા ઓષ્ઠવાળી. ( પશુ વૃત્તિઓની પ્રબળતા યુક્ત )

૧૧. દન્તુરા-મોટા દાંતોવાળી. ( ૧ „ + ૨ + ૭ „ )

૧૨. વાચાલા-બહુ બોલકણી. ( નં. ૩૯ + )

૧૩. વિષમ સ્તની-અતિ મહાન વિષમ સ્તનવાળી. ( પ્રાણશક્તિની અતિશય પ્રબળતાવાળી )

૧૪ દ્રુતગતિ-અતિ ઉતાવળી ચાલે ચાલનાર ( નં. ૯ + )

૧૫. શૂર્પશ્રવા-અતિ લાંબા કાનવાળી, ( ભીરૂ, બહુ સાંભળનાર, સંશયશીલ )

૧૬. કોપિની-અતિ ક્રોધી. ( નં. ૬ + )

૧૭. રૂક્ષા-સ્વભાવે લુખી. સ્નેહહીન. ( નં. ૮ થી ૧૨ તેમજ નં. ૪૩ + નં. ૨૨, ની ખામીવાળી )

૧૮. પરુષવર્ણ દૈકા-

૧૯. અતિ કઠિના-અત્યન્ત કઠોર,

૨૦. શ્મશ્રુકા-શરીર તથા મુખ પર વાળવાળી ( અપલક્ષણ ).

૨૧. લોમશા-શરીર પર વાળવાળી. ( Manly sign યુક્ત )

૨૨. ૨૩. નિદ્રા શોકવતી-નિદ્રા તેમજ શોકવાળી ( નં. ૪૪ + તેમજ નં. ૨૦-)

૨૪. સદાભય ચલનૈર્યસ્યાઃ પ્રકંપો અવનેઃ-જેના ચાલવાથી હમેશાં ધરતી ધ્રુજતી રહેઃ અર્થાત ઉતાવળે ચાલનાર.

૨૫. ૨૬. હાસ્યેપ્યપિ તાડિંગતો પ્રસવતો ગલ્લો-હસતી વખતે ગળું બહુજ ખાખરાટ કરે તેવી.

૨૭. અંગુષ્ઠાદધિકા સર્વેનુપમા પાદે તથાનામિકા-અંગુઠા કરતાં તેની પાસેની પગ તેમજ હાથની આંગળી જેની અતિ લાંબી હોય.

૨૮. પગની આંગળી ચાલતી વખતે જમીનને સ્પર્શ ન કરતાં ઉંચી રહે.

૨૯-૩૧. અને મધ્યમ આંગળી અનામિકા કરતાં ઠુંકી હોય.

૩૨. વળી જેનું નામ અશાતગિરીપક્ષ, વૃક્ષ, નદી નક્ષત્ર આદિ સંજ્ઞાવાળું હોય.

૩૩. મોટા, ૩૪ રોગથી પેરાયેલી, ૩૫ નહી સમદવાળી, ૩૬ લજ્જારહિત. ( નં. ૧૮+૪૩ ની ખામી )

૩૭. જેના બન્ને ગાલમાં ખાડા હોય અર્થાત બોખી હોય, ( નં. ૨. ૩. ખામી અને બખેડા).

૩૮-૩૯. હીનાંગિ અથવા અધિકાંગિ હોય. ( નં. ૨૪. ૨૫ ખામી ). અને વળી

૪૦. દુ શીલા અર્થાત દુરાચારણી હોય. એવા ઉપર જણાવેલા લક્ષણોવાળી કન્યાઓ વિવાહ કર્મ માટે સમજુ મનુષ્યોએ સર્વથા ત્યાજ્ય ગણવી જોઇએ.

જુદા જુદા ગુણકર્મસ્વભાવના સ્ત્રીપુરૂષોને ઓળખવા માટે આર્ષ ગ્રન્થોની અંદર જે જે લક્ષણો અને વર્ણનો આપવામાં આવેલાં છે તથા તેથી જુદાં જુદાં સ્વભાવની વ્યક્તિ વિશેષ માટે જે જે પ્રકારના ભાવસૂચક નામો આદિની વ્યવસ્થા આર્ષ ગ્રન્થોમાં યોજવામાં આવેલી છે, એ બાબતની કેટલીક અગત્યની અને પ્રાસંગિક નોંધ—

આ પ્રાસંગિક નોંધ, આ પસંદગીના પ્રકરણને ખાસ અનુકૂળ આવે તેવી હોવાથી ચરક આદિ ગ્રન્થોમાંથી એક માર્ગ સૂચન રૂપે અત્રે આપવાનું ખાસ યોગ્ય લાગતાં અત્રે આપવામાં આવેલ છે. આ ગ્રન્થના ચોથા પ્રકરણની અંદર જે પ્રમાણે જુદા જુદા સ્વભાવની સ્ત્રીઓના વિવિધ અર્થસૂચકનામોની યોજના દર્શાવનાર પ્રમાણો આપવામાં આવેલાં છે, તેજ પ્રમાણે માનસશાસ્ત્ર તેમજ સામુદ્રિકશાસ્ત્ર સાથે સંબંધ રાખતું કેટલુંક અતિ અગત્યનું વર્ણન તેમજ પુરૂષ વર્ગના જુદા જુદા સ્વભાવને અનુસરતા નામો વિગેરે સંબંધમાં અતિ ઉપયોગી વર્ણન આપણને આ ચરક નામના પ્રાચીન ગ્રન્થમાંથી મળી આવે છે, જે આ સ્થળે ઘણુંજ ઉપયોગિ ધારી, અર્થસહિત આ પ્રકરણને અન્તે આપવામાં આવેલ છે. સત્વ રજ અને તમોગુણ આદિ પ્રકૃતિ ભેદ વિગેરેનો વિચાર કરતાં, અને-આર્ષ, બ્રાહ્મ ઐન્દ્ર, યમ, વારૂણ, કૌબેર, ગાન્ધર્વ આસુર, પિશાચ, રાક્ષસ, પ્રેત આદિ અનેક પ્રકારની પ્રકૃતિભેદ આદિનો વિચાર કરી અનેક પ્રકારના પુરૂષોનાં ગુણ કર્મ સ્વભાવને અનુસરી તેઓનાં જે જે વિવિધ નામોની જે સાર્થક યોજના અત્રે કરવામાં આવેલી છે, તેમાંથી વર્તમાન માનસશાસ્ત્ર, અને સામુદ્રિકશાસ્ત્રના ગ્રન્થોમાં પણ કેટલુંક ઉમેરવા જેવું સાહિત્ય મળી આવે તેમ છે. આથી પ્રાચીન ગ્રન્થોની અંદરના એવા વિષયોનો સંગ્રહ કરી, આ સ્થળે આપવાથી તેની ઉપયોગિતામા અધિક વધારો થશે એમ અમારૂં માનવું છે. ઉપરોક્ત વર્ણનમાં આપવામાં આવેલ દરેક લક્ષણ દર્શક શબ્દ કે વિશેષણને મસ્તક વિદ્યા પ્રમાણે વર્ણવવામાં આવેલ કોઇપણ શક્તિ, વૃત્તિ કે લાગણી અથવા Temperaments ના ઉગ્ર મંદ કે સામાન્ય સ્વરૂપમાં સમાવી દઇ શકાય એમ છે, એ વિદ્વાન વાચક વર્ગને સહજ સ્પષ્ટ થયા વિના તો નજ રહી શકે. છતાં ગુજરાતી ભાષાન્તર અને મૂળ શ્લોકોનાં શબ્દોની નીચે નં. ૧૫, ૧૬, ૨૫, આદિ નંબરો આપવામાં આવેલા છે, તે તે નંબરો તે તે નંબરવાળી માનસિક શક્તિના સ્વરૂપના ઉગ્ર મંદ કે સાધારણ સ્વરૂપને દર્શાવનાર ગણો છે, એમ સમજવું.



ब्राह्मं—शुचिं सत्याभिसन्धं, जितात्मानं, संविभागिनं, ज्ञानविज्ञानवचनप्रतिवचनसम्पन्नं, स्मृतिमन्तं, कामक्रोधलोभमानमोहेर्ष्याहर्षामर्षापेतं समं सर्वभूतेषु "ब्राह्मं" विद्यात् ॥

आर्षं—इज्याध्ययनव्रतहोमब्रह्मचर्यपरमतिथिव्रतमुपशान्तमदमानरागद्वेषमोहलोभरोषं, प्रतिवचन-विज्ञानोपधारणशक्तिसम्पन्नमार्षं विद्यात् ॥

ऐन्द्रं—ऐश्वर्यवन्तमादेयवाक्यं यज्वानं शूरमोजस्विनं तेजसोपेतमक्लिष्टकर्माणं दीर्घदर्शिनं धर्मार्थकामाभिरतमैन्द्रं विद्यात् ॥

याम्यं—लेखास्थवृत्तं, प्राप्तकारिणमसंहार्यमुत्थानवन्तं, स्मृतिमन्तमैश्वर्यालम्बिनं व्यपगतरागद्वेषमोहं याम्यं विद्यात् ॥

वारुणं—शूरं शुचिमशुचिद्वेषिणं यज्वानमम्भोविहाररतिमक्लिष्टकर्माणं स्थानकोपप्रसादं वारुणं विद्यात् ॥

कौबेरं—स्थानमानोपभोग, परिवारसंपन्न, सुखविहार धर्मार्थकामनित्यं, शुचिं, व्यक्तकोपप्रसादं कौबेरं विद्यात् ॥

गान्धर्वं—प्रियनृत्यगीतवादित्रोल्लापकं श्लोकाख्यायिकेतिहासपुराणेषु कुशलं गन्धमाल्यानुलेपनं, वसनस्त्रीविहारकामनित्यमनसूयकं "गान्धर्वं" विद्यात् ॥

आसुरं—शूरं चण्डमसूयकमैश्वर्यवन्तमौदरिकं रौद्रमननुक्रोशमात्मपूजकमासुरं विद्यात् ॥

राक्षसं—अमर्षिणमनुबन्धकोपं छिद्रप्रहारिणं क्रूरमाहारातिमात्ररुचिमामिषप्रियतमं स्वप्नायासबहुलमीर्षुं राक्षसं विद्यात् ॥

पैशाचं—महाशनं स्त्रैणं स्त्रीरहस्कामं अशुचिं शुचिद्वेषिणम्भीरुम्भीषयितारं विकृताहारविहारशील पैशाच विद्यात् ॥

सार्पं—क्रुद्धं शूरं मक्रुद्धभीरुं तीक्ष्णमायासबहुलं संत्रस्तगोचरमाहारविहारपरं सार्पं विद्यात् ॥

प्रैतं—आहारकाममतिदुःखशीलाचारोपचारमसूयकमसंविभागिनमतिलोलुपमकर्मशीलं प्रैतं विद्यात् ॥

शाकुनं—अनुषक्तकाममजस्रमाहारविहारपरं अनवस्थितममर्षिणमसञ्चयं शाकुनं विद्यात् ॥

इत्येवं राजसस्य सत्वस्य षड्विधं भेदांशं विद्यात् रोषांशत्वात् ॥

पाशवं—निराकरिष्णुममेधसं जुगुप्सिताचारमाहारविहारमैथुनपरं, स्वप्नशीलं पाशवं विद्यात् ॥

मात्स्यं—भीरुमबुधमाहारलुब्धमनवस्थितमनुषक्तकामक्रोधं सरणशीलं तोयकामं मात्स्यं विद्यात् ॥

वानस्पत्यं—अलसं केवलमभिनिविष्टमाहारे सर्वबुद्ध्यङ्गहीनं वानस्पत्यं विद्यात् ॥

इत्येवं खलु तामसस्य सत्वस्य त्रिविधं भेदांशं विद्यात् मोहांशत्वात् । इत्यपरिसंख्येयभेदानां खलु प्रधाना भेदा दर्शिताः स्युरिति

# સત્વાદિ ગુણો પ્રમાણે સ્વભાવ પરીક્ષા.

ભાવાર્થ—

બ્રાહ્મ—પવિત્ર[૨૧], સત્યસંગ[૨૧], જીતાત્મા[૫], વિવેકશીલ[૪૧], જ્ઞાનવિજ્ઞાન સંપન્ન[૧૮-૪૨], વક્તા[૩૯], પ્રતિવચનસંપન્ન, સ્મૃતિમાન[૩૧], કામક્રોધ[૮ ૬] લોભ[૯] માન[૧૧] મોહ ઇર્ષ્યા[૧૫], રાગ દ્વેષ આદિથી રહિત, તથા સર્વ ભૂતોમાં સમદર્શી ભાવવાળા[૯૨+૧૨] સ્ત્રી અથવા પુરૂષને બ્રાહ્મ અર્થાત્ બ્રાહ્મકાય સમજવા.

આર્ષ—પૂજ, યજ્ઞ યાજ્ઞાદિ કરનાર[૧૮], અધ્યયન વ્રત હોમ બ્રહ્મચર્ય પરાયણ, અતિથિનો સત્કાર કરનાર[૧૮], તેમજ મદ માન-રાગ દ્વેષ મોહ લોભ રોષ આદિ દોષો જેના શાન્ત[૪૩] છે એવા, પ્રતિવચન-વિજ્ઞાન[૪૦] સંપન્ન[૪૨], અને ધારણશક્તિ[૩૧] સંપન્ન સ્ત્રી પુરૂષને આર્ષ (ઋષિકાય) સમજવા.

ઐન્દ્ર—ઐશ્વર્યવાન[૭+૧૫], જેના વાક્યોનો લોકો આદર[૧૬+૧૮] કરે, અને જેના શબ્દોને માન આપે તેવા, યજ્ઞ આદિ ક્રિયા કરનાર, શૂર[૭], ઓજસ્વી, તેજસ્વી[૧૫+૧૬], નિન્દિત કર્મોથી રહિત, દીર્ઘદર્શી[૪૨] અને ધર્માર્થકામપરાયણ[૧૮+૨૨ ૮+૧૭] વૃત્તિવાળા હોય તેવા સ્ત્રીપુરૂષોને "ઐન્દ્ર"-(પરાક્રમી સમજવા.)

યમકાય-યામ્ય—જે કર્તવ્યા કર્તવ્યનો વિચાર[૪૦] કર્યા વિના કોઇ કાર્ય ન કરે, યથાસમય-કાર્ય[૩૮] કરનાર, પ્રભાવશાળી[૧૫+૧૬], ઉન્નતશીલ[૯+૧૦], સ્મૃતિસંપન્ન[૩૬] ઐશ્વર્યવાન્[૧૫+૧૬+૧૭] તથા રાગ દ્વેષ મોહ આદિથી રહિત હોય તેને "યામ્ય" યમકાય સમજવા.

વારૂણ—જે શૂર[૭], પવિત્ર[૨૧], અપવિત્રતાનો દ્વેષ કરનાર, યજ્ઞયાગાદિ કરનાર, સુખ પૂર્વક યથાસ્થાનમાં આદર[૨] વિહાર[૮] સ્થાન, રતિ[૮] આદિ અશ્લિષ્ટ કર્મોનું સેવન કરનાર, સમજ પૂર્વક ક્રોધ તેમજ[૧] કૃપા[૨૨] આદિને દર્શાવનાર હોય, તેને "વારૂણ" સમજવા.

કૌબેર—સ્થાન અર્થાત પોતાનો દરજ્જો[૧૬] તેમજ માન[૧૫] આદિનો યથાવત્ ઉપભોગ કરનાર, પરિવાર સમ્પન્ન સુખે વિહાર કરનાર, ધર્મ અર્થ અને કામનું હમેશા સ્વાધીન[૫] રીતે સેવન કરનાર, પવિત્ર[૨૧], ક્રોધ તેમ અનુગ્રહ આદિપણ જે સ્પષ્ટ પણે દર્શાવી શકે તેવા હોય, તેને 'કૌબેર' સમજવા.

ગાન્ધર્વ—નૃત્ય[૨૯], ગીત[૩૮], વાદિત્ર[૩૭], સ્તુતિ આલાપ[૩૮], આદિ જેને પ્રિયહોય, શ્લોક આખ્યાયિકા ઇતિહાસ[૩૫] પુરાણ આદિમાં જે કુશળ હોય, નિપૂણ હોય[૩૬ ૩૭] તેમજ ગંધ માળા લેપન, વસ્ત્ર અને સ્ત્રીજન આદિના સહવાસ વિહારમાં પ્રેમ[૮] પૂર્વક આસક્ત[૮+] હોય તથા નિંદા રહિત હોય, તેવા સ્ત્રીપુરૂષોને-"ગાન્ધર્વ" ગુણ ધર્મ સ્વભાવવાળા સમજવા

ઉપર જણાવ્યા પ્રમાણે શુદ્ધ સત્વના અંશોના ન્યુનાધિક ભેદથી થતા સર્વ ભેદોને શુદ્ધ સત્વોદ્ભવ સમજવા જ્યારે કલ્યાણનો અંશની તેમજ સત્વગુણની અધિકતાથી બ્રાહ્મ ગુણ ધર્મવાળાને એમાં સૌથી શ્રેષ્ઠ સમજવા

આસુર—જે શૂર, ચંડ, ચુગલીખોર, ઐશ્વર્યવાન ભોજન ભટ્ટ, ઉગ્રસ્વભાવવાળા, વગર સમજ્યે જુઠા બબડાટ કરનાર, નિર્દય, અહંભાવની અધિકતાને લીધે પોતાને માટેજ સર્વોત્કૃષ્ટ પૂજ્યભાવ સમજનારા હોય તેવા સ્વભાવવાળાઓને આસુર સમજવા

રાક્ષસ—જેઓ અપમાનને સહન ન કરી શકે જે અતિ ક્રોધી, છિદ્ર પ્રહારિણ (છીદ્રાન્વેષી) તક આવ્યે ઘા કરનાર ક્રૂર, અતિ ખાઉધરા, માંસ પ્રિય ર નિ નિદ્રાળુ ગાઢ ઉગ્રપરિતાપ સ્વભાવવાળા હોય, તેને રાક્ષસી વૃત્તિવાળા કે સત્વાંશ ગણવા

પિશાચઃ—અત્યન્ત ખાનાર. સ્ત્રી વર્ગમાં અતિ સહવાસ કરવાની લોલુપતાવાળા તેમજ એકાંતમાં ગમે તેવા સ્ત્રી સંગની હમેશા કામના કરવાવાળા, અપવિત્ર, અને બીજાની પવિત્રતાની પણ નિંદા કરવાવાળા નતે બીકણ તેમજ અન્યને પણ પોતાની બીકતાથી ભય પેદા કરનાર, તથા વિરૂદ્ધ આહાર વિહાર આદિમાં અતિ રૂચીવાળા હોય તેવાઓને પિશાચ વૃત્તિવાળા જાણવા.

સાર્પઃ—ક્રોધી ક્રુર, શૂર, કઠોર, ડરપોક, અતિ તીક્ષ્ણ-અર્થાત ઉતાવળા સ્વભાવના, અતિશ્રમને સહન કરનાર કે કરાવનાર, થોડું કહેવાથી ઘણું સમજી જાય તેવા, અને આહાર વિહારમાં સદા તત્પર હોય તેવા સ્વભાવના સ્ત્રી પુરૂષોને સાર્પ અર્થાત સર્પના સ્વભાવવાળા જાણવા.

પ્રૈત—જે અત્યન્ત ભોજન પ્રિય, બહુજ દુઃખશીલ આચાર સ્વભાવ અને ઉપચારવાળા, ચાડીયા, વગર વિચાર્યે કાર્ય કરનાર, અતિ લોલુપ, અકર્મ કરવાવાળા હોય તેને પ્રૈતસત્વવાળા સમજવા.

શાકુનઃ—હમેશાં કામાસક્ત, નિરંતર આહાર વિહારમાં રત થઇ રહેનાર, અસ્થિર ચિત્તવાળા, ક્રોધી, તેમજ સંચય કરવાના સ્વભાવ વગરના સ્ત્રીપુરૂષોને-શાકુન અર્થાત પક્ષિ સત્વવાવાળા સમજવા.

આ પ્રમાણે રજોગુણથી પેદા થનાર ૭ પ્રકારના સ્ત્રીપુરૂષોને રાજસ સત્વવાળા જાણવા.

પાશવઃ—નિરાકરિષ્ણુ-અર્થાત્ સમજ વગરના, દુષ્ટ વેશવાળા, નિન્દિત આહાર વિહાર તેમજ મૈથુનમાં તત્પર, નિદ્રાળુ વૃત્તિવાળા પુરૂષોને પાશવ અર્થાત પશુ સત્વવાળા સમજવા.

માત્સ્યઃ—બીકણ, મૂર્ખ, ભોજનની લાલસાવાળા, અસ્થિર ચિત્તવાળા કામ ક્રોધ આદિમાં લાગી રહેલ વૃત્તિવાળા ચંચળ વૃત્તિવાળા અને હમેશાં પેયપદાર્થોની ઇચ્છાવાળા, પિપાસુ વૃત્તિવાળા-સ્ત્રીપુરૂષને માત્સ્ય સ્વભાવનાં સમજવાં.

વાનસ્પત્યઃ—આળસુ, કેવળ ખાનાપાનમાંજ રત રહેનાર, તથા સર્વ બુદ્ધિનાં અંગોથી-કે ભાવોથી હીન સત્વ વાળાને-વાનસ્પત્ય સત્વવાળાં સમજવા.

આ પ્રમાણે મોહાંશ સત્વથી પેદા થતાર સ્ત્રીપુરૂષોને તામસ ગુણવાળા સમજવા-આવી રીતે વિવિધ પ્રકૃતિના અસંખ્ય ભેદો હોવા છતાં માત્ર અહિં તેમાંનાં નવજ મુખ્ય ભેદોનું વર્ણન કરેલું છે.

---

## પસંદગી કરવાનો ખરો હક કોનો ?

ખરેખરી રીતે જોઇએ તો પસંદગી કરવાનો મૂળ હક, જેઓ પરસ્પર એક બીજાની સાથે લગ્ન સંબંધ દ્વારા સંયુક્ત થઇ, જીંદગી સુધીના સુખ દુઃખોના સાથી બની, સંયુક્ત જીવન ગાળવા ઇચ્છતા હોય, તેવા સ્ત્રી પુરૂષોનેજ એ ખાસ હક છે. તેઓએજ જાતે-પોત પોતાના ગુણ કર્મ સ્વભાવને અનુકુળ આવે તેવા પ્રકારના સ્ત્રી અથવા પતિને શોધવા માટે સર્વ પ્રયત્નો કરવા. જોઇએ...અને તેને અન્તે જાતે પોતાના સુખ દુઃખના સર્વદાના સાથી, સખા કે મિત્રની પસંદ કરવી જોઇએ પણ આપણે ઘણીજ સારી રીતે એ બાબત અનેક પ્રકારના અનુભવો દ્વારા સમજીએ છીએ કે લગ્ન જેવા મહાન ગંભીર અને મહત્વ પૂર્ણ વિષયોની જવાબદારી-યથાવત સમજી યોગ્ય રીતે વર્તવા માટે, ૧૬ થી ૨૦ વર્ષની ઉમરની કુમારી કે ૨૦ થી ૨૫ વર્ષની ઉમરનો યુવાન કુમાર અથવા પ્રાય પણ ભાગ્યેજ સર્વથા-સર્વ રીતે યોગ્ય અધિકારી ગણી શકાય. કારણ, આ અવસ્થામાં પણ તેઓનું અવલોકન, તેઓનું જ્ઞાન, તેઓનું વ્યવહારિક ડહાપણ, અથવા અનુભવ પણ આ ઉમરે પહોંચ્યા પછી પણ એટલો બધો શાન્ત, ધીર, ગંભીર કે ઠરેલ પ્રકારનો તો નજ ગણી શકાય, દુનીયાના અનેક પ્રકારના આટપટા પ્રશ્નો, આ લગ્ન સંબંધ સાથે અનેક રીતે સંબધ ધરાવે છે, એ માત્ર અતિ પ્રબળ લાગણીઓનો કે અંધ શ્રદ્ધા પ્રબળ ધાર્મિક વૃત્તિઓનો કે ભાવનાઓનોજ વિષય નથી. પણ ઉપરોક્ત બધા ભાવો સાથે યોગ્ય પ્રકારના શુદ્ધિ વેભવ અને-અનુભવ સાથે તે ખાસ સંબંધ ધરાવે છે. તેથી આવા મહત્વ પૂર્ણ વિષયોમાં સ્ત્રી

અથવા પુરૂષે માત્ર પોતાનાજ ડહાપણ ઉપર આધાર ન રાખતાં, આસપાસના વૃદ્ધો, વડીલો, અને અનુભવિઓનાં કથન ઉપર પણ ખુબ ધ્યાન આપવાની ખાસ અગત્ય છે આ બાબતમાં સગાં સ્નેહી મિત્રવર્ગ તેમજ કુંટુંબની અંદરના માતપિતા આદિ વડીલોની સમ્પૂર્ણ સહાનુભૂતિ અને સંજ્ઞાન સાથે સદ્ભાવની પણ તેટલીજ પ્રબળ જરૂર છે.

સ્ત્રી અથવા પુરૂષ વર્ગની અશિક્ષિત-અવલોકનશક્તિઓ, અને અણુકેળવાયેલી બુદ્ધિશક્તિઓ દ્વારા કરવામાં આવતી પસંદગીઓ, અનેકવાર મહા ભૂલ ભરેલી અને તેથી પરિણામે બન્ને વર્ગને અનિષ્ટ પરિણામો દર્શાવનાર નીવડે છે. આથી કુમારીકાઓ તેમજ કુમારોના હૃદયમા, મુખસામુદ્રિકશાસ્ત્રના તેમજ મસ્તકવિદ્યાના સામાન્ય સિદ્ધાન્તોનો રસ, અને જરૂર પડતા અભ્યાસ દ્વારા કેટલુંક ઉપયોગિ જ્ઞાન, બન્ને વર્ગમાં ઉતારવાની ખાસ જરૂર છે કે જેથી લગ્ન જેવા મહાન ઉપયોગિ, ગંભીર જવાબદારી પૂર્ણ અને જેના ઉપર ભાવી સંતતિની સર્વ પ્રકારની યોગ્યતા અથવા અયોગ્યતા આદિનો સર્વ આધાર અવલંબી રહેલ છે, તેવા એક મહાન પ્રશ્નનું યથાવિધિ સ્પષ્ટિકરણ કરવાના મહદ કાર્યમા તેઓને જોઇતી સહાય મળી શકે આવા વિષયોનું શિક્ષણ આપવા માટે કન્યાની ઉમર ૧૬ વર્ષની અને પુરૂષની ઉમર-વીશથી વીશ સુધીની કોઇ પણ રીતે વિરોધ અયોગ્ય ન ગણી શકાય જો કે આવા વિષયનું શિક્ષણ આપવા માટે કન્યાઓ તેમજ કુમારોને, શારીરરચનાશાસ્ત્ર અને શારિરવિજ્ઞાનશાસ્ત્ર ( Anatomy, Physiology ) ના સામાન્ય નિયમોનું આવશ્યકજ્ઞાન તેઓની ૧૬ વર્ષ પહેલાની વયના અભ્યાસક્રમમા અવશ્ય મળી જાય, એવી ગોઠવણ ખાસ થવાની જરૂર છે જ્યારે સામુદ્રિકશાસ્ત્ર, ખાસ કરી મુખસામુદ્રિક અને મસ્તકવિદ્યાના સામાન્ય સિદ્ધાન્તોને સમજાવવા માટે અનેક પ્રકારના ચિત્રોથી યુક્ત તેમજ પ્રત્યક્ષરૂપે દર્શાવી શકાય તેવા પાઠ્ય પુસ્તકોની પણ યોજનાઓને બન્ને વર્ગના અભ્યાસક્રમ સાથે સંયુક્ત કરી દેવાની ખાસ જરૂર છે આથી કરી સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગને પસંદગીના નિયમોનું યથાર્થ દર્શન કરાવવાથી, આવા વિષયનું જ્ઞાન અનેક રીતે ઉપયોગિ અને માર્ગદર્શક થશે.

જો કે લગ્ન સંબધની સાથે સંબંધ ધરાવતા બીજા અનેક વિષયોના ગુંચવાળા, એકદમ આવા પ્રકારના શિક્ષણદ્વારા સહજ ઉકેલાઇ જઇ સરળ થશે, એમ આથી કદી પણ સમજવાનું નથી.

મુખસામુદ્રિકશાસ્ત્ર કે મસ્તકવિદ્યા પ્રમાણેના બધા શુભ લક્ષણોથી સર્વ રીતે સમ્પન્ન હોય તેવી સર્વ શુભ ગુણ સમ્પન્ન સ્ત્રી કે એવી સ્ત્રી માટે સર્વગુણ સમ્પન્ન પુરૂષનું સંયોજનું, એ અતિ વિકટ કાર્ય છે કુદરતમાં એવા પ્રસગો લાખોમા ભાગ્યેજ દૈવ સંયોગે બનતા હશે કે જે સ્ત્રી અથવા પુરૂષમા કોઇપણ પ્રકારની ખામીજ ન હોય એવો સર્વાંગ સુંદર પુરૂષ કે સર્વાંગ રમણીય સ્ત્રી, વિશ્વની રચનામાં કવચિતજજોવામાં આવે છે અને જ્યા એવી સુંદર યોજનાવાળી વ્યક્તિ દૃષ્ટિગોચર થાય છે, ત્યા તેને સર્વ રીતે યોગ્ય એવા સર્વગુણ સમ્પન્ન નહીં તો પણ સેંકડે ૯૦ ટકા પણ સરખાવી શકાય એવા ગુણવાળા દામ્પત્ય ધર્મયુક્ત યુગ્મો ભાગ્યેજ જોવામાં આવે છે. અને એમ નથી બની શકતું તેનાં પણ અનેક કુદરતી તેમજ મનુષ્યકૃત કારણો વચ્ચમાં વિઘ્નરૂપે હોય છે. જેથી લાખોમાં પણ એક એવું દૃષ્ટાન્ત મળવુ દુર્લભ છે. આમ થવામા અનેક આન્તરીય તેમજ બાહ્યકારણો હોય છે; જેવાં કે—

૧. જાતિભેદ.
૨. દેશભેદ.
૩. વર્ણભેદ.
૪. રૂઢિભેદ.
૫. શિક્ષણભેદ.
૬. સંસ્કારભેદ
૭. વિવિધ પ્રકારના માનવસમાજોનાં રીતરિવાજોના ભેદ.
૮. તેમજ વિવિધ પ્રકારના વિચારભેદો, ઉપરાંત,
૯. ખાનપાન વેશવર્તન નીતિરીતિ અને ધર્મભાવનાઓના અસંખ્ય ભેદો, અસંખ્ય રીતે કારણરૂપ બને છે.

નાની નાની જાતિઓ, જુદા જુદા માન્તો, જુદા જુદા વર્ણો, અસંખ્ય પ્રકારની ભિન્ન ભિન્ન રૂઢીઓ, અનેક પ્રકારની ભાષાઓ, વિવિધ પ્રકારની શિક્ષણ પદ્ધતિઓ, અને તેને અંગે, તથા કુટુંબ દેશ નાતિજાતિ તથા પ્રજા આદિના અનેક પ્રકારનાં સંસ્કારો, અને તેની અંદરના સામાજીક વિવિધ રીતરિવાજોનાં બંધનો તથા વિવિધ પ્રકારના વિચારોની વિભિન્નતાઓ તેમજ ખાન પાન, દેશ, વર્તન આચારવિચાર અને નીતિરીતિ તથા ધર્મભાવનાઓના અસંખ્ય ભેદોને લીધે, અસંખ્ય પ્રકારની અડચણો, સ્ત્રી અને પુરુષજાતના યથાર્થ સંબંધો અને સંયોગો યોજવામા વિઘ્નરૂપ થઇ પડે છે. અને ખાસ કરી પસંદગી માટેનું ક્ષેત્ર જ્યાં ઉપર જણાવેલા અસંખ્ય પ્રકારના કારણોને લઇ તદ્દન સંકુચિત, અમુકજ હદવાળું, એક ગોળ કે વાડ જેવું થઇ ગયેલું હોય છે અથવા અમુક પ્રકારની માન્યતાઓને લઇ અમુક પ્રકારનું સંકુચિત થયેલું હોય, ત્યાં અનેક પ્રકારના વિઘ્નો ઉપસ્થિત થાય છે. પણ એવા અનેક પ્રકારના રૂઢિના, નાતજાતના રિવાજોના કે એવા અન્ય પ્રકારના મનુષ્યકૃત બન્ધનો તરફ વધારે ધ્યાન આપવુ એ અમારૂં કામ નથી.

સુશીક્ષા તથા-સદ્‌વિધાના પ્રતાપે મનુષ્ય સમાજની દ્રષ્ટિનો યથાર્થ વિકાશ થતાં ઉપર જણાવેલ કોઇપણ પ્રકારના સંકુચિત વાતાવરણોને ઉભા રહેવાનું સ્થાન પણ રહેવાના સંભવો બહુજ ઓછા રહેશે.

જ્યારે હુશીયાર, બહાદુર, વીર, અને સુશિક્ષિત સ્ત્રીપુરૂષો, પોત પોતાના સ્વભાવ, શિક્ષણ, ચારિત્ર્ય ભાવનાઓ અને અન્ય અનેક પ્રકારની જરૂરીયાતો પ્રમાણે, પોત પોતાની પસંદગીના ક્ષેત્રને પણ જ્યારે યથાર્થ પ્રમાણમા વિસ્તૃત અને ઉદાર બનાવી શકશે-ત્યારેજ જનસમાજની લગ્નની પ્રથાઓમા યોગ્ય સુધારણાઓ દાખલ થઇ, સુખી ગૃહસ્થાશ્રમ, પ્રેમયુક્ત જીવન અને સુંદર તથા આરોગ્ય સંતતી સુખના સ્વર્ગીય લાભો મેળવી શકશે.

## માત પિતા તથા વડીલોનું આ પ્રસંગે કર્તવ્ય.

જેવી રીતે યુવા કુમાર તેમજ યુવા-કુમારીની એ એક ખાસ ધાર્મિક અને નૈતિક ફરજ છે કે તેણે આવી મહત્વપૂર્ણ બાબતમા, પોતાના અલ્પ અનુભવ, પરિમીતજ્ઞાન, સંકુચિત અવલોકન, અને અપક્વ વ્યવહાર કુશળતા આદિ અપૂર્ણતાઓને લક્ષમાં રાખી, કોઇપણ જાતની લાગણી કે વાસનાના પ્રબળ વેગ મોહ કે આવેશને વશ ન થતા, પ્રત્યેક મહત્વ પૂર્ણ પ્રસંગમાં, પોતાના વડીલોની યોગ્ય સમજશક્તિ, અનુભવ, અવલોકન તથા તેઓનાં વ્યવહારિક ડહાપણનો લાભ લેવાના દરેક પ્રસંગોનો નિખાલસ હૃદયે લાભ લેવો. આ જેમ એક ધાર્મિક નૈતિક અને વ્યવહારિક ફરજ છે તેજ પ્રમાણે માતાપિતા તેમજ અન્ય વડીલ વર્ગે પણ પોતાના પુત્ર અથવા પુત્રી માટે-કન્યા અથવા કુમારની પસંદગી કરવાની સમ્મતિ આપવામા પોતાની એક મહાન પવિત્ર ફરજ બજાવવાની છે. આવી બાબતમા સ્વમતાભિમાન, આપખુદી, હઠ કે અત્યાગ્રહ કે દેશાચાર અને જુના રૂઢ રીતરીવાજોને વળગી ન રહેતા, બન્નેએ-સ્ત્રી અને પુરૂષ બન્નેને અનુકુળ આવે તેવા સુખી સબંધોની યોજના માટે સર્વથા અનુકુળ થઇ પડે તેવું સર્વ પ્રકારનું વાતાવરણ પોતાની આસપાસ ફેલાવી, દરેક રીતે યુવાઓના પૂર્ણ હિતેચ્છુ બની, તેઓના ભવસાગરના વિકટ માર્ગમાં ખરેખરી સ્નેહપૂર્ણ સહાય અને શુભસલાહ આપી, યથાવિધિ માર્ગદર્શક બની, ભવિષ્યમાં પેદા થનાર પ્રજાના માતપિતારૂપ વર્તમાનની યુવક પ્રજાના ખરેખર સંરક્ષક-નેતાઓ તરીકેની સમ્પૂર્ણ જવાબદારીઓ યથાવિધિ સમજી, પોતાનું ખરેખરૂં કર્તવ્ય બજાવે એ ખાસ ઇચ્છવા યોગ્ય છે.

પ્રેમને પંથે પડનાર પવિત્ર માનવ પંખીઓના ગૃહસ્થાશ્રમના અનેક વિધ સુખોને સંપાદન કરાવવાના મહાન પવિત્ર કાર્યના આરંભરૂપ, આ લગ્ન સબંધી પસંદગીના વિષયમા, માતપિતા ઉપરાંત અન્ય સંબંધી સ્નેહી, મિત્રવર્ગ અને સખા અથવા સખી ભાવથી વર્તનાર હિતૈષી સ્ત્રી પુરૂષના વર્ગે પણ કાંઇ આ બાબતમાં ઓછું કર્તવ્ય બજાવવાનું છે તેમ નથી તેઓ તરફના પણ સદ્‌ભાવ, સહાનુભતિ અને યથાર્થ માર્ગ દર્શનરૂપ વ્યવહારિક ડહાપણનો પણ યોગ્ય કાળે યથા વિધિ ઉપયોગ કરવો, એ પણ જેમ ડહાપણ ભરેલું છે, તેમ પતિ પત્ની બન્ને વર્ગના હીતને પણ યથાર્થ રીતે સાધવામાં સાધન રૂપ બને છે. છતાં પણ ભાવી, પ્રભુનાં હાથમા છે.

## વાત્સ્યાયન કામસૂત્રની અંદર કન્યાની પસંદગી સંબંધમાં આપવામાં આવેલી અગત્યની સૂચનાઓ.

### वरण-संविधानम्. ॥

सवर्णायामनन्यपूर्वायां शास्त्रतोऽधिगतायां
धर्मोऽर्थः पुत्राः संबन्धः पक्षवृद्धिरनुपस्कृता रतिश्च ॥

तस्मात्कन्यामभिजनोपेतां, मातापितृमतीं त्रिवर्षात्प्रभृति न्यूनवयसं, श्लाघ्याचारे, धनवति, पक्षवति कुले संबन्धिप्रिये संबन्धिभिराकुले प्रसूतां प्रभूतमातृपितृपक्षां रूपशील लक्षणसंपन्नामन्यूनाधिकाविनष्टदन्तनखकर्णकेशाक्षिस्तनीमरोगिप्रकृतिशरीरां, तथाविधएव श्रुतवाञ्शीलयेत् ॥ १ ॥

यां गृहीत्वा कृतिनमात्मानं मन्येत नच समानैर्निन्द्येत तस्यां प्रवृत्तिरिति घोटक मुख.॥२॥

तस्या वरणे मातापितरौ सम्बन्धिनश्च प्रयतेरन् ।
मित्राणि च गृहीतवाक्यान्युभय संबद्धानि ॥ ३ ॥

यस्यां मनश्चक्षुषो निर्बन्धस्तस्यामृद्धि । नेतरामाद्रियते इत्येके ॥ ४ ॥

कन्या संप्रयुक्तकमधिकरणम्
( वात्स्यायन कामसूत्रे )

સવર્ણા, બીજા કોઇની સાથે મન વાણી કે કર્મથી જેનો સંબંધ જોડાયેલો ન હોય તેવી, શાસ્ત્રીય રીતે પ્રાપ્ત થઇ શકે તેવી, સ્વીકારી શકાય તેવી કન્યા પસંદ કરવાથી ધર્મ, અર્થ પુત્રો, સંબંધી. તેમજ સ્વપક્ષ વૃદ્ધિ અને અકૃત્રિમ રતિસુખ આદિ સર્વ પ્રાપ્ત થાય છે આટલા માટે, ઉત્તમ કુળવાળી (જેના માતા પિતા બન્ને કુલીન હોય તેવી) માતા પિતાની હૈયાતીવાળી ઓછામા ઓછી ત્રણ વર્ષ નાની ઉમરની; ઉત્તમ શ્લાઘ્ય આચારવિચારવાળી, ધન ધાન્ય પૂરીત સારા સબંધી સંયુક્ત, સંબંધીઓમા અનુરાગવાળી, અતિવિસ્તૃત કુટુમ્બ હોય તેવી, તેમજ રૂપ, શીલ સુસ્વભાવ, સુલક્ષણ આદિથી યુકત, દાંત નખ, કર્ણ, કેશ, આંખ કે સ્તન આદિ કોઇ પણ અવયવની અધિકતા કે ન્યૂનતા વગરની હોય તેવી, આરોગ્ય પ્રકૃતિવાળી-સ્વસ્થ શરીરવાળી- તેમજ વિદ્યા આદિ સુસંસ્કારવાળી હોય એવી કન્યાનું શોધન કરવું જોઇએ ૧

જેનો સ્વીકાર કરવાથી આત્માને કૃતાર્થ માનવામા આવે અને સંબધીજનોમા નિંદાને પાત્ર ન થવાય, એવી કન્યાની પસંદગી કરવી. એમ ઘોટકમુખ કહે છે ૨

આવી કન્યાના વરણ વિધાનમા માતાપિતા તેમજ સંબંધી વર્ગ તેમજ મિત્રવર્ગ, પણ તેમના કહેવાને અનુસરી બંને પક્ષને અનુકુળ આવે તેવા પ્રયત્ન કરવા. ૩

જેમા મન અને ચક્ષુની પ્રીતિ ઉત્પન્ન થાય તેવી કન્યા દ્વારાજ સંતોષ પ્રાપ્ત થાય છે. જ્યાં એવો સંતોષ ન મળે-તેવી કન્યાનો સ્વીકાર નહિ કરવો જોઇએ વાત્સ્યાયન-કામસૂત્ર.



## પરિશીલનનો ઉદ્દેશ.

વ્હાલા વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ,

પ્રાણના પ્રકાશ છે પ્રફુલ્લ જો,
વ્હાલા વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ ૧

આશાનો જડેલ મ્હારો માંડવો રે લોલ,
ગૂંથી સૌભાગ્ય કેરી વેલજો..........વ્હાલા. ૨

આવો પીયૂષ પાંઉ ઉરનાં રે લોલ,
નેત્ર માંહી આંજુ રૂડાં તેજ જો .......વ્હાલા. ૩

પ્રેમનું ઘડાવું રૂડું પાંજરૂં રે લોલ,
શોભાના બન્ધાવું હું હિંડોલ જો........વ્હાલા. ૪

પ્રભુની કરૂણા—કલા શા આવજો રે લોલ,
હસજો કાઇ ઉડા ઉંડા હાસ્ય જો........વ્હાલા ૫

ન્હાનાલાલ દ. કવિ



# પરિશીલન.

# COURT-SHIP.

## પ્રકરણ છઠ્ઠું.

यदेतद् हृदयं तव
तदस्तु हृदयं मम।
यदिदं हृदयं मम
तदस्तु हृदयं तव॥

गृह्यसूत्र.

હૃદય આ જે અહો ત્હારૂં
હૃદય તે મ્હારૂં તો થાયે,
હૃદય જે આ અરે મ્હારૂં
તથાવિધ તે બને ત્હારૂં.

हृदयं त्वेव जानाति प्रीतियोग परस्परम्
भवभूति ( उ. रा. चरित्रे. )

# પરિશીલન શબ્દની વ્યાખ્યા અને સ્પષ્ટિકરણ.



મોહિની—" મદનનો અવતાર એક નથી. મદનવૃક્ષની સ્થિતિ ત્રણ અને અવતાર અનેક છે. કામ, ભોગ અને પ્રીતિ એવી ત્રણ આ વૃક્ષની સ્થિતિ છે. એ વૃક્ષના પૃથ્વી તળે ગુપ્ત રહેલાં બીજ અને મૂળની દશા એ કામ; પૃથ્વી બ્હાર અનેક રસ નલિકાઓથી-નસોથી તરવરતું થડ તે ભોગ; અને પત્ર પુષ્પ, ફલસમૃદ્ધિ તે પ્રીતિ, રતિ આદિ નામથી શાસ્ત્રકારો વર્ણવે છે. હવે મદનના અવતાર પુછો તો અનેક છે. પણ પ્રધાન પક્ષ અાંખવાળો બ્હેરો મનુષ્ય એટલા ચાર છે. પાશવકામ, નરકામ, પરિશીલકકામ, અને પુત્રાચિત કામ. "

× × × × ×

× × × × ×

" પરિશીલક મદન સંવનન કાલથી વિવાહ સુધી બીજ દશામાં રહે છે અને વિવાહ પછીજ તેની ભોગદશા અને રતિસમૃદ્ધિ ઉદય પામે છે. આમરણાન્ત સંયોગે તેમજ વિયોગે, એ ઉદય, આકુંચન સમ્પ્રસારણ પામતો પામતો, દમ્પતીના હૃદયમાનાં સ્નેહમય અવયવનું અદ્વૈત સદૈવ કરાવે છે, અને નિષ્કામ વાસનાથી શારિરીક કામને બાલિશ પ્રતવત્ ક્વચિત લાલન આપે છે તો ક્વચિત્ તેને અંકુશમાં મુકી, લક્ષ્યરૂપને તેમ અલક્ષ્યરૂપને લક્ષ્ય કરે છે. વિવાહ પછીનો એ પુત્રાચિત કામ અને વર્જ્યજન્યપ્રીતિ ક્રીડાભરી ત્યાંથી અધ્યાત્મિક થઇ જાય છે, આ દમ્પતી પારસ્પરનાં સ્થૂલ શરીર જોતા જોતાં સુક્ષ્મશરીર જોવા લાગે છે. અને તેમાથી પરસ્પરનાં અધ્યાત્મ સ્વરૂપ પ્રત્યક્ષ કરી તેનો ભોગ અને તેની રતિને પામે છે. "

" પણ તમ સંસારીજનોના આચારમા વિવાહ પહેલાનુ પરિશીલન કે સંવનન તો હતું જ નથી. માત્ર પાછળથી " કેવળ પુત્રાચિત " અને સ્થૂલકામ હોય છે. ભોગ સ્થૂલ હોય છે અને પ્રીતિ પણ કેવળ સંપ્રત્યયાત્મિકા હોય છે. "

" કુસુમ—એ પ્રીતિ, એ સંવનન, અને એ પરિશીલન મને અનિશ્ચાત કરાવો. "

મોહિની—" શીલ શબ્દ ગુણ ગતિવાચક છે કોઇને પ્રાપ્ત કરવું ને તેનું શીલન. કોઇના હૃદયને પ્રાપ્ત કરવું તે પણ તેનું શીલન, परि.-ચારે પાસથી વારંવાર શીલન કરવું તે પરિશીલન. એ શબ્દનો પ્રયોગ ઘણા રમણીય સ્થાનમા થાય છે.

" यदनुगमनाय गहनमपि शीलितम् "-એમાં ગહનના અંતર્ભાગમા પ્રાપ્ત થવું અને તેની શ્રીમુગ્ધરમણીના રહસ્યને પણ પ્રાપ્ત કરવું એ ઉભય અર્થ છે.

स्मेराननां सपदि शीलय सौधमौलिम्-તેમાં સ્ત્રીએ પુરૂષને અને તેના હૃદયરહસ્યને પ્રાપ્ત કરવાનો અર્થ છે. चल सखि कुञ्जं सतिमिर पुञ्जं शीलय नीलनिचोलम्-એમા નીલવસ્ત્રમાં લપટાઇ જવાનો અર્થ છે. નીલવસ્ત્ર જેવા અગાધ હૃદયનું રહસ્ય પામવા પણ તેમાં એમજ લપટાવું પડે છે. વળી शाम्यच्छुतोसि मनसा परिशीलितोसि એમાં એ શબ્દના સર્વ અર્થોની કળાઓ આવી જાય છે શીલન શબ્દ આમ ગતિવાચક અને સમાધિવાચક પણ છે એક હૃદયે બીજા હૃદયમા, વસ્ત્રના હૃદયમાં શરીર થાય તેમ, સમાહિત થવું તે તેનું શીલન કરવું. લવંગલતાના સર્વ અંતર્ભાગમાં ચારે પાસથી વાતો કોમળ પવન ધીરે ધીરે સરી જાય તેમ પુરૂષ સ્ત્રીના અને સ્ત્રી પુરૂષના હૃદયમાં સરે-તે પરિશીલન.

ललितलवङ्गलतापरिशीलन कोमल मलय समीरे-એમા અનેક લતાઓ વચ્ચે થઇ આવેલા પવનનું લતાઓએ પરિશીલન કર્યું અને પવને લતાઓનું પરિશીલન કર્યું, એમ સૂચના છે. "

સંવનન એટલે વશીકરણ—અને તે માત્ર અનુરંજન લક્ષણ છે ”

× × × ×

“ આ કન્યા મેં તારૂં સંવનન કર્યું છે તે અગ્નિનું અનુમત હો. ” સંવનન વિના વિવાહનો હોમજ સિદ્ધ નથી સ્ત્રી વનિતા શા માટે કહેવાય કે તેનું વનન થયું છે-સંવનન થયું છે, માટે તે વનિતા સંવનન વિના સ્ત્રી વનિતા થતી નથી પુરૂષ સ્વભાવે ધષ્ટ છે અને સ્ત્રી લજ્જાવશ પરાસ્ત છે અને તેની હૃદયકલિકાની કોમળ ન્હાની સરખી ૧ પાખડીઓ ૨ પ્રીતિપુરસ્સર ૩ સાવધ ૪ અદાક નખ વડે, પુરૂષે ક્યારે ઉઘાડવી તે આ વાક્યમાં કહ્યું છે, અને તેજ સંવનન પુરૂષે સ્ત્રીનું કરવાનું ”

ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી
“ સરસ્વતી ચંદ્ર ” ભાગ ૪



## I. LOVE AS AN ART

“ Love is an art, and that to gain real possession of a woman's soul and body, is a task that requires the whole of a man's best skill and insight ”

Havelock Ellis (Art of Love)

II “ To be really understood, to say what she likes, to utter her innermost thoughts in her own way to cast aside the traditional conventions that gall her and repress her, to have some one near her with whom she can be quite frank and yet to know, that not a syllable of what she says will be misunderstood, misrepresented mis-interpreted or mistaken, but rather felt just as she feels it all how wonderfully sweet is this to every woman, and how few men are there who can give to her ?

“ The art of love is based on the fundamental natural fact of courtship and courtship is the affort of the male to make himself acceptable to the female ”

III “ Courtship properly understood, is the process where by both the male and the female are brought into that state of sexual tumescence which is a more or less necessary condition for sexual intercourse The play of courtship cannot therefore be definitely brought to an end by the ceremony of marraige It may more properly be regarded as the natural preliminary to every act of coitus ”

Havelock Ellis.

## IV. COURT SHIP OR THE ETHICS OF COURT-SHIP.

" Under our present social conditions mutual love is usually developed into its true and pure form by the ethics of courtship.

" Favourable mental impressions lead to the cultivation of social intercourse and proximity, by the aid of imagination, gradually developes an agreeable association yielding to natural inclination Each is inspired with the others ability to supply what is deemed needful for contentment until finally it becomes apparent that their union is essential to their happiness. A conviction of this desirable condition is considered as proof of their **being in love** which is the **holy aspiration of every normal human being.** "

## V. COURTSHIP.

" Courtship may thus be regarded from the physiological point of veiw as a means of producing the requisite amount of pairing hunger, of stimulating the whole system and facilitating the general and special vascular changes of creating that state of profound and explosive irritability which has for its psychological concomitent or anticedent an imperious and irresistible craving and is thus the strong and steady bending of the bow, that the arrow may find its mark in a biological end of the highest importance in the survival of a healthy and vigorous race "

**LLOYD & MORGAN.**

ભાવાર્થ:—

૧. **પ્રેમની કળા**—પ્રેમની પણ એક કળા છે. અને એ કળા દ્વારા એક યુવતિનાં શરીર-હૃદય અને મન અથવા આત્માના હૃદયાધિષ્ઠિત. સ્વામી અથવા ખરેખરા પતિ કે દેવ બનવાની ક્રિયા માટે પુરૂષની અંદર ખરેખર ઉત્તમ પ્રકારની ક્રિયાકુશળતા અને જ્ઞાન આદિ સાધનોની જરૂર પડે છે.

( હેવલોક એલીસ )

૨. સ્ત્રીના હૃદય-રહસ્યને યથાવત અનુભવવું, તેની રૂચિને યથાવત જાણવી, તેનાં હૃદયગત્ ગૂઢ આન્તરીય વિચારોના મર્મને પણ તેની રીતિ દ્વારા સમજી લેવા, રૂઢિ અને લોકાચારના અયોગ્ય બંધનો કે કલ્પિત ક્ષોભોથી અને રૂઢ વ્યવહારોથી તેને યોગ્ય રીતે મુક્ત બનાવી પોતાના પ્રિયની ઉપસ્થિતિમાં તે તદન નિર્મુક્ત મનથી પોતાના હૃદયના ભાવો સરળતાથી સ્પષ્ટ રીતે પ્રગટ કરી શકે. અને સાથે સાથે એટલો દૃઢ વિશ્વાસ પણ રાખી શકે કે પોતે જે કાંઇ પણ કહે છે, તેમાંના એક શબ્દના સંબંધમાં પણ ગેર સમજુત-ભુલાવો કે ઉલટી સમજ નહીં થાય, પણ જેવી મતલબ અને લાગણીથી તે પોતે એ શબ્દોને ઉચ્ચારે છે. તેજ અર્થમાં એ બધું યથાવત્ સમજવામાં આવે છે અને આવશે, આવા મધુર ભાનો પેદા થવા એ બધું દરેક સ્ત્રી જનને કેટલું બધું આલ્હાદ જનક લાગે છે ! ! પણ સ્ત્રી વર્ગ પ્રત્યેનાં આવાં વર્તનની મહત્તા અથવા ગાંભીર્ય સમજનાર કે સમજી તે પ્રમાણે વર્તનાર મનુષ્યો કેટલા થોડા છે ! ! ?

૩. પરિશીલન વિધિની સ્વાભાવિક ક્રિયા ઉપરજ પ્રેમ-કળાનો મહાન આધાર ચોજાયેલો છે. જ્યારે પરિશીલન-એ બીજું કંઇજ નહીં પણ...સ્ત્રીના હૃદયને અનેક રીતે પ્રાપ્ત થઇ. સ્વીકરણીય થવાનો એક ભિન્ન વિધિજ છે: જે વિધિની સમાપ્તિ કઇ લગ્ન સંબંધ યોજવાની સાથેજ કાંઇ પુરી થઇ શકતી નથી. પણ કુદરતી રીતેજ સ્ત્રી અને પુરૂષનાં જીવનના દરેક પ્રસંગના સંબંધોમાં-અને સંયોગ સમયમાં પણ એ એક સરખોજ ચાલ્યો આવતો પ્રાથમિક વિધિ છે.

( હેવલોક એલીસ. )
( સાઇકોલોજી ઓફ સેક્ષ. )

૪ આપણી વર્તમાન સાંસારિક પરિસ્થિતિને અનુસરી, યુવાન અને યુવતીઓના પરસ્પરના પ્રેમ ભાવો, તેના સત્ય અને વિશુદ્ધ સ્વરૂપે સામાન્ય રીતે પરિશીલન દરમાજ યથાવત્ બહાર સ્ફુરે છે. અનુકૂળ મનોભાવો, બન્નેને પરસ્પરના સહવાસ અને સંયોગમાં આવવા માટે પ્રેરે છે. અને આવા સહવાસ સાથે કલ્પિત મનોભાવોની સહાયદ્વારા ધીરે ધીરે સહવાસજન્ય મૈત્રી અથવા સખ્યભાવના સ્ફુરણો થવા સાથે પરસ્પરની મનોવૃત્તિઓ અનુકૂળતા થતા-પ્રત્યેક વ્યક્તિ...પોતાની ઇચ્છિત વસ્તુ, ભાવ, અથવા વૃત્તિની સંતુષ્ટિના અનુકૂળ સાધનો-અનુકૂળ સ્થળેથી પ્રાપ્ત થતા, એક બીજા તરફ આન્તરીય પ્રેરણાદ્વારા આકર્ષાય છે અને આખરે તેવી બન્ને વ્યક્તિના ગાઢ સંબંધો લગ્ન સબંધ દ્વારા બન્નેના ભાવી અનેકવિધ સુખો માટે સધાય એ ખાસ જરૂરનું છે, એવી પરસ્પરની પ્રતિતી સ્પષ્ટ થાય છે: આવી સ્પષ્ટ પ્રતિતીનો પ્રત્યક્ષ અનુભવ-એજ બન્નેના પરસ્પરના પ્રેમ ભાવોનું પ્રત્યક્ષ પ્રમાણ છે અને તેવા પ્રેમ ભાવની વિશુદ્ધ પ્રેરણા દરેક માનવ હૃદયમા થાય એ તદન સ્વાભાવિક છે.

—હેવલોક એલીસ.

૫ પરિશીલન સંબધમા શારીર વિજ્ઞાન શાસ્ત્રની દૃષ્ટિથી વિચાર કરીએ તો, દામ્પત્યધર્મ ભાવો દ્વારા સંયુક્ત થવા માટેના સર્વ અનુકૂળ અને ધર્મ્ય પ્રસંગોને, સંબંધ થયા પહેલા ઉપસ્થિત કરવાની એક મહાન પવિત્ર વિધિજ કહી શકાય અર્થાત બળવાન સુંદર અને આરોગ્ય: યુક્ત-પ્રજાને પેદા કરવાના મહાન મધ્ય ઉદ્દેશની યથાવત સંસિદ્ધિ કરવા રૂપ નિશાનને તાકવા માટે પ્રજનન ક્રિયા રૂપ-શર સંધાન કરવા માટેની-એ વિધિ છે, અને સ્ત્રીપુરૂષ રૂપ એજ ધનુષ્યના બન્ને છેડાઓને-પ્રેમ રજ્જુ વડે સંયુક્ત કરી-એકત્રિત રીતે સંયુક્ત બળદ્વારાવાળી પ્રેમ દોરીઓના યથાવત્ આકર્ષણદ્વારા-ખેંચી, યથાયોગ્ય પ્રજોત્પાદન રૂપ નિશાન સાધવા માટેજ એ સર્વ યોજના છે,

—લોઇડ એન્ડ મોરમન

# પરિશીલન=Court-Ship.

" સ્ત્રીએ પુરૂષનાં અને પુરૂષે સ્ત્રીના હૃદયને સર્વતઃ ( પરિતઃ ) દરેક રીતે પ્રાપ્ત કરવાની ધર્મ્ય વિધિ—એજ પરિશીલન "

પણ " હૃદયને પ્રાપ્ત કરવું " એટલે શું ? " "હૃદય, એ શબ્દથી શું સમજવું " ? " હૃદય " એ શબ્દ શું ખરેખર આપણું સ્થૂલ હૃદય જે છાતીની પાંસળીઓની નીચેની બખોલમાં અને બન્ને ફેફસાંઓની વચ્ચે આવી રહેલું છે, અને જેનું મુખ્ય કાર્ય શરીરમાં રક્તના વિશુદ્ધ પ્રવાહોને નિરંતર પ્રવર્તાવી રાખી શરીરને જીવતું જાગતું અને રૂષ્ટ પુષ્ટ રાખવાનું છે, તેજ સ્થૂલ હૃદયને માટે શું એ શબ્દ યોજાયેલો હશે ? એ હૃદય તો શરીરમાં માત્ર લોહીને સર્વત્ર ફેલાવવાનું સ્થૂલ સાધનરૂપ સ્થૂલ યન્ત્રજ છે. પોતાના સંકોચ વિકાસ દ્વારા પ્રાણાવયવો રૂપ બન્ને તરફનાં ફેફસાંઓની અનુકૂળતા અને આજ્ઞાઓને અનુસરીને એ-પોતાનું કાર્ય કર્યે જાય છે. દરેક મનુષ્યની મુઠી જેવડું અને એકંદરે મળી તે ચાર જુદા જુદા ખંડોવાળું-નેમજ હૃત્કુક્ષ અને ઝંપકુક્ષ આદિ રચનાઓવાળું હોવાથી તેમજ મુખ્ય ધમનીઓ તેમજ રક્તવાહિનીઓના મુખો ત્યાંથી શરૂ થતા હોવાથી તેમજ, મુખ્ય શીરાઓ દ્વારા અશુદ્ધ થયેલું શરીરસ્થ રક્ત તેના જમણા ભાગના ખંડોમાં એકત્ર થઇ બન્ને તરફના ફેફસાઓમાં પુનઃ વિશુદ્ધ બનાવવા માટે આ હૃદય દ્વારા મોકલવામાં આવે છે, એ બીના પણ તદ્દન સત્ય છે. અને તેથીજ તેની ગણના ફેફસાઓની સાથેજ પ્રાણાવયવોમાં કરવામાં આવેલ છે. એ બધું ખરૂં. પણ સ્ત્રી અને પુરૂષોએ એક બીજાના હૃદયને પ્રાપ્ત કરવા માટેના જે અનેક વિધાનો અને વર્ણનો શાસ્ત્રો અને અનેક સુંદર નવલકથાઓની અંદર અનેક રૂપે કરવામાં આવેલાં છે, તે બધા વર્ણનો આવા સ્થૂલ હૃદયને પ્રાપ્ત કરવા માટે હોય એવો સંભવ છે ખરો ? અનેક વખત-" મારૂં હૃદય " " મારૂં ચિત્ત " " મારૂં અન્તઃકરણ " " મારો હૃદયગત વિચાર અથવા ભાવ " એવા અનેક શબ્દો આપણે વાપરીએ છીએ પણ તેવે પ્રસંગે આપણે એ શબ્દો દ્વારા આપણા આ સ્થૂલ હૃદયને સંબોધિ એ શબ્દો યોજતા હોઇએ તેવું તો કંઇ જણાતું નથી. જો હૃદય એ શબ્દનો સંબંધ વિચાર લાગણી, ભાવના અન્તરવૃત્તિઓ આદિ શબ્દો સાથે યોજાએલો આપણે અનુભવિએ છીએ તો પછી એ શબ્દ આપણા સ્થૂલ હૃદયને ઉદ્દેશીને યોજાએલો નજ હોવો જોઈએ. કારણ સ્થૂલ હૃદયની અંદર વિચારો ભાવનાઓ લાગણીઓ કે અન્તરવૃત્તિઓ જેવું કાંઇ જણાતું નથી. પણ ડર, ભય, લજ્જા, શંકા અપરાધ, અસત્ય, આદિ અનિષ્ટ પ્રસંગોમાં તેમજ-ઉત્સાહ, આનંદ, હાસ્ય, આશા, પ્રેમ, કરૂણા, સૌજન્ય, ભક્તિ-શ્રદ્ધા આદિ અનેક ભાવો કે લાગણીઓની શુભાશુભ પ્રવૃત્તિ વખતે હૃદયની ચલન વલન અને સ્પન્દન આદિ ક્રિયાઓમાં અનેક પ્રકારના અનુકૂલ અથવા પ્રતિકૂળ ફેરફારો એકાએક થાય છે તેનું કેમ ? આવા પ્રસંગોમાં એ ભાવો શું ખરેખર હૃદયના ધબકારાઓ દ્વારા નથી અનુભવાતા ? હૃદયમાં એ બધા ભાવોની અસર થતી હોય એ શું પ્રત્યક્ષ નથી થતું ? હૃદયના રક્તના પ્રવાહને તેમજ તેના ધબકારાઓને પણ અનેક પ્રકારના આઘાત પ્રત્યાઘાત થતા, આવે પ્રસંગે નથી જણાતા ? એ બધું થાય છે એ ખરૂં, છતાં શું તેથી આપણે એમ કહી શકીએ ખરા કે એ બધા ભાવો, આપણા આ સ્થૂલ હૃદયમાંથી ઉદ્ભવ પામે છે ? એ બધા ભાવો લાગણીઓ અને વિચારો, સૌથી-પ્રથમ તો આપણા આત્મા યા મનમાંથીજ પેદા થાય છે અને આપણું મન અથવા આત્મા, મસ્તકના જુદા જુદા માનસિક અવયવો દ્વારા એ બધા ભાવો વૃત્તિઓ લાગણીઓ કે વિચારોના પ્રતિક્રિયા તેમજ અનુભવો કરે છે. આપણું મસ્તક, આખા અનેક માનસિક અવયવોના સમુદાય આત્મક-માનસવિદ્યુતનો એક મહાન જબરજસ્ત-વિદ્યુત્નિધિ છે અને તેના જુદા જુદા ખંડો દ્વારાજ આપણે આપણા જુદા જુદા ભાવો લાગણીઓ તેમજ ભાવનાઓના અનુભવો મહણ કરીએ છીએ, એમ જગતના વિદ્વાનો, અનુભવીઓ તેમજ વર્તમાન કાળના અનેક શરીરશાસ્ત્રીઓ અને શરીરવિજ્ઞાનવેત્તાઓનું

## ચિત્ર નં. ૧ મસ્તકની અંદરની અન્તર જવનિકાઓ અથવા હૃદય પ્રદેશ.




ચિત્ર નં ૧ મસ્તકનો હૃદય પ્રદેશ

ન ૧. અને ૨ પ્રથમ અને દ્વિતીય જવનિકા 1st & 2nd Ventricle

ન ૩ તૃતીય જવનિકા (3rd „ )

ન ૪ ચતુર્થ જવનિકા (4th „ )

ન ૫ પાચમી જવનિકા (5th „ )

ન ૬ મનોવહ સ્રોત (Foramen of mnuro )

ન ૭ Optic Recess નું સ્થાન

× × × આવા ચિન્હો વાળા સ્થાનો હૃદય પ્રદેશની ત્રણ જુદી જુદી દિશાએ આવેલા શૃંગોને દર્શાવે છે. અગ્રભાગમા આવેલું=અગ્રશૃંગ, પાછળના ભાગમા પશ્ચિમશૃંગ અને બન્ને બાજુમા આવેલા પાર્શ્વશૃંગો છે અગ્રશૃંગમા અવલોકન અને બુદ્ધિના સ્થાનો છે પાર્શ્વશૃંગોની આસ પાસ=આત્મરક્ષક વૃત્તિઓના સ્થાનો પશ્ચિમ શૃંગમા=પરમાત્સારિક લાગણીઓના સ્થાનો અને ચતુર્થ જવનિકામા=સમગ્ર અધોશરીરમા કાર્ય કરનાર તન્તુઓના સ્થાનો છે.

## ચિત્ર ન ૨. મસ્તકની અન્તર જવનિકા.




ચિત્ર ન ૨

ન ૧ કોરપસ કેલોઝમનો છેદેલો ભાગ અને પ્રથમ તથા દ્વિતીય જવનિકાઓ

ન ૨ પ્રથમ અને દ્વિતીય જવનિકા વચ્ચેનો અન્તર-પટ=Septum lucidum

ન ૩ પાચમી જવનિકા

ન ૫ મનોવહ સ્રોત

ચિત્ર પૃષ્ઠ. ૨૧૬ માટે પ્રકરણ ૬ ચિત્ર ન ૩ માટે જુઓ ચિત્ર ન ૧૪. પ્રકરણ ૧ લું

સ્પષ્ટ માનવું છે જેવી રીતે ઘ્રાણેન્દ્રિય અને તેની અંદરના ઘ્રાણતન્તુઓ, દર્શનેન્દ્રિય અને તેની અંદરના દર્શનતન્તુઓ શ્રવણેન્દ્રિય અને તેની અંદરના શ્રવણતન્તુઓ, રસનેન્દ્રિય-જીહ્વા અને તેની અંદરના પૃથક પૃથક સ્થાનના રસતન્તુઓ અને સ્પર્શેન્દ્રિય અને તેની સાથે શરીરની અંદરના જુદાં જુદા પ્રદેશોમા વિવિધ પ્રકારની ન્યૂનાધિક પ્રમાણની શક્તિઓને દર્શાવનાર સ્પર્શતન્તુઓ વિગેરેદ્વારા જુદા જુદા પ્રકારના અનેક આનદોનુ ગ્રહણ કરવામા આવે છે, અને જેવી રીતે ઉપર જણાવેલ પ્રત્યેક જ્ઞાનેન્દ્રિયનું સ્થાન—કાર્ય અને તેના ભિન્ન ભિન્ન પ્રકારના તન્તુસમુદાયના યોજના-આત્મક યન્ત્રોની રચના પણ વિવિધ પ્રયોજનોને ધ્યાનમા લઈ ખાસ ખાસ વિશેષતા વાળી કરવામા આવેલ છે, તેજ પ્રમાણે મસ્તકની અંદરના વિવિધ સ્થાનના માનસઅવયવોની તન્તુમય યોજનાઓ પણ અનેક પ્રકારની છે. અને તેના કાર્યો પણ વિવિધ પ્રકારના જોવામા આવે છે મસ્તકવિદ્યાદ્વારા મસ્તકની અંદરના જુદા જુદા સ્થાનના તન્તુસમુદાયો કેવા કેવા પ્રકારના કાર્યો કરવા માટે યોજાયેલા છે તે બાબતનો યથાર્થ નિર્ણય કરવામા આવેલો છે તે સબધી વિશેષ વિવેચન આ ગ્રન્થના પ્રકરણ પ્રથમ તેમજ દ્વિતીયની અંદર આપવામા આવેલ છે પણ ખાસ કરી આપણા આ પરિશીલનના પ્રકરણ સાથે તેમાનો જે ભાગ વિશેષ સંબધ ધરાવે છે, તે પ્રદેશ તો મસ્તકની અંદરના મધ્ય ભાગની અન્તરજવનિકાઓ છે, કે જે જવનિકાઓ મસ્તકના વિવિધ પ્રકારના તન્તુસમુદાય-આત્મક માનસ-અવયવો (Phreno-Centres) સાથે એવો તો અતિ ઘનિષ્ઠ સબધ ધરાવે છે કે તેથી તેને મસ્તકની અંદરના સર્વ પ્રાણતન્તુઓનુ હૃદય—(The very heart and central Office) અથવા મધ્યવર્તી કાર્યાલય કહેવામા આવે છે. આથી આ પ્રદેશના સ્થાન કાર્ય (Physiological Function) અને તેની રચનાને યથાવત સમજવાની ખાસ જરૂર છે

આપણું સ્થૂલ હૃદય (Heart) તેમજ ફેફસાંઓને ચલાવનાર અને સુનિયન્ત્રિત રાખનારા-તન્તુપ્રવાહો (Nerve-currents) ના કુંડલિનું મસ્તકનાજ પ્રદેશમાંથી પ્રાદુર્ભૂત થઈ ઉપર્યુક્ત અવયવોની આસપાસ પ્રસરેલા છે એટલુંજ નહીં પણ મસ્તકની અન્દરના વિવિધ માનસિક અવયવો પણ જુદાજુદા પ્રકારે અને પ્રસંગે પડતી મનની અસરોને પરિણામે શરીરસ્થ અન્ય સ્થૂલ અવયવોમાં પણ તેની અસર થાય છે. દૃષ્ટાન્ત તરીકે પ્રેમવૃત્તિ અને જનનેન્દ્રિયના અવયવો વાત્સલ્યસ્નેહની વૃત્તિ અને તેની સાથે સંબંધ રાખનાર સ્તનાશય અને રક્તાશય ક્ષુધાવૃત્તિ અને તેની સાથે સંબંધ રાખનાર પચનેન્દ્રિયના અવયવો આ બધા શરીરસ્થ સ્થૂલ અવયવોના સંબંધો પ્રાણતન્તુઓના અવિચ્છિન્ન-પ્રવાહોદ્વારા સંયુક્ત થઇ મસ્તકની અન્દરની એક અથવા અનેક માનસ-વૃત્તિઓ કે લાગણીઓની તન્તુસમુદાયરૂપ-ગ્રન્થીઓ (Phrenocentres) સાથે સંબંધ ધરાવે છે એટલુંજ નહિ પણ મસ્તકની અન્તરજલનિકાઓની અન્દરનો રસ મસ્તકની અન્દરની એક પ્રથમ અને દ્વિતીય જલનિકામાંથી ... મસ્તકની ત્રીજી અને ચોથી જલનિકામાં ... પ્રસરી છેક કરોડરજ્જુના ઉપરના ... પ્રસરી રહ્યો છે અર્થાત મસ્તકની આ અન્તરજલનિકાઓ અને તેની અન્દરનો પ્રવાહીરૂપ માનસ ... શરીર તેમજ મસ્તકના પ્રત્યેક પ્રત્યેક અવયવ સાથે અતિ ઘનિષ્ઠ સંબંધ ધરાવે છે. આમ બધી રીતે જોતાં "હૃદ્" "હૃદય" એ શબ્દદ્વારા આપણું સ્થૂલ હૃદય નહિ પણ મસ્તકની અન્દરની અન્તરજલનિકાઓના પ્રદેશો-જેને અંગ્રેજીમાં Ventricles of the Brain કહેવામાં આવે છે, તેજ પ્રદેશોનું અહીં "હૃદય" એ શબ્દદ્વારા ગ્રહણ થવું જોઈએ.

વળી સર્વ પ્રકારના આનંદો કે સુખાનુભવોનું સ્થાન પણ આ હૃદયજ છે એમ જે કહેવામાં આવે છે-તેનું પણ યથાર્થ પ્રયોજન આપણને અહિંજ સ્પષ્ટ થાય છે. સર્વ પ્રકારના આનંદોનું ગ્રહણ કે અનુભવ-આપણે પ્રાણતન્તુઓના પ્રવાહો દ્વારાજ કરી શકીએ છીએ. વિશ્વમાં જેટલા પ્રકારના મૂળ આનંદો તેટલાજ પ્રકારની તેનો અનુભવ કરનાર મૂળ તન્તુગ્રન્થીઓ કે પ્રાણગ્રન્થીઓ મનુષ્યના મસ્તકની અન્દર વિરાજમાન છે, વિશ્વમાં જેટલા પ્રકારના સંયુક્ત અથવા મિશ્ર આનંદો, તેટલાજ પ્રકારના પ્રાણગ્રન્થિઓના સંયુક્ત અથવા મિશ્ર અનુભવો આપણે હમેશાં કરીએ છીએ એજ આ વિષયનો પ્રત્યક્ષ પુરાવો છે. ટૂંકામાં "હૃદય" એ શબ્દદ્વારા આપણા મસ્તકની અન્દરની પાંચે જુદી જુદી જલનિકાઓવાળો પ્રદેશ-કે જ્યાં આપણા શરીર તેમજ મસ્તક અને આત્મા સાથે અતિ ઘનિષ્ટ અને અવ્યાહત સંબંધ રાખનારા સર્વ પ્રાણેન્દ્રિયોના પ્રવાહોરૂપ જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓના સંબંધો સર્વત્ર સુવ્યવસ્થિતરીતે ગોઠવાઈ રહેલા છે, તે પ્રદેશ.

વળી મસ્તકના હૃદયરૂપ અન્તરસ્થાનમાં સર્વ પ્રાણોના અતિઓને આ ઈચ્છા પ્રમાણે યથાયોગ્ય રીતે વગર વિલંબે સર્વત્ર વહન કરાવવા માટે પ્રાણવાહક વિદ્યુતમય જલીયરૂપ (Cerebro Spinal fluid) આત્મસલિલ પણ એજ સ્થાનમાં ભરેલું છે કે જ્યાંથી હૃદયની સર્વ ઉર્મીઓ શરૂ થાય છે અને જ્યાં આનંદ સુખ અને સંતોષ પામી પુન: શમી જાય છે. શાન્તિ પામે છે વિરમે છે "ઉરનાં પીયૂષ" આ સ્થાનમાંજ વિરાજી રહ્યા છે આટલા માટે "હૃદય" એ શબ્દદ્વારા ઉપર દર્શાવેલા આ મસ્તિષ્કરૂપી ... મસ્તકની અન્તરજલનિકાઓવાળા પ્રદેશોનુંજ ગ્રહણ કરવું જોઇએ. **સ્ત્રીએ પુરૂષના હૃદયને** અને પુરૂષે સ્ત્રીના હૃદયને પ્રાપ્ત કરવાનો અથવા હૃદયાધિષ્ઠિત દેવ થવાનો અનુપમ શાસ્ત્રીય વિધિ જેને આપણે "**પરિશીલન**" એ શબ્દદ્વારા ઓળખાવીએ છીએ એ પરિશીલનરૂપ સમગ્ર વિધિનો ઉપદેશ સ્ત્રી અને પુરૂષના **સર્વ પ્રાણાગારરૂપ**-આ **હૃદયને** સતેજ કરવાનોજ વિધિ છે. જે હૃદયરૂપ પ્રાણાગાર સાથે શરીર તેમજ મસ્તકની અંદરના અનેક પ્રકારના પ્રાણતન્તુઓની વિવિધ સ્વરૂપે અને વિવિધ રીતે તેમજ અનેક સ્થાનોમાં જે અદ્ભુત અને અનુપમ પ્રકારની ઈશ્વરીય યોજનાઓ કરવામાં આવેલી છે તે સર્વ પ્રાણોના સમુદાયોને સુખ સંતોષ આનંદ, પુષ્ટિ તુષ્ટિ કે શાન્તિ આપી આપવા માટેના સર્વ શુભ અને ધર્મ્ય પ્રયાસો પ્રયોગો અને પ્રકારોનું એક સમુદાયરૂપે ગ્રહણ આ "**પરિશીલન**" જેવા અતિ ગૂઢ મહત્વના અને ભવ્ય અર્થસૂચક શબ્દદ્વારા થાય છે અને મસ્તકવિદ્યાની ભાષામાં જરા વિશેષ સ્પષ્ટ રીતે કહીએ તો મનુષ્યના મન તથા શરીર સાથે સંબંધ રાખનાર સર્વ માનસિક ભાવો લાગણીઓ તેમજ શક્તિઓ અને શારીરિક સુખ અવયવો અને તે તે અવયવસ્થાન સર્વ પ્રકારની અનુકુળતા અને સુખો આપે તેવાં સર્વ ધર્મ્ય ભાવો સ્થિતિઓ તથા યોજનાઓનું ગ્રહણ આ "**પરિશીલન**" એ શબ્દદ્વારા થાય છે.

ક્રિયા અથવા સમાધાન" એ પ્રકરણની સાથે ખાસ વિશેષ કરી ઘનીષ્ઠ સબંધ રાખતું હોવાથી તેનું વિસ્તારવાર વિવેચન—એ પ્રકરણની અંદર કરવામાં આવશે ત્યારે આ પ્રકરણની અંદર માત્ર લગ્નસબંધ યથાવિધિ યોજવાના મુખ્ય ઉદ્દેશથી યુવતીઓ અથવા યુવાનોદ્વારા પરસ્પરના અનેક પ્રકારના પરિચયોમાં આવવા માટે, અને એવા પરિચયદ્વારા પરસ્પરના ગુણ દોષ સ્વભાવ આદતો, રહેણી કરણી અથવા આરોગ્ય અને એવી એવી બીજી અગત્યની બાબતો સબધિ જ્ઞાન મેળવવા માટે, તેમજ તે દ્વારા અનુકુળતા પ્રમાણે પરસ્પરના હૃદય રહસ્યને જાણવા માટે જે અનેક પ્રકારની સ્થુલ સુક્ષ્મ આદિ શારિરીક અને માનસિક પ્રવૃત્તિઓ નીતિ સદાચાર શિષ્ટાચાર અને ધર્મ આદિની ઉત્કૃષ્ટ ભાવનાઓને આધિન રહી કરવામાં આવે છે, તેવી સર્વ ધર્મ્ય અને પવિત્ર વિધિઓનો સમાવેશ થાય છે.

## પરિશીલન ક્રિયાનો ઉદ્દેશ અને પ્રવૃત્તિ—

પરિશીલન ક્રિયાના મુળ ઉદ્દેશોમાં -

૧. પરસ્પરનો પરિચય.

૨. સ્વભાવ લક્ષણ કે ચારિત્ર્ય આદિના શુભાશુભ અંશોનું અનુભવજન્ય જ્ઞાન.

૩. પરસ્પરના જ્ઞાન દર્શન ચારિત્ર્ય આદિ માટે પ્રેમ, માન, ભક્તિ, મમતા, આદિ સ્નેહજ ભાવોની પ્રદીપ્તિ અભિવૃદ્ધિ, પુષ્ટિ અને એ સર્વને અન્તે સર્વ પ્રકારના આત્મભાવોને સતુષ્ટિ આપનાર,

૪. પવિત્ર લગ્નસંબંધદ્વારા ગૃહસ્થાશ્રમના સર્વ ધાર્મિક સુખાનુભવો માટે તત્પર થવાની ઉત્કટ જીજ્ઞાસા આદિ મહાન પવિત્ર ગભીર અને મહત્વપૂર્ણ પ્રયોજનોનો સમાવેશ થાય છે.

આટલા માટે આ પરિશીલનક્રિયા, એ પરમપવિત્ર લગ્નસબધદ્વારા ગૃહસ્થાશ્રમરૂપી પરમપવિત્ર આશ્રમમા પ્રવેશ કરવા ઇચ્છતા સ્ત્રીપુરૂષોને પરસ્પરના પરિચયમા લાવી—તેઓના ગુણકર્મ સ્વભાવનુ બન્નેને જ્ઞાન આપી પરસ્પરના હૃદયોને યથાવિધિ સયુક્ત કરવા માટે અનેક પ્રકારની સહાય કરનાર, એક અનુપમ અને દિવ્ય વિધિ છે કે જેનો પ્રત્યેક દેશ કાળ અને સમાજના સ્ત્રીપુરૂષોએ યથાવિધિ સત્કાર કરવો જોઇએ.

એક અવિવાહિતદશાના યુવાવસ્થા યુક્ત યુવકે, યોગ્ય-ધાર્મિક રીતે ગૃહસ્થાશ્રમની શરૂઆત કરવા માટે તેમજ પ્રજોત્પાદન રૂપ કુદરતી મહાન ભવ્ય અને ગભીર આજ્ઞાને ફરજ રૂપે બજાવવા માટે પોતાની પસદગીની યોગ્ય યુવાવસ્થાયુક્ત, રૂપ ગુણ શીલ સુશિક્ષા અને સદાચાર આદિ અનેક શુભ ગુણયુક્ત કન્યા સાથે અથવા તેવાજ ગુણ કર્મ સ્વભાવવાળી કન્યાએ, તેવાજ પ્રકારના ઉત્કૃષ્ટ ગુણોથી વિભૂષિત હોય તેવા પ્રકારના પોતાની જાતે પસદ કરેલા વરને પોતાના સગાસ્નેહી સબધી અને મિત્ર વર્ગ વિગેરેની યોગ્ય સમ્મતિ અને અનુમોદન લીધા પછી જાહેર રીતે, યોગ્ય વિધિપુર્વક ગૃહસ્થાશ્રમના બધા ધર્મો યથાવત બજાવવા માટે લગ્ન સબધદ્વારા જોડાવુ, એ-સવનન-પરિશીલન-અને લગ્નઆદિ ક્રિયાઓનો શુભ ઉદ્દેશ છે. સવનન અથવા પરસ્પરના યોગ્ય ગુણકર્મ સ્વભાવની પરિક્ષા કર્યા પછી અને એક બીજાની યોગ્યતા માટે પૂર્ણ ખાતરી થયા પછી પરસ્પરના હૃદયોનુ એક બીજા તરફ સ્વાભાવિક આકર્ષણ થતા આવા પ્રકારના સ્નેહીઓના લગ્ન સબધ યથાવિધિ યોજાય અને બન્ને પક્ષના માતાપિતાઓ તેમજ અન્ય વડીલો તેમજ કુટુમ્બિ જનોનુ પણ એવી મહત્વપૂર્ણ બાબતમા પૂર્ણ અનુમોદન મળે એ તો કે સર્વથા અભીષ્ટ છે, પણ એવા પ્રકારની પરસ્પરની લગ્નસબધ માટેની પસદગી કરવાના સમ્પૂર્ણ અધિકારો, લગ્નસબધદ્વારા સયુક્ત થવા ઇચ્છતા યુવાનો તેમજ યુવતીઓની સુનિયન્ત્રિત સ્વતત્રતા, શુભ ઇચ્છા, અને તેઓના સ્વભાવઆદિની અનુકુળતા વિગેરેને ધ્યાનમા રાખી જેમ અમુક અશે યુવાનો તેમજ યુવતીઓની સ્વતત્ર સત્તા અને અનુમોદનને આધીન રહેવાની જરૂર છે, તેજ પ્રમાણે માતપિતા અને અન્ય વડીલોની શુભ આશિશ, યોગ્ય અનુભવ

અને સમ્યક સહાનુભૂતિને આધીન રાખી તેવી સત્તાનો ઉપયોગ કરતાં શીખે એ પણ સંભાળવાની ખાસ મોટી જરૂર છે. કારણ "પ્રેમ તો આંધળો છે" "જુવાની દીવાની છે," Cupid is blind. "कामान्धो नैव पश्यति"

Dr O. S Fowler એક સ્થળે લખે છે કે,—

"None can choose wisely after beginning to love, for cupid is, always has been, and must be blind to the faults while magnifying the virtues of the one beloved"

પ્રેમપાશમાં ફસાયા પછી પસંદગી કરવાનું કાર્ય, કોઇપણ ડહાપણ પૂર્વક કરી શકેજ નહીં, કારણ કામદેવ હમેશાં આંધળો છે. અને તેથી ઇચ્છિત વ્યક્તિનાં દોષ તરફ કદી પણ દૃષ્ટિપાત કરતોજ નથી. જ્યારે સ્નેહી જનના ગુણ સમુદાય માત્રને યોગ્યતા કરતાં અધિક મહત્વ આપી, બહુ કરી માને છે.

ડૉ. ઓ. એસ. ફાઉલર આટલા માટે કહે છે કે– "Mate first and then love" પ્રથમ ગુણ કર્મ સ્વભાવ આદિની યથાવિધિ પરીક્ષા કરવી અને યથાવિધિ પરિક્ષા અને જાતિ અનુભવ થયે, સ્નેહની શરૂઆત કરવી.

વળી તે કહે છે કે—"Our right to choose our own conjugal and parental partner is more sacred and unalienable than any other human right whatever"

આપણા પોતાના સ્નેહી પતિ તરીકે અને ભવિષ્યની પ્રજાના લાયક પિતા તરીકેના પાત્રની પસંદગી કરવાનો ખાસ મુખ્ય અને પવિત્ર હક આપણો પોતાનોજ છે. આવા પવિત્ર હકની યથાવિધિ પૂર્તિ કરવા આડે બીજા કોઈપણ પ્રકારની અડચણો ઉભી કરવાનો કે હસ્તક્ષેપ કરવાનો સ્વાભાવિક રીતે કોઇને પણ હક નથી. આવા પ્રકારની પસંદગી કરવામા મસ્તકવિદ્યા અને મુખસામુદ્રિકશાસ્ત્ર તેમજ માનસશાસ્ત્ર અને વૈદકવિદ્યા વિગેરેના સિદ્ધાન્તો, સ્ત્રી અને પુરૂષોને પરસ્પરના ગુણ કર્મસ્વભાવ વિગેરેનું જ્ઞાન આપવામા કેટલે અંશે સહાનુભૂત થઈ શકે તેમ છે, તેમજ એવી સહાયતાનો સદુપયોગ, યુવાનો તેમજ યુવતીઓ અથવા તેઓની સાથે સબંધ રાખનાર બન્ને પક્ષના સબંધીઓ પણ કેવી રીતે સરલતાપૂર્વક પ્રત્યક્ષ લાભ ઉઠાવી શકે તેનું વિગતવાર સચિત્ર સ્પષ્ટિકરણ આ ગ્રંથના પ્રકરણ પાંચમામાં દેશ કાળ, અને અન્ય સંયોગોને ધ્યાનમાં રાખી યથાશક્તિ આપવામા આવેલ છે. આપણા શિક્ષકો, અધ્યાપકો ધર્મગુરૂઓ, તેમજ ઉપદેશકો વિગેરેએ તેમજ પોતાની સંતતિના ભાવી સુખોને ધ્યાનમાં રાખી લગ્ન સબંધ દ્વારા તેઓને ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરાવવા ઇચ્છતા માતપિતાઓ તેમજ અન્ય કુટુંબી જનોએ, તેમજ જાતે પસંદગી કરી પરણવા ઇચ્છતા યુવાનો તેમજ યુવતીઓએ આ વિષયનો પ્રત્યક્ષ અનુભવ પોતાના જીવનમાં કેવી રીતે કરવો જોઇએ, એ સબંધી આવશ્યક વર્ણન ઉપરોક્ત પ્રકરણની અંદર યથાવિધિ આપવામાં આવેલ છે. છતાં પણ જ્યાં સુધી યુવાનો અને યુવતીઓ તેમજ તેઓની સાથે સંબંધ રાખનાર બન્ને પક્ષના વડીલો જ્યાં સુધી અનેક પ્રયોજનોને ધ્યાનમા લઇ એક બીજાના પ્રત્યક્ષ પરિચયમાં આવે નહી ત્યાં સુધી ઉપરોક્ત પ્રકરણમાં જણાવેલ પસંદગી કરવાના પ્રકારોને પણ પૂર્ણ અવકાશ મળવાના સંભવોજ રહેતા નથી આટલા માટે લગ્નસંબંધ દ્વારા સંયુક્ત થવા માટેની યોગ્ય અવસ્થા અને ઇચ્છાવાળા સ્ત્રી પુરૂષોએ કે યુવાનો તેમજ યુવતીઓએ પરસ્પરના સ્વાભાવિક પરિચયોમાં પણ અનેક પ્રસગોને ઉદ્દેશી આવવાની ખાસ જરૂર છે. .

**પરસ્પરના પરિચયમાં આવવાના પ્રસગોની યોજના**—આવા પ્રસગોને સ્વાભાવિક રીતે ઉપસ્થિત કરવામાં નીચે જણાવેલા અવસરો ખાસ સહાયતાભૂત થાય છે.

૧. સહ-અધ્યયન.

૨. સહ-ક્રીડન.

૩ તીર્થયાત્રા.

૪. જન્મોત્સવ

૫. ઉજાણી.

૬. કથા, કીર્તન, આદિના પ્રસંગોની યોજના

૭. સ્નેહ સમ્મેલન.

૮. નાટક, સિનેમા, સરકસ આદિના ખેલો વિગેરેનું સહ-દર્શન.

૯. સભા કે સોસાયટીમાં વ્યાખ્યાનો આદિ સાંભળવા માટે સહગમન.

૧૦. કૌટુમ્બિક સમ્મેલન.

૧૧. સંગીત નૃત્ય કે નાચપાર્ટી અથવા લગ્ન આદિના ઉત્સવોપર પરસ્પરનું આમંત્રણ.

૧૨. પ્રદર્શન કે મ્યુઝીયમ આદિનું સહ-અવલોકન

૧૩. ધર્મસ્થાનોમાં ધાર્મિક ક્રિયાઓ માટે સહચાર

૧૪. સાથે મળી વાંચન, લેખન, ચિત્ર, કળા આદિભાવોનું ઉદ્દીપન, શિક્ષણ કે દર્શન આદિ.

૧૫. સહ ભાવ દર્શન.

૧૬. જ્ઞાતિ ભોજન.

૧૭. પર્યટન.

૧૮. નવરાત્રીના ગરબા-આદિ જેવા પ્રસંગોમાં નિર્દોષ વિનોદ.

આવા અનેક પ્રકારના પ્રસંગોની અત્યન્ત બુદ્ધિમત્તા પૂર્વક યોજનાઓ અનેક રીતે માનવ સમાજદ્વારા સ્વાભાવિક રીતેજ કરવામાં આવેલ છે. આવા સર્વ પ્રસંગોનો દેશ કાળ અને અવસ્થા પ્રમાણે દરેક યુવાન તેમજ યુવતી ઉચિત રીતે લાભ લઇ શકે અને પરસ્પરના પરિચયમાં અનેક રીતે આવી શકે, એવી સર્વ સ્વાભાવિક યોજનાઓ માનવ સ્વભાવની કુદરતી ઇચ્છાની અનુકુલતા પ્રમાણે કરવામાં આવેલ છે. આથી પરિશીલન ક્રિયાની પ્રવૃત્તિઓમાં અનેક રીતે પ્રકારાન્તરે પણ ઘણી સહાય મળે છે ડૉ. ચાર્લ્સ એ. એલ. રીડ. એમ ડી. "**Marriage and genetics**" નામના પોતાના ગ્રન્થમાં આ પરિશીલન ક્રિયાની પ્રવૃત્તિ અને ઉદ્દેશના સબંધમાં લખતાં જણાવે છે કે.

"There is a deep meaning underlying courtship. It is the process of ascertaining characteristics and adjusting differences with reference to establishing harmonies which must underlie any happiness that may be derived from the life that in the event of marriage is to be lived in common. This being true, it follows that every phase of the important question should receive consideration. Physique, health, habits tastes and tendencies, even now generally come under more or less subconscious consideration."

**A. L. Reed M. D:**

**ભાવાર્થ**—"પરિશીલન ક્રિયાની અંદર કોઇ મહાન ગૂઢ ઉદેશ સમાયેલો છે. લગ્નસબંધરૂપી યોજનાદ્વારા ગૃહસ્થધર્મના મહાપવિત્ર સૂત્રદ્વારા સંયુક્ત થઇ-ગૃહસ્થાશ્રમના અનેકવિધ સાંસારિક સુખોના સમ્યક આનંદોનો યથાવિધિ અનુભવ કરવાના અનેક શુભ ઉદેશોના આધારરૂપ, પરસ્પરના ગુણ કર્મ સ્વભાવ વિગેરેની યથાવિધિ તુલના અને પરિક્ષા કરી યોગ્ય નિર્ણય કરવાના અતિ મહત્વપૂર્ણ કાર્યવિધાનમાં યથાવિધિ સહાભૂત થનાર, આ **પરિશીલન** વિધિ છે. આમ હોવાથી આ અતિ અગત્યની વિધિની પ્રત્યેક બાબતપર ખાસ લક્ષ્ય આપવાની જરૂર છે ખાસકરી શારિરીક બંધારણ, આરોગ્ય, આદતો, ભિન્ન ભિન્ન રૂચિઓ, યોગ્યતાઓ, માનસિક વલણો, વિગેરે સર્વ બાબતોનો

સમાવેશ સામાન્ય રીતે હવે પસંદગીના આ વિષય સાથે ઓછા વત્તા પ્રમાણમાં સિધો સબંધ ધરાવે છે. આથી ઉપર જણાવેલા તેમજ પ્રકરણ પાંચની અંદર જણાવેલ પ્રત્યેક વિષયની યથાવત પરીક્ષાપર ધ્યાન આપવાની પ્રત્યેક વ્યક્તિની ખાસ ફરજ છે.

**ડૉ. ઓ. એસ. ફ્રાઉલર** પોતાના ગ્રન્થ **"Creative or Sexual Science,'** નામના ગ્રન્થમા **Courtship ("પરિશીલન")** ના પ્રકરણમાં એક સ્થળે લખે છે કે—"Why not give and take lessons in courtship as much as in music or grammer? Is it less important?" પરિશીલન વિધિ સબંધી શીક્ષણની પણ પ્રવૃત્તિ શામાટે ન થવી જોઈએ? શુ એ ઓછી મહત્વની છે? ખરેખર આ એક અતિ અગત્યનો મહત્વપૂર્ણ અને ગંભીર વિષય છે અને તેથી તેની પ્રવૃત્તિ જનસમુદાયમાં યથાવિધિ કરવાની ઘણીજ અગત્ય છે એમાં કોઈપણ સંશય નથી પણ દુર્ભાગ્યે—આપણા દેશની અંદરની બાળ લગ્નની કુપ્રથા, લગ્ન યોગ્ય ઉમરની અતિ સ્વલ્પ અવસ્થા ગણાઓની અંદરની બાળાઓનું બાર તેર વરષની સ્વલ્પ ઉમરમાં પુરુ થઇ સકેલાઇ જતુ સકુચિત બુદ્ધિ-જીવન, કન્યાઓના રતુકાળ યા માસિક અટચણ સબંધી જનસમુદાયના અત્યન્ત ભૂલ ભરેલા અને જડઘાલી બેઠેલા અજ્ઞાન જન્ય વિચારો, અને એવી એવી અનેક પ્રકારની અનિષ્ટ રૂઢીઓના પરિણામે આપણા દેશની બાળ પ્રજાઓ, જેમ ખરા યૌવનના મદભરત અનુભવો કરવાના પ્રસંગોથી જેવી રીતે વંચિત રહે છે, તેજ પ્રમાણે સ્વાભાવિક પ્રેમ, પરિશીલન, સવનન અને યથાવિધિ સ્ફુરિત થતાં સ્નેહાંકુરોને તેઓની સ્વાભાવિક દશામાં સર્વ દિશાઓમા સ્ફુરિત થતા જોવાનો અવકાશ કે અનુભવ પણ દુર્ભાગ્યે કદાચજ મળતો હશે?......છતા આવી અધમ દશાની અંદર પણ આવા એક નૂતન વિષયને આ જીવન રહસ્ય નામના ગ્રથમાં સૌથી પ્રથમ વારજ ચર્ચવાનુ સાહસ કરવુ એ અમુક અંશે અવિનય, અસભ્ય, અને અનધિકાર યુક્ત ગણાય તેવા સર્વ સભવો ઉપસ્થિત હોવા છતા, તેવા સર્વ વિરોધોની લેશ માત્ર પણ દરકાર ન કરતા મસ્તક શાસ્ત્રના અનુપમ સિદ્ધાન્તો અનુસાર, જે વિષય માનવ સમાજના અનેક વિધ કલ્યાણોની અંદર ખાસ'અગત્યનુ સ્થાન ભોગવી શકે તેટલો અગત્યનો છે તે પર કઇ પણ વિવેચન ન કરતા માત્ર લોકૈષણા કે લોકોપવાદની આશંકાથી મૌન પકડી જતો કરવો એ કોઇ પણ રીતે ઇષ્ટ ન જણાવાથી, આ **પરિશીલન** નામના મહત્વ પૂર્ણ વિધિનુ આ પ્રકરણમાં માનસશાસ્ત્રાનુસાર સવિસ્તર વર્ણન આપવાનુ ઉચિત ધાર્યું છે

મુખ્ય રીતે જો વિચાર કરીએ તો જે જે બાબતો, સ્ત્રી અને પુરૂષોના સ્વભાવ સબધી પરીક્ષા કરી મસ્તક વિદ્યાદ્વારા અથવા મુખસામુદ્રિકશાસ્ત્રના સિદ્ધાન્તોદ્વારા સ્ત્રીપુરૂષોએ યથાવત જાણવાની ખાસ અગત્ય છે તેવા તેવા સર્વ વિષયોની સાથે આ પરિશીલન ક્રિયા અતિ અગત્યનો સબંધ ધરાવે છે

દૃષ્ટાન્ત તરીકે અમુક સ્ત્રી અથવા પુરુષમા કેવા કેવા પ્રકારની વૃત્તિઓ શક્તિઓ કે લાગણીઓ કેટલા કેટલા પ્રમાણમા પ્રબળ તીવ્ર સાધારણ કે મંદ અથવા હીન આદિ દશામા છે, એ જેમ મસ્તકવિદ્યા પ્રમાણે જાણવાની જરૂર છે તેજ પ્રમાણે અમુક વ્યક્તિમા અમુક સમૂહની વૃત્તિઓ કે લાગણીઓ પ્રબળ અથવા મંદ પ્રમાણમાં છે, એ જો જાણી શકીએ તો તેની સાથે તેની તેવી તેવી પ્રબળ અથવા મંદ શક્તિઓને સતોષવા, આકર્ષવા કે સુખાનુભવ કરાવવા માટે કેવા કેવા પ્રકારો યોજવાની જરૂર છે કે જેથી તેવી તેવી વ્યક્તિને તેની તે તે પ્રકારની શક્તિઓને અનુસરી આનદ, સુખ કે સતોષ આદિ આપી શકાય, એ પણ જાણવાની ખાસ આવશ્યકતા છે જ્યાં આત્મરક્ષક વૃત્તિઓની પ્રબળતા હોય તો તેવી વ્યક્તિના આત્મરક્ષક વૃત્તિઓના ભાવાને કેમ સતોષવા?

ધાર્મિક વૃત્તિઓ પ્રબળ હોય તો તેવી વ્યક્તિને સતોષવા માટે કેવા કેવા પ્રકારનુ વાચન કે સાહિત્ય આપશે તેવી વ્યક્તિને પુરૂ પાડવુ જોઇએ કે જેથી તે સહજ સતુષ્ટ થાય ઇત્યાદિ વિષયો પણ જાણવાની ખાસ અગત્ય છે

એજ પ્રમાણે ઉત્કર્ષક વૃત્તિઓની પ્રબળતા તેમજ પ્રાવીણ્યપ્રદાયક શક્તિઓની પ્રબળતાવાળા સ્ત્રીપુરુષોના સબંધમા પણ તેમજ જાણવાની ખરેખર જરૂર છે. આમ હોવાથી જુદા જુદા સમૂહની વૃત્તિઓનુ વિધિપૂર્વક પરિશીલન કરવા માટે શુ શુ કરવુ જોઇએ તે દરેક વૃત્તિઓના સમૂહવાર વિગતવાર સ્પષ્ટિકરણ કરવાથી આ વિષય સહજ સ્પષ્ટ થશે એમ અમારૂ માનવુ છે આથી સમૂહવાર વર્ણન આપવામા આવશે.

## પરિશીલન વિધિ: THE ART OF COURTSHIP.

### આત્મરક્ષક વૃત્તિઓનું પરસ્પરનું પરિશીલન.

૧. જીજીવિષા:—અનેક પ્રકારની વ્યાયામ, રમતગમત, રમતગમતના વૈદકના વિષયોનું સાથે મળી અધ્યયન, આરોગ્યશાસ્ત્રનું સાથે મળી શિક્ષણ, અશ્વારોહણ, ભ્રમણ, ટેનીસ, સ્વીમીંગ, સાઇકલીંગ, સાઈકલીંગ, મોટરીંગ પુષ્પાલય, ઉદ્યાન, ભ્રમણ, ઔષધવિજ્ઞાન, પરિચર્યા, ધાત્રીકર્મ, શારીરવિજ્ઞાન, આદિ શાસ્ત્રોનું સાથે મળી અધ્યયન કરવાથી, આરોગ્યશાસ્ત્રના નિયમોના જ્ઞાનની પરસ્પર આપલે કરી પરસ્પરને લાભ આપવાથી, શારીરિક આરોગ્યતાને વધારવા સાથે ગમ્મત અને જ્ઞાન આપે તેમજ બુદ્ધિને વધારે તેવી રમતો સાથે મળી રમવાથી, બ્રહ્મચર્ય પ્રાણાયામ, યુક્તાહાર, વિહાર, ખાનપાન અને સદાચાર આદિનું સાથે સેવન કરવાથી, સ્ત્રીપુરૂષો પરસ્પરના હૃદયોને મેળવવારૂપ પરિશીલન વિધિનુંજ સેવનકરે છે. એ તદ્દન સ્પષ્ટ છે, કારણ એવી રીતે વર્તવાથી સમાન ગુણ કર્મની સાથે વૃદ્ધિ થાય છે

### ૨. ક્ષુધાવૃત્તિ, ૩. પિપાસાવૃત્તિ, તેમજ સ્વાદવૃત્તિ.

વિવિધ પ્રકારના ચર્વ્ય ચોષ્ય લેહ્ય પેય ભક્ષ્ય ભોજ્ય આદિ અનેક પ્રકારના પદાર્થોનું, પોતપોતાની પાચન શક્તિના પ્રમાણમાં દેશ કાળ ઋતુ સમય આદિને અનુસરી વિવિધ પ્રસંગોએ યોજવામાં આવતાં ભોજનભોજનવાના પ્રસંગો દ્વારા ક્ષુધા અને પિપાસા આદિ વૃત્તિઓના અનેક વિધ આનંદો સાથે, સૌન્દર્ય પ્રેમ ઔદાર્ય અનુકરણ હાસ્ય શૃંગાર આદિ અનેક ભાવોની યોજના કરવાથી પણ સ્ત્રી પુરૂષ બન્નેના હૃદયને પરસ્પર પ્રાપ્ત કરવાની અનેક યોજનાઓ રૂપ પરિશીલનવિધિ યોજી શકાય છે. વિવાહ લગ્ન સગપણ, જન્મ દિવસ, સ્નેહ સમેલન, ટીપાર્ટી, ગાન પાર્ટી, ગાર્ડન પાર્ટી, પ્રીતિ ભોજન આદિ જેવાં સર્વ શુભ પ્રસંગોનો લાભ યુવાનો તેમજ યુવતીઓ અનેક રીતે પોતપોતાની અનુકુળતા પ્રમાણે લઈ શકે, અથવા પરસ્પરને આપી શકે છે. જેથી બન્નેની પરિશીલન વૃત્તિઓને સંતોષવાના અનેક પ્રકારના પ્રસંગો સહજ પ્રાપ્ત થાય છે. પેય પદાર્થોની અંદર સામાન્ય રીતે સોડા, લેમન, આઈસ્ક્રીમ, કુલફી, દાડમ, અનાર, લીંબુ આદિના શરબતો ભાંગ, મસાલાવાળાં દુધ, ચા, આદિ અનેક પ્રકારના પેય પદાર્થોની યોજનાઓ પણ પ્રસંગાનુસાર ઉપર પ્રમાણેજ સ્ત્રી અને પુરૂષની અંદરના પરસ્પરના પ્રેમ ભાવોને પ્રદીપ્ત કરી તેઓનુ યથાવિધિ પરિશીલન કરવાની નિર્દોષ વિધિઓ અનેક રીતે પરણ્યા પહેલાં તેમજ પરણ્યા પછી પણ અનેક વર્ષો સુધી આવી ઉપર જણાવેલી ક્રિયાઓ દ્વારા સતત ચાલ્યાજ કરે છે. શરીરસ્થ પ્રાણતન્તુઓને પોષણ આપવા સાથે આવી રીતે પ્રેમોત્પાદન અને પરિશીલન ક્રિયામાં પણ ઉપરોક્ત વિધાનો અનેક રીતે સહાયભૂત થઈ શકે છે. માત્ર તે સર્વનો લાભ પ્રત્યેકે પોતપોતાના સાધન સમ્પતિ અને અનુકુલતા પ્રમાણે, સમય અને સ્થિતિ વિગેરેને ધ્યાનમા રાખી અતિવ્યયથી કે મર્યાદા ન થતાં લઇ શકે તેવા હદમાં રહી શુદ્ધ હૃદયથી અને ખાલી આડંબર તથા ભભકાના મોહથી લોભાયા વિના પ્રેમપૂર્વકજ કરવાની ખાસ જરૂર છે. એ ભૂલવુ જોઇએ નહી. અને એવા પ્રસંગો અવારનવાર ન યોજતાં માત્ર ખાસ ખાસ પ્રસંગોએજ અને તેપણ પોતપોતાની શક્તિ સમ્પતિ અને સાધન વિગેરેને અનુસરી યોજવામા સ્ત્રીપુરૂષ બન્ને વર્ગે ખાસ ધ્યાન રાખવુ જોઇએ. આપણા દેશમાં વિજયાદશમી હોળી અને દિવાળીના પ્રસંગો તેમજ જન્મોત્સવ આદિ જેવા પ્રસંગોએ આવા પ્રકારની કરવામાં આવતી યોજનાઓ ખરેજ સરસ રીતે દીપી નીકળે છે. વળી આવે વખતે પુરૂષ વર્ગ સાથે સ્ત્રીવર્ગે પણ જરા વધારે છુટથી સાથે ભાગ લેવાની જરૂર છે.

૪. વિત્તેષણા—દ્રવ્ય એ શબ્દની અંદર અનેક પ્રકારના પદાર્થોનો સમાવેશ થઇ શકે છે. હીરા માણેક મોતી, સોનું રૂપું આદિ અનેક પ્રકારની ધાતુઓ અથવા તેવી તેવી ધાતુઓથી બનાવવામાં આવતા સીક્કાઓ અથવા તેવા પ્રકારના સીક્કાઓથી ખરીદી શકાય તેવી મુલ્યવાન વસ્તુઓની પણ "દ્રવ્ય" એ વ્યાપક શબ્દની અંદર ગણના થઇ શકે છે. ટુકમા કહીએ તો દ્રવ્ય એટલે પ્રાપ્ત કરવાયોગ્ય પદાર્થ. આવી પ્રાપ્તિની ઇચ્છા સ્ત્રીપુરૂષ બન્ને વર્ગની અંદર અમુક અમુક પ્રમાણમાં ન્યૂન મંદ, સાધારણ તીવ્ર કે અતિ તીવ્રઆદિ અનેક પ્રમાણમાં હોય છે અને તે તે પ્રમાણે સ્ત્રીએ પુરૂષની કે પુરૂષે સ્ત્રીની એ ઇચ્છાને તૃપ્ત કરવાના પણ વિવિધ પ્રકારો ખાસ યોજી શકાય છે. કુમારાવસ્થામાં જ્યા સુધી બન્નેનુ સગપણ કે વાગ્દાન ન થયું હોય, લગ્ન સંબંધ માટેની સંયોજનામા માતાપિતાની

સમ્મતિને અનુસરી કોઇપણ પ્રકારની નિશ્ચય આત્મક યોજના થયેલી ન હોય ત્યાં સુધી કોઇપણ યુવાને કોઇપણ યુવતીને દ્રવ્યદ્વારા ખરીદી શકાય એવી કોઇપણ વસ્તુનું અર્પણ કરવાથી બને ત્યાં સુધી દુર રહેવું; એ ખાસ ધર્મ તરીકે ગણવું જોઈએ. જ્યારે સ્નેહ, ખાસ પ્રકારની માનની લાગણી અથવા અમુક પ્રકારનો જે કુટુંબો સાથે બહુ સીધો અને સરલ સબંધ હોય તેવા પ્રસંગોમાં, બન્ને કુટુંબોનાં વડીલોના અનુમોદન પૂર્વક કોઈપણ પ્રકારના પુસ્તક વસ્ત્ર વસ્તુ કે ચીજ આદિનું મૈત્રીભાવે અર્પણ કરવું, એ કાંઇ પાપ નથી પણ ખાસ પરિશીલન વૃત્તિને ઉદ્દેશી તેવી કોઇપણ પ્રકારની પ્રવૃત્તિ સબંધ યોજવા પહેલા કરવી, એ પુરૂષ માટે ખાસ ઈચ્છવા યોગ્ય નજ ગણી શકાય. તેમ કન્યા માટે પણ એવા પ્રકારની વસ્તુઓનું સ્વીકરણ કોઇ પણ રીતે માનપ્રદ નજ ગણી શકાય પણ પરસ્પરની પસંદગી થઇ ગયા પછી અને લગ્ન સબંધ માટે વાગ્દાન થઈ ગયા પછી એવી કોઈ પણ વસ્તુઓનુ પ્રસંગાનુસાર પ્રદાન કરવું, અથવા કન્યાએ તેનો સ્વીકાર કરવો, એ કોઈ પણ રીતે અયોગ્ય નજ ગણી શકાય, જ્યારે સગપણ થયા પહેલાં માત્ર એક અથવા બીજાની લોભવૃત્તિને ઉશ્કેરી, મોહમા ફસાવવા માટે કરવામા આવતી વસ્તુઓનુ અર્પણ કે મોહક વસ્તુઓનુ પ્રદાન કરવુ, એ તો તદ્દન હલકી વૃત્તિના, લુબ્ધક, ઢોંગી, અને પ્રપંચી મનુષ્યોનુજ કાર્ય છે આવા માણસો સાથે પ્રસંગો યોજવાથી બન્ને કુળના વડીલોના સન્માનની અને યશાભિલાષની યથાયોગ્ય સરક્ષા ન થતા ઉલટા તેઓનું અપમાન અને નિંદાના કારણભૂત થવાય છે આમ ન બને એટલા માટે સ્રીપુરૂષ બન્નેએ બહુજ સાવચેતીથી વર્તવાની જરૂર છે.

**નં. ૫ સંયમ અથવા નિગ્રહવૃત્તિ**—આ વૃત્તિના કાર્ય ઉપર યુવાનો તેમ યુવતીઓ બન્નેએ ખાસ ધ્યાન આપવાની જરૂર છે કોઇપણ પ્રકારની પશુવૃત્તિ અધમ વાસના કે અશુભ મનોવિકારને વશ ન થતાં, લોભ લાલચ કે મોહમાં ન ફસાતા, યુવાનો તેમજ યુવતીઓએ પોતપોતાનુ સ્વમાન અને કીર્તિ જાળવવા ઉપરાંત પોતાના ને પરસ્પરના શીયળને તેની સર્વ દશામા વિશુદ્ધ રીતે જાળવી રાખી, પોતપોતાના વડીલો તેમજ પુજ્ય જનોની કીર્તિ શોભા તેમજ પ્રતિષ્ઠા વિગેરેને ધ્યાનમા રાખી જાહેરમા તેમજ કદાચ એકાન્તના પ્રસંગો મળે તો ત્યા પણ, કોઇપણ પ્રકારનુ અનુચિત વર્તન દર્શાવવામા ન આવે એવી ભાવનાવાળી વર્તણુક અથવા એવી પ્રબળ સદ્‌વૃત્તિને આધિન રહીને અને દુર્વાસનાઓને યોગ્ય સયમમા રાખીને વર્તવાની, આ પરિશીલન ક્રિયાના પ્રસંગમા ખાસ જરૂર છે જ્યા સુધી લગ્નસબંધદ્વારા જાહેર રીતે સ્રી અને પુરૂષ બન્નેના હૃદયોનુ પરસ્પરનુ ઐક્ય સ્પષ્ટ કરવામા આવે નહી, ત્યા સુધીના સર્વ પ્રસંગોમા યુવાનો તેમજ યુવતીઓના વર્ગે સયમથી વર્તવાની જરૂર છે દરેક પ્રસંગે નિખાલસ દિલથી અને પ્રામાણિકપણે તથા સત્યને વળગીને અત:કરણની વૃત્તિના પ્રબળ અવાજને આધિન થઇ હિમ્મતપૂર્વક વર્તવાની બન્ને વર્ગને ખાસ જરૂર છે.

હમેશાં સહાયક બની અનેક પ્રકારે એક બીજાને મદદ કરતા રહે તો આપણા દેશની તેમજ આપણા દેશના ગૃહસ્થાશ્રમની અંદરના અનેક સુખોની સીમા વધવાના અનેક પ્રસંગો સહજ પ્રાપ્ત થઇ શકે તેમ છે.

**નં૦ ૭. શૌર્યવૃત્તિનું પરિશીલન**—શૌર્ય સ્પર્ધા, હરિફાઇ કરવાનો શોખ, દુઃખ કે વિપત્તિના વખતમાં બહાદુરીથી ભયની સામે ટકી રહી સ્ત્રીપુરુષો પુંભાવને છાજે તેવા પુરુષત્વ-વીર્ય અને ઉત્સાહપૂર્ણ હૃદયવાળાં હમેશાં બની પરસ્પરમાં પણ હમેશાં તેવા ભાવો સદા પ્રેરતા રહે એ સર્વથા ઇચ્છવા યોગ્ય છે. આટલા માટે વીરરસપૂર્ણ કાવ્યો, કથાઓ ઇતિહાસો તેમજ તેવીજ ભવ્ય ભાવના પૂર્ણ નાટકો, સિનેમા કે એવા બીજા દૃશ્યો સાથે મળી જોવા અને અનુભવવાથી સ્ત્રીપુરુષોની અંદરની આ આત્મરક્ષક વૃત્તિની અનેક રીતે ખીલવણી અને સતુષ્ટિ થઇ શકે છે અને તે દ્વારા પુરુષોની અંદરના પુંભાવો પણ યથાવિધિ ખીલી શકે છે અને પ્રેમભાવની પણ વૃદ્ધિ થઇ શકે છે.

## ૨ ઘર સાંસારિક અથવા ગૃહસ્થ લાગણીઓનાં સમૂહની પરિશીલન વિધિ.

### ગૃહસ્થાશ્રમના સમગ્ર કર્તવ્યકર્મો અને ધર્મોનો આ વિધિમાંજ સમાવેશ થાય છે.

નં. ૮ પ્રેમભાવ, શૃંગાર પ્રિયતા. નં. ૯ દામ્પત્ય સ્નેહ. નં. ૧૦ વાત્સલ્ય સ્નેહ. નં. ૧૧ ગૃહનિવાસેચ્છા. નં. ૧૨ મૈત્રી અથવા સ્નેહભાવ. નં. ૧૩ વતનપરાયણતા

આ સમૂહની અંદરની નં. ૮ વાળી પ્રેમભાવ અથવા શૃંગાર પ્રિયતાની વૃત્તિ સિવાયની બધી વૃત્તિઓ ખાસ કરી સ્ત્રી અને પુરુષ બન્ને લગ્ન સંબંધદ્વારા જાહેર રીતે સંયુક્ત થયા પછીના દામ્પત્યજીવન સાથે વિશેષ સંબંધ ધરાવે છે. અને એટલા માટે એ સર્વ વૃત્તિઓનું યથાવત પરિશીલન લગ્ન સંબંધ દ્વારા યથાવિધિ સંયુક્ત થયા પછીના દામ્પત્ય જીવનમાં યથાયોગ્ય રીતે ક્રમવાર થઈ શકવાના સર્વ પ્રસંગો પ્રાપ્ત થવાના સંભવો છે. દૃષ્ટાન્ત તરીકે નં. ૯ વાળુ દામ્પત્ય જીવન, જેનો ખરેખરો પાયો વિશુદ્ધ પ્રેમ છે, તેની શરુઆત, પ્રેમદ્વારા લગ્ન સંબંધ જોડાયા પછીજ યથાર્થ રીતે થાય છે. પરણ્યા પછીનું સમગ્ર જીવન, સામાન્ય રીતે દામ્પત્ય ધર્મના યથાવિધિ પાલનને માટેજ યાવત્ જીવન સમર્પણ કરવામાં આવે છે. આ દામ્પત્ય ધર્મયુક્ત જીવન, યથાવત્ સુખી, સંતોષદાયક, કે આનંદ પૂર્ણ થવાનો બધો આધાર જ્યારે મુખ્ય રીતે પરસ્પરના ગુણ દોષોની યથાવિધિ પરીક્ષા તેમજ પ્રેમપૂર્વક લગ્ન સંબંધની યથાર્થ સંયોજના ઉપરજ મુખ્ય અંશે આધાર રાખે છે, ત્યારે આસપાસના સંયોગો, આર્થિક સ્થિતિ, કૌટુમ્બિક સંબંધોની સ્નેહજાળો; અને જીંદગીમાં ઉપસ્થિત થતા અવનવા અનેક પ્રસંગો અને સંયોગો ઉપર પણ કેટલેક અંશે આધાર રાખે છે. જ્યારે પરસ્પરની દામ્પત્યધર્મભાવનાની મહાન પ્રબળ અને વિશુદ્ધ ધર્મભાવનાઓ પણ, સંસારના અનેક પ્રકારના મૃદુ મધ્યમ કે તીવ્ર વાતાવરણોનાં વેગોને લઈ, અનેક રીતે અનેક રૂપે દામ્પત્ય ધર્મભાવનાઓની પવિત્ર અગ્નિને પણ મંદ-મૃદુ-મધ્યમ કે અતિ તીવ્ર આદિ અનેક દશાઓમાં, જુદાજુદા સ્વભાવનાં સ્ત્રી પુરુષોનાં માનસિક અને શારીરિક બંધારણો અનુસાર અનેક રૂપે વહાવે છે. આમ હોવા છતાં પણ, વિશુદ્ધ પ્રેમભાવ. અને ધર્મભાવયુક્ત સ્ત્રી પુરુષો, પોતાના દામ્પત્ય જીવનને કોઈપણ પ્રકારની આંચ ન આવવા દેતાં, સમગ્ર જીવનને ભગવાન મનુની ભવ્યભાવના પ્રમાણે—

अन्योऽन्यस्याव्यभिचारो भवेदामरणान्तिकः।
एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः॥

સમગ્ર જીવન પર્યંત, પરસ્પરના સ્નેહભાવોમાં કેવળ અવ્યભિચારી વૃત્તિથી રહી, વિશુદ્ધ દામ્પત્ય ભાવયુક્ત વન ગાળવામાંજ પોતાનો સર્વ ધર્મ સમાયેલો છે એમ માની વર્તે છે અથવા એવી રીતે વર્તવાના બધા પ્રયત્નો છે. જાહેરમાં પંચની સાક્ષી સન્મુખ પરસ્પરની પ્રતિજ્ઞાઓને પ્રકટ કરી, જે સ્ત્રીપુરુષો, પોતપોતાની પારસ્પ-ની સંપૂર્ણ જવાબદારીઓ યથાવિધિ સમજી લગ્નસંબંધથી જીવન સંગ્રામ માટે ગૃહસ્થાશ્રમના ધર્મોનું પાલન ના માટે સંયુક્ત થએલા હોય છે, તેઓ પોતાના સર્વ આત્મભાવોથી ઉપર દર્શાવ્યા પ્રમાણે ભગવાન મનુની ધર્મ-

ભાવના પ્રમાણેજ વર્તે છે. કારણ એમાંજ સર્વ ધર્મનો ટુંકમાં સાર સમાયેલો છે; એમ વર્તવું અથવા એવું વર્તન રાખવા માટે બધા પ્રયત્નો કરવા, તેનું નામજ પરણ્યા પછીનું **"પરિશીલન"**. ગૃહસ્થાશ્રમના સમગ્ર કર્મો અને ધર્મોનો સ્ત્રીપુરૂષ બન્નેનાં પરસ્પરના આવા પરિશીલનમાંજ સમાવેશ છે. **રાજકવિ કલાપી** પોતાના ગ્રન્થમાં આવી ધર્મ્યભાવના માટે જે ઉન્નત ઉદ્‌ગારો પ્રકટ કરી ગયેલ છે, તે આ સ્થળે પ્રસંગાનુસાર હોવાથી અત્રે આપવામાં આવે છે.

"અહો, સાચી પ્રીતિ હૃદય-રસના મેળ સરખી,
ગૃહોએ નિર્મેલા, હૃદય-યુગલોથી નિકળતી.
યુવા વૃદ્ધાવસ્થા, સુખ દુઃખ સમે નિર્મલ અતિ,
ડગે ના પ્રીતિની દિલપરની જ્વાલા ઝળકતી.
બગીચા મ્હેલોમાં, ઘટવન અને જંગલ વિશે,
રહે શાન્તિ હૈયે, પ્રિયતમ પ્રિયા એકજ રહે.
ભર્યા હૈયાં પ્રેમે, વધુ ઘટુ થતાં જીવ નિકળે,
વધે તો આનન્દે, કમી થઇ જતાં, શોકથી મરે!
હવે નીચોવાયે, હૃદયરસમીરો છલકતો;
પરંતુ બ્હોળો તે દિલરસ-ઝરો ના ખુટી જતો.
બલિહારી આવાં, મધુર રસવાળાં હૃદયને!
અહો સાધુ હૈયાં! વિમલ શુભસ્થાને ચિર રહો.
પ્રભુ! આવી પ્રીતિ, જન હૃદયમાં વાસ કરજો!
ઉગો પૃથ્વી ઉંચે! સૂરજન બનો દિવ્ય સરખાં."

ખરૂં પુછો તો બ્રહ્મચર્ય આશ્રમનું કર્તવ્ય પુરૂં થયા પછીનું સમગ્ર ગૃહસ્થાશ્રમનું કર્તવ્યકર્મ, પ્રેમ, દામ્પત્યજીવન, વાત્સલ્યસ્નેહ, ગૃહનિવાસેચ્છા, સ્વદેશાનુરાગ, મૈત્રીભાવ, કૌટુમ્બિક સ્નેહસબંધો, તત્પરાયણતા, સ્વમાન, યશાભિલાષ, પ્રતિષ્ઠા, ધૈર્ય અને આત્મનિષ્ઠા આદિ ઉન્નત અને ઉત્કૃષ્ટ પ્રકારની ન ૮ થી ૧૩ સુધીની વૃત્તિઓ તથા ન. ૧૪ થી ૧૭ સુધીની ઉત્કર્ષકવૃત્તિઓ તેમજ ન. ૧૮ થી ૨૨ સુધીની નૈતિક અને ધાર્મિક વૃત્તિઓના, સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગના માનસિક અવયવોની યથાવિધિ પરિશીલન ક્રિયામાં મુખ્ય અંશે લાગેલુંજ રહેછે. એ વિધિની યથાર્થ સંતુષ્ટિ માટેજ સ્ત્રી પુરૂષ બન્નેનો બુદ્ધિવૈભવ કામે લગાડવામાં આવેછે અને તે અનેક રીતે સહાયભૂત થાય છે. ઉપજીવિકાના સમગ્ર સાધનોની યોજનાઓ પણ એજ ક્રિયાને યથાવત સહાયભૂત થવા માટેજ હોય એમ સહજ વિચાર કરતાં તદન સ્પષ્ટ થઇ શકે તેવું છે. માનવસમાજની અન્ય સર્વ પ્રવૃત્તિઓ, કાયદા કાનુનો, ધધા રોજગાર, હુન્નર ઉદ્યોગો રૂપ ઉદર નિર્વાહના સર્વ શુભાશુભ પ્રયત્નો, રાજ્યબંધારણો, ધારાસભાઓ, પાર્લામેન્ટો, કોન્ગ્રેસો, કોન્ફરન્સો આદિની વિવિધ સર્વ યોજનાઓની પ્રવૃત્તિઓ, અને ધારણાઓ આદિ સર્વની પાછળ, માનવસમાજની આ **ઘરસાંસારિક લાગણીઓની યથાવિધિ સંતુષ્ટિ. સંપુષ્ટિ, સંવૃદ્ધિ, સંરક્ષા અને સંસ્થાપનાનાજ ઉદ્દેશો પાયારૂપે સમાયેલા છે.** કારણ સમગ્ર માનવસમાજના અવ્યાહત જીવન પ્રવાહોને ટકાવી રાખનારા મુખ્ય મુખ્ય સર્વ જીવન પ્રવાહો, આ ઘરસાંસારિક લાગણીઓમાંજ યથાવિધિ સુરક્ષિત પણે સુસંસ્થિત થયેલા છે. દૃષ્ટાંત તરીકે—

૧. સમગ્ર **પ્રેમભાવો** અને પ્રેમયુક્ત જીવન, અને તેને પરિણામે થતાં લગ્નસબંધો,

૨. સમગ્ર **દામ્પત્યસ્નેહ** અને તેની સતુષ્ટિ પાછળ કરવામાં આવતા અવ્યાહત ખર્ચો,

૩. સમગ્ર **વાત્સલ્યસ્નેહપૂર્ણ** પ્રવાહોની પ્રવૃત્તિઓ અને તેની સંતુષ્ટિ પાછળ માતપિતા બન્ને દ્વારા બાળકોના ઉત્પાદન રક્ષણ શિક્ષણ આદિ કાર્યો પાછળ ઉઠાવવામાં આવતા અને સહન કરવામાં આવતા અનેક કષ્ટો

૪ સમગ્ર **ગૃહનિવાસેચ્છાની વૃત્તિ** અને તેની સન્તુષ્ટિ પાછળ તેમજ ભાવી સંતતિના સંરક્ષણ પોષણ અને શિક્ષણ આદિ પાછળ ગૃહસ્થાશ્રમરૂપ આશ્રમમાં કરવામાં આવતા અનેક વિધ પ્રયત્નો અને તેના સંસ્થાપના ખાતરના સર્વ ખર્ચો,

૫ સમગ્ર વિશ્વમાં વ્યાપી રહેલા કૌટુમ્બિક સબંધો, તેમજ નાતિ જાતિ રાજા અને પ્રજા આદિના **મૈત્રીભાવ** પૂર્ણ તેમજ ભ્રાતૃભાવપૂર્ણ અનેક વિશુદ્ધ સબંધો-અને તેની સંતુષ્ટિ પાછળના માનવ સમાજની અનેકવિધ પ્રવૃત્તિના અખંડ પ્રયાસો,

૬ અને ઉપરોક્ત સર્વ સબંધોને યાવત જીવન સુધી ટકાવી રાખવા માટેની પ્રત્યેક વ્યક્તિની તેમજ સમગ્ર સમષ્ટિની ઉગ્ર **તત્પરાયણતાની વૃત્તિ** તેમજ તેને સુરક્ષિત રાખવાના સર્વ પ્રયાસો,

૭ અને એ સર્વ પ્રયાસોને ઉન્નત અને ઉત્કૃષ્ટ દશાએ પહોંચાડવા માટે ઉત્તમ પ્રકારની **યશાભિલાષ**, ઉન્નત પ્રકારના **સ્વમાન, દૃઢતા,** સહનશીલતા અને **સાવધતા** આદિ દિવ્ય ભાવોની સંતુષ્ટિ પાછળ કરવામાં આવતા સર્વ પ્રયાસો, એ બધાનો જો સમુદાયરૂપે વિચાર કરીએ તો તે માત્ર માનવસમાજના આધારરૂપ મુખ્ય બન્ને અંગરૂપ સ્ત્રી તેમજ પુરૂષની ઘરસંસારિક લાગણીઓ અને ઉત્કર્ષક વૃત્તિઓના યથાર્થ પરિશીલન વિધિ માટેનાજ સર્વ પ્રયાસો છે, એમાં કોનાથી ના કહી શકાય તેમ છે ? આટલાજ માટે ભગવાન મનુએ કહ્યું છે કે—

**यस्मात्त्रयोऽप्याश्रमिणो दानेनान्नेन चान्वहम् गृहस्थेनैव-धार्यन्ते तस्माद् ज्येष्ठाश्रमो गृही ॥**
**स संधार्य प्रयत्नेन स्वर्गमक्षय्यमिच्छता सुखं चेहेच्छता नित्यं योऽधार्य्यो दुर्बलेन्द्रियैः ॥**

કારણ કે ત્રણે આશ્રમવાળાઓનું અન્ન આદિના દાન વિગેરેથી નિરંતર પોષણ કરી રહેલ છે, એટલા માટે ગૃહસ્થાશ્રમ એ સર્વથી શ્રેષ્ઠ અને જ્યેષ્ઠ આશ્રમ છે આ આશ્રમને આગલા માટે અક્ષય સુખની ઈચ્છાવાળા સ્ત્રી પુરૂષોએ પ્રયત્ન પૂર્વક સધારણ કરવો જોઈએ જ્યારે દુર્બલેન્દ્રિયવાળા સ્ત્રીપુરૂષો આવા મહત્વપૂર્ણ કર્તવ્યનો બોજો ઉઠાવવા માટે યોગ્ય નજ ગણી શકાય

ખરૂં કહિયે તો **પ્રેમ** અને તેના સર્વ સાધનો અને તેની પુર્તિ માટેના સર્વ શારીરિક અવયવો, સ્નેહ સમ્મેલ, સવનન, પસંદગી અને પરિશીલન આદિની સર્વ ક્રિયા-પરંપરાઓ અને ભાવનાઓ, વિગેરે આ ગૃહસ્થાશ્રમની અંદર ખાસ રીતે ઉપયુક્ત થનાર સર્વ ઘરસંસારિક લાગણીઓની યથાવિધિ તુષ્ટિ કરવા માટેનાજ સાધનો છે

**લગ્ન**—એ આવા વિશુદ્ધ ધર્મભાવોની યથાવત્ ખીલવણીના સર્વ આધારભૂત ગૃહસ્થાશ્રમમાં સર્વમાન્ય જાહેર ધર્મસંયુક્ત રીતે, પ્રેમભાવ પૂર્ણ હૃદયે, પ્રવેશ કરવાની એક મહાન પવિત્ર ક્રિયા છે

**સવનન અથવા પસંદગી કરવાના સર્વ પ્રયાસો,** આ ભાવી કર્તવ્યક્ષેત્રમાં યથાવિધિ યથા અનુકુળતા સર્વ રીતે સહાનુભૂત થઇ શકે તેવા સર્વરીતે અનુકુળ, સહધર્માનુચારી, વ્યક્તિને ચુંટી કાઢવાનો કે પસંદ કરવાનો એક મહાન આવશ્યક અને મહત્વપૂર્ણ વિધિ છે

**પરિશીલન ક્રિયા**—એ ઉપર પ્રમાણેના અનેક કર્તવ્ય કર્મોનો બોજો સાથે રહી વહન કરવાની સદ્-ઇચ્છાથી સર્વથા સહાયભૂત શકે તેવા ગુણ કર્મ સ્વભાવવાળી વ્યક્તિની પસંદગી કર્યા પછી તેના હૃદયને અનેક રીતે પ્રાપ્ત કરવાની અનુપમ અને દિવ્ય વિધિ છે

**મસ્તકવિદ્યા અને મુખસામુદ્રિક શાસ્ત્ર તથા વૈદ્યકશાસ્ત્ર અને સજનનઆદિ શાસ્ત્રોનુ** જ્ઞાન, આવા મહત્વપૂર્ણ અનેક વિષયોની સાથે સબધ ધરાવતા પૂર્ણ ગાર્હસ્થ્ય કાર્ય અને ગૃહસ્થાશ્રમના સુખના આધારભૂત લગ્ન સબધોને યથાવિધિ યોજવા માટે સમ્પૂર્ણ રીતે સહાય કરનાર દિવ્ય પ્રકાશ અને જ્ઞાન આપી સર્વથા માર્ગદર્શક થનાર અમુલ્ય **વિદ્યાચક્ષુ** છે, જેના પ્રકાશદ્વારા માનવનૌકાને જીવનસમુદ્રની અદર વહાવવાના સવ માર્ગો યથાવત્ વિદિત થાય છે

ખાસ કરી આ પરસ્પરાશ્રિત લાગણીઓના સમસ્ત સમૂહનો સબધ ગૃહસ્થાશ્રમી જીવન સાથે મુખ્ય અશે સંલગ્ન હોવાથી, તે તે ભાગોનુ યોગ્ય વર્ણન અને યોગ્ય પરિશીલન વિધાન, ગૃહસ્થાશ્રમનાજ પ્રકરણમા થશે જોઇએ, જેથી અહી તેનો વિસ્તાર કરવાની ખાસ જરૂર નથી

માત્ર સર્વપ્રકારની પસદગી સવનન અને પરિશીલન તેમજ લગ્ન આદિની ભવ્ય ક્રિયાઓ વિગેરે માત્ર આવા ગૃહસ્થાશ્રમા દાખલ થવાના શુભ પ્રયાસો રૂપજ છે, એટલુજ અહી સ્પષ્ટ કરવુ જરૂરનુ છે

## ૩. ઉત્કર્ષક વૃત્તિઓના સમૂહની યથાયોગ્ય સન્તુષ્ટિદ્વારા પરસ્પરના હૃદયને પ્રાપ્ત કરવા માટેની પરિશીલન વિધિ

### ન. ૧૪ સાવધતા, ન ૧૫ યશાભિલાષ, ન ૧૬ સ્વમાન, ન ૧૭ દૃઢતા.

આ ચાર વૃત્તિઓની ગણના ઉત્કર્ષક વૃત્તિઓના સમૂહમા થાય છે જે સ્ત્રી અથવા પુરુષની અદર ઉપર જણાવેલા માનસિક અવયવોના સ્થાનો ઘણાજ સારા પ્રમાણમા હોય છે, તેવા સ્ત્રી પુરુષો તે તે અવયવોના ભાવોને અનુકુળ આવે, જાળવી રાખે, પોષે અને પ્રગતિ આપે એવા પ્રકારના વર્તનથીજ હમેશા વધારે આનન્દિત સતુષ્ટ અને સુખી થાય છે મસ્તક વિદ્યાની ભાષાથી આ વિષયને સમજવો બહુજ સહેલ થઈ જાય છે, અને તેઓની માનવજીવન પર થતી અસર આદિને યોગ્ય પ્રયત્નોદ્વારા યથાવત્ સમજાય છે ત્યારે કયા સ્ત્રી અથવા પુરુષમા કઇ શક્તિ ખાસ પ્રબળ અથવા મદ પ્રમાણમા છે એ સારી રીતે જાણી તેવા તેવા સ્વભાવના સ્ત્રી અથવા પુરુષ સાથે તેવાજ પ્રકારનુ અનુકુળ અથવા પ્રતિકુળ વર્તન ચલાવ્યાથી પોતાની ધારેલી ઇચ્છા પાર પાડવા સમર્થ થવાય છે દૃષ્ટાન્ત તરીકે જે કુમારી અથવા સ્ત્રીની અદર સ્વમાનની વૃત્તિ અધિક પ્રમાણમા હોવાથી માનિની હુપદવાળી મદમસ્ત અને અહભાવ યુક્ત હોય છે તેવી યુવતીના હૃદયનુ અપમાન કરી કદી કોઇપણ તેને પ્રાપ્ત કરી શકે એવો સભવજ રહેતો નથી તેવી કન્યા કે સ્ત્રીના હૃદય રહસ્યને પ્રાપ્ત કરવુ હોય તો તેના સાથે તેનો માન મરતબો અને પદવી સચવાય એવી સભાળ, અને તદનુકુળ વર્તન રાખવાથીજ તેના હૃદયને વધારે સારી રીતે મેળવી શકાય છે જ્યારે તેના સ્વમાન કે સ્વાતન્ત્ર્યને કોઇપણ રીતે નુકસાન પહોચાડનાર વર્તનથી ઉલટો વિરોધજ વધવાનો સભવ રહે છે આવીજ રીતે યશાભિલાષ માનપાન અને પ્રતિષ્ઠાની આકાક્ષાવાળી કન્યા અથવા સ્ત્રીનુ પણ સમજવુ માનપાન, યશ અને પ્રતિષ્ઠાની પ્રબળ ઇચ્છાવાળી યુવતીઓ તેઓના યશ માન અને કીર્તિ આદિની જેમ વધારે પ્રશસા થાય તેવાજ પ્રકારના વર્તન સ્વભાવ અને ચારિત્ર્ય આદિથી હમેશા સહજ રીતે સતુષ્ટ થઈ મનોનુકુળ થઈ વર્તે છે એવા સ્વભાવની પ્રબળતા વાળી યુવતીઓના—સુદર ગુણ કર્મ સ્વભાવ કે વર્તન અથવા ચારિત્ર્ય આદિની યોગ્ય પ્રશસા સ્તુતિ કે યથાર્થ ગુણકીર્તન કરવાથી તે સહજ વશીભૂત થાય છે જ્યારે તેથી વિરૂધ પ્રકારના વર્તનથી ઉલટો વિરોધ વધી એક બીજાના મનમા અણગમો અને ઘૃણા તથા દ્વેષ પેદા થતા મન ખાટા થવાના પ્રસગો સહજ ઉપસ્થિત થાય છે સાવધતા અને દૃઢતા આદિ વૃત્તિઓના સબધમા પણ એજ પ્રમાણે વર્તન રાખવાથી ઘણો ફાયદો થાય છે ટુકમા યુવતી કે કુમારીનુ અથવા કુમારનુ હૃદય પ્રાપ્ત કરવા માટે જે કોઇ પ્રયત્ન કરતા હોય, તેઓએ સૌથી પ્રથમ મસ્તકવિદ્યા પ્રમાણે તેઓની પ્રબળ વૃત્તિઓના સ્થાનો જાણી તે તે વ્યક્તિ સાથેના વર્તનમા યથાયોગ્ય વિચાર કરી વર્તવાથી અનેક ફાયદાઓ થાય છે પ્રત્યેક યુવાન તથા યુવતીએ ખાસ કરી સ્નેહભાવોદ્વારા પરસ્પરનુ આકર્ષણ થવાની શરૂઆતની દશામા અથવા એવા સુદર મધુરા સ્નેહજ ભાવોનુ પરિશીલન વિધિદ્વારા જ્યારે યથાવિધિ વર્ધન, પોષણ અને સગઠન થતુ હોય તેવી દશામા

યુવાન અથવા યુવતી બન્નેમાંથી કોઇએક વ્યક્તિની અથવા બન્નેમાંથી કોઈપણ વ્યક્તિનાં માતપિતા ભ્રાતા આદિ સબંધી વર્ગના સ્વમાન, યશાભિલાષ, પ્રતિષ્ઠા કે કીર્તિ આદિ કોઇપણ ઉત્તમ અશને કોઇપણ પ્રકારની હરકત ન આવે એટલી સભાળ દક્ષતા અથવા સાવધતાથી તેમજ પ્રબળ આત્મનિષ્ઠા ધર્મનિષ્ઠા તથા ધર્મભાવનાથી બન્નેએ પરસ્પરના પ્રેમભાવોને પોષવાના છે. એ ખાસ ધ્યાનમા રાખી સર્વ પ્રસગોમાં વર્તવાનુ છે. યુવાનોએ યુવતીઓના કુટુમ્બી જનોનાં તેમજ ખુદ યુવતીઓનાં પણ ઉપરોક્ત સર્વ ભાવોને સુરક્ષિત રાખી જેવી રીતે સભાળપૂર્વક આ વિષયમા વર્તવાનું છે એજ પ્રમાણે યુવતીઓએ પણ એકાએક રાગ મોહ કે કામજ વાસનાના વેગોને અત્યાતુરતાથી એકદમ વશ ન થતા બહુજ સયમ દૃઢતા, ધૈર્ય તેમજ નીતિ અને ધર્મ આદિ ઉત્તમ ભાવનાઓનાં સરક્ષણ સાથે પોતાના તેમજ પરના સ્વમાન યશાભિલાપ અને ધૈર્ય આદિ ઉત્તમોત્તમ ભાવોનુ યથાવિધિ રક્ષણ કરી વર્તવાનુ છે એ ખાસ ભુલવુ ન જોઇએ ટુકમા જે કન્યાના હૃદયનુ તમે પરિશીલન કરવા ઇચ્છતા હો, તે કન્યાના સ્વમાન; યશાભિલાષ, ધૈર્ય, અને સહનશીલતા આદિ સર્વ અશોને યથાયોગ્ય માન આપી યુવાનોએ અત્યન્ત સાવધતા અને સમ્પૂર્ણ દક્ષતાપૂર્વક જેમ વર્તવાની જરૂર છે. તેજપ્રમાણે યુવતીઓએ પણ યુવાનોના હૃદય રહસ્યને પામવાના પ્રયત્નોમાં પણ પોતાનુ તેમજ પરનુ માન યશ પ્રતિષ્ઠા આદિ સર્વ અશો સુરક્ષિતપણે જળવાઈ રહે તેવી સાવધતા ધૈર્ય, સ્વમાન, પ્રતિષ્ઠા અને યોગ્ય મર્યાદા પૂર્વક પોતપોતાનો મોભો જાળવી રાખી વર્તવાનુ છે.

એટલુજ નહી પણ બન્ને પક્ષે બન્નેનાં માતપિતા અને અન્ય વડીલ વર્ગની પણ ઉત્કર્ષક વૃત્તિઓને કોઇ રીતે નુકશાન, અપયશ કે અપમાન ન થાય એટલી સભાળ રાખી પોતાના સર્વ સુકોમળ, સભ્ય અને ધર્મયુક્ત મધુર ભાવોને અગ્રસ્થાન આપી પરસ્પરના બધા પ્રયત્નો નીતિ અને ધર્મનાજ સિધ્ધાન્તો પ્રમાણે હમેશા સુસંયમિત અને સચાલિત રહે એ ખાસ બુદ્ધિપૂર્વક ધ્યાનમા રાખવાનુ છે

બન્નેનુ હરવુ, ફરવુ વાતચિત, વાચન, હાસ્ય કથાપ્રસગ એકાન્ત સેવન, અન્ય વસ્તુ આદિના મૈત્રીભાવ પૂર્વકના પરસ્પરના પ્રદાન આદિ કાર્યો તેમજ ક્વચિત મળતા એકાન્તના સહજ પ્રસગોમા પણ ઉપરોક્ત સર્વ વૃત્તિઓના સદ્અશો તરફ ખાસ ધ્યાન આપી એવી રીતે વર્તવુ જોઈએ કે જેથી યુવાનો તેમજ યુવતીઓમાં હમેશા પરસ્પરને માટે હૃદયપૂર્વક માન, ભક્તિ, સૌજન્ય અને વિનય આદિની ઉત્તમોત્તમ લાગણીઓ પેદા થયાવિના રહેજ નહી. છાલકાપણુ, નિરભિમાનિતા, યશ કે માન આદિની બેપરવાઇ કે ઉછાંછળાપણુ, ગાફેલપણું કે, અતિ ઉદ્ધતાઇ અથવા બેપરવાઈ કે તોછડાપણુ, કે અભિમાન આદિ ઉદ્ધત ભાવોને વશ થવાથી જીવનના સારામા સારા પ્રસગોનો ઉચિત લાભ લઈ શકાતો નથી, અને પાછળથી હમેશને માટે પસ્તાવુ પડે છે આમ ન બને એટલા માટે બન્ને વર્ગે બહુજ ગભીરતા, ડહાપણ તથા દક્ષતા પૂર્વક પોતાના સર્વ શુભ પ્રયત્નોને ધર્મની ઉત્તમ ભાવનાઓને હમેશા આગળ ધરી ઉચ્ચ આદર્શોનુ ધ્યાન ધરી પ્રગતિમા મુકવા તરફ ખાસ ધ્યાન આપવાની જરૂર છે, એટલા માટે સર્વદા માની, ધૈર્યશાળ, દક્ષ, તથા સુપ્રતિષ્ઠિતપણે સર્વદા નિષ્કલક રહી શકાય તેવા પ્રકારનુ વર્તન રાખી સર્વ અનુકુળ પ્રસગોનો લાભ લેવા પરસ્પરના પ્રયાસો ચાલુ રહે તે પ્રમાણે વર્તવુ. —

## ૪. નૈતિક અને ધાર્મિક વૃત્તિઓનાં યથાયોગ્ય સતોષદ્વારા સ્ત્રી અને પુરૂષે પરસ્પરના હૃદયોને પ્રાપ્ત કરવાની પરિશીલન વિધિ.

ન. ૧૮ ભક્તિભાવ, વિનય, નમ્રતા — ન. ૨૧ આત્મનિષ્ઠા, સત્યનિષ્ઠા ન્યાયનિષ્ઠા

ન ૧૯ અધ્યાત્મરતિ શ્રદ્ધા આશ્ચર્ય પ્રિયતા — ન ૨૨ દયા, પરોપકાર પરાયણતા, કરૂણા સહાનુભૂતિ અનુકમ્પા

ન ૨૦ આશા, ઉત્સાહ.

આદિ ઉપર જણાવેલ પાચે વૃત્તિઓનો સમાવેશ ધાર્મિક વૃત્તિઓમાં થાય છે.

ન. ૪ વાળા સમૂહની વૃત્તિઓ જે સ્ત્રી પુરૂષોમાં પ્રબળ પ્રમાણમા હોય તે સ્વભાવના સ્રીપુરૂષોએ પર- સ્પરનું પરિશીલન કરવા માટે નીચેની બાબતો ઉપર ખાસ ધ્યાન આપવુ જોઈએ

**નં. ૧૮ ભક્તિભાવની વૃત્તિ** જ્યારે સ્ત્રી અને પુરૂષ બન્નેમાં પ્રબળ પ્રમાણમાં હોય ત્યારે તેવા પુરુષોએ પરસ્પર બહુજ વિનીત ભાવથી વર્તવાથી એક બીજા તરફ અત્યન્ત માન શ્રદ્ધા અને ભક્તિની નજરથી જોવાથી ઇશ્વર તરફ પૂર્ણ આસ્થા શ્રદ્ધા અને ભક્તિપૂર્ણ હૃદય દર્શાવવાથી. તેમજ સાથે મળી સંતસાધુ સન્યાસીઓ કે વિદ્વાનો તેમજ પોતાના કુટુંબની અંદરના વડીલ જનોની યથાયોગ્ય સેવા સુશ્રુષા તેમજ ઉપાસના આદિ કરવાથી, આવાં સ્વભાવવાળાં સ્ત્રી પુરૂષો અત્યન્ત પ્રસન્ન થાય છે. આ ઉપરાંત સાથે મળી, મંદિરોમા દેવદર્શન પુજાપાઠ, ,ઉપાસના કે વ્રત ઉપવાસ આદિનું અનુષ્ઠાન કરવાથી પણ પરસ્પરના હૃદયને બહુજ અનુકુળતાથી સંતોષ આપી શકાય છે. પરિણામે બન્નેનાં હૃદયો ધાર્મિક ઐક્યતાને પામી ઉચ્ચ પ્રકારના નૈતિક સંબધોથી બન્નેનાં હૃદયો સયુક્ત થાય છે.

**નં. ૧૯** એવીજ રીતે જ્યારે **અધ્યાત્મરતિ** નામની વૃત્તિનુ ન. ૧૯ વાળુ સ્થાન જ્યારે સ્ત્રી અને પુરૂષ બન્નેમાં અધિક પ્રબળ પ્રમાણમાં હોય છે ત્યારે તેવા લક્ષણવાળાં સ્ત્રીપુરૂષોને આત્મા, પરમાત્મા, કુદરત, મનુષ્યકૃતિ અને સૃષ્ટિરચના આદિના સર્વ મહાન વિષયોમાથી જ્યાં જ્યાં આશ્ચર્યજનક અને અદ્‌ભૂત રસના પ્રસગો વર્ણનો કે મહાન વિચિત્ર ભાવનાઓ ભરેલા વિચારોની સ્ફુરણાઓ જેવામા અથવા અનુભવવામા આવે તેવા પ્રસગો સબધી આન્તરીય ભેદો જાણવાનુ બહુજ ગમે છે. તેથી તેવા આશ્ચર્યકારક વિષયોની ચર્ચા, મનન, ચિંતન, વાચન, અવલોકન આદિ પ્રસગો તેમજ હીપનોટીઝમ, મેસમેરીઝમ, ટેલીપથી આંદોલન, આદિના પ્રયોગો અને તેવી અનેક પ્રકારની આત્મવિભૂતીઓ કે આત્મચમત્કારોથી ભરેલી વિચિત્ર વિચિત્ર વાતો જોવા સાભળવાનું તેમજ અનુભવવાનુ બહુજ મન થાય છે. આટલા માટે આવા સ્વભાવવાળા સ્ત્રીપુરૂષોને એવા ઉત્તમ પ્રકારનુ સાહિત્ય પુરૂ પાડવાથી અથવા એવા અદ્‌ભુત ચમત્કારોના પ્રયોગો દર્શાવવાથી તેઓના મન સ્વલ્પ પ્રયાસે સન્તુષ્ટ થાય છે અને તેઓના હૃદય-રહસ્યને પામી શકાય છે. આવી રીતે આવા ઉન્નત અને આધ્યાત્મિક વિષયોના જ્ઞાનથી જે સ્ત્રીપુરૂષોના આત્માઓ ઉન્નત મરત અને આત્મરત બનેલાં હોય છે, તેવા સ્વભાવના સ્ત્રીપુરૂષો દુનીયાના અન્ય પ્રાકૃતિક પદાર્થોની ચમકદમકથી સહેજમા આકર્ષાઇ મોહ પામતા નથી કારણ તેઓના મન દુનીયાના પ્રાકૃતિક પદાર્થોની મોહકતા કરતા કોઈ ઉચ્ચ આત્મીય વિષયો તરફ રમી રહ્યાં હોય છે જેથી તેઓ ઉપર જણાવવા પ્રમાણેની ઉન્નત આત્મભાવનાઓથી પૂર્ણ વિષયો તરફજ સ્વાભાવિક રીતે આકર્ષાય છે. આવા સ્ત્રીપુરૂષો માટે વિશ્વના પ્રાકૃતિક પ્રલોભનો દ્વારા હૃદયો જીતવાના પ્રયાસો સર્વથા અસ્થાનેજ છે.

**નં. ૨૦ આશા.** આ ભાવની પ્રબળતાવાળા સ્ત્રીપુરૂષો હમેશા આશાવાદિ ઉત્સાહપૂર્ણ આનદી અને પ્રગતિશીલ સ્વભાવનાં હોય છે. એટલા માટે એવા સ્ત્રીપુરૂષો આશા ઉત્સાહ અને આનદપૂર્ણ વિચારો, ભાવનાઓ અને સકલ્પોમાજ આનદ માને છે નિરાશા હતાશપણુ મદોત્સાહ ગ્લાની આદિ ભાવોને આવા ઉપર જણાવ્યા પ્રમાણેના સ્વભાવવાળાં સ્ત્રીપુરૂષો કદીપણુ લામો વખત અનુભવવાનુ પસદજ કરતા નથી આટલા માટે એવા સ્વભાવનાં સ્ત્રી પુરૂષોને આનદિત ખુશી તથા ઉત્સાહપૂર્ણ રાખવા માટે હમેશા ઉત્સાહપૂર્ણ આનદયુક્ત અને આશાભરેલા હોય (Suggestions) તેવાજ પ્રકારના પુસ્તકો સૂચનો કે વિચારો આપી તેઓના કાર્યમા અનુમોદન આપવાથી હમેશાં ખુશ રહે છે અને ચિત્ત પ્રસન્ન થતાં પરવશતાને પામે છે.

**નં. ૨૧ આત્મનિષ્ઠા.** જે સ્ત્રી પુરુષોમાં આ વૃત્તિ પ્રબળ પ્રમાણમા હોય છે તેવાં સ્ત્રી પુરુષો હમેશા સત્યનિષ્ઠ ન્યાયયુક્ત પ્રમાણિક, નિષ્પક્ષપાત સરલ અને વિશુદ્ધ ભાવવાળુ વર્તન, આચાર, વિચાર અને વાણી વિગેરે જ્યાં જોવામાં આવે, તેવા લક્ષણવાળા સ્ત્રી પુરૂષોથી સહજ પ્રસન્ન થાય છે. જ્યારે અપ્રમાણિકતા, દભ પ્રપચ કે ખટપટીયા સ્વભાવવાળાં સ્ત્રી પુરૂષોના સસર્ગમા આવતા તેવાઓથી હમેશાં દુરજ રહેવાનુ પસદ કરે છે. આટલા માટે દરેક સ્ત્રી તેમજ પુરૂષ પરસ્પરની આત્મનિષ્ઠાને અનુકુળ આવે તેવા પ્રકારનુ વિશુદ્ધ સરલ અને ન્યાયયુક્ત વર્તન રાખવાથી પરસ્પરના હૃદયોને બહુજ સરલતાથી વશ બનાવી શકે છે. ખાસ કરી ધાર્મિક અને નૈતિક ભાવનાઓવાળા સ્ત્રી પુરૂષોનુ તો એજ ખાસ લક્ષણ છે અને તેમાજ તેઓની શોભા સૌન્દર્ય તથા કીર્તિ અને જીવન છે. આથી એવા પ્રકારના સ્ત્રી પુરૂષોના સબધમા આવવા ઈચ્છતા સ્ત્રી પુરૂષોએ પોતાનુ વર્તન તદનુકુળ રાખવાનાં સર્વ પ્રયાસો કરવા, એ સૌથી વિશેષ સલાહ ભરેલુ છે.

**નં. ૨૨ દયા અથવા પરોપકાર વૃત્તિ**—આ વૃત્તિ જે સ્ત્રી પુરૂષોમાં પ્રબળ પ્રમાણમાં હોય છે તેવા સ્ત્રી પુરુષોને હમેશાં દયા, કરૂણા અને અનુકમ્પા આદિના પ્રસંગો ઉપસ્થિત થતાં ઘણોજ આનંદ આવે છે તેવા સ્વભાવનાં સ્ત્રી પુરૂષો કરૂણારસ પૂર્ણ નાટકો કે સિનેમા આદિના દૃશ્યો જોઈ ઘણાજ ખુશી થાય છે વ્યવહારિક જીવનમાં તેઓને દયા, પરોપકાર અને કરૂણા દર્શાવવાના અનેક પ્રસંગો પ્રાપ્ત કરવાનું અને પોતાની દયાની વૃત્તિને આનંદ આપવાનું બહુજ ગમે છે દુનીયાની અંદરના દવાખાનાઓ, પાંજરાપોળો, ધર્મશાળાઓ, પાઠશાળાઓ, કોલેજો, અપંગ અને અનાથોના આશ્રમો વિગેરેની જે જે પ્રવૃત્તિઓ હજારો પ્રકારે ચાલી રહેલી છે, તે સર્વનો મુળ પાયો કે આધાર, માનવહૃદયની અંદર સમાયેલી આ દયાની વૃત્તિજ છે. પછી ગમે તો તે સ્ત્રીમાં હોય કે પુરૂષમાં. વળી ખાસ કરી સ્ત્રીઓના હૃદય, હમેશાં પુરૂષો કરતાં વિશેષ કરૂણાપરાયણ હોય છે, એટલા માટે તેઓનાં હૃદયને મેળવવા માટે દયા અને કરૂણારસથી પૂર્ણ હૃદયના પુરૂષો બહુજ સરળતાથી ફતેહમંદ નિવડે છે આટલા માટે નાટક, સિનેમા, કે બહાર ફરવા હરવા જતાં અથવા મુસાફરીમાં કે રસ્તાપર જ્યાં જ્યાં બને ત્યાં ત્યાં જે જે પ્રસંગો અપંગો, અનાથો કે અનાથ અને અશક્ત પ્રાણીઓ અથવા તેવાં પ્રાણીઓની સંસ્થાઓ વિગેરે જોવાનાં કે દેખાડવાના જે જે પ્રસંગો ઉપસ્થિત થાય તે સર્વનો સાથે મળી પોતાના સ્નેહી તરીકે લાભ આપવાથી અને એવાં સ્થાનોમાં છુટ હસ્તે પરસ્પરના દ્રવ્ય આદિનો વ્યય કરવાના પ્રસંગોનો લાભ આપવાથી, પરસ્પરના હૃદયોને સહજ પ્રાપ્ત કરી શકાય છે આવી રીતના ધાર્મિક વૃત્તિઓનાં યથાવત સંતોષદ્વારા કરવામા આવતુ પરિશીલન કાંઈ અપરિણીત દશામાંજ થઇ શકે છે તેમ નથી પણ પરણ્યા પછીના જીવનના પ્રસંગોમાં પણ અનેક પ્રકારની વિશાળ યોજનાઓમાં ભાગ લઇ પરસ્પરના નામોને અમર કીર્તિવાળાં બનાવી શકે છે સ્નેહ અને કરૂણાના જ્યાં એવાં ઉત્તમ પ્રકારના સ્વભાવનાં સંમિશ્રણો થયેલા હોય છે ત્યા એવા પરોપકાર અને જનકલ્યાણના અનેક માર્ગો વિવિધ રીતે બન્નેદ્વારા સંયુક્ત રીતે યોજવામા આવે છે હિંદુ સંસારની અંદર એવા અનેક સદાવ્રતો અનાથાલયો, આશ્રમો અને ધર્મશાળાઓ, તથા નિશાળો અને કોલેજોની યોજનાઓ થયેલી આપણને અનેક સ્થળે જોવામા આવે છે એ બધા ઉત્તમ પ્રકારના ધાર્મિક સ્નેહભાવ અને વિશુદ્ધ પરિશીલન વિધિનાજ પ્રકારો સિવાય બીજુ શું છે? દુનીયાના બીજા ભાગોમા પણ ત્યા મુસાફરખાનાઓ મસજીદો મકબરાઓ, બાગબાગીચાઓ વિગેરે અમુક સ્ત્રીના નામોથી પુરૂષદ્વારા સ્થાપિત થયેલા જોવામા આવે છે, ત્યા ત્યાં સર્વત્ર એ પરિશીલનના ઉત્તમ પ્રેમભાવો જ મૂળમા સમાયેલા આપણને માલુમ પડશે લગ્ન સંબંધ થયા પહેલા તેમજ સંધાયા પછી પણ આવા ધાર્મિક ભાવોને અનેક રીતે પુષ્ટ કરી પરસ્પરની વૃત્તિઓને સંતોષવાના હજારો ધર્મ્ય પ્રસંગો યોજી શકાય છે. માત્ર પરણ્યા પહેલા પરીક્ષાદ્વારા એટલો નિશ્ચય કરી લેવો જોઈએ કે બન્નેના હૃદયો ધાર્મિક ભાવનાઓ પૂર્ણ છે કે નહિ.

## ૫ પ્રાવિણ્યપ્રદાયક શક્તિઓના સમૂહની યથાયોગ્ય પરિતુષ્ટિદ્વારા પરસ્પરના હૃદયોને પ્રાપ્ત કરવાનો અનુપમ પરિશીલન વિધિ.

- નં. ૨૩ કળાકૌશલ્ય, હુન્નર, ઉદ્યોગ, ભરત, ગુંથણ, શિવણ શાલાનિર્માણવિધિ
- નં. ૨૪ સૌન્દર્યપ્રેમ } ચિત્રકામ, પેઈન્ટીંગ, ફોટોગ્રાફી, સીનેમાની કળા ડ્રોઈંગ, વોટરકલર, સ્કલ્પચરીંગ
- નં. ૨૫ ઔદાર્યભાવ }
- નં ૨૬ અનુકરણ શક્તિ, પાર્ટ ભજવવાની યોગ્યતા, નાટકો સિનેમા
- નં ૨૭ હાસ્યવૃત્તિ, હાસ્ય રસપ્રધાન પુસ્તકો, લેખો તથા નાટકોનુ પ્રત્યક્ષ દર્શન

**નં. ૨૩ કળાકૌશલ્યના** નમુનાઓ, પ્રદર્શનો, વિગેરેનું સાથે મળી અવલોકન કરવાથી, તેઓની અંદર જે કાંઇ ઉત્તમ હોય તેઓના સૂક્ષ્મ અંશોનુ અવલોકન કરી પરસ્પરની અવલોકન શક્તિઓને પ્રદીપ્ત કરી યોગ્ય રીતે સંતોષવાથી, તેમજ જો જાતે તેવા કોઇપણ પ્રકારના કળાકૌશલ્ય અથવા યન્ત્રકામના નમુનાઓ યોજનાઓ કે રચનાઓમાં ભાગ લેતાં હોય તો તે તે કળાના પ્રદેશમા પરસ્પરની સહાનુભૂતિ અને યોગ્ય અનુમતિ આપી

માર્ગે દરેક બનવાના પ્રસંગો યોજવાથી પણ પરસ્પરના હૃદયને સહજ સારી રીતે પ્રાપ્ત કરી શકાય છે ભરત ગૂંથણ, ગુંથણ ચિત્રકામ પેઈંટીંગ (વૉટર કલર ઑઈલ કલર) ડીઝાઈનીંગવર્ક ફેંટોગ્રાફી, સાઈકલીંગ, મોટરીંગ, આદિ બાગ-બગીચાની રચના, ગૃહવ્યવસ્થા, ફરનીચર આદિની યોજના આદિ અનેક પ્રસંગોમાં પુરૂષ કરતાં સ્ત્રીને આવા પ્રસંગો અનેક રીતે સહજ પ્રાપ્ત થાય છે અને તેવા અનેક પ્રસંગોદ્વારા તેઓ સહજ રીતે પુરૂષોના મન રંજન કરી તેઓનાં હૃદય રહસ્યને પ્રાપ્ત કરી શકે છે, જ્યારે પુરૂષો પાસે પણ એવા અનેક પ્રસંગો ઉપસ્થિત કરી યુવતીઓનાં મન રંજન કરવાના અનેક તરેહના સાધનો છે જેનાદ્વારા તેઓના મનનું સહજ આકર્ષણ કરી શકાય છે

**નં. ૨૪-૨૫.** વળી જો આ નં ૨૩ વાળા કળાકૌશલ્યની વૃત્તિને સંતોષવાના સાધનો સાથે જો **સૌન્દર્ય-પ્રેમ અને ઔદાર્ય ભાવના,** બન્નેના અવયવો પ્રબળ પ્રમાણમાં હોય અને તેને લીધે એક કન્યા અથવા કુમારમાં કાવ્ય-કવિતાઓ, સૃષ્ટિ સૌન્દર્ય, ચિત્રકામ, સુંદર અને રમ્ય પ્રકારના (Sculpture) શિલ્પકામ, આદિ ભવ્ય ભાવોને અનુભવવાની વૃત્તિઓ, બન્નેના હૃદયમાં પ્રબળ પ્રમાણમાં હોય અને તેને લીધે તે તે ભાવોને અનુકુળ આવે તેવા સાધનો, દર્પો, ચિત્રો પ્રસંગો કે પ્રદેશો વિગેરેનો સમય સ્થિતિ અને સાધનો પ્રમાણે યથાયોગ્ય બુદ્ધિપુર્વક ઉપયોગ કરવામાં આવે, તો સ્ત્રીઓ પુરૂષના હૃદયને અને પુરૂષો સ્ત્રીના હૃદયને પ્રાપ્ત કરવા માટે એવા અસંખ્ય પ્રસંગો બન્નેના હિતને માટે ઉપસ્થિત કરી શકે અને અન્યોઅન્યને સંતોષ, સુખ અને આનંદ આપી શકે અને તે દ્વારા પોતાના પ્રિયજનના હૃદય-પ્રદેશમાં પ્રવેશ કરી શકે છે સુંદર પ્રકારના બાગ બગીચાઓની અંદર બન્ને વખતના સન્ધ્યાસમયે સાથે ફરવા જવાથી, બાગબગીચા, નદી, પહાડ, ઝરાઓ અને સુંદર રમ્ય પશુ પક્ષીઓ અને તેઓના ભાળા સ્વભાવ અને ચારિત્ર્ય આદિનું સહઅવલોકન કરવાથી, અનુપમ અને ભવ્ય પ્રકારની આર્ટ ગેલેરીઓ-કળાકૌશલ્ય, કે સૌન્દર્યપ્રેમપૂર્ણ પ્રદર્શનોના અવલોકનો કરવાથી તેમજ તેવાજ પ્રકારની ઉત્તમ કળાઓના નાના મોટા નમુનાઓ રૂપ-રમકડાઓ, ચિત્રો, ફ્રેમો કે વિવિધ વસ્તુઓને પરસ્પર એકબીજાને અનુકુળ સમય બક્ષિસ કરવા રૂપ અનેક ક્રિયાઓ દ્વારા યુવાનો અને યુવતીઓ પરસ્પરના પ્રબળ મનોભાવોને પ્રદીપ્ત કરી-સન્તુષ્ટ કરી શકે અને તે દ્વારા પરસ્પરના હૃદયોને પ્રાપ્ત કરી શકે જે હૃદયમાં પ્રેમ હોય તેને તેવા સાધનોથી, જ્યાં સૌન્દર્યભાવની પ્રબળતા હોય ત્યાં અત્યન્ત ઉદાર અને ભવ્ય કલ્પનાઓ, ભાવો તથા વસ્તુઓનું પ્રત્યક્ષ પ્રદાન કરવાથી અથવા સાથે મુસાફરી કરવાનું યોજી તેવા ભવ્ય સ્થળોના અવલોકનો કરવાથી તેમજ જ્યાં ઉપરોકત બધા ભાવો સાથે—

**નં. ૨૬. યોગ્ય અનુકરણશક્તિ અને હાવભાવ પ્રદર્શન આદિની વૃત્તિઓ પણ—** પ્રબળ પ્રમાણમાં હોય તો તેવા સ્ત્રી પુરૂષના હૃદયોને તેવાજ પ્રકારના ઉત્તમ પ્રતિના નાટકો-સિનેમા કે કોનસર્ટ અથવા સંગીત અને નૃત્ય આદિની મિજલસો અને સમ્મેલનો જેવા પ્રસંગોનો સાથે મળી લાભ લેવા આપવાની અનેક પ્રકારની સુંદર યોજનાઓ યોજવાથી, તેમજ તેવા ભાવોને જાતે ભજવી બતાવી, પરસ્પરના હૃદયને આકર્ષવાના અનેક પ્રયત્નો દ્વારા પણ યુવાન અને યુવતિઓના હૃદયને પામવાના અનેક દિવ્ય અને રસરહસ્યમય પ્રસંગો યોજી શકાય છે વળી જ્યારે ઉપરોકત બધા ભાવો સાથે જરા ખુશમિજાજી સ્વભાવવાળી—

**નં. ૨૭. માર્મિકતા અને હાસ્યવિનોદ કરવાની વૃત્તિ—** પણ ઉત્તમ પ્રમાણમાં જો મળેલી હોય તો પછી એવા પ્રસંગોને અનેક રીતે ઉત્પન્ન કરી-અનેક મનુષ્યોના મનને આનંદ આપવા સાથે ગમ્મત જ્ઞાન અને આનંદ ત્રણે પ્રાપ્ત થવા સાથે-ઇચ્છિત હૃદયની પ્રાપ્તિ પણ બહુજ સહજ થાય છે ઉપરોક્ત નં ૨૩ થી ૨૭ સુધીના બધા ભાવોનો સમાવેશ પ્રાવિણ્યપ્રદાયક શક્તિઓની અંદર થાય છે અને તે શબ્દજ એમ દર્શાવે છે કે પ્રેમ સર્જન અને પરિશીલન આદિ રૂપ ક્રિયાઓમાં અનેક રીતે સહાયભૂત બની, સ્ત્રી અને પુરૂષોના યોગ્ય યુગ્મોને લગ્ન સબંધોદ્વારા યથાવિધિ સંયુક્ત કરવામાં, આ પ્રાવિણ્યપ્રદાયક શક્તિઓનો સમૂહ અતિ દિવ્ય અને મહત્વપૂર્ણ ભાગ ભજવે છે લગ્ન પ્રસંગના સર્વ કામ દરેક-સગપણ થયા પછી કન્યાને આપવામાં આવતા સર્વ પ્રકારના વસ્ત્ર આભૂષણો કે દરદાગીના આદિ આપવા દેવાના સર્વ પ્રસંગોમાં-આ પ્રાવિણ્ય પ્રદાયક શક્તિઓના સમગ્ર સમૂહનો અત્યંત ડહાપણ પૂર્વક અનેક રીતે ઉપયોગ કરવામાં આવે છે અને જો બારીક નિરીક્ષણ કરીએ તો એ બધી ક્રિયાઓમાં ઉપરોક્ત

સર્વ વૃત્તિઓના ભાવોજ પ્રબળપણે પ્રકટ થતા આપણને સ્પષ્ટ જણાયા વિના નહીંજ રહે. આમ હોવા છતાં પણ સગપણ અથવા વિવાહના કોલકરારોનાં વાગ્દાન રૂપ કોલદ્વારા જ્યાં સુધી કોઇપણ કન્યા કે કુમાર પરસ્પર યથાવિધિ સંયુક્ત થયાં ન હોય ત્યાં સુધી ઉપરોક્ત બધા ભાવોનું સેવન, પરસ્પર માટે ઈષ્ટ વસ્તુઓના પ્રદાન આદિની સર્વ ક્રિયાઓ, માત્ર મિત્ર કે સખાભાવે, સ્નેહ રૂપેજ આરંભાય, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. અને તેની સાથે એ બધું વર્તન એવા તો ઉચ્ચ પ્રકારનું, સભ્ય, વિનીત, સૌજન્યશીલ અને કોઇપણ પ્રકારના સ્વાર્થ કે આપમતલબી હેતુ રહિત હોવું જોઇએ કે જેથી પરિણામે-પરસ્પર સ્નેહ સંબંધથી ભવિષ્યમાં જોડાવા ઇચ્છતા યુવાન કે યુવતીમાંથી કોઇને પણ અથવા તેઓ બન્નેનાં સંબંધી વર્ગમાંથી કોઇને પણ ઉદ્વેગ કરાવનાર, અપમાન કરનાર કે માઠું લગાડનાર અથવા તેઓની લાગણીઓને દુખાવનાર ન બને, એ બાબતમાં બન્નેએ બહુજ સાવધતાથી વર્તવાની ખાસ જરૂર છે. સૃષ્ટિ સૌન્દર્ય કાવ્યો કવિતાઓ અને કલ્પનાના અનેક ઉચ્ચ પ્રદેશની અંદર ઘુમતાં છતાં, સૌન્દર્યના અનેક અંશોનું સાથે મળી બારીક નિરીક્ષણ કરતાં છતાં, પ્રકટ અથવા ગુપ્ત સર્વ પ્રસંગોમાં યુવાનો તેમજ યુવતીઓએ પોતાના તેમજ પોતાના સંબંધી વર્ગનાં અને ખાસ કરી બન્નેનાં માતા પિતા અને ભ્રાતા ભગિની આદિનાં સ્વમાન-યશ-પ્રતિષ્ઠા અને ધર્મ તથા સદાચાર આદિની ઉચ્ચ ભાવનાઓને જાળવી શકાય એવા ઉચ્ચ પ્રકારના સદ્‌ભાવ, સદ્‌વર્તન અને ઉત્કૃષ્ટ પ્રકારની નીતિથી ઉપરોક્ત સર્વ પ્રસંગોનો લાભ લેવાય અને તેનો કોઈ રીતે ગેરઉપયોગ ન થાય એ ખાસ બહુજ સાવધતાથી સંભાળવાનું છે. આપસ્વાર્થ, ખુદગર્ઝ કે પોતાની જાત મતલબને અહિં અવકાશ ન આપતાં માત્ર ધર્મ્ય ક્રિયાનું સેવન એક મનુષ્યને અથવા એક સદ્‌ગૃહસ્થ અને સન્નારીને છાજે તેવી રીતેજ કરવું—એ સર્વ દશાને માટે પ્રશંસનિય ગણવા યોગ્ય છે. પણ ખાસ કરી આ પરિશીલન અવસ્થા જેવા મહાન પવિત્ર પ્રસંગને તો અનેક રીતે વિશુદ્ધ વર્તન દ્વારાજ તેની શરૂઆતથી તે છેક લગ્ન સંબંધદ્વારા યથાવિધિ-સંયોજન થાય ત્યાં સુધી એકસરખી નિર્મળ વૃત્તિથી નિભાવી રાખવાની ખાસ જરૂર છે.

"Love is an Art" "પ્રેમ એ પણ એક કળા છે" એ ખરૂં; પણ કળાનો ઉપયોગ હમેશાં નીતિ, ધર્મ અને સદાચાર, તથા ભવ્યતા અને સૌજન્ય તથા વિનય અને બુદ્ધિ આદિ ભવ્ય ભાવોથી પ્રેરાયલોજ હોવો જોઇએ. કારણ તેનું ખરૂં સ્વરૂપ, તેની ખરી ભવ્યતા અને મહત્તા ત્યારેજ યથાવત સ્પષ્ટ રૂપે પ્રકાશે છે......માનવહૃદયના ઉત્કૃષ્ટ ગુણોની અહિંજ પરિક્ષા થાય છે

"Ella Wheeler Wilcox" નામની એક સુંદર સ્ત્રી લેખીકા એક સ્થળે પોતાના કાવ્યમાં જણાવે છે કે

( हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परं ॥ )

## Art & Heart

Though critics may bow to art, and I am its own true lover;  
It is not art, but heart, which wins the wide world over.  
Though smooth be the heartless prayer, No ear in heaven will mind it;  
And the finest phrase falls dead, If there is no feeling behind it.  
Though perfect the players touch, little if any he sways us,  
Unless we feel his heart throb, through the music he plays us.  
Though the poet may spend his life, In skillfully rounding a measure;  
Unless he writes from a full warm heart, He gives us little pleasure  
So it is not the speech which tells, but the impulse which goes with the saying.

And it is not the words of prayer, but the yearing back of the praying.
It is not the artist's skill, which into our soul comes stealing;
With a joy that is almost pain, but it is the player's feeling.
And it is not the poet's song, though sweeter than sweet bells chiming,
Which thrills us through and through, but the heart,
which beats under the rhyming.
And therefore I say again, though I am arts, own true lover.
That it is not art but heart, which wins the wide world over.

**Ella Wh-eler Wilcox.**

ઉપરોક્ત કાવ્યની અંદર દર્શાવ્યા પ્રમાણે જ્યાં (Art) (કળા) અને આત્મ-હૃદય (Heart of the Human Brain) જ્યાં બન્ને સાથે મળી સયુક્ત રીતે કાર્ય કરી રહ્યાં હોય છે ત્યાં પ્રેમ, પરિશીલન, પરિચય, પ્રેમ પ્રસગો અને તેદ્વારા યોજાયેલ દામ્પત્યજીવનના પ્રવાહોની પ્રખર પ્રભા, કોઈ દિવ્ય સ્વરૂપી દૈવી જીવન રૂપેજ પ્રકાશી નિકળે છે: જીવનના આવા પ્રસગો-ધન્ય છે; પ્રભુના પ્રેમામૃતના પ્રતાપનુજ એવુ જીવન એ પરિણામ છે. પ્રભુ! આવા જીવનપ્રવાહને સર્વ ભાવી પ્રજાના હૃદયમાં રેડો

## ૬. અવલોકનશક્તિઓના સમૂહને સતોષવા માટેની યોગ્ય પરિશીલન વિધિ.

આ અવલોકન શક્તિઓના સમૂહમાં:—

**નં. ૨૮ અવલોકન શક્તિ, નં. ૨૯ આકૃતિજ્ઞાન. નં. ૩૦ કદજ્ઞાન, નં. ૩૧ વજનજ્ઞાન, નં. ૩૨ રંગજ્ઞાન, નં. ૩૩ વ્યવસ્થાજ્ઞાન, નં. ૩૪ ગણીતજ્ઞાન, અને નં. ૩૬ સ્થળજ્ઞાન અને મુસાફરીનો શોખ,** આદિ આઠ અવયવોનો સમાવેશ થાય છે

આ સમૂહની દરેક વૃત્તિનુ કાર્ય જે પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારનુ છે, તેજ પ્રમાણે તેમાંની પ્રત્યેકને સતોષવાના, આનદ આપવાના વિષયો કે સાધનો પણ વિવિધ પ્રકારના અને અસખ્ય તરેહના વિશ્વનિયન્તા પરમાત્મા દ્વારા વિશ્વમાં સર્વત્ર અનેક રુપે વિસ્તારવામા આવેલા છે.

ઉપર જણાવેલી અવલોકન શક્તિઓનાં સમુહની અદરની દરેક વૃત્તિનુ કાર્ય, મૂખ્ય અશે આપણી અવલોકન શક્તિઓનાં આધારરૂપ **નયનયુગલો** ઉપર અવલબી રહેલ છે; અર્થાત એ બધી વૃત્તિઓનાં કાર્યને યોગ્ય માર્ગે કે રસ્તા દર્શાવનાર આપણા નયનો છે. એટલા માટે તેને **નયનો** (**नि-नय** to lead-દોરનાર) કે નેત્ર કહેવામાં આવે છે. પરિશીલન ક્રિયાની અદર તેમજ પ્રેમભાવના અનેક સ્વરૂપો અને ભાવનાઓને દર્શાવવા માટે જેમ આ અવલોકન શક્તિઓના સમૂહની પ્રત્યેક વૃત્તિ, પોતપોતાનુ કાર્ય વિવિધ પ્રકારે બજાવે છે; તેજ પ્રમાણે આપણા નયનો પણ ઉપરોક્ત નં. ૨૮ થી ૩૬ સુધીની વૃત્તિઓનાં સર્વ ભાવોને તેમજ મસ્તકની અદરના જુદા જુદા સ્થાનના અન્ય સર્વ માનસઅવયવોને આધિન રહી અનેક પ્રકારના ભાવો બજાવે છે. પણ ખાસ કરી અવલોકન શક્તિઓના સમૂહની સ્થાપના, આપણા નયન યુગલોના પ્રદેશની ઉપરના ખોપરીના તળીયાના અસ્થિ-પ્રદેશમાં બન્ને આંખોની બરાબર ઉપર અને અત્યન્ત નજીકમાંજ એટલા માટે કરવામાં આવેલ છે કે, તેથી તેઓ સર્વનુ સયુક્તકાર્ય અત્યન્ત સહેલાઈથી અને બહુજ ત્વરાથી પાર પડી શકે. જે સ્ત્રી અથવા પુરૂષોના આંખોની ઉપરના અને ભ્રમરોની આસપાસના આ માનસિક અવયવો પ્રબળ પ્રમાણમાં ખીલેલાં હોય છે, તેઓનાં અગ્રકપાળનો તળીયાનો ભ્રમરની આસપાસનો પ્રદેશ;

કાનથી બહુજ આગળ વધેલો અને બન્ને ભ્રમરોની આસપાસ આંખ ઉપર છાપરાંની માફક અત્યન્ત આગળ પડતો સ્પષ્ટ જણાઇ આવે છે. આવાં લક્ષણોવાળાં યુવાનો કે યુવતીઓની અવલોકનશક્તિઓના સૂક્ષ્મ અવયવો-પ્રબળ પ્રમાણમાં વધેલાં હોય છે, તેથી તેઓનુ **અવલોકન** ઘણુજ તીવ્ર પ્રકારનું હોય છે. જેથી કોઇપણ પ્રાકૃતિક વિષયનુ બારીક નિરીક્ષણ બહુજ ત્વરાથી કરી પદાર્થના સ્વરૂપને સહજ જાણી શકે છે. **આકૃતિજ્ઞાન** અને **કદજ્ઞાનના** અવયવો પણ પ્રબળ હોવાથી કોઈપણ પદાર્થના સ્વરૂપ-કદ, આકૃતિ ઉંચાઇ પહોળાઇ, લંબાઇ વિગેરે વિષયો કે ગુણોની પરિક્ષા કરી તેઓનાં સ્વરૂપજ્ઞાનને સત્વર પ્રાપ્ત કરી શકે છે.

**રંગજ્ઞાનના** અવયવો પણ પ્રબળ પ્રમાણમાં હોવાથી કુદરતની અંદરના, કે અન્ય પુષ્પ, વસ્ત્ર, કે ફળફુલ આદિ પદાર્થોનાં તેમજ વસ્તુ વિશેષોના રંગરૂપ આદિનુ બહુજ સરલતાથી જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. એટલુજ નહી પણ પ્રબળ અવલોકન શક્તિના પ્રતાપે એકવાર કોઇપણ સ્થળે જોયેલા પદાર્થોના આકૃતિ, રંગ, રૂપ, કદ વિગેરેનુ એવુ તો આબેહુબ ચિત્ર તેઓનાં મગજના અવયવો દ્વારા એકદમ ગ્રહણ કરી શકે છે કે, તેવા એકવાર જોયેલ પદાર્થ કે પદાર્થોના આબેહુબ અનેક વિધ ચિત્રો, (Model drawing) કે રંગીન નમુનાઓ (Colour drawing) નું ચિત્ર આદિ કળાઓદ્વારા સહજ સ્વરૂપજ્ઞાન પોતે જાતે પ્રાપ્ત કરી શકે છે તેમજ બીજાઓને કરાવી શકે છે આ કારણથી આવા લક્ષણવાળાં સ્ત્રી પુરૂષો દરેક પ્રકારના કળા-હુન્નર, અવલોકન, ચિત્રકામ, ભરત, ગુંથણ, શીવણ, રંગ, જ્ઞાન અને અનેક પ્રકારના અવલોકન આદિ કાર્યોની અંદર તેમજ પ્રાકૃતિક પદાર્થોના ગુણ અને સ્વરૂપ વિગેરેના જ્ઞાનની અંદર સ્વાભાવિક રીતેજ બીજાઓ કરતા સહજ પ્રવીણતા મેળવી શકે છે. **વ્યવસ્થાજ્ઞાન, ગણીતજ્ઞાન** અને **સ્થળજ્ઞાન** આદિના અવયવો પણ પ્રબળ હોવાથી અનેક પ્રકારના હિસાબો વિગેરેનુ કાર્ય, તેમજ નામાઠામા વિગેરેની ઉત્તમ વ્યવસ્થા અને સફાઈ રાખી શકે છે. દેશાટનદ્વારા વિવિધ પ્રકારના લોકોની રીતભાતો અને દેશ દેશાન્તરો જોવાના પણ બહુજ શોખીન નીવડે છે. આ ઉપરાત ફોટોગ્રાફી, સિનેમા, શિલ્પકામ, શારીરશાસ્ત્ર અને શારીરવિજ્ઞાન, ખગોળ, ભૂગોળ, ભૂસ્તર, ભૂતળ પદાર્થવિજ્ઞાન આદિ વિષયોનુ જ્ઞાન પણ સહજ સુલભતાથી પ્રાપ્ત કરી શકે છે આમ હોવાથી તેઓની અવલોકન શક્તિઓના સમૂહને કોઇપણ રીતે સંતોષ સુખ કે આનંદ આપી શકે તેવા સર્વ વિષયોમાં તેઓને બહુજ આનંદ પડે છે. ચિત્રમય પુસ્તકો, ભરત શીવણના ઉત્તમોત્તમ નમુનાઓ, ઉત્કૃષ્ટ પ્રકારના રાચરચીલા કે વસ્ત્ર અથવા ફરનીચર આદિ વસ્તુ વિશેષોના સુંદર નમુનાઓ વિગેરે જોઈ, તેઓના ચિત્ત ખુશખુશાલ થઇ જાય છે: આથી આ વૃત્તિઓને અનુકુળ આવે તેવા પદાર્થો અર્પણ કરવાથી અથવા દર્શાવવાથી અથવા તેઓને સર્વથા અનુકુળ આવે તેવા સુંદર બાગબગીચા, શહેરો કે સ્થાનોમાં અત્યન્ત વ્યવસ્થા પૂર્વક હરવા ફરવા અને મળવા વિગેરેના પ્રસંગો આપવામાં આવે તો તેઓ સર્વ રીતે સન્તુષ્ટ અને આનંદિત રહે છે

ખાસ કરી યુવાવસ્થાની શરૂઆતમા જ્યારે પ્રેમભાવના નવાંકુરોની વિવિધ સ્ફુરણાઓ, યુવાનો તેમજ યુવતીઓના જીવનોદ્યાનમાં અનેક રીતે પોતાના સુકોમળ અંશોદ્વારા બહાર પ્રકટી નીકળવાની તૈયારીઓ કરી રહેલ હોય છે, તેવા શુભ અવસરમાં આવા સર્વપ્રકારના અનુકુળ સંયોગો સર્વ રીતે સુખ, સંતોષ, આનંદ અને વિવિધ પ્રકારના રાગયુક્ત ભાવોને પેદા કરી, અનેક પ્રકારના આનંદ ઉત્સાહની વૃદ્ધિ કરવામાં સહાયભૂત બને છે આ પ્રસંગે યુવાનો તેમજ યુવતીઓના મનની ઉચ્ચ પ્રકારની નૈતિકવૃત્તિઓ તેમજ ઉત્કૃષ્ટ પ્રકારની બુદ્ધિશક્તિઓ જોકે યથાયોગ્ય ખીલવણીને પામેલી હોતી નથી, છતા જો ઉપરોક્ત સર્વ વિષયોનો, ધાર્મિક સંયમમા રહી નીતિ અને સદાચારની ઉચ્ચ ભાવનાઓદ્વારા, બુદ્ધિપૂર્વક, આ પરિશીલન ક્રિયાની યથાવત્ સિદ્ધિ અર્થે ઉપયોગ કરવામાં આવે તો તેમા અનેક રીતે એ સહાયભૂત થઈ શકે છે. એટલુજ નહી પણ બન્ને વ્યક્તિને અનેક પ્રકારના આનંદો આપવા સાથે પરસ્પરના હૃદયોની પ્રાપ્તિ કરાવવાના અનેક શુભ પ્રસંગોને યોજવામા અનેક રીતે ઉપયોગી થઈ શકે છે મનુષ્યની અવલોકન શક્તિઓને સંતોષવા માટે આ વિશ્વની અંદર જ્યાં જુઓ ત્યાં અસંખ્ય પ્રકારના અનેક ક્ષેત્રો ભરેલાં પડેલા છે, જેમાં અનેક વિષયોનો સમાવેશ થઇ શકે તેમ છે.

અનેક પ્રકારના વસ્ત્રો, ફરનીચરો. ચિત્રમય પુસ્તકો રંગીનચિત્રો, ફોટોગ્રાફો, નાટકો, અને સિનેમા, આદિનાં તેમજ કુદરતની અંદરના ભવ્ય પ્રકારનાં દૃશ્યો, આકાશ, પાતાળ, નદી, પહાડો, સમુદ્રો અને જળાશયો, વરસાદ

વનસ્પતી ભૂગોળ, અને અન્તરિક્ષની અંદર આવેલા અનન્ત આકાશના અનન્ત ગોળાઓના દૃશ્યો, અને તે સર્વનાં સ્થૂળ સૂક્ષ્મ આદિ સર્વ અંશોનું પ્રત્યક્ષ કરાવનારા, સૂક્ષ્મદર્શક તેમજ દુરદર્શક આદિ અનેક પ્રકારના યન્ત્રરૂપ સાધનોના અનેકવિશાળ ક્ષેત્રો, આ વિશ્વની અંદર અવલોકન શક્તિના અવયવોની તૃપ્તિ અર્થે, યથાવત્ ઉપસ્થિત છે. તે સર્વનો બુદ્ધિમત્તાપૂર્વક આ પરિશીલન ક્રિયામાં અનેક રીતે ઉપયોગ લઇ શકાય તેમ છે. મનુષ્યે માત્ર તે સર્વના પવિત્ર અને મહાન ઉદ્દેશોને યથાર્થ સમજી વર્તવાનીજ જરૂર છે.

વર્તમાન કાળમાં ઉદ્યોગ હુન્નરના પ્રદર્શનો, મ્યુઝીયમો, વેધશાળાઓ, લેબોરેટરીઓ, પદાર્થવિજ્ઞાનવેત્તાઓની પ્રયોગશાળાઓ, અનેક પ્રકારના રુગ્ણાલયો (Hospitals for the Sick) અને યન્ત્ર આદિના અનેકવિધ કારખાનાઓ વિગેરેએ મળી, આ વિષયને જે સ્વરૂપમાં અનેક રીતે વિસ્તૃત કરી મૂકેલ છે, તેથી કોણ અજ્ઞાત છે?

આ ઉપરાંત મુખસામુદ્રિકશાસ્ત્ર (Physiognomy) મસ્તકવિદ્યા (Phrenology) તેમજ હસ્તરેખા-શાસ્ત્ર, (Palmistry) આદિના વિષયો પણ મનુષ્યની અવલોકન અને બુદ્ધિ શક્તિઓની સાથે બહુજ ઘનીષ્ટ સંબંધ ધરાવે છે. આવી દરેક વિદ્યાના સામાન્ય જ્ઞાન દ્વારા પણ અનેક પ્રકારના લાભો ઉઠાવી પરસ્પરના જ્ઞાન અને આનંદના ક્ષેત્રોમાં અનેક રીતે સંવૃદ્ધિ કરી શકાય તેમ છે મનુષ્યના ઇંગિત, આકાર અને ચેષ્ટા આદિના જ્ઞાનદ્વારા તેઓનાં ગુણ-કર્મ સ્વભાવ વિગેરેનું સ્વરૂપજ્ઞાન કરાવવામાં ઉપરોક્ત વિદ્યાઓ ઘણોજ આશ્ચર્યજનક ભાગ ભજવે છે, એટલુંજ નહી પણ પ્રસંગમાં આવનાર પ્રત્યેક વ્યક્તિના હૃદયમાં કૌતુક ઉત્પાદન કરવા સાથે તદ્દન અપરિચિત વ્યક્તિનો પણ સહજ સ્વાભાવિક પરિચય યોજવામાં ઉપરોક્ત વિદ્યાઓ સંબંધી સામાન્ય જ્ઞાન પણ જે અનુપમ ભાગ ભજવે છે તેની તુલના, બીજી કોઈ પણ વિદ્યા સાથે થઈ શકે તેમ નથી ખાસ કરી યુવાવસ્થા યુક્ત સ્ત્રી પુરૂષોના મન, આવા વિષયો તરફ સહજ આકર્ષાય છે. અને તેઓને તેમાં બહુજ ગમ્મત પડે છે. આટલા માટે કામસૂત્રના પ્રસિદ્ધ લેખક ૠષિ વાત્સ્યાયન પોતાના કામસૂત્રમાં એ બાબતનું વિવેચન કરતાં જણાવે છે કે–

"दर्शितेङ्गिताकारां कन्यामुपायतोऽभियुञ्जित" ॥ यज्ञे विवाहे यात्रायामुत्सवे व्यसने प्रेक्षणव्यापृते जने तत्र तत्र च दृष्टेङ्गिताकारां परीक्षितभावामेकाकिनीमुपक्रमेत ॥

ભાવાર્થ—જેના આકાર ઇંગિત અને ચેષ્ટા આદિ દ્વારા શુદ્ધ સ્નેહ ભાવો પ્રકટ થતા જોવામાં આવે એવી કન્યા સાથે અનેક પ્રકારના ઉપાયો દ્વારા સંબંધમાં આવવાના પ્રયત્નો કરવા. યજ્ઞ, વિવાહ, યાત્રા અર્થાત્ દેશાટન, અન્ય ઉત્સવો આદિના પ્રસંગે તેમજ સંકટ સમયમાં અથવા અન્ય મેળા આદિના પ્રસંગોમાં જ્યાં જ્યાં તેના આકાર ઇંગિત અને ચેષ્ટા આદિ ભાવો પ્રત્યક્ષ રીતે જોવામાં આવે કે અનુભવવામાં આવે ત્યારે તેવી કન્યાને પ્રાપ્ત કરવાના પ્રયત્નો આરંભવા

જે કન્યા અથવા યુવતીની અંદર અનેક પ્રકારની પરિશીલન ક્રિયાને પરિણામે સ્નેહભાવોનું ઉદ્દીપન થયેલ હોય તેના લક્ષણોનું વિશેષ વર્ણન કરતાં ૠષિ વાત્સ્યાયન કહે છે કે "तानिङ्गिताकारान्वक्ष्यामः"

१ संमुखं तं तु न वीक्षते।

२ वीक्षिता व्रीडां दर्शयति।

३ रुच्यमानमात्मनोऽङ्गमपदेशेन प्रकाशयति।

४ प्रमत्तं प्रच्छन्नं नायकमतिक्रान्तं च वीक्षते॥

५ पृष्टा च किंचित्सस्मितमव्यक्ताक्षरमनवसितार्थं च मन्दं मन्दमधोमुखी कथयति।

६ तत्समीपते चिरं स्थानमभिनन्दति।

७ दूरेस्थिता पश्यतु मामिति मन्यमाना परिजनं सवदनविकारमाभाषते तं देशं न मुञ्चति।
८ यत्किंचिद्‌दृष्ट्वा विहसितं करोति।
९ तत्र कथामवस्थानार्थमनुबध्नाति।
१० बालस्याङ्कगतस्यालिङ्गनं चुम्बनं च करोति।
११ परिचारिकायास्तिलकं च रचयति।
१२ परिजनानवष्टभ्य तास्तास्तश्चलीला दर्शयति।
१३ तन्मित्रेषु विश्वसिति।
१४ वचनं चैषां बहुमन्यते करोति च।
१५ तत्परिचारकैः सह प्रीतिं संकथां द्यूतमिति च करोति।
१६ स्वकर्मसु च प्रभविष्णुरिवैताभियुङ्क्ते।
१७ तेषु च नायक संकथामन्यस्य कथयत्स्ववहितां तां शृणोति।
१८ धात्रेयिकया चोदिता नायकस्योदवसितं प्रविशति।
१९ तामन्तरा कृत्वा ते न सह द्यूतक्रीडामालापं चायोजयितुमिच्छति।
२० अनलंकृता दर्शनपथं परिहरति।
२१ कर्णपत्रमङ्गुलीयकं स्रजं वा तेन याचिता सधीरमेव गात्रादवतार्य सख्याहस्ते ददाति।
२२ तेन च दत्तं नित्यं धारयति।
२३ अन्यवरसंकथासु विषण्णाभवति।
२४ तत्पक्षकैश्च सह न संसृज्यत इति.

भवतश्चात्र श्लोकौ—

इङ्गितान् भावसंयुक्तानाकारानिङ्गितानि च कन्यायाः संप्रयोगार्थं तांस्तान्योगान्विचिन्तयेत्॥
बालक्रीडनकैर्बाला कलाभिर्यौवने स्थिता वत्सला चापि संग्राह्या विश्वास्यजन संग्रहात्॥

इङ्गिताकारसूचनं २७ सप्तविंशं प्रकरणम्.

કન્યાના ઇંગિત આકાર અને ચેષ્ટાપરથી તેના અન્તરગત વિચારો જાણવાના લક્ષણોનું અવલોકન.

ભાવાર્થ:--

૧ શરમને લીધે સ્નેહી પુરૂષની સન્મુખ જોતી નથી.
૨ જુએ અથવા તેની સામું જોવામાં આવે તો લજ્જા દર્શાવે છે
૩ જો રૂચિકર લાગે તો પુરૂષને પોતાનું સુંદર અંગ કોઈપણ નિમિત્તે દર્શાવે છે.
૪ પ્રમત્ત, પ્રચ્છન્ન થઈને નાયકને દૂરથી છુપી રીતે જુએ છે,
૫ કાંઈ પુછવામાં આવે તો હસીને હસતે મુખે, અસ્પષ્ટ શબ્દોમાં, બરાબર ન સમજાય તેમ, નીચું મુખ રાખી ધીમે ધીમે બોલે છે.
૬ સ્નેહીજન પાસે ઘણો વખત ઉભા રહેવાનું પસંદ કરે છે.
૭ દૂર ઉભો હોય તો " મને તે જુએ તો ઠીક" એવું મનમાં લાવી મુખ અને નેત્રના વિકારો કરી પરિજનને બોલાવે છે. પણ પોતાના સ્થાનને છોડતી નથી.

૮ કાઈપણ લેવામા આવે તો લોકને ખુબ હસી પડે છે
૯ અને ત્યા ઉભા રહેવા માટે કથાપ્રસગ કે કોઇ બાનુ ઉપજાવી કાઢે છે
૧૦ ખોળામાના બાળકને ચુબન અને આલિંગન કરવા લાગે છે
૧૧ પરિચારિકાને તિલક રચે છે
૧૨ બીજા નોકરોને થોભી રાખી તે તે લીલાને દર્શાવે છે
૧૩ સ્નેહીજનના મિત્રોનો વિશ્વાસ કરે છે
૧૪ તેઓના વચનોનુ શ્રવણ કરે છે અને કહે તે પ્રમાણે કરે છે
૧૫ તેના નોકર ચાકર સાથે મમતા-સ્નેહ-વાર્તાલાપ અને ધુત આદિ આચરે છે
૧૬ પોતે જાણે માનીક હોય તેમ તેઓને ધમકાવી તેઓને કામમા લગાડે છે
૧૭ તેઓની પાસેથી અથવા બીજાઓદ્વારા પોતાના સ્નેહીજન સબધી કથા-વાર્તા, આતુરતાથી સાભળે છે
૧૮ ધાત્રીના કથનાનુસાર સ્નેહીના નિવાસ સ્થાનમા પણ પ્રવેશે છે
૧૯ તેને (ધાત્રીને) દુર કરીને નાયક સાથે કથા વાર્તા આલાપ આદિ યોજવાનુ પણ ઇચ્છે છે
૨૦ જે પોતે અલકૃત ન હોય તો તેના દૃષ્ટિપથમા આવવાનુ પસદ કરતી નથી
૨૧ કર્ણપર વીંટી કે માળા જે કાઇ તે માગે તે પોતાના અગપરથી ઉતારી ધીરતા પૂર્વક સખીના હસ્તકમા મુકી તેને આપે છે
૨૨ સ્નેહીજનની આપેલી વસ્તુ હમેશા ધારણ કરે છે
૨૩ બીજા પુરૂષની વાતચિતોથી વિરક્ત રહે છે
૨૪ તેના વિરોધીઓ સાથે હળતી મળતી નથી

ટુકામા—બાળકોને યોગ્ય રમકડાઓ વિગેરેથી બાળાને કળા આદિના પ્રયોગોથી યુવાવસ્થાયુક્ત યુવતીને, અને વિશ્વાસપાત્રજનોના વિશ્વાસમા લઈ વત્સલા સ્ત્રીને વશ કરી શકાય છે એટલા માટે અવસ્થા અને સ્વભાવ આદિનુ પરીક્ષણ કરી વશીકરણ પ્રયોગોને આચરવા

વાત્સ્યાયન કામસૂત્ર

ઉપર પ્રમાણેના ભાવ સયુક્ત આકાર ઇગિત વિગેરે જોઈને કન્યાના પરિશીલન માટે પ્રસગાનુસાર ઉપાયોનુ ચિન્તન કરવુ

## ૭ સાહિત્ય અને બુદ્ધિશક્તિઓના સમૂહની યથાયોગ્ય સન્તુષ્ટિદ્વારા પરસ્પરના હૃદયોને તૃપ્ત કરવાની પરિશીલન વિધિ

આ સાહિત્ય અને બુદ્ધિશક્તિઓના સમૂહની અદર નીચે જણાવેલી આઠ શક્તિઓનો સમાવેશ થાય છે

**ન ૩૫. સ્મૃતિ અથવા ઇતિહાસ શકિત ન ૩૭. તાલ અથવા સમય જ્ઞાન ન. ૩૮ સગીત શક્તિ. ન. ૩૯ વક્તૃત્વ શકિત. ન ૪૦ તર્ક શક્તિ ન ૪૧ તુલના શકિત ન. ૪૨ પ્રેરણા શક્તિ. અને ન. ૪૩ સૌજન્ય આદિ**

આ બધી શક્તિઓના સ્થાના બન્ને કપાલની નીચે આવેલા મનુષ્યના મસ્તકના અગ્રભાગના લોચાઓની તન્તુ ગ્રન્થીઓમા આવેલા છે જે સ્ત્રી પુરૂષોના આ સ્થાનના મસ્તકના લોચાઓમાની તન્તુગ્રન્થીઓ વિસ્તૃત સમ્મ અને લાબી પહોળી હોય છે, તેઓની સાહિત્ય શક્તિઓ અને બુદ્ધિશક્તિઓ ઘણીજ તીવ્ર ચપળ મેધાયુક્ત તથા તેજસ્વી હોય છે આવા લક્ષણવાળા સ્ત્રી-પુરૂષો બુદ્ધિશક્તિઓના કાઇપણ પ્રકારના કાર્યો કરવા માટે હમેશા તત્પર રહે છે કારણ કે તેઓના આ બુદ્ધિશક્તિના સ્થાનના અવયવો અતિ પ્રબળ હોવાથી તેઓને મનન ચિન્તન તર્ક તુલના, સ્મૃતિ આદિ અવયવોનો અધિક ઉપયોગ કરવામા આવે તેવા પ્રકારના કાર્યો કરવાનુ સ્વાભાવિક મન થાય છે

૩૫ આટલા માટે જેઓની યાદ શક્તિ અથવા **સ્મૃતિ કે ઇતિહાસશક્તિ** ઘણી તીવ્ર હોય તેવા સ્રીપુરૂષોને વાર્તાઓ કે તેવાજ પ્રકારની નવલકથાના ગ્રન્થો, ઐતિહાસિક વૃતાંતો વિગેરે વાચવાનું કે સાંભળવાનું અથવા તેવીજ બાબતો સંબંધી સામાન્ય જ્ઞાન મેળવવાનું સહજ સ્વાભાવિક મન થાય છે, તેથી તેઓની પાસે તેવાજ પ્રકારના વિષયોનું વર્ણન કરવાથી અથવા ગ્રંથો આપવાથી તેઓ સહજ પ્રસન્ન થાય છે

૩૭-૩૮ જેઓની અંદર **તાલજ્ઞાન** અને **સંગીતશક્તિના** અવયવો પ્રબળ પ્રમાણમાં હોય, તેવા સ્વભાવના સ્રી-પુરૂષો સંગીત અને તાલ આદિનું જ્ઞાન મેળવવાથી, નાચ, ગાન, અને સંગીત નૃત્ય આદિના જલસાઓમાં ઉત્સાહ પૂર્વક ભાગ લેવાથી કે તેવા પ્રસંગોમાં તેઓને આમંત્રણ આપવાથી તેમજ તેવા પ્રકારની સંગીત નૃત્ય કે તાલ આદિની વિદ્યાનું જે પુસ્તકોદ્વારા અથવા સંસ્થાઓદ્વારા જ્ઞાન મળી શકે તેવા પ્રકારના પુસ્તકો વિગેરેને અર્પણ કરવાથી તેમજ તેવાજ પ્રકારનું કાર્ય કરનાર સંસ્થાઓની અંદર સંયુક્ત થઈ કાર્ય કરવાથી, સહજ સંતુષ્ટ કરી શકાય છે સુંદર અને મધુર પ્રકારના તાલ સૂર અને નૃત્યગીત આદિના શ્રવણદ્વારા તેઓના મન અત્યન્ત પ્રસન્ન અને સંતુષ્ટ થાય છે જ્યારે જે સ્રીપુરૂષોમાં **નં. ૩૫ ઇતિહાસશક્તિ નં ૩૭ તાલજ્ઞાન અને નં. ૩૮ સંગીતશક્તિ** આદિના અવયવો તદન મંદ અને સ્તબ્ધ હાલતમાં હોય છે, તેવા લક્ષણવાળા સ્રીપુરૂષો પાસે ઉપર જણાવેલા કોઈપણ પ્રકારના દ્રષ્યો રજુ કરવાથી તેઓના મનપર કોઇપણ પ્રકારની શુભ અસર ન થતા ઉલટા અભરામણમાંજ પડે છે, તેઓની પાસે ઉપરોક્ત સર્વ ભાવોનું વિવિધ પ્રકારે કરવામાં આવતું દર્શન, તદન અરણ્યરૂદનવત્ નિષ્ફળ નિવડે છે "આંધળા આગળ આરસી અને બહેરા આગળ ગાન" એ કહેવત આવા સાહિત્ય સંગીત અને કળા આદિના ઉત્કૃષ્ટ પ્રકારના ભાવોથી રહિત નરપશુઓના સંબંધમાં યથાવત્ ચરિતાર્થ થાય છે જ્યારે ઉપરોક્ત સર્વ વૃત્તિઓના સ્થાનો જે યુવાનો કે યુવતીઓની અંદર યથાવત્ ખીલેલા હોય છે તેઓ પરસ્પરના પરિચયમાં આવતા પોતપોતાની ઉત્કૃષ્ટ શક્તિઓના પ્રભાવદ્વારા અનેક સ્રીપુરૂષોના મનને અને હૃદયોને અનેક પ્રકારના અવનવા નિર્દોષ આનંદો આપી તેઓના મનનું હરણ કરી શકે છે મનના ઉપર કોઈ અજબપ્રકારની મોહક કે માદક અસર કરી પરસ્પર આકર્ષે છે ખાસ કરી આવા વિષયની પ્રત્યક્ષ અસર, આપણે કોઈ ઉત્તમ પ્રકારના નાટકોની અંદર જ્યારે કોઈ ઉત્તમ પાત્રને બહુજ સુંદર રીતે હાવભાવ પ્રદર્શિત કરી મધુર અને સુલલિત કંઠે પોતાના હૃદયગત ભાવોને પ્રબળપણે શ્રીયુત્ **શ્રી બાલગંધર્વ** કે મા (સુંદરી) **જયશંકર** આદિ જેવા ઉત્તમપ્રતિના પાત્રોદ્વારા પ્રકટ થતા અનુભવીએ છીએ ત્યારે તેઓના ભાવોની ગુપ્ત અસરો પ્રેક્ષકવર્ગના યુવકવર્ગની અંદર કેટલી બધી પ્રબળ, હૃદયસ્પર્શી અને સ્થાયી અસર કરી શકે છે, તે પરથી સ્પષ્ટ અનુભવી શકાય છે આવા પ્રકારના ઉત્તમ ભાવયુક્ત સ્રીપુરૂષો પરસ્પરના આવા નિર્દોષ આનંદ વિનોદના પ્રસંગોમાં જ્યારે જ્યારે આવે છે ત્યારે એકબીજાના મન અથવા હૃદયપર જે અજબ પ્રકારનો ગૂઢ પ્રભાવ પાડે છે તેની અંદર કુદરતના અનેક મહાન અને ભવ્ય ઉદ્દેશો સમાયેલા હોય છે આમાંથી પરસ્પરના હૃદયની મૈત્રી, ગાઢ પરિચય અને પરિણામે સર્વ અનુકુળ ભાવોદ્વારા પરસ્પરના હૃદયોનું આકર્ષણ આદિ ઉદ્દેશો સ્પષ્ટરૂપે સિદ્ધ થતા જોવામાં આવે છે

આવીજ રીતે **નં. ૩૯ વક્તૃત્વશક્તિની** પ્રબળતાવાળા સ્રીપુરૂષોના સંબંધમાં પણ સમજવુ જ્યાં સુંદર, મધુર, વિનીત ભાવયુક્ત, શામગુણપ્રધાન, અને સ્નેહ સૌજન્ય, કરૂણા આત્મનિષ્ઠા તેમજ નીતિ અને ધર્મભાવ યુક્ત ઉત્તમોત્તમ સાત્વિક તેમજ ઉત્કર્ષક લાગણીઓના પ્રભાવથી-પ્રભાવિત થયેલ દિવ્ય સરસ્વતિનો સુંદર ધારા પ્રવાહ નિરંતર પોતાના સ્વાભાવિક રૂપમાં સદા પ્રવર્તિ રહેલ હોય, એવા વાગ્ભૂષણથી વિભૂષિત થયેલ આત્માઓ, કોના હૃદયને વશ ન કરી શકે !!! સર્વ આત્મગત્ ભાવોનો પ્રકાશ, આ વાણીદ્વારાજ મુખ્ય રીતે થઈ શકે છે અને તેથી તેની મધુર મોહકતા અન્ય સર્વ ભાવોના સ્વરૂપનું પણ યથાર્થ દર્શન કરાવે છે ખાસ કરી પરિશીલન ક્રિયા માટે દર્શાવવામાં આવતી સર્વ ભાવનાઓના પ્રકટિકરણનો એ મુખ્ય આધાર છે, જેથી તેનું ખાસ વિશેષ મહત્વ છે આટલા માટે યુવાનો તેમજ યુવતીઓએ જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં પરસ્પરના સમાગમમાં અથવા પ્રસંગમાં આવવાની તક મળે ત્યારે ત્યારે હમેશા સુંદર-મધુર-સ્નેહ અને સૌજન્ય તથા વિનયઆદિ ભાવયુક્ત વાણીનોજ યથાયોગ્ય રીતે ઉપયોગ કરવો જેથી બન્ને વર્ગની અંદરના મધુર ભાવો હમેશા ઉન્નત થઈ પોષાઇ રહે

वाक् चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ।

આવીજ રીતે જ્યાં નં० ૪૦ તર્કશક્તિ નં० ૪૧ તુલનાશક્તિ નં० ૪૨ પ્રેરણા શક્તિ અને નં० ૪૩ સૌજન્ય આદિ વૃત્તિઓનાં ભારે પ્રબળ પ્રમાણમાં હોય તેવા સ્વભાવનાં સ્ત્રી પુરૂષોની, તે તે વૃત્તિઓને રૂચિકર થઇ પોષે, સંતોષે અને આનંદ આપે તેવા તેવા પ્રકારના તત્વજ્ઞાન, પદાર્થ વિજ્ઞાન, અધ્યાત્મ વિદ્યા, આદિ ભવ્ય વિષયોપરના ગ્રન્થો વિગેરેના વાચન, મનન, ચિંતન, સંવાદ કે ચર્ચા આદિ ઉપસ્થિત કરવાથી અનેક રીતે પરસ્પરની બુદ્ધિશક્તિઓનું પરિશીલન થઇ શકે છે. સુંદર સમાલોચના યુક્ત લેખો નિબંધો કે સુંદર અને સચિત્ર માસિકોની અંદર આવતા અનેક પ્રકારના વિદ્વત્તાપૂર્ણ વિષયોની ચર્ચાઓમાં ભાગ લેવાથી પણ અનેક તરેહના બુદ્ધિશક્તિઓના આનંદો અનુભવી શકાય છે.

## મનુષ્યની બુદ્ધિશક્તિઓને ખેલવાના પ્રદેશો.

મનુષ્યની સાહિત્ય શક્તિઓ અને બુદ્ધિ શક્તિઓને ખીલવવાના સાધનો અને પ્રસંગો તેમજ તે સમૂહની અંદરની પ્રત્યેક શક્તિને ખેલવાના વિવિધ વિષયોના સાહિત્યના પ્રદેશો, એટલા તો વિશાળ, ભવ્ય અને ગંભીરતા પૂર્ણ છે, તેમજ વિશ્વ-વટવૃક્ષની માફક અનંત શાખા પ્રશાખાઓમાં વિસ્તૃત પડેલા છે કે તેની કોઈ સીમાજ નથી.

૧ મનુષ્યની **અવલોકન શક્તિઓને** ખીલવવા માટે અવલોકનશક્તિઓનું સાહિત્ય, જેમ કે,—ચિત્ર, શિલ્પ, હુન્નર, ઉદ્યોગ અને કળા-કૌશલ્યઆદિનું સાહિત્ય

૨ **બુદ્ધિ અને મનનશક્તિઓને** ખીલવવા માટે તત્વજ્ઞાન, પદાર્થવિજ્ઞાન અને અધ્યાત્મિક વિષયોનું સાહિત્ય.

૩ **સાંસારિક લાગણીઓને** ખીલવવા અને પોષણ આપવા માટે સામાજીક સુધારણા ( Social Reform ) અને ( Science of Social organisation) સામાજીક બંધારણનું સાહિત્ય, તેમજ **રસશાસ્ત્ર** ( Sexual Science-Sexology )

૪ **નૈતિક અને ધાર્મિક શક્તિઓને** ખીલવવા તેમજ સંતોષવા માટે નીતિ વિદ્યા—નયશાસ્ત્ર, કાયદાઓ વિગેરેનું સાહિત્ય

૫ **પ્રાવીણ્યપ્રદાયક શક્તિઓની** ખીલવણી માટે કળા-કૌશલ્ય, સૌન્દર્યપ્રેમ, નાટયકળા, સિનેમા, અભિનયકળા, ચિત્રકળા પેઈન્ટીંગ વિગેરે વિષયોનું સાહિત્ય

૬ **આત્મરક્ષક વૃત્તિઓને** અનુકૂળતા આપે, પોષે, અને શુભ માર્ગો દર્શાવે તેવા પ્રકારના ઉત્તમ ગ્રન્થો—નકશાઓ વિગેરે સચિત્ર પુસ્તકો અથવા પેઈન્ટીંગ ફોટો કે નમુનાઓ રૂપ સાહિત્યનો પણ વર્તમાન કાળમાં અનેક રીતે પ્રચાર થઇ રહ્યો છે આવા પ્રકારના સાહિત્યની અંદર-૧ વૈદકશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર (Hygiene) જીવનશાસ્ત્ર શારીરશાસ્ત્ર શારીરવિજ્ઞાનશાસ્ત્ર, પાકશાસ્ત્ર, (Cookery) રંગરસાયનવિદ્યા, (Chromopathy) જળચિકિત્સાશાસ્ત્ર, ( Hydropathy ) Naturopathy, વ્યાયામશાસ્ત્ર ( Physical culture ) અર્થશાસ્ત્ર, સમ્પત્તિશાસ્ત્ર, હુન્નર ઉદ્યોગના ગ્રન્થો, યુદ્ધવિદ્યા, આદિ અનેક વિષયો કે જેનો સંબંધ માનસશાસ્ત્રની નં ૧ થી ૭ સુધીની આત્મરક્ષક વૃત્તિઓની સાથે સંયુક્ત થયેલો હોય, તેના સર્વ વિષયોનો સમાવેશ થઈ શકે છે આમાંથી જે કોઈપણ એકાદ અથવા વિશેષ વિષયોપર સ્ત્રીપુરૂષોના મનની ખાસ વિશેષ અભિરૂચિ હોય તેવા પ્રકારના સાહિત્યોનું અવલોકનાર્થે કે સગ્રહાર્થે પરસ્પરમાં થતુ પ્રદાન, બન્નેના આચાર વિચાર અને ભાવનાઓ વિગેરેમાં અનેક પ્રકારના સામ્યની સ્થાપના કરી બન્નેનાં હૃદયોને અનેક પ્રકારના આનંદો આપવા સાથે “**समानशीलव्यसनेषु सख्यं**” ના સિદ્ધાન્તો પ્રમાણે ઉચ્ચ પ્રકારના મૈત્રીભાવ તરફ પ્રેરે છે

ટુંકામાં-માનવસમાજની અંદર વિવિધ પ્રકારનાં જે જે સાહિત્ય-વિલાસોની અદ્‌ભૂત પ્રવૃત્તિઓ વર્તમાન કાળમાં વિજ્ઞાનની અનેક શાખાપ્રશાખારૂપે સર્વત્ર થઇ રહેલા છે, તેવા સર્વ સાહિત્યનો સબંધ એક અથવા બીજી રીતે મનુષ્ય સ્વભાવની કોઇને કોઈપણ પ્રકારની શક્તિઓ, લાગણીઓ અથવા ભાવનાઓ સાથે મહાન કુદરતદ્વારાજ એવી તો આશ્ચર્યજનકરીતે સંયુક્ત થઈ રહેલ છે કે તે આપણને મસ્તકવિદ્યાની પદ્ધતિ અનુસાર અત્યન્ત સરળતાથી સ્પષ્ટ રીતે સમજી શકાય તેમ છે.

માનવહૃદયની સાથે સબંધ રાખનાર નં. ૧ થી ૮ સુધીના સર્વ સમૂહોની અંદરની પૃથક પૃથક વૃત્તિઓનો પરિશીલન વિધિ સાથે જે જુદા જુદા પ્રકારનો સબંધ છે અને તેઓના વિવિધ કાર્યોદ્વારા જે જે વિવિધ પ્રકારની અસરો, સ્ત્રીપુરૂષનાં હૃદયોમાં ઉત્પન્ન કરી કે પ્રદીપ્ત કરી જે વિધિઓદ્વારા યથાવત પોષી શકાય છે તેનું આવશ્યક વર્ણન માત્ર અત્રે આપવામાં આવેલ છે. છતાં ઉપરોક્ત સર્વ વૃત્તિઓ અને તેઓનાં સર્વ સમૂહો સાથે નં. ૪૩ વાળી **સૌજન્યભાવની વૃત્તિ** તો એટલો બધો ગાઢ, અતિ મહત્વપૂર્ણ અને સુંદર સંબંધ રાખે છે કે તેની મહત્તાનું વર્ણન કરતાં અતિશયોક્તિને તો ભાગ્યેજ અવકાશ રહે છે. સૌની સાથે હળીમળીને, સહાસ્યપણે કોઇનેપણ દુઃખવ્યા વિના મિલનસારપણે મધુરવૃત્તિથી વર્તવું-અથવા વર્તાવવું એ આ **સૌજન્યની વૃત્તિનોજ** બધો પ્રતાપ છે સ્ત્રી વર્ગની અંદર આ વૃત્તિ હમેશાં ખાસ વિશેષ પ્રમાણમાં હોય છે, જેથી તેઓ હમેશાં મધુર, મિલનસાર, સર્વને સુખી, સંતોષી અને આનંદમાં રાખનાર, તથા કોઈનું પણ મન દુઃખવ્યા વિના સર્વની સાથે સહાસ્યપણે વર્તી સર્વત્ર શાન્તિ અને સુલેહને સ્થાપવાની ક્રિયામાં સૌથી પ્રથમ સ્થાન મેળવનાર અને આખરે તેવા ઉદ્દેશોની પૂર્તિ ખાતર આત્માસમર્પણ કરનાર પણ તેઓજ મોટે ભાગે નિકળે છે વળી કુદરતે આ સૌજન્યવૃત્તિનું સ્થાન પણ એવાજ શુભ પ્રયોગોમાં અને માનવપ્રકૃતિના સમુદાયો વચ્ચે યોજેલું છે કે તેથી એ વૃત્તિને કે તેનાં ભાવોને જોઈતી સર્વ અનુકુળતાઓ સહજ પ્રાપ્ત થાય છે.

આ **સૌજન્યવૃત્તિનું સ્થાન**, નં. ૪૦ **સમજશક્તિ અથવા બુદ્ધિ-ઇન્દ્રિયના** અવયવની ઉપર. નં. ૧૧ તથા ૪૩ વાળી **દયા કે કરૂણાવૃત્તિ તેમજ પ્રેરણા વૃત્તિના** અવયવોની બન્ને તરફ બાજુમાં નં. ૧૮ ભક્તિ અને નં. ૧૯ વાળા અધ્યાત્મશક્તિ આદિ અવયવોની નીચે અને નં. ૨૪ સૌન્દર્ય પ્રેમ અને ઔદાર્ય આદિ અતિ સુંદર અવયવોની વચ્ચમાં એવી રીતે આવી રહેલ છે કે આ વૃત્તિના અન્યોન્યના પ્રભાવથી અને પરસ્પરની અસરોથી માનવજીવના અનેક ક્ષેત્રોમાં જે ઉત્તમ પ્રકારનું કાર્ય, આ સૌજન્ય વૃત્તિ બજાવી શકે છે, તેવું મધુર, શામક અને સર્વત્ર સુલેહ અને શાન્તિ સ્થાપનાર બીજું કોઈપણ માનસઅવયવ આ વિશ્વમાં નથી સ્ત્રીવર્ગની અંદરની સર્વ મધુરતા, મોહકપણું આકર્ષણ આ વૃત્તિના કાર્યની તેઓની અંદરની પ્રબળતાનેજ મુખ્યત્વે આભારી છે, અને એટલા માટે તેઓને **સ્નેહ, સૌજન્ય અને કરૂણાની મૂર્તિઓ** કહેવામાં આવે છે તે ખરેખર યથાર્થજ છે આ વૃત્તિ, યુવાનો તેમજ યુવતીઓનાં પરસ્પરના પરિશીલન અને સમ્મેલન આદિના અનેક પ્રસંગોમાં જે અજબ પ્રકારનો મોહક પ્રભાવ પ્રસારે છે. તેની દિવ્ય અસરો પાસે મોટા મોટા મુનીવરોના મન પણ ચલિત થયા વગર રહેતા નથી

સામાન્ય રીતે પુરૂષ વર્ગની અંદર આ વૃત્તિ જ્યારે સાધારણ પ્રમાણમાં અને ક્વચિતજ કોઈકોઇ સ્થળેજ જોવામાં આવે છે ત્યારે સ્ત્રીવર્ગમાં તો લગભગ સેંકડે ૮૦ ટકામાં એ ભાવો પ્રબળપણે પ્રવર્તી રહેલા જોવામાં આવે છે. સંસારની બધી મધુરતા સ્ત્રીઓનાં સૌજન્યનેજ આભારી છે.

## ૯. પંચજ્ઞાનેન્દ્રિઓના સમૂહની મદદથીદ્વારા પરસ્પરના હૃદયોને પ્રાપ્ત કરવાની પરિશીલન વિધિ.

નં. ૪૧ શ્રવણેન્દ્રિય નં. ૪૬ સ્પર્શેન્દ્રિય નં. ૪૭ દર્શનેન્દ્રિય નં. ૪૮ રસનેન્દ્રિય અને નં. ૪૯ ઘ્રાણેન્દ્રિય નાસિકા આદિ પંચેન્દ્રિઓના સમાવેશ જ્ઞાનેન્દ્રિયના અવયવોમાં થાય છે આ પાંચે ઇન્દ્રિયોના કાર્યો જે પ્રમાણે જુદા જુદા પ્રકારનાં છે, તે પ્રમાણે તેઓના સ્થાન, રચના, આદિની યોજના તેમજ તેઓને સંતોષવાના સાધનો પણ વિવિધ પ્રકારનાં હોય છે.

અને ભક્તિ આદિ ભાવો પણ પેદાકરી, રસોત્પાદન કરવાનુ પણ અનુપમ કાર્ય કરે છે એટલુજ નહી પણ પરસ્પરના અતિનિકટ સબધમા આવ્યા વિના દુરથીજ માત્ર અનેક પ્રકારની સાકેતિક ભાવનાઓના અનુભવો કરાવવામા પણ અનેક રીતે સહાયભૂત થાય છે આટલા માટે આ દર્શનેન્દ્રિયનો મહિમા પણ અત્યત મહાન છે યુવાનો તેમજ યુવતીઓના વર્ગો આટલા માટે પરસ્પરની આ વૃત્તિઓની સતુષ્ટિ અને સતૃપ્તિ ખાતર પોતાથી બનતા સર્વ ધર્મ્ય પ્રયોગો અને ઉચિત પ્રયત્નો આ પરિશીલન ક્રિયાની વિધિ પ્રસગે યોજવા એમા કાઈ અયોગ્ય નથી

પરસ્પરના આકાર ઈગિત અને ચેષ્ટા તથા ગતિ આદિ ભાવો તેમજ મુખ અને નેત્ર આદિ પરના અનેક વિકારો વિગેરેનુ જ્ઞાન સમ્પાદન કરવાનુ સાધન આ આપણી દર્શનેન્દ્રિયો છે તેની શક્તિને ખેલવાના ક્ષેત્રો રૂપ વિષયો પણ આ વિશ્વમા અત્યન્ત વિસ્તૃત રીતે સર્વત્ર ફેલાયલા છે જેનો યથાયોગ્ય સયમપૂર્વક ઉચિત ઉપયોગ કરવો જોઇએ

**નં૦ ૪૮ રસનેન્દ્રિય—જીહ્વા** આ ઇન્દ્રિયદ્વારા વિશ્વની અદરના અનેક પ્રકારના રસોનુ આસ્વાદન થઈ શકે છે સમગ્ર શરીરની અદર માત્ર આ **રચનાની** અદરના જ્ઞાનતન્તુ વિશેષનીજ ખાસ એવી વિચિત્ર પ્રકારની યોજના કરવામા આવેલ છે કે પદાર્થ માત્રની અદર સમાયેલા સ્વાદ માત્રનુ જ્ઞાન તે દ્વારાજ પ્રાપ્ત કરી શકાય છે, બે કે ત્રણ ઈચના વિસ્તારવાળો જીહ્વા-ઈન્દ્રિયનો આ નાનો સરખો પ્રદેશ વિશ્વની અદરના સપૂર્ણ રસ સાગરનુ આસ્વાદન કરવાના આશ્ચર્યજનક કાર્ય માટે નિયુક્ત કરવામા આવેલ છે જગતમા જેટલા પ્રકારના રસો છે તે બધાનો સમુદાયરૂપે જુદા જુદા ૭ પ્રકારના રસોમા સમાવેશ કરવામા આવેલ છે

**૭ પ્રકારના રસો.** ૧ ખાટો ૨ ખારો, ૩ તીખો ૪ તુરો ૫ કડવો અને ૬ મધુર એમ ૭ પ્રકારના રસો છે આ વિવિધ પ્રકારના રસોનુ આસ્વાદન કરવા માટે રસનેન્દ્રિય જીહ્વા પરના જ્ઞાનતન્તુઓની રચના પણ વિવિધ પ્રકારની કરવામા આવેલ છે અને તે દરેક પ્રકારના સ્વાદને ગ્રહણ કરનાર તન્તુ વિશેષોને માટે જીહ્વાપર જુદા જુદા પ્રદેશો પણ નિયત કરવામા આવેલા છે અમુક પ્રકારના સ્થાન વિશેષના તન્તુઓ અમુકજ પ્રકારના રસોનુ આસ્વાદન કરી શકે છે જ્યારે જે વ્યક્તિની અદર જે પ્રકારના રસતન્તુઓની જીહ્વાના પ્રદેશપર પ્રબળતા હોય છે તેવી વ્યક્તિને તે તે તન્તુઓની પ્રબળતાને અનુકુળ આવે તેજ પ્રકારના રસો વિશેષ પ્રમાણમા રુચિકર લાગે છે

આમ હોવાથી જુદાજુદા સ્વભાવના મનુષ્યો ભિન્નભિન્ન પ્રકારની અનેક રુચિઓવાળા જોવામા આવે છે કોઈને મિષ્ટ પદાર્થો વધારે રુચિકર અનુકુળ લાગે છે જ્યારે કેટલાક મનુષ્યોને તીખા તુરા કે તમતમા પદાર્થોજ વિશેષ અતિ પ્રિય લાગે છે આવા અનેક પ્રકારના સ્વાદોની વિચિત્ર ભાવનાવાળા સ્ત્રીપુરુષો જોવામા આવે છે તેના કારણો આ રસનેન્દ્રિયના જુદાજુદા પ્રદેશના તન્તુઓની ન્યૂનાધિક પ્રબળતા કે મદતા ઉપર આધાર રાખે છે અને તે પ્રમાણે પ્રત્યેક વ્યક્તિ પોતાની પ્રબળ રસવૃત્તિને પોતાની અનુકુળતા પ્રમાણે અનુકૂળ વિષયોના આસ્વાદદ્વારા સતોષવા પ્રેરાય છે આ એક સામાન્ય નિયમ છે સ્ત્રી પુરુષોના યુગ્મોને અવિવાહિત જીવનમા પોતાની તેમજ અન્ય સ્નેહિની આ રસવૃત્તિઓને સતોષવાના પ્રસગો આપણા દેશકાળની રૂઢી અનુસાર કદાચિત્ પ્રાપ્ત થાય છે પણ વિવાહિત જીવનની અદરતો તેવા પ્રસગો નિત્ય સહજ પ્રાપ્ત થઇ શકે છે એટલે આ રસાસ્વાદની વૃત્તિઓનુ સ્થૂલ પરિશીલન પરણ્યા પછીના જીવનમાજ યથાવત્ સભવે છે અને અનેક પ્રકારના રસાસ્વાદરૂપ ભક્ષ્ય ભોજ્ય લેહ્ય પેયઆદિ પદાર્થોદ્વારા તેઓને અનેક રીતે સતોષી શકાય છે

**નં ૪૯ ઘ્રાણેન્દ્રિય નાસિકા**—આ વૃત્તિનુ કાર્ય અનેક પ્રકારની ગધોને ગ્રહણ કરી ગધજ્ઞાન આપવાનુ છે એટલુજ નહી પણ અનુકુળ કે પ્રતિકુળ પ્રકારની સુગન્ધો કે દુર્ગન્ધોના જ્ઞાનદ્વારા દષ્ટ અથવા અદ્રષ્ટ પદાર્થોના અનુકુળ અથવા પ્રતિકુળ સ્વરૂપને પણ યથાવત્ દર્શાવી તે તે પદાર્થોના પ્રસગમા આવવા અથવા ન આવવાની અમૂલ્ય સૂચનાઓ પણ આ શક્તિ આપી શકે છે સામાન્યરીતે આપણી નાસિકા અનેક પ્રકારના સુગધી અને મધુર દ્રવ્યોની અનુકુળ સુવાસને ગ્રહણ કરવા હમેશા તત્પર રહે છે જ્યારે પ્રતિકુળ પ્રકારની દુર્ગન્ધો કે દુષ્વાસનાના પ્રસગથી સર્વથા બચવા તત્પર રહે છે રસનેન્દ્રિયના તન્તુઓની રચનાની માફકજ આ ઘ્રાણેન્દ્રિયોના તન્તુઓની રચના પણ

વિવિધ પ્રકારની તન્તુઓની ન્યૂનાધિક દશાને લઇ અનેક પ્રકારની વિવિધતાઓ દર્શાવે છે. જ્યારે એવી અનેક પ્રકારની ઈચ્છાઓને તૃપ્ત કરવા માટે જગતનિયન્તા પ્રભુએ આ વિશ્વની અંદર અનેક પ્રકારના સુગંધી સુવાસિત મધુર અને રમ્ય દ્રવ્યોની તેમજ અનેક પ્રકારની સુવાસવાળાં સુમનમય પુષ્પોની યોજનાઓ કરી છે. જેનાં દ્વારા માનવ સમાજ ગંધગ્રાહક તન્તુઓનાં અનેક પ્રકારના આનન્દો પોને જાતે અનેક રીતે લઇ શકે છે તેમજ પોતપોતાના સ્નેહિઓને પણ અનેક રીતે આપી શકે છે.

આ ઘ્રાણેન્દ્રિયના વિષયની યથાવત્ તૃપ્તિ માટે જેવી રીતે કુદરતે પણ અનેક પ્રકારના દ્રવ્યોની યોજનાઓ કરેલી છે તેજ પ્રમાણે માનવ જાતિએ પણ અનેક પ્રકારના સુગંધી તૈલો અત્તરો, સેન્ટો, અને મધુર તથા સુગંધી પાઉડરો આદિદ્વારા અનેક રીતે પોતપોતાના આનન્દો પ્રાપ્ત કરવાના પ્રયત્નો પણ આરંભેલા છે. પરસ્પરની પરિશીલન ક્રિયામા આ વિષય સબંધી સામાન્ય જ્ઞાન પણ અનેક રીતે ઉપયોગી થઇ શકે છે. જ્યારે ખાસ કરી. સુમધુર અને સર્વ પ્રેમભાવ પૂર્ણ-યૌવનવસન્તના સુંદર ઉદ્યાનમાં, પરિશીલન ક્રિયાની યથાવત સિદ્ધિ અર્થે પરિભ્રમણ કરતા સ્ત્રી પુરૂષોના હૃદયસ્થ પરમગૂઢ પગજના પરિમલોને પ્રસારવા માટે પણ આવાં સુંદર સુગંધમય દ્રવ્યો પણ અનેક રીતે સહાયભૂત થાય છે.-તેનો સર્વ યોગ્યરીતે ઉપયોગ કરવો એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે

## ૯ મન અથવા આત્માની સર્વ શક્તિઓ, લાગણીઓ અને વૃત્તિઓની યથાયોગ્ય સન્તુષ્ટિના સર્વ પ્રકારો; એજ પરિશીલન.

૧. આત્માની સર્વ શક્તિઓને યથાયોગ્ય સંતોષવા માટેજ આ સમગ્ર વિશ્વની રચના છે

૨. આત્માની સર્વ લાગણીઓને યથાયોગ્ય રીતે આનન્દો આપવા માટેજ સમગ્ર સાંસારિક સંબંધોની યોજના છે,

૩. આત્માની સર્વ ભાવનાઓને પ્રદીપ્ત કરી યથાવત પોષવા માટેજ સકલ વિશ્વના પદાર્થો અસ્તિત્વ ધરાવે છે,

૪. ટુંકમાં કહીએ તો આત્માની સર્વ માનસિક અને શારીરિક શક્તિઓના યથાવિધ રમણ અર્થેજ સમગ્ર વિશ્વના રમણીય પ્રદેશોથી યોજના થયેલી છે.

**વિશ્વનિયંત પરમપિતા-પરમાત્મની** આ અતિ અદ્ભૂત અનંત અપાર અને આશ્ચર્યમય વિશ્વ રચનાના સર્વ પ્રપંચો અને પ્રયાસો, આ અનંત વિશ્વની અંદર વ્યાપી રહેલા અનંત આત્માઓને, તેઓના ગુણકર્માંનુરૂપ ફળરૂપે અનેક પ્રકારના સંતોષ, સુખ અને આનન્દો આપી તેઓના અન્તર-આત્માઓને પોતા તરફ આકર્ષી, અનંત આનંદના ભોગી બનાવવા માટેના જ એ સર્વ વિધાનો છે, અને એટલા માટેજ તેનું નામ-**વિશ્વકર્મા, વિશ્વાત્મા, વિભૂ, વરેણ્ય, વિશ્વંભર, આનંદઘન** આદિ અનેક સાર્થક શબ્દોદ્વારા સુપ્રસિદ્ધ છે.

**વિશ્વસમગ્રની રચના-વિશ્વ** સમગ્રના આત્માઓને એ **આનંદઘનરૂપ વિશ્વાત્માની** અંદર સમાયેલા અનેક આનન્દોના અનુભવો પ્રાપ્ત કરાવવા માટેની એક મહાન **પરિશીલન વિધિરૂપ**-અનાદિ કાળથી એક સરખી રીતે ચાલી આવતી પ્રવાહો રૂપ ક્રિયાએજ છે. પ્રકૃતિ અને પુરૂષ (જીવાત્મા પરમાત્મા) એ બન્નેનાં સૃષ્ટિરચના રૂપ સર્વ પ્રયાસો અને સંયોગો, ઉપર દર્શાવેલ મહાન પરિશીલન વિધિ અર્થેજ પ્રવર્તેલાં છે કારણ **પરમ પુરૂષ** પરમાત્મા, એ પ્રકૃતિરૂપ મહા ઠીંગ મહા માયાનુ ચારે તરફથી પરિશીલન કરી, તેના સર્વ અંગ પ્રત્યંગોમાં સર્વતઃ વ્યાપ્ત થઈ, પ્રાપ્ત થઇ રહયો છે. તેના સર્વ અવયવોને અને અંશોને યથાવત ખીલવી રહયો છે. સમગ્ર સચરાચરમાં એ સર્વત્ર રમણ કરી રહયો છે અને પોતાની અંદરના અનન્ત આત્માઓને અનેક રીતે આનન્દો આપવા માટે, તેઓના મનોયન્ત્રરૂપ મસ્તકો તથા શરીરયન્ત્રોને પોતાની અપાર શક્તિદ્વારા સ્થોને વિશ્વમાં સર્વત્ર ફેલાવી રહયો છે

એજ પરમપિતાની મહાન ભવ્ય અને પરમ પવિત્ર ઇચ્છાઓને અનુસરી વિશ્વના યુવાનો તેમજ યુવતિઓના શરીરયન્ત્રો તેમજ તેઓની અંદરના સર્વે પ્રજનનેન્દ્રિયોના અવયવોની રચના કરવામાં આવેલી છે તેમ પરિશીલન યૌવન સમે ગૃહસ્થાશ્રમ અને પ્રજોત્પાદન નિમિત્તે થતી ગર્ભાધાનાદિ-પુંસવન અને [illegible] ક્રિયાઓ આદિ સર્વે તેની મહાન ઇચ્છાને પૂર્ણ કરવાનીજ વિધિઓ છે

### કન્યાની પરિશીલન વિધિ ભાગ કામ શાસ્ત્રના પ્રણેતા ઋષિ વાત્સ્યાયનના વિચારો

( પરિશીલન ક્રિયાના આ વિચાર કાંઈ છેક નવીનજ નથી. આપણા પ્રાચીન શાસ્ત્રોમાં તેમજ કામના ગ્રંથોમાં અનેક સ્થળે એ વિષયના વસ્તુના આપાદન મળી આવે છે ખાસ કરી વાત્સ્યાયન સૂત્રની અંદર આપવામાં આવેલા વિચારો આ પ્રસંગને અનુકૂળ હોવાથી અમારા મતની પુષ્ટિને ખાતર અત્રે નીચે પ્રમાણે ટાંકવામાં આવેલા છે.)

'बाल्यात्प्रभृति स्वयमेव चैनामनुरञ्जयेत्। तया सह पुष्पावचय ग्रथन गृहक दुहितृकाक्रीडायोजन भक्तपानकरणमिति कुर्वीत। परिचयस्य वयसश्चानुरूप्यात्। आकर्षक्रीडा, पट्टिकाक्रीडा मुष्टिद्यूतक्षुल्लकादिद्यूतानि मध्यमाङ्गुलिग्रहण, षट्पाषाणकादीनि च देश्यानि तत्सात्म्यात्तदासदास चेटिकाभिस्तया च सहानुक्रीडेत क्ष्वेडितकानि सुनिमीलितकामारब्धिका, लवणवीथिकामनिल ताडितका गोधूमपुञ्जिकामङ्गुलिताडितका सखीभि रन्यानि च देश्यानि॥

* * * * *

या च विश्वास्यामस्या मन्येत तया सह निरन्तरा प्रीतिं कुर्यात्।
परिचयांश्च बुध्येत।

धात्रेयिका चास्याः प्रियहिताभ्यामधिकमुपगृह्णीयात्। सा हि प्रीयमाणा विदिताकारापि प्रत्यादिशती तं तां च योजयितुं शक्नुयात्। अनभिहितापि प्रत्याचार्यकम्। अविदिताकारापि हि गुणानेवानुरागात्प्रकाशयेत्। यथा प्रयोज्यानुरज्येत। यत्र यत्र च कौतुकं प्रयोज्यायास्तदनुप्रविश्य साधयेत्।

क्रीडनद्रव्याणि चान्यपूर्वाणि चान्यन्यासां विरलशो विद्युस्तान्यस्या अयत्नेन संपादयेत्।

तत्र कन्दुकमनेकभक्ति चित्रमल्पकालान्तरितमन्यदन्यच्च संदर्शयेत्।

तथा सूत्रदारुगवलगजदन्तमयीर्दुहितृका मधूच्छिष्ट पिष्ट मृण्मयीश्च।

भक्तपाकार्थमस्या महानसिकस्य च दर्शनम्।

काष्ठमेढ्रकयोश्च संयुक्तयोश्च स्त्रीपुंसयोरजैडकानां देवकुलगृहकाणां मृद्विदलकाष्ठविनिर्मितानां शुकपरभृतमदनसारिकालावककुक्कुटतित्तिरिपञ्जरकाणां च विचित्राकृतिसंयुक्तानां जलभाजनानां च यन्त्रिकाणां वीणिकानां पटोलिकानामलक्तकमनःशिलाहरितालहिङ्गुलकश्यामवर्णकादीनां तथा चन्दनकुङ्कुमयोः पूगफलानां पत्राणां कालयुक्तानां च शक्तिविषये प्रच्छन्नं दानं प्रकाशद्रव्याणां च प्रकाशम्।

यथा च सर्वाभिप्राय संवर्धक्रमेनं मन्येत तथा प्रवर्तितव्यम् ।

वीक्षणे च प्रच्छन्नमर्थयेत् । तथा कथा योजनम् ।

वर्धमानानुरागं चाख्यानके मनः कुर्वतीमन्वर्थाभिः कथाभिश्चित्तहारिणीभिश्च रञ्जयेत् । विस्मयेषु प्रसह्यमानामिन्द्रजालैः प्रयोगैर्विस्मापयेत् कलासु कौतुकिनीं तत्कौशलेन गीतप्रियां श्रुति मनो हरैर्गीतैः । आश्वयुज्यामष्टमी चन्द्रके कौमुद्यामुत्सवेषु यात्रायां ग्रहणे गृहाचारे वा..............सिकथ प्रधानैर्वस्त्राङ्गुलीयकभूषण दानैश्च । उदार वेषश्च स्वयमनुपहत दर्शनश्च स्यात् । भावं च कुर्वतीमिङ्गिताकारैः सूचयेत् । + + +

वात्स्यायनः ( कामसूत्र ).

कन्यासम्प्रयुक्तकमधिकरणम्.

ભાવાર્થ:—

૧. બાલ્યાવસ્થામાંથીજ જાતે તેના (કન્યાના) ચિત્તનુ રંજન કરતા રહેવુ

૨. તેની સાથે પુષ્પ વિણવાની, ગુંથવાની, ઘર બનાવવાની ઘરથોલીકુ ઢીંગલા ઢીંગલી રમવાની ખાનપાન આદિ પીરસવાની રમતો વય અને પરિચયની અનુકુળતા પ્રમાણે રમવી

૩ વળી, આકર્ષ ક્રીડા–કુદકી પટ્ટિકા ક્રીડા,—ગજીપો, એકી બેકી ક્ષુલ્લક કે પડા આદિ ધુતો, મધ્ય અગુલી શોધી કાઢવાની રમત, પડા તેમજ એવી બીજી રમતો જેમ તેની સાથે તેવીજ રીતે તેના દાસ કે નોકર ચાકર સાથે પણ રમવી

૪. તેવીજ રીતે અડઅડામણી છીપછીપામણી આધળોપાડો, અને અન્ય સરલ વ્યાયામ આદિની રમતો રમવી

૫. આ ઉપરાંત તે કન્યા જે જે કન્યા કે સ્ત્રી આદિ ઉપર પોતાનો વિશ્વાસ કે પ્રેમ રાખતી હોય તેની તરફ પણ અતિ માયાથી વિનયપૂર્વક વર્તવુ અને પરિચય વધારતા રહેવુ

૬ ખાસ કરી તેની પરિચારીકાના ધાત્રી પુત્રી આદિપર વિશેષ પ્રેમ રાખવો, કારણ તેઓ વશ થાય તો તેઓ તે કન્યા સમક્ષ તેમજ તે કન્યાના માતા પિતા સમક્ષ જાણ્યે અજાણ્યે પણ પોતાના અભિપ્રાયો રજુ કરી બન્નેના સબધો યોજવામા અનેક રીતે સહાયભૂત થાય છે

૭ આવી રીતે કન્યાને જે જે વિષયમા આનદ આવે તેવી રીતે વર્તવુ અને તેને જે જે વધારે રુચિકર–મનગમતુ જણાય તે તે લાવી આપવુ

૮. કેટલાક એવા વિલક્ષણ વિચિત્ર અને આશ્ચર્યજનક રમકડાઓ કે ચીજ વસ્તુઓ પણ લાવી આપવી કે જેવાં બીજા કોઈએ કદી ક્યાંય પણ જોઇ ન હોય

૯ વિચિત્ર રગના દડા અને એવી બીજી બાજી કૌતુક ઉત્પાદન કરે તેવી અનેક વસ્તુઓ પુતળીઓ, અને અનેક પ્રકારના ખડો અને આકારો એકએક કરી વિચિત્ર રીતે દર્શાવવા

૧૦. આવીજ રીતે–સુતર લાકડા, હાથી દાન્ત આદિની મૂર્તિઓ પણ દેખાડવી.

૧૧. પીરસવા માટેની અનેક વાનીઓનો સગ્રહ પણ દર્શાવવો.

૧૨. સ્ત્રી-પુરૂષ, બકરા બકરી, મેંઢ મેંઢી વિગેરે પ્રાણીઓની લાકડાની કે હાથીદાંતની સયુગ્મ સજોડ મૂર્તિઓ માટી ક્લિલ કે લાકડાની બનેલી દેવકુલગૃહોની મૂર્તિઓ, શુક મેના, કોયલ, મદન સારિકા, લાવક, કુકડા તિત્તર પઞ્જર વિગેરે વિચિત્ર પ્રકારના પક્ષિઓ અને વિભિન્ન આકૃતિ યુક્ત જળ યન્ત્રો-કે પાત્રો સુન્દર ફલાવર પોટ્સ, પાણી છાંટવાની ઝારીઓ, મૂર્તિઓ વિગેરે મુકવાના સ્ટેન્ડસ સ્ટુલ્સ વિગેરે દર્શાવવા કે અર્પવા વિવિધ પ્રકારના કેશર, કસ્તુરી, સુખડ-ચંદન અગર ગુલાબ, હીના, બોરસલી આદિના અંતરો, સુગંધી તેલો, અથવા સેન્ટો વિગેરે તેમજ પાનસોપારી વિગેરે શુભ વસ્તુઓનું પણ પ્રસગાનુસાર પ્રદાન કરવુ.

૧૩ જુદા જુદા પ્રસગો અને શુભ અવસરોપર યોગ્યતા, વય, અને પરિચયના પ્રમાણમા પ્રકટરીતે અથવા ગુપ્તરીતે આવી વસ્તુઓ અર્પણ કરવી

૧૪ પુરૂષે આ બાબતમા એવીરીતે વર્તવાના પ્રયત્નો કરવા જોઈએ કે જેથી તે કન્યા "આ પુરૂષ મારે માટે ગમે તે કરવા તત્પર થશે" એવી વિશ્વાસની દ્રષ્ટિથી જોઇ શકે,

૧૫ જેથી પોતાના સર્વ અભિપ્રાયોની યથાવત્ પુષ્ટિ અને સફળતા સધાય એવા પ્રયત્નો કરવા એકાંતમા મળવા માટેના પ્રસગો યોજવા, અને તદનુસાર કથાવાર્તા વિગેરેની યોજના કરવી

૧૬ વધતા જતા પ્રેમને કહેવાની ઈચ્છાથી તે (કન્યા) પ્રવર્તે ત્યારે અનુકુળ અને મનોહારિ કથન દ્વારા કન્યાના હૃદયનુ રંજન કરવુ

૧૭ વિસ્મયના પ્રસગોમા એકાએક-ઇન્દ્રજાલના પ્રયોગો દ્વારા તેના ચિત્તને વિસ્મય પમાડે તેવા પ્રયોગો કરવા

૧૮ કલા કૌશલ્યની અંદર કુતુહલવાળી કન્યાને કલા કૌશલ્યથી તેમજ ગીત નૃત્યને ચાહનાર કન્યાને શ્રુતિમનોહર ગીતો દ્વારા આનંદ પમાડવો

૧૯ બીજ અષ્ટમી કે પુર્ણિમાની ચાંદનીમા, અથવા ઉત્સવને પ્રસગે, યાત્રામા કે ગ્રહણ સમયે, ઘરના કામકાજ પ્રસગે વસ્ત્રો કે વીંટી આદિ આભૂષણોના ઉચિત જણાય તેવા દાન વિગેરેથી પણ અનુરંજન કરવુ

૨૦ પોતે જાતે ઉદારવેશ થઇ સુંદર દેખાવના હમેશા રહેવા પ્રયત્ન કરવો, અને તે કન્યા પોતાના ભાવોનુ દર્શન કરાવે ત્યારે ઇંગિતાકારથી પોતાના ભાવોનુ પણ સૂચન કરવુ ઇત્યાદિ—

વાત્સ્યાયન કામસૂત્ર.

(કન્યા સંપ્રયુક્તકમધિકરણ)

**સામાન્ય ઉપસંહાર**—પરિશીલન ક્રિયાની સાથે સબંધ રાખતા સર્વ સૂક્ષ્મ માનવ પ્રકૃતિના અશોનુ તેમજ મસ્તકની અંદરની પ્રત્યેક માનસિક વૃત્તિનુ અને તેના ઉદ્દીપન કે વિભાવન આદિ કાર્યનુ સામાન્ય વિવેચન, અત્યારસુધીમા કરવામા આવેલ છે આ વિવેચનનો મુખ્યભાગ ખાસ કરી મનુષ્યના માનસિક સૂક્ષ્મ અંશો સાથે વધારે સીધો સબંધ ધરાવે છે, તેથી અવિવાહિત દશા પહેલાના પરિશીલનવિધિસાથે તેઓનો જેટલો જેટલો સબંધ છે તેનુજ માત્ર ટુકમા આવશ્યક વિવેચન અત્રે આપવામા આવેલુ છે

જ્યારે લગ્ન સબંધ યથાવત્ સિદ્ધ થયા પછીના સર્વ પ્રસગોમા ઉપરોક્ત સર્વ માનસવૃત્તિઓના ભાવોને પોતપોતાની યથાયોગ્ય શક્તિ, સાધન, અને સમ્પત્તિના પ્રમાણમા સતોષવાના સર્વ પ્રસગો, સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગને યથાયોગ્ય સ્વતંત્રા પૂર્વક ભોગવવા માટે સહુજ પ્રાપ્ત થાય છે, એટલુજ નહી પણ પરિશીલન-વિધિના બાકી રહેલા સ્થૂલ અંશો-જેમા પરણ્યા પછીની પરિશીલન વિધિનો પણ સમાવેશ થાય છે, તેવા સર્વ સ્થૂલ, સૂક્ષ્મ, અંગોના યથાવત્ અનુભવો કરવાના પણ સર્વ પ્રસગો પ્રાપ્ત થાય છે

एवं चित्तानुगो बालामुपायेन प्रसाधयेत् ।
तथाऽस्य सानुरक्ता च सुविस्रब्धा प्रजायते ॥

# સ્ત્રીવર્ગના જનનેન્દ્રિયોનાં અવયવો.

ચિત્ર નં. ૪. યોનિમાર્ગ, ગર્ભાશય, અને સ્ત્રી અંડકોષો.



ગર્ભાશયનું તળીયું

સ્ત્રી અંડકોષો, રજસ્થાન

ગર્ભસ્થ સ્નાયુબંધનો

ફળવાહિની કમળમુખ.
ઇત્યાદિ.

યોનિપાર્શ્વ.

ચિત્ર ન. ૫. ગર્ભાશયને ઉલટાવી નાંખ્યા પછીનો પાછળનો દેખાવ.



ગર્ભસ્થ સ્નાયુબંધનો

" પૃથુ "

સ્ત્રી અંડકોષો, અને

ફળવાહિઓ.

ગર્ભાશયની (ઉલટીદશાનું

દર્શન )

ચિત્ર ન ૬ યોનિદ્વાર-મદન છત્ર અને રકત વાહિનીઓ તથા નિતંબ પ્રદેશ.

ન ૭ ગર્ભસવાહક નલિકાના સમૂહો.



ન ૮



ચિત્ર નં. ૬ યોનિદ્વાર

ચિત્ર ન ૯.





ચિત્ર ન. ૧૦

ગભસ્થ બાળક અને રસસ્રુવાહક નલિકા

ચિત્ર ન ૧૧

ગર્ભસ્થ-બાળક



(Umbilicalcord)



# જનનેન્દ્રિયના અવયવો.

# ORGANS OF REPRODUCTION.

## પ્રકરણ સાતમું.

"It is the duty of every bride and groom before they engage in sexual commerce with each other, to acquaint themselves thoroughly with the anatomy and physiology of the sex organs of human beings, both male and female and to make the acquirement of such knowledge as dispassionate and matter of fact in affairs as though they were studying the nature construction and functions of the stomach or the digestive processes entire or the nature and use of any of the other bodily organs

A L REED M D

ભાવાર્થ—

લગ્ન સંબંધ દ્વારા સંયુક્ત થવા ઇચ્છતા દરેક વરવધુનું એ એક ખાસ કર્તવ્ય છે કે પરસ્પર સંયોગ ધર્મમાં સંયુક્ત થાય તે પહેલા તેઓએ સ્ત્રી અને પુરૂષના જનનેન્દ્રિયોના અવયવોની રચના અને કાર્ય સંબંધી સમ્પૂર્ણ આવશ્યક જ્ઞાન ખાસ મેળવી લેવું જોઇએ આપણે આપણા તેનતાજ શરીરયંત્રના સંચાઓ રૂપ હોજરી અને અન્ય પચનેન્દ્રિયના અવયવોનીજ રચના અને કાર્ય વિભાગની યોજના અથવા તેવાજ અન્ય શારીરિક અવયવ વિશેષનું અવલોકન કરતા હોઇએ એ રીતજ શાન્ત પવિત્ર અને વિશુદ્ધ રીતે એ બધા અવયવોનું જ્ઞાન મેળવવું જોઇએ

शुक्र वहाना स्रोतसा वृषणौ मूल शेफश्च ॥

# જનનેન્દ્રિયોના અવયવો અને તેઓનો ઉપયોગ

(નામ, સ્થાન, વ્યાખ્યા, રચના આદિનું વર્ણન, ઉપયોગ મહત્વ, અને મસ્તક સાથે તેઓનો સબંધ ઇત્યાદિ)

૧ **પ્રજાની અભિવૃધ્ધિ** એ કુદરતનો મહાન ઉદ્દેશ છે આ અભિવૃદ્ધિના કાર્યને પ્રગતિમા રાખવા માટે કુદરત હમેશા અનેક પ્રકારની વ્યાપક યોજનાઓ સર્વત્ર યોજે છે વૃક્ષ, ફૂલ, ફળ, પશુ, પક્ષી, કીટ, પતગ, આદિ ક્ષુદ્ર ગણાતા પ્રાણીઓથી લઇને તે છેક મનુષ્ય જેવા ઉચ્ચ કોટીના પ્રાણીઓની અદર પણ કુદરતનો એ નિયમ એક સરખો લાગુ પડે છે

૨ **કામવાસના**, કામદેવ, પુષ્પધન્વા, મન્મથ મદન, માર આત્મભૂ, પ્રદ્યુમ્ન, મીનકેતન, કદર્પ, દર્પક, અનગ, પચશર સ્મર મનસિજ, કુસુમાયુધ, અનન્યજ, રતિપતિ, મકરધ્વજ આદિ અનેક શબ્દોદ્વારા-સર્વત્ર પ્રસિદ્ધ કામદેવ રૂપી મહાન દિવ્ય દેવરૂપ **માનસવૃત્તિ-કામવૃત્તિ** એ આ પ્રજોત્પાદક અવયવો અને તેની સર્વ ક્રિયાઓ તથા સ્થિતિઓ અને ભાવોને પ્રગતિ આપનાર, ઉશ્કેરનાર, પુષ્ટ કરનાર તેમજ પ્રદિપ્ત કરનાર **માનસવિદ્યુત છે.**

૩ આ કામવાસનારૂપ માનસવિદ્યુતને વહન કરનાર, ધારણ કરનાર કે માનસિક રૂપમા પ્રકટ કરનાર સૌથી પ્રથમ અને અતિ મહત્વનુ પણ પ્રાકૃતિક સાધન, આપણા મસ્તકની અદર, **કામવાસનાના માનસ અવયવ** (Organ of amativeness or reproductive Love) રૂપ આપણા અનુમસ્તકની ઉપરનો મસ્તકના તળીયાની અદરનો ગુથળાવાળો ભાગ છે

૪ આ અનુમસ્તકની ઉપગનુ અવયવ પોતાને મળેલા મનના કામવાસનારૂપ સર્વ માનસ સદેશાઓને ધારણ અને વહન કરવામા માનસિક સાધનરૂપ છે, એ ખરૂ, છતા પ્રાકૃતિક સ્થૂલ શરીરને ઉત્પન્ન કરવા માટે તેમજ સ્થૂલ પદાર્થોના સત્વથી બનેલા વીર્યરૂપ સ્થૂલ અથવા ઘનીભુત પદાર્થને વહન કરવામાટે તેને પણ સ્થૂલેન્દ્રિયોરૂપ અવયવોની જરૂર પડે છે અને તે પ્રમાણે પ્રજા અભિવૃદ્ધિના મહાન કાર્યને પૂર્ણ કરવા માટે, આ અનુમસ્તકની આધીનતામા જનનેન્દ્રિયના સ્થૂલ અવયવોને પણ પરમપિતા પરમાત્માદ્વારા બહુજ યુક્તિપૂર્વક અને બુદ્ધિમત્તાથી સયુક્ત કરી સોપવામા આવેલા છે

૫ આવા જનનેન્દ્રિયોના અવયવોમા સામાન્યરૂપે સ્ત્રી તેમજ પુરૂષ (નર તેમજ માદાના) બન્નેના અવયવોનો સમાવેશ થાય છે જો કે તે બન્નેના કાર્યો અને રચના તથા ઉપયોગ, આકૃતિ કદ સ્વરૂપ અને સ્થિતિ આદિ (સ્ત્રી તેમજ પુરૂષની અદર) અનેક પ્રકારની વિવિધતા તેમજ સામ્યતા પણ ધરાવે છે છતા બન્નેનુ સયુક્ત પ્રયોજન તો માત્ર કામવાસનાની માનસિક તેમજ શારીરિક તૃપ્તિ દ્વારા પ્રજોત્પાદન ક્રિયાને યથાવત્ સપાદન કરવાનુ છે

૬ આપણામાટે કુદરતે અથવા પરમ બુદ્ધિમાન પરમાત્માએ એ બન્ને અવયવોની અનેક પ્રકારની વિવિધતામા પણ એટલુ તો પ્રબળ હેતુસામ્ય અને સાધર્મ્ય મુકેલ છે કે તેના પ્રબળ કાર્યો અને અભિલાષાઓ પાસે અનેક ઋષિઓને પણ શીર નમાવવા પડ્યા છે કુદરતની મહાન ઇચ્છાથી વિરૂદ્ધ પરાણે કોણ વર્તી શકે તેમ છે?

૭ પુરૂષવર્ગની અદરના જનનેન્દ્રિયના સ્થૂલ અવયવને આપણે **શિશ્ન-લિંગ-પ્રજાપતિ** આદિ શબ્દોદ્વારા ઓળખીએ છીએ, જ્યારે સ્ત્રી જાતના અવયવો, યોનિ-ભગ ભગ-વરાંગ આદિ શબ્દોદ્વારા પ્રસિદ્ધ છે પણ આપણા વિષ

યની વિશેષ સ્પષ્ટતા માટે આપણને પુરૂષ તેમજ સ્ત્રી વર્ગની જનનેન્દ્રિયને જનનેન્દ્રિયના અવયવો એ સામાન્ય શબ્દથી ઓળખવાનું વિશેષ સુગમ થઈ પડશે, જેથી એ શબ્દનો સામાન્ય ઉપયોગ આ પ્રકરણમાં કરવામાં આવશે.

૯ સ્ત્રી તેમજ પુરૂષ વર્ગની ઉપરોક્ત બન્ને ઇન્દ્રિયોનાં સ્થાનો, ઉદર પ્રદેશની નીચેના કટિ પ્રદેશ નીચેના પેડુના ભાગમાં બન્ને સાથળના મૂળની વચમાં ગુદા અને નિતંબ અથવા કુલ્લાના અગ્ર ભાગમાં શરીરની મધ્યરેખાની બરાબર વચ્ચોવચ્ચ અને ધડના છેક છેવટના ભાગમાં આવી રહેલા છે. ઉપરોક્ત અવયવોને આવી પરિસ્થિતિ અને સ્થાન કુદરતે શા ઉદેશથી આપેલ હશે એ પણ ખૂબ વિચારવા જેવું મહાન ઉદેશથી પૂર્ણ અને મનન કરવા યોગ્ય છે. કારણ કુદરતના પ્રત્યેક કાર્યની અંદર મહાન ઉદેશ પૂર્વકજ પ્રવૃત્તિ થતી સર્વત્ર જોવામાં આવે છે.

૧૦ સ્ત્રી તેમજ પુરૂષ જાતિનાં પ્રજનનેન્દ્રિયના ઉપરોક્ત બન્ને અવયવો, તેની પરિસ્થિતિ, તેઓનું કાર્ય, રચના, અને તેઓનાં પ્રત્યેક અંગ પ્રત્યંગની ઉપયોગિતા અને મહત્વ તથા તે દરેક અવયવનો એક બીજા સાથેનો પરસ્પરનો સંયુક્ત સંબંધ, યોજના તથા ઘટના અને તે દરેક અવયવની તેને ધારણ કરનાર માનસઅવયવો સાથે, જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુઓ તથા શુદ્ધરક્તવાહિનીઓ અને અશુદ્ધરક્તવાહિની આદિની સંયુક્તિ અથવા સંયોજના અને એ સમગ્ર યોજનાની અંદર સમાએલ કુદરતની મહાન ઉદેશ પૂર્ણભવ્યતા, અર્થગાંભીર્ય મહત્વ અને ઉપયોગ આદિ મહાન વિષયો સંબંધી જો યત્કિંચિત પણ પ્રકાશ આ સ્થળે પાડવામાં ન આવે, તો આ જીવન રહસ્ય જેવા મહત્વ પૂર્ણ વિષયના એક અતિ અગત્યના અંગને તદન સ્પર્શ કર્યા વિના છોડી દેવાનો મહાન અપરાધ થાય. આવા મહત્વના વિષયના સંપૂર્ણ જ્ઞાનની વર્તમાન જન સમાજને ખાસ અગત્ય છે અને તે અગત્ય તેમજ તેનુ મહત્વ જ્યાં સુધી હેતુપૂર્વક યથાર્થ રીતે સમજાય નહિ ત્યાં સુધી જનસમાજ આ પ્રજાવિવૃદ્ધિરૂપ મહાન યોજના અતિ મહત્વ પૂર્ણ ઉદ્દેશથી તદન અજ્ઞાત અને અંધારામાંજ રહેવાની અને પરિણામે આપણી મનુષ્ય પ્રજાની દિનપ્રતિદિન અધોગતિ થવાની એમ આ લેખકનુ નિઃશંક માનવુ છે. એટલામાટે આવા વિષયોનુ આવશ્યક જ્ઞાન સમાજને સહજ મળે એ હેતુથી આવા વિષયને સવિસ્તર અને સચિત્ર બહાર પાડવો એ આ લેખનો ખાસ ઉદ્દેશ છે.

૧૧ પ્રત્યેક યુવાન સ્ત્રી તેમજ પુરૂષ અને ધર્મોપદેશકે આવા અતિ મહત્વના વિષયના, યોગ્ય અવસ્થાએ બુદ્ધિ વિનય, શીલ અને ધૈર્ય તથા પવિત્રતા અને વિશુદ્ધ ભાવથી તેમજ આ વિષયની અંદર સમાયેલ કુદરતનાં મહાન અને ગંભીર ઉદ્દેશોને યથાવત્ ધ્યાનમા લઇ એક ધર્મ તરીકે, ખાસ ફરજ તરીકે, અભ્યાસ કરવાની ખાસ જરૂર છે.

૧૨ પોતાના સ્વાર્થને સંતોષવા ખાતર કે પશુવૃત્તિને પોષવા ખાતર આ વિષયને સામાન્ય દ્રષ્ટિથી જોનાર મનુષ્યને આ વિષય એક વિષયજન્ય આનંદના આગારરૂપ લાગશે. પણ સૃષ્ટિનિયંતા મહાન પ્રભુની એ સર્વોત્તમ બક્ષીસો, તેના પવિત્ર નિયમો, મહાન ઉદેશો, કે ઉચ્ચ ભાવનાઓ અને અનેક પ્રકારની આજ્ઞાઓ, વિધિઓ, અને કામ સૂત્રોની અનેક કળાઓથી પરિપૂર્ણ તેમજ શૃંગાર રસની અનેક શાખાઓના સંગ્રામરૂપ અને આનંદ ઉર્મિઓનાં આગારથી પરિપૂર્ણ એક મહાન ઉદધિરૂપ આવા અતિ રસિક, રહસ્યપૂર્ણ વિષયના મહત્વપૂર્ણ અને ગૂઢકાર્યને યથાવત્ સમજવાની અને સમજ્યા પછી તે પ્રમાણે વર્તતાં શીખી પ્રભુની આજ્ઞાઓને આધીન થતા શીખવાની ખાસ જરૂર છે.

૪ આ અવયવ પોતાની સામાન્ય અનુદ્દિપ્ત હાલતમાં ત્રણથી ચાર ઇંચ લાંબુ અને એકાદ ઇંચ પહોળું હોય છે

૫ પણ તેની ઉત્થાન દશામાં તે અનેકગણું લંબાઈ પહોળાઈ અને સ્થૂલતા તેમજ બળ વીર્ય અને કાઠિન્ય આદિમાં ખીલી રહે બીજું અવયવ કરતાં અનેક પ્રકારના વિભિન્ન ફેરફારો ઝટ પટ ધારણ કરી શકે તેવું, આ અવયવ છે

૬ સામાન્ય હાલતમાં તે એક લોચા માફક કાંઈ પણ ખબર ન પડે તેમ લટકતી હાલતમાં બન્ને પગ વચ્ચે સાથળના ભાગમાં શિથિલ થઈ રહે છે

૭ તેની પ્રદીપ્ત અને ઉત્થિત હાલતમાં તે છ સાત કે આઠ ઇંચ સુધી લાંબુ વધી પહોળાઈમાં પણ યથાવત્ ફુલાઈ બરાબર ઇંચ દોઢ ઇંચ સ્થૂળ થઈ, ગોળ આકાર ધારણ કરી, અત્યંત સખ્ત, મજબુત, બળવાન અને ભાર પણ સહન કરી શકે તેવું વીર્યયુક્ત બને છે

૮ શિશ્ન પાસે ભાગ સુગ પારોળી જરા સ્થૂલ અને પુષ્પ પામે રક્તના ન્યૂનાધિક પ્રવાહના પ્રમાણમાં સ્થૂલ થાય છે

૯ તેનો છેક ઉપરવાળો પુષ્પનો ભાગ ઘણોજ કોમળ સુંદર, ગુલાબી રંગનો, ઘણીજ તીવ્ર સ્પર્શશક્તિવાળો અતિ તીવ્ર સ્પર્શતંતુઓના પ્રવાહથી યુક્ત અને સુશોભ ધારવાળો શિવ લિંગ જેવો ભાગ અને આકાર સ્ત્રીના ગર્ભાશયના કમળમુખરૂપ સુકોમળ અંગ સાથે યથાવત્ સારૂપ્ય ધરાવનાર સુઘટિત અંગ છે

૧૦. મધ્યનો ભાગ પોલો છે જે વીર્યવાહિનીઓ અને મૂત્રમાર્ગથી બનેલો છે

૧૧ જ્યારે આ સ્થાનની આસપાસ રક્તવાહિનીઓના ગુચ્છા પસરેલા છે જેમાં લિંગના ઉત્થાન વખતે રક્તનું અભિસરણ ઘણાજ વેગયુક્ત પ્રબળ પ્રવાહથી વહેવા લાગે છે તેને લીધે તેની અંદરની માંસપેશીઓ તથા રક્ત વાહિનીઓ અત્યંત [illegible] અને સખ્ત બને છે

૧૨ શિશ્નની નીચે વૃષણ થેલી (Scrotum) ની અંદર **બે વૃષણ** (Testicles) આવેલા છે જે બુકડાના આકારનો બે નાની સોપારીના તોફાના આકારની ગ્રંથી જેવા જણાય છે

13 **વૃષણ થેલી** શિશ્નની નીચે બન્ને પગના સાથળની વચમાં બરાબર લટકતી રહે છે આ થેલીમાંની ડાબી ગોળીનો ભાગ હમેશાં બીજા કરતાં જરા મોટો અને વજનદાર અને એક તરફ નમેલો હોય છે જેથી વૃષણને બરાબર બન્ને સાથળ વચ્ચે રહેવામાં અનુકૂળતા પડે છે બન્ને વૃષણને મધ્યના પડદાથી વિભક્ત કરવામાં આવેલા છે

૧૪ બન્ને વૃષણને પેડુની અંદરથી નીકળતી નસો દ્વારા વૃષણ થેલીમાં લટકતા રાખવામાં આવ્યા છે

૧૫ ઉપરના પેડુના ભાગમાં અને શિશ્નની આસપાસ વાળ ઉગેલા રાખવામાં આવેલા છે જેથી સ્ત્રી પુરુષ બન્નેના અવયવોની અંદરનો વિદ્યુતનો પ્રવાહ બન્નેના પ્રજનન અવયવોમાંજ બરાબર જાય એ પ્રયોજનની સિદ્ધિ ખાતર મં. વિદ્યુતવાહક રૂપે આ અવયવોની આસપાસ ફેલાઈ રહેલા છે

આ સ્થાનની અંદરના વાળ શરીરપરના અન્યવાળની માફકજ જાડા પાતળા કોમળ ખરબચડા આદિ અનેક આકાર અને કદના મનુષ્યના સ્વભાવ ચારિત્ર્ય અને શારિરિક તત્વોના બંધારણ પ્રમાણે કોમળ મધ્ય કે કઠોર હોય છે

૧૬ સ્ત્રી પુરુષ બન્નેની અંદર આવીરીતે વાળ હોય છે જે કામવિદ્યુતના પ્રવાહને શરિરના અન્ય ભાગમાં જતા અટકાવી યથાવત્ બન્નેની જનનેન્દ્રિય તરફ તે પ્રવાહને વાળવામાં બહુજ ગૂઢ રીતે સહાયભૂત બને છે

૧૭ વૃષણની અંદર **વીર્યોત્પાદક અને સમાદક થેલીઓ** આવી રહેલી છે, જેમા પુરુષનુ શુક્ર સંગ્રહીત કરી એકત્ર કરવામાં આવે છે. આને શુક્રથેલીઓ કહેવામાં આવે છે આ બધી થેલીઓનાં મુખો એક મુખ્ય વીર્યવાહિનીદ્વારા વિર્યાશય તરફ દોરવામાં આવે છે.

૧૮ **વીર્યાશયનું સ્થાન** છેક મૂત્રાશયના સ્થાનની પાછળ, નીચેના તળીયાનાં ભાગમાં, આવેલું છે. જુઓ ચિત્ર ન. ( ૧, ૨, ૩. ) મૂત્રાશય, વિર્યાશય, પોસ્ટેટગ્લાંડ, કાઉપર્સગ્લાંડ આદિ.

૧૯ જ્યારે મૂત્રાશય, મૂત્રરૂપ પ્રવાહિથી ભરેલુ હોય અને તેની પાછળના ભાગમાં આવેલ ગુદાના સ્થાનની આસપાસનુ આંતરડૂ પણ મળથી ભરેલું હોય ત્યારે બને તરફના આગળ પાછળના દબાણને લીધે મધ્યમાનુ વીર્યાશયમાંનુ વીર્ય બહાર સ્રવવા લાગે છે જેને રાત્રીના **વીર્યસ્રાવ**ના નામથી ઓળખાવવામા આવે છે.

૨૦ વૃષણની અંદરનુ અને વીર્યગ્રથીઓનુ વીર્ય, વીર્યવાહિનીઓ દ્વારા એકત્ર થઇ, ઉપરના વીર્યાશયમા આવી એકત્ર થાય છે અને ત્યા વિશેષ ઘનત્વને પામે છે આ ઘનત્વને પ્રાપ્ત થયેલ વીર્યના પરમાણુઓ યથાયોગ્ય સમયે, સ્ત્રીના ગર્ભાશયની અંદરના રજ સાથે યથાયોગ્ય સ્ત્રીસક્રિયાદ્વારા પરસ્પરના પ્રેમ ઘર્ષણ અને આકર્ષણદ્વારા પ્રદીપ્ત થઈ, કામવિદ્યુત અથવા પ્રેમવિદ્યુતદ્વારા જ્યારે યથાયોગ્ય રીતે સયુક્ત થઇ, પરસ્પર મિશ્રીભાવને પામી ગર્ભાશયની અંદર સ્થિત થાય છે તેને પરિણામે સુયોગ્ય સતાનોના કારણરૂપ ગર્ભ રહે છે

કરે છે આ ઉપરાંત શિશ્નના છેક ઉપરના પુષ્પના ભાગને તેમજ તેની ઉપરની પડદારૂપ ત્વચાને સ્નિગ્ધ અને રસાળ રાખવામાં તેમજ સ્ત્રી જનનેન્દ્રિયના અવયવોને રસભીના કરવામાં પણ ઉપરોક્ત રસો સહાયભૂત બને છે–એટલા વાસ્તે એ રસને **કામ સલિલ** કહેવામાં આવે છે, જે કામોદ્દિપનની પ્રથમ શરૂઆત થતાં ધીરેધીરે વહેવું શરૂ થાય છે

૨૬. સ્ત્રી અથવા પુરૂષના મનની અંદરથી પેદા થનાર મનોજરૂપ કામદેવની ઇચ્છાદ્વારા જ્યારે જનનેન્દ્રિયોના અવયવોમાં રક્તનો સંચાર ખાસ ઈચ્છાપૂર્વક કરવામાં આવે છે, ત્યારેજ પ્રજનનેન્દ્રિયોના અવયવોમાં ઉદ્દિપન અને ઉત્થાન આદિક્રિયાઓ જન્મ પામે છે અને વીર્યગ્રન્થીઓમાં તેમજ વીર્યાશયમાં તેવા સંચાર અને અતિને લીધે સંક્ષોભ થવા લાગે છે પરિણામે સ્થુલ મૈથુનરૂપ ઈચ્છાને જન્મ મળતાં વીર્યાશયની અંદરનું વીર્ય કામજ ઉષ્ણતાને લીધે અને સ્ત્રીગર્ભાશયની અંદરનું રજ સંભોગાભિલાષાને લીધે ઉદ્રેકગત અન્તે પ્રેમવિદ્યુતદ્વારા અને પ્રવાહિઓ યથાવત્ પ્રદીપ્ત થઈ મિશ્રીભાવનેપ્રાપ્ત થઈ સંભોગસુખનો આનંદ બન્નેને આપી પ્રજનનક્રિયાના મહાન અદ્દભૂત દિવ્ય અને અવર્ણનીય આનંદથી સ્ત્રીપુરૂષોને યથાવત સંયુક્ત કરી, શુભ સંતતિને જન્મ આપવામાં કારણ ભૂત બને છે

૨૭ પુરૂષની જનનેન્દ્રિયના સંબંધમાં આટલું ટુંક વર્ણન આ પ્રજનન ક્રિયાપરના પ્રકરણને અંગે અહિં આપ્યા પછી હવે આપણે સ્ત્રી **વર્ગના જનનેન્દ્રિયના અવયવોની** રચના યોજના અને ઉપયુક્તતા તરફ જરા ટુંક ધ્યાન આપીશું

૨૮ ઉપર પ્રમાણે જોતાં પુરૂષે પોતાના જનનેન્દ્રિયના અવયવોને કયે વખતે, કેવી રીતે, ઉશ્કેરવા અથવા નહિ ઉશ્કેરવા, તેની સંપૂર્ણ સત્તા મનુષ્યના પોતાનાજ હાથમાં છે તેની ઈચ્છા કે કામના વિના તે અવયવો માત્ર નિષ્કામ અને નિષ્પ્રયોજન છે કામવાસનાની તૃપ્તિ અને સંતાનોત્પાદન માટેજ તેનો યથાવત્ ઉપયોગ છે, એટલુંજ નહિ પણ સ્ત્રીપુરૂષો બંનેને પરસ્પર સંયુક્ત ધર્મો માટે દીર્ઘકાળ પર્યંત સંયુક્ત રાખનાર, આ ભાઈ અવયવો છે

૨૯ મૂર્ખ મૂઢ અને અસંયમી પુરૂષો, એકદમ ઉતાવળે કામવાસનાને આધીન થઇ, પોતાના કર્મ ફોડી બેસે છે જ્યારે સમજુ ડાહ્યા અને સંયમી મનુષ્યો લાંબા વખત સુધી પોતાની સંભોગશક્તિ અને વીર્યબળને સુરક્ષિત રાખી, યોગ્ય કાળે, યોગ્ય સ્થાનમાં, યોગ્ય પાત્ર સાથે, યોગ્ય વિધિપૂર્વક, યોગ્ય શાન્તિ સાથેજ મહાન પવિત્ર અને વિશુદ્ધ ભાવથી, પરમાત્માનો ઉપકાર માની, પોતાના ઘર કુટુંબ જાતિ દેશ અને માનવ સમાજને શોભા આપે એવી સુયોગ્ય પ્રજા પેદા કરવાના મહાન ઉદ્દેશરૂપ આ મહત્વ પૂર્ણ પ્રજોત્પાદન ક્રિયાના મહાન પવિત્ર કાર્યમાં શાન્તિ ધીરજ અને ધર્મભાવથી પરસ્પરની ઇચ્છાને અનુકુળ રહી અન્યોઅન્યની અભિકામનાથી પ્રેરાઇ, સંભોગ ક્રિયામાં યોજાય છે "**सहनौ चरतां धर्मम्**" એ વિશ્વનિયામક અનિરૂદ્ધ પ્રભુનો મહાન આદેશ છે" અને એમ થાય ત્યારેજ આ ક્રિયામાટે યોજાયેલ સંભોગ શબ્દની સાર્થકતા સધાય છે ગર્ભાધાનકર્યોગરૂપ આ મહાન પવિત્ર ક્રિયાના સંયુક્ત ધર્મમાં, સ્ત્રીપુરૂષ બન્નેની કામનાને યથાવત સંતોષવાના તેમજ પ્રદિપ્ત કરી આનંદ આપવાના સંયુક્ત ધર્મોની યોજના છે તેમાં આપસ્વાર્થ કે એકપક્ષીવર્તન કે સ્વ–સંતોષથી મહાન અધર્મ અને અસંતોષ જન્મ પામે છે

## સ્ત્રીના જનનેન્દ્રિયના અવયવોમાં નીચે પ્રમાણે મુખ્ય અવયવોનો સમાવેશ થાય છે.

(૧) બાહ્યયોનિ (The vulva)
(૨) યોનિમાર્ગ (The vaginal passage)
(૩) ગર્ભાશય (The Uterus or womb)
(૪) સ્ત્રી અંડ કોષ (The Ovaries)
(૫) રસપડો (Mucus membrane)
(૬) કામ સલિલ
(૭) મદન છત્ર (Clitoris)
(૮) યોની ઓષ્ઠ

૧૯

૨ આમાના માત્ર પ્રથમ સિવાયના બધા અવયવો શરીરની અંદરના ભાગમા આવેલા છે માત્ર યોનિનુ બાહ્ય મુખજ બહાર દેખાય છે

૩ બાહ્યયોનિમા પણ અનેક ભાગો અને અવયવોનો સમાવેશ થાય છે જેમકે **યોનિમુખ બાહ્ય ઓષ્ઠો** ( lips ) જરા અંદરના ભાગમા આવતુ **મદન છત્ર** ( Clitoris ) જ્યારે ઉપરનો બહારનો ભાગ સૂક્ષ્મવાળથી છવાએલો રહે છે આ વાળ યુવાવસ્થાના આગમ સાથે દૃશ્ય થવા લાગે

૪ **બાહ્યયોનિના મુખથી** અંદરના ભાગમા **યોનિમાર્ગ** શરૂ થાય છે જે ગર્ભાશય સુધી પ્રસરેલ છે લંબાઈ અને પહોળાઈમા તે પુરુષના શિશ્નને ઘણે અંશે અનુસરે છે અર્થાત ઉંડાઈમા તે છ કે આઠ ઈંચ અને પહોળાઈમા શિશ્નની સ્થૂલતાના પ્રમાણમા દરેક બાજુપર ફેલાઈ શકે અને ઉત્થાન થયેલ સ્થૂલ શિશ્નને અંદર પ્રવેશ કરવામા અનુકુળતા આપી શકે તેવો હોય છે આ યોનિમાર્ગ છેક અંદરના ભાગમા ગર્ભાશયના મુખ સુધી પહોચે છે જ્યારે તે માર્ગ બારીક રસપડો અને સૂક્ષ્મ સ્પર્શ તતુઓ તેમજ કેશવાહીનીઓથી બનેલો છે અને સંભોગ ક્રિયા વખતે તેની સ્પર્શશક્તિ અને અન્તર સ્થિતિમા અનેક ફેરફારો મનુષ્ય સ્વભાવને અનુસારી થાય છે

૫ **ગર્ભાશય,** જમરૂખના આકારની માસપેશીઓ અને સ્નાયુ બંધનોથી લટકાવવામા આવેલી એક ગોળ થેલી જેવુ છે જેનુ મુખ નીચે તરફ રાખવામા આવેલ છે તેના ઉપરના ભાગનો વ્યાસ લગભગ અઢીથી ત્રણ ઇંચ જેટલો છે જે ક્રમશ નીચે તરફ જરા સાકડો થતો જાય છે તેની સામાન્ય હાલતમા ગર્ભાશય જરા ઘન અર્થાત્ સઘન માસગ્રંથી જેવુ હોય છે અને તેની અંદરનો ભાગ ઘણોજ બારીક અને સૂક્ષ્મ અને સંવાહકજ્ઞાનતતુઓ અને ક્રિયાતતુઓના તેમજ રક્તવાહિનીઓના ગુચ્છોથી બની રહેલો છે તેના અગ્રભાગને **સ્ત્રી પુષ્પ** કહેવામા આવે છે પુષ્પવાળો ભાગ યોનિમાર્ગમાજ ખુલ્લો થાય છે આ પુષ્પની અંદર સ્ત્રીનુ રજ ઋતુકાળમા ફેલાયેલ રહે છે

૬ **સ્ત્રીઅંડ કોષો,** ગર્ભાશયની જરા ઉપર અને બાજુમા બન્ને તરફ પંખાની માફક ફેલાએલ રહેલા છે અને તે બન્ને ભાગોની ગ્રંથીઓ ગર્ભાશયની સાથ ગર્ભાશયની નાળી વિશેષના બંધનદ્વાર બન્ને તરફની ( Fallopiun Tube ) ફલવાહિનીઓ (રજવાહિનીઓ) સાથ સંયુક્ત થઈ રહેલા છે

૭ **મદનછત્ર અથવા** ( Clitoris ) વાળો ભાગ જે યોનિના મુખથી જરા અંદરના ભાગમા ઉપર તરફ નાની ગ્રંથી વિશેષના રૂપમા એક સૂક્ષ્મગ્રંથી રૂપે દેખાય છે તે પુરુષની પ્રજનનેન્દ્રિયના કાર્ય સાથે કેટલીક સામ્યતા ધરાવનાર સ્ત્રી વર્ગની જનનેન્દ્રિયના અત્યંત અગત્યનો ભાગ છે આ ભાગમા પણ સંભોગ અભિલાષાની ઉત્પત્તિ અને પ્રદીપ્ત વખતે બારીક રક્તવાહિનીઓના પ્રવાહો તેમજ સ્પર્શજ્ઞાનતતુઓના ગુચ્છો જે ઘણા મોટા પ્રમાણમા છે તેઓમા બહુજ અજાયબ પ્રકારનો અતિસંચાર અને ઉષ્ણતા પેદા થાય છે પુરુષની શિશ્નેન્દ્રિયની માફકજ આ સ્થાનમા કામેચ્છાનો સંચાર થતા પછીજ અર્થાત સ્ત્રી લીગના આ ભાગનુ ઉત્થાન થયા બાદ પછીજ સંભોગ સુખનો યથાર્થ આનંદ આવવાની શરૂઆત થાય છે

૮ સ્ત્રી તેમજ પુરુષની જનનેન્દ્રિયોના અવયવોના સમગ્ર સ્થાનોની આસપાસ અનેક પ્રકારની રક્તવાહિનીઓના બારીક ગુચ્છ ફેલાયેલા છે અને તેની અંદરજ કામવાસનાના ભાવોનો સંચાર થવાની સાથે બનેના અવયવોમા ક્રિયાતતુ અને જ્ઞાનતતુઓના ગુચ્છાઓ પણ ઘણા મોટા પ્રમાણમા ફેલાએલ છે તે ગર્ભાશય યોનિમાર્ગ, યોનિમુખ મદનછત્ર અંડકોષો આદિ સ્ત્રીની જનનેન્દ્રિયના સમગ્ર ભાગોના સ્નાયુઓ અને માંસપેશીઓને તેમજ બારીક ત્વચાપડો અને તે તે ભાગની અંદરના રગોને ખાસ અતિ સંચાર આનંદ અને પ્રગતિ આપી સારી રીતે પ્રદીપ્ત કરવામા સ્ત્રીશરીરની સંયોગભિલાષાને આધીન વર્તી, અનેક પ્રકારનુ કાર્ય કરવા લાગે છે

૯ આજ પ્રમાણે પુરુષની જનનેન્દ્રિયના અવયવો શિશ્ન પુષ્પ વૃષણ, વીર્યવાહિની વીર્યાશય અને તે તે સ્થાનની અન્ય સ્નેહપાદક ગ્રંથીઓના પ્રદેશોમા

ઉત્સાહ પુષ્ટિ અને અનેકવિધરસોના સંચાર સાથે કામોદ્દિપક સંપૂર્ણ ભાવોને ક્રમશ પ્રદિપ્ત કરવામાં પુરૂષના મનની કામનાઓના પણ મુખ્ય સાધનરૂપ છે

૧૦ સ્ત્રી અને પુરૂષના પ્રજનનેન્દ્રિયના અવયવોમા આ વખતે જેમ અનેક પ્રકારના ફેરફારો અને ગતિ તથા લાગણીઓના સંચારો થવા લાગે છે, તેજ પ્રમાણે બંનેનાશરીરના રસ, રક્ત, માંસપેશીઓ, મેદ, અસ્થિ મજ્જા અને શુક્ર આદિ ધાતુઓ અને આશયોમા પણ અનેક પ્રકારની વિવિધતાયુક્ત ગતિઓ અને ફેરફારો થવા લાગે છે આખરે છેક પગના અંગુઠાથી તે છેક મસ્તકના વાળ સુધીના સર્વ સ્થુલ સુક્ષ્મ અને બાહ્ય તેમજ આંતરીય અવયવોમા અનેક પ્રકારના ફેરફારો અને ઉદ્દિપક ભાવો અનેક રૂપે પ્રગટ થાય છે અને છેક આખરી અવસ્થાએ આ સંભોગક્રિયાથી પ્રવર્તી રહેલ બધી ક્રિયાઓની પૂર્ણાહુતી રુપે, જ્યારે સ્ત્રીશરીરમાથી રજ અને પુરુષ શરીરમાથી વીર્યના ફળરૂપ નિક્ષેપને અન્તે બંનેનો મિશ્રભાવ એજ વખતે સંયોગને અંતે થાય છે, ત્યારેજ એ બધી પ્રવૃત્તિઓ એકદમ એક પછી એક શાંત થવા લાગે છે

૧૧ રક્તનો ઉષ્ણપ્રવાહ બંનેના શરીર યન્ત્રોમાથી ધીરેધીરે મંદ પડે છે (૨) ફેફસાઓની શ્વાસોશ્વાસ ક્રિયા શિથિલ થાયછે ૩ સ્નાયુ અને માંસપેશીઓના સમુહો ઢીલા પડે છે ૪ માંસપેશીઓ શ્રમિત થઇ શિથિલ પડે છે ૫ અસ્થિસમુદાય પણ ઢીલા થઇ પડી જાય છે, મજ્જા તન્તુઓના બધા પ્રદીપ્ત ભાવો શાંતિ પામે છે અને શુક્રનો અમુક પ્રમાણયુક્ત પ્રવાહ બહાર આવ્યા પછી સ્ત્રી ગર્ભાશય તરફ અંદર વહી પોતાના પ્રજનન કાર્યની બધી સાધન સામગ્રી રુપ અંગ પ્રત્યંગોના બીજરૂપ અંગીરસ રુપ વીર્યને સાથે લઇ સ્ત્રી ગર્ભમા સંચાર કરે છે ત્યારે અંદ ભુત અને દીવ્ય આનંદની પરાકાષ્ઠાનો અનુભવ કરાવી એકદમ શાન્તિ અને કામજ સુખદ નિદ્રાને વશ થયા જેવી અર્ધ નિદ્રાયુક્ત તદન શિથિલ અવસ્થાનો બન્નેને અનુભવ કરાવે છે

૧૨ સ્ત્રી અને પુરૂષ વર્ગના અવયવોની રચના, કાર્ય અને પરસ્પરના સંબંધોનુ આટલુ ટુંક વિવેચન અત્રે કર્યા પછી હવે સંભોગ ધર્મના અતિ રહસ્ય પૂર્ણ અને ગુઢ વિષયનુ વર્ણન હવેપછીના પ્રકરણમા કરવાનુ વધારે સુગમ થશે

૧૩ પ્રત્યેક યુવાન તેમજ યુવતિએ લગ્ન સંબંધથી જોડાયા પહેલા પોતાનાજ શરીરની અંદરના આ અત્યંત મહત્વપુર્ણ, ઈશ્વરીય અવયવોની રચના યોજના અને પારસ્પરિક સંબંધો સંબધી થોડુ ઘણુ જ્ઞાન અવશ્ય મેળવવુજ જોઈએ.

૧૪ વળી સ્ત્રીના જનનેન્દ્રિયના અવયવો સાથે સ્તનપ્રદેશની રસવાહિનીઓ રસગ્રંથીઓ અને બન્ને ઉરોજ અર્થાત સ્તનયુગલ તેમજ તે સ્થાનના જ્ઞાન અને ક્રિયાતંતુઓ તેમજ ઓષ્ઠ સ્થાનનો ઘણોજ નિકટ અને ઘનિષ્ઠ સંબધ છે જેથી આ અવયવો પણ સંભોગ ક્રિયા વખતે પ્રદીપ્ત થાય છે

૧૫ મનુષ્ય શરીરના અન્ય અવયવોના શારિરીક ધર્મોની માફકજ આ પ્રજનનેન્દ્રિયોના ધર્મોથી યથાર્થ રીતે વાકેફ થવુ એ પ્રત્યેક સ્ત્રી તેમજ પુરૂષનુ ખાસ કર્તવ્ય છે, આ અવયવોની યોજનામા રહેલા ઇશ્વરીય અનેક પ્રયોજનો અને યોજનાઓને સમજવારૂપ મહાન પવિત્ર કાર્યમા અયોગ્ય શરમના પડદાની, અયોગ્ય વિનય કે અંધ શ્રદ્ધાથી માની લીધેલ સભ્યતાની, ખોટી આડ કે લજ્જાની કોઈપણ આવશ્યકતા નથી

૧૬ ઈશ્વરીય બધી રચનાઓમા બધુ શુદ્ધ, પવિત્ર, ઉપયોગી અને વિચારપુર્વક, જાણવા યોગ્ય, ગ્રહણ કરવા યોગ્યજ છે આપણા જીવનનો પાયોજ એ જ્ઞાનના ગ્રહણ અને ઉપયોગ ઉપરજ રચાએલો છે તેને યથાવત્ નહિ સમજવાથીજ મનુષ્ય સમાજ અનેક પ્રકારના રોગો, દુખો અને સંકટો ઉઠાવી રહેલ છે જ્યારે ઇશ્વરીય રચનાના તે અંશોને યથાવત વિશુદ્ધ ભાવે ગ્રહણ કરીનેજ માનવ સમાજના ધુરારૂપ સ્ત્રી તેમજ પુરૂષરૂપ બંને વર્ગથી બનેલો મનુષ્ય સમાજનો મોટો ભાગ સુખ, સંતોષ આનંદારોગ્ય અને જીવન રહસ્યના જ્ઞાનનો અલભ્ય લાભ પોતે જાતે મેળવી ભવિષ્યની પ્રજાને પ્રેમ અને સુખપૂર્વક ઉત્પન્ન કરી, તેવાજ આનંદો અને લાભોના ઉપભોક્તા બનાવવા ભાગ્યશાળી કરેરો

૧૭ પરમ પુરૂષ પરમાત્મા વિશ્વના સમગ્ર સ્ત્રીપુરૂષોને આવા મહત્વ અને ગભીર્ય યુક્ત વિષયોના ગુઢ રહસ્યોને યથાવત સમજવાની દિવ્ય બુદ્ધિશક્તિ આપે, એજ પરમઈચ્છા



# લગ્ન યોગ્ય ઉમર.

## પ્રકરણ આઠમું.

---

अज्ञातपतिमर्यादामज्ञातपतिसेवनाम् ।
नोद्वाहयेत् पिताबालामज्ञातधर्मशासनाम् ॥

तन्त्रग्रन्थ.

काममामरणात्तिष्ठेत् कन्यार्तुमत्यऽपि ।
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥

मनुस्मृति.

પતિમર્યાદા, પતિસેવા, અને ધર્મશાસન ઇત્યાદિ વિષયોથી અજ્ઞાત હોય તેવી બાળા કન્યાનો વિવાહ તેના પિતાએ ન કરવો જોઇએ.

તન્ત્રગ્રંથ.

ભલે કન્યા...રૂતુમતી થવા છતાં મરણપર્યન્ત કૌમાર્યાવસ્થામાં રહે—પણ ગુણહીન વરને તો કદી પણ પરણાવવી નહી.

મનુસ્મૃતિ.

# લગ્ન યોગ્ય ઉમર અથવા વિવાહવય–વિચાર.

१. ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम् । अथर्ववेद.

२. ब्रह्मचर्याश्रमं समाप्य गृहीभवेत् ।

३. वेदानधीत्य वेदौ वा वेदं वाऽपि यथाक्रमम् अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममाविशेत् ॥
मनु.

४. पञ्चविंशे ततो वर्षे पुमान् नारी तु षोडशे समत्वागत वीर्यौ तौ जानीयात्कुशलो भिषग् ॥
सुश्रुत.

५. ऊनषोडशवर्षायामप्राप्त: पञ्चविंशतिं यद्याधत्ते पुमान्गर्भं कुक्षीस्थः स विपद्यते
जातो वा न चिरं जीवेज्जीवेद्वा दुर्बलेन्द्रियः तस्मादत्यन्तबालायां गर्भाधानं न कारयेत् ॥

६. बलेति गीयते नारी यावद्वर्षाणि षोडश. ततस्तु तरुणीज्ञेया द्वात्रिंशाद्वत्सरावधी ॥
भावप्रकाश.

७. षोडशवर्षायाः पञ्चविंशतिवर्षः पुत्रार्थं यतेत ॥ भावप्रकाश.

८. षोडशवार्षिकी यावत् तावद् बाल्यं प्रवर्तते ॥ हारीत सं

९. पूर्ण षोडशवर्षा स्त्री पञ्चविंशेन संगता शुद्धे गर्भाशये मार्गे शुक्रेऽनिले हृदि ।
वीर्यवन्तं सुतं सूते ततो न्यूनाब्दयोः पुन रोगी अल्पायुरधन्योवा गर्भो भवति नैव वा ॥
अष्टांग हृदये वाग्भट्टः

१०. तस्यां षोडश वर्षायां पञ्चविंशतिवर्षः पुरुषः पुत्रार्थं प्रयतेत। तदाहि तौ प्राप्तवीर्यौ वीर्यं
न्वितमपत्यं जनयतः। ऊन पञ्चविंशतिवर्षेणोनषोडशवर्षायामाहितो गर्भः कुक्षिस्थ
एव विनाशमाप्नुयात् अल्पायुबलारोग्यविभवो वा स्याद् विकलेन्द्रियो वा ॥
वाग्भट्टः

**ભાવાર્થ—**

૧ બ્રહ્મચર્યનું પાલન કરી કન્યા યુવાન પતિને મેળવે

૨ બ્રહ્મચર્ય આશ્રમને પુરો કર્યાં પછી-ગૃહી ગૃહસ્થાશ્રમી થવુ.

૩ ચાર, ત્રણ, બે અથવા છેવટે એક વેદનુ પણ યથાક્રમ બ્રહ્મચર્યપૂર્વક અધ્યયન કર્યાં પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો,

૪ પચ્ચીશ વર્ષે પુરૂષ અને સોળ વર્ષે સ્ત્રી સમાન વીર્ય સમ્પત્તવાળાં સામાન્યરીતે થાય છે એમ કુશળ વૈદ્યોએ જાણવુ જોઈએ

૫ સોળ વર્ષથી ઓછી અવસ્થાવાળી કન્યા સાથે પચ્ચીશ વર્ષથી ઓછી અવસ્થાવાળો પુરૂષ તે ગર્ભાધાન કરે તો તે ગર્ભ કુખમાંજ કષ્ટ પામે છે અથવા નષ્ટ થાય છે અને કદાચ જીવે તો લાબો વખત જીવતો નથી અથવા તો બહુ દુર્બળ-ઇન્દ્રિય રહે છે આટલા માટે અત્યન્ત બાળાકન્યાની અદર ગર્ભાધાનક્રિયા ન કરવી

૬. સોળ વર્ષની ઉમર સુધીની નારી, બાળાજ કહેવાય છે. ત્યાર પછીથી ૩૨ વર્ષની ઉમર સુધી તેને તરૂણી કહેવામાં આવે છે.

૭ સોળ વર્ષની સ્ત્રી સાથે પચ્ચીશ વર્ષની ઉમરવાળા પુરૂષે પુત્રાર્થે પ્રયત્નો કરવા

૮ સોળ વર્ષની ઉમર સુધીની કન્યાને બાળાજ કહેવાય.

૯ પૂર્ણ સોળ વર્ષની ઉમરવાળી સ્ત્રી, પચ્ચીશ વર્ષની ઉમરવાળા પુરૂષસાથે સયુક્ત થાય, અને તેના ગર્ભાશયનો માર્ગ શુક્ર તથા અનિલ અને હૃદય આદિ પ્રદેશો અને અવયવો યથાવત્ શુદ્ધ હોય તો તે વીર્યવાન પ્રજાને જન્મ આપી શકે છે, એથી ઓછી અવસ્થાના સ્ત્રી પુરૂષોના સયોગદ્વારા જે સતતી પેદા થાય છે તે, કાંતો રોગી અલ્પાયુ અને હલકા પ્રકારની પેદા થાય છે અથવા ઘણે ભાગે ગર્ભજ રહેતો નથી

૧૦ સોળ વર્ષની સ્ત્રી સાથે પચીશ વર્ષના પુરુષે પુત્રાર્થ પ્રયત્ન કરવો કારણ કે તે અવસ્થાએ સ્ત્રીપુરૂષ બન્ને પ્રાપ્તવીર્ય થયા હોવાને લીધે વીર્યવાન પ્રજાને જન્મ આપી શકે છે જ્યારે તેથી ઓછી ઉમરે કરેલા ગર્ભાધાનથી પેદા થનાર પ્રજા કુખમાજ નાશ પામે છે અથવા આયુષ્ય બળ, આરોગ્ય આદિના અલ્પ વૈભવવાળી અથવા વિકલેન્દ્રિય પ્રજા પેદા થાય છે

## AGE OF CONCENT......

1. Age of concent shou'd begin with the completion of the 16th year.

IVAN BLOCK M. D.
( The Sexual-life of Our Times )

## LAW AND MARRIAGE. લગ્નસંબંધ અને કાયદો

2. "Legislation on marriage to be effective (effectual) must be enacted in the house, in the school, in the doctors' consulting room. Force is helpless here; it is education that is needed, not merely instruction, but the education of the conscience and will and the training of the emotions."

3. " In the interest alike of the parents and their offspring, the procreative life should not begin in women before twenty and in man before twenty five After thirty in woman and thirty five or forty in man it seems probable that the best conditions for procreation begin to decline."

HAVELOCK ELLIS.

## MARRIAGE CERTIFICATE.

4. "On marriage a ( medical ) certificate should be presented, showing that the subject is exempt from...1. *Tuberculosis*, 2. *Alcoholism*, 3 *Syphilis* or other degenerate states likely to be injurious to the other partner, or to the offspring. Dr. Haskovec. ( Prague )

5. "A *certificate of matrimonial elligibility should be granted by* a competent board of medical examiners, concerning (1) family (2) past history (3) bodily-health (4) and proper examination of all the organs."

Rosenberg *&* Aronstane.
America.

6. "Each party should at marriage produce a certificate of health; It seems to me just as necessary to demand medical testimony concerning capacity for marraige as concerning capacity for military service. In the one case it is a matter of giving life; in the other of taking it, although certainly the latter has hither to been considered as much the more serious.

ELLEN KEY,
( Century of the child. )

## સંયોગ ધર્મો માટે યોગ્યતા અને તેનું પ્રમાણ પત્ર.

૧. સોળ વર્ષ પુરાં થયે સંયોગધર્મ માટે સ્વીકારવા યોગ્ય ઉમર ગણવામાં આવવી જોઈએ.

ઇવાન બ્લોક.

૨. લગ્ન સંબંધી (રાજકીય) નિયમો વધારે અસરકારક થવામાટે, ઘર, નિશાળ તેમજ વૈદ્યકસલાહકારની રૂમ અથવા ઓફીસમાંથી એ નિયમો વધારે અમલમાં આવવા જોઈએ. અહીં બળજોરી કરવી એ તદન નિરર્થક છે. જે ખાસ જરૂરનુ છે, તે ખરી કેળવણી છે, માત્ર ઉપરચોટીયાં શિક્ષણની જરૂર નથી, પણ લાગણી, ઇચ્છાશક્તિઓ તેમજ અન્તઃકરણ સાથે સંબંધ રાખતી નૈતિક અને ધાર્મિક વૃત્તિઓના યોગ્ય શિક્ષણની જરૂર છે.

હેવલોક એલીસ.

૩. બચ્ચાંઓ તેમજ માબાપો બન્નેના હિતખાતર એ ખાસ જરૂરનું છે કે સ્ત્રીઓ એ વીશ વર્ષની ઉમર પહેલાં અને પુરૂષોએ પચીશ વર્ષની ઉમર પહેલાં સંયોગધર્મો માટે કદી પણ શરૂઆત કરવી ન જોઇએ. જ્યારે ત્રીશ વર્ષની ઉમર પછી સ્ત્રીઓમાં તેમજ પાંત્રીશ કે ચાલીશ વર્ષની ઉમર પછી પુરૂષોમાં ઉત્તમપ્રકારની સંતતી પેદા કરવાના ઉત્કૃષ્ટ સંયોગો ધીરેધીરે નષ્ટ થવા લાગે છે એ તદન સંભવિત છે.

હેવલોક એલીસ.

૪. લગ્ન સંબંધ થતી વખતે વૈદ્યકીય પરીક્ષાના પ્રમાણ પત્રો પરસ્પર રજુ કરવા જોઇએ કે જે દ્વારા અમુક સ્ત્રી કે પુરૂષ, ક્ષય, રાજયક્ષ્મા, દારૂડીયાપણું, ચાંદી પ્રમેહ અથવા એવાજ અન્ય અધમ પ્રકારના ચીન્હો કે લક્ષણો જે એક બીજાને અથવા ભાવી સંતતીને કોઇરીતે નુકશાન પહોંચાડે એવા હોય તે તે કુલક્ષણોથી વંચિત છે એમ સ્પષ્ટ દર્શાવી શકે.

ડૉ. હાસ્કોવી (પ્રેગ).

૫ વૈદ્યકીય રીતે સ્ત્રી અને પુરૂષોના લગ્ન સંબંધ માટેની યોગ્યતા દર્શાવવા માટે એવા કોઇ યોગ્ય વૈદ્યકીય પરીક્ષક મંડળ તરફથી એવાં પ્રમાણ પત્રકો આપવાની યોજના કરવી જોઈએ કે જે દ્વારા અમુક સ્ત્રી અથવા પુરૂષના (૧) વંશ વિશુદ્ધિ. (૨) તદ્ગત ઇતિહાસ (૩) શારીરિક આરોગ્યતા અને અન્ય (૪) શારીરિક તેમજ માનસિક સર્વ અવયવો સંબંધી વિગતવાર વર્ણન આપી શકે.

રિનબર્ગ અને મૈરેનસ્ટન.—અમેરીકા.

૬. દરેક ભાગીદારે લગ્ન સબંધ કરતી વખતે શારીરિક આરોગ્યનુ પ્રમાણપત્ર રજુ કરવું જોઈએ જેવી રીતે સૈન્ય માં ભરતી કરવા માટે શારીરિક યોગ્યતાના પરીક્ષણનુ પ્રમાણ પત્રક રજુ કરવામાં આવે છે તેજ પ્રમાણે લગ્ન સબંધદ્વારા સંયુક્ત થવા ઇચ્છતાં સ્ત્રી પુરૂષોએ પોતપોતાની યોગ્યતાને દર્શાવનાર વૈદ્યકીય પરીક્ષાના પ્રમાણ પત્રકો પારસ્પરમાં રજુ કરવા જોઇએ એ પણ ખાસ જરૂરનું છે. સૈનીકોની શારીરિક પરીક્ષા જ્યારે દુશ્મનોને મારવા માટે લડવાની યોગ્યતા દર્શાવવા ખાતર કરવામાં આવે છે, ત્યારે અહીં લગ્ન પ્રસંગ માટેની પરીક્ષાતો નવીન **માનવ જીવન અર્પણ કરવા માટેની** યોગ્યતાને દર્શાવવા ખાતર થાય છે જે કે અત્યાર સુધીતો સૈનીક તરીકેની પરીક્ષાના પ્રમાણ પત્રકો મેળવવા માટેજ ખાસ ગંભીરતા પૂર્વક ધ્યાન આપવામાં આવેલુ છે.

ब्रह्मचर्ये प्रतिष्ठायां वीर्यलाभः । वीर्यं बलवर्धनानाम्—

## संभोग योग्य शुक्रनी अवस्था.

यत्किंचिन्मधुरं स्निग्धं जीवनं बृंहणं गुरु ।
हर्षणं मनसश्चैव सर्वं तद्वृष्यमुच्यते ॥ १ ॥
द्रव्यैरेवं विधैस्तस्माद् भावितः प्रमदां व्रजेत् ।
आत्मवेगेन चोदीर्णः स्त्रीगुणैश्च प्रहर्षितः ॥ २ ॥
गत्वा स्नात्वा पयः पीत्वा रसं चानुशयीत ना ।
तथाऽस्याप्यायते भूयः शुक्रं च बलमेव च ॥ ३ ॥

સંભોગ માટે અયોગ્ય અવસ્થા.

यथा मुकुलपुष्पस्य सुगन्धो नोपलभ्यते ।
लभ्यते तद्विकाशात्तु तथा शुक्रं हि देहिनाम् ॥ ४ ॥
नर्ते वै षोडशाद्वर्षात्सप्तत्याः परतो न च ।
आयुष्कामो नरः स्त्रीभिः संयोगं कर्तुमर्हति ॥ ५ ॥
अतिबालो ह्यसम्पूर्णसर्वधातुः स्त्रियो व्रजन् ।
उपतप्यते सहसा तडागमिव काजलम् ॥ ६ ॥
शुष्कं रक्षं यथाकाष्ठं जन्तु दग्धं विजर्जरम् ।
स्पृष्टमाशु विशीर्येत तथा वृद्धः स्त्रियोव्रजन् ॥ ७ ॥

સંભોગશક્તિ અને શુક્ર ક્ષય થવાનાં કારણો.

जरया चिन्तया शुक्रं व्याधिभिः कर्मकर्षणात् ।
क्षयं गच्छत्यनशनात्स्त्रीणां चाति निषेवणात् ॥ ८ ॥
क्षयात् भयाद् विश्रम्भा च्छोकात्स्त्रीदोषदर्शनात् ।
नारीणामरसज्ञत्वादविचारादसेवनात् ॥ ९ ॥
तृप्तस्यापि स्त्रियो गन्तुं न शक्तिः रुपजायते ।
देहसत्वबलापेक्षी हर्षः शक्तिश्च हर्षजाः ॥ १० ॥

શુક્રક્ષિરણ થવાનાં કારણો.

रसइक्षौ यथा दध्नि सर्पिस्तैलं तिले तथा ।
सर्वत्रानुगतं देहे शुक्रं संस्पर्शने तथा ॥ ११ ॥
तत् स्त्रीपुरुषसंयोगे चेष्टासंकल्पपीडनात् ।
शुक्रं प्रच्यवते स्थानाज्जलमार्द्रात्पटादिव ॥ १२ ॥
हर्षात्तर्षात्सरत्वाच्च पैच्छिल्यादगौरवादपि ।
अनुप्लवत्वात्सौक्ष्म्याच्च द्रुतत्वान्मारुतस्य च ॥
अष्टाभ्य एभ्यो हेतुभ्यः शुक्रं देहात्प्रसिच्यते ॥ १३ ॥
चरतो विश्व रूपस्य, रूपं द्रव्यं यदुच्यते ।
बहलं मधुरं स्निग्धमविस्रं गुरुपिच्छिलम् ।
शुक्रं बहु च यच्छुक्रं फलवत्तदसंशयम् ॥ १४ ॥

## બ્રહ્મચર્યનું પાલન કરવાથી વીર્ય લાભ થાય છે.



### જ્યારે બળવર્ધક પદાર્થોમાં—વીર્ય એ સર્વથી ઉત્તમ વસ્તુ છે.

૧ જે કોઈ પદાર્થ મધુર, સ્નિગ્ધ, જીવન આપનાર, બૃંહણ કરનાર ગુરૂ અને મનને હર્ષ આપનાર હોય તેવા સર્વ પદાર્થો—વૃષ્ય કહેવાય છે

૨ આવા પ્રકારના દ્રવ્યોથી તૃપ્ત થયેલ તેમજ પોતાના આત્માના વેગથી ઉત્સુક થયેલ અને સ્ત્રીના ગુણોથી આકર્ષાઈ પ્રહર્ષિત થયેલ પુરૂષેજ સ્ત્રી પ્રસંગ કરવો જોઇએ.

૩ સયોગ થઇ ગયા પછી સ્નાન કરી દુગ્ધપાન કરી, રસાયન પદાર્થનું સેવન કરી જુદુ શયન કરવું—કારણ તેમ કરવાથી પુરૂષનુ શુક્ર અને બળ બને પુષ્ટિ પામે છે—વધે છે

૪ જેવી રીતે કોમળ પુષ્પની કળીમા સુગંધિ—પ્રતીત થતી નથી પરતુ તે પુષ્પનો યથાવત્ વિકાસ થયા પછીજ તેની અંદરથી સુંદર સુવાસિત પરિમલ અથવા કુસુમ—પરાગ બહેકી નિકળે છે, તેજ પ્રમાણે દેહધારી પ્રાણીઓના શરીરમા રજ અને વીર્યનુ પણ સમજવું

૫. આવો રાગ, સોળ વર્ષની ઉમર પહેલા પ્રાદુર્ભુત થતો નથી અને શીતેર વર્ષની ઉમર પછી ટકી શકતો નથી. માટે ૧૬ વર્ષ પહેલા અને સીતેર વર્ષ પછી આયુષ્યની કામનાવાળા કોઈપણ સ્ત્રી પુરૂષ, સયોગ કરવાને યોગ્ય ન ગણી શકાય. કારણ—

૬ જેના સવ ધાતુઓ હજી પૂર્ણતા—અને વિકાસને યથાવત પ્રાપ્ત થયેલ નથી એવો અતિ—બાલ્યાવસ્થાયુક્ત—બાલક સ્ત્રીસયોગ કરે તો અલ્પ જળવાળા— તળાવની માફક—સત્વર શુષ્કતાને પામી— દુખી થાય છે

૭ વળી જેવી રીતે શુષ્ક, રૂક્ષ, જન્તુઓએ કોતરી કાઢેલુ, અને જરજરિત થયેલુ કાષ્ટ, હાથના સ્પર્શ માત્રથી ભુકો ભુકો થઈ વિગલિત થઈ જાય છે, તેજ પ્રમાણે વૃદ્ધપુરૂષ, સ્ત્રી—સયોગથી તેવીજ નષ્ટપ્રાય દશાને પ્રાપ્ત થાય છે

૮ વળી જરા, ચિન્તા, વ્યાધિ, બહુકામના ભોજન આદિને લીધે થયેલી કૃશતા, ભૂખમરો અને સ્ત્રીના અતિપ્રસંગ અથવા અતિ સેવન આદિ કારણોને લીધે પણ શુક્ર ક્ષયને પામે છે

૯ ક્ષય, ભય અવિશ્વાસ શોક આદિ કારણોથી, તેમજ વળી—સ્ત્રીના દોષોનુ દર્શન કરવાથી, તેમજ સ્ત્રી અથવા પુરૂષ યથાવત રસજ્ઞ ન હોવાને લીધે તેમજ અભિચાર—અને કામવાસનાનુ બીલકુલ સેવન ન કરવાથી પણ શુક્ર ક્ષયને પામે છે

૧૦ ખુબ ખાઇને તૃપ્ત થયેલ—મનુષ્યની શક્તિપણ સ્ત્રી સગમ માટે અશક્ત નિવડે છે કારણ—દેહના સત્વ અર્થાત વિર્યના બળ ઉપર હર્ષઆધાર રાખે છે, અને તેવા હર્ષના ઉપર—સભોગ શક્તિનો આધાર છે.

૧૧. જેવી રીતે શેરડીમાં રસ, દહીંમાં ઘી અને તલમાં તેલ સર્વત્ર સમાઈ રહેલ છે, તેજ પ્રમાણે પુરુષના શરીરમાં સર્વત્ર શુક્ર વ્યાપી રહેલું છે. જે માત્ર સંસ્પર્શન-તેમજ-

૧૨. સ્ત્રી પુરુષના સંયોગ વખતે થતી મથનરૂપ ચેષ્ટા, સંકલ્પ, મર્દન અને રતિભોગ આદિ ક્રિયાઓદ્વારા-ભીના વસ્ત્રની અંદરથી જેમ જળ ટપકે તેમ-સ્ત્રી પુરુષના શરીરમાંથી-વીર્ય અને રજ ટપકે છે અર્થાત સ્થાનચ્યુત થાય છે ( સ્ખલિત થાય છે.)

૧૩ વળી સર્વેથી, તર્પથી, સરિ જવાનો ગુણ હોવાને લીધે, પિચ્છિલપતાને લીધે અને ભારેપણાને લીધે તેમજ અનુપ્રવાહતા અને સુક્ષ્મતાને લીધે તેમજ વાયુની ચપળતા. આદિ—

૧૪ ઉપરોક્ત આ કારણોને લીધે પણ શુક્ર શરીરમાંથી બહાર સવે છે (સીંચાય છે) કારણ શરીરની અંદર સર્વત્ર સર્વાવયવ રુપે સ્ફૂરતા આ વિરલ-રસ રૂપ-દ્રવ્યનું આ વીર્ય એક સાક્ષાત ધન સ્વરૂપ છે

૧૫. જે શુક્ર જાડું, ચાઠું, મધુર, સ્નિગ્ધ-ચીકણું-સુગંધિત, ભારી વજનદાર, સ્ફટીકતુલ્ય શુદ્ધ, પિચ્છિલ, શ્વેતવર્ણુંનું અને પ્રમાણમાં અધિકતર હોય તે-ખરેખર-અમોઘ-સફળજ થાય છે

૧૬. જેના દ્વારા પુરુષ-સ્ત્રીઓ પાસે જતાં પોતાની ભાવુક-સામર્થ્યને પ્રાપ્ત કરી શકે છે અને સંયોગજન્ય આનંદને અધિકાધિક રીતે ભોગવવા શક્તિમાન થાય છે-તેવા સર્વ પદાર્થો-અને સ્થિતિઓને વૃષ્ય-અર્થાત વાજીકર કહેવામાં આવે છે,



# લગ્ન યોગ્ય ઉમર.

## વિવાહિત જીવનનો ઉદ્દેશ—

સ્ત્રી અને પુરૂષોના સબંધોની અંદર જે એક ખાસ અને મૂળ ઉદ્દેશ સમાયેલો છે તે **પ્રજાની અભિવૃદ્ધિ** છે એટલુંજ નહી પણ સુંદર, સુઘડ, આરોગ્યયુક્ત અને બુદ્ધિશાળી પ્રજાની અભિવૃદ્ધિ કરવી એ સમગ્ર વિવાહિત જીવનનો મુખ્ય ઉદ્દેશ છે

સુંદર આરોગ્યયુક્ત અને બુદ્ધિશાળી પ્રજાને જન્મ આપવા માટે હમેશા સુંદર આરોગ્યયુક્ત, સુંદર બાંધાના, બુદ્ધિશાળી, સદાચારી યુવાવસ્થા યુક્ત અને યોગ્ય બ્રહ્મચર્યવ્રતનું યથાવિધિ પાલન કરેલ માતાપિતાઓજ યોગ્ય ગણી શકાય છે કારણ આવા પ્રકારના યોગ્યરીતે વિધિપૂર્વક બ્રહ્મચર્યનું પાલન કરેલ માતપિતાઓના શરીરો હમેશા તન્દુરસ્ત, પૂર્ણ અંગે ખીલેલા, સર્વ અવયવો યથાયોગ્ય પ્રકારે વૃદ્ધિ પામેલા અને ઘણેભાગે રોગ આદિના ચિન્હોથી રહિતજ હોય છે તેવીજરીતે બ્રહ્મચર્યવ્રતનું યથાવત પાલન કરી, યોગ્ય યુવાવસ્થાને પ્રાપ્ત થયેલ યુવતીઓનાં શરીરયન્ત્રો ઘણેભાગે સુંદર, સુડોળ, તેજસ્વી, આરોગ્યયુક્ત અને ઘડાયેલ હોય છે તેઓની અંદરના નિતંબ પ્રદેશના અને ભગ પ્રદેશના નિતંબાસ્થિ તેમજ બસ્તાસ્થિતયોગ્ય યુવાવસ્થાએ સમ્પૂર્ણ પ્રકારની વૃદ્ધિ, પુષ્ટતા, તેમજ સહન કરવાનું સામર્થ્ય ધારણ કરી પોતપોતાના છેડાઓની અંદર યોગ્ય સંધીઓને યથાવત્ પ્રાપ્ત થયેલા હોય છે વળી તેઓના ગર્ભાશય તેમજ તે સ્થાનની આસપાસના સ્ત્રીઅંડકોષો, રજોત્પાદકપિંડો તેમજ રક્તવાહિનીઓ તેમજ ગર્ભાશયના સ્નાયુ-બંધનો પણ યથાવિધિ મજબુત થઈ યોગ્ય વિકાશને પામેલા હોય છે જેથી તેઓનું ગર્ભાશય નવ માસ સુધી બાળકને અધિક શ્રમ સહન કર્યા વગર, સુખ પૂર્વક વહન કરવાનું સામર્થ્ય ધરાવી શકે છે તેઓની આ શક્તિના કાર્યમાં યોગ્યરીતે મદદ કરવા માટે તે સ્થાનના સ્નાયુ સમુદાયો પણ મજબુત થયેલા હોવાથી ગર્ભને તથા ગર્ભાશયને લાબાવખતસુધી પોતાના સ્થાનમાં યથાવત સ્થિત કરી રાખી શકવા શક્તિમાન થઈ શકે છે વળી ગર્ભાશયની અંદરના રસપડો, રસવાહિનીઓ તેમજ રજોત્પાદકપિંડો તથા ફુલવાહિનીઓ આદિના અવયવો પણ યોગ્ય વખતે પ્રદિપ્ત થતા યથાયોગ્ય સવૃદ્ધિ પામી પોતપોતાનું કાર્ય યથાવિધિ કરવા પ્રેરાય છે, એટલું નહી પણ છેક બાલ્યાવસ્થાની અંદર ગર્ભધારણ કરનાર યુવતીઓની માફક માત્ર બે ત્રણ બાળકોને જન્મ આપી **તદન જર્જરિત દેહ વાળી** વર્તમાન જમાનાની શહેરી યુવતીઓની માફક માત્ર અસ્થિ ચર્માવશેષ જર્જરિત તનુધારી સ્વેતરૂની પુણી જેવી તરૂણીઓ જેવી નહી દેખાતા, હમેશા પોતાનું રૂપ-યૌવન અને સૌદર્ય આદિ ઘણા લાંબા વખત સુધી સુરક્ષિત પણે ટકાવી શકે છે પોતાનું આરોગ્ય યથાવત રીતે સાચવી શકે છે

વળી યોગ્ય ઉમરે પહોચતા તેઓની યોનિ, યોનિમાર્ગ, યોનિમાર્ગની અંદરના રસપડો અને તેની અંદર કાર્ય કરતી રક્તવાહિનીઓના ગુચ્છોને પણ અવયવોના કાર્ય કરવા તેમજ સુવૃદ્ધ થવા માટે પુરતો અવકાશ આપે છે જેથી તેઓ સંભોગ ક્રિયાની અંદરના કેટલાક આનંદોને યથાયોગ્ય રીતે વહન કરી શકે છે એટલુંજ નહી પણ તેઓના યથાવત્ વૃદ્ધિ પામેલા સર્વ પ્રજનન ઈન્દ્રિયોના અવયવોના વિકાશને લઈને તેઓની પ્રસવક્રિયા પણ વધારે સરળ કષ્ટ વિનાની, અને સ્વાભાવિક સ્વલ્પ પ્રયાસવાળી થાય છે જ્યારે નાની ઉમરની પરણેલી યુવતીઓના ગર્ભાશયો સંકુચિત ગર્ભમાર્ગ અને યોનિ આદિ અવયવો નાના, અલ્પ અવકાશવાળા, અને અપૂર્ણ રીતે ખીલેલા હોવાથી તેઓને પ્રસવ વેદનાનું અસહ્ય દુખ દરેક પ્રસૂતી વખતે અનુભવવું પડે છે એટલુંજ નહી પણ આવી દરેક પ્રસુતિ વેળાએ તેઓના હૃદય ફેફસા, પચનન્દ્રિયના અવયવો અને જનનેન્દ્રિયના અવયવો વિગેરેને, જે ગંભીર પ્રકારનું જોખમ ખમવું અને સખ્ત કાર્ય કરવું પડે છે, તેના અસહ્ય બોજાને લીધે તેઓની શારીરિક હાલત બહુજ સ્વલ્પ વયમાંજ ક્ષીણ થઈ જાય છે અને પરિણામે વૃદ્ધાવસ્થાના ચિન્હો બહુજ સત્વર દ્રષ્ય થવા લાગે છે આમ ન થાય એટલાવાસ્તે કન્યાઓની

લગ્ન માટેની ઉમર ઓછામાં ઓછી ૧૬ વર્ષની હોવીજ જોઈએ એવો મત સામાન્ય રીતે આપણા દેશના કુશળ વૈદ્યો તેમજ ધર્મશાસ્ત્રીઓ પ્રાચીન કાળથી ધરાવતા આવેલા છે આ લગ્ન યોગ્ય ઉમરના પ્રકરણની શરૂઆતમાંજ આ લગ્ન સંબંધી ઉપર પ્રમાણેના વિચારો ધરાવનારા સર્વ પ્રમાણોનો ઉચિત સંગ્રહ કરી એક માત્ર માર્ગદર્શક-સુચના રૂપે તેવા સર્વ પ્રમાણોને ગોઠવવામાં આવેલા છે સાથે સાથ પાશ્ચાત્ય વિદ્વાનો અને સુપ્રસિદ્ધ ડૉક્ટરોના મતોને પણ આ પ્રકરણની શરૂઆતમાંજ ટાંકી, તેઓના આ અગત્યના વિષય સંબંધમાં કેવા અભિપ્રાયો છે તે પણ ટુંકમાં દર્શાવવામાં આવેલ છે આથી આ વિષય ઉપર કેટલોક આવશ્યક પ્રકાશ પડશે છતાં લગ્ન સંબંધ, પ્રજનન કાર્ય, સુસન્તાનોત્પત્તિ, સ્ત્રી અને પુરૂષના શારીરિક અને આત્મિક વિકાસ તેમજ ગર્ભાધાન આદિ સંસ્કારો જેવા અતિ મહત્વના વિષયો સાથે આ "વિવાહ યોગ્ય ઉમર" નો પ્રશ્ન એટલો બધો અગત્યનો સંબંધ ધરાવે છે, કે તેની વિશેષ ચર્ચા આ સ્થળે કરવાની પણ કેટલાક કારણોને લ. ખાસ અગત્ય છે આ બાબતમાં આપણા દેશ, કાળ ઋતુ અને આપણા દેશના વિવિધધર્મને માનનારા અનેક વિદ્વાનોના વિચારોમાં પણ અનેક પ્રકારના મતભેદો છે છતાં તે સર્વનો અહીં વિચાર ન કરતા આ વિષયનો સંબંધ માત્ર શારીરશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને પ્રજનન શાસ્ત્રની સાથે કેવા અને કેટલા પ્રકારનો છે, એજ દ્રષ્ટિથી આ વિષયની આવશ્યક ચર્ચા કરવાનું અમે આ સ્થળે યોગ્ય ધાર્યું છે

## યુવાવસ્થાના આગમનથી સ્ત્રી તેમજ પુરૂષના શરીરમાં થતા કેટલાક અગત્યના ફેરફારો.

યુવાવસ્થાના આગમન સાથે સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગના શરીરોમાં જે અનેક પ્રકારના શારીરિક અને માનસિક ફેરફારો દ્રશ્ય થવા લાગે છે, તેમાંના મુખ્ય મુખ્ય ફેરફારોનું અહિં ટુંકમાં નિદર્શન કરવામાં આવે છે

૧ શરીરની સર્વત સંપુષ્ટિ જેમાં હાથ, પગ ગરદન છાતી કુચયુગ્મ અથવા સ્તનો ગાલ, હોઠ, નિતંબ આદિ અવયવોના અસ્થિઓ અને માંસ પેશીઓની સંવૃદ્ધિ, તેમજ રક્તની વિપુલતા આદિ

૨ શરીરસ્થ ઓજનો સર્વત વિભાગ

૩ આંખમાં દિવ્ય શ્વેત પ્રકાશ અને નિર્મળ રસિકતા

૪ મુખપરની માંસપેશીઓની ભરાવદાર સ્થિતિ

૫ સ્તન પ્રદેશમાં ગોળાકાર રસવૃદ્ધિ અને પુષ્ટતાયુક્ત, ક્રમશઃ સંવૃદ્ધિ

૬ જનનેન્દ્રિયના અવયવોની આસપાસના અવયવો સાથળ અને નિતંબના પ્રદેશની પુષ્ટતા

૭ યોનિ કુખ આદિ ગુહ્ય ભાગોના અન્તઃ સ્થાનોમાં સુક્ષ્મ રોમનું દર્શન

૮ જનનેન્દ્રિય અને ગર્ભાશયના અવયવોની ક્રમશઃ ખીલવણી અને વિકાસ તથા અન્ય સ્ફુરણા (કામેચ્છા-વિલાસપ્રિયતા)

૯ રજોદર્શન ( માસિક અટકાવ ).

૧૦ શરીરમાં નવી સ્ફુરતી, સુગન્ધ ચપળતા અને આકર્ષક મોહકતા આદિ ભાવોનો ધીરેધીરે વિકાસ આદિ અનેક શારીરિક ભાવો એકી સાથે અથવા એક પછી એક ક્રમશઃ બન્નેમાં દ્રશ્ય થવા લાગે છે

જ્યારે માનસિક ફેરફારોમાં —

૧૧ પરસ્પરના પ્રસંગોમાં કે સહવાસમાં આવવાની સ્ત્રી તેમજ પુરૂષની અંદર સ્વાભાવિક કામના, આકર્ષણ મંદ કે પ્રબળ ઇચ્છા ધીરેધીરે દ્રષ્ટિગોચર થવા લાગે છે

૧૨ પણ આવી ઇચ્છા સ્ત્રી વર્ગની અંદર કાંઇક વિનય શરમ અને શૈર્યના અભાવરૂપ ભીરૂતા, સાવધતા બુદ્ધિશક્તિઓના અનુક્રમ વિકાસને લીધે થતી ગભરામણ અથવા અજ્ઞતા વિનયશીલતા મૃદુતા અથવા સૌજન્ય આદિ સ્ત્રી સ્વભાવ જન્ય વૃત્તિઓને આધીન થઇ અમુક અંશે, છુપાએલી દબાએલી કે ગુપ્તજ રાખવામાં આવે છે

૧૩ આસ કરી રૂતુદર્શન વખતે આવા પ્રકારની માનસિક અનેક ક્રિયાઓ, ઉપર જણાવ્યા પ્રમાણેના અનેક ગુચવાડાઓ ઉત્પન્ન કરે છે તે કે સભોગજન્ય સુખાસ્વાદ કે આનદ અને તે દ્વારા ઉદ્ભવ થતા વિકારોનો સંપૂર્ણ અનુભવ તો સ્વાભાવિક રીતે પુરૂષ વર્ગનો સ્ત્રીની સાથે કે સ્ત્રી વર્ગનો પુરૂષ સાથે પ્રથમવાર સયોગ અને સભોગ થયા પછીજ મળવાનો સભવ છે પણ તે પહેલાની દશામા તો અનેક પ્રકારના ગુચવાડાઓ પૂર્ણ માત્ર અવિદિત અપ્રતર્ક્ય અને અનનુભૂત અવ્યક્ત દશાના આવેગ માત્ર અનુભવાય છે

૧૪ **સયોગ અને સભોગેચ્છાનુ દર્શન** વિવિધ પ્રકૃતિના યુવાનો તેમજ યુવતિઓમા, વિવિધ સ્વરૂપે જુદીજુદી વ્યક્તિમા જુદી જુદી વયે જનનેન્દ્રિયના અવયવોની રચનાના ભિન્નભિન્ન પ્રમાણમા-મૃદુ તીવ્ર અતિતીવ્ર કે મદ આદિ અનેક સ્વરૂપે દ્રષ્ટિગોચર થાય છે

હૃદયની રુધિરાભિસરણની ક્રિયા, યકૃત, પ્લીહા અને આમાશય તથા સ્થૂલાન્ત્ર, અને સૂક્ષ્માન્ત્ર આદિ પચનેન્દ્રિયના અવયવોની પાચનરૂપ ક્રિયા, મળમૂત્રોત્સર્ગના અવયવો યોનિ, મુત્રાશય, નાસિકા અને ગુદા આદિની-મળમૂત્રોત્સર્ગરૂપ સ્વાભાવિક ક્રિયાઓ, સામાન્ય દ્રષ્ટિથી જોનાર માણસને ગમે તેવો અણગમો કે ઘૃણા ઉત્પન્ન કરનાર વાત્રની હોય, પણ તે તે અવયવોનુ યથાવત્ કાર્ય સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગમા જેરીતે યથાર્થ આનદ-સતોષ અને સુખ આપે છે અને તે તે અવયવની યોજના પણ તેવા પ્રકારના આનદ આપવા માટેજ છે તેજ પ્રમાણે સ્ત્રી શરીરની અન્દરના **યોનિ, યોનિકદ, ગર્ભાશય મદનછત્ર, મન્મથવાહિનીઓ** આદિ સર્વ અવયવો તેમજ પુરૂષના **વૃષણ, વીર્યાશય, વિર્યવાહિનીઓ શિશ્ન, મદનપુષ્પ,** આદિ પ્રજનનેન્દ્રિયના અવયવોની સભોગ ક્રિયારૂપ પરસ્પરનુ સયુક્ત કાર્યપણ, કુદરતની મહાન ઇચ્છાને અનુરૂપ હોવાથી ઉપરોક્ત અન્ય સર્વ ક્રિયાઓ કરતા પણ અનેક ગુણ સુખ-સતોષ, આનદ, આકર્ષણ અને પુષ્ટિ આદિ અનેક ભાવોને સતોષ આપનાર છે, જેથી તેવા સુખની પ્રબળ ઇચ્છા થવી, એ બન્ને વર્ગની અદર તદન સ્વાભાવિક અને ઈચ્છવા યોગ્યજ છે માત્ર તે તે પ્રકારની ઇચ્છાને યથા સમયે સુમાર્ગ વાળવા શીખવવાનીજ ખાસ જરૂર છે અને એટલાજ માટે પૂર્ણ યુવાવસ્થાના ભાવોનુ સર્વ રીતે દર્શન થયા પછી સ્ત્રી પુરૂષ બન્ને વર્ગે આવા ભાવોની સમ્પૂર્તિ, સવૃદ્ધિ અને સતુષ્ટિ માટે સયોગ ધર્મ-દ્વારા આકર્ષાઇ, એકત્ર થઈ, સભોગ જન્ય સુખનો સ્વાદ લેવા કુદરતની પ્રજોત્પાદનરૂપ-મહાન ગભીર, ભવ્ય અને પવિત્ર તથા અનેક પ્રકારના રહસ્યથી પૂર્ણ મહાન ક્રિયાઓથી પ્રવર્તિ રહેલ પ્રવૃત્તિઓને માન આપવુ, એ એક મુખ્ય શારીરિક ધર્મ છે આ ઈચ્છાને આધીન થઇ બન્ને વર્ગે યુવાવસ્થામા યથાવિધિ પરસ્પરની આ કામનાને તૃપ્ત કરવીજ જોઈએ કારણ એ કુદરતની, સૃષ્ટિના રચયિતા મહાન **પ્રજાપતિની**, મહાન પણ ગૂઢ ઈચ્છા છે

## પ્રેમવૃતિનું મસ્તકની અદરનું સ્થાન અને તેની મહત્વપૂર્ણ યોજનાનું રહસ્ય.

**સ્ત્રી અને પુરૂષ વર્ગની આવી ઇચ્છાને યથાવિધિ તૃપ્ત કરવા માટે, બન્નેના મસ્તકની અદર કામેચ્છાના માનસિક અવયવોને યથાવિધિ યોજવામાં આવેલાં છે અને તે અવયવોનાં સ્થાન તથા કાર્ય આદિ નીચે પ્રમાણે છે.**

૧ **કામવૃત્તિ, સભોગેચ્છા,** એ મનુષ્યની એક સ્વાભાવિક મૂળવૃત્તિ અથવા લાગણી છે

૨ તેનુ સ્થાન આટલા વાસ્તે બુદ્ધિશક્તિના સ્થાનવાળા મસ્તકના અગ્ર વિભાગમા મુકવામા ન આવતા-મસ્તકના પાછળના ભાગમા પરસ્પરાકર્ષક લાગણીઓના પ્રદેશમા કુદરતદ્વારા યોજવામા આવેલ છે.

૩. આ વૃત્તિ મનુષ્ય તેમજ પ્રાણીમાત્રની ઘરસંસારિકવૃત્તિઓના મૂળ આધાર કે પાયારૂપ છે. એટલાવાસ્તે તેનું સ્થાન અન્ય સર્વ ઘરસાંસારિક વૃત્તિઓના પાયારૂપેજ મસ્તકના પાછળના ભાગમાં (Occipital lobe) ના છેક તળીયાના પ્રદેશમાં યોજવામાં આવેલ છે.

૪. **આ કામ** અથવા **સંભોગેચ્છાનું** સ્થાન આ છેલ્લા સ્થાનમાં યોજવામાં કુદરતના અન્ય અનેક ગૂઢ અને મહત્વપૂર્ણ હેતુઓ સમાયેલા છે.

૫. પરસ્પર એક બીજા સાથે બહુજ ઘનીષ્ઠ સંબંધ રાખતા શારીરિક તેમજ માનસિક અવયવોને એક બીજાના બહુજ નિકટના સ્થાનમાં અથવા લગભગ આસપાસના સ્થાનમાં તે તે અવયવની ઉપયોગિતા અને મહત્વના પ્રમાણમાંજ, કુદરતદ્વારા યથાયોગ્ય રીતે અત્યન્ત બુદ્ધિ-પૂર્વક યોજવામાં આવેલ છે.

૬. દૃષ્ટાન્ત તરીકે મસ્તકની અંદરના બુદ્ધિશક્તિ અને લાગણીઓનાં અવયવો સાથે પાંચે જ્ઞાનેન્દ્રિયોનો અતિ નિકટ સંબંધ છે, તેથી તેઓનાં સ્થાન મસ્તકની બહુજ સમિપમાંજ યોજવામાં આવેલાં છે. છતાં પંચજ્ઞાનેન્દ્રિયો કરતાં મસ્તકનું કાર્ય ઉત્કૃષ્ટ પ્રકારનું હોવાથી તેને ઉચ્ચ સ્થાનમાં, અસ્થિઓના મજબુત ઢાબલાની અંદર પેક કરી વાળથી સુરક્ષિત રાખવામાં આવેલ છે.

૭. હૃદય, અને ફેફસાં બન્ને, રુધિરાભિસરણ, પ્રક્રિયામાં મુખ્ય અંગે કાર્ય કરનાર મુખ્ય અવયવો છે, તો તેઓને એક બીજાની અત્યન્ત આસપાસના ઘનીષ્ઠ સંબંધમાં યોજવાનું આવશ્યક હોવાથી ઉરસ્થાનમાં યથાયોગ્ય રીતે તેઓને ગોઠવવામાં આવેલાં છે

૮. આજ પ્રમાણે પચનેન્દ્રિયોના અવયવો આમાશય, પક્વાશય યકૃત કલોમ, પ્લીહા સૂક્ષ્માન્ત્ર આદિની આસપાસની પરિસ્થિતિ અને યોજનાઓ પણ એજ સત્યસિદ્ધાન્તને પુષ્ટિ આપે છે. પાચન ક્રિયામાં ખાસ મૂખ્ય ભાગ ભજવનાર શરીરની અંદરનુ સૌથી મોટામા મોટુ અવયવ યકૃત છે, તો તેનું સ્થાન પણ પચનેન્દ્રિયોનાં સર્વ અવયવોની ઉપર, આમાશયના પ્રદેશને લગભગ સર્વથા લપટાઇ, છેક ડાબી દઇને જમણી તરફના પ્રદેશમાં એવી રીતે સ્થાપિત કરવામાં આવેલ છે કે તેની ગોઠવણ તરફ જોતાંજ તેનુ મહત્વ યથાવત્ ધ્યાનમાં આવી શકે.

૯. આજ પ્રમાણે-ગુરદા, મુત્રાશય-મુત્રસવાહિની અને વીર્યાશય આદિના અવયવોનાં સબંધમાં પણ એ એકજ સૂત્ર એક સરખી રીતે લાગુ પડે છે.

૧૦. જ્યારે **કામેચ્છા** અથવા **સંભોગેચ્છાની** વૃત્તિના આ માનસિક અવયવની યોજનાના સબંધમાં પણ એજ પ્રમાણે અતિ વિચાર પૂર્વક યોજના કરવામાં આવેલ છે. જે આપણને નીચેના વિવેચનથી તદ્દન સ્પષ્ટ થશે

૧૧. **સંભોગ અભિલાષા કે કામેચ્છા**-એ મનુષ્યના મનની એક એવી અતિ મહત્વની અને અગત્યની વૃત્તિ છે. કે અન્ય પ્રાણીવર્ગના જીવન અને અસ્તિત્વની માફકજ, સમગ્ર માનવ સમાજના જીવન અને અસ્તિત્વનો મૂખ્ય પ્રથમ આધારજ એ વૃત્તિ ઉપર અવલંબી રહેલો છે. સાંસારિક સર્વ ભાવોરૂપ અતિ ગંભીર ભવ્ય અને સુંદર ઇમારતનો આ **સંભોગાભિલાષની વૃત્તિજ** મૂળ આધાર છે. એ વૃત્તિના ઉપરજ આધાર રાખી વાત્સલ્યસ્નેહ, દામ્પત્યસ્નેહ, ગૃહનિવાસેચ્છા, મૈત્રીભાવ અને તત્પરાયણતા આદિ નં. ૯ થી ૧૩ સુધીની સાંસારિક વૃત્તિઓના જીવનો ટકી રહેલાં છે.

૧૨. આ કામવૃત્તિની સત્તાને આધીન રહી અને તેના દ્વારાજ પ્રેરાઈ, સ્ત્રી-પુરૂષની પ્રજનનેન્દ્રિયોનાં અવયવો, ભાવી સંતતિની સંસ્થિતિ અને બીજારોપણરૂપ ગર્ભાધાનક્રિયા અથવા પ્રજનનકાર્યરૂપ પરમ રસિક ક્રિયા માટે પ્રેરાય છે.

--

૧૩ મનુષ્યજીવનના યથાયોગ્ય આરોગ્યયુક્ત અસ્તિત્વ માટે, શરીર તેમજ મનની જે જે દિવ્ય સાધનસામગ્રીઓનુ તેને વિશ્વમા જન્મ લેવા માટે ખરેખરી આવશ્યકતા છે તે સર્વ સાધનોને ગર્ભાધાનક્રિયાદ્વારા પરિણામે અર્પણ કરનાર એજ કામવૃત્તિ છે

૧૪ **માનવજન્મ અથવા મનુષ્યાવતાર**—એટલે મનુષ્યનુ મસ્તક અને શરીર તથા તે બન્નેની અંદરના સંપૂર્ણ અગ પ્રત્યંગોનુ યથાવત્ આરોગ્યયુક્ત અસ્તિત્વ જે બીજ અથવા વીર્યની અંદર હોય, એવા વીર્યના આત્મ વિદ્યુતમય પ્રવાહ સાથે તેવીજ રીતે યથાવત્ વીધિથી પ્રેરાયેલા સ્ત્રી રજનુ સમિશ્રણ થઇ, એક આત્મ યન્ત્રરૂપ શરીરનુ બધાણુ, અથવા સર્વ શારીરિક અને માનસિક શક્તિઓના બીજથી સયુક્ત થઈ સ્ત્રી ગર્ભાશયમા અમુક આત્માનુ અવતરણુ કે જન્મવુ, તેનુ નામ **પ્રથમ જન્મ.** આવી રીતે બીજારોપણ થયેલ આત્મતત્વયુક્ત બીજ, સર્વ પ્રકારે તુષ્ટિ, પુષ્ટિ અને યથાવત્ સવૃદ્ધિ પામી નવ માસને અન્તે સ્ત્રી-ગર્ભાશય અથવા માતાના અતરપટમા **વિશ્વકર્મા-ત્વષ્ટા-પ્રભુના દિવ્ય હસ્તે** સ્વકર્માનુરૂપ ફળરૂપે ઘડાઈ, સસારમા જીવવા માટે ગર્ભથી બહાર આવે એતો માત્ર **બીજો જન્મ છે.** ખરૂ જોતા ગર્ભની અદરનો પ્રથમ જન્મ એજ મુખ્ય છે કારણ બીજો જન્મતો માત્ર પ્રથમના ઉપરજ મુખ્યપણે આધાર રાખી અવતરે છે અથવા ઘડાય છે,

૧૫. આવા પ્રથમજન્મ વખતના દિવ્ય સયોગોને ધ્યાનમા લેતા આપણને એમ તો સહજ લાગે છે કે મનુષ્યજન્મનુ બીજારોપણ એટલે મગજ, તેની અદરની સમગ્ર ઇન્દ્રિયોરૂપ (Phreno-centres) હૃદય, ફેફસા, ૨૦૦ અસ્થિઓ, ૫૦૦ માંસપેશીઓ, ૭૦૦ સ્નાયુઓ ૬૦૦ મર્મસ્થાનો, તેમજ પચનેન્દ્રિયો,ના અવયવો મળમૂત્રોત્સર્ગ અને પ્રજનન-ઇન્દ્રિયોના અવયવો તેમજ જ્ઞાન અને કર્મેન્દ્રિયોના સર્વ અવયવોરૂપ શરીર તેમજ મસ્તક અને મનની સર્વ માનસિક શક્તિઓનો બીજરૂપે જન્મ, અર્થાત આ બધી શક્તિઓ પ્રતિનિધીરૂપે જ્યારે એક પ્રજાને ગર્ભબીજ મળેલી હોય ત્યારે તેનો યથાવત્ જન્મ થયેલો ગણાય

૧૬ ઉપરોક્ત બધા અવયવોને બીજ રૂપે યથાવત્ અર્પવા એ મહાપ્રતાપી- પ્રદ્યુમ્ન વિદ્યુત રૂપ-કામશક્તિ અથવા સભોગાભિલાષની વૃત્તિનુ મુખ્ય કાર્ય છે અને તેવુ મહત્વપૂર્ણ કાર્ય, જો ઉપર જણાવેલા દરેક અવયવને ઉશ્કેરનારા કે પ્રદીપ્ત કરનારા સર્વ તન્તુઓના મૂળસ્થાનો જો આ સભોગાભિલાષના માનસિક અવયવની યથાવત્ સમીપમા અતિનિકટ કે ઘનિષ્ઠ સબધમા ન હોય, તો એ બધા અવયવોની યથાવત્ પ્રદીપ્તિ-થઇ તે દ્વારા પ્રેરાયેલ પ્રત્યેક અવયવના સ્થૂલ તેમજ સૂક્ષ્મ પ્રતિનીધિરૂપ-તન્તુઓનુ વીર્યરૂપે અન્ય સ્ત્રીના ગર્ભાશયમા બીજારોપણ માટે જવુજ કયાથી સભવિત હોઈ શકે

૧૭ આટલા વાસ્તે કુદરતે આ સભોગેચ્છાના અવયવની સમીપમાજ અને ક્રમક્રમ તેનીજ આધિન સત્તામા ઉપરના સર્વ સૂત્રોને સમર્પવાનુ મહત્વ પૂર્ણ કાર્ય અત્યન્ત બુદ્ધિમત્તાથી-યોજેલુ છે અને તે કેવીરીતે તે સબધિ-સપૂર્ણ વૃતાન્ત શારિરશાસ્ત્ર Anatomy અને શારીર વિજ્ઞાન Physiology તથા મસ્તક વિદ્યા Phrenology ના સિદ્ધાન્ત રૂપમા કહો કે કુદરતની દિવ્ય ભાષા રૂપે નીચે પ્રમાણે સ્પષ્ટ થાય છે

૧૮ માનવજીવનના યથાર્થ નિર્વાહ માટે શરીર તેમજ મગજની બધી વૃત્તિઓ સાથે મળી સયુક્ત બની-પરસ્પરને યથાવત્ સહાય આપી શકે એટલા માટે મસ્તકની અદર એવુ કોઇપણ અમુક ચોક્કસ સ્થાન હોવુજ જોઈએ કે જ્યા તેઓ સર્વના પ્રતિનીધિરૂપ તન્તુઓના સદેશાઓની પરસ્પરમા વગર વિલબે આપલે થઈ શકે આવુ સ્થાન મસ્તકની અદરના મધ્યસ્થ સ્થાનમા હોવુ જોઇએ કે જ્યા શરીરની અદરના કરોડ રજ્જુમા થઈ મગજ તરફ આવતા સર્વ તન્તુઓના મુખો, તેમજ અનુમસ્તકની અદરથી પ્રસરેલા સર્વ તન્તુઓના મુખો, તેમજ આસપાસના મસ્તકની અદરના સર્વ ગુચ્છાઓના તન્તુઓના મુખો, એક સરખી રીતે-**મસ્તકની મધ્યસ્થ-કાઉન્સીલમાં-( સભામાં )** [

૧૯. આજુ સ્થાન, કરોડ રજ્જુનો છેક ઉપરનો મથાળાનો ભાગ, જ્યાં મસ્તકની **ત્રીજી જવનિકા** (Third Ventricle) આવેલું છે તેજ હોઈ શકે. કારણ (જુઓ ચિત્ર નં. ૧. ૨. ૩. પ્રકરણ છઠ્ઠું મસ્તકની જવનિકાઓ.)

૨૦. **અનુમસ્તકની** અંદરથી નીકળતા તેમજ શરીરના અન્યભાગોમાંથી કરોડ રજ્જુવાટે પોન્સ શિરોવીમાં થઈ અનુમસ્તકમાં પ્રસરેલ તન્તુઓના મૂખો પણ આ ત્રીજી જવનિકા સાથે નિકટ સબંધ રાખનાર ચતુર્થ જવનિકાની તન્તુમય દિવાલોમાંજ આવી રહેલાં છે. અર્થાત્ મગજની **ત્રીજી જવનિકા અને ચોથી જવનિકા** (3rd and 4th ventricles) મસ્તક, અનુમસ્તક, અને કરોડ રજ્જુ તથા પ્રાણગ્રન્થીઆદિમાંથી નિકળતા સર્વ તન્તુઓના મૂખોથી છવાઈ રહેલી એક એવી સામાન્ય-ભુમિકા છે. કે જ્યાં શરીરતેમજ મગજનાં બધા તન્તુઓ સંયુક્ત થઇ જોડાઇ શકે છે.

૨૧. જ્યારે સંયોગાભિલાષાનુ અવયવ તે બન્ને જવનિકાઓની પાછળની દિવાલ સામેની દિવાલ કે પડ પર આવી રહેલું છે.

૨૨. શરીરની અંદરના સર્વ અવયવોને ગતિ આપનારાં અને સચાલન કરનારાં મૂળ તન્તુઓનુ મધ્યસ્થ સ્થાન-**અનુમસ્તક છે.** કારણ બધા અવયવોનાં તન્તુઓ શરીરના પૃથક પૃથક ભાગોમાંથી એ સ્થાનમાં જાય છે એ સ્પષ્ટ છે અગ્રેજીમાં જેને (Cerebrum) શિરશ્ચક્ર કહેવામાં આવે છે તેને આપણે શિરશ્ચક્ર કહીએ તો સંસ્કૃત પ્રમાણે કાંઇ ખોટું નથી. જ્યારે (Cerebellum) ને **અનુમસ્તક અથવા મન્મથતરૂ** કહેવામાં આવે છે. કારણ કે શરીરસ્થ સર્વ અવયવોની શાખા પ્રશાખાઓના તન્તુઓ એ મન્મથ તરૂના થડમૂળની આસપાસ આશ્રય કરી રહેલા છે. આ **મન્મથતરૂ** (Cerebellum) ની આન્તર રચનાજ ખરેખર એક વૃક્ષના જેવીજ છે કે જેનાં થડમાંથી અનેક પ્રકારની પ્રાણગ્રથીઓની શાખા પ્રશાખાઓ નીકળે છે. ગીતામા આ વૃક્ષને **અશ્વથ** કહેલ છે. (Tree of Life or Arboi Vitie)

૨૩. આ વૃક્ષના થડમાંજ લગભગ મગજમાંથી નિકળતા ૧૨ તન્તુયુગ્મોમાંથી આઠના સ્થાનો તો આવેલાં છે. જ્યારે બાકીના ચારેકના સ્થાન તેનાથી જરા નીચે આવેલા છે. (જુઓ ચિત્ર નં. ૪ પ્રકરણ ૬.)

૨૪. શરીરનુ દરેક અવયવ અને તેના વિભાગો, જ્ઞાનતન્તુઓના રેશાઓ દ્વારાજ જીવન, ગતિ અને સ્ફુરતી પામી રહેલુ છે. અને એવા તન્તુના રેશાઓ મગજના કોઇને કોઈ ભાગ સાથે અવશ્ય સબંધ ધરાવતા હોય છે.

૨૫. આવી રીતે શરીરના દરેક અવયવ સાથે સબધ ધરાવનાર તન્તુઓના પ્રવાહોનો મૂખ્ય સમૂહ, બરડાની કરોડના સાંધાઓ વાટે તેની આસપાસના પ્રદેશોમાંથી એકત્ર થઈ કરોડ રજ્જુના રૂપમાં બરડાની કરોડની પોલને માર્ગે છેક કરોડ રજ્જુના શિર સુધી પહોચે છે. ધડની અદરના છેક પુચ્છના ભાગ પાસેથી શરૂ થઇ ઉપર જતાં ક્રમશઃ સ્થૂલતાને પ્રાપ્ત થતો જતો આ કરોડ રજ્જુનો ભાગજ છેક ઉપરના ભાગમાં અનેક રજ્જુઓની ગ્રન્થીરૂપે અથવા કરોડ રજ્જુની મૂળ ગ્રન્થીરૂપ ભાગરૂપે પરિણત થાય છે જે પ્રદેશને અગ્રેજીમા (Medulla oblongata) કહેવામા આવે છે

૨૬. આ કરોડરજ્જુની ગ્રન્થીના છેક ઉપરના પાછળના ભાગમાંથી તન્તુઓના પ્રવાહો, અનુમસ્તકમાં પુષ્કળ સખ્યામાં પ્રસરેલ છે. જ્યાં તેઓ કામવૃત્તિના અવયવના તન્તુઓ સાથે અતિ નિકટ સબધમા સ્થિત થઇ પ્રસરી રહેલા છે આથી શરીરના અદરના દરેક અવયવ અને તેની અદરના ફેરફાર અથવા ગતિ વિગેરેને બહુજ અનુકુળતા પ્રાપ્ત થાય છે.

૨૭ વળી શબ્દ-સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ આદિ પાંચે જ્ઞાનેન્દ્રિયોનાં તન્તુઓના મૂળ પણ આજ સ્થાન પાસે આવી રહેલાં છે. અર્થાત અનુમસ્તક અને કરોડરજ્જુની ગ્રન્થીના ઉપલા ભાગ વચ્ચેની **ચતુર્થ જવનિકાની**

[ ભાગોમા ઉપરોક્ત પાચે જ્ઞાનેન્દ્રિયોના તન્તુઓના મુખો ખુલ્લા થાય છે આથી પાચે જ્ઞાનેન્દ્રિયના તન્તુઓને પણ અતિ સચાર અને પ્રદીપ્ત કરવામા પણ આ કામેચ્છાના અવયવને પ્રાગીજ સુગમતા મળે છે

૨૮ **દર્શનતન્તુ** (Optic Nerve) આખના પાછળના પ્રદેશમાથી શરુ થઇ, મગજના મધ્યપ્રદેશની આસપાસ બન્ને તરફ ફેલાઈ છેક પાછળના ભાગમા જરા નીચે તરફ વળી, મગજના પાછળના ભાગના તળીયાના ગુચળાઓ અને અનુમસ્તકના પ્રદેશના બહુજ નિકટના સબધમા આવે છે

૨૯ આ દર્શનેન્દ્રિયની માફકજ શબ્દ, સ્પર્શરૂપ રસ અને ગન્ધઆદિના અવયવોના તન્તુઓ પણ ત્યાજ પરિણમે છે

૩૦ મસ્તકની અદરનો **સહાનુભૂતિ પ્રદર્શક તન્તુગ્રન્થીઓનો ન ૮ વાળો મહાન તન્તુસમુદાય**—જે હૃદય ફેફસા હોજરી યકૃત કલોમ આન્ત્ર અને કોઠાની અન્દરના અન્ય અવયવો સાથે સબધ ધરાવે છે તે પણ મસ્તકના આ પ્રદેશમા આખરે પરિણત થાય છે અથવા એજ પ્રદેશમાથી શરૂ થઇ ઉપર જણાવેલા પ્રદેશમા પ્રસરેલ છે

ટુકામા પચજ્ઞાનેન્દ્રિયોના તન્તુયુગ્મો સહાનુભૂતિપ્રદર્શક તન્તુઓની સમુદાયમાળા અને કરાડરજ્જુ તથા કરાડ રજ્જુનુ મૂળ તેમજ અનુમસ્તક અને મસ્તકના તળીયાના સમગ્ર આગળ પાછળ તેમજ બાજુના પ્રદેશના અવયવોનો સમુદાય અને તે બધા સાથે અત્યન્ત ઘનીષ્ઠ સબધ ધરાવનાર ત્રીજી તથા ચોથી જવનિકાના સમગ્ર પ્રદેશોસાથે **સયોગાભિલાષ** અથવા **કામવૃત્તિના** મગજની અદરના અવયવનો એટલો બધો ઘનિષ્ઠ સબધ છે, કે જ્યારે મનુષ્ય, એ વૃત્તિને આધિન થઇ સયોગ માટે પ્રવૃત્તિ કરે કે કરવા પ્રેરાય છે ત્યારે આ પ્રેમવૃત્તિદ્વારા તેની નિકટમા આસપાસજ આવી રહેલા સર્વ અવયવોમા અતિ પ્રદીપ્તિ-સચાર અને ક્ષોભ તથા રક્તાભિસરણની અધિકતા અને ઉષ્ણતા (કામજ ઉષ્ણતા) પ્રવર્તી રહે છે અને તેને પરિણામે શરીરના સમગ્ર પ્રદેશોમા મદનપ્રવૃતિનો સચાર થતા, એક જાતનો મદનજન્ય ઉન્માદ Madness પ્રસરી રહે છે જેને પરિણામે દરેક દરેક અવયવ પોતપોતાના પ્રતિનિધિરૂપ અશોને એકત્ર કરી સર્વ અગોના રસરૂપ **અગિરસ-વીર્યને** પ્રજનનેન્દ્રિયના અવયવોમા યથાવિધિ એકત્ર કરી જનનેન્દ્રિયદ્વારા અને વીર્યવાહિનીઓદ્વારા પોતાની અભીષ્ટ યોગ્ય ભૂમિમા યોગ્યકાળે-યથાયોગ્ય મથન અને પ્રદિપ્તિને અન્તે ગર્ભાધાનરૂપ ક્રિયાદ્વારા ભાવિ પ્રજાના ગર્ભરૂપ બીજનો સ્ત્રી યોનિરૂપ માર્ગદ્વારા પ્રજનન અવયવરૂપ કુદરતી અતિ કોમળ સાધન વડે સ્ત્રી ગર્ભાશય રૂપ અતિ કોમળ અને ગુપ્ત પ્રદેશમા માનવ બીજનુ સયોગક્રિયાદ્વારા યથાવિધિ આરોપણ કરે છે ઉપરોક્ત સર્વ ભાવો ક્રિયાઓ અને સ્થિતિઓને મનની અદરથી પ્રવર્તાવનાર સયોગાભિલાષની વૃત્તિજ મુખ્યપણે કાર્ય કરી રહેલ છે અને એટલામાટે એ વૃત્તિના **મન્મથ, મદન, પ્રદ્યુમ્ન, માર, પુષ્પધન્વા, મનોજ, આત્મભૂ**, આદિ અનેક સાર્થક નામો આપવામા આવેલા છે

પૂર્ણ કરવા માટે દ્રશ્ય થવા લાગે છે કારણ આ પ્રજનન વૃત્તિના અવયવોની આસપાસ આવેલા અન્ય માનસિક સવ અવયવોમાં પણ તેજ વખતે અતિ પ્રદીપ્ત અને સવૃદ્ધિ આદિ ભાવો પણ સાથે સાથે દ્રશ્ય થવા લાગે છે

## યુવાનોના શરીરયંત્રો તથા મનોમંદિરોમાં પણ યુવાવસ્થાની શરૂઆતથી દ્રશ્ય થતા શારીરિક અને માનસિક ફેરફારોનું સામાન્ય અવલોકન.

યુવાવસ્થાની શરૂઆત થતા, યુવાનોના શરીરયન્ત્રોમા પણ નીચે પ્રમાણેના ફેરફારો દૃષ્ટિગોચર થવા લાગે છે—

૧ અસ્થિસમુદાયની સર્વ રીતે સવૃદ્ધિ, પુષ્ટિ અને વિકાસ

૨ અસ્થિઓની જુદા જુદા સ્થાનની સંધિઓનુ યથાયોગ્ય સંધાન અને સન્ધિસ્થાનોની આસપાસની માંસપેશીઓ સ્નાયુબંધનો તથા ચરબી આદિની વિપુલતા અને પુષ્ટતા

૩ માંસપેશીઓ અને ગ્રન્થિઓના સર્વત વિકાસ, પુષ્ટતા, વિસ્તાર અને વજન આદિની સવૃદ્ધિ અને તેને અંગે સમગ્ર શરીરના વજનની ઉત્તરોત્તર વધતી જતી અવસ્થા

૪ હૃદયનો તેમજ ફેફસાઓનો વિકાસ અને તેથી પેદા થનાર રૂધિરાભિસરણના પ્રવાહની સવૃદ્ધિ, રક્તવાહિનીઓનો વિકાસ અને રક્તવહન ક્રિયાની ઉદ્દીપ્ત હાલત—પરિણામે શરીરની અંદર વધતી જતી ઉષ્ણતા

૫ પંચેન્દ્રિયોના અવયવોની સવૃદ્ધિ અને પ્રદીપ્તિ, તથા તેને પરિણામે ક્ષુધા પિપાસા અને પાચન આદિ ક્રિયાની વિશેષ પ્રવૃત્તિ અને રસ સવૃદ્ધિ તથા ખાનપાનના સ્વાદ આદિની યથાવત્ જાગ્રતિ

૬ શરીરની અંદરના મજ્જાતન્તુઓ, મેદોવહ સ્રોત, વિગેરેના કાર્યની ઉત્તરોત્તર પ્રગતિ

૭ મળમૂત્રોત્સર્ગના અવયવોની સવૃદ્ધિ અને વિકાસ તથા તે તે સ્થાનના અવયવોના કાર્યોની યથાયોગ્ય પ્રવૃત્તિઓ

૮ વીર્યાશય, વીર્યસંવાહક નલીકાઓ, કામસલિલોત્પાદક-પિંડો, વીર્યોત્પાદક ગ્રંથીઓ, વૃષણ અને શિશ્ન આદિ જનનેન્દ્રિયોના અવયવોના સમગ્ર સમુદાયની ક્રમશ: સવૃદ્ધિ પુષ્ટતા અને ઉત્પત્તિયુક્ત અતિસંચાર

૯ ગુપ્તેન્દ્રિય,—બગલ, તથા મુછ અને દાઢી આદિના સ્થાનોપર સૂક્ષ્મ કેશોનુ દર્શન

૧૦ ગળાના કાકડાની ( Adam's Apple ) સવૃદ્ધિ

૧૧ સ્વર સંવાહક નળીકા, અને સ્વર તન્તુઓની પુષ્ટિ, અને સ્વરની અંદર શ્રવણગોચર થઈ શકે તેવા સ્પષ્ટ ફેરફારો

૧૨ ગ્રીવા કંઠ, ચીબુક કપોલ, ઓષ્ઠ, અને આંખઆદિ અવયવોપરની માંસપેશીઓ, અને રક્તવાહિનીઓની વિપુલતા, ભરાવદાર સ્થિતિ, અને સુંદર આકૃતિનુ ધારણ અને ચહેરાનો ગુલાબી દેખાવ

૧૩ ચક્ષુની અંદરનુ વધતુ જતુ તેજ, વિકાસ અને તેની અંદરના રસોની પુષ્ટતા

૧૪ હાથ પગ, કોણી, ઘુંટણ તથા પગની પીંડીઓ વિગેરેના સ્થાનોની માંસ પેશીઓ તથા ચરબી આદિની પુષ્ટતા અને ગાળ ભરાવદાર થતી જતી સુંદર સ્વરૂપ દર્શક સ્થિતિ

૧૫. સમગ્ર શરીરના આકાર કદ, વજન, રંગ, ઉંચાઇ, પહોળાઈ અને માંસપેશીઓ આદિના સ્વરૂપોમાં ધીરેધીરે સ્ફુરતા જતા વિવિધ ફેરફારોરૂપ યુવાવસ્થાના અંકુરો.

૧૬ અવલોકનશક્તિઓ, વક્તૃત્વશક્તિ તેમજ કલાકૌશલ્ય અને સૌન્દર્યપ્રેમ તથા ઔદાર્યભાવ અને અનુકરણ તથા હાસ્ય આદિ પ્રાવીણ્ય પ્રદાયક શક્તિઓના મસ્તકની અંદરના ખીલતા જતા અવયવોના વિવિધ પ્રકારના કાર્યો, પણ ધીરેધીરે છુપીરીતે અથવા વિનય અને સૌજન્ય આદિના ભાવો દ્વારા ગુપ્તદશામાં સ્ફુરતા સ્પષ્ટ દ્રષ્ટિગોચર થાય છે

૧૭, આ ઉપરાંત યકૃત અને પિત્તાશયની અંદરની પિત્તવાહિનીઓ તેમજ વીર્યાશય અને તેની અંદરની વીર્યવાહિનીઓ તેમજ કામ સંબંધોત્પાદક પિંડો અને તેની અંદરની રસગ્રંથીઓમાં પણ અનેક પ્રકારની અવિદિત, અપ્રગટ કાર્ય અને સૂચનાઓ ભરેલી સ્ફુરણાઓ થવા લાગે છે

૧૮ તેને પરિણામે યુવાન કન્યાઓ અને સુંદર સ્ત્રીજનના પ્રસંગોમાં કે સહવાસમાં આવવાની, સાથે રહેવાની, હળવામળવાની તેમજ તેઓના પ્રત્યે માન, પ્રેમ, વિનય અને કંઇ અદ્‌ભુત પ્રકારના મોહક ભાવો ભરેલી રીતે વર્તવાના સ્વભાવિક મનોરથોના અનેકવિધ સ્ફુરણો પણ થવા લાગે છે

૧૯ સુંદર, મોહક, મદભરી, યુવતિઓના અવલોકનમાં રસવાર્યો આનંદ આવવા લાગે છે, અને પરિણામે અવિદિત રસ ભર્યાં ગૂઢ ભાવોની મોહક પ્રેરણાઓદ્વારા અનેક મનોરથોરૂપ-મનોવિકારો, અજ્ઞાત યૌવનની દશામાં યુવાનો તેમજ યુવતીઓ બન્નેના અન્તર્-મનોમાં અનેક રીતે થવા લાગે છે

૨૦ આવા માનસિક અને શારીરિક ફેરફારોને અંગે યુવાનો તેમજ યુવતીઓની હલન-ચલન આદિ ક્રિયાઓ, ગાયન વાદન, નૃત્ય અનુકરણ સંભાષણ આદિ ભાવો અને વાત્સલ્ય, દામ્પત્ય સ્નેહ સૌજન્ય, કરૂણા, ભક્તિ, આસ્થા, વિનય, શ્રદ્ધા આદિ ભાવોમાં તેમજ લાગણીઓમાં પણ અનેક પ્રકારના ફેરફારો સ્પષ્ટ દ્રષ્ટિગોચર થવા લાગે છે

૨૧ ઋતુરાજ વસન્ત ઋતુના અપૂર્વ શોભા ભર્યા આગમનથી જેવીરીતે સૃષ્ટિ પદાર્થ માત્રના સૌંદર્યમાં અનેક પ્રકારની વિવિધતા, રસિકતા, રંગરાગ અને અવનવી પ્રફુલ્લતા તેમજ સુગન્ધ સર્વત્ર અનેક રૂપે છવાઇ રહેલી માલુમ પડે છે, તેજ પ્રમાણે યુવાનો તેમજ યુવતીઓના નવયૌવનરૂપ વસન્તોદ્યાનમાં પણ અનેક પ્રકારના મધુમય ભાવો સર્વત્ર ખીલવા લાગે છે

૨૨ આખર આ વિવિધ પ્રકારની ભાવનાઓ, માનસિક મસ્તકના અવયવો અને શરીરની અંદરના શારીરિક અવયવો વિગેરેની ખીલવણીને અંગે જ્યારે બધા સ્રોતોની અંદર ઉપર પ્રમાણે સ્ફુરણો થવા લાગે છે, **ત્યારે મદન પ્રવૃત્તિને પ્રેરનાર-કામવાસનાના માનસિક અવયવોમાં** પણ તેજ વખતે **વિવિધ પ્રકારના ઉદ્દીપક** અને **પોષક ભાવોની પણ શરૂઆત થવા લાગે છે.** ખરી રીતે કહીએ તો મસ્તકની અંદરના **આ શૃંગારપ્રિયતા** અથવા **કામવાસના અને સહવાસ-પ્રિયતાના** માનસિક અવયવોમાં જ્યારે રૂધિરાભિસરણના પ્રવાહોની અધિક પ્રવૃત્તિ અને તે સ્થાનના તન્તુઓની ધીરેધીરે પ્રદીપ્તિ થવા લાગે છે, ત્યારેજ શરીરના તેમજ મનના ઉપર જણાવેલા સર્વ અંગ પ્રત્યંગોમાં વિવિધ પ્રકારના સ્ફુરણો થવાની શરૂઆત થાય છે અને એ બધા ભાવોની પ્રફુલ્લતા દિનપ્રતિદિન જેમ જેમ અધિક વધતી જાય છે તેમ તેમ મસ્તકની ચારે નાડિકાઓની અંદરના **માનસવિદ્યુત-પ્રવાહકરસની** અંદર પણ તેવાજ પ્રકારના વિવિધ સ્ફુરણો થવા લાગે છે

મન્દિરો તેમજ મનોમન્દિરોમાં આનાગીતે થતા જતા યુવાવસ્થાના ભાવોના સર્વ સ્ફુરણો પાછળ, કુદરતના કોઈ મહાન સત્ય અને ગૂઢ હેતુઓ અવિદિત પણે કાર્ય કરી રહેલા છે

૨૪ યુવાનો અને યુવતીઓના યુવોના સર્વ શરીરયન્ત્રો તેમજ મનોયન્ત્રોની યથાયોગ્ય ખીલવણી કરવા ઉપરાંત તેઓની અંદર પરસ્પર માટેનું આકર્ષણ, મોહ અથવા પરસ્પર પ્રત્યેની કામનાને પેદા કરી, તેઓના જનનેન્દ્રિયોના અવયવોમા પણ અનેક પ્રકારના ફેરફારો ઉત્પન્ન કરી, કામસલિલ, મન્મથવારિ કે મદનોદક આદિ રસોને યથાવત્ ઉત્પાદન કરી, પ્રજનન ક્રિયાના મુખ્ય આધારરૂપ વીર્યરૂપ રસનીધિને તેના યથાર્થ સ્વરૂપમા પેદા કરવાનું અદ્ભૂત કાર્યપણ તે કરે છે અને એ મહત્વપુર્ણ કાર્ય જ્યા સુધી યથાવિધિ પુરૂ થયેલું ન હોય ત્યાં સુધી સ્ત્રી અને પુરૂષોના શરીરયન્ત્રો તેમજ મનોયન્ત્રોને યથાવત્ પુષ્ટ, પ્રદીપ્ત અને સશક્ત કરવાના સર્વ પ્રયત્નો અમુક મુદત સુધી યથાવત્ ચાલુ રહાજ કરે છે

૨૫ આ અવસ્થાને યૌવનાવસ્થા કહેવામા આવે છે ચરકની અંદર કહેવામા આવેલુ છે કે

चत्वारोऽवस्था शरीरस्य वृद्धिर्यौवनं सम्पूर्णता किञ्चित्परिहाणिश्चेति ।
आषोडशाद्वृद्धिः आचत्वारिंशतस्सम्पूर्णता ततः किञ्चित्परिहाणिश्चेति ॥

ભાવાર્થ—શરીરની ચાર અવસ્થા છે વૃદ્ધિ, યૌવન, સમ્પૂર્ણતા, અને કિંચિત્પરિહાણી આમા સોળમા વર્ષના પ્રારંભથી વૃદ્ધિ, ચાળીશમા વર્ષ સુધીની અવસ્થાને યૌવનની સમ્પૂર્ણતા અને ત્યાર પછીની અવસ્થાને કિંચિત્પરિહાણી-એટલે કે ધીરધીરે શરીરના એક અથવા અનેક અવયવોમા કોઇને કોઈપણ પ્રકારના અવયવોની અશક્તિ-નિર્બળતા કે અસહનશીલતા આદિરૂપ વૃદ્ધાવસ્થાના ચિન્હો ધીરેધીરે દ્રશ્ય થવા લાગે છે આમાથી વૃદ્ધિવાળી અવસ્થાનો સોળ વર્ષથી આરંભી ૨૦ થી ૨૨ વર્ષનો યૌવનદશાનો સમય અર્થાત્ લગભગ ૨૫ થી ૩૫ વર્ષની ઉમર સુધીનો સમય, પુરૂષ વર્ગને માટે લગ્ન સબંધદ્વારા ગૃહસ્થાશ્રમમા દાખલ થવામાટે સર્વથા-યોગ્ય ગણી શકાય તેમ છે જ્યારે કન્યાઓમાટે વહેલામા વહેલો ૧૬ વર્ષની ઉમરથી આરંભી ૨૫ વર્ષની ઉમર સુધીનો સમય વિશેષ યોગ્ય ગણી શકાય-જ્યારે સામાન્ય રીતે સ્ત્રીઓ માટે ૩૦ વર્ષ પછીના અને પુરૂષોમાટે લગભગ ૪૦ વર્ષ પછીની ઉમરનો સમય લગ્ન સબંધ માટે સયુક્ત થવા માટે એક અથવા અનેક શારીરિક કારણોને લીધે યોગ્ય નજ ગણી શકાય-કારણ—

૧ આ અવસ્થા પછી વૃદ્ધાવસ્થાના ચિન્હો સ્પષ્ટ જણાવા લાગે છે

૨ પચનેન્દ્રિયોના અવયવો આ ઉમરે પહોચ્યા પછી એક અથવા અનેક કારણોને લીધે પોતાનુ કાર્ય યથાવત્ બજાવી શકતા નથી, જેથી આમાશય, યકૃત, પ્લીહા, સૂક્ષ્માન્ત્ર કે સ્થુલાન્ત્ર અથવા ગુદા આદિ પ્રદેશોના અવયવોના રોગો, જેવા કે અજીર્ણ, ઉદરરોગ, અપચો, યકૃત, અને પિત્તવાહિનીઓની મંદતા, બંધકોશ, નળબંધવાયુ મરડો કે અર્શ આદિ જેવા રોગોના ચિન્હો દેખાવા લાગે છે અને એવી નિર્બળ દશામા જન્મધારણ કરનાર પ્રજા પણ તેવાજ પ્રકારની નિર્બળતાઓને જન્મથી વારસામા લઇ અવતરે છે

૩ આ ઉપરાંત મળમૂત્રોત્સર્ગના અવયવો કે જનનેન્દ્રિયોના અવયવો તેમજ મુત્રપિંડ વિગેરેના દર્દો પણ એ ચાળીશ વર્ષની ઉમર પહોચ્યા પછી દ્રશ્ય થવાના સબબો અનેક કારણોથી ઉપસ્થિત થવા લાગે છે જેને લીધે મૂત્રકુચ્છ, અતિમૂત્રતા, અશ્મરી, કમરનો દુખાવો અંડવૃદ્ધિ અથવા તે પ્રદેશની જલજસવૃદ્ધિ અને એવાજ બીજા વીર્યાશય-વીર્ય અને વીર્યવાહિનીઓના રોગો, પુરૂષ વર્ગની અંદર, તેમજ સ્ત્રી વર્ગની અંદર અતિમૂત્રતા, પ્રમેહ, પ્રદર અત્યાર્તવ, નષ્ટાર્તવ, કષ્ટાર્તવ, પીડીતાર્તવ આદિ રોગો દ્રશ્ય થવાના સર્વ સબબો ઉપસ્થિત થાય છે.

૨૬ વળી જેમ જેમ અવસ્થા ભોગી થતી જાય, તેને અંગે કુટુંબ, ઘરબાર, વ્યાપાર, રોજગાર અને અન્ય અનેક વ્યવસાયોની અંદર મન વિશેષ રીતે ગુંથવાયેલુ રહેતુ હોવાથી, આ ચાળીશ વર્ષની ઉમર સુધીમા અનેક

પ્રકારના ચિંતા, ભય, શોક, ક્રોધ, ગભરાટ નિરાશા, વ્યગ્રતા, અને વ્યાપાર રોજગાર કે ધંધા આદિની ગમાણે પાલનપોષણ, અને તેની અનેક માનસિક શક્તિઓ કે લાગણીઓ વિગેરેને, દંપતીના પરસ્પર ઉલટા સુલટા સપાટાઓ લાગવાથી, અનેક પ્રકારની–માનસિક આધિઓ અને ઉપાધિઓ, લાગુ પડે છે અને તેવા સર્વ પ્રસંગોની અસરોના સરકારો, મનોયન્ત્રરૂપ મસ્તકના વિવિધ પ્રદેશો ઉપર અતિ પ્રબળ અથવા ઉગ્ર પ્રમાણમા વારંવાર પડવાથી તે તે સ્થાનના તન્તુઓના અનેક પ્રકારના વિકારોરૂપ ભય, શોક, ક્રોધ, ચિન્તા, સંતાપ, ઉત્તાપ, વ્યગ્રતા આદિ–માનસિક રોગો લાગુ પડે છે તેથી તેવી દશામા–લગ્ન સબંધ કર્યાં પછી, પેદા થનાર બાળકના **મસ્તક અને મનપર** પણ તેવાજ અનિષ્ટ પ્રકારની અસરો જન્મથીજ પડે છે

૭ વળી આવી મોટી ઉમરે લગ્ન કરવાથી પેદા થયેલ પ્રજાને પાળી, પોષી, સમ્યક પ્રકારે સુશિક્ષીત બનાવી વ્યાપાર રોજગાર માટે યોગ્ય બનાવવા માટે ઓછામા ઓછા ૨૦ થી ૨૫ વર્ષ તો અવશ્ય લાગેજ જે વખતે પુરૂષની ઉમર લગભગ ૬૦ થી ૬૫ ને સહેજ પહોચવા આવેલી હોય, એટલે સંતતી સુખનો યથાર્થ લાભ લેવા માટે સ્ત્રી કે પુરૂષ બન્નેને યથાયોગ્ય પુરતો સમય મોટી ઉમરે લગ્ન કરવાથી રહી શકતો નથી કે જ્યારે તે પોતાની પ્રજાને સંસાર વ્યવહારને ઉત્તમ રસ્તે ચડાવી તેની યોગ્ય પ્રવૃત્તિઓનો લાભ લઈ ગાર્હસ્થ્યજીવનનો વિશેષ ભાગ વાનપ્રસ્થ કે અન્ય ધાર્મિક અથવા સામાજીક પરોપકારના મહત્વપૂર્ણ કાર્યો પાછળ સ્વતન્ત્રરીતે સુખપૂર્વક ગાળી શકે આવા આવા અનેક પ્રયોજનોને ધ્યાનમા લેતા પુરૂષ માટે લગ્નયોગ્ય ઉમરનો સમય ૨૫ થી ૩૫ અને સ્ત્રી માટે ઓછામા ઓછા ૧૬ અને વધારેમા વધારે ૨૫ સુધીનો હોય એ સર્વથા ઇષ્ટ છે જ્યારે આ ઉમરે પહોચતા સુધીનો બધો સમય કન્યાઓ તેમજ કુમારોએ કે યુવાનો તેમજ યુવતીઓએ યોગ્ય બ્રહ્મચર્ય આશ્રમના નિયમોના યથાવિધિ પાલનપૂર્વક વિદ્યાધ્યયનરૂપ તપની પાછળ દત્ત ચિત્ત થઇ, ગુરૂકુળ નિવાસની અંદર ગાળવો જોઈએ પ્રાચીન કાળના આર્યોએ આ બ્રહ્મચર્યના વિષયને અંગે જે કાંઇ વિધાન આપણા આર્ય ધર્મગ્રન્થો, ઉપનિષદો, વેદો, અને સ્મૃતિ આદિ ગ્રન્થોમા કરેલુ છે તેવાજ પ્રકારનુ સાદુ, સરળ, તપસ્વી, અને સુસંયમિત, બ્રહ્મચર્ય વ્રતનુ પાલન કરી વિદ્યા–અધ્યયનરૂપ તપની પાછળ સ્ત્રીપુરૂષ બન્ને વર્ગના જીવનનો પ્રથમ ચતુર્થ ભાગ અર્પણ કરવામા આવે એ સર્વથા ઇષ્ટ છે આટલાજ માટે ઉપનિષદોમા તેમજ કામસૂત્રમા પણ કહેવામા આવેલ છે કે **ब्रह्मचर्यमेव त्वा विद्याग्रहणात्। कामञ्च यौवने॥ ब्रह्मचर्याश्रमं समाप्य गृही भवेत्॥** એ તદન યથાર્થ છે લગ્નયોગ્ય ઉમરના આ અગત્યના વિષયપર પોતાનો અભિપ્રાય જાહેર કરતા વર્તમાનકાળનો સુપ્રસિદ્ધ **ડૉ. જે. એચ. કેલૉગ** જે અમેરીકાના સુપ્રસિદ્ધ આરોગ્યના–સ્થાન **બૅટલક્રીકના** સેનીટોરીયમનો સંચાલક અને વ્યવસ્થાપક અધિષ્ઠાતા છે તે પોતાના ગ્રન્થ Plain Factsની અંદર નીચે પ્રમાણે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જાહેર કરતા જણાવે છે કે—

"It is probable that even the ages of twenty and twenty four are two early for those whose development is uncommonly slow But there are other reasons for discountenancing early marriages also drawn from the physiology of reproduction to say nothing of the many reasons which might be urged on other grounds

1 During the development of the body all its energies are required in perfecting the various tissues and organs There is no material to be spared for any foreign purpose

2 The re-productive act is the most exhaustive of all vital acts Its effects upon the undeveloped person is to retard growth, weaken the constitution and dwarf the intellect

3 The effects upon the females are even worse than those upon the male for in addition to the exhaustion of nervous energy, she is compelled to endure the burdens and pains of child bearing when utterly unprepared for such a task, to say nothing of a mother. With so many girl-mothers in the land, is it any wonder, that there are so many thousands of unfortunate individuals who never seem to get beyond child-hood in there development ?"

**ભાવાર્થ:—**

"એ સંભવિત છે કે વીશ—અને પચીશ વર્ષની વયે પણ તેઓની શરીર વૃદ્ધિ સાધારણ રીતે ધીમેથી થાય છે, એવા પુરૂષો માટે ઉપર જણાવેલી ઉમરનાં ક્રમ પણ આકાંક્ષે ગણી શકાય. પણ બીજા કેટલાંક કારણોને જતાં કરીએ તોપણ આ ઉપરાંત બીજા પણ કેટલાક શરીર ઉત્પત્તિ શાસ્ત્રને લગતાં કારણો છે કે જેને લીધે બાળલગ્ન બંધ કરવાં જોઈએ

૧ શરીર સવૃદ્ધિના વખતમાં શરીરની સમ્પૂર્ણ શક્તિઓ, તેનાં સ્નાયુ, અને અન્ય—અવયવોનાં બંધારણમાં સર્વ રીતે રોકાયેલી રહે છે. જેથી લગ્ન સંબંધના વધારાના ઘસારાને માટે આ અવસ્થામાં કંઈ પણ શક્તિ કે દ્રવ્ય બચત રહેતુંજ નથી.

૨ પ્રજોત્પાદન કર્મ—એ શરીરના પ્રાણ શક્તિઓને સૌથી વિશેષ-ઘસારો આપનારૂં કાર્ય છે જેને સંપૂર્ણતયા સવૃદ્ધિ ન પામેલ વ્યક્તિનાં શરીરની સવૃદ્ધિને તે બાધ કરતા, કૃશ બનાવનાર અને બુદ્ધિનો નાશ કરનાર છે !

૩ વળી સ્ત્રી જાતના ઉપર પણ તેની ખરાબ અસર પુરૂષ કરતાં વિશેષ થાય છે કારણ કે પ્રાણશક્તિના વ્યયઉપરાંત તેણીને તો વળી પ્રજાધારણ—અને તેના રક્ષણના—બોજાઓનું, દુઃખ એવી દશામાં ઉઠાવવાં પડે છે કે જે વખતે તેવા કોઇપણ ભારને માટે તે તદન અયોગ્યજ હોય છે. તો પછી માતા તરીકેની બીજી અનેક ફરજોના સંબંધમાં તો પછી કહેવુંજ શું. ! ! આપણા દેશમાં આટલી બધી બાળ માતાઓની હાજરીમાં—સપ્રમાણબંધ-દુર્બળ, નિર્માલ્ય, હીણવીર્ય અને અનેક દુઃખોથી પીડાતી બાળક તુલ્ય પ્રજા, આપણા દેશમાં સર્વત્ર જોવામાં આવે, તો તેમાં નવાઇ જેવું શું છે ?

"Many's man at forty years is so childish in mind and as immature in judgment as a well-developed lad of eighteen should be. They are like weathered fruits, plucked before it is ripe. They can never become like the willow and luscious fruits allowed to mature properly. They are unalterably moulded and the saddest fact of all is that they will give to their children the same imperfections and the *children will transmit to another generation and so the evil will go on increasing* unless checked by extinction of the time."

"ઘણા માણસો ૪૦ વર્ષની ઉમરે પહોચ્યા છતા માનસિક અને સારાસાર વિચાર કરવાની બાબતમા એટલા બધા ઓછા બુદ્ધિના રહી જાય છે કે તેઓની સરખામણી એક સારી હાલતના ૧૮ વર્ષની વયના છોકરા સાથે કરી શકાય આવા માણસો, ફુલની કાચી-વગર ખીલેલી કરમાઈ ગયેલ કળીઓ જેવા છે તેઓ કદી-ચાસ સુવાસિત અને મધુમય સંપૂર્ણ ખીલેલા પુષ્પતુલ્ય યુવાવસ્થા કદી પણ ભોગવી શકતા નથી. તે અકુદરતી રીતેજ ઘડાયેલા છે અને સૌથી વધારે દીલગીર થવા જેવી બાબત તો એ છે કે-તેઓ પોતાની પ્રજામાં પણ તેજ અપૂર્ણતાઓને વારસામાં આપતા જાય છે, અને તેની પ્રજા વળી તેજ પ્રમાણે પોતાની પ્રજાને-વારસો આપે છે આ પ્રમાણે છેક આખરે એ પ્રજાનો કાળેકરી નાશ ન થાય ત્યા સુધી ચાલ્યાજ કરે છે" આહા ! હા ! કેટલું આશ્ચર્ય છે કે પ્રજા ઉત્પન્ન કરવાનું જે અગત્યનું, અત્યન્ત મહત્વનું અને પવિત્રતાનું તથા જેમા બહુજ બુદ્ધિ ચાતુર્ય અને આચાર ઇત્યાદિ. યોગ્ય ગુણોની જરૂર છે એવા મહત્વના કાર્યનો, પ્રજોત્પાદન કર્મનો કે શક્તિનો પોતાનાજ વંશની વૃદ્ધિ કરવાને બદલે અકાળે, અયોગ્ય વયમાં, સમજ્યા વગર અવ્યાકુળ રીતે દુરૂપયોગ કરવામાં આવે તો તેને પરિણામે કુદરત

નારાજ થઈ દુઃખ, દારિદ્રય, દૂર્બળતા અને દુર્ગુણો તથા ક્ષયનાં દર્શન કરાવી-મૃત્યુમુખ કરાવે, તે દોષ કોનો સમજવો. ખરેખર તે આપણો પોતાનોજ દોષ છે, કે આપણે જાતે જાણવા છતાં મૃત્યુના મુખમાં જઇએ છીએ અને આપણી પ્રજાને પણ તેજ કાર્યને માટે આનંદ પુર્વક સહર્ષ તત્પર કરીએ છીએ એજ આશ્ચર્ય છે. હિંદુઓ કંઈ ચેતશો ખરાકે!! આબત ચાલતાં મીo કેલોગ લખે છે કે.

"If children born-neither father nor mother is fit by reason of his or her age to act the part of parents to them. The father by reason of his age is unfit, uncertain and childish today, too linient, to-morrow, too exacting. The mother is pettish, childish, indelligent, impatient and as unskilled in government as unfit for motherhood. In the midst of this unrule, the child grows up undiciplined, uncultured, uncultivated, unsubdued, a misery to his parents, a disgust to his friends, a dishonour to himself."

**ભાવાર્થ:—**

જો કદાચ આવી સ્થિતિમાં બાળક જન્મે છે તો તેનાં મા કે બાપ તેઓની અવસ્થાને લીધે માતા કે પીતાના ધર્મ પ્રમાણે વર્તવાને લાયક હોતાં નથી. બાપ નાની વયને લીધે અયોગ્ય, અસ્થિર મનનો, બાળક વૃત્તિવાળો, આજ બહુજ રૂદનશીલ તો કાલે ધાંધલ કરી મુકનાર ગરમ સ્વભાવનો હોય છે, અથવા થઈ જાય છે જ્યારે બાળમાતા-વહાલની ભુખી, બાળબુદ્ધિવાળી સહેલાઈથી ગુસ્સે થનારી, અધિર, અને જેટલી માતૃધર્મ બજાવવામા અયોગ્ય હોય છે, તેટલીજ ઘર વ્યવસ્થામાં પણ નકામી નીવડે છે. આવી ગેરવ્યવસ્થાવાળી સ્થિતિમા જે બાળક ઉછરે છે તે પણ અશિક્ષિત, વ્યવસ્થા વગરનું, બીન કેળવાયેલ અને તાબામા ન રહે તેવુ, માબાપને દુઃખ આપનાર, મિત્રવર્ગને શરમાવનાર અને પોતા (પીતા)ને પણ નીચું જોવડાવનારજ નીવડે છે. બાળલગ્નના પરિણામોમાં હિંદુ પ્રજા આ બધા અને તેથી પણ વિશેષ પ્રકારનાં અસહ્ય દુઃખો સહન કઈ જમાનાથી કરી રહિ છે. છતા પણ તેને અટકાવવા માટે બહુજ થોડું કરવામાં આવે છે, એજ અફસોસ છે. આવી સ્થિતિમા શુ બ્રહ્મચર્યનો ઉપદેશ કરનાર અને ફરજીયાત બ્રહ્મચર્ય પળાવી બાળકો તથા બાળકીઓને શિક્ષણ આપી યોગ્ય ઉમરે લગ્ન કરાવવા પ્રયત્ન કરનાર અનેક ગુરૂકુળ જેવી સંસ્થાઓ અને આશ્રમો તેમજ ઉપદેશક સંસ્થાઓની આ દેશને આવશ્યકતા નથી શુ?

વીર્યવાન, બળવાન, ઉત્સાહિ અને પૂર્ણ આરોગ્યયુક્ત તથા બુદ્ધિબળસંપન્ન પ્રજાને પેદા કરવા માટે આવા આશ્રમોની સ્થાપના આપણા આ આર્યાવર્ત દેશમાં સ્થળે સ્થળે થવાની વર્તમાન જમાનામાં ખાસ જરૂર છે. કારણ વીર્ય એ સર્વ પ્રકારની શક્તિઓને વધારવામા સર્વોત્તમ ગણાય છે. અને તેવા વીર્યની પ્રાપ્તિ, બાળપ્રજાએ ઓછામાં ઓછા પચીશ વર્ષ સુધી અને કન્યાઓએ ઓછામાઓછા સોળ વર્ષ સુધી બ્રહ્મચર્ય આશ્રમોના નિયમોનુ યથાર્થ રીતે પાલન કરી પોતાની શારીરિક, આત્મિક અને નૈતિક તથા સામાજીક આદિ સર્વ પ્રકારની ઉન્નતિ પ્રગતિ અને સુધારણા માટે બની શકતી સર્વ તપશ્ચર્યા યથાવત્ કરવાની ખાસ જરૂરછે. વીર્ય એ આહાર અને રસના પરિણામે પેદા થનાર સૌથી અત્યન્ત અગત્યનો અને ઉત્કૃષ્ટ તેમજ પરમશ્રેષ્ઠ પદાર્થ છે. તેનુ સ્ત્રીપુરૂષ બન્ને વર્ગે યથાવત્ રક્ષણ કરવુ જોઈએ. કારણ તે વીર્યનો ક્ષય થવાથી અનેક પ્રકારના શારિરીક અને માનસિક દોષો અને રોગો પ્રાપ્ત થાય છે. તેમજ મરણને શરણ પણ થવાય છે. ચરક નામના અત્યન્ત પ્રસિદ્ધ ગ્રન્થમા આટલા માટે કહ્યું છે કે—

## યુવાનોમાં વીર્ય-અને યુવતીઓમાં રજ તથા સ્તન્ય પેદા થવામાં વય આદિના કારણો.

१ रसादेव स्त्रिया रक्तं रजः संज्ञं प्रवर्तते ॥
तद् वर्षाद् द्वादशादूर्ध्वं याति पञ्चाशतः क्षयम् ॥
२ आर्तवं शोणितं त्वाग्नेयमग्नीषोमीयत्वाद्गर्भस्य ।
३ पुष्पमुकुलस्थो गन्धो न शक्यमिहास्तीति वक्तुं नैव
नास्तीत्यथवास्ति सतां भावानामभिव्यक्तिरिति
कृत्वा केवलं सौक्ष्म्यान्नाभिव्यज्यते स एव
गन्धो विवृत पत्रकेसरे कालान्तरेणाभिव्यक्तिं गच्छत्येवं
बालानामपि वयः परिणामाच्छुक्रप्रादुर्भावो भवति ॥
४ रोम राज्यादयोऽथार्तवादयश्च विशेषा नारीणां रजसि ।
चोपचीयमाने शनैः शनैः स्तनगर्भाशययोन्यभिवृद्धिर्भवति ॥
५ आर्तवक्षये यथोचितकालादर्शनमल्पता च योनि वेदना च ॥
तत्र संशोधनमाग्नेयानां च द्रव्याणां विधिवदुपयोगः ।
६ स्तन्यक्षये स्तनयोर्म्लानता-स्तन्यासम्भवोऽल्पताच ।
अत्यार्तवमङ्ग मर्दमतिप्रवृत्ति दौर्बल्य च ।
७ रसप्रसादो मधुरः पक्वाहारनिमित्तजः ।
कृत्स्नदेहात्स्तनौ प्राप्तः स्तन्यमित्यभिधीयते ॥
८ विशस्तेष्वपि देहेषु यथाशुक्रं न दृश्यते ।
सर्वदेहाश्रितत्वाच्च शुक्रलक्षणमुच्यते ॥
तदेव चेष्टयुवते र्दर्शनात्स्मरणादपि ।
शब्द संश्रवणात्स्पर्शात्संहर्षाच्च प्रवर्तते ॥
सुप्रसन्नं मनस्तत्र हर्षणे हेतुरुच्यते ।
आहाररसयोगित्वादेव स्तन्यमपि स्त्रियाः ॥
९ तदेवापत्य संस्पर्शाद् दर्शनात्स्मरणादपि ।
ग्रहणाच्चपुरोजस्य शुक्रवत्संप्रवर्तते ॥
स्नेहो निरन्तरस्तत्र प्रस्रवे हेतु-रुच्यते ।

(सुश्रुत)

ભાવાર્થ:—

1. સ્ત્રીયોના ખોરાકના રસની અંદરથી **રજ સંજ્ઞક** રક્તની પ્રવૃત્તિ થાય છે, જે બાર વર્ષની ઉમરથી આરંભી લગભગ પચાશ વર્ષની ઉમરે બંધ થાય છે.

૨. એ ઋતુકાળની અંદર દ્રશ્ય થતું આર્તવ રૂપ શોણીત, ગર્ભના અગ્નિ-સોમીયત્વ આદિ ગુણોને લઈ ઉષ્ણ સ્વભાવવાળું હોય છે.

3. જેવીરીતે પુષ્પની અણખીલેલી કળીની અંદર ગન્ધ છે એમ પણ કહી શકાતું નથી તેમ નથી તેમ પણ કહી શકાતુ નથી અથવા જે ભાવો જે પદાર્થની અંદર ગુપ્તપણે સમાયેલા હોય છે તેજ ભાવો પાછળથી સ્પષ્ટ રૂપે પ્રકટ થાય છે. પણ માત્ર સૂક્ષ્મસ્વરૂપે હોવાથી વર્તમાનમાં તે દ્રશ્યમાન થઇ શકતા નથી. એમ પણ માની શકાય. વળી તેજ સુગન્ધિ, પત્ર પુષ્પ અને કેશર આદિ અંગોના યથાવત પ્રાદુર્ભાવ સાથે કાલાન્તરે યથાવત પ્રકટ થાય છે, તેજ પ્રમાણે બાળકોની અંદર વયના પ્રતાપે શુક્રનો પ્રાદુર્ભાવ થાય છે.

૪. રોમરાજી વિગેરેનું દર્શન તેમજ આર્તવ આદિ વિશેષ લક્ષણો, અને ઋતુદર્શન આદિભાવો ધીરેધીરે દેખાવા લાગે છે, તેની સાથે સ્તન પ્રદેશ, ગર્ભાશય અને યોનિ આદિ અવયવોની પણ અભિવૃદ્ધિ ધીરેધીરે થવા લાગે છે.

૫ આર્તવનું પ્રમાણ ઓછું થતા યથોચિત કાળે તેનુ માસિક ઋતુદર્શન બંધ થાય છે અથવા રજોદર્શનનો પ્રવાહ અલ્પ થાય છે. જે પ્રસંગે ઉષ્ણ ગુણવાળા અગ્નેયપદાર્થોનો યથાવત ઉપયોગ સશોધનાર્થે કરવો જોઇએ.

૬. સ્તન્ય ( માતાના સ્તનનું દુધ ) નો ક્ષય થાય, તો સ્તનો મ્લાન, સિથિલ પડી જાય છે. તેમજ સ્તન્યનો તદન અભાવ અથવા અતિઅલ્પતા દૃશ્ય થવા લાગે છે

૭ રસના પ્રસાદરુપ, મધુરસત્વરુપ, પૂર્ણરીતે પચેલા આહાર-રસમાંથી પેદા થનાર. શરીરની અંદરથી ( ચુસાઈ ) સ્તનયુગલના પ્રદેશની સ્તન્યવાહિનીઓદ્વારા સ્તનને પ્રાપ્ત થનાર જે દીવ્ય રસ છે તેને **સ્તન્ય** કહેવામા આવે છે.

૮. જેવીરીતે સમગ્ર શરીરના અવયવોની અંદર સૂક્ષ્મ રીતે વ્યાપિ રહેલુ હોવા છતા શુક્ર, દ્રશ્ય થતુ નથી, છતા સર્વ દેહીનો આશ્રય કરીને રહેલુ હોવાથી-તેને શુક્ર કહેવામા આવે છે અને તેજ શુક્ર, ઇષ્ટ યુવતીનું દર્શન કે સ્મરણ થતાં, તેના સુદર મધુર શબ્દોનુ શ્રવણ થતા, તેમજ સ્પર્શ થતા, અથવા સહર્ષને પ્રાપ્ત થતાં પ્રગતિમા મુકાય છે અથવા શુક્રની પ્રવૃત્તિ થાય છે, અને જેવીરીતે સુપ્રસન્ન મન એજ આવો **હર્ષ** થવામાં કારણભૂત હોય છે; તેવીજ રીતે આહારના રસથી પેદા થનાર, સ્ત્રીઓના સ્તનોની અદરનુ **સ્તન્ય (પય)** છે,

૯. તેજ સ્તન્યરૂપ રસ ( પય ) અપત્ય, અર્થાત બાળકનો કોમળ સ્પર્શ થતાં, દર્શન થતાં, સ્મરણ આવવાથી. કે ઉરોજ અર્થાત સ્તનોનું ચુબન, મર્દન, ચુસણ આદિ ક્રિયાઓરૂપે ગ્રહણ કરવાથી, પુરુષના શુક્રની માફકજ સપ્રવર્તમાન થાય છે. કારણ અહી પણ **સ્નેહ** એજ આવી પ્રવૃત્તિમાં કારણભૂત ગણાય છે.

( સુશ્રુત )

## કામશાસ્ત્રના શિક્ષણ સંબંધમાં અભિપ્રાય.



૧. श्रोत्रत्वक्चक्षुर्जिह्वाघ्राणानामात्मसंयुक्तेन मनसाधिष्ठितानां स्वेषु स्वेषु विषयेष्वानुकूल्यत प्रवृत्ति काम ॥

કાન ત્વચા આંખ જીભ અને પ્રાણ આદિ ઇન્દ્રિયોનો આત્મ અને મન સાથે સંયોગ થયા પછી પોત પોતાના વિષયના વ્યાપારમાં અનુકુળતા પ્રમાણે-પ્રવૃત્તિ કરવી તેનું નામજ કામ

૨ ब्रह्मचर्यमेव त्वा विद्याग्रहणात् ॥ વિદ્યાભ્યાસ ચાલતો હોય ત્યાંસુધી તો બ્રહ્મચર્યજ પાળવું

૩. काम च यौवने ॥ યુવાવસ્થામાં કામનું સેવન કરવું

૪ सम्प्रयोगपराधीनत्वात्स्त्रीपुंसयोरुपायमपेक्षते ॥

સંપ્રયોગની પરાધીનતા હોવાને લીધે સ્ત્રી અને પુરૂષ બન્નેને (કામ પ્રવૃત્તિના) યથાર્થ ઉપાયો દર્શાવવાની જરૂર છે

૫ धर्मार्थाङ्गविद्याकालाननुपरोधयन्कामसूत्रं तदङ्गविद्याश्च पुरुषोऽधीयीत॥

ધર્મ અર્થ અને તેના સાધનભૂત બીજા અંગ વિદ્યાઓનું અધ્યયન કરવામાં અડચણ ન આવે એવી રીતે કામસૂત્ર અને તેની સાથે સંબંધ રાખનારી અન્ય (સંગીતાદિ) વિદ્યાઓનું પુરુષે અધ્યયન કરવું જોઈએ

૬ प्राग्यौवनात्स्त्री-સ્ત્રીએપણ યૌવનની શરૂઆત થયા પહેલા આ વિદ્યા સંબંધી શિક્ષણ (સામાન્ય) લેવું જોઈએ.

\+ \+ \+ \+ \+

૭ तस्माद् वैश्वासिकाज्जनाद्रहसि प्रयोगाञ्छास्त्रमेकदेशं वा स्त्री गृह्णीयात् ॥

એટલા વાસ્તે સ્ત્રીઓએ એકાન્તમાં વિશ્વાસુ પાત્ર સ્ત્રીજન પાસે પ્રયોગો તેમજ શાસ્ત્રના વિષયોનું શિક્ષણ લેવું જોઇએ

૮ आचार्यास्तु कन्यानां प्रवृत्तपुरुषसम्प्रयोगा सहसम्प्रवृद्धा धात्रेयिका । तथा भूता वा निरत्यय भाषणा सखी । सवयाश्च मातृष्वसा । विस्रब्धा तत्स्थानीया वृद्धदासी पूर्वसंसृष्टा वा भिक्षुकी । स्वसा च विश्वासप्रयोगात् ॥

# સંસારનો સાર-સંતતિ.



"दम्पत्योरिह लभ्यते सुकृततः संसारसारो जर्भकः"

भवभूतिः

# બાળકોનો મહિમા



પ્રભુ વિહોણા જનકુલમાં
બાળક, પ્રભુના પયગમ્બર છે
જડ જેવા પૃથ્વીને પાટલે,
બાલક ચેતનના ફુવાર. છે
જલભર નવ વર્ષાની વાદળીઓ છે,
મનુકુલના ભાવિ ભંડાર છે,
આશા છે, ઉત્સાહ છે ઉન્નતિ છે,
બાળકોનો મહિમા મહાન છે
ને એથી યે મહાન છે મહિમા,
માનવ મંજરીએ મ્હોરતી "માતૃલતાનો"

કવિ શ્રી ન્હાનાલાલ.

— જીવન રંગમ ભાગ ૯ પૃ ૨૮૧-૮૨

# પ્રજનન ક્રિયા અથવા ગર્ભાધાન સંસ્કાર.

## પ્રકરણ નવમું.

## સ્ત્રીપુરૂષના સંયોગ ધર્મોનું સ્પષ્ટિકરણ.

### ગર્ભસ્થ ઇન્દ્રજાલ.

एतस्मात् किमिवेन्द्रजालमपरं यद् गर्भवासस्थितम्—
रेतश्चेतति हस्तमस्तकपदप्रोद्भूतनानाङ्कुरम्—
पर्य्यायेण शिशुत्व-यौवन-जरा-वेषैरनेकैर्वृतं—
पश्यत्यत्ति शृणोति जिघ्रति तथा गच्छत्यथागच्छति ॥

पञ्चदशी चित्रदीप प्रकरणं.

જેનાથી, ગર્ભવાસમાં સ્થિત થએલું વીર્ય હાથ પગ અને મસ્તક આદિ અનેક પ્રકારના નાના અંગ પ્રત્યંગરૂપ અસંખ્ય અંકુરોથી યુક્ત-સુંદર શરીરરૂપ બની, ક્રમે કરી શિશુત્વ યૌવન અને જરા આદિ અનેક અવસ્થાઓ-રૂપાન્તરો કે વેષોને ધારણ કરવા ઉપરાંત જુવે છે ખાય છે (પીયે છે) શ્રવણ કરે છે, સુંધે છે તથા જવા આવવા રૂપ આમ જ્ય પ્રકારની વિવિધ-ક્રિયાઓ કરે છે, એના કરતાં બીજી વિશેષ આશ્ચર્યજનક ઇન્દ્રજાળ કયું છે?

# गर्भाधानना नियमो.

(०:)

१. स्त्रीपुरुषयोरव्यापन्नशुक्रशोणितयोनिगर्भाशययोः श्रेयसीं प्रजामिच्छतोस्तन्निर्वृत्तिकरं कर्मोपदेक्ष्यामः ॥

२. अथाप्येतौ स्त्रीपुरुषौ स्नेहस्वेदाभ्यामुपपाद्य, वमनविरेचनाभ्यां संशोध्य, क्रमात्प्रकृतिमापादयेत् ।

३. संशुद्धौ चास्थापनानुवासनाभ्यामुपाचरेदुपाचरेच्च मधुरौषधसंस्कृताभ्यां घृतक्षीराभ्यां पुरुषं, स्त्रियं तु तैलमाषाभ्याम् ।

४. ततः पुष्पात्प्रभृतिः त्रिरात्रमासीद् ब्रह्मचारिण्यधः शायिनी पाणिभ्यामन्नमजर्जरपात्रे भुंजाना न च कांचिदेव मृजामापद्येत ।

५. ततश्चतुर्थेऽह्न्येनामुत्साद्य सशिरस्कं स्नापयित्वा शुक्लानि वासांस्याच्छादयेत्पुरुषं च

६. ततः शुक्लवाससौ च स्रग्विणौ सुमनसावन्योऽन्यामभिकामौ संवसेतामिति ब्रूयात्

७. संजातहर्षो, मैथुने चानुकूलाविष्टगन्धं, सास्तीर्णं सुखशयनमुपकल्प्य मनोज्ञं हितमशनमाशित्वा... .............चारोहेत् ॥

चरक.

૧. જે સ્ત્રીપુરૂષના શુક્ર, શોણીત. યોનિ, ગર્ભાશય, આદિ અવયવો. કોઈપણ પ્રકારના રોગથી રહિત હોય, અને શ્રેષ્ઠ પ્રજાની કામનાવાળા હોય તેવા સ્ત્રીપુરૂષોની અભિષ્ટ સિદ્ધિ માટે યથાયોગ્ય કર્મનો ઉપદેશ કરવામાં આવે છે.

૨. આવા સ્ત્રીપુરૂષોને સ્નેહન, સ્વેદન, વમન. વિરેચન, આદિ વિધિથી યથાવત્ શુદ્ધ કરી ક્રમશઃ સ્વરૂપ પ્રકૃતિયુક્ત કરવા.

૩. યથાવત્ સંશુદ્ધ થયા પછી સ્થાપન અને અનુવાસન આદિ ઉપચારોવડે તેમજ મધુર ઔષધીથી સંસ્કૃત થયેલ ઘી-દુધથી પુરૂષને તેમજ સ્ત્રીને તેલ અને માસાદિ પદાર્થો યથાવત્ ખવરાવવા.

૪. ત્યારબાદ રજોદર્શન થાય ત્યારથી ત્રણ રાત્રી સુધી બ્રહ્મચર્ય પાળી, નીચે સુઇ અજર્જર પાત્રમાં હાથવડે ભોજન કરવું. અને કોઈપણ પ્રકારની શુદ્ધિ ન કરવી. (અર્થાત્ માસિક અડચણ પાળવી-બહાર બેસવું.)

૫. ત્યાર પછી ચોથે દિવસે અશુદ્ધિને દુર કરી, માથાબોળ સ્નાન કરાવી શુક્લ વસ્ત્રો ધારણ કરાવવાં. પુરૂષે પણ તેમજ કરવું.

૬. આવીરીતે શુક્લ વસ્ત્રોવાળાં, પુષ્પમાળયુક્ત, પરસ્પર એક બીજાની કામનાયુક્ત અને સુમનવાળા દશાનાં સ્ત્રીપુરૂષોને "તમે સહવાસ કરો," એમ કહેવું.

૭ જ્યારે યથાવત હર્ષ પેદા થયો હોય, મૈથુનને માટે યોગ્ય ઈચ્છા પ્રવર્તિ હોય, ત્યારે સારી રીતે સુખરૂપ શયન બીછાવી મનોનુકુળ અને હિતપદાર્થોનું સેવન કરી, સંયોગારંભમાં પ્રવર્તવું.

# પ્રસ્તાવના.

## પ્રજનનક્રિયા અથવા સંભોગધર્મ.

कोऽस्मिन्वीर्यमदधात् "तन्तुरातायतामिति"। (अथर्ववेद)

૧. સુખી પવિત્ર તથા સુંદર આરોગ્યયુક્ત જીવન એ સૌથી મોટામાં મોટું સુખ છે.

૨. જીંદગી, એ જીવનના અન્ય બધા આનંદો ભોગવવા માટેનું એક ઇશ્વરપ્રેરિત અનેક આનંદોથીપૂર્ણ અદ્ભુત યોજના આત્મક, દગા છે.

૩. સૃષ્ટિના સમગ્ર નિયમોની અંદર પ્રકટ થઈ રહેલ પરમ પિતા પરમાત્માની મહદિચ્છાને આધીન થઈ વર્તવું, જીવવું, અથવા જીવનપર્યન્તના કાર્યો યથાવિધિ કરવા **એનું નામજ યથાર્થ જીવન છે.**

૪ બીજાઓને સુખી કરવાની કે આનંદ આપવાની પરવાર કર્યા વગરનું માત્ર સ્વાર્થી જીવન કદીપણ સમ્પૂર્ણ રીતે આનંદ સુખ કે શાન્તિ આપવાવાળુ તો નજ બની શકાય એનો માત્ર સ્વાર્થમય જીવનજ ગણાય

૫. સમગ્ર વિશ્વની રચના, પરમપિતા પરમાત્માના પ્રેમભાવથીજ જન્મ પામેલ છે અને તે પરમપિતાના અમૃત પુત્રો મનુષ્યોએ પણ તેની સૃષ્ટિમાં પ્રેમનાં પુનિત ભાવોથી ભાવિત થઇ, પ્રેમપૂર્વક વિશ્વના સમગ્ર કાર્યો કરવા માટેજ જીવનને આરંભવું જોઇએ કારણ સમગ્ર માનવજીવનનો આરંભ પણ પ્રેમથીજ થયેલ છે.

૬. જો કોઇપણ સ્ત્રી કે પુરુષ પ્રેમના આ દિવ્ય પ્રભાવનો અસ્વીકાર કરી કે તેના તરફ બેદરકાર રહી માત્ર એક સાધુ કે વિરક્ત ભાવયુક્ત વૈરાગીની માફક અથવા એક સાધ્વી સ્ત્રીની માફક, પોતાના બધા કાર્યો સ્ત્રી પુરુષનાં શારીરિક સંગમાં કદીપણ આવ્યા વગર ચલાવવાનું ચહાણે ધારતો હોય, તો તેવા વિચારો અજ્ઞાનજન્ય, મૂર્ખતા ભરેલા, ટુંક દૃષ્ટિવાળા અને કુદરતની મહાન અને ભવ્ય ઈચ્છાને યથાવત્ સમજ્યા વગરનાજ છે

૭ જ્યારે કુદરતે સ્ત્રી તેમજ પુરુષ બન્નેને પોતાની ઈચ્છાને પ્રકટ કરવા માટે જનનેન્દ્રિયના અવયવો આપેલા છે, ત્યારે તે તે અવયવોની યોગ્ય વયે કુદરતની ઇચ્છાને આધીન થઇ, યથાયોગ્ય ધર્મવિધિથી, યથાયોગ્ય રીતે ઉપ-યોગ કરવો, એ એક **શારીરિક ધર્મજ** છે આપણે તેને **"સંભોગધર્મ"** કહીશુ તો ખોટું નથી

૮. આવા ધર્મોની યથાયોગ્ય પૂર્તિ કરવા માટે કોઇ દીર્ઘ રોગ, નપુંસકતા, વંધ્યત્વ, કે એવાજ બીજા કોઇ ખાસ કારણો સિવાય બીજા કોઈપણ પ્રકારની અટકાયત નજ થવી જોઈએ, અને જો કોઈ તેમ કરવા મથે તો તે કુદર-તની ઇચ્છાથી વિરૂદ્ધ હોવાથી, મહા મૂર્ખતા અને ભૂલ ભરેલું છે એમજ ગણાય .. .. ... ... ...

૯ પણ સ્વાભાવિક રીતે કુદરતની ભવ્ય ઈચ્છા તરફ ધ્યાન આપતાં આપણને સ્પષ્ટ માલુમ પડે છે કે, સ્ત્રી તેમજ પુરુષ, યોગ્ય વયને પ્રાપ્ત થતાં તેઓની અંદર સ્ત્રીત્વ અને પુરૂષત્વના ભાવો ક્રમશઃ વિકસવા લાગે છે, અને તેને પરિણામે પરસ્પર એક બીજાથી આકર્ષાઇ સંયોગ ધર્મદ્વારા સાથે જોડાવા માટે અનેક રૂપે બન્ને પ્રેરાય છે.

૧૦. **સંભોગ ધર્મની** યથાવત્ ભુક્તિ પૂર્વે જે આનંદ, દિવ્ય સુખાનુભવ, અને આશ્ચર્ય જનક મોહ ઉત્પન્ન કરનાર જે ભાવો સમાયેલા છે તે બધા ભાવોજ સ્ત્રી તેમજ પુરુષને સંભોગ ધર્મમાં યથાવત પ્રેરે છે અને દરેક સ્ત્રી

તેમજ પુરુષે કુદરતની આ પવિત્ર ઈચ્છાને આધીન થઈ, વિધિપૂર્વક એ સંભોગધર્મોનું યથાવત પાલન કરવું જોઇએ કારણ **કામદેવ** રૂપમહાદેવ (Faculty of Amativeness) ની એ પ્રબળ ઇચ્છા છે અને તેને વશ આખું વિશ્વ વર્તિ રહેલું છે

૧૧. પણ જેઓ તદ્દન નિર્વીર્ય, નિર્જીવ દમવગરના, અર્ધ મરેલ હાલતના, રોગી, બાયલા અને નપુંસકતા આદિ અનિષ્ટ ભાવોથી દુર્ભાગ્યે યુક્ત હોય, તેઓએ જ માત્ર સુરત પ્રસંગના આવા દિવ્ય આનંદોથી તદ્દન બે નશીબ રહેવા સર્જાએલા છે

૧૨ જ્યારે સંભોગ સુખની અભિલાષા આકાંક્ષા કે પ્રેરણા એ તો જીવન, આરોગ્ય પ્રેમ શૌર્ય માધુર્ય અને એવા એવા બીજા અનેક ઉત્તમોત્તમ આનંદોની પરંપરાનું સાધન છે

૧૩ **સંભોગજન્ય સુખાનુભવ** અને યથાવિધિ **પ્રજોત્પાદન ક્રિયાની** પ્રવૃત્તિ એવા બે મુખ્ય મહાન હેતુઓની પૂર્તિ કરવા માટે **સંભોગ ધર્મની અભિલાષાને** યોજવામા આવેલ છે,

૧૪ નિગ્રહ, સંયમ વશ્યતા, અથવા મનોનિગ્રહ રૂપ વૃત્તિના બધા ભાવો પ્રશંસા કરવા યોગ્ય મનોબળ દર્શાવે છે એ વાત ખરી છે પણ ઉત્તમ પ્રકારના સ્રીત્વ અને પુરુષત્વ યુક્ત ભાવોની સંરક્ષાનો અને તેવા ભાવ યુક્ત સંતતિની ઉત્પાદન ક્રિયાનો સદંતર અટકાવ કરવા માટે તો તે વૃત્તિનો ઉપયોગ કરવા માટે તો કદીપણ તેની યોજના કરવામા આવેલ નથી

૧૫ પ્રજોત્પાદન ક્રિયાની યથાવત સિદ્ધિ થવા માટે, સંભોગ સુખની યથાર્થ તૃપ્તિ થવા માટે, સ્રી તેમજ પુરૂષ બન્ને વર્ગની જનનેન્દ્રિયોના અવયવોના યથાવત ઉત્થાનની તો ખાસ જરૂર છે કારણ તેમ થયા વિના સંભોગ ક્રિયા માટે કદિપણ યથાર્થ પ્રવૃત્તિ થઇ શકતિ નથી

૧૬ જનનેન્દ્રિયોનું યથાર્થ ઉત્થાન થવુ જોઈએ તેને માટે ઘણા કારણો છે,

૧ જનનેન્દ્રિયનું ઉત્થાન, પ્રજોત્પાદક બીજના યથાવત્ આરોપણ રૂપ ગર્ભાધાન ક્રિયા કરવા માટે છે

૨ જે ગર્ભરૂપ ભૂમિમા ગર્ભાધાન ક્રિયાદ્વારા પુરૂષે પોતાની જનનેન્દ્રિય રૂપ સાધનદ્વારા ભાવિ માનવપ્રજાનું બીજ રોપણ કરવાનુ છે તે ગર્ભાશયરૂપ ભૂમિ પ્રદેશ, સ્રીશરીરની અંદરના અતિ ઉંડાણવાળા ઉદર અને કટિ તથા પેડુના ઉંડા ભાગમા, મૂત્રાશય અને ગુદા તથા આન્ત્રઆદિ અવયવોની વચ્ચોવચ્ચ આવેલ છે, અને તે સ્થાનને આપણે **સ્રીનું ગર્ભાશય**-કહીએ છીએ.

૩ સ્રીશરીરની અંદરના આ સ્થાન સુધી પહોંચવા માટે **યોનિએ** માત્ર પ્રાવેશિકદ્વાર છે

૪ પુરુષનુ **શિશ્ન,** પ્રજોત્પાદક વીર્ય રૂપ અગ્નિરસ-રૂપ-વિદ્યુત રસને, ગર્ભાશય રૂપ સુયોગ્ય ગર્ભભૂમિમા નિક્ષેપ કરવાનું કુદરતે અર્પણ કરેલું દિવ્ય-સાધન છે

૫ પુરુષના **વૃષણો,** તેની અંદરની વીર્ય વાહિનીઓ, વીર્યોત્પાદક રસગ્રંથીઓ આદિ સર્વ અંગોના સારભૂત રસઆત્મક **વીર્યને વહાવનાર, પ્રજનન ક્રિયાના સાધનરૂપ પુરૂષનાં અવયવો** છે

૬ જ્યારે સ્રીના ગર્ભાશયની આસપાસ સ્થિત થયેલા **સ્રી અંડકોશો** (ovaries) **પ્રજોત્પાદક અવયવો** છે.

૭ આ બન્ને અવયવોની અંદર પેદા થતા રસને યથાવત્ વહન કરી, એકજ વખતે બન્નેજ પ્રેમપર્વક, બળપૂર્વક-ઉત્સાહ પૂર્વક અને સર્વથા આરોગ્યયુક્ત શરીર અને મનવાળી દશામા, સંભોગ સુખના સર્વાંગ

સમ્પૂર્ણ અનુભવ સાથે-રજ અને વીર્યનું યથાયોગ્ય રીતે સંમિશ્રણ કરવું, એ **મૈથુન** અથવા **સંભોગ ક્રિયાનું મુખ્ય પ્રયોજન છે.** કારણ એ ક્રિયા, દિવ્ય અને અદ્દભુત આનંદનાં અનુભવો આપવા ઉપરાંત **સુસંતાનોને** પણ સાધવા વાળી છે

૮. આ બધા સંયોગો અને પ્રયોજનોની યથાર્વન્ સિદ્ધિ થવા માટે બન્નેનાં અવયવોમાં યથાવત્ ઉત્થાન, પ્રગતિ, પ્રદીપ્તિ, અથવા શૃંગાર રસની ભાષામાં જેને આપણે રાગોત્પત્તિ કહીએ છીએ તેવી રાગોત્પત્તિ અને તુજ્જન્ય પ્રદિપ્તિ યુક્ત ફેરફારો પણ યથાવત્ થવાની સમ્પૂર્ણ આવશ્યકતા છે.

૯. શિશ્નેન્દ્રિયના યથાવત્ ઉત્થાન વગર, બળ, ઉત્સાહ કે વીર્યની યથાવત્ પ્રદીપ્તિ વગર, સ્ત્રીશરીરના ગર્ભાશય જેવા ઉંડા પ્રદેશ સુધી પ્રવેશ કરવામાં અને ત્યાં જઈ ગર્ભાશયના પ્રદેશમા વીર્યનો યથાવત્ નિક્ષેપ કરવામાં તેને કદીપણ સફળતા પ્રાપ્ત થઈ શકતી નથી, તેથી ઉલટી દશામાં સંભોગ ક્રિયાના બધા આનંદોનો પણ લાભ બેમાંથી કોઈને પણ યથાવત્ મળી શકતો નથી. આવી સ્થિતિ બન્નેને પરિણામે અસહ્ય હાનિકારક છે અને તેટલા માટે અનિષ્ટ છે.

૧૭ **પ્રજોત્પાદક તન્તુઓ** (Spermatozoa)થી પૂર્ણ રીતે સયુક્ત થયેલ વીર્યરુપ દીવ્ય રસનીધિ, વૃષણોની અંદરની વીર્યગ્રંથીઓની અંદર પેદા થાય છે

૧૮. જ્યારે સ્ત્રીના ગર્ભાશય પાસેના બન્ને તરફના અંડકોષોમા રજરૂપ રસ પેદા થાય છે. જેનો ફલવાહિનીઓદ્વારા સ્ત્રીના ગર્ભાશયમાં સંભોગક્રિયા વખતે અને ઋતુકાળમાં, યથાવત સંસ્રાવ થાય છે.

૧૯. એ બન્ને રસોનાં યથાવતૂ મીશ્રો ભાવને અંગે ગર્ભાધાનરૂપ ક્રિયાની યથાવત્ સિદ્ધિ થાય છે. જેને આપણે **"માનવ સૃષ્ટિનું બીજારોપણ"** કહીએ તો કાંઈ ખોટુ નથી,

૨૦. આ ગર્ભોત્પાદક તન્તુઓ કે જન્તુઓ ( Spermatozoa )ની બનાવટ કઇક અંશે માથા અને પુછડાવાળી બહુજ તીવ્ર ગતિયુક્ત આકારની હોય છે.

૨૧. યુવાવસ્થાનાં અભ્યુપગમ સાથે સ્રીશરીરની અંદરની રજ-સવાહિનીઓં અને પુરૂષ શરીરની અંદરની વીર્યોત્પાદક રસગ્રંથીઓ તેમજ રસસવાહિનીઓની અંદરના રસોનો, સ્રી તેમજ પુરૂષ બન્નેના શરીરયન્ત્રોમાં સંચાર થવા લાગે છે અને સ્રીના અંડકોષો તેમજ પુરૂષના વૃષણોમા ધીરેધીરે તેઓનુ વહન કરવા માટેની ક્રિયાઓનું સામર્થ્ય એકત્ર થવા લાગે છે, જે **કામવૃત્તિને** યોગ્ય અવસ્થાએ પ્રકટ કરે છે

૨૨. કામવૃત્તિરૂપ રસવૃત્તિ અથવા સંભોગાભિલાષની પ્રદીપ્ત થવા સાથે, આ રસની ગતિમા અતિશીઘ્રતા, અદ્દભુતવેગ, આકર્ષણ અને બળ આદિ વેગોનો પણ સંચાર થવા લાગે છે.

૨૩. અને તે રસો, યોગ્ય સંઘર્ષણ, ઉષ્ણતા, પ્રયાસ અને મૈથુનજન્ય પ્રદ્યુમ્ન વિદ્યુતદ્વારા શરીરના સર્વ અંગપ્રત્યંગોમાંના અનેક રસોને એકત્ર કરી, દીવ્ય રસરૂપે એકત્ર થઇ, મૂત્રાશય નીચેના અધો પ્રદેશમાંથી પ્રસાર થતી વીર્યવાહિનીઓદ્વારા શિશ્ન માર્ગે વીર્યરુપ રસરૂપે બહાર આવવા સમર્થ થાય છે, આવી વહનક્રિયામાં વીર્યવાહક વૃષણો ખાસ મહત્વયુક્ત ભાવ ભજવે છે.કારણ " वृषणौ वीर्यवाहकौ "

૨૪. પશુ અને અન્ય પ્રાણીઓમાં ઋતુકાળ વખતે તેઓનાં વીર્યવાહક વૃષણોમાં ખાસ વૃદ્ધિ અને ઉષ્ણતાજન્ય વિકારો જન્મ પામે છે ને તેને પરિણામે તેઓ સંભોગાર્થે લલચાય છે; જો કે તેઓની બધી પ્રવૃત્તિઓ કુદરતની ઇચ્છા અને યોજના અનુસારેજ થાય છે.

૨૫ ઉપર જણાવ્યા પ્રમાણે કામજ સંતપ્તિને લીધે પ્રદીપ્ત થઈ બહાર વહેવા માટે તત્પર થયેલ દીન્યરસને જો યથાવિધિ ગર્ભાશયમા સ્થાપવામા ન આવે તો તેની નિરર્થક ઉશ્કેરણી થતા અન્ય સ્રોતોના માર્ગને રોકી તેઓની અંદર અનેક પ્રકારનુ ભારીપણુ અને રોગો ઇત્યાદિને તે ઉત્પન્ન કરે છે

૨૬ પણ સંભોગાભિલાષ અને તજ્જન્ય મૈથુનક્રિયાને પરિણામે એ રસ, અધિક પ્રમાણમા ઉત્પન્ન થાય છે, એટલુજ નહિ પણ તેની અતિ-પ્રવાહ અને વેગ આદિ સામર્થ્યમા પણ એ ક્રિયાથી અનેકગુણવૃદ્ધિ થાય છે અને આખરે પૂર્ણ સ્નેહ ભરી રીતે ગર્ભાશયના પ્રદેશ તરફ સંભોગક્રિયાદ્વારા તેનુ વહન થાય છે પણ જો આવી રીતે સંભોગ ક્રિયામાટે તત્પર થયેલી કામવાસનાની અતિ તીવ્ર ઇચ્છાને જો યોગ્ય અવકાશ, કે સ્થાન આપવામા ન આવે તો વૃષણોમા એ રસ માત્ર માનસિક રાગની સંવૃદ્ધિને લીધે અને સ્થૂલ કામની ઇચ્છાના પ્રમાણમા ગલિમા મુકાતા એકત્રિત થવાથી વૃષણોની વૃદ્ધિને પેદા કરે છે, અને તેમા પીડા પણ કરે છે વૃષણો ભારે થઈ જાય છે અને આખરે બહુજ ઉશ્કેરાઈ જઈ વિર્યસ્રાવ કે સ્વપ્ન મૈથુનદ્વારા બહાર નિકળવાના અનેક રસ્તાઓ શોધે છે આવી સ્થિતિ કદીપણ ઇચ્છવા યોગ્ય તો નજ ગણી શકાય કારણ તેને અંગે ઘણા દોષો સમાયેલા છે

૨૭ કેટલીકવાર પ્રબળ ઉત્થાનને અંગે જનનેન્દ્રિયના મુખપર બહુ પાતળો, સ્નિગ્ધ રસનો સ્રાવ થતો જોવામા આવે છે તે વીર્યનો સ્રાવ નથી પણ તે વીર્યવાહિનીઓ અને તેની આસપાસની રસસંવાહક રસનલિકાઓની તેમજ રસ ગ્રંથીઓની અંદરનો દ્રવીભૂત થયેલો રસ છે જેને "કામસલિલ, (Seminal fluid) કહેવામા આવે છે, જેની અંદર પ્રજોત્પાદક તન્તુઓ (Spermatozoa) ઘણે ભાગે હોતાજ નથી

૨૮ આવા પાતળા રસના મંદ વહનમા કંઇ બહુ તીવ્રઆનંદ કે સંભોગ સુખ જેટલો પૂર્ણ સુખાનુભવ મળતો નથી, જેથી તે આનંદને, સંભોગક્રિયાને અન્તે પ્રબળ અને ભારી વીર્યના સમ્પૂર્ણ અને સુવ્યવસ્થિત સ્રાવને લીધે અનુભવવામા આવતા આનંદ સાથે તો કદાપી પણ નજ સરખાવી શકાય

૨૯ જુદા જુદા સ્વભાવ વિવિધ શરીરસંપત્તિ અર્થાત્ પ્રકૃતિ, અને જનનેન્દ્રિયના અવયવોના વિવિધ અનેક ભાવોની સ્થિતિને લીધે વિવિધ પ્રકારના સ્ત્રી પુરૂષો, વિવિધ રીતે અને વિવિધ પ્રમાણમા સંભોગસુખનો અનેકધા અનુભવ કરે છે

૩૦ મંદ, મંદતર તીવ્ર, તીવ્રતર તીવ્રતમ, ઉગ્ર અતિઉગ્ર, સ્થિર, ધીર, ઉદાત્ત, અનુદાત્ત આદિ અનેક પ્રકારના સંભોગ સામર્થ્યની વિવિધતા સ્વભાવ વિવિધતાને લીધે, સ્ત્રી પુરૂષના અનેક વર્ગો, તથા રૂપો અને સ્થિતિઓવાળી સંભોગ ક્રિયા, મનુષ્ય સ્વભાવની અનેક પ્રકારની વિવિધતા અને વિચિત્રતા પ્રકૃતિ ભેદને લીધે સ્ત્રી પુરૂષ બન્ને વર્ગમા જોવામા આવે છે

૩૧ બીજા અનેક વિષયોની માફક આ વિષયમા પણ અભ્યાસ અનુભવ તથા બાહ્ય નિરીક્ષણદ્વારા બાહ્યરતોપચાર અને આન્તરરતોપચાર આદિની વિધિઓમા અનેક પ્રકારની ગતિ, ક્રિયા સમય ક્રમ અને નિક્ષેપ આદિ ક્રિયાઓનો યથાયોગ્ય અભ્યાસ કરી શકાય તેમ છે

૩૨ સ્ત્રીશરીરની અંદર માસિક રજોદર્શન થવાના પ્રસંગથી આરંભી કામોત્પત્તિના ભાવો ધીરે ધીરે અથવા એકાએક પ્રકટ થવા લાગે છે અને તેઓના અંડકોષોમાનુ રજ, પુરૂષના વીર્યની માફકજ સંભોગજન્ય સુખાસ્વાદને માટે પુરૂષ સંયોગ ન થયો હોય તો પણ દિન પ્રતિદિન વિશેષ આતુરતાપૂર્ણ-જન્યનુ જાય છે

૩૩ **રજોત્પત્તિ** (Ovulation) અને **રજોદર્શન** એ બન્ને ક્રિયાઓ તદન જુદીજ છે પણ તે સમગ્ર ક્રિયાનો સંબંધ-પુરૂષવર્ગ સાથેના સંયોગ સંબંધો સાથે ખાસ ઘનિષ્ઠ સંબંધ ધરાવે છે,

૩૪ રજોદર્શન થાય ત્યારથી સોળ દિવસ સુધીના સમયને સર્વ તંત્ર સિદ્ધાન્ત રૂપે ઋતુકાળ કહેવામા આવે છે અને સમય ઋતુદાન માટે યોગ્ય ગણાય છે અને તેથી આ ઋતુકાળની અંદર સ્ત્રીને ઋતુદાન અવશ્યજ જોઇએ કે

એક અતિ સામાન્ય થ. ગયેલ અતિમહત્વ પૂર્ણ શાસ્ત્રીય માન્યતા, આ દેશના લોકોમા ઘણા પ્રાચીન કાળથી ચાલતી આવેલી છે

૩૫ માસિક અટકાવનો સમય સ્ત્રી વર્ગમા સામાન્ય રીતે બારવર્ષથી આરભી પચાસ વર્ષ સુધીનો ગણાય છે **मासि मासि रजः स्त्रीणां. .. .. . तद् वर्षाद् द्वादशाद् ऊर्ध्वं याति पञ्चाशतः क्षयम् ।**

\+ \+ \+ \+ \+

૩૬ પણ ગર્ભ રહ્યા પછી રજોદર્શનક્રિયા સામાન્યરીતે તદન અદૃશ્ય થઈ જાય છે અને તે પાછી બાળકનો જન્મ થયા પછી લગભગ એકાદ વર્ષ બાદ પાછી પુન શરૂ થાય છે આરોગ્ય શરીરસમ્પત્તિ યુક્ત સ્ત્રીઓમા આ પ્રમાણે પણ જોવામા આવે છે

૩૭ જ્યારે જુદા જુદા સ્વભાવ અને શરીર સમ્પત્તિવાળી સ્ત્રીઓમા રજોદર્શનના સમયનુ-તેમજ તે વખતે બહાર નિકળતા અશુદ્ધ રક્તના પ્રવાહનુ પ્રમાણ પણ અનેક કારણોને લીધે ન્યૂનાધિક આ ઋતુદર્શનક્રિયા, જોવામા આવે છે શારીરિક વ્યાયામ, યોગ્ય ખાનપાન, આચાર વિચાર, દર્શન વિષયાભિલાષ, દેશ, કાલ અને સ્વભાવ આદિ અનેક કારણોને લઈ અનેક પ્રકારની વિવિધતાઓ ઘણી પણ જોવામા આવે છે એટલુજ નહી પણ એકજ સ્ત્રીની અદર પણ અનેક પ્રકારના ભેદભાવો આ બાબતમા જોવામા આવે છે

૩૮ રજોદર્શનક્રિયા સામાન્યરીતે ચાર દિવસની ગણાય છે પણ તેમા પણ અનેક સ્થિતિઓને ધ્યાનમા લેતા અનેક વિકલ્પો જણાય છે, જેનો મુખ્ય આધાર શારીરિક બન્ધારણ ઉપર છે સ્ત્રીઓમા સામાન્ય રીતે ૨ થી ૪ આઉંસ રક્ત, આ રજોદર્શન પ્રસગે બહાર વહે છે, જે રક્ત પોતાની સાથે ચિકણો શ્વેત પદાર્થ અને તેવીજ બીજી અશુદ્ધિઓને સાથે લઇ બહાર જાય છે

૩૯ પ્રત્યેક વખતનો આવો રક્તસ્રાવ રક્તની અધિકતાને અગે છે કે ગર્ભાશય ગત ભૂમિના સશોધનાર્થે તેની પ્રવૃત્તિ છે, એનો હજી સુધી ચોકસ નિર્ણય થયો નથી પણ ભાવી સતતીની પુષ્ટિ અને સવૃદ્ધિ માટે એ એક અતિ ઉપયોગી પદાર્થ છે, એ વાત તો તદ્દન સુસ્પષ્ટ છે

૪૦ **કીરકી** (Kirke) નામનો એક પ્રસિદ્ધ ડોક્ટર આ ક્રિયાને The sign of disappointed impregnation ' ગર્ભાધાન ક્રિયાની અસતુષ્ટ અવસ્થાના ચિન્હ તરીકે એ ક્રિયાને માને છે અને એ ઘણે અંશે ખરૂ છે કારણ ગર્ભાશયમા ગર્ભ રહ્યા પછી રજોદર્શન તદન બધ થાય છે

૪૧ **નષ્ટાર્તવ, પીડીતાર્તવ, દુષ્ટાર્તવ, અત્યાર્તવ, અલ્પાર્તવ,** આદિ આ રજોદર્શનની અનેક સ્થિતિઓ છે અને તેવી અવ્યવસ્થિત સ્થિતિઓ થવામા, અયોગ્ય ખાનપાન, અમિતાહારીપણુ અયોગ્ય રહેણી કરણી અથવા વિહાર, સભોગજન્ય ક્રિયામા અસતોષ, વિષયવાસનાની મદ હીન કે અતિ પ્રવૃત્તિ અથવા મિથ્યા પ્રવૃત્તિ તેમજ આરોગ્ય અને અનારોગ્ય આદિ શારીરિક તેમજ ચિન્તા, ભય, ક્રોધ, ઉદ્વેગ આદિ માનસિક અનેક દશાઓ પણ કારણભૂત બને છે

૪૨ ગમેતેમ હોય, પણ ઋતુકાળના સોળ દિવસની અદરથી રજોદર્શનના ૪ થી ૬ દિવસો બાદ કરતા બાકી રહેતી દશ રાત્રીઓનો સમય ઋતુદાન માટે સામાન્ય પ્રસગોમા યોગ્ય ગણાય છે અને છે

૪૩ ગર્ભાધાનક્રિયાને પરિણામે ગર્ભનુ ધારણ થયા પછી ગર્ભસ્થ બાળકના શરીરની યથાર્થ સવૃદ્ધિ, પોષણ અને તેના શરીરને બહારની દુનીયામા આવવા માટે યોગ્ય ગણી શકાય તેવુ બધારણ થવામાટે લગભગ ૨૮૦ થી

લગભગ ૩૦૦ દિવસ અથવા ૯ થી ૧૦ માસનો વખત લાગે છે જે સમયને સ્ત્રીઓની **સગર્ભાવસ્થા** તરીકે ઓળખવામા આવે છે

૪૪ આ સગર્ભાવસ્થામા મૈથુન અથવા સંભોગ કોઈપણ રીતે ઇષ્ટ નજ મણી શકાય કારણ તેવા મૈથુનથી ગર્ભાશય ઉપર દબાણ થાય છે એટલુંજ નહી પણ ગર્ભસ્થ બાળકની અંદર પણ શરિરીક તેમજ માનસિક વિકારોજન્ય કુસંસ્કારોના બીજારોપણ કરવામા એવું મૈથુન સાધનભૂત થાય છે, માટે એવા પ્રસંગોથી સ્ત્રી પુરૂષ બન્નેએ બચતા રહેવુ, એ બુદ્ધિશાળી સ્ત્રી પુરૂષોનો ખાસ ધર્મ છે સંભોગ સિવાયના અન્ય આનંદો જેવા કે બાહ્યપ્રેમ ચુંબન, પરિશીલન, આશ્લેષણ આલીંગન, સ્પર્શ, સહશયન, આદિભાવો દર્શાવવામા કે પ્રદીપ્ત કરવામા તેમજ શૃંગાર રસના અન્ય પ્રસંગોનો યથાશક્ય લાભ લેવામા કોઈ જાતની અડચણ નથી ઉલટું એવા ભાવોના પ્રદીપનથી ગર્ભસ્થ બાળક અનેક પ્રકારના સ્નેહ પૂર્ણભાવો યુક્ત અને સુંદર તથા રમ્ય બને છે એવા શુદ્ધ અને પવિત્ર પ્રેમજન્ય સંસ્કારોની છાપ ઘણીજ સારી રીતે ગર્ભ તેમજ સગર્ભાસ્ત્રી બન્ને ઉપર પડે છે કારણ માતાના સમ્પૂર્ણ અવયવો સાથે બાળકનો અતુટ ઘનિષ્ઠ સંબંધ છે

૪૫ **अंङ्गादङ्गाद् संभवसि. हृदयादधि जायसे** એ સૂત્રના ગૂઢ રહસ્યને સ્ત્રી પુરૂષ બન્ને (દમ્પતી) એ યથાવત શાસ્ત્રીય રીતે સમજવાની ખાસ જરૂર છે

૪૬ ગર્ભ, યથાવત સ્થાપન થયો કે ન થયો તેનું જ્ઞાન, ચતુર અને સુજ્ઞ રમણીયોને તો તેજ વખતે સ્પષ્ટ વિદિત થાય છે પણ જ્યારે તેવી લાગણી સ્પષ્ટ ન અનુભવવામા આવે ત્યારે બીજે મહિને ઋતુદર્શન યથાસમયે ન થતા ગર્ભ સ્થિત થયા સંબંધી નિશ્ચય કરવામા આવે છે

૪૭ સ્ત્રી ગર્ભાશયમા પુરૂષનુ વીર્ય, અને સ્ત્રીનુ રજ બન્ને પ્રેમ વિદ્યુતદ્વારા પ્રેરાઈ પ્રધુમ્ન વિદ્યુતદ્વારા પરસ્પર આકર્ષાઈ જ્યારે યથાવિધિ સંભોગ ક્રિયાદ્વારા એકત્ર થાય છે, ત્યારે તેવી ગભીર મહત્વપૂર્ણ ક્રિયાને પરિણામે માતપિતા સદૃશ રૂપ ગુણ કર્મકે સ્વાભાવ-ધારણ કરનાર બાળક, સ્ત્રીગર્ભાશય રૂપ અન્ધકારમય પ્રદેશમા-કેવી રીતે, કયા સાધનો વડે કઈ પાર્થિવ શક્તિને આધિન થઈ એક સુંદર અને અનુપમ બાળપુષ્પરૂપે ખીલી નીકળે છે, ગર્ભાશય રૂપ, અન્ધકારમય કે પ્રદેશ જ્યા જગતના બાહ્યવાયુનો કે વિદ્યુતનો સંચાર સરખો પણ. થવા પામતો નથી એવા અગમ્ય, અવર્ણનીય, સ્થાનમા આટલા બધા મહાન આશ્ચર્યજનક ભાવોથી પૂર્ણ બાળપુષ્પો કેવી રીતે ખિલી નીકળે છે, તેનુ યથાર્થ, વર્ણન કરવુ એ તો મનુષ્ય શક્તિની બહારનીજ વાત છે પરમપિતા પરમાત્માના અદ્ભુત્ બુદ્ધિ કૌશલ્યનોજ એ બધો વિસ્તાર છે **अहं गर्भेषु विभजामि भोजनम्** જીવન કેવી રીતે બંધાય છે, તે આપણે જાણી શકતા નથી પણ જીવન બંધાયા પછી તેના બધા આનંદો કેમ, કેવી રીતે તથા ક્યાથી અનુભવાય છે, તે તો આપણે સારી રીતે પ્રત્યક્ષ અનુભવી શકીએ છીએ, એજ મહદ આશ્ચર્યનુ સ્થાન છે

૪૮ ગર્ભાધાનક્રિયા વખતે માતાપિતાના મનની અને શરીરની અવસ્થામા જે જે ભાવો પ્રમુખપણે ચાલુ પ્રવર્તિ રહેલા હોય કે પ્રદીપ્ત થઇ રહેલા હોય તેવાજ સર્વ હાવ ભાવ વેશ, વર્તન, રૂપ ગુણ કર્મ સ્વભાવ અને ચારિત્ર્યવાળી તેમજ શારીરિક અને માનસિક શક્તિઓ સમ્પન્ન પ્રજા, જન્મ પામે છે

૪૯ સ્ત્રીઓનુ પ્રબળભાવ પ્રેરિત રજ, પુરૂષના ભાવ પૂર્ણ વીર્ય કરતા અધિક પ્રમાણમા કે પ્રભાવમા અધિક બળવત્તર હોય તો પેદા થનાર બાળક **સ્ત્રીભાવો યુક્ત** જન્મે છે સ્ત્રી કરતા પુરૂષમા પ્રબળભાવોવાળુ વીર્ય હોય તો તેના પ્રભાવથી **પુભાવયુક્ત** પ્રજા પેદા થાય છે આ એક સામાન્ય સિદ્ધાન્ત છે જો કે તેમા પણ અનેક અપવાદો અને વિકલ્પો છે

૫૦ એકજ માતપિતાથી પેદા થતી સંતતિમા પણ અનેક પ્રકારની સ્વભાવની વિવિધતાવાળી અને જુદા જુદા પ્રકારના ગુણધર્મવાળી પ્રજા જોવામા આવે છે તેના કારણો દમ્પતી (સ્ત્રીપુરૂષ)ના બન્નેના શરીર મન તથા મગજના

માનસિક અવયવો અને આસપાસના અસંખ્ય સંયોગો અને સ્થિતિઓની વિવિધતાને લીધે જ છે, એ વાત સ્પષ્ટ છે.

૫૧. જનનેન્દ્રિયના અવયવોની પ્રબળતા અને ઉત્પાદક રસની ન્યૂનાધિક પ્રમાણપૂર્ણ સંમિશ્રણ દશાના ઉપર, પુત્ર અથવા પુત્રીના પ્રસવનો મુખ્ય આધાર છે. એમ સામાન્યરીતે સ્પષ્ટ જણાય છે જોકે આ પ્રશ્નનો યથાર્થ નિર્ણય કરવામાં બીજા અનેક પ્રકારના મતભેદો પણ છે.

૫૨. ગર્ભાધાન ક્રિયાદ્વારા યથાવત માનવબીજનું આરોપણ થયા પછી પણ ગર્ભસ્થ બાળકના મનપર-માતાના મન તેમજ શરીરની વિવિધ દશાઓની અસર થયાવિના રહેતી નથી; માટે સ્ત્રીઓએ સગર્ભા દશામાં કેવા કેવા પ્રકારના આચાર, વિચાર, વર્તન અને ચારિત્ર્ય આદિનું સેવન કરવું, એ એક અતિ અગત્યનો અને ગંભીર મહત્વપૂર્ણ વિષય છે જેથી તેની યથાયોગ્ય ચર્ચા સર્વ શિક્ષિત વર્ગમાં સ્પષ્ટ રીતે થવી જોઈએ

૫૩. માનસવિદ્યુત અને મનની કે આત્માની શક્તિઓ અગાધ છે. અને વિચારોની અસરો ઘણી ગૂઢ અને અમાપ્ય છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

૫૪. अङ्गाद् अङ्गाद् संभवसि; हृदयादधि जायसे आत्मा वै पुत्रनामासि संजीव शरदः शतम्
આ મહાન સૂત્રાનુસાર મનુષ્યદ્વારા પેદા થતી માનવપ્રજામાં મનુષ્યના દરેક અંગપ્રત્યંગના લક્ષણો અને ચિન્હોનું ગર્ભાધાન ક્રિયાદ્વારા મનુષ્ય સમાજમાં અવતરણ થાય છે. જન્મ એ માત્ર સ્થૂલ શરીર કે તેનાં સ્થૂલ અવયવોનોજ જન્મ નથી, પણ મગજની અંદરના સર્વ માનસિક અવયવોના સર્વ અંશોનો પણ તેમાં સમાવેશ થાય છે.

૫૫ સ્ત્રી અને પુરૂષ વર્ગના આવા બધા ગૂઢ ગાંભીર્યપૂર્ણ પ્રશ્નોનો યથાવત્ નિર્ણય કરવાનું કાર્ય, શારીર, વૈદ્યક, મસ્તકવિદ્યા તેમજ મુખસામુદ્રિકશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્ર આદિ અનેક ઉચ્ચ વિષયોની પરસ્પરની સહાનુભૂતિ અને યથાર્થ સંમેલનદ્વારાજ થવાની જરૂર છે કારણ એજ માર્ગે યથાવત્ એ સર્વ પ્રશ્નોના નિર્ણયો થઇ શકે તેમ છે.

૫૬ આ નિયમોને યથાવત સમજવા માટે પૂર્ણ પ્રયાસો કરવા એ સ્ત્રી અને પુરૂષના યુગ્મોરૂપ દમ્પતીઓની સૌથી પ્રથમ અને ઉત્તમોત્તમ ફરજ છે.

૫૭ પરમાત્મા આવી મહાન અને પવિત્ર ધાર્મિક ક્રિયાઓને બજાવવા માટે જોઈતું યોગ્ય જ્ઞાનદાન સર્વ માનવપ્રજા તેમજ સમાજને સમ્પૂર્ણતયા અર્પે એજ નમ્ર પ્રાર્થના

૫૮. પ્રજનનક્રિયા અથવા ગર્ભાધાન સંસ્કારના આ અતિ અગત્યના વિષય સાથે બીજા જે અનેક વિષયો સબંધ રાખે છે. તેમા નીચે જણાવેલ વિષયોનો મુખ્ય અંશે સમાવેશ થાય છે

૧. સંભોગ યોગ્ય શુક્રની અવસ્થા.

૨. પ્રજનનક્રિયા વખતે સ્ત્રી અને પુરૂષના શરીરયન્ત્ર તેમજ મનો-મંદીરોમાં થતા સામાન્ય ફેરફારો.

૩. સંતાન એટલે શું ?

૪. ગર્ભાધાનક્રિયા માટે અનુકૂળ સમય તથા શારીરિક સ્થિતિ આદિ. ... ...

૫. શૃંગારગૃહની યોજના.

૬. રાગ પ્રદીપ્તિ અને તેનાં સાધનો તથા આસપાસના સંયોગો સંબંધી વિચાર અને યોજના.

૭. મનોવાંછિત સંતાનની પ્રાપ્તિના ઉપાયો અને પ્રયોગો.

૮. સંભોગ ક્રિયા માટે વર્જ્ય સ્ત્રી પુરૂષોની ગણના

ઇત્યાદિ અનેક અગત્યના વિષયો આ ક્રિયા સાથે સંબંધ રાખે છે આ દરેક વિષય ઉપર આ પ્રકરણમાં યથાશક્ય ટુંકું પણ સ્પષ્ટ વિવેચન ક્રમવાર આપવામાં આવશે

આમાંથી **'સંભોગયોગ્ય શુક્રની અવસ્થા'** એ વિષયની આવશ્યક ચર્ચા, **'લગ્નયોગ્ય ઉમરના પ્રકરણમાં'** આવશ્યકતા પ્રમાણે કરવામાં આવેલ છે જ્યારે બાકીના વિષયોનું વિવેચન હવે પછીનાં પૃષ્ઠોમાં યથાયોગ્ય રીતે કરવામાં આવશે

૫૯ પ્રજાજનન ક્રિયા અથવા ગર્ભાધાન ક્રિયાનો આ વિષય, એટલો બધો ગૂઢ મહત્વપૂર્ણ તેમજ રહસ્યપૂર્ણ છે કે આવા વિષયોની શાસ્ત્રીય ચર્ચા આપણા દેશમાં જનહિતાર્થે બહુજ સારી રીતે અને સ્પષ્ટ શબ્દોમાં થવાની ઘણીજ જરૂર છે જો કે આમ કરવા જતાં કેટલીક છુટ છાટ લેવાની તેમજ અયોગ્ય અને અઘટિત શરમના પડદાને દૂર કરી કેટલાક વિષયોની રહસ્યપૂર્ણ ચર્ચા કરવાની ખાસ જરૂર પડે છે એ ખરૂં છે પણ સામાન્ય રીતે આવા વિષયોની લેખિત ચર્ચાની ભાષા, બની શકે ત્યાં સુધી સુરીલ અને બની શકે તેટલી સરલ તથા સભ્યતાયુક્ત રાખવાના બધા પ્રયત્નો કરવામાં આવેલા છે છતાં જ્યાં જ્યાં શાસ્ત્રીય વિષયોના ખુલાસાઓ સ્પષ્ટ આપવામાં કરવાની જરૂર જણાયેલ છે ત્યાં સભ્યતાની હદને અવલંબીને તેમ પણ કરવામાં આવેલ છે

વાચક વર્ગને અમારી નમ્ર પ્રાર્થના છે કે આવા મહત્વના વિષયોની ચર્ચાની અગત્યતાને ધ્યાનમાં લઈ, એવી કોઇપણ પ્રકારની છુટછાટ લેવામાં અમે અયોગ્ય સ્વતંત્રતા લેવાની હિંમત કરેલ છે એમ તેઓને જણાય તો તે પ્રસંગે અમારી લાચારીને ધ્યાનમાં રાખી એ બાબત ક્ષન્તવ્ય ગણવાનું ઉચિત ધારશે

## સ્ત્રી અને પુરૂષના શરીરયન્ત્રોમાં તથા મનોમંદિરોમાં સંભોગક્રિયા વખતે મદન પ્રવૃત્તિને લીધે થતા શારીરિક અને માનસિક ફેરફારોનું સામાન્ય અવલોકન.

**श्रोत्रत्वक्चक्षुर्जिह्वाघ्राणानामात्मसंयुक्तेन मनसाधिष्ठितानां स्वेषु स्वेषु विषयेष्वानुकूल्यतः प्रवृत्तिः—कामः**

૧. **શૃંગારરસ અને કામવૃત્તિનો અધિપતિ દેવ—કામદેવ** જ્યારે સ્ત્રી અને પુરૂષના મનપર પોતાનો પ્રભાવ પ્રકટપણે દેખાડવા લાગે છે ત્યારે કામવૃત્તિનો દિવ્ય પ્રભાવ પૂર્ણ જોશમાં અને સંપૂર્ણરીતે બન્નેના શરીરયન્ત્રો તેમજ મનોમંદિરોમાં પ્રવર્તી રહે છે કારણ પ્રજનનેન્દ્રિયના સર્વ અવયવોનો અધિપતિ દેવ કામદેવ છે કામદેવ એ બીજું કંઈજ નહીં પણ મનુષ્ય સ્વભાવની અંદર રહેલ **કામેચ્છાની દિવ્ય માનસિક એક વૃત્તિ વિશેષ છે** કે જેને આધીન રહી મસ્તકની અંદરનું **કામવાસનાનું માનસિક અવયવ વર્તે છે.**

૨. **આ કામેચ્છાના માનસિક અવયવની સાથે ખાસ નિકટ સંબંધ ધરાવનાર જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓના પ્રવાહોને,** કામવાસનાની યથાવત પૂર્તિ કરવા માટે, સ્ત્રી તેમજ પુરૂષના **પ્રજનન ઇન્દ્રિયોના સ્થૂલઅવયવો** સાથે આશ્ચર્યજનક રીતે સંયોજવામાં આવેલા છે આવા પ્રજનનેન્દ્રિયોના અવયવોમાં પુરુષના વૃષણ, શિશ્ન, રક્તવાહિનીઓ, વીર્યવાહિનીઓ, અને તે તે સ્થાનની ખાસ ખાસ માંસપેશીઓ આદિનો સમાવેશ થાય છે જ્યારે સ્ત્રીવર્ગના અવયવોમાં યોનિ, યોનિમુખ, યોનિમાર્ગ, મૂત્રાશય, ગર્ભાશય, ગર્ભરસવાહિની નાડીઓ, સ્ત્રી અંડકોષો, રજસ્થાન, યોનિકંદ, ગર્ભકમળ, અને સ્તન આદિ અવયવોનો સમાવેશ થાય છે. જેનું ખાસ વર્ણન આગળ પ્રકરણમાં કરવામાં આવેલ છે

કામદેવની પ્રદીપ્તિ સાથે ઉપરોક્ત સર્વ અવયવોમાં ગતિ અને કામવિદ્યુતનો સંચાર થવાથી જાગ્રતી આવવા લાગે છે અને જેમ જેમ ઉત્તરોત્તર એ વૃત્તિની જાગૃતી વિશેષ થતી જાય છે તેમ તેમ નીચે જણાવેલા કેટલાક અગત્યના ફેરફારો પણ એકી સાથે અથવા ધીરેધીરે જે જે મનુષ્યના સ્વભાવનું જેવા જેવા પ્રકારનું માનસિક તેમજ શારીરિક બંધારણ હોય છે, તે તે પ્રકારે થવા લાગે છે

કામદેવનો માનસિક સંચાર પ્રથમ મનમાંથીજ શરૂ થતો હોવાથી તેને **મનોજ** કહેવામાં આવે છે. અને ત્યાંથી સૌથી પ્રથમ એ સંચાર મનુષ્યના મસ્તકના મધ્ય પ્રદેશમાં થાય છે જ્યાં અનેક પ્રકારનાં સંકલ્પ વિકલ્પો, લાગણીઓ તથા ભાવનાઓ વિગેરેની પ્રદીપ્તિ અને ઉશ્કેરણી શરૂ થાય છે અને પછી મસ્તકના સ્થૂલ માનસિક અવયવોમાં તેની દીવ્ય ગતિનો સંચાર થાય છે, ત્યારપછી પંચજ્ઞાનેન્દ્રિયોના અવયવોમાં તેની દીવ્ય ગતિનો સંચાર થતાં અનેક પ્રકારના વિચિત્ર ફેરફારો સ્ત્રી તેમજ પુરૂષના શરીરમંદિરો તેમજ મનોમંદિરોમાં થવા લાગે છે

૩ **નયનો**—પોતાના ઉપર આશ્રય કરી રહેલા અનેક માનસિક અવલોકનશક્તિઓના અવયવોથી પ્રેરાઈ નં. ૨૮ થી ૩૬ સુધીના સર્વ માનસિક અવયવોને પોતાના પ્રિય પદાર્થ પ્રેમપાત્રને અનેક સ્વરૂપે અર્થાત આકૃતિ, કદ, વજન, રંગ, ગણના, સ્થાન અને સ્થિતિ આદિના અનેક રૂપે જોવાનું શરૂ કરે છે, પ્રેમભાવને લીધે આંખ લાગણીભરી, સ્નેહાળ અને પ્રણયરસભીની તથા માર્મિક દ્રષ્ટિયુક્ત, કામકટાક્ષ પૂર્ણ અને ચકોર બને છે, અને તેના તરફ રૂધિરનો અધિક સંચાર થવા લાગે છે પરિણામે તે કામી, સ્નેહી, રસભીનિ, મદભરી, રસિલી, રસસ્નિગ્ધ વિલાસી આદિ ભાવોને ધારણ કરી-વિકસિત થાય છે એટલુંજ નહી, પણ મસ્તકની અંદરની અનેક પ્રકારની વૃત્તિઓના સમુહોથી પ્રેરાઇ, પ્રેમ, કરૂણા, શૃંગાર, હાસ્ય, સૌંદર્ય, ઔદાર્ય, ઉત્સાહ અને આશા આદિ અનેક ભાવોને અનેક રૂપે ચપળતાથી પ્રકટ કરવા લાગે છે

૪. **શ્રવણેન્દ્રિય-શ્રોત્રની** અંદરના શ્રવણતન્તુઓ (Auditory nerves) અનેક પ્રકારના પ્રેમીજનના મધુર આલાપો ગાયનો કે વાર્તાલાપો સાંભળવા મૃદુ ભાવે તલસાય છે અથવા દુરથી પણ પ્રેમપાત્ર મૂર્તિનો શબ્દ શ્રવણગોચર થતા શ્રવણતન્તુઓ એકાએક પ્રદીપ્ત થાય છે, ઉત્સુક બને છે

૫ **ઘ્રાણેન્દ્રિય નાસિકા**—અનેક પ્રકારના સુગન્ધિ પદાર્થોનું ગ્રહણ કરવા તલસાય છે, એટલુંજ નહી પણ કામ દેવની પ્રદીપ્ત અવસ્થાને પુષ્ટ કરવા સારૂ અથવા કહો કે ઉપાસવા માટે અનેક પ્રકારના સુગન્ધિ દ્રવ્યોની આકાંક્ષા યુક્ત બની પોતાના જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓના અનેક પ્રવાહોને પ્રગતિમાં મુકે છે પ્રબળ ઘ્રાણતન્તુઓવાળા સર્વ પ્રાણીવર્ગમા તેમજ માનવવર્ગમા તેનો પ્રતાપ પ્રત્યક્ષ દ્રષ્ટિગોચર થાય છે

૬. **રસનેન્દ્રિય-જીહ્વા, ઓષ્ટ અને મુખ** આદિ અવયવો તરફ જતા જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓના પ્રવાહો પ્રેમરસપૂર્ણ ચુંબનોના અનેકવિધ આસ્વાદોનો સ્વીકાર કરવા એકદમ આકર્ષાય છે અને અનેક પ્રકારના તનમનાટ મચાવી મુકે છે મુખપરની માસપેશીઓ (facial muscles) પ્રેમીનુ દર્શન થવાની સાથેજ પ્રેમપાત્રને સ્વાગત આપવા માટે અનેક પ્રકારના નમ્ર, વિનીત અને મૃદુભાવો ધારણ કરી, હૃદયગત ઉત્સુકતા અને હર્ષને પોતાની બારીક નૃત્ય કળાથી અનેક મધુર સ્વરૂપોમા પ્રકટ કરે છે આ ઉપરાંત ઉપર જણાવેલા સર્વ અવયવોમા રૂધિરાભિસરણના પ્રવાહો પણ શીઘ્રતાથી વહેવા લાગે છે અને કેટલીક વખતે તો મુખ અને ગાલ તથા ઓષ્ટ આદિપર દિવ્ય પ્રકારની પ્રસન્નતાને ધારણ કરાવી રક્ત મુખપર ગુલાબી નૃત્ય નચાવી મુકે છે

૭. **કપોલ અર્થાત ગાલો** પણ તેવાજ પ્રકારની પ્રબળ ઇચ્છા અને ઉત્સુકતામા પોતાનો થનગનાટ પ્રકટ કરી, સહાનુભૂતિ સાથે અન્ય અવયવોના સમુદાયને અનુસરીને દિવ્ય ગુલાબી રૂપ ધારણ કરી નૃત્યને આરભે છે

૮. **કંઠ નલિકા**—મધુર સ્વરે અનેક પ્રકારના મધુર નાદો, પ્રેમની મીઠી, મધુરી મૃદુવાણીદ્વારા વર્ષાવી પ્રેમીજનને આકર્ષવા પોતાની બધી મધુર ક્રિયાઓનો પ્રારંભ કરે છે પ્રેમસયોજના આવા સમયે પશુ પક્ષી તેમજ અન્ય જન્તુઓ પણ આજીજ રીતે પોતપોતાના સ્વરોદ્વારા ખાસરીતે ગાવાનુ શરૂ કરે છે ચકલીઓની ચીંચી, મેના પોપટના ચુંચા, કબુતરોના ઘુઘવાટ, અને મયુર આદિ પક્ષીગણની મધુરી કેકા આદિનુ પ્રકટિકરણ તેમજ ગાય ભેંસ, ગધા અને ઘોડા આદિનુ ભાંભરવુ અને હણહણાટ, વિગેરે એ બાબતની સ્પષ્ટ ખાતરી આપે છે આવા દૈવદ્વારા સમાગમ સમયે અનેકરૂપે અનેક પ્રકારની મધુરતાથી પોતપોતાની જાતિ, ગુણ, કર્મ અને સ્વભાવને અનુસરી વાણીદ્વારા પ્રકટ થવા લાગે છે પ્રેમભાવ અને સભોગેચ્છાથી પ્રવર્તિ રહેલા પ્રેમનાદનો જે મધુર રણકાર અને ગુંજારવ થાય છે તેની મધુરતા કોઇ ઓરજ પ્રકારનીજ હોય છે

૯. **ગ્રીવા**—પણ અનેક પ્રકારના મધુર આકારો ધારણ કરી પ્રેમભાવની વૃત્તિના પરિણામે પ્રેમવૃત્તિના અવયવ તરફ અધિકાધિક નમવા લાગે છે અને સાથે સાથે વ્યાપક રક્તનો અધિક સચાર થવાથી કબુતર અને મયુર આદિ પક્ષીગણની ગ્રીવાઓની માફક પ્રફુલ્લ થાય છે પરિણામે આખુ શરીર કામવૃત્તિના પ્રદીપ્ત અવયવને પ્રતાપે એ વૃત્તિના સ્થાન તરફજ ઢળવા લાગે છે

૧૦. **ઉર સ્થાનમાં હૃદય અને ફેફસાં આદિ અવયવોમાં કામદેવના** વિદ્યુતપ્રવાહનો સચાર થતાની સાથેજ કોઈ સુદર પ્રકારની ક્રિયા અને ગતિનો પ્રવાહ શરૂ થવા લાગે છે પરિણામે હૃદયના ધબકારા અધિકાધિક વધવા લાગે છે તેને લીધે હૃદયની સાથે સબધ રાખનાર મુખ્ય મુખ્ય નીલાઓ ધમનીઓ અને વિશુદ્ધ રક્તવાહિનીઓ વિગેરેમા રક્તનો અધિકાધિક સચાર નિરંતર વધવા લાગે છે રક્તવાહિનીઓ પ્રફુલ્લ અને વિકસિત થાય છે અને પરિણામે નાની મોટી કે સ્થુલ સૂક્ષ્મ સર્વ રક્તવાહિનીઓ વિકાસને પામી, રક્તના વધતા જતા પ્રવાહને સપૂર્ણ શરીરમા ભરપુર વહેવા માટે અવકાશ આપે છે, અને સમગ્ર શરીરને કામજ ઉષ્ણતાના

પ્રવાહથી સતપ્ત કરી મૂકે છે. ઉર સ્થાનના મધ્ય ભાગમાં સ્થિત્ થઈ રહેલ **હૃદયાગારમાં** જ્યારે આ પ્રમાણે અનેક ફેરફારો થઇ રહ્યા હોય, ત્યારે

૧૧. **ફેફસાંઓરૂપ-પ્રાણાવયવો** પણ કંઈ નિરાંતે બેસી શકે નહી. તેઓ પણ આ પ્રેમવૃત્તિની ઇચ્છાને આધીન થઈ રક્તના ભેરાબન્ધ વહેતા આવતા પ્રવાહોની શીઘ્રતાથી શુદ્ધિ કરવાના મહાન પવિત્ર કાર્યમા પૂર્ણ ઉદ્યોગથી પ્રવર્તમાન થાય છે પરિણામે તેની શ્વાસપ્રશ્વાસ આદિ ક્રિયાઓની અધિકતાથી આયાસ કે શ્રમને, અનુભવવા લાગે છે અને તેથી ક્રમશ શરીરપર પ્રસ્વેદના બિન્દુઓ સ્ફુરવા લાગે છે

૧૨. પ્રેમમા લવલીન થઈ સયુક્ત થયેલ સ્ત્રી પુરુષોનાં હૃદયો પરસ્પરનાં આવા ભાવો પ્રત્યક્ષ અનુભવી શકે છે અને આવીરીતે એક પછી એક પણ ત્વરિત રીતે થતા અનેક વિદ્યુતસચારી ભાવોને લીધે **સમગ્ર શરીરપરની ત્વચાને** પણ શ્રમ પહોચતાં, ત્વચાપરના સર્વ છીદ્રો ખુલ્લા થઇ ત્યાંની **પ્રસ્વેદ વાહિનીઓના મુખોને** તેમજ તેઓના સર્વ મુખોને ખુલ્લા કરી શરીરપરના પ્રત્યેક પ્રદેશને, પ્રસ્વેદબિન્દુઓના ઉષ્ણ સ્નાનથી સ્નિગ્ધ બનાવી **કેશ વાહિનીઓનાં મુખોને** પણ ખુલ્લા કરી મુકે છે આવી સર્વ ક્રિયાઓને પરિણામે સમગ્ર શરીરપરની ત્વચા અને તેની અદરના પ્રત્યેક સ્થાનના સ્પર્શતન્તુઓની **સ્પર્શશક્તિ** પણ અધિક પ્રમાણમા વૃદ્ધિગત થાય છે અને પરિણામે સભોગક્રિયા વખતનો સ્ત્રી પુરુષોનો પરસ્પરનો સ્પર્શપ્રભાવ અતિગાઢ, મૃદુ, ઘનીષ્ઠ, અને અત્યન્ત સુખાવહ અનુભવોને આપનાર અનુભવાય છે આવે પ્રસગે શરીર પરના પ્રત્યેક અગપ્રત્યગમાથી જાણે કોઇ મધુર પ્રકારનુ દિવ્ય આકર્ષણ સ્ત્રી અને પુરુષ બન્ને વ્યક્તિના સમગ્ર શરીરપુદ્ગલોને દીવ્ય પ્રભાવથી પરસ્પરના ઘનિષ્ઠ સબધમા લાવવા માટે ભાવાત્મક વિદ્યાન્વિકોને ઘનિષ્ઠરૂપ આપવા માટેના હેતુનુ માફક કેમ જાણે બળપૂર્વક પ્રેરતુ ન હોય, એવો દીવ્યપ્રભાવ પ્રત્યક્ષ જણાવા લાગે છે **'गाढालिङ्गन तत्परेण मनसा'** અતિ ગાઢ આલિગનમા તત્પર એવા સ્ત્રી પુરુષના યુગ્મો, આવા દીવ્ય પ્રભાવને લીધે અનેક પ્રકારના રતિસંવેદન સુખોનો અનેકધા અનુભવ કરવા લાગે છે

૧૩. **ઉદરોદર પટલ.** ઉપર પ્રમાણે હૃદય અને ફેફસાંના અધિકાધિક ચલન વલન અને શીઘ્રગતિ આદિના પ્રભાવોને લીધે **ઉદરોદર પટલ, છાતી અને પડખાંની પાંસળીઓ,** અને તેની આસપાસની **માંસપેશીઓમાં** પણ યથા આવશ્યક ગતિનો સચાર થાય છે, જેની અસર ઉદરોદર પટલ નીચે આવેલા પચનેન્દ્રિયના અવયવો તેમજ હૃદય અને ફેફસા બન્નેપર પણ સ્પષ્ટરીતે થવા લાગે છે જે સ્ત્રી અને પુરુષના ઉદરોદરપટલનાં જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓ વધારે ગતિવાળા કે વધારે ચપળ અથવા વેગયુક્ત હોય છે, તેઓના ઉપર આ ક્રિયાની વેગયુક્ત ગતિને લીધે અનેક પ્રકારના વિવિધ હાસ્ય અને તજ્જનિત પ્રભાવોની સ્ફુરણાઓ ઉત્તરોત્તર સ્ફુરવા લાગે છે કેટલીકવાર **અટ્ટહાસ્ય** પણ સ્ફુરી નીકળે છે કે જ્યારે હસવુ કેમે કરી રોક્યું પણ ન રોકાય એવી સ્થિતિ બને છે વળી કેટલીકવાર જાણે કોઈ ભેગ હિચકા કે હીંડોળાપર બેઠા હોઇએ અને ખૂબ હિંચકા ખાતી વખતે પેટના ભાગમા જેવી અસર થાય છે, તેવીજ કોઈ અજબ પ્રકારની અસરો પણ ઘણીવાર અનુભવગોચર થાય છે

૧૪. **પચનેન્દ્રિયોના અવયવો—આમાશય, પક્વાશય, યકૃત પ્લીહા, સ્થૂલાન્ત્ર અને સૂક્ષ્માન્ત્ર** આદિ ઉદરના અવયવોમા પણ અનેક પ્રકારની સમુદ્રના મોજાઓ જેવી ઉચી નીચી ગતિઓના પ્રવાહોનો આરભ થાય છે અને તેની અદરના સર્વ અવયવોમા વિવિધ પ્રકારની ક્રિયાઓનો સચાર થતા, પ્રત્યેક અવયવની અદરની **રસગ્રન્થીઓ,** પોતપોતાના વિવિધ પ્રકારના રસોનો પણ યથાયોગ્ય રીતે સચાર કરવાના કાર્યનો અદ્ભુત રીતે પ્રારભ કરી દે છે, જેથી પાચનશક્તિના સર્વ અવયવોમા પણ ક્રિયા, ગતિ અને ઉષ્ણતા પ્રકટી નીકળે છે પરિણામે પાચન ક્રિયાપર તેની ઘણીજ શુભ અસર થાય છે

૧૫. **સ્ત્રીવર્ગના સ્તનયુગલ**—અને તેની અંદરની સર્વ **રસગ્રન્થીઓ** તથા તેઓની આસપાસની માંસપેશીઓમાં પણ અનેક પ્રકારના અવનવા ફેરફારો અને ગતિઓનો સંચાર થવા લાગે છે અને ઉત્તરોત્તર પ્રદીપ્ત થતી જતી સંભોગ વૃત્તિની સર્વથા આધિનતા અને અનુકૂળતામાં રહી તેઓ પણ ખાસ વિશેષ પ્રકારના ભાવો ઉત્તરોત્તર દર્શાવવા અને અનુભવવા લાગે છે એટલુંજ નહી પણ ભાવિ સંતતીના સુખ સગવડ અને આરોગ્ય તથા યોગ્ય પોષણ આદિ ક્રિયાઓ માટે, આ સ્તનયુગલ પ્રદેશના જ્ઞાનતન્તુઓ, ક્રિયાતન્તુઓ અને રસગ્રન્થીઓના યૂથો, પરસ્પર સાથે મળી, સંયુક્ત બની, અનેક પ્રકારની યોજનાઓ અને તૈયારીઓ કરવા, આવા, દરેક પ્રસંગે તત્પર બને છે સ્ત્રી પુરૂષના પરસ્પરના **ગાઢ આલિંગનો*** **કુચમર્દન, સ્તનચુંબન, કે ચૂષણ અને સ્પર્શ** આદિ ક્રિયાઓના સર્વ મહાન ગૂઢ પ્રયોજનો આપણને અહીં પ્રત્યક્ષ થાય છે, જો કે આ સ્તન પ્રદેશની અંદરના સર્વ ફેરફારો અને તેથી પેદા થતા સર્વ આનંદોનો ખાસ આનંદ અને અનુભવ તો સ્ત્રી વર્ગજ અધિક અંશે મેળવે છે છતા પુરૂષવર્ગ પણ કંઇ તેવા આનંદોનો ઓછો અનુભવ કરે છે, એમ નથી જણાતું બન્નેને પોતપોતાની યોગ્યતા, પરિસ્થિતિ અને પ્રયોજન પુરતો રસ, આનંદ અને સંતોષ મળે, અને બન્ને એક બીજાના આનંદોને પ્રાપ્ત કરાવવામાં પરસ્પર સહાયભૂત થઇ, **સમગ્ર પ્રાણતન્તુઓનાં પ્રવાહોના આનંદો** સાથે મળી અનુભવે, એવી **વિશ્વનિયન્તાની** અદ્‌ભૂત રચના અને અનુપમ યોજના આપણને આ સંભોગક્રિયાના સર્વ અંશોમાં સ્પષ્ટ પ્રકટ થાય છે **"मर्दनं गुणवर्धनम्" न सुखं नच सौभाग्यं स्वयं स्वकुचमर्दने** " એવી જે રસ-ઉક્તિઓ છે, તેનો આપણને અહીં સર્વ મર્મ સ્પષ્ટ ખુલ્લો થાય છે

૧૬. **મળ મૂત્રોત્સર્ગનાં અવયવો**—જ્યારે ઉપર પ્રમાણે પચનેન્દ્રિયોના અવયવો અને સ્તનયુગલ પ્રદેશમાં ઉપર દર્શાવ્યા પ્રમાણેના સર્વ ફેરફારો શરૂ થાય છે ત્યારે તેજ પ્રદેશની લગભગ મધ્યમાં અને જરા ઉપર પાછળના તેમજ નીચે પેડુના ભાગમાં આવેલા **મુત્રપિંડ, ( Kidneys ) મુત્રાશય**, સ્થૂલાન્ત્ર અને ગુદા આદિ ગુહ્ય અવયવોમાં પણ તેની અસર થયા વગર રહેતી નથી સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગની અંદર આ પ્રસંગે અર્થાત્ સંભોગ માટે તત્પર થવાની પુર્વાવસ્થામાંજ તે તે ઇન્દ્રિયોના સ્વાભાવિક કાર્યથી નિવૃત્ત થવાની સહજ લાગણી પેદા થાય છે અને એવી રીતે મળમૂત્ર આદિના વેગોથી નિર્મુક્ત થયેલા અવયવો, સંભોગક્રિયા પ્રસંગે કોઇપણ પ્રકારનો અવરોધ ન કરતા, ઉલટા એ ક્રિયાના આનંદમાં વિશેષ સહાયભૂત બને છે

૧૭. **પાંચસો માંસપેશીઓ**—આ ઉપરાંત આપણા શરીરની અંદરની પાંચસો માંસપેશીઓનો સમગ્ર સમુદાય પણ કોઇ અજબ પ્રકારનું જોમ બળ, અને સ્વરૂપ આ પ્રસંગે સર્વાંગીતે ધારણ કરે છે હાથ, પગ પેટ, ગરદન

---

***तत्रासमागतयो प्रीति लिङ्गद्योतनार्थमालिङ्गन चतुष्टयम्** ॥ પ્રીતિના લક્ષણને દર્શાવનાર આલિંગન ચાર પ્રકારનુ છે

૧. **लतावेष्टितकं, वृक्षाधिरूढकं, तिलतण्डुलकं, क्षीरनीरकमिति चत्वारि सम्प्रयोग काले॥ वात्स्यायनः॥** સમ્પ્રયોગ વખતે કરવામાં આવતા નીચે પ્રમાણેના ચાર આલિંગનના પ્રકારો છે ૧ લતાવેષ્ટિક, ૨. વૃક્ષાધિરૂઢક, ૩ તિલતંડુલક, ૪. ક્ષીર નીરક.

**मायासक्ता कामुका कामिनीनामिच्छन्त्यङ्गेष्वङ्गमर्साव प्रवेष्टुम्॥**

ભાવાર્થ—માયાસક્ત કામી પુરૂષો સ્ત્રીઓના અંગે અંગમાં જાણી ભાગે પ્રવેશ કરવા ઇચ્છે છે

૨. **मुखे मुखमासज्याक्षिणी अक्ष्णोर्ललाटेन ललाटमाहन्यात सा ललाटिका ॥ वात्स्यायनः ॥** મુખની સાથે મુખ મીલાવીને આંખની સાથે આંખ અને લલાટની સાથે લલાટનો સ્પર્શ કરી જે આલિંગન કરવામાં આવે છે તેને લલાટિકા કહેવામાં આવે છે

કમર, વાંસો, છાતી, સ્તન, નિતંબ, જંઘા, ઘુંટણ, હાથ પગ આદિના તળીયા, પીંડીઓ, હાથ પગના પોંચાઓ, અને આંગળીઓ, ગ્રીવા, ચીબુક, કપોલ, ભાલ, મુખ, ઓષ્ટ, આંખ, આદિ સર્વ સ્થાનની માંસપેશીઓ, સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગના શરીર યન્ત્રોમાં એવી તો સરસતા, સરલતા અને સહનશીલતા અને વિદ્યુત પ્રભાવથી પ્રેરાઈ અનેક પ્રકારના આશ્ચર્યજનક સ્વરૂપો તથા ક્રિયાઓને ધારણ કરી પોતાના કાર્યો બજાવે છે અને એવી બધી વિવિધ આકૃતિઓ કદ તથા સ્વરૂપો તેમજ સ્થિતિઓને સુખ, આનંદ અને બળપુર્વક ધારણ કરી શકે છે, તેમજ તેવી સ્થિતિને લાંબો વખત ટકાવી શકે છે કે સંભોગક્રિયા સિવાયના અન્ય પ્રસંગોમાં તેવી સ્થિતિઓની કલ્પના સરખી પણ આવતી, એ મનુષ્ય શક્તિની બહારની વાત હોય એમ જણાય છે સ્ત્રી અને પુરુષોનાં **શરીરયન્ત્રો અને મનોયન્ત્રો** જે અનેક પ્રકારની વિવિધ સ્થિતિઓમાં, આ પ્રજનનક્રિયા પ્રસંગે સ્વાભાવિક રીતેજ અન્યોઅન્યને સરળતાથી સ્થાપિત કરી શકે છે તેની સીમાજ રહેતી નથી

અનેક પ્રકારના યોગના તેમજ કામસંભોગના આસનોને અવકાશ મળવાના કારણો આથીજ પ્રત્યક્ષ થાય છે જો કે આ બધું વર્ણન સ્વાભાવિકરીતે આરોગ્ય અને સામ્યાવસ્થાયુક્ત સ્ત્રી પુરૂષો માટેજ છે

૧૮. **અસ્થિપિંજર**—જે લગભગ નાના મોટા લાંબા ટુંકા આદિ અનેક આકાર કદ અને વિવિધ સ્વરૂપના **૨૦૦ અસ્થિઓના સમુદાય આત્મક સ્થૂલ પિંજરને** આધારે આપણા શરીરયન્ત્રનું સમગ્ર ખોખું સ્થિર થઇ ટકી રહેલુ છે, તેના સમસ્ત સમુદાય ઉપર પણ ઉપર પ્રમાણેજ અનેક પ્રકારની અસરો થાય છે સંભોગક્રિયા વખતની સર્વ અનુકુલ પ્રેરણાઓ અને લાગણીઓને આધીન બની આપણા અસ્તિત્વના આધારરૂપ આ કેવળ સ્થૂલ અસ્થિનું કઠોર અસ્થિમય ખોખું પણ અનેક પ્રકારની અસંખ્ય સ્થિતિઓને અનુકુળ રૂપો તેમજ મૃદુભાવોને ધારણ કરી વર્તવા તત્પર બને છે એ કામદેવપ્રેરિત મહાન પ્રેમપ્રભાવની પ્રબળ મૃદતાનોજ પરમ પ્રભાવ છે એ અહીં તદ્દન સ્પષ્ટ થાય છે કારણ સ્ત્રીના અને પુરૂષવર્ગના મળી કુલ ૪૦૦ અસ્થિઓના સમુદાયના બે મહાન સમુદાયથી બનેલા શરીરયન્ત્રોના ઘનિષ્ઠ-સંયોગ અને સંભોગક્રિયારૂપ મહાન્ દ્વન્દ્વયુધ્ધો રૂપ સ્મરસંમર્દ, અનેક રૂપે પ્રવર્તિ રહ્યા હોય છે તેવા પ્રસંગોમા પણ તેઓની કઠોરતાના અંશો કયાંયપણ વિઘ્ન કરતા થવાને બદલે, પ્રતિરોધ કરવાને બદલે, સર્વથા અનુકુળતાજ ધારણ કરતા અનુભવાય છે, એ પણ પ્રભુની મહાન લીલાનુંજ લાવણ્ય છે

૧૯. **રોમરાજી અને રોમ કુપો**—આ ઉપરાંત સમગ્ર શરીરપરના **રોમકુપો અને રોમરાજીઓ** પણ આ વખતે પ્રેમભાવથી પુલકિત થઈ અનેકવિધ આનંદથી ઉછળી રહે છે રોમકુપો પણ યથાવત્ ખુલ્લા થઈ **પ્રસ્વેદવાહિનીઓને** તેમજ રોમરસવાહિનીઓને પણ યથાવત કાર્ય કરવાનો અવકાશ આપે છે અને સંભોગના શ્રમથી પેદા થતા **પ્રસ્વેદબિન્દુઓના ઝરણાઓને** અન્ય સ્નેહઝરણાઓની માફક યથાવત વહાવવા લાગે છે જ્યારે હસ્તપાદાદિ અવયવો પણ પોતપોતાની શક્તિઅનુસાર બનતી ક્રિયાદ્વારા સહાય કરવા પ્રેરાય છે અને આખરે આ બધા અવયવો આવી પ્રદીપ્ત હાલતમાં મુકનાર કામદેવની માનસ આજ્ઞાને આધિન રહીને, વર્તવા તત્પર થાય છે આવી રીતે સર્વ અંગપ્રત્યંગોની સાથે તત્પર થયેલા સંભોગોત્સુક પ્રજનનેન્દ્રિયના અવયવોની આસપાસ, આ બધા અવયવોના **આનંદ-ઉત્સવનો મુખ્ય મંડપ** પોતપોતાના સમગ્ર ભાવે એકત્ર થતા, પ્રજનનેન્દ્રિયના અવયવો પાસે તો તેઓ સર્વનો ખાસ આનંદમંડળનો જાણે મહાન્ ઉદધિ ઉછળી રહયો હોય તેવો મંગળ મહોત્સવ પ્રસરી રહે છે **સંભોગસુખની પરાકાષ્ટા**, એ ઉપર જણાવેલા સર્વ આનંદો સાથે સંયુક્ત થયેલ આનંદોર્મિઓના ઘનસ્વરૂપનેજ આભારી છે અને તેવા સર્વ ભાવોને પ્રેરનાર મનુષ્યના મનની **મનોજરૂપ કામવૃત્તિનો** જ એ બધો પ્રતાપ છે આટલા માટે સમગ્ર આનંદોનું કેન્દ્રસ્થાન સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગની જનનેન્દ્રિયના માનસિક અવયવોમાં સંસ્થિત થઇ, સર્વ રીતે ઘનીભૂત થયેલ છે અને શારીરિક સ્થૂલ અવયવોની સર્વ ક્રિયાઓ સાથે મળી સંભોગજન્ય દિવ્ય પણ સ્થૂલ આનંદોનું કારણ બને છે જનનેન્દ્રિયના અવયવોની આ પ્રકારની સ્થિતિ, ઉશ્કેરણી પ્રદીપ્તિ, ઉત્થાન, તે તરફના રક્તપ્રવાહો, તત્રસ્થ

માંસપેશીઓના સમુદાયોની શરીરસ્થ વિદ્યુત પ્રવાહથી પ્રેરિત થયેલી દિવ્ય ગતિ બળ અને ઉત્સાહ, તથા સહનશક્તિ, અને વીર્ય તથા ક્રિયા કુશળતા અને એકતાનતા,આદિ તેમજ અન્ય સર્વ ઇંદ્રિયોના આનંદો અને ક્રિયાઓ સાથે સંયુક્ત થઈ, કોઈ અદ્ભૂત પ્રકારનું સમગ્ર પ્રાણસમુદાયોનું એવું નૃત્યકાર્ય બજાવે છે કે જેનું યથાર્થ વર્ણન કરવું, એ મનુષ્યની શબ્દશક્તિના સામર્થ્ય બહારની વાત છે, એમ સ્પષ્ટ કહ્યાવિના ચાલે તેમ નથી એ સર્વ આનંદોનો યથાર્થ અનુભવ તો દરેક સ્ત્રીપુરૂષ પોતપોતાના આત્માદ્વારાજ યથાવત થઈ શકે છે.

૨૦ **જનનેન્દ્રિયના અવયવો.**--વૃષણ, **વીર્યવાહિનીઓ,** શેપ અર્થાત પ્રજાપતિ અને વીર્ય વાહક યંત્રો તેમજ સ્ત્રીની પ્રજનનેન્દ્રિયની અંદરના **યોનિ, યોનિમાર્ગ,** સ્થૂલઓષ્ઠ અને લઘુઓષ્ઠ તેમજ **કામસલિલોત્પાદક પિંડ, મદનછત્ર-કામાંકુશ, (clitoris), સ્ત્રીઅંડકોશો** અને ગર્ભસ્થાનની આસપાસ તેમજ ખુદ **ગર્ભાશયના** સ્થાનઆદિ અવયવોમા પણ તેવીજ અનેક પ્રકારોની ક્રિયાઓ, અને રસના સંચારો થવા લાગેછે આ બધા સંજોગો, સ્થિતિઓ, આકારો અને ગતિઓ તથા પ્રવાહો, ઉપર જણાવેલ, બધા ભાવો ધારણ કરી, જે કોઈ ક્રિયા પરિણામ રૂપે કરવા પ્રેરાય છે, તેનુંજ માત્ર હવે વર્ણન આપવાનું બાકી રહે છે

૨૧. **પ્રજનનક્રિયા અથવા ગર્ભાધાન સંસ્કાર.** વાચક વર્ગ સહજ સમજી શકશે કે આ બધી દીવ્ય અને માત્ર અનુભવગમ્ય ક્રિયાઓની બધી પ્રવૃત્તિઓ માત્ર ગર્ભાધાનરૂપે સ્ત્રી શરીરની અંદર સ્થિત થયેલ **ગર્ભાશયરૂપ દિવ્ય ભૂમિમાં,** ભાવી સંતતિરૂપ માનવ પ્રજાનું યથાવિધિ બીજારોપણ કરવાના એક મહાન પવિત્ર, ઉત્કર્ષક, વંશવર્ધક, અને પ્રજોત્પાદક ઉત્તમોત્તમ કાર્ય કરવા માટેજ, પરમપિતા પરમાત્માની મહાન ગૂઢ યોજના અનુસાર યોજાયેલ ક્રિયાઓ છે સર્વ શારીરિક તેમજ માનસિક સ્થૂલ તેમજ સૂક્ષ્મ, અંગપ્રત્યંગોના રસરૂપ **અંગિરસ ( सर्वेषामङ्गानां रसः इति अङ्गिरस)** રૂપ પુરૂષના વીર્યનું આ સંભોગક્રિયા કે ગર્ભાધાન ક્રિયારૂપ, નૃપજ્ઞરૂપ યજ્ઞમા આહ્લાદન કરી સમ્પૂર્ણ **રતિ સુખનો** આનંદ, સ્ત્રી તેમજ પુરુષ બન્ને વર્ગને યથાવત્ આપવા સાથે, સ્ત્રીના રજ સાથે પુરૂષના વીર્યને યથાવિધિ મિશ્રિત કરવા રૂપ શુભકાર્યનો અંને તે દ્વારા ભાવી પ્રજાના અનુપમ અને દિવ્ય **શરીરયન્ત્રોની** સત્ય યોજનાઓ કરવા માટેનો એ એક **પરમ ગૂઢ વિધિ છે;** અને જ્યારે એ બધા ઉદ્દેશોની યથાવત સંસિદ્ધિ અને સન્તુષ્ટિ યોગ્ય વિધિપૂર્વક થાય છે, ત્યારેજ સમગ્ર શરીરસ્થ અવયવોને શાન્તિ, તુષ્ટિ, પુષ્ટિ તેમજ આનંદ આદિ મળે છે અને આખરે શાન્ત થઈ સંભોગકાર્યથી નિવૃત્ત થાય છે પરિણામે **શાન્તિ, આનંદ અને ખરૂં સંતતિસુખ** મેળવે છે. આ બધી મહાન ગૂઢ, તેમજ સૂક્ષ્મ રહસ્યથી પૂર્ણ દીવ્ય ક્રિયાઓની બધી પરંપરાઓની પાછળ, **વિશ્વનિયન્તા મહાન ત્વષ્ટા પ્રજાપતિ પ્રભુનો ગુપ્ત હસ્ત વિશ્વકર્મારૂપે** સર્વત્ર પ્રસરી રહેલો છે, એમ કોઇપણ બુદ્ધિશાળી, વિચારશીલ અને ધર્માત્મા મનુષ્યને સહજ પ્રત્યક્ષ થયા વિના નજ રહે.

**કામપ્રવૃત્તિનો ઉદ્દેશ**—મનમાંથી પ્રથમ કામેચ્છાની ઉત્પત્તિ, મસ્તક, હૃદય, ફેફ્સા, જ્ઞાનેન્દ્રિયો તેમજ કર્મેન્દ્રિયોરૂપ સમગ્ર શરીરવિગેરેના સર્વ અવયવોની સંપ્રદિપ્તિ, માંસપેશીઓના સર્વ સમુદાયની યથાવત તત્પરતારૂપ સમગ્ર શરીરની સક્રિય અવસ્થા, જનનેન્દ્રિયના અવયવો તરફનો રૂધિરાભિસરણનો અધિક વધતો જતો પ્રવાહ અને તજ્જન્ય ઉષ્ણતા તથા તેજને અંગે જનનેન્દ્રિયના સ્થાનની રક્તવાહિનીઓ અને માંસપેશીઓમાં સ્ફૂરી નીકળતો વેગ અને તેને લીધે સ્પષ્ટ થતી ઉત્થાન-આત્મક સ્થિતિરૂપ બન્નેની **જનનેન્દ્રિયોનું ઉત્થાન** આદિ ક્રિયાઓ અને સચેતન ભાવોની જો યથાવત પ્રવૃત્તિ ન થાય, તો વદન શિથિલ અને મંદ અવસ્થાયુક્ત શિશ્ન, સ્ત્રી શરીરના છેક અન્તરગર્ભરૂપ ઉંડા ગર્ભાશયપર્યન્તના પ્રદેશ સુધી કેવી રીતે પહોંચી શકે ? બાહ્ય ઓષ્ઠ અને આન્તર ઓષ્ઠ આદિ અવયવોને ગતિ આપી, ઉશ્કેરી, પોતાના માર્ગને વિસ્તૃત કરવામાં મંદ શિશ્ન શી રીતે સમર્થ થઈ શકે ? એવી દશામાં આ જનનેન્દ્રિયના મુખમા તેનો પ્રવેશજ ક્યાંથી સંભવે ? યોનિ દ્વારમાં દાખલ

યથા પછીજ ગર્ભાશય તરફ જતા યોનિમાર્ગની આસપાસ અને અંદર આવેલી રસગ્રન્થીઓ, અને **કામાંકુરા** આદિ ગ્રન્થીઓને તેમજ ગર્ભાશય—અન્તર્ગત અન્ય સ્થૂલ અવયવોને પણ એવી શિથિલ અવસ્થાવાળું શિશ્ન પોતાની અપ્રદીપ્ત અને તેજહીન હાલતમાં કેવી રીતે ગતિમાં મૂકી સચેત બનાવી પ્રદીપ્ત કરી શકે? અને એ બધા કામોત્તેજક ભાગોની સુપ્રદીપ્તિ યથાવિધિ ન થાય, તો સ્ત્રી તેમજ પુરુષ બન્ને વર્ગને સમાગમજન્ય યથાર્થ આનંદ તેમજ સંતોષ મળવાનો સંભવજ ક્યાં રહે છે? વળી એવી શિથિલ દશામાં શું વીર્યનો મહાન પ્રદીપ્ત વિદ્યુત્પ્રવાહરૂપ રસનીધિ, પ્રજોત્પાદન ક્રિયા માટે સર્વોત્તમ અજિરસરૂપ અમોઘ રસ, ગર્ભાશયના ઉંડા પ્રદેશમાંના સ્ત્રીનાં અન્તર અવયવોરૂપ ગર્ભાશયમાંના **રજરૂપ રસસમુદાય** સાથે કદીપણ યથાવિધિ સંયોગ પામી શકે ખરો કે? આમાંની એકે ક્રિયાની યથાવત સિદ્ધિનો, માનવ શરીરમાં જણાવેલ ઉપર વર્ણવેલા એકે ભાગો યથાવિધિ પ્રદીપ્ત ન થાય ત્યાં સુધી, કદીપણ સંભવજ જણાતો નથી. *વીર્યસિંચનમાં સમર્થ મનુષ્યના વૃષણો, પોતાની અંદરની વીર્ય બનાવવાની વીર્યગ્રન્થીઓને ઉશ્કેરીને, જો તે પછી માત્ર શિથિલ અને નમ્ર અવસ્થાયુક્ત શિશ્નેન્દ્રિયનેજ પોતાના દિવ્ય પ્રવાહનો નિક્ષેપ, સ્ત્રીગર્ભાશયમાં કરવાનું અમુલ્ય કાર્ય સોંપે, તો તેવા વીર્યનો અમોઘ, પ્રજોત્પાદકપ્રવાહ માત્ર યોનિમુખ પાસેજ નિરર્થક ઝરી જવાનોજ સર્વથા સંભવ છે. સ્ત્રીગર્ભાશયગત સ્ત્રી અરુકોશોદ્વારા વહેતા રજરૂપ રસના વિદ્યુતપ્રવાહ સાથે તેનો કદાપી પણ સંયોગ થવાનો સંભવજ અહીં રહેતો નથી.

૨૨. **પણ વિશ્વનિયન્તા પ્રભુની ઇચ્છા તો કંઇ જુદાજ પ્રકારની છે.** તે તો સ્ત્રીગર્ભાશયરૂપ અત્યન્ત ગૂઢ સુંદર અને ગુપ્ત પ્રદેશમાં, અત્યન્ત સુરક્ષિતપણે રહેલ પ્રદેશમાં કે જ્યાં જગતના બાહ્ય વાયુનો પણ સંચાર ભાગ્યેજ થઈ શકે છે, તેવા ગુપ્ત પ્રદેશમાં અને પોતાના નિજકાર્યમાં જ્યાં કોઇપણ પ્રકારનો કોઈનો પણ હસ્તક્ષેપ ન થઇ શકે એવા એકાન્ત અન્તર પ્રદેશમાં, મનુષ્યનું દાખલ, તેનાજ પોતાના ગુણકર્માનુસાર, સ્વસંતતિનું બીજ, કર્મના ફળરૂપે, રોપાવવા માગે છે. અને એટલા માટેજ ઉપર જણાવેલી બધી અવસ્થાઓમાંથી સ્ત્રીપુરુષ બન્નેને જાતે સુખાનુભવ પૂર્વક તેવી દશા અનુભવાવવા ઇચ્છે છે. આટલા માટેજ એ બધા રસરહસ્ય પ્રસંગોની પ્રવૃત્તિઓ છે, એ તદન સ્પષ્ટ થાય છે. ઉપરોક્ત બધી શારીરિક ક્રિયાઓની પાછળ ખરી રીતે જોતાં પ્રાણ-તન્તુરૂપ જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓના સમગ્ર સમુદાયો અને તેના આધારરૂપ **મસ્તક** અને **અનુમસ્તક** આદિ અવયવો અને તે સર્વને ચલાવનાર **મૂળ મનુષ્યના મનનોજ** એ બધો પ્રભાવ છે. એ બાબત તો તદન સ્પષ્ટ છે છતાં એ બધા વિવિધયન્ત્રોની અદ્ભુત યોજનાઓ પાછળ મહાન ઈશ્વરીય સત્તાનો સર્વવ્યાપિ હસ્ત તો સર્વત્ર વિદ્યમાન છે, એ જરાપણ ભૂલવાનું નથી. પામર મનુષ્ય! પરમપિતા-પરમાત્માની આવી મહાન પવિત્ર અને અનેક ગૂઢ રહસ્યોથી પૂર્ણ યોજનાઓ કે ક્રિયાઓને, તું, શું અધમ, ધૃણાસ્પદ, અનીતિ ભરેલી, અપવિત્ર કે અધર્મયુક્ત ગણવાની કે તેને તિરસ્કારની દૃષ્ટિથી જોઇ સુખી થવાની અધમ કલ્પના કે લાલસા ધરાવવાની ધૃષ્ટતા કરે છે? એવી અધમ કલ્પનાને સ્થાન આપવા તારૂં ક્ષુલ્લક મન અથવા કુંઠિત હૃદય લલચાય છે??? અધમ! પાપી! મૂર્ખ! દુષ્ટ! એમ હોય તો એ બધી મૂર્ખતાનો એકદમ ત્યાગ કર. પ્રભુની અન્ય સર્વ લીલા માફક, તેનો **દિવ્ય હસ્ત** અહીં પણ પ્રત્યક્ષ કર. તારા વડિલો ને તેમજ વિશ્વના મહાન પદાર્થ વિજ્ઞાન-વેત્તાઓને પણ જઇને પ્રશ્ન કરી પુછી જો, કે તેઓ આવી કોઈપણ પ્રકારની માનવસૃષ્ટિને પેદા કરવાની યોજના લાખોની સંખ્યામાં એકત્ર થઈ, અનેક પ્રકારની સીન્ડીકેટો, લીમીટેડ કમ્પનીઓ કે લેબોરેટરીઓ સ્થાપન કરી પોતાની સર્વ પ્રકારની બુદ્ધીઓને રોકી, લાખો વર્ષે પણ કદી કરી શકે તેમ છે??? અને જો એવા સર્વ પ્રશ્નોના પ્રત્યુત્તરો નકારમાંજ આવે, તો **પ્રભુની આ મહાન યોજનાને-માનવરત્નોને ઉત્પન્ન કરવાની આ મહાન પવિત્ર, પરમગૂઢ અને અનેક રહસ્યોથી પૂર્ણ દીવ્ય અને અત્યન્ત આશ્ચર્યમય સંકલનાઓને** તેના સર્વ પ્રદેશોમાંથી બુદ્ધિપૂર્વક સમજી, ધ્યાનમાં લઈ, પૂર્ણપ્રેમ અને ભક્તિભાવે શિર નમા-

---

* इमां त्वमिन्द्र मीढ्वः सुपुत्रां सुभगां कृणु । ऋग्वेद.

થવા તત્પર થા **અમૃતના પુત્ર !** તું તે **અમૃતને** શરણે જ તે તારા માટે વિશ્વની સર્વ યોજનાઓના ગૂઢ રહસ્યો ક્રમશઃ તારા ગુણકર્મસ્વભાવાનુસાર, અનેક રીતે ખુલ્લા કરી, તને અદ્ભુત **જ્ઞાન-દર્શન અને ચારિત્ર્યનો** અનુભવ કરવાનો અનુપમ લ્હાવો આપશે, એવો દૃઢ વિશ્વાસ કર અત્યાર સુધીમાં ઉપર દર્શાવ્યા પ્રમાણેના સમગ્ર અવલોકનમાં સ્ત્રી અને પુરૂષના શારિરીક અંગ પ્રત્યંગોમાં શા શા ફેરફારો સંયોગ અને સંભોગ ક્રિયા પ્રસંગે થાય છે તેનુંજ માત્ર સ્વાભાવિક અને આવશ્યક પણ ટુંકુ વર્ણન આપેલું છે જ્યારે મનુષ્યના મસ્તકની અંદરના અનેક માનસિક અવયવોની અંદર થતા ફેરફારોનું પણ સામાન્ય અવલોકન આ અતિ મહત્વના વિષયને અંગે કરવાની પણ ખાસ જરૂર છે

૨૩. **સ્ત્રી અને પુરૂષના મનોમંદીરરૂપ મસ્તક અને તેના જુદા જુદા પ્રદેશોમાં પ્રજનન અથવા ગર્ભાધાનક્રિયા પ્રસંગે ઉદ્ભવ થતા અનેક માનસિક ફેરફારોનું અવલોકન**—કોઈપણ વિચાર શીલ મનુષ્ય એ તો સહજ સમજી શકશે કે આ ગ્રન્થના પહેલા પ્રકરણ અને બીજા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે આપણું સ્થૂલ શરીર અને તેના નાના મોટા સ્થૂલ અવયવો આપણા મસ્તકના વિવિધ પ્રકારના માનસિક અવયવોનાજ આધીન રહી પોતપોતાની બધી ક્રિયાઓ કરે છે આપણું મન અથવા આત્મા પોતાની બધી લાગણીઓ ભાવનાઓ કે ઈચ્છાઓ અથવા શક્તિઓને પોતાના શારીરિક ભાગોદ્વારા પ્રકટ કરે તે પહેલાં તેને આપણા મસ્તકના એક અથવા અનેક પ્રદેશોદ્વારા એ બધી ક્રિયાઓના સંબંધો યોજવાની જરૂર પડે છે ટુંકામાં શારીરિક સર્વ ફેરફારો અને ક્રિયાઓના મૂળ કારણો આપણા સૂક્ષ્મ મસ્તકની અંદરના અવયવોદ્વારાજ ઉપસ્થિત થાય છે દૃષ્ટાંત તરીકે—

૨૪ **અવલોકનશક્તિઓના સમૂહપર થતી અસર**—મનુષ્યના અગ્ર કપાળની અંદર આવેલા મસ્તકના તળીયાના પ્રદેશના અવલોકનશક્તિઓના સમૂહના સર્વ અવયવો ઉપર અનેક પ્રકારના ઉત્કર્ષક અને ઉદ્દીપક ભારે અસર કરે છે સ્ત્રી અને પુરૂષ જ્યારે પરસ્પર સંભોગાભિલાષની પવિત્ર ઇચ્છાથી એકબીજાની સન્નિધિમાં આવી પ્રેમપાશદ્વારા આકર્ષાઈ એકબીજાના વિવિધ આકારના અવયવો તેઓના કદ રંગ વજન વસ્ત્ર આભૂષણ મુખ ચક્ષુ ઓષ્ઠ અને શરીર આદિપરના અન્ય ભાગો અને આસપાસના અનેક પ્રકારના સૌન્દર્યમય મનોહર દૃશ્યો વિગેરેનું જ્યાર અનેક પ્રકારે દર્શન કરે છે ત્યારે તેઓની અવલોકનશક્તિઓના સમૂહના નં. ૨૮ થી ૩૬ સુધીના સર્વ માનસિક અવયવોમાં રક્તનો અધિક સંચાર થવા લાગે છે અને તે સ્થાનના માનસિક અવયવો પ્રદીપ્તિને પામે છે શૃંગારગૃહોની વિવિધ પ્રકારની રમ્ય અને મધુર યોજનાઓનો આધાર માનવસમાજની આ સમૂહની વૃત્તિઓની પ્રબળતા ઉપરજ મોટે ભાગે અવલંબી રહેલ છે

૨૫. **બુદ્ધિશક્તિઓના સમગ્ર સમૂહપર થતી અસર**—બુદ્ધિશક્તિઓનો સમગ્ર સમૂહ આ અવલોકનશક્તિઓની ઉપરજ આધાર રહેલ છે અને જ્યારે અવલોકનશક્તિઓના અવયવો યથાવત્ પ્રદીપ્ત થાય છે ત્યારે તેની અસર એ અવયવોની ઉપર આવી રહેલા (નં. ૩૭ થી ૪૩ સુધીના) બુદ્ધિશક્તિઓના અવયવો ઉપર પણ થયા વિના રહેતીજ નથી અવલોકનદ્વારા પેદા થયેલ અનેક પ્રકારની સ્મૃતિ, તજ્જન્ય અનેક પ્રસંગોથી પેદા થનાર વાર્તાલાપો વિનોદો હાસ્ય-કથાના અનેક પ્રકારના વિનોદમય સંવાદો મધુર વાર્તાલાપ, રસગોષ્ઠિ, સાહિત્ય-વિનોદ આદિ સર્વ ભાવોની પણ આ પ્રસંગે ખાસ પ્રદીપ્તિ થાય છે મધુર વાણી વીણાના અનેક પ્રકારના શ્રુતિ મનોહર સંવાદો જેવા આ પ્રસંગે ઉપસ્થિત થાય છે તેવા જીવનભરના અન્ય પ્રસંગોમાં કદીપણ અનુભવી શકાય તેમ નથીજ

૨૬. **પ્રાવિણ્યપ્રદાયક શક્તિઓના સમૂહપર થતી અસર**—સંગીત તાલ નૃત્ય અનુપમ પ્રકારના વિવિધ ભાવોને દર્શાવનાર અનુકરણશક્તિ અને સૌન્દર્યપ્રેમ તથા અનેક પ્રકારના ઔદાર્યભાવપૂર્ણ અનેક દીવ્ય અને અદ્ભુત ભાવોનું જે દર્શન, આ પ્રસંગે થાય છે, તેવો અનુભવ પણ અન્ય પ્રસંગોમા ભાગ્યેજ થઇ શકે છે

અર્થાત્ મનુષ્યના મસ્તકના નં. ૨૩ થી ૨૭ તેમજ નં. ૩૭, ૩૮, અને ૩૯ વાળાં મસ્તકની અંદરના અવયવો પણ યોગ્ય પ્રકારની પ્રદીપ્તિ અને ઉત્કર્ષને પામે છે. મસ્તકના તે તે નંબરવાળા સ્થાનોમાં પણ રક્તનો અધિક સંચાર થવા લાગે છે. અને તેથી તે તે સમૂહની અંદર આવેલી દરેક વૃત્તિ પોતપોતાનું કાર્ય પ્રબળ રીતે કરવા લાગે છે.

૨૭. **ઉત્કર્ષક વૃત્તિઓના સમૂહપર પણ** તેજ પ્રમાણે વિવિધ ભાવોની અસરો થતી જણાય છે. સ્વમાન; સાવધતા યશાભિલાષ, ધૈર્ય આદિ સર્વ ભાવો, સુખી સંભોગને અન્તે સ્ત્રી પુરૂષ બન્નેની અંદર, યથાવત્ તૃપ્તિને પામે છે. જ્યારે અસન્તુષ્ટ સંભોગયુક્ત દશામાં ઉપરોક્ત સર્વ ભાવો પણ અવમાનિત, ખંડિત, અસન્તુષ્ટ અને અસહનશીલ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે અથવા અનુભવાય છે. સ્ત્રી પુરૂષ બન્નેની અંદર એવા કોઈ અજબ પ્રકારની ન્યૂનતા, ઉણપ કે ખામી આવે પ્રસંગે પરસ્પરના આત્મામાં જણાય છે કે તેનું વર્ણન કરવું એ તદ્દન અસંભવિત જેવુંજ છે.

૨૮. **ગૃહ–સાંસારિક સર્વ લાગણીઓનો સમુદાય** પણ કોઈ અજબ પ્રકારની પવિત્ર ભાવનાઓથી આ પ્રસંગે પ્રેરાય છે. સાંસારિક લાગણીઓ કે ભાવનાઓને માટે ગમે તે પ્રકારના ભોગો આપવા માટે તત્પર બની જાય, એટલી બધી તીવ્ર અસરો, તેનાં સર્વ પ્રદેશોપર થાય છે. ખાસ કરી પ્રજનન–ઈન્દ્રિયોને સર્વ રીતે પ્રેરનાર અને સમગ્ર સાંસારિક ભાવનાઓનાં મૂળ આધાર ભૂત **પ્રેમવૃત્તિ** નું સ્થાન, આ ગૃહસાંસારિક વૃત્તિઓનાં સમગ્ર સમૂહના તળીયામાં પાયારૂપે આવેલું છે, જેથી એ સમૂહ ઉપર, સૌથી પ્રબળ અસર થાય એ તદ્દન સ્વાભાવિક છે અર્થાત નં. ૮ થી ૧૩ સુધીના મસ્તકના માનસિક પ્રદેશોના અવયવોપર પણ રક્તનો અધિક સંચાર થવા લાગે છે અને તે તે સ્થાનના અવયવો પણ સંભોગક્રિયા પ્રસંગે પ્રદીપ્ત દશાને પામે છે. આજ પ્રમાણે:—

૨૯. **મનુષ્યની આત્મરક્ષક વૃત્તિઓ તેમજ નૈતિક અને ધાર્મિક વૃત્તિઓનાં સ્થાનો** (નં૦ ૧ થી ૭ તેમજ નં૦ ૧૮ થી ૨૨ સુધીના સર્વ સ્થાનો)પર પણ આ પ્રજનનક્રિયા પ્રસંગે અદ્ભુત પ્રભાવ પડે છે. ટુકામાં આ ગ્રન્થના **"પ્રેમના પ્રભાવ"** નામના ત્રીજા પ્રકરણમાં વર્ણવવામાં આવેલ નં૦ ૧ થી ૪૯ સુધીની સર્વ માનસિક વૃત્તિઓ, લાગણીઓ, શક્તિઓ અને ભાવનાઓ ઉપર તેમજ સમગ્ર જ્ઞાનેન્દ્રિયો અને શારિરીક અવયવો ઉપર મનુષ્યના પ્રેમભાવ અને તેથી ઉત્પન્ન થયેલ સંભોગાભિલાષની દીવ્ય વૃત્તિનો અજબ પ્રભાવ પડે છે. એ સર્વ આપણે અગાઉ વર્ણવી ગયા છીએ. ટુકમાં મનુષ્યના સમગ્ર મસ્તક અને તેના જુદા જુદા પ્રદેશો, અનુમસ્તક, મસ્તકના તળીયામાંથી નીકળતા ૧૨ તન્તુ–ગુચ્છો, પ્રાણગ્રન્થી, કરોડ રજ્જુ, અને તેની અંદરથી નિકળી શરીરનાં સર્વ અંગ પ્રત્યંગો તરફ પ્રસરેલા જ્ઞાનતન્તુ અને ક્રિયાતન્તુઓના એકત્રીસ ગુચ્છો અને તે સર્વને ચલાવનાર, પોષણ તેમજ બળ આપનાર રસો, ઈત્યાદિની સર્વ સૂક્ષ્મ પ્રાણતન્તુઓરૂપ સમગ્ર રચનાપર પણ આ સંભોગક્રિયા પ્રસંગે ખાસ ખાસ પ્રકારની વિવિધ અસરો થાય છે પણ આટલા બધા ભિન્ન ભિન્ન અવયવોનું એકી સાથે, એકીજ વખતે, સર્વતોભાવે એકિકરણ થવું, અને પોતપોતાની ક્રિયામાં એકી સાથે પ્રેરાવું, પ્રેમભાવની મહાન દીવ્ય આજ્ઞાને આધીન થઈ, સંભોગેચ્છાના અનુપમ આનંદોત્સવોમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરવા માટે એક સમાથે પ્રેરાઈ સંયુક્ત થવું અને એ બધા અવયવો, તેની અંદરના અનેક પ્રકારના વિવિધ રસો, તેમજ તે તે અવયવની અંદર જતા જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓનાં અસંખ્ય પ્રવાહોમાં પણ અનેક પ્રકારની જાગની થાય એવી દિવ્ય ગતિઓ અને ભાવનાઓનું પ્રકટ થવું, એ બધું સમગ્ર શરીરમાં એકજ વખતે આટલી બધી ત્વરાથી એકદમ થવા લાગે છે, તેનું કારણ શું ? આમ શા માટે થતું હશે ? એટલા બધા અસંખ્ય ફેરફારોની સૃષ્ટિ શા માટે રચાતી હશે ? આવા અનેક પ્રશ્નો માનવહૃદયમાં સહજ ઉપસ્થિત થાય છે. જ્યારે મસ્તકવિદ્યા આવા અનેક વિષયોના અદ્ભુત ખુલાસાઓ બહુજ સારી રીતે અને સ્પષ્ટતાથી આપણને આપી શકે તેમ છે.

પ્રજનનક્રિયા અથવા ગર્ભાધાન સંસ્કાર વખતે સ્ત્રી અને પુરૂષના સર્વ શારીરિક અવયવો સાથે મસ્તકનાં પણ સર્વ પ્રદેશો અને અવયવો જેટલા પ્રમાણમાં પ્રદીપ્ત થઇ, પોતપોતાનો વિકાસ, ભાવી સંતતીને આપવા માટે તત્પર કરવામાં આવેલ હોય, તેટલીજ જાતનાં અવયવો કે શક્તિઓ ભાવી સંતતીને ગર્ભાધાન ક્રિયાદ્વારા સ્ત્રી-પુરૂષો અર્પણ કરી શકે છે. **મસ્તકવિદ્યાનો અને Sexual Science-કામશાસ્ત્ર તેમજ સુપ્રજનનશાસ્ત્ર (Eugenics) નો આ એક અત્યન્ત અગત્યનો મુખ્ય સિદ્ધાન્ત છે.**

૩૦. **મસ્તકની અન્તર્જવનિકાઓ ઉપર થતી અસરો**—પ્રજનન અથવા ગર્ભાધાન ક્રિયા વખતે મનુષ્યના મસ્તકની અંદરની ચારે જવનિકાઓ (ventricles). કે જેનું વર્ણન આ ગ્રન્થના પ્રકરણ પહેલામાં પેરા ૪૨ થી ૪૬ સુધીમાં તથા પ્રકરણ છઠ્ઠામાં કરવામાં આવેલ છે, તે ચારે જવનિકાઓ પણ સંભોગ ક્રિયા પ્રસંગે યથાવત્ સક્રિય અવસ્થામાં હોય છે મસ્તકની **પ્રથમ અને દ્વિતીયજવનિકાઓમાં** મસ્તકના સર્વ માનસિક બુદ્ધિશક્તિઓના લાગણીઓનાં તેમજ નૈતિક અને ધાર્મિક ભાવનાઓના તન્તુઓનાં મૂળપ્રદેશો આવી રહેલાં છે. જ્યારે **ત્રીજી જવનિકા**, ઉપરની બન્ને જવનિકાઓ તેમજ નીચેની ચોથી જવનિકા સાથે, અતિ નિકટ સબંધ ધરાવે છે. જો કે તેનું ખાસ કાર્ય હજુ સુધી વ્યવસ્થિત રીતે જણાયું નથી. છતાં તેનો મુખ્ય સબંધ સ્વભાવસ્થા સાથે ઘણોજ નિકટ રીતે હોય એમ સમજાય છે જ્યારે **ચતુર્થ જવનિકા** (fourth ventricle) અને તેની અંદરનો પ્રવાહી રસ, મસ્તકના તળીયાનાં પ્રદેશમાં આવેલ અનુમસ્તક, અને અનુમસ્તકની બરાબર સામેના ભાગમાં આવી રહેલ પ્રાણગ્રન્થી, (pons varolii & Medulla oblongata) કશેરૂ રજ્જુનું મૂળ તથા કશેરૂ રજ્જુ, આદિ અવયવોના મધ્યમાં બરાબર સ્થિત થયેલ છે. મસ્તકની અંદરના પ્રવાહી રસથી ભરેલી આ ચોથી જવનિકામાં હૃદય, ફેફસાં, યકૃત્ પ્લિહા, આન્ત્ર, કંઠનલિકા, નાસિકા, જીહ્વા, ઓષ્ઠ, આંખ, કાન, મુખ અને પુરૂષના તેમજ સ્ત્રીવર્ગના શિશ્ન યોનિ, ગર્ભાશય, વીર્યાશય, વીર્યવાહિનીઓ અને વૃષણ આદિ સર્વ અવયવોના તેમજ તે તે અવયવને ગતિમાં મુકનાર માંસપેશીઓના સમૂહોને ગતિ આપનાર સર્વ ક્રિયાતન્તુઓ તથા જ્ઞાનતન્તુઓના મૂળ કેન્દ્રો (centres) આ પ્રાણગ્રન્થી અને તેની આસપાસના સ્થાનોમાં આવી રહેલા છે. જ્યારે પ્રેમવૃત્તિનું મુખ્ય માનસિક અવયવ, અને કામવાસનાનું ઉપ-અવયવ (sub-centre) આ ચતુર્થ જવનિકાના પાછળના પ્રદેશવાળા અનુમસ્તક અને મસ્તકના પાછળના ભાગના તળીયાની ગ્રન્થીઓ સાથે સંયુક્ત થઈ આવી રહેલ છે ટુંકામાં આ પ્રેમભાવ અને સંભોગાભિલાષના અવયવની **મનોજરૂપ માનસિક વૃત્તિથી** પ્રેરાયેલ એ અવયવ, અને તેની સાથે સબંધ ધરાવતી ચતુર્થ જવનિકાની અંદરની રસાત્મક ભૂમિકાની અંદરનો પ્રવાહિ રસ, જ્યારે જ્યારે પ્રદીપ્ત થાય છે અને પ્રગતિમા આવતા વિકાસ પામે છે, ત્યારે ત્યારે ઉપર જણાવેલા માનસિક સર્વ અવયવોનાં કેન્દ્રસ્થાનોમાં પણ તેવી ગતિનો સંચાર અને પ્રભાવ જણાવા લાગે છે, અને તે સર્વને પરિણામે તે તે માનસિક અવયવ સાથે સબંધ રાખનારા શરીરના સર્વ સ્થૂલ અવયવોમાં પણ અનેક પ્રકારના ફેરફારો અને ઉદ્દીપક આવેશ પ્રકટવા લાગે છે. કારણ એ બધા અવયવો, પરસ્પરમા બહુજ નિકટ સબંધ ધરાવતા હોવાથી અને એકબીજાની બહુજ સન્નિધિમા સ્થિત થયેલ છે તેથી બહુજ ત્વરાથી એકબીજા સાથે સંયુક્ત થઇ કાર્ય કરવા પ્રેરાય છે

---

* यस्य यस्य ह्यङ्गावयवस्य बीजेबीजभाग उपतप्तो भवति तस्य तस्याङ्गावयवस्य विकृतिरुपजायते नोपजायते चानुपतापात्तस्मादुभयोपपत्तिः

चरक. (शारीरस्थानम् गर्भावक्रान्ति)

**ભાવાર્થ**—સંભોગક્રિયા પ્રસંગે સ્ત્રી અને પુરૂષના શરીર અથવા મસ્તકના જે જે અંગ અથવા અવયવનો, ઉપતપ્ત થયેલો અંશ બીજરૂપ બીજની અંદર બીજરૂપે ઉપતપ્ત થઈ આવેલો હોય છે. તે તે શારીરિક તેમજ માનસિક અવયવ વિશેષની ઉત્પત્તિ, પેદા થનાર પ્રજામાં યથાવત થાય છે. જ્યારે જે જે અંશ ઉપતપ્ત થયેલ હોતો નથી તે તે અંશનો પ્રાદુર્ભાવ પ્રજામા યથાવત્ થતો નથી. (ઉપતપ્ત Electrified)

મસ્તકવિદ્યા પ્રમાણે આ બધું વર્ણન તદન સ્વાભાવિક અને બંધબેસતું છે અને ઉપર વર્ણ-વવામાં આવેલ સર્વ શારિરીક અને માનસિક અવયવોમાં એકીસાથેજ અનેક પ્રકારની ગતિઓનાં સંચાર થવાનાં સર્વ પ્રશ્નોનાં સ્પષ્ટ ખુલાસાઓ આપણને આ સ્થાનના યથાર્થ વર્ણનથી યથાવત વિદિત થાય છે. મસ્તકવિદ્યાનો એ એક મુખ્ય સિદ્ધાન્ત છે કે આસપાસ આવેલા અવયવો (phrenocentres) એકબીજાને પરસ્પર બહુજ જલદીથી સહાયભૂત થઈ શકે છે. સમગ્ર ક્રિયાઓની વિવિધતાનું રહસ્ય, આ પરિસ્થિતિને યથાવત સમજવામાંજ સમાયેલું છે.

૩૧. **સંભોગક્રિયાની યથાવત પૂર્તિ અને સંતુષ્ટિને** અન્તે સંપૂર્ણ બલ પ્રેરિત આસ્ફેસ, દીર્ઘશ્વાસ, માંસપેશીઓના સમુદાયનો પૂર્ણ બલયુક્ત વિકાશ, દાન્તપંક્તિઓનું બીડાવું, અને સ્ત્રીના રજ અને પુરૂષના વીર્યનું આખરે સર્વ ક્રિયાઓના પરિણામરૂપે સ્ખલન થાય છે. ત્યારે ઓષ્ઠોનું પરસ્પરનું ગાઢ ચુંબન, હસ્ત અને ઉરઃ સ્થાન આદિનું પરસ્પરનું અતિ ગાઢ આલિંગન, આશ્લેષણ, સ્તન અને કટિ પ્રદેશના સ્ત્રી અને પુરૂષ વર્ગના સર્વે અવયવોનું અતિ પ્રગાઢ સન્નિધિને પ્રાપ્ત થવારૂપ અદ્‌ભૂત ઐક્યયુક્ત નૃત્ય, અને દરેક અવયવનું પરસ્પરમાં ગાઢ સમ્મેલન-પારસ્પરિક મૈથુનયુક્ત પ્રેમાલિંગનના ગાઢ પાશથી યોજાયેલ દીવ્ય એકાત્મતાયુક્ત પરિસ્થિતિ, આદિ અનેક ભાવો અનુભવાય છે. અને સર્વ અવયવોના યથાર્થ **સંયોગો અને સંભોગોને** પરિણામે, જ્યારે સ્ત્રી અને પુરૂષના રજ અને વીર્યરૂપ અદ્‌ભૂત **આત્મરસરૂપ વિદ્યુતનીધિનો** જ્યારે સ્ત્રી ગર્ભાશયરૂપ અનુપમ ભુમીમાં નિક્ષેપ-રૂપ સમાધાન થાય છે, ત્યારે આખરે સમગ્ર શરીરના અવયવોની અંદર ધોધબંધ વહેતા રક્તના પ્રવાહોનું જોસ એકી સાથે મંદ પડી શિથિલ થાય છે. માંસપેશીઓમાં શિથિલતા આદિ ભાવો પ્રવર્તવા લાગે છે. શરીરની અંદરના સર્વે અવયવોની આન્તરીય ગતિ અને પોતપોતાની રસસંચારરૂપ ક્રિયા વિવિધતાઓનાં પ્રયોજનો પૂર્ણ થતાં, તેઓ પણ ધીરે ધીરે પણ એકીસાથે શાન્ત થવા લાગે છે. મસ્તકની અંદરના જુદા જુદા પ્રકારે પ્રદીપ્ત થયેલાં અવયવોનાં વિવિધ સમુદાયોના માનસિક અવયવોના કેન્દ્રોના વિદ્યુત પ્રવાહોનાં વહનો પણ શિથિલ થવા લાગે છે. અને આખરે મસ્તકની અંદરની પ્રથમની ચારે જવનિકાઓની અંદર થયેલી જાગતી અને કામ-પ્રદીપ્તિરૂપ પ્રગતિ પણ પોતાના પ્રયોજનોની યથાવત સિદ્ધિ થતા શાન્ત થાય છે. અને તે તે જવનિકાની અંદ-રના વિદ્યુત વાહક પ્રવાહી રસનીધિની અંદરના કામજ વિદ્યુત પ્રવાહોના વેગો પણ શિથિલ થવા લાગે છે. તેઓના વેગો શાન્ત થાય છે અને આખરે સંભોગક્રિયાના સકલ પરિશ્રમોને વહન કરી રતિશ્રમથી ક્લાન્ત થયેલ સ્થૂળ શરીર તેમજ શાન્ત થયેલ મસ્તક પણ સ્વાભાવિક રીતે આરામ, શાન્તિ એકાગ્રતા અને સુખી સંભોગ-જન્ય શાન્ત નિદ્રાને લેવા તત્પર બને છે.

**સ્નેહજ શાન્ત નિદ્રા**—મનુષ્યનો આત્મા અથવા મન પોતાની અંદરના **મનોજ અથવા આત્મભૂ રતિસુખ સમુદ્‌ભૂત** ભાવોને આવી રીતે અત્યન્ત વેગપુરઃસર અનુભવીને મસ્તકની પાંચમી જવનિકામાં (fifth ventricle) શાન્ત નિદ્રા લેવા માટે પ્રયાણ કરે છે. કેટલીકવાર તેવી ને તેવીજ દશામાં સ્ત્રી અને પુરૂષ બન્ને

---

*नारीं विसृष्टकुसुमेषुजला रतान्ते ।
नृत्यं करोति बहु वेल्लति मोदते च ॥
वैकल्यमेति मुकुलीकृत चारुनेत्रा ।
शक्नोति नो किमपि सोढुमति प्रयासम् ॥ ( अनङ्गरङ्ग. )

ગર્ભાશયરૂપ કમલ કુસુમની અંદર રજરૂપ રસનો સંભોગક્રિયાને અન્તે જ્યારે એકી સાથે સ્રાવ થાય છે, ત્યારે સ્ત્રી બહુજ આનંદ પામે છે, નાચે છે સર્વ રીતે મુદિત થાય છે, અને સંભોગને અન્તે સંતુષ્ટ થયા પછી સુંદર નેત્રો બંધ થાય છે ત્યારે તૃપ્ત થઇ ગયા પછી કોઇપણ પ્રકારના અતિ પ્રયાસોને સહન કરવા શક્તિવાન થઇ શકતી નથી.

દીર્ઘકાળ પર્યન્ત એવી પ્રેમોદ્ભૂત નિદ્રાધીન દશાને શાન્તિથી અનુભવે છે. જ્યારે આવી નિદ્રા અનેક રીતે શરીર તેમજ મનને સુખપ્રદ, મગજને શાન્ત કરનાર તથા શરીરને સ્વસ્થ કરનાર અને આરોગ્ય આપનાર નિવડે છે. આવી દશામાં શરીર તેમજ મનને ખરેખર આનંદ અને આરામ મળે છે. અને જાણે કોઈ મહાન ફરજ બજાવી નિર્મુક્ત થવાનું હોય તેવો સ્પષ્ટ અનુભવ થાય છે. પરિણામે બન્નેના શરીર તથા મન દિવ્યપ્રકારના સર્વ આનંદો-સુખ તથા આરોગ્યને અનુભવે છે અને બન્નેના ચિત્તમાં સ્વાભાવિક **આત્મ-પ્રસન્નતાના** પ્રવાહો પ્રસરી રહે છે.

શરીર તેમજ મન બન્નેને માટે આ સંભોગક્રિયાની યથાવત્ વિધિ જેવી સમ્પૂર્ણ વ્યાયામ આપનાર, શરીર તેમજ મન બન્નેને યોગ્યરીતે સુંદર સુઘડ અને સમ્પૂર્ણ આરોગ્યયુક્ત બનાવનાર તેમજ [૧]સ્ત્રી અને પુરૂષ વર્ગના સર્વ પવિત્ર સમ્બન્ધોને પ્રબળપણે દીર્ઘકાળ પર્યંત જાળવી રાખવા માટેના સ્નેહજ સીમેન્ટરૂપ, આ ક્રિયાના જેવી વિશ્વમાં બીજી કોઈ પણ દીવ્ય માનસિક કે શારીરિક એક પણ ક્રિયા નથી. આવા સુખી અને સર્વ ભાવોને સંતોષ આપનાર સમ્પૂર્ણ સંભોગ સુખાસ્વાદને અન્તે, ક્ષુધા અને પિપાસા આદિ વૃત્તિઓની પ્રવૃત્તિ પુનઃ સતેજ થાય છે. તેથી શરીર મસ્તક તેમજ મનને પુનઃ પુષ્ટિ અને આરોગ્ય આપવા માટે સ્નિગ્ધ, વીર્યવર્ધક, પોષક અને રસાયન ઔષધોનું યોગ્ય વિધિપૂર્વક સેવન કરવાની તેમજ કેસર, કસ્તુરી, ગર્ગેરા, બદામ, પિસ્તા, એલાયચી અને શુંઠ આદિ દીવ્ય ઔષધીયુક્ત કઢેલું દુધ અને જીવન જેવા વીર્યવર્ધક રસાયન ઔષધોનું સેવન કરવાની ખાસ સંભાળ રાખવાની જરૂર છે, કે જેથી હમેશાં આરોગ્ય આયુષ્ય, વીર્ય, વંશવૃદ્ધિ સંભોગશક્તિ, તેમજ સંભોગજન્ય આનંદ આદિની યથાતથ્યતા, યથાવત્ રીતે, છેક વૃદ્ધાવસ્થા પર્યંત, બની રહે, અને પરિણામે સ્ત્રીપુરુષનાં યુગ્મો આરોગ્ય અને આનંદમાં જીવન ગાળી શકે. પણ ઉપર દર્શાવેલ સર્વ પ્રકારના રસાયણ અને વાજીકર ઔષધ-પ્રયોગો કરતાં પણ, પૂર્ણ યુવાવસ્થાયુક્ત, સુંદર તન મન અને આરોગ્યયુક્ત, સુસ્વભાવશીલ, સુશિક્ષિત સ્ત્રી, એ અન્ય સર્વ રસાયનો તેમજ વાજીકર પદાર્થો કરતાં અનેક રીતે શ્રેષ્ઠ છે તેવી સ્ત્રીનું સેવન, એ સર્વ વાજીકર પદાર્થો કરતાં સર્વથી શ્રેષ્ઠ છે કારણ, ઉત્તમ પ્રકારના જડ, વાજીકર ગુણો કરતાં સમગ્ર ચેતનવાની મૂર્તિરૂપ અને સુંદર ભાવનાઓ તથા મધુર લાગણીઓના આધારરૂપ અને અનેક ઇન્દ્રિયોના વિષયોને યથાવિધિ તૃપ્ત કરનાર સર્વ અર્થોના કેન્દ્રરૂપ **સ્ત્રી-ક્ષેત્ર**, એ સર્વથી શ્રેષ્ઠ વાજીકર ક્ષેત્ર છે. આ સંબંધમાં ચરક નામના મહાન ગ્રન્થમાં પોતાના વિચારો પ્રકટ કરતાં **ભગવાન ચરકાચાર્ય** કહે છે—

---

1. "The coital act is an extremely complex social function in which the woman (as well as man) is an active partner, and from which both derive physical, mental and spiritual benefit if this act is fully and correctly performed."
Dr. Marrie Stopes (Contro-Ception)

૧. સંભોગક્રિયા—એ એક એવી અનેક મિશ્રિત ભાવોયુક્ત ક્રિયા છે કે જેમાં પુરૂષ તેમજ સ્ત્રી બન્ને એકસરખો સક્રિય ભાગ ભજવે છે. અને જો એ સંભોગક્રિયાનું કાર્ય સમ્પૂર્ણ રીતે અને યથાયોગ્ય વિધિપૂર્વક બજાવવામાં આવે તો તે દ્વારા બન્ને શારીરિક, માનસિક તેમજ આધ્યાત્મિક એકસરખો લાભ મેળવે છે



# वाजीकर-प्रयोगो अने तेओनुं सेवन.

— (१८) —

वाजीकरणमन्विच्छेत् पुरुषो नित्यमात्मवान्
तदायत्तौ हि धर्मार्थौ प्रीतिश्च यश एव च ॥ १ ॥
पुत्रस्यायतनं ह्येतद् गुणाश्चैते सुताश्रयाः
वाजीकरणमग्र्यं च क्षेत्रं स्त्री या प्रहर्षिणी ॥ २ ॥
इष्टा ह्येकैकशोऽप्यर्थाः परं प्रीतिकराः स्मृताः
किं पुनः स्त्रीशरीरे ये संघातेन व्यवस्थिताः ॥ ४ ॥
स्त्रीषु प्रीतिर्विशेषेण स्त्रीष्वपत्यं प्रतिष्ठितम्
सङ्घातो हीन्द्रियार्थौ यः स प्रीतिजननोऽधिकः
धर्मार्थौ, स्त्रीषु, लक्ष्मीश्च स्त्रीषु लोकाःप्रतिष्ठिताः ॥ ५ ॥
सुरुपा योवनस्था या लक्षणैर्या विभूषिता
या वश्या, शिक्षिता या, च सा स्त्री वृष्यतमा मता ॥ ६ ॥
नानाभुक्त्या तु लोकस्य दैवयोगाच्च योषिताम्
तं तं प्राप्य विवर्धन्ते नरं रुपादयगुणाः ॥ ७ ॥
वयोरूपवचोहावैर्या यस्य परमाङ्गना
प्रविशत्याशु हृदयं दैवाद्वा कर्मणोऽपि वा ॥ ८ ॥
हृदयोत्सवरुपा या वश्या या यस्य प्रीतयेप्रियैः
या पाशभूता सर्वेषामिन्द्रियाणां परैर्गुणैः ॥ ९ ॥
यया वियुक्तो निस्त्रीकमरतिर्मन्यते जगत्
यस्या ऋते शरीरं ना धत्ते शून्यमिवेन्द्रियैः ॥ १० ॥
शोकोद्वेगारतिभयैर्या दृष्ट्वा नाभिभूयते
याति यां प्राप्य विस्रम्भं दृष्ट्वा हृष्यत्यतीव यां ॥ ११ ॥
अपूर्वामिव यां याति नित्यं हर्षातिवेगतः
गत्वा गत्वापि बहुशो यां तृप्तिं नैव गच्छति
सा स्त्री वृष्यतमा तस्य नानाभावाहि मानवाः ॥ १३ ॥
अतुल्यगोत्रां वृष्यां च प्रहृष्टां निरुपद्रवाम्
शुद्धस्नातां व्रजेन्नारीमपत्यार्थी निरामयः ॥ १४ ॥
अच्छायश्चैकशाखश्च निष्फलश्च यथाद्रुमः
अनिष्टगन्धश्चैकश्च निरपत्यस्तथानरः ॥ १५ ॥
प्रीतिर्बलं सुखं वृत्तिर्विस्तारो विभवः कुलम्
यशो लोकाः सुखोदर्कास्तुष्टिश्चापत्यसंश्रिता ॥ २० ॥
तस्मादपत्यमन्विच्छन्गुणांश्चापत्यसंश्रितान्
वाजिकरणनित्यः स्यादिच्छेत्कामसुखानि च ॥ २१ ॥

૧. આત્મવાન પુરુષે નિત્ય વાજીકરણ પ્રયોગોના સેવનની ઇચ્છા કરવી કારણ કે તેનેજ આધીન ધર્મ, અર્થ, કામ પ્રીતિ અને યશ આદિ છે।

૨ વળી તે પ્રજાનું આયતન-સ્થાન છે અને જે જે ગુણો પુત્રને આશ્રયે છે તે પણ તેનેજ આધીન છે. પણ જે સ્ત્રી પ્રહર્ષિણી છે તે સર્વ વાજીકરણોમાં અગ્ર સ્થાને ગણાવાયોગ્ય મુખ્ય **વાજીકરણ ક્ષેત્રરૂપ છે.**

૩. પ્રત્યેક ઇન્દ્રિયનો ઇષ્ટ વિષય પોતપોતાના ગુણથી પરપ્રીતિને આપવાવાળો ગણાય છે, તેમાના બધા વિષયો જ્યારે સંઘાતરૂપે સ્ત્રી શરીરમાંજ વ્યવસ્થિત થયેલ છે તો પછી ત્યાં શું બાકી રહ્યું ?

૪. ઇન્દ્રિયો અને તેના વિષયોનો સમ્પૂર્ણ સમાશ છે તે ખાસ કરી વિશેષ પ્રીતિને આપવાવાળો છે અને સ્ત્રીનો આશ્રય કરીનેજ સર્વ ઇન્દ્રિયના વિષયો રહેલા છે તેથી તે વિશેષ પ્રીતિના ઉત્પાદક છે.

૫ વળી સ્ત્રીઓમાં પ્રીતિ વિશેષ હોય છે તેમ સ્ત્રીમાંજ અપત્ય અર્થાત પ્રજા સ્થિત થયેલ છે તેમ ધર્મ, અર્થ લક્ષ્મી અને લોકો પણ સ્ત્રીમાંજ સ્થિત થયેલ છે એટલા માટે

૬ જે સ્ત્રી રૂપવાન, યુવાવસ્થાયુક્ત, સર્વ શુભ લક્ષણોથી વિભૂષિત, વશ્યા અને સુશિક્ષિત છે, તે સ્ત્રી તેથી અધિક વૃષ્ય ગણાય છે

૭ જગતમાંના વિવિધ પ્રકારના ભોગ સંબંધોને લીધે અને દૈવયોગથી પોષિત સ્ત્રીઓ વિવિધસ્વભાવના અનેક પ્રકારના પુરુષોને પ્રાપ્ત થઇ રૂપ, ગુણ અને જ્ઞાન આદિ ગુણોની વિવિધ રીતે વૃદ્ધિ પામે છે.

૮ અવસ્થા, રૂપ, બુદ્ધિ અને હાવભાવ, આદિ દ્વારા જે સ્ત્રી જે પુરુષને માટે વધારે આકર્ષક બની દૈવયોગ કે કર્મયોગથી એકદમ હૃદયમાં પ્રવેશ કરી જાય છે તે સ્ત્રી તેને મન સદા પરમાંગનારૂપ ગણાય છે

૯ જે સ્ત્રી હૃદયના ઉત્સવરૂપ, સમાનરૂપે મનનું રમણ કરવાવાળી, સમાન સત્વવાળી અને જે વશ્ય છે અને પોતાના બધા પ્રિય ભાવસહિત પ્રીતિવર્ધક છે,

૧૦ જે પોતાના અને ઇન્દ્રિયગણના ઉત્કૃષ્ટ ગુણોથી પુરુષને મોહના પાશરૂપ થઇ જાય છે, અને જેના વિના પુરુષ જગતને અરતિ (પ્રેમશૂન્ય) માનવા લાગે છે

૧૧ જેના વિના ઇન્દ્રિયોવિનાના શુન્ય શરીરની માફકજ જીવનને માત્ર ધારણ કરી રાખવામાં આવે છે, અને જેને દેખીને શોક, પીડા, ઉદ્વેગ, ભય આદિ નાશ પામે છે અથવા પીડા આપી શકતા નથી,

૧૨ જેને પામીને અથવા એકાંતમાં દેખીને પુરુષ વિશ્વાસ અને અતિ હર્ષને પામે છે અને જેને હમેશાં હર્ષના અતિ વેગપૂર્વક અપૂર્વ માનીને વારવાર જેની સમીપ ગમન કરે છે

૧૩ અને વારવાર તેની સાથે ગમન કરીને પણ તૃપ્તિજ પામતો નથી, આવી જે સ્ત્રી મોહક ને આકર્ષક છે તે સ્ત્રી ખરેખર વૃષ્યતમા છે પુરુષોના મન પણ અનેક પ્રકારની વિવિધ ભાવનાવાળા હોય છે તેથી વિવિધ ભાવનાવાળી સ્ત્રીઓને તે વિશેષ રૂચિકર ગણે છે

૧૪ જે સ્ત્રી, સમાન ગોત્રની ન હોય વૃષ્ય, આનંદી, પ્રહૃષ્ટ, અને ઉપદ્રવરહિત હોય, શુદ્ધ સ્નાન કરેલ હોય, એવી સ્ત્રી પાસે પુત્રકામનાવાળા પુરુષે ગમન કરવું જોઈએ

૧૫ જેવી રીતે કોઈપણ જાતની છાયા શાખા કે ફલથી હીન અને અનિષ્ટ પ્રકારની ગન્ધવાળું કોઈ વૃક્ષ હોય તેના જેવીજ દશા પુત્રહીન પુરુષની છે

૨૦ પ્રીતિ, બળ, સુખ, વૃત્તિ, વંશવિસ્તાર, વૈભવ, વિપુલકુલ, સૌભાગ્ય અને યશપૂર્ણ દશા અને તુષ્ટિ આદિ સર્વ સુખો અપત્યને આશ્રિત રહેલા છે

૨૧ આટલા માટે અપત્યની અને અપત્ય (પ્રજાને) ને આશ્રયે રહેલા ગુણો તથા ધર્મોની પ્રાપ્તિની ઇચ્છાવાળા તેમજ કામોપભોગની અભિલાષાવાળા પુરુષોએ નિત્ય **વાજીકરણ પ્રયોગોનુ સેવન** કરવું જોઈએ

# શરીર, મસ્તક તેમજ મન અથવા આત્મા આદિના ભાવોમાં ઉપર દર્શાવ્યા પ્રમાણે અનેક જાતના ફેરફારો થવાના કારણોનું દિગ્દર્શન.

૩૨. વીર્ય એટલે શું ?—આપણે સ્પષ્ટ રીતે જાણીએ છીએ કે મનુષ્ય એ કંઈ એકલી માંસપેશીઓ કે અસ્થિસમુદાયનો માત્ર સમુદાય નથી સ્ત્રી અને પુરુષના સંભોગધર્મોની યથાવત વિધિના પરિણામે સંયુક્ત થઈ, માનવગર્ભદાન ધારણ કરનાર સ્ત્રીના ગર્ભાશયની અંદરના રજ અને વીર્યના કણો અથવા સ્થૂલ બિન્દુઓ એ કાંઈ માત્ર એક જાતના રસમય પદાર્થના રસકણોરૂપ એક સામાન્ય પદાર્થ નથી, પણ મનુષ્યના માનવશરીરની અંદરના તેમજ મસ્તકની અંદરના સર્વ અંગપ્રત્યંગોના ભવિષ્યની અંદર યથાવત વિકાશ કરી એક સર્વાંગ સંપૂર્ણ મનુષ્યને તેની સર્વ શક્તિઓ ભાવનાઓ તથા વૃત્તિઓસહિત વિશ્વરૂપ આ મહાન અદ્ભુત આગારમાં જન્મ આપનાર, **સર્વ સૂક્ષ્મ બીજોનાં સારતત્વરૂપ ઘનીભૂત રસાત્મકદશાવાળો-સર્વ અંગોના રસરૂપ એ અંગીરસ રસનીધિ વીર્યનો એ વિદ્યુતમય અદ્ભુત પદાર્થ છે.** સ્ત્રી અને પુરુષના સર્વ અંગપ્રત્યંગો, બન્નેના સ્થૂલ શરીરના સર્વ અવયવો તેમજ સૂક્ષ્મ મસ્તકની અંદરના સર્વ અવયવો, સંસ્કારો ભાવનાઓ, લાગણીઓ, વૃત્તિઓ અને સર્વ શારીરિક શક્તિઓના સત્વોના તત્વરૂપ એ રસનિધિ વીર્ય છે, કે જેના ઉપર ભવિષ્યમાં જન્મ લેનાર સંતતીના આત્માના સર્વ શારીરિક અને માનસિક યન્ત્રરૂપ શરીરયન્ત્રની સમગ્ર રચનાઓ મુખ્યરીતે આશ્રય કરી રહેલ છે

૩૩ માનવશરીરની અંદરના **૨૮૦ થી ૩૦૦ નાના મોટાં અસ્થિઓના** સમુદાય આત્મક બંધારણની અદ્ભુત યાન્ત્રિક રચનાને તેમજ તેવા સર્વ અસ્થિઓના વિવિધ આકારો કદ, વજન, સંખ્યા, સ્થાન અને સન્ધિઓ વિગેરે યુક્ત સમગ્ર ભાવી શરીરના અસ્થિપિંજરની યોજનાઓનો બધો આધાર એ વીર્યરૂપ રસનીધિપર સમાયેલ છે

૩૪ **પાંચસો નાની મોટી માંસ પેશીઓના** સમુદાય આત્મક સમગ્ર માંસ પેશીઓના નાના મોટા લાંબા ટુંકા, ગોળ, પંખા જેવા, તેમજ અન્ય અસંખ્ય પ્રકારના આકારો કદ, રૂપ તથા તેઓના બળ વેગ અને વિવિધ સામર્થ્યયુક્ત ભારો વિગેરેની સર્વ અદ્ભુત યોજનાઓને જન્મ આપનાર મૂળતત્વો અહિંજ ગૂઢરૂપે છુપાયેલા છે

૩૫ **વળી ૫૦૦ માંસ પેશીઓ અને ૨૦૦ અસ્થિ સમુદાયના સમગ્ર સમૂહોને એક બીજા સાથે** યથાયોગ્ય વિધિપૂર્વક સંયુક્ત રાખી અનેક પ્રયોજનોની યથાવિધિ સંસિદ્ધિ માટે એકત્રિત કરી રાખનાર શરીરસ્થ **અનેક સ્નાયુ-બન્ધનોની અદ્ભુત યોજનાઓને પેદા કરનાર કારણો પણ અહિંજ સમાઇ રહેલા છે.**

૩૬. **પચનેન્દ્રિયોના સર્વ અવયવો**—મુખ, દાન્ત, જીહ્વા, સ્વાદુરસોત્પાદક પિંડ, સ્વાદુ રસસંવાહિનીઓ, ચર્વણ તન્તુઓ, હોજરી, આમાશય, પક્વાશય, યકૃત, પ્લીહા સ્થૂલ આંતરડાઓ તેમજ સુક્ષ્મ આંતરડાઓ વિગેરે સર્વ વિવિધ પ્રકારના અવયવો, તેઓનાં આકાર, કદ રૂપ, રંગ, વજન વ્યવસ્થા, સ્થાન, અને તેઓ સર્વની અંદરની વિવિધ રસોત્પાદક ક્રિયાઓને જન્મ આપનાર રસગ્રન્થીઓ તેમજ રસમય ક્રિયાઓ અને રસસંવાહિનીઓ, વિગેરેના સર્વ સમુદાયોને યથાવિધિ ઉત્પન્ન કરનાર સર્વ તત્વોના સત્વો પણ આજ રસનીધિ વીર્યની અંદરજ સમાયેલા હોય છે

૩૭. **રક્તવહ સ્રોતોના મૂલાગારરૂપ** હૃદય અને તેની સાથે સંબંધ રાખતી અનેક પ્રકારની રક્તવાહિનીઓ તેમજ શીરાઓ (veins) ધમનીઓ (arteries) અને સમગ્ર કેશવાહિનીઓના ગુચ્છોની યોજનાઓ તેઓ સર્વના વિવિધપ્રકારના આકાર, કદ, સ્વરૂપ, રંગ, સ્થાન, યોજના, રસોને યથાવિધિ સમગ્ર શરીરમા યાવત્જીવન વહન કરાવવાનુ અદ્‌ભૂત બળ, સ્વસ્વરૂપ સંવર્દ્ધન સામર્થ્ય, અને યથાયોગ્ય આરોગ્ય, આદિ સર્વ સ્થિતિઓને જન્મઆપનાર કારણો પણ, આ સર્વ રસાત્મક **રસનીધિ વીર્યમાંજ** સંનિહિત થયેલાં છે.

૩૮ **પ્રાણવહ સ્રોતોનાં આગાર રૂપ** બન્ને તરફનાં **ફેફસાંઓના** આકાર કદ વજન, તેમજ તેઓની શ્વાસપ્રશ્વાસ આદિને યથાવિધિ, જીવન પર્યન્ત ધમન કરવાની ક્રિયા માટે જોઇતા વેગ, બળ, સામર્થ્યયુક્ત વિદ્યુતપ્રવાહને પણ અર્પણ કરી ભાવિ સંતતીના પ્રાણવહ સ્રોતોને યથાવિધિ યોજનાર, સર્વ તન્તુઓના જન્તુઓ પણ એજ **અદ્‌ભૂત રસરાજ-વીર્યના** પ્રવાહોમા અત્યન્ત સૂક્ષ્મ રૂપે નિવાસ કરી રહેલાં છે.

૩૯ **સ્વેદવહ સ્રોતોના મૂળરૂપ સ્વેદવાહિનીઓનાં** ગુચ્છોને રચનાર રજકણો પણ અત્રેજ સંસ્થિત થયેલા હોય છે,

૪૦ **મેદોવહ સ્રોતોનાં સમુદાયોને** જન્મ આપી શરીરનાં સર્વ સ્થાનોમાં જ્યાં જ્યાં જેટલા પ્રમાણમાં મેદની જરૂર હોય ત્યા ત્યા તે તે પ્રમાણે મેદને ઉત્પન્ન કરી વહન કરવાનુ, અને યોજવાનુ કાર્ય કરનાર સ્રોતોની સંકલના કરનાર, તન્તુઓ પણ એજ રસનીધિનો આશ્રય કરી, ભાવિ સંતતીના સુખ માટે નિયુક્ત થવા માટે અત્યન્ત ગૂઢ રૂપે પ્રવર્તે છે

૪૧ **મજ્જાવહ સ્રોતોના યથાવિધિ વહનને** પ્રવર્તાવનાર સ્રોતોના મૂળ કારણોને પણ બીજ રૂપે આ પ્રજોત્પાદક રજ-વીર્યના પ્રવાહો સાથેજ સ્ત્રીના ગર્ભાશયમા ઉતારવામા આવે છે

૪૨. **શરીરની અંદરના સર્વ અવયવો** તેમજ તેની અંદરના **સર્વ રસો** અને **રસવાહિનીઓ** તેમજ તેની અંદરના રસોની અંદર વેગ, અને ક્રિયા, તથા જ્ઞાન આદિને પ્રવર્તાવનાર **જ્ઞાનતન્તુઓ** અને **ક્રિયાતન્તુઓનાં** પ્રવાહોને ભાવી પ્રજાના શરીરમા જન્મ આપનાર **પ્રાણતન્તુઓનાં પ્રવાહોનાં સૂક્ષ્મ બીજરૂપ અંશોના સર્વ સમુદાયો** કે-સમગ્ર પ્રાણોના આગારરૂપ પ્રાણ બિન્દુઓ પણ, સમ્યક રીતે પ્રદીપ્ત થયેલ સ્ત્રી અને પુરૂષના શુક્રના પ્રવાહોમાંજ યથાવિધિ સંસ્થિત થયેલા હોય છે

૪૩. **વળી સ્ત્રી અને પુરૂષના પ્રજનનેન્દ્રિયોનાં સર્વ અવયવો,** જેમા પુરૂષનાં વૃષણો, વીર્યવાહિનીઓ વીર્યોત્પાદક ગ્રન્થીઓ તેમજ શેપ અર્થાત (લિંગ) તેમજ સ્ત્રીવર્ગના યોનિ ઓષ્ટ, મદનછત્ર યોનિપથ ગર્ભાશય તેમજ રજોત્પાદક પિંડ આદિ ગર્ભસ્થાનના નાના મોટા અવયવોના સમુદાયોને યથાવિધિ જન્મ આપનાર મૂળ તત્વોરૂપ સર્વ સૂક્ષ્મ અંશો પણ શરીરના સમગ્ર અવયવોમાથી સત્વરૂપે સંભોગક્રિયા પ્રસંગે યથાવિધિ આકર્ષાઇ, સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગના પ્રજનન-ઈન્દ્રિયોના અવયવો દ્વારાજ અને તેઓની સર્વ ક્રિયાઓને આધારેજ સ્ત્રી ગર્ભાશયરૂપ ભૂમિમા સંયુક્ત રસરૂપે કે રજ અને વીર્યરૂપે રેડવામા આવે છે, એતો તદન સ્પષ્ટજ છે

૮૪ આ ઉપરાન્ત પંચજ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોરૂપ શ્રવણ, નયન, રસના નાસિકા, ત્વચા મુખ, હસ્ત-પાદ, ઉપસ્થ, અને ગુદા આદિ સર્વ સ્થૂલ તેમજ સૂક્ષ્મ અવયવોના સર્વ યાન્ત્રિક અદ્ભુત રચના આત્મક સર્વ સમુદાયોને જન્મ આપનાર બીજરૂપ અંશો પણ, એજ રસનીધિવીર્યમાં સમગ્ર ભાવે સમાયેલા હોય છે. અને આખરે

૮૫. प्राणाः प्राणभृतां यत्र स्थिताः सर्वेन्द्रियाणि च यदुत्तमाङ्गमङ्गानां शिरस्तदभिधीयते
સમગ્ર પ્રાણી માત્રના સમગ્ર શરીરને ચલાવનાર તેમજ સર્વ પ્રાણોના આગારરૂપ મસ્તકની અંદરના સર્વ પ્રાણોનાં સમુદાય આત્મક પ્રાણનીધિરૂપ મહાન અદ્ભુત અને આશ્ચર્યમય રચનાયુક્ત-તીવ્ય મસ્તકને પણ યથાવિધિ જન્મ આપનાર સર્વ પ્રાણતન્તુઓના સૂક્ષ્મ સમુદાય આત્મક અંશો પણ એજ આત્મ વિદ્યુતમય રસનીધિ વીર્યની અંદરજ સમાયેલાં હોય છે કે જેને પરિણામે ગર્ભાશય જેવા અત્યન્ત ગુઢ સ્થાનની અંદરની સર્વ ગતિઓ અને ક્રિયાઓની અન્તસ્ફુરણાઓ નિરંતર અવ્યાહતપણે પ્રવર્તિ રહી, માનવ શરીરરૂપ સમગ્ર અદ્ભુત યંત્રનાં નાના મોટા, સર્વ અવયવોના સમુદાયોની સર્વાંગ સમ્પૂર્ણ યાજના, ગર્ભાશયમાં યથા-વિધિ નવ માસ પર્યંત યોજાઇ, દશમે માસે જીવાત્મા આ અનંત વિશ્વના દર્શન કરવા માટે સમર્થ બની ગર્ભની બહાર આવી પોતાનું બાહ્ય જીવન શરૂ કરે છે "સમગ્ર પ્રાણાગારરૂપ મસ્તકના સર્વ અંશો" એ શબ્દ દ્વારા મનુષ્યના મસ્તકની અંદરના સર્વ સ્થૂલ વિભાગો, સર્વ સ્થૂલ સૂક્ષ્મ ગ્રન્થીઓ અને તેઓની અંદરની સર્વ સ્થૂલ સૂક્ષ્મ રક્તવાહિનીઓ તથા મસ્તકની ઉપરના પડો અને તેની અંદરની પાચે જવનિકાઓ વિગેરે સર્વના આકાર, કદ, સ્વરૂપ, રંગ, વજન, સંખ્યા સ્થાન, ગણના આદિ સર્વ અંશોનું અવતરણ સમજવાનું છે. એટલુંજ નહીં પણ સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગની અંદરના મસ્તકની અંદરના સર્વ માનસિક અવયવોના સર્વ સૂક્ષ્મ અંશોના સમુદાય-આત્મક સર્વ શુભાશુભ સંસ્કારના અવતરણો પણ એજ રસનીધિ વીર્ય સાથેજ અને તેના દ્વારાજ યથાવિધિ ગર્ભાધાન પ્રસંગે થાય છે અર્થાત્ ભાવિ માનવ-પુષ્પની યથાવત્ ખીલવણી અને અનેક પ્રકારના જ્ઞાન હોને ખાતર —

૧. આત્મરક્ષક વૃત્તિઓનાં નં. ૧ થી ૭ સુધીનાં સર્વ માનસ અવયવો—
૨. ગૃહસંસારિક લાગણીઓના નં. ૮ થી ૧૩ સુધીનાં સર્વ માનસ અવયવો—
૩. ઉત્કર્ષક વૃત્તિઓનાં નં. ૧૪ થી ૧૭ સુધીનાં સર્વ માનસ અવયવો—
૪. નૈતિક અને ધાર્મિક લાગણીઓનાં નં ૧૮ થી ૨૨ સુધીનાં માનસઅવયવો—
૫. પ્રાવિણ્ય પ્રદાયક શક્તિઓના નં. ૨૩ થી ૨૯ સુધીનાં સર્વ માનસ અવયવો—
૬.-૭ અવલોકન અને બુદ્ધિ શક્તિઓનાં નં. ૨૮ થી ૪૪ સુધીનાં સર્વ અવયવો —
૮. પંચજ્ઞાનેન્દ્રિયોનો સમુદાય-શ્રોત્ર, ત્વક, ચક્ષુ. જીહ્વા, નાસિકા આદિ નં ૪૫થી ૪૯ સુધીના અવયવોના સમુદાયો—

ઉપર જણાવેલાં સર્વ સમુદાય આત્મક અવયવોના રૂપ-રંગ આકાર, કદ, વજન, બળ, શક્તિ વીર્ય અને તે તે અવયવની અંદર સમાયેલ સર્વ પ્રકારના શુભાશુભ મંદ, તીવ્ર તીવ્રતર આદિ જેવા રૂપના સર્વ સંસ્કારો સહિત સર્વ અંશોના અવતરણો, આ ગર્ભોત્પાદક વીર્ય અને રજદ્વારાજ થાય છે આ સિવાય નાનું મસ્તક, પ્રાણગ્રન્થી,-કરોડ રજ્જુનાં મૂળ રૂપગ્રન્થી. કરોડ રજ્જુ, મસ્તકના તળીયાની અંદરના જ્ઞાનતન્તુ, અને ક્રિયાતન્તુઓનાં બાર ગુચ્છો તેમજ કરોડ રજ્જુની અંદરથી સમગ્ર શરીરની અંદર ચારે તરફ પ્રસરી રહેલા એકત્રીશ તન્તુપ્રવાહોના

સુગંધી વિગેરે સર્વ પ્રાણપ્રવાહોના તાધિરૂપ સર્વ અંગો પોતપોતાના સર્વ સામર્થ્ય તેમજ બળ અને સસ્કારો આદિ સર્વ સાધન સામગ્રી સાથેજ ગર્ભાધાન ક્રિયા વખતેજ યથાવત્ સલિપ્ત થઈ ભાવી પ્રજાના સર્વ અંગપ્રત્યંગોની રચના કરવા માટે, એજ રસનીધિ વીર્ય અને રજની અંદર સમાયેલા હોય છે અને એ દ્વારાજ અવતાર ધારણ કરે છે ટુંકામાં કહીએ તો ભાવી સંતતિની સમગ્ર માનસ-શક્તિઓના સદ્ભાવ આત્મક મસ્તક અને શરીર યન્ત્રને, આત્મ યન્ત્ર સાથે યથાવિધિ યોજી જન્મ આપનાર, મહાન અદ્‌ભુત અને અત્યન્ત આશ્ચર્ય જનક, સર્વાંશ સુંદર યોજના, સમગ્ર વિશ્વમાં જો કોઈ હોય તો તે આ **ગર્ભાધાન** અથવા **પ્રજનનક્રિયા** જ છે

૪૭. ઉપનિષદોની અંદર જે કહેવામાં આવેલુ છે કે—

" अङ्गादङ्गात्संभवसि हृदयादधिजायसे आत्मावैपुत्रनामासि संजीव शरदः शतम् "

પુત્ર, અથવા પુત્રી જે કોઈ પદાર્થનું, માનવ શરીર ધારણ કરવા માટે ગર્ભરૂપે ગર્ભાશયમાં આધાન કરવામાં આવે છે તે પદાર્થ " अङ्गात् अङ्गात् " સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વ્યક્તિના પ્રત્યેક અંગ પ્રત્યંગના રસરૂપે બનેલા પદાર્થોના સત્વરૂપ છે અને તે મસ્તકની અંદરના હૃદયના અંશરૂપે તેમજ શરીરની અંદરના હૃદયના પણ સત્વ અંશોથી તે પદાર્થ ઉત્પન્ન થયેલ હોય છે એટલા માટે હે પુત્ર ( અથવા પુત્રી ) તું અંગ અંગમાંથી તેમજ હૃદયમાંથી તેમજ મારા આત્માથી ઉત્પન્ન થયેલ છે, માટે તું સો વર્ષપર્યન્ત સુખપૂર્વક જીવ—આ અત્યન્ત અમુલ્ય પણ અતિ ગૂઢ આશયોથી પરિપૂર્ણ છતા સૂત્રરૂપે કરવામાં આવેલ મહાન પવિત્ર ઉપદેશના ગૂઢ આશયોની સત્યતા આપણને ઉપરોક્ત વિસ્તૃત વર્ણનથી અત્યન્ત સ્પષ્ટ થાય છે વળી ઉપનિષદમાં એક સ્થળે જણાવ્યા પ્રમાણે—

" आत्मना तेऽआत्मानं संदधामि । प्राणैस्ते प्राणान्संदधामि । अस्थिभिरस्थीनि, मांसै-र्मांसानि, त्वचात्वचम् " ॥

" હું મારા આત્માથી તારા આત્માને સંધારણ કરૂં છુ.
" હું મારા પ્રાણોથી તારા પ્રાણોને સંધારણ કરૂં છુ,
" હું મારા અસ્થિઓથી તારા અસ્થિઓને ધારણ કરૂં છુ,
" હું મારી માંસપેશીઓવડે તારી માંસપેશીઓને ધારણ કરૂં છુ.
" હું મારી ત્વચા અને સ્પર્શશક્તિવડે તારી ત્વચા અને સ્પર્શશક્તિને ધારણ કરૂં છુ."

આ બધા ગભીર આશયો ભુક્ત વાક્યોમાં કેટલું બધું રહસ્ય સમાયેલુ છે, તે સર્વ આપણને ઉપરના વર્ણનથી યથાર્થ વિદિત થઈ શકે તેમ છે ઉપર પ્રમાણેનાજ ઉપનિષદના મહાન ગૂઢ આશયોને અનુસરીને **ચરક** અને **સુશ્રુત** આદિ ગ્રન્થોમાં પણ માનવગર્ભ, કયા કયા કારણોને લીધે અમુક, અમુક પ્રકારના ખાસ ખાસ લક્ષણ ચારિત્ર્ય અને સ્વભાવ તથા સંસ્કારવાળો શા માટે અવતરે છે, તે સબંધમાં અત્યન્ત ગાભીર્યપૂર્ણ પ્રશ્નોની અતિ સૂક્ષ્મ પણ વિજ્ઞાનની પદ્ધતિને અનુસરી ચર્ચા કરવામાં આવેલી છે જે અત્યન્ત ઉપયોગની રહસ્યમયન્તેમજ અતિ મહત્વની હોવાથી તેમાનું કેટલુક જરૂર પરતુ વર્ણન અત્રે આપવાનુ તદન પ્રાસંગિક જણાતા અત્રે તેનુ સવિસ્તર વર્ણન આપવાનુ યોગ્ય ધારીએ છીએ

૧ ચરકના શારીરસ્થાન અધ્યાય ૩ના "महती गर्भावक्रान्ति" નામના પ્રકરણમાં માનવગર્ભ અને તેની ઉત્પત્તિના વિવિધ કારણોના સબંધમાં નીચે પ્રમાણે કેટલાક અમુલ્ય વિચારો આપવામાં આવેલા છે

" शुक्रशोणितजीवसंयोगे तु खलु कुक्षिगते गर्भसंज्ञा भवति "

# महतीं गर्भावक्रान्तिं व्याख्यास्यामः

१. पुरुषस्यानुपहतरेतसः स्त्रियाश्चाप्रदुष्टयोनिशोणितगर्भाशयाया यदा भवति संसर्गः ऋतुकाले, यदा चानयोस्तथैव युक्तयोः संसर्गे तु शुक्रशोणितसंसर्गमन्तर् गर्भाशयगतं जीवोऽवक्रामति सत्वसंप्रयोगात् तदा गर्भोऽभिनिर्वर्तते ॥

२. स सात्मारसोपयोगादरोगोऽभिसंवर्धते सम्यगुपचारैश्चोपचर्यमाणः ततः प्राप्तकालः सर्वेन्द्रियोपपन्नः परिपूर्णसर्वशरीरो बलवर्णसत्वसंहननसंपदुपेतः सुखेन जायते समुदायादेषां भावानाम् ॥

३. मातृजश्चायं गर्भः पितृजश्चात्मजश्च, सात्म्यजश्च रसजश्चास्ति च सत्वसंज्ञमौपपादिकमिति होवाच भगवानात्रेयः ।

४. सर्वेभ्य एभ्यो भावेभ्यः समुदितेभ्यो गर्भोऽभिनिर्वर्तते.

५. मातृजश्चायं गर्भो न हि मातुर्विना गर्भोत्पत्तिः स्यान्न च जन्म जरायुजानाम् यानि खल्वस्य गर्भस्य मातृजानि यानि चास्य मातृतः संभवतः संभवन्ति तान्यनुव्याख्यास्यामः

* तद्यथा—त्वक् च लोहितं च मांसं च मेदश्च नाभिश्च हृदयं च क्लोम च यकृच्च प्लीहा च वृक्कौ च बस्तिश्च पुरीषाधानं चामाशयश्च पक्वाशयश्चोत्तरगुदं चाधरगुदं च क्षुद्रान्त्रं च स्थूलान्त्रं च वपा च वपावहनं चेति मातृजानि.

*६. पितृजश्चायं गर्भो—न हि पितुर्ऋते गर्भोत्पत्तिः स्यान्न च जन्मजरायुजानाम् यानि खल्वस्य गर्भस्य पितृजानि यानि चास्य पितृतः संभवतः संभवन्ति तान्यनुव्याख्यास्यामः

तद्यथा—केशश्मश्रुनखलोमदन्तास्थिशिरा स्नायुधमन्यः शुक्रमिति पितृजानि.

७. आत्मजश्चायं गर्भो गर्भात्मा ह्यन्तरात्मा यस्तमेनं जीवमित्याचक्षते शाश्वतमरुजमजरममरमक्षयमभेद्यमच्छेद्यमलेह्यं विश्वरूपं विश्वकर्माणमव्यक्तमनादिमनिधनमक्षरमपि । स गर्भाशयमनुप्रविश्य शुक्रशोणिताभ्यां संयोगमेत्य गर्भत्वेन जनयत्यात्मनात्मानमात्मसंज्ञा हि गर्भे तस्य पुनरात्मनो जन्मादि सत्त्वाभोपपद्यते, तस्मादजातएवायं जातं गर्भं जनयति, जातोऽप्यजातं च गर्भं जनयति, स चैव गर्भः कालान्तरेण बालयुवस्थविरभावानवाप्नोति ॥

---

* આ વિષય હજુ સુધી અનિર્ણિત દશામા છે માતાના અંગથી કયા કયા શારીરિક કે માનસિક અવયવો મળે છે અને પીતા તરફથી કયા કયા મળે છે એ ચોકસ પ્રકારેજ કહેવુ એ મુશ્કેલ છે છતા મરતકવિદ્યા પ્રમાણે અમુક બાળક કે બાળકીમા માતા તરફના કયા માનસિક અંશો અને પીતા તરફથી કયા કયા ભાવો ઉતરેલા છે તેતો મસ્તક પરીક્ષા વખતે સ્પષ્ટ કહી શકાય છે પણ શરીરના સ્થૂલ અવયવો સબધમા હૃદય, ફેફસા કે આન્તરડાં આદિ અવયવોમાથી કયા અવયવો માતા તરફથી તેમજ કયા અવયવો પિતા તરફથી ગર્ભાધાન વખતે મળે છે એ ચોકસ કહેવુ એ અત્યત મુશ્કેલ છે, છતા શારીરિક અવયવોના વશાનુગત રોગો કે મજ્બુતા અથવા નિર્બળતા આદિ લક્ષણો જોઈ અમુક અવયવો કે લક્ષણો કોના તરફથી મળેલ છે તે પણ કહી શકાય છે ભાર,

८. यानि तु खल्वस्य गर्भस्यात्मजानि यानि चास्यात्मतः संभवतः संभवन्ति, तान्यनुव्याख्यास्यामः
तद्यथा—तासुतासु योनिषूत्पत्तिरायुरात्मज्ञानं मन इन्द्रियाणि प्राणापानौ प्रेरणं धारणमाकृति स्वरवर्णविशेषा सुखदुःखेच्छा इच्छाद्वेषौ चेतना धृति बुद्धि स्मृतिरहंकारो यत्नश्चेत्यात्मजानि.

९. सात्म्यजश्चायंगर्भो न ह्यात्म्यसेवित्वमन्तरेण स्त्रीपुरुषयोर्वन्ध्यत्वम् गर्भेषु वाऽनिष्टोभावः।
यानि तु खल्वस्य गर्भस्य सात्म्यजानि यानि चास्य सात्म्यतः संभवतः संभवन्ति तान्यनुव्याख्यास्यामः
तद्यथा—आरोग्यमनालस्यमलोलुपत्वमिन्द्रियप्रसादः स्वरवर्णबीजसंपत्प्रहर्षभूयस्त्वं चेति सात्म्यजानि.

१०. रसजश्चायं गर्भो नहि रसादृते मातुः प्राणयात्रापिस्यात् किं पुनर्गर्भजन्म.
यानि खल्वस्य गर्भस्य रसजानि यानि चास्य रसतः संभवतः संभवन्ति तान्यनुव्याख्यास्यामः
तद्यथा—शरीरस्याभिनिर्वृत्तिरभिवृद्धिः प्राणानुबन्धस्तृप्तिः पुष्टिरुत्साहश्चेति रसजानि.

११. *सत्वजश्चायं गर्भः यानि खल्वस्य गर्भस्य सत्वजानि यानि चास्यसत्वतः संभवतः संभवन्ति तान्यनुव्याख्यास्यामः।
तद्यथा—* १ भक्तिः २ शीलं ३ शौचं ४ द्वेषः ५ स्मृति मोह ६ स्त्यागो ७ मात्सर्यं ८ शौर्यं १० भयं ११–१४ क्रोधस्तन्द्रा रुत्साहस्तैक्ष्ण्यं १५ आर्दवं १६ गाम्भीर्यं १७ अनवस्थितत्वमित्येवमादयश्चान्येते सत्वजा विकारा यानुत्तर काले सत्वभेदाधिकृत्य उपदेक्ष्याम इति सत्वजानि।
नानाविधानि तु खलु सत्वानि तानि सर्वाण्येकपुरुषे भवन्ति न च भवन्ति एककालम् एकं तु प्रायोऽनुवृत्याह। एवमयं नानाविधानामेषां गर्भकराणा भावानां समुदायादभिनिर्वर्तते गर्भः॥

१२. यथा कूटागारं नानाद्रव्यसमुदायाद्यथा वा रथो नानाङ्गसमुदायात्तस्मादेतदुवाचाम मातृजश्चायङ्गर्भः पितृजश्चात्मजश्च सात्मजश्च रसजश्च। अस्ति सत्वमौपपादुकमिति होवाच भगवानात्रेय।

१३. यस्य यस्य ह्यङ्गावयवस्य बीजे बीजभाव उपतप्तो भवति तस्यतस्याङ्गावयवस्य विकृतिरुपजायते नोपजायते चानुतापात्तस्मादुभयोपपत्तिः

चरक. शारीरस्थानम् अ. ३ खुड्डीयगर्भावक्रान्तिः

---

* નંબર ૧ થી ૧૭ સુધીના જે શબ્દો અહીં આપવામાં આવેલા છે તે મસ્તકવિદ્યા પ્રમાણે મગજની અંદરના તે તે શક્તિઓના ભાવોને પ્રકટ કરનારા તંતુગ્રંથી (Nerve-centres) વિશેષના નામો છે, એ અહિં સ્પષ્ટ થાય છે અહિં "સત્વ" એ શબ્દદ્વારા મગજની અંદરના માનસિક ગુણ અથવા રૂપ વિવિધ પ્રાણતંતુઓનું ગ્રહણ કરવાથી સ્પષ્ટ ખુલાસો થઈ જાય છે

સત્વ-Element મુખ્ય આધારરૂપ અતિ સૂક્ષ્મના શરીરના તત્વ રસોની આભ્યંતર અવસ્થારૂપ [illegible] હોય તો તે પ્રાણતંતુઓ (Nerve currents) છે એટલામાટે એ શબ્દદ્વારા શરીર અને મગજની અંદરના ગર્ભ પ્રાણતંતુ ગ્રહણ કરવું ઠીક છે

દ્રષ્ટાંત તરીકે નં ૧ થી ૧૭ સુધીનો દરેક શબ્દ મસ્તક વિભાગાનુસાર જુદા જુદા સ્થાનના જે જે માનસ અવયવોને દર્શાવે છે તે નીચે પ્રમાણે છે

૧ ભક્તિ Veneration ભક્તિ વિનય ગાઢ ભાવ દર્શાવનાર ન ૧૮ વાળુ માનસઅવયવ દર્શાવે છે

૨ શીલ ન ૨ દામ્પત્ય સ્નેહ ( Continuity )

૩ શૌચ ન ૩૩ order તથા ન ૨૪ સૌન્દર્યપ્રમના માનસઅવયવો

૪ પ્રેમ ન ૧૫ યશાભિલાષની અતિ પ્રબળતા

૫ સ્મૃતિ ન ૩૬ સ્મૃતિ અથવા ઇતિહાસશક્તિનુ માનસઅવયવ દર્શાવે છે

૬ મોહ ન ૩૬ થી ૪૩ સુધીના બુદ્ધિ શક્તિના અવયવોની તદ્દન મદતા (ખાતરીપુ ગેપ) દર્શાવે છે

૭ લાગ ન ૨૨ ની દયાની વૃત્તિની પ્રબળતા દર્શાવે છે

૮ માત્સર્ય ન ૬+૭+૧૫+૧૬ની અતિ પ્રબળતા દર્શાવે છે

૯ શૌર્ય ન ૭ શૌર્યવૃત્તિનુ સ્થાન અને તેની પ્રબળતા વાળુ માનસઅવયવ

૧૦ ભય ન ૧૪ સાવધતાની પ્રબળતા અને શૌર્યની ખામી દર્શાવે છે આ સયુક્ત મિશ્રભાવવાળી વૃત્તિ છે

૧૧ ક્રોધ ન ૬ ઉચ્છેદનશક્તિનો અતિયોગ તથા ન ૫ નિગ્રહવૃત્તિની ખામી

૧૨ તન્દ્રા મિશ્રિત ભાવ યુક્ત વૃત્તિ છે

૧૩ ઉત્સાહ ન ૨૦ આશા વૃત્તિનુ માનસઅવયવ દર્શાવે છે

૧૪ તૈક્ષ્ણ્ય ન ૬ ઉચ્છેદશક્તિ ક્રોધ તથા અવલોકન શક્તિઓના તન્તુઓની પ્રબળતા દર્શાવે છે

૧૫ આર્જવ ન ૧૮ તથા ૪૩ વાળા વિનય ભક્તિ અને મિલનસાર વૃત્તિના તન્તુઓની પ્રબળતા દર્શાવે છે

૧૬ આભીય ન ૧૬ સ્વમાન ન ૧૪ ૧૫ સાવધતા દાક્ષ્ય અને યશાભિલાષના તન્તુઓની પ્રબળતા દર્શાવે છે

૧૭ અનવસ્થિતત્વ—ન ૧૭ તત્પરાયણતાની વૃત્તિની ખામી દર્શાવે છે

૧૮ ઈર્ષ્યામદાયભાવે—આવીરીતે બુદ્ધિશક્તિઓ નૈતિક વૃત્તિઓ ધરમસાશક્તિઓ તેમજ અનેક પ્રકારની જુદા જુદા સમહોની માનસિક વૃત્તિઓના તન્તુ વિશેષે કે જેનુ વર્ણન મસ્તક વિભાગાનુસાર પ્રકરણ બીજામા કરવામા આવેલ છે તેવા સવ તન્તુસમૂહોનુ પૃથક પૃથક અથવા મિશ્રભાવરૂપે અથવા સયુક્ત દશાના તન્તુઓના પ્રયોગનુ ગ્રહણ થઈ શકે તેવા નવ સ્વરૂપોનુ કે ભાવોનુ આ 'સત્વજ'' શબ્દદ્વારા ઘણી સ્પષ્ટ ગ્રહણ થઇ શકે તેમ છે

ગ્રન્થકર્તા,

## મહતી-ગર્ભાવક્રાન્તિનું વ્યાખ્યાન

ભાષાર્થ—

**"શુક્ર શોણિત અને જીવનો સંયોગ થઈ કુક્ષિમાં જાય ત્યારે ગર્ભસંજ્ઞા થાય છે."**

૧. જેનું વીર્ય ક્ષીણ થયેલું ન હોય, એવા પુરૂષનો અને જેના યોનિ શોણિત અને ગર્ભાશય આદિ દોષરહિત હોય એવી સ્ત્રીનો જ્યારે ઋતુકાળમાં સંસર્ગ થાય અને તેવી રીતે થયેલાં બન્નેનાં સંસર્ગથી શુક્ર અને શોણિતના સંસર્ગદ્વારા અન્તરગર્ભાશયગત જીવ, સત્વ આદિના સમ્પ્રયોગથી જ્યારે ગર્ભાશયમાં સ્થિત થાય છે, ત્યારે ગર્ભ ઉત્પન્ન થાય છે

૨. તે ગર્ભ સાત્મ્યરસોના ઉપયોગથી સારા પ્રકારના ઉપચારોથી ઉપચાર કરાય તો રોગથી મુક્ત રહી વૃદ્ધિ પામે છે, પછી જ્યારે પુરેપુરો કાળ પ્રાપ્ત થાય છે ત્યારે સર્વ ઈન્દ્રિયોથી યુક્ત થઇ પરિપૂર્ણ શરીર અને બળ વર્ણ સત્વ, સહનન આદિ ભાવો અને શારીરિક તેમજ માનસિક અનેક સમ્પદ્‌થીયુક્ત થઇ સુખ પૂર્વક જન્મ પામે છે.

૩. **આ ગર્ભ માતા-તેમજ પિતા, આત્મા, સાત્મ્ય, રસ, અને સત્વ આદિ સંજ્ઞાવાળા કારણોથી ઉત્પન્ન થાય છે એમ ભગવાન આત્રેય કહે છે**

૪. ઉપરોક્ત બધા ભાવો જ્યારે ઉદય પામે છે ત્યારેજ ગર્ભ રહે છે,

૫ **આ ગર્ભ માતૃજ કહેવાય છે.**—કારણ માતા વિના ગર્ભની ઉત્પત્તિજ થતીનથી. કોઇપણ જરાયુજની માતા વિના સ્થિતિજ નથી થઈ શકતી. ગર્ભને જે જે પદાર્થો માતાદ્વારા અને માતામાથીજ મળે છે, તે નીચે પ્રમાણે છે.

જેમકે—ત્વચા, લોહી, માંસ, મેદ, નાભિ, હૃદય, ક્લોમ, યકૃત, પ્લીહા બુક્કા આમાશય, પક્વાશય પુરિષાધાન, ઉત્તરગુદા, અધર ગુદા, સ્થૂલાન્ત્ર સૂક્ષ્માન્ત્ર, ચરબી, અને કીડની ( Kidneys ) આ બધા અવયવો ગર્ભને માતા તરફથી મળે છે. (???)

૬. **આ ગર્ભ, પિતૃજ પણ છે:**—કારણ પિતા વિના પણ ગર્ભની ઉત્પત્તિ થઈ શકતી નથી. કોઈપણ જરાયુજનો જન્મ પિતા વિના સંભવતો નથી. પિતાદ્વારા ગર્ભને જે જે પદાર્થો કે અવયવો પ્રાપ્ત થાય છે, તે નીચે પ્રમાણે છે.

જેમકે—કેશ, શ્મશ્રુ, નખ, લોમ, દાન્ત, અસ્થિ, શિરા, સ્નાયુ, ધમનીઓ અને શુક્ર એ બધાં **પિતૃજ** છે.

૭ **આ ગર્ભ, આત્મજ પણ છે**—ગર્ભાત્મા છે તેજ અન્તરાત્મા છે જેને **જીવ** કહેવામાં આવે છે; જે નિત્ય અરાગી, અજર, અમર, અક્ષય, અભેદ્ય, અછેદ્ય, વિશ્વરૂપ, **વિશ્વકર્માણુ** અવ્યક્ત, અનાદિ, અનન્ત, અને અક્ષર આદિ વિશેષણોયુક્ત છે. તે જીવ ગર્ભાશયમાં ( રજ અને વીર્યના સંયોગ દ્વારા સમ્મેલન થવા સાથે ) દાખલ થઇ ગર્ભરૂપે પોતાનાજ આત્માદ્વારા આત્માને એટલે પોતાનેજ જન્મ આપે છે. ગર્ભમાજ તેને આત્મ સંજ્ઞા પ્રાપ્ત થાય છે. જો કે આત્માને જન્માદિ સ્વભાવથી છેજ નહી તોપણ, આવી રીતે અનન્ત, આ આત્મા પેદા થનાર ગર્ભને જન્મ આપે છે, અને પોતે પેદા થાય છે એમ કહેવાય છે છતા તે **અજાત જ છે.** તેમ છતાં જન્મ આપે છે; તેજ ગર્ભ કાલાન્તરે બાળ, યુવા, સ્થવીર આદિ અવસ્થાઓને પામે છે

૮. **ગર્ભને આત્માદ્વારા** અથવા **આત્માથીજ**—જે જે ગુણો પ્રાપ્ત થવાનો સંભવ છે તે કહું છું —જેમકે પોતપોતાના ગુણકર્માનુસાર તેવી તેવી યોનિમા જન્મ, આયુ, આત્મજ્ઞાન, મન, ઇન્દ્રિયો પ્રાણાપાન (૧) પ્રેરણા,(૪૧)

ધારણા, આકૃતિ (૨૮) સ્વરૂપ,(૨૬) વર્ણ, વિશેષ, (૩૨) સુખ-દુઃખ ઇચ્છા દ્વેષ, ચેતના, ધૃતિ (૧૭) બુદ્ધિ,(૪૦) સ્મૃતિ.(૩૬) અહંકાર,(૧૬) યત્ન,(૬) ક્રિયા (૬) આદિ બધા ભાવો શક્તિઓ કે વૃત્તિઓ **આત્મજ** છે.—અર્થાત આત્માથીજ ગર્ભને મળે છે.

૯. **આ ગર્ભને સાત્મ્યજ** પણ કહેવામાં આવે છે, કારણ સાત્મ્ય પદાર્થોનું સેવન કરવામાં ન આવે તો સ્ત્રી પુરૂષને વંધ્યત્વ દોષ લાગુ પડે છે અથવા ગર્ભમાં કોઈ અનિષ્ટ ભાવ જન્મ પામે છે. ગર્ભને સાત્મ્ય સેવનદ્વારા જે ગુણો કે શક્તિઓ મળે છે અથવા મળવાનો સંભવ છે તેને કહું છું. જેમકે આરોગ્ય, અનાલસ્ય, અલોલુપત્વ, ઇન્દ્રિયપ્રસાદ, સ્વર,-વર્ણ, બીજસંપત્ (Reproductive Power) પ્રહર્ષ—આધિક્ય આદિ ગુણો સાત્મ્યજ છે.

૧૦. **આ ગર્ભ, રસજ પણ છે**:—કારણ રસ વિના માતાની પ્રાણયાત્રા (અર્થાત જીવન પણ ટકી શકે નહિ તો પછી ગર્ભના જન્મનું તો શું કહેવું !

ગર્ભને રસદ્વારા જે જે કાંઈ વિશેષતા મળે છે અને રસદ્વારા જે કંઇ મળવાનો સંભવ છે તે નીચે પ્રમાણે છે. જેમકે શરીરનું અસ્તિત્વ, બંધારણ, વૃદ્ધિ, પ્રાણાનુબંધ, તૃપ્તિ પુષ્ટિ, ઉત્સાહ આદિ ભાવો **રસજ** છે,

૧૧. **આ ગર્ભ સત્વજ** (જ્ઞાનતન્તુઓથી પેદા થનાર) પણ છે સત્વદ્વારા ગર્ભને જે જે વિશેષતા મળે છે અથવા મળવા સંભવ છે તે તે નીચે પ્રમાણે છે જેમકે ૧૮, ભક્તિ, ૯, શીલ, ૨૧, શૌચ, ૧૫, દ્વેષ, ૩૬, સ્મૃતિ, મોહ, ત્યાગ, માત્સર્ય, (૭) શૌર્ય, ૧૪ ભય, ૯ ક્રોધ તન્દ્રા, ૨૦ ઉત્સાહ ૬ તૈક્ષ્ણ્ય ૪૩ આર્દવ ૧૯ ગાંભીર્ય ૧૩ અનવસ્થિતત્વ અને એવા બીજા અનેક ગુણો અને ભાવો કે જે સત્વજ વિકારોને આધીન છે અને જેનું આગળ ઉપર વિવેચન કરવામાં આવશે તે બધા **સત્વજ** કહેવાય છે, ( સત્વજ–Having close connection with & Produced by the nervous system ) અનેક પ્રકારના સત્વ આદિ ગુણો છે જેમાંના બધા એકજ પુરૂષમાં એકી વખતે કેટલીકવાર વ્યક્ત થાય છે અને કેટલીકવાર વ્યક્ત નથી પણ થતા

આવીરીતે જોતા આવા આવા નાના વિધિના ગર્ભોત્પાદનના કારણો અને ભાવોનો સમુદાય જ્યારે યથાવત્ એકત્ર થાય છે ત્યારે ગર્ભ જન્મ પામે છે.

૧૨. જેવીરીતે એક **નિવાસસ્થાન પર્ણકુટી** અથવા **રથ** અનેક પ્રકારના નાના મોટા દ્રવ્યોના અને અવયવોના સંયોગોથી બને છે, તે પ્રમાણે આ **ગર્ભ** પણ **પિતૃજ, માતૃજ, આત્મજ, સાત્મ્યજ, સત્વજ અને રસજ** આદિ અનેક સમુદાય આત્મક કારણોથી પેદા થાય છે, એવો ભગવાન **આત્રેયનો મત છે.**

૧૩. ખાસ કરી શરીરના જે જે શારિરિક કે માનસિક અવયવ વિશેષના અંશો ઉપતપ્ત થઈ બીજની અંદર અંકુર ભાવ પામી યથાવત ઉપતપ્ત થાય છે તે તે અંશોની ઉત્પત્તિ યથાવત થાય છે.

જ્યારે અન્ય અનુપતપ્ત ( અપ્રદીપ્ત અંશોની ) ઉત્પત્તિ નથી થતી; અથવા થાય છે તો તેવા અંશો બિલકુલ મંદ રહે છે. આમ ખાસ વિશેષ ભાવોની ઉત્પત્તિ કે અનુત્પત્તિ થવા ન થવામાં **ઉપતપ્તિ** ( સર્વ અવયવોની યથાવિધિ પ્રદીપ્તિ અથવા અનુપતપ્તિ અમુક અંશાવયવોની પ્રદીપ્તિ અને અમુકની અપ્રદીપ્તિને લીધે, વિવિધ પ્રકારની પ્રજા પેદા થવાનાં કારણો બને છે. **ચરક—સુશ્રુત.**

शुक्रशोणितजीवसंयोगे तु खलु कुक्षिगते गर्भसंज्ञा भवति ॥ गर्भस्तु खल्वन्तरिक्ष वाय्वग्नितोयभूमिविकारश्चेतनाधिष्ठानभूतः एवमनयैव युक्त्या पञ्चमहाभूतविकारसमुदायात्मको गर्भश्चेतनाधात्वधिष्ठानभूतः । नह्यस्य षष्ठो धातुरुक्तः । यथात्वानुपूर्व्याभिनिर्वर्तते कुक्षौ तदनुव्याख्यास्यामः ॥ गते पुराणे रजसि नवे चावस्थिते पुनः । शुद्धस्नातां स्त्रियमव्यापन्नयोनिशोणित गर्भाशयामृतुमतीमाचक्ष्महे । तया सह तथा भूतया यदा पुमानव्यापन्नबीजोमिश्रीभावं गच्छति तस्य हर्षोदीरितः परः शरीरधात्वात्मा शुक्रभूतो ऽङ्गादङ्गात सम्भवति ।

स तथा हर्षभूतेनात्मनोदीरितश्चजीवधातुः पुरुषशरीरादभिनिष्पन्नोदितेन हितेनपथा गर्भाशयमनुप्रविश्यार्तवेनाभिसंसर्गमेति ।

तत्र पूर्वं चेतना धातुः सत्वकरणो गुणग्रहणाय प्रवर्तते स हि हेतुः कारणं निमित्तमक्षरं कर्ता, मन्ता, वेदिता, बोद्धा, द्रष्टा, धाता, ब्रह्मा, विश्वकर्मा विश्वरूपः पुरुषः प्रभवोऽव्ययो नित्यः गुणी ग्रहणप्राधान्यमव्यक्तं जीवोऽज्ञः प्रकुल्चेतनावान् विभुर्भूतात्मा चेन्द्रियात्मा चान्तरात्मा * चेति ॥

चरक—शारीरस्थान अ० ४, महती गर्भावक्रान्तिः ।

**ભાવાર્થ**—"શુક્ર શોણિત અને જીવનો સંયોગ થઈ કુક્ષિમાં જાય ત્યારે તેની ગર્ભ સંજ્ઞા થાય છે અન્તરિક્ષ, વાયુ, અગ્નિ, જલ, અને ભૂમિ આદિ પાંચ મહાભૂતના વિકાર યુક્ત, ચેતનાધિષ્ઠાનભૂત તે જ્યારે થાય છે ત્યારે તેને પંચભૂત વિકારાત્મકગર્ભ કહેવામાં આવે છે પણ ચેતના એ કાંઈ છઠ્ઠા નંબરની કોઈ ધાતુ વિશેષ નથી."

"હવે જે ક્રમપ્રમાણે ગર્ભ કુક્ષિની અંદર ઉત્પન્ન થાય છે તેનું વર્ણન કરીએ છીએ પુરાણું રજના નિવૃત્ત થવા પછી અને નવીન રજની ઉત્પત્તિ થવા પછી સ્નાન કરી શુદ્ધ થયેલ સ્ત્રી કે જેના યોનિ ગર્ભાશય અને શોણિત આદિ અવયવો વિશુદ્ધ હોય છે તેને અમે ઋતુમતી કહીએ છીએ, આવી સ્થિતિવાળી સ્ત્રી સાથે વિશુદ્ધ વીર્યવાળો પુરૂષ જ્યારે મિશ્રીભાવને પામે છે ( સંયોગ કરે છે ) ત્યારે સંભોગજન્ય આનંદની ઉત્તરોત્તર વૃદ્ધિ થતાં પુરૂષના શરીરના પ્રત્યેક અંગ પ્રત્યંગમાંથી (Living Substance) સારભુત ઉત્તમ શરીર ધાત્વાત્માંરૂપ શુક્રભુત જીવધાતુ ઉત્પન્ન થાય છે આવી રીતે આત્માની આત્મ પ્રેરણાથી પ્રેરાયેલ, જીવધાતુ, પુરૂષ શરીરમાંથી બહાર આવ્યા પછી યોગ્ય યોની માર્ગદ્વારા ગર્ભાશયમાં પ્રવેશ કરી, સ્ત્રી શરીરના તેવીજ રીતના સર્વાંગ શરીરના સારભૂત આર્તવની સાથે યથાવિધિ સંસર્ગને પામે છે

આવી રીતે જે પ્રથમ ચેતનાધાતુ, સત્વના કારણરૂપ અને ગુણ ગ્રહણ કરવામાં કારણભૂત બને છે, તેજ ચેતના ધાતુને કારણ નિમિત્ત, અક્ષર, કર્તા મન્તા, વેદિતા બોદ્ધા, દૃષ્ટા. ધાતા બ્રહ્મા વિશ્વકર્મા, વિશ્વરૂપ, પુરૂષ, પ્રભવ, અવ્યય, નિત્ય, ગુણી, ગ્રહણપ્રાધાન્ય, અવ્યક્ત, જીવ, અજ્ઞ, પ્રકુલ ચેતનાવાન્ વિભુ, *ભૂતાત્મા તેમજ ઇન્દ્રિયાત્મા અને અન્તરાત્મા આદિ અનેક નામોથી ઓળખવામાં આવે છે

---

* આત્મા અથવા મન એ શું પદાર્થ છે, આ વિષયપર ખાસ એક જુદોજ નિબંધ અમારા તરફથી થોડા વખતમાં પ્રસિદ્ધ થનાર છે

# સંતતિ—એટલે શું?



अङ्गादङ्गात्सृतइव निजः स्नेहजो देहसारः

प्रादुर्भूय स्थित इव बहिश्चेतनाधातुरेकः ।

सान्द्रानन्दक्षुभितहृदयप्रस्रवेणावसिक्तो

गाढाश्लेषः सहि मम हिमच्योतमाशंसतीव ॥

आनन्दच्युतिरात्मनो नयनयोरंतः सुधाभ्यंजनं

प्रस्तारः प्रणयस्य मन्मथतरोः पुष्प प्रसादो रतेः ।

आलानं हृदयद्विपस्य विषयारण्येषु संचारिणो

दम्पत्योरिह लभ्यते सुकृततः संसारसारोऽर्भकः ॥ उ. रा. च.



**ભાવાર્થ** અંગે અંગમાંથી સ્ત્રવિત થઇ પરસ્પરના સ્નેહજ કારણોને અનુસરી, દેહના પરમ સાર તત્વરૂપે પ્રાદુર્ભૂત થઇ બહાર સ્થૂલરૂપે જે એક ચેતના ધાતુરૂપે સ્થિત થાય છે, જે આનંદની પરમ છોળોથી (ક્ષુભિત) અર્થાત સંચાલિત થયેલ હૃદયના, પ્રસ્ત્રવણથી અવસિંચિત થયેલું ગાઢાલિંગનથી (ઘનીભૂત થઇ) હિમચ્યુત થયેલ જાણે મારો (આત્મીય) પરમ અંશજ હોય નહી એમ સ્પષ્ટ જણાવે છે "

ઉ. રા ચરિત્ર.

આત્માની અને નયનની અન્તર સુધાના અભ્યંજનરૂપ, આનંદમય સ્ત્રવણરૂપ, પ્રણયના પ્રસ્તાર (બીજના) રૂપ, મન્મથતરૂના પુષ્પરૂપ અને રતિના પરમ પ્રસાદરૂપ, તેમજ અનેક વિષયોરૂપ અરણ્યોની અંદર સંચાર કરી રહેલ હૃદયરૂપ હસ્તિના (આલાન) નિબંધનરૂપ અને વળી સંસારના પરમ સારરૂપ બાળપુષ્પની પ્રસાદિ દમ્પતીને આ લોકમાં મહાપુણ્યના પ્રતાપથીજ પ્રાપ્ત થાય છે

ઉ રા ચરિત્ર

આ પ્રકરણમાં વર્ણવવામાં આવેલ સર્વ વિષયો, એ માત્ર કુદરતની પ્રજોત્પાદન ઇચ્છાની પૂર્તિ કરવા માટેનાજ બધા પ્રયત્નોરૂપ છે.

આ પ્રકરણ નવમાનો વિષય એટલો તો અગત્યનો અને મહત્વપૂર્ણ તથા વિશાળ છે કે તેની સાથે વિજ્ઞાનની સર્વ શાખાઓ અનેકરીતે સબંધ ધરાવે છે.

આ ગ્રન્થની અંદરના પ્રથમ પ્રકરણની અંદર ચર્ચવામાં આવેલ **શરીર રચના સબંધી સર્વ વિષયો** આ પ્રજોત્પાદન ક્રિયાના મૂળ પાયારૂપ છે. વળી પ્રકરણ બીજાની અંદર ચર્ચવામાં આવેલ **"મનુષ્યનું મન અને મસ્તક"**નો અતિ વિસ્તૃત અને ગંભીર વિષય પણ આ પ્રકરણ નવમાની અંદર ચર્ચવામાં આવેલ પ્રજોત્પાદન ક્રિયાના સર્વ અંશો સાથે અતિ ઘનીષ્ઠ સબંધ ધરાવે છે. પ્રકરણ ત્રીજાની અંદર વિસ્તાર પુર્વક વર્ણવવામાં આવેલ " **પ્રેમના પ્રભાવ** " નો વિષય પણ આ પ્રજનનક્રિયાના પ્રત્યેક અંશ સાથે ખાસ ખાસ સબંધ ધરાવે છે અને વિશેષ સ્પષ્ટ ભાષામાં કહીએ તો એ પ્રકરણનો વિષય તો પ્રજનનક્રિયાની સર્વ પ્રવૃતિઓના મૂળ આધાર રૂપ છે.

આ ઉપરાંત " **સ્ત્રીઓનું સૌન્દર્ય અને તેનો ઉદ્દેશ** " એ નામના ચોથા પ્રકરણનો વિષય પણ સુંદર અને આરોગ્યયુક્ત સંતાન ઉત્પત્તિના શુભ કાર્ય સાથે અનેક રીતે સબંધ ધરાવે છે

વળી પ્રકરણ પાંચમાની અંદરનો " **સંવનન અથવા પસંદગી**"નો વિષય તેમજ પ્રકરણ છઠ્ઠાની અંદરની **"પરિશીલનવિધિ"** Courtship નો વિષય, તેમજ પ્રકરણ સાતમા તથા આઠમાની અંદરનાં " **લગ્ન યોગ્ય ઉમર તથા જનનેન્દ્રિયોના અવયવો**"નો વિષય પણ આ **"પ્રજનન ક્રિયા અથવા ગર્ભાધાન સંસ્કારના"** અતિ મહત્વયુક્ત અને ગાભીર્યપૂર્ણ વિષય સાથે ઘણોજ અગત્યનો સબંધ ધરાવે છે. એટલામાટે એ વિષયના જ્ઞાનની પણ યથાયોગ્ય આવશ્યકતા છે.

ટુંકામાં કહીયે તો આ ગ્રન્થની અંદરના પ્રથમના આઠ પ્રકરણોના વિષયો, આ પ્રકરણ નવમાની અંદર ચર્ચવામાં આવેલ મુખ્ય વિષયો સાથે અતિ ગાઢ સબંધ ધરાવે છે, જેથી એ બધા પ્રકરણો માત્ર આ નવમા પ્રકરણના મુખ્ય વિષયની ભુમિકા રૂપેજ છે. અત્યાર સુધીના વિવેચનથી એ બાબત સહજ સ્પષ્ટ થઈ શકે તેવું છે.

**પ્રજાની અભિવૃદ્ધિ—સુસન્તાનોત્પત્તિ,** માનવસમાજના પ્રજાતન્તુની યથાયોગ્ય જીવન પરંપરા, વિશ્વમાં યથાવત્ જળવાઈ રહે અને આ વિશ્વની માનવ સમાજરૂપ સુમનવાટિકા, અનેક પ્રકારના **માનવપુષ્પોથી** નિરંતર સુવાસિત બની સર્વત્ર આનંદ સુખ અને સંતોષના વિવિધ સમીરણો સર્વત્ર ફેલાવતી રહે એ વિશ્વનિયન્તા પ્રભુનો મહાન ઉદ્દેશ છે.

એ ઉદ્દેશની યથાવત્ પૂર્તિમાટેજ લગ્ન સંબધોની યોજના છે.

એ ઉદ્દેશની યથાવત્ તૃપ્તિ માટેજ સંસારધર્મોનાં સર્વ સૂત્રોની રચના છે.

એજ મહાન ઉદ્દેશની યથાવત્ સિદ્ધિ માટે લગ્ન સબંધ થયા પછીની **પરિશીલન** ક્રિયાના સર્વ પ્રયોગોની અને પ્રસંગોની પ્રવૃત્તિઓ છે.

એજ ઉદ્દેશની યથાવિધિ તૃપ્તિ ખાતર ગૃહસ્થાશ્રમના સર્વ વ્યવહારોની પરંપરા પ્રવર્તે છે સાંસારિક સર્વ સુખો અને આનંદોની મુખ્ય અવધી સુસંતાનોત્પત્તિમાંજ સમાયેલી છે તેના વિના દિવા પાછળ અંધારું છે, સ્ત્રી અને પુરૂષોના જીવનની સાર્થકતાનો મુખ્ય આધાર—**સુસંતાનોત્પાદન** પર મુખ્ય અંશે અવલંબી રહેલ છે વંશવૃદ્ધિ, સુવિસ્તાર-યશ કીર્તિ અને લોકૈષણા આદિ સર્વ પ્રકારની પ્રેરણાઓ તેને આધારેજ ટકી રહેલી સ્પષ્ટ જણાય છે આટલાજ માટે મહા કવિ **ભવભૂતિએ** કહ્યુ છે કે—**दम्पत्योरिहलभ्यते सुकृततः संसारसारोऽर्भकः ।** એ તદ્દન યથાર્થ છે. આવી સુસંતાનોત્પત્તિ માટે દમ્પતી ( સ્ત્રી પુરૂષો ) એ શું શું કરવુ જોઈએ ? શા શા ઉપાયો યોજવા જોઈએ? કયા કયા વિષયોનુ જ્ઞાન મેળવવુ જોઈએ ? અને કેવી રીતે વર્તવાથી એ ઇષ્ટ ફળની યથાવત પ્રાપ્તિ થઇ શકે ઈત્યાદિ સર્વ વિષયોનુ આવશ્યક જ્ઞાન બન્નેએ મેળવવુ જોઈએ.

# THOUGHTS ON THE SEXUAL LIFE OF MAN AND WOMAN.

I * कुसुमसधर्माणो हि योषितः सुकुमारोपक्रमाः । तास्त्वनधिगतविश्वासैः प्रसभमुपक्रम्यमाणाः संप्रयोगद्वेषिण्यो भवन्ति पुरुषद्वेषिण्यो वा । तस्मात्साम्नैवोपाचरेत् ॥

कन्या विस्रम्भण-प्रकरणे वात्स्यायनः ॥

BRUTAL FORCE

II. The unskilled, over-excited husband can then impart the seed of feminine insensibility and by continued awkwardness and coarseness develop it into permanent anesthesia. The man who takes possession of his rights with reckless brutal masculine force, nearly causes his wife anxiety, pain and with every reception of the act, increases her repulsion.

A large proportion of cold-natured women, represent a sacrifice by men due either to-unconscious awkwardness or occasionally, to conscious brutality towards the tender plant, which should have been cherished with peculiar art and love, but has been robbed of the splender of its development All her life long, a wistful and trembling woman preserves the recollection of a brutal wedding night and often enough, it remains a perpetual source of inhibition, every time that the husband seeks anew to gratify his desires without adapting himself to his wife's desires

Dr ADLDER,

III. There are an immense number of ignorant selfish, and brutal husbands, who give themselves no trouble to study the instrument which God has confided to them, and do not even so much as suspect that it is necessary to study it in order to draw out its slightest chords

Dr JULES, GUYOL

(Experimental behaviour of the sentiment of Love)

IV. Only a man of whom she feels that he has also the artistic joy in her and who shows this joy through his timid and delicate touch on her soul as on her body, can keep the woman of to-day.

ELLEN. KEY ( Love and Marriage. )

V. BALZAC has compared woman and the average husband to an OURANG-UTANG trying to play the Violin " LOVE " as we instinctively feel, is the most melodious of harmonies. Woman is a de[illegible]

necessary to know its quivering strings, study the pose of it, its timid key-board, the changing and capricious fingering How many OURANG-MAN marry without knowing what a woman is ? Nearly all men marry in the most profound ignorance of woman and of love, "

BALZAC

( Physiology of Marraige Meditations )

PHYSIOLOGICAL CHANGES AND THE ACT OF COITION,

1, In spring all such running and changing are, but a part of the business of pairing and one divines at once at that such attitudes are of sexual character.

2. Bird-song possesses a *primary prenuptial significance in attracting the female*, a secondary nuptial significance in producing excitement.

Prof. HACKER

3 In all animals a high degree of excitement of the nervous system is necessary to procreation, and thus we find an excited prelude to procreation widely spread.

4 Cohabitation or coition must be preceeded by an abbreviated courtship

5 NATURAL POSITION IN COITION.

The anterior position in coition with the female partner is so widespread throughout the world, that it may fairly be termed the *most typical* human attitude in sexual congress

*HAVELOCK ELLIS.*

6. FACIAL EXPRESSION

The facial expression when tumescence is completed is marked by a high degree of energy in man and of loveliness in woman At this moment when the culminating act of life is about to be accomplished, the individual thus reaches his suprime state of radiant beauty. The color is lightened, the eyes larger and brighter, the facial muscles are more tense, so that in mature individuals any wrinkles disappear.

7, SENSORY EFFECTS AT THE TIME OF COITION

At the beginning of detumescence the features are frequently more discomposed There is a general expression of eager receptivity to sensory impressions The dialation of *the* pupil, the expansion of the nostrils, *the* tendency *to* salivation *and* to movements of the tongue all go to make up a picture which indicates the approaching gratification of sensory desires

HAVELOCK-ELLIS,

8, Those woman who obtain extraordinary sway over men are apparently those who possess a certain "VIRILITY" or procreative and copulative aptitude in their character and passion. If with this virility they combine a fragility or childishness of appearance which appeal to man in another way, at the same time they appear to be irresistible

9 CAUSES OF MYSTIRIOUS COQUETRIES BASHFULNESS AND ATTRACTIVE CAPACITY.

The fact that nature has coupled the great centre of phycical attraction with repugnance has made woman mystirious coquetry possible and courtship complex.

A woman lays more stress upon the preliminary caresses to the sexual act proper than does the man, because of her greater diffusion of the sexual zones"

MALCHOW.

10 Natural intercourse is beyond a doubt, more conductive to physical and mental well-being and attractive than the vast majority of people are aware.

11 The coital act is an extremely complex social function in which the woman (as well as man) is an active partner, and from which both derive physical mental and spiritual benefit if this act is fully and correctly performed"

12 "The best times for the coital act are those when both the husband and wife have MUTUAL DESIRE Then only is the act perfectly performed and of fullest physiological and psychological benefits."

13 "In my opinion in coitus any mental or phycical injury is quite as harmful as any physical one."

Dr. MARRY-STOPES,

(Contraception)

Chap. II page 13,

1 કુસુમ સરખી કોમળ સ્વભાવયુક્ત યુવતીઓ છે અને તેથી તેઓ સુકુમારોપક્રમાર્હ છે. તેઓનો જો યથાયત વિશ્વાસ સમ્પાદન કર્યાં વગર સહસા પ્રસંગ યોજવામાં આવે તો તેઓ **સમ્પ્રયોગદ્વેષિણી** અથવા **પુરૂષ દ્વેષિણી** બની જાય છે આટલા માટે સામક ઉપાયોવડે તેઓનું સેવન કરવું જોઇએ

કન્યાવિસ્રમ્ભણ પ્રકરણ. વાત્સ્યાયન.

૨ અકડ અને અતિ ઉશ્કેરાયેલ પુરૂષ આખી દશામાં સ્ત્રીની અંદર સ્નેહ હીનતાનાં બીજો રોપે છે અને હમેશાની એવી ચાલુ અજ્ઞાનતા અને દુર્બલતાને લીધે તેવી સ્નેહહીનતા, સ્થાયી નિરસતામાં પરિણમે છે જે મનુષ્ય પોતાના સ્વામીત્વનો, આવી અવિચારી અને પાગલ-આવપૂર્ણ વૃત્તિથી ઉપયોગ કરે છે, તે પોતાની સ્ત્રીને સંતાપ અને દુઃખના કારણભૂત થાય છે અને એવા દરેક રસિકપ્રસંગે પોતાની સ્ત્રીની અરૂચિમાં વધારો કરે છે

નિ સ્તબ્ધ સ્વભાવની સ્ત્રીઓનો ઘણો મોટો ભાગ પુરૂષોના તેઓ પ્રત્યેના આવા અજ્ઞાનજન્ય અકડ વર્તનને લીધે અથવા કેટલીકવાર જાણી જોઇને દર્શાવવામાં આવતી પાશવવૃત્તિના અતિયોગના ભોગે, થયેલી દશાને દર્શાવે છે કુસુમસમાન કોમળાંગી ચમનીઓ કે જેઓની સાથે ખાસ કળા-અને પ્રેમપૂર્વક વર્તી આનંદ આપવાની ખરે ખરી જરૂરીઆત છે ત્યાં તેને બદલે તેઓની ખીલતી જતી મદભરી ખુમારીનો બદ્ધાર, આવીરીતે લુંટી લેવામાં આવે છે તેઓ જીવન પર્યન્ત નિરસ, કમ્પિત અને પશુવૃત્તિના અતિયોગના અનિષ્ટ સંસ્કારોનું હમેશા સ્મરણ કરતી રહે છે અને જ્યારે જ્યાર તેનો પતિ તેની સ્ત્રીની ઇચ્છા કે અનુકુળતાને ધ્યાનમાં ન લેતા માત્ર પોતાનીજ પાગલઇચ્છાને આધીન થઇ વર્તે છે ત્યારે તેવા દરેક પ્રસંગે તે ભોગમાં રસહીન બની રહે છે

ડા. ઓકફર.

૩ આવા અજ્ઞાન, સ્વાર્થી અને પશુવૃત્તિની પ્રબળતાવાળા અનેક પુરૂષો છે, કે જેઓ પોતાને અથવા પોતાની સ્ત્રીને ઈશ્વરદ્વારા આપવામાં આવેલા જનનેન્દ્રિયના અવયવોની રચનાનો યત્કિંચિત પણ અભ્યાસ કરવાની મહેનતજ નથી લેતા એટલુંજ નહી પણ તેવા કોઈ પણ જાતનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે એવા તેઓને લેશ પણ શકા થતી નથી

ડૉ. જ્યુલીસ ગ્યુયોલ. (કામકળાનું અનુભવ જન્યવિજ્ઞાન.)

૪ જે પુરૂષને માટે તેણીને એમ લાગે કે—તેણીની અંદર કોઈ ખાસ પ્રકારનો આર્મિસ્ટીક( આનંદ સમાયેલો છે એમ તે માને છે અને એવા આનંદને જે પુરૂષ, તેના શરીર તથા આત્મા બન્નેના હૃદયસુહૃદયભાવે અને સુકોમળ રીતે સ્પર્શ કરી દર્શાવિ શકે છે તેવા પુરૂષજ વર્તમાન જમાનાની સ્ત્રીને (ઉત્તર) ગુણી શકશે

એલન કી. (પ્રેમ અને ...)

૫. બ્લાલઝક-નામના લેખકે સ્ત્રીની અને એક સાધારણ દશાના પુરૂષની તુલના, **વાયોલીન** બજાવ પ્રયત્ન કરતા એક **ઉરાંગઉટાગ** સાથે કરેલ છે તે કહે છે કે "**પ્રેમ**" આપણે સ્વાભાવીક રીતે જેમ અવીએ જાણીએ તે પ્રમાણે એક સુંદર પ્રકારનું અનુપમ મધુર ગીત છે **સ્ત્રી,** એ આનંદનું સુંદર મધુર સારંગીરૂપ વાદ્ય

ઉપક્રમ-વિધિ. Proceedure of coitus

સમ્પ્રયોગ-સંભોગક્રિયા ( Copulative function )

છે. પણ એ સુંદર સારંગીરૂપ વાદ્યયન્ત્રનો યથાવિધિ આનંદ લેવા માટે તેના વિવિધ પ્રકારના ઝણકાર કરતા તારોને, તેઓના સ્થાનોને તેમજ પ્રસંગાનુસાર તેઓના તીવ્ર મંદ આદિ સ્વરો વગાડવા માટે તેની અંદર યોજવામાં આવેલ ચાવીઓ વિગેરેને તથા તે બધા ઉપર ચલાવવામાં આવતી ચપળ આંગળીઓનાં હસ્તકૌશલ્ય ઇત્યાદિને યથાવિધિ જાણવાની ખાસ જરૂર છે. પણ એવા કેટલા **ઉરાંગઉટાંગ-નરવાનરો,** સુંદરી, એ શી વસ્તુ છે, તે યથાવત જાણ્યા વિના પરણી બેસે છે? લગભગ બધા મનુષ્યો-**સ્ત્રી** અને **પ્રેમ**-એ સંબંધી ગાઢ અજ્ઞાનયુક્ત દશામાંજ પરણી બેસે છે.

બાલ્ઝાક ( લગ્ન સંબંધી વિચારો )

## સંભોગ ક્રિયા વખતે થતા શારિરીક ફેરફારો.

૧. પ્રત્યેક વસંત ઋતુ વખતે પશુ, પક્ષીઓની એક બીજા પાછળ દોડવાની અને પુછ પકડવાની જોવામાં આવતી ક્રિયા, એ માત્ર સંભોગ સુખાર્થે સયુક્ત થવા માટેજ છે. અને આપણને જાણીને આશ્ચર્યજ થાય છે કે એવા પ્રકારની અન્ય ક્રિયાઓ પણ એજ ઉદેશથી પ્રર્વતેલી જણાય છે.

૨. પક્ષિઓ પોતા તરફ માદાને આકર્ષવા માટે તેમજ કામ પ્રદિપ્ત કરવા માટે કેટલીક પ્રાથમિક ક્રિયાઓ કરે છે.

૩. પ્રત્યેક જાતના પ્રાણીની અંદર જ્ઞાનતન્તુ અને ક્રિયાતન્તુઓના સમગ્ર સમુદાયના ઉગ્ર ઉદ્દીપનની પ્રજનનક્રિયા વખતે ખાસ જરૂર પડે છે. સંભોગ ક્રિયા પહેલા જોવામાં આવતી સર્વ ઉશ્કેરણીઓનું એજ કારણ છે.

માલશી

૪. પ્રત્યેક સંભોગ ક્રિયા પહેલા પ્રાથમિક **બાહ્યરતોપચારરૂપ** પરિશીલન વિધિ અવશ્ય આચરવીજ જોઇએ.

હેવલોક એલીસ

૫. **સંભોગ સમયની શારીરિક સ્થિતિ-** સંભોગ સમયે સ્રીવર્ગના શરીરની જે ઉત્તાનદશા ( ચત્તી અથવા સામસામી શરીરની સ્થિતિ ) દર્ક દેશમા સર્વત્ર સર્વમાન્ય રીતે જોવામા આવે છે, તે માનવસમાજને ખાસ અનુકુળ પડતી સ્વાભાવિક સ્થિતિ હોય એમ જણાય છે

૬. સંભોગ ક્રિયાને અન્તે પુરૂષના મુખપર ખાસ પ્રકારના શ્રમની અધિકતા અને તજ્જન્ય લાલાશ તથા સ્રીના મુખ પર પ્રેમની પૂર્ણ મધુર આકૃતિ પ્રસરી રહે છે જે વખતે સંભોગ સુખની પરાકાષ્ટા આવી પહોંચે છે તે વખતે સ્રી પુરૂષ બન્નેના મુખપર પ્રેમના મધુર મધુભાવો યુક્ત સૌંદર્ય સર્વત્ર પ્રસરી રહે છે,

મુખપરનો રંગ લાલ, ગુલાબી થઇ જાય છે, આંખો વિશાળ અને તેજસ્વી બને છે, મુખપરની માંસપેશીઓ પુષ્ટ અને બળયુક્ત બને છે કે જેથી પકવ ઉમરના માણસના મુખપર પણ વૃદ્ધાવસ્થાની કરચલીઓ અદ્રશ્ય થઇ જાય છે.

૮ જે સ્ત્રીઓ શરીરમાં રૂષ્ટપુષ્ટ અને આત્મશક્તિની પ્રબળતાવાળી તેમજ કામકળામાં કુશળ અને સ્વભાવે સંભોગ પ્રિય અને મદભરી બાલીશતાયુક્ત હોય છે તેઓ પુરુષવર્ગના ઉપર અજબ પ્રકારની મોહક અસર કરે છે

૯, **કુટિલ કામકળા, શરમાળપણું અને મોહકતાનાં કારણો—**

ઇશ્વરે સ્ત્રી અને પુરૂષ વર્ગના સંભોગ સ્થાનના અથવા જનનેન્દ્રિયોના મોહક અવયવોને મળમૂત્રોત્સર્ગના ઘૃણા ઉત્પાદક અવયવોની બાજુમાંજ સ્થાન આપ્યું છે જેને લીધે સ્ત્રી વર્ગ વધારે શરમાળ અને તેથી ન સમજાય એવા સ્વભાવની થયેલ છે તેમજ કામકળાની ક્લિષ્ટતા તથા સંવનન અને પરિશીલનમાં અનેક પ્રકારના ગુંચ વાળાઓ ઉત્પન્ન થવાના સંભવોને અવકાશ મળે છે

માલશો

૧૦ માનવ સમાજનો મોટો ભાગ સમજી શકે તેના કરતા પણ યથાયોગ્ય સંભોગને પરિણામે મનુષ્ય શારિરીક તેમજ માનસિક આરોગ્ય મેળવવા ઉપરાંત વિશેષ આકર્ષણીય પણ બને છે એમાં જરાપણ સંશય નથી

**ગર્ભાધાન ક્રિયા—**

૧૧ **સંભોગ ક્રિયા—**એ એક એવી અનેક મોશ્રીત ભાવો યુક્ત ક્રિયા છે કે જેમા પુરુષ તેમજ સ્ત્રી પણ એક સરખો સક્રિય ભાગ ભજવે છે અને જો એ સંભોગ ક્રિયાનું કાર્ય સમ્પૂર્ણરીતે અને યથાયોગ્ય વિધિપૂર્વક બજાવવામાં આવે તો તે દ્વારા બન્નેને શારિરીક, માનસિક તેમજ આધ્યાત્મિક એક સરખા લાભો મળે છે

૧૨ ગર્ભાધાન ક્રિયા માટે સૌથી ઉત્તમ સમય તો તેજ છે કે જ્યારે સ્ત્રી અને પુરૂષ ( વર વધુ ) બન્નેને પરસ્પર તેવી ઉત્સુકતા હોય આવે પ્રસંગેજ આ ક્રિયાનું યથાયોગ્ય અનુષ્ઠાન થઇ શકે છે અને ત્યારેજ સમ્પૂર્ણ શારિરીક તેમજ માનસિક અનેક પ્રકારના લાભો સાચવી શકાય છે

૧૩ મારા વિચાર પ્રમાણે ગર્ભાધાનક્રિયાના પ્રસંગમા કોઈપણ પ્રકારની માનસિક આધિ-વ્યાધિ કે ઉપાધિ શારિરીક વ્યાધિની માફકજ અવશ્ય નુકશાન કારક છે

ડા મેરી સ્ટોપ્સ

---

14 "As soon as the penis enters the vaginal vestibule (1) it first of all pushes against the glans clitoris which is situated at the entrance of the genital canal and owing to its length and to the way in which it is bent, can give way to and bend further before the penis 2 After this preliminary stimulation of the two chief centres of sexual sensibility, the glans penis glides over the inner surfaces of the two vaginal bulbs, the collum and the body of the penis are then grasped between the projecting surfaces of the vaginal bulbs, but the glans penis itself, which has passed further onward, is in contact with the fine and delicate surface of the vaginal mucous membrane, which membrane itself owing to the presence of erectile tissue between the layers, is now in an elastic, resitient condition 3 This elasticity which enables the vagina to adapt itself to the size of the penis increases at once to the turgescence and the sensibility of the clitoris in as much as the blood that is driven out of the vessels of the vaginal wall passes thence to those of the vaginal bulbs and the clitoris 4 On the other hand the turgescence and the sensitiveness of the glans penis itself are heightened by the compression of the organs in consequence of the ever increasing fullness of the vessels of the vaginal mucous membrane and the two vaginal bulbs'

FRENCH PHYSICIAN "ROBAND"

15 "Procreation results from the approach of the male sperm cell towards the female germ cell and from the entrance of the former into the latter "

16 'Peace reigns in the ovum but when driven by the desire of creation the masculine god breaks through the shell and begins his work of fertilization, everything at once becomes movement, restless haste impulsive force, unending circulation.

17 The **Procreative principle** ,—Whithin the body of one of the partners of the sexual act the ovum and the spermatozoon undergo an ultimate perfect fusion of soul and body in comparison with which even the closest approximation of the great halves of the love partnership is no more than a mere mechanical apposition The ultimate aim of the loving union is attained only in the coalescence of ovum and spermatozoon,'

18 "PROPER TIME TO ADVANCE Here (in coition) the will and the way of woman should be supreme, and till her great biological function of consent is fully and joyously exercised the interests of posterity forbid the male to advance'

19 ' FRONT TO FRONT POSITION IN COITION Physically this front to front attitude represents a great advance over the quadrupedal method The two partners reveal to each other, the most important the most beautiful, the most expressive sides of themsleves and thus multiply the mutual pleasures and harmony of the intimate act of union' "IWAN BLOCK M D

Author of 'Sexual Life of our times.'

૧૪ **ભાવાર્થ**—જ્યારે પુરુષની જનનેન્દ્રિયનુ અવયવ સ્ત્રીશરીરના યોનિ પ્રદેશમા પ્રવેશ કરે છે ત્યારે તે ૧ પ્રથમ કામાંકુશ મદનછત્ર (Clitoris) ની ગ્રન્થીને સ્પર્શ કરી પ્રદીપ્ત કરે છે, જે ગ્રન્થી સ્ત્રીના અપત્યપથ-યોનિના પ્રવેશદ્વારમાંજ ઉપરના ભાગમા સ્થિત થયેલ છે આ ગ્રન્થીનુ પોતાના કદ અને લબાઈ વિગેરેના પ્રમાણને અનુસરી શિશ્નના સમીપને લીધે આગળપાછળ ઘર્ષણ થાય છે ૨ ઉપરોક્ત અન્ને કામો તેજક અવયવોના આવા પ્રાથમિક સઘર્ષણ અને પ્રદિપન પછી શિશ્નનુ મદનપુષ્પ (Glans Penis) યોની માર્ગની સપાટી તેમજ તેની અદરની અન્ય ગ્રન્થીદ્વય, (Two vaginal balls) સાથે સઘર્ષણ પામી આગળ સરે છે અને શિશ્નનો મદનપુષ્પ સિવાયનો ભાગનો પ્રદેશ એ બે પ્રદીપ્ત થયેલ ગ્રન્થીઓ વચ્ચે દબાય છે પણ **મદનપુષ્પનો** જે ભાગ આગળ સરી આવેલ હોય છે તે યોનીની અન્દર સપાટીની અદરના સુકોમળ રસપડો સાથે સઘર્ષણ પામે છે અને સપાટીની અદરના ઉદ્દીપક અને ઉત્થાનક તથા ગ્રાહક તન્તુઓ અને સૂક્ષ્મ માસ-પેશીઓ કે ગ્રન્થીઓના સ્થિતિસ્થાપક સબધમા આવે છે ૩ જ્યારે તન્તુગ્રન્થીઓની સ્થિતિ સ્થાપક દશા શિશ્નની મૃદુ મધ્યમ કે સ્થૂલ આદિ આકૃતિઓને યથાવત્ અનુસરે છે અને તેને લીધે સસ્પર્શજન્ય જ્ઞાન અને સભોગજન્ય આનદની ઉત્તરોત્તર સમૃદ્ધિ થવા લાગે છે અને પરિણામે મદનછત્ર અને ગ્રન્થીઓની અદર પણ તેવાજ પ્રકારના કામોત્તેજક ભાવો પેદા કરે છે, કે જે ભાવો તે તે સ્થાનના રક્તના ન્યૂનાધિક પ્રવાહના પ્રમાણમા મદ અથવા તીવ્ર કે તીવ્રતર અથવા તીવ્રતમ થાય છે ૪ બીજી તરફ મદનપુષ્પની અદરની સ્પર્શશક્તિ તેમજ સભોગેચ્છા પણ આસપાસના અવયવોની અદરના રક્તના વધતા જતા પ્રવાહોને લીધે તેમજ વિવિધ પ્રદેશના અવયવોના યથાવત્ ઉત્થાનને લીધે શિશ્નપર દબાણ કરી તીવ્રતર થવા લાગે છે અને ઉત્તરોત્તર સભોગજન્ય આનદોની સમૃદ્ધિ થવા લાગે છે

ફ્રેન્ચ ફીઝીશીયન રોબાન્ડ

૧૫. **પ્રજનન કાર્ય**—પુરુષના વીર્યની અદરના જન્તુઓ તેમજ સ્ત્રીના રજની અદરના રજ-તન્તુઓના યથાવત્ સમિશ્રણને અતે પ્રજનનકાર્ય પરિણમે છે

૧૬ સ્ત્રી ગર્ભાશયમાના રજસ્થાનની અદર શાન્તિ પ્રસરેલીજ હોય છે પણ જ્યારે પ્રજનન ઈચ્છાને આધિન થઇ પુરુષ કામજ સઘર્ષણનો આરભ કરી એ રજતન્તુઓને ફળદ્રુપ કરવાના કાર્યનો આરભ કરે છે ત્યારે સર્વત્ર ગતિ અને ક્રિયાનો સચાર તેમજ બળ અને રુધિરાભિસરણની સતત પ્રવૃત્તિ પ્રત્યક્ષ જોવામા આવે છે

૧૭ **પ્રજનન ક્રિયાનો સિદ્ધાન્ત**—સભોગક્રિયાની અદર સયુક્ત થનાર યુગ્મમાથી સ્ત્રીજનના ગર્ભાશયમા સ્ત્રીના રજ અને પુરુષના વીર્યનો શારીરિક અને માનસિક સપૂર્ણ સયોગ થાય છે જે સયોગની તુલનામા સ્ત્રી અને પુરુષરૂપ બન્ને દમ્પતીના શરીરસ્થ રોનો ગમે તેટલો ઘનીષ્ટ સબધ પણ માત્ર કેવળ સ્થૂલ યાન્ત્રિક સયોગ સબધજ ગણી શકાય પ્રેમભાવથી ઉત્પન્ન થનાર બધા સયોગ સબધોનો અન્તિમ ઉદ્દેશ તો માત્ર **રજ અને વીર્યના યથાવત્ ઘનીષ્ટ સમીશ્રણની અદરજ કેવળ સમાયેલો છે**

૧૮. **પ્રજનન ક્રિયા માટે યોગ્ય સમય**—આ બાબતમા સ્ત્રીની ઇચ્છાને અને અનુકુળતાને સૌથી અગ્ર સ્થાન આપવુ જોઈએ અને આ પ્રજનન ક્રિયા માટે તેની અનુમતી જ્યાસુધી આનદપૂર્વક મળી ન હોય ત્યાસુધી ભાવિ સતતિના હિતનો વિચાર ધ્યાનમા લઈ પુરુષે પ્રજનન ક્રિયા માટે ઉદ્યત થતા અટકવુ જોઈએ

૧૯. **સયોગ સમયની ઉત્તાન દશા**—માનવ સમાજની સામસામી દશાયુક્ત સયોગ સમયની સ્થિતિ પશુ વર્ગની તે વખતની સ્થિતિ કરતા અનેક રીતે શ્રેષ્ઠ છે આ દશામા બન્ને રસભોગી વિલાસીઓ પરસ્પર માટે અનેક પ્રકારની આશયની અતિ શીઘ્ર દયયુક્ત તેમજ અનેક પ્રકારના મધુર ભાવદર્શક આકૃતિઓ તેમજ ભાવો સમ્પૂર્ણ તયા પ્રકટ કરી શકે છે અને પરિણામે પરસ્પરના સયોગ સમયના અનુરાગ તેમજ આનદોને અનેક સાનુકુળ રીતે વધારે અનુભવી શકે છે

ઇવાન બ્લોક એમ. ડી.

# સુરત પ્રસંગને માટે યોગ્ય સ્થાન

## (સમય અને સ્થિતિ આદિ કેવાં હોવાં જોઈએ?)

---

यस्य यस्याङ्गावयवस्य बीजे बीजभावः
उपतप्तो भवति तस्य तस्याङ्गावयवस्य
विकृतिरुपजायते नोपजायते
चानुतापात्तस्मादुभयोरुपपत्तिः ॥

सुश्रुत शारीरस्थानम्

—— (.:) ——

ભાવાર્થ—

સ્ત્રી અને પુરૂષના શરીર મસ્તક અને મનની અંદરના જે જે અંગ અથવા અવયવ વિશેષનો જે જે અંશ ઉપતપ્ત થઈ, વીર્યરૂપ બીજની અંદર બીજરૂપે પ્રદીપ્ત થઈ આવેલ હોય છે, તે તે શારીરિક તેમજ માનસિક અવયવ વિશેષની ઉત્પત્તિ તેટલાજ પ્રમાણમાં પેદા થનાર ભાવી પ્રજામાં યથાવત્ થાય છે. જ્યારે જે જે અંશ યથાવત્ ઉપતપ્ત થયેલો હોતો નથી, તે તે અંશનો પ્રજામાં તેટલા પ્રમાણમાં પ્રાદુર્ભાવ થતો નથી.

સુશ્રુત.

---

G. G. MEHTA,

Professor of Phrenology,

BOMBAY.

## सुरत-प्रसंगने माटे योग्य स्थान केवुं होवुं जोईए ?

विस्तीर्णे ललिते सुधाधवलिते चित्रादिनालंकृते,
१ २ ३ ४
रम्ये प्रोन्नतचत्वरेऽगुरुमहाधूपादि पुष्पान्विते ।
५ ६ ७ ८ ९
संगीताङ्गविराजिते स्वभवने दीपप्रभाभासुरे
१० ११ १२
निःशङ्कं सुरतं यथाभिलषितं कुर्यात्समं कान्तया ॥
१३ १६ १४ १५

( अनङ्गरङ्गे )

१ વિશાળ, ભવ્ય,
૨ લલિત અર્થાત સુન્દર, સુશોભિત,
૩ ચંદ્રસમાન શ્વેત ચકચકિત પ્રકાશયુક્ત,
૪ ચિત્રાદિથી શણગારવામાં આવેલ હોય તેવું
૫ રમ્ય.
૬ વિશાળ ચોકવાળા
૭-૮-૯ અગર આદિ સુગન્ધિધુપ અને પુષ્પાદિયુક્ત
૧૦ સંગીત આદિ માટેના સાધનો રૂપ વાદ્યત્રોથી સુશોભિત,
૧૧ પોતાનાજ ભવનની અંદર,
૧૨ દિવાઓના યથોચિત પ્રકાશમાં,
૧૩ શંકારહિત થઇ,
૧૪ યથાભિલાષ અર્થાત્ જેવી ઇચ્છા હોય તે પ્રમાણે.
૧૫ કામને વિસ્તારવાવાળી કાન્તા સાથે,
૧૬ સુરત સમાગમ કરવો જોઇએ.



# विलासमन्दिरं वा कामागारम् ।

प्रज्ञाकलायौवनजातिसम्पद् सौन्दर्यविद्यामदगर्विताभिः ।
सुदुर्लभाभिर्नरसुन्दरीभिः संभोगसंजातसुखं यदीच्छेत् ॥ १ ॥

कालोचितैर्धूपितधौतवस्त्रे रत्नोज्वलैराभरणैरनेकैः ।
कण्ठोपकण्ठोल्लसिताग्रपुष्प-स्रग्भिश्चमत्तालिकुलाकुलाभिः ॥ २ ॥

नानाविधामोदविदग्धवासैः श्रीखण्डताम्बूलशुभाङ्गरागैः ।
नरोत्तमो मन्मथशास्त्रवेदी प्रसाधयेत् साधु निजं शरीरम् ॥ ३ ॥

अनेकवाद्यं विविधास्त्रपङ्क्तिकं सुपुष्पधूपोज्वलराशिवासितम् ।
विचित्रसत्पट्टवितानशोभितं प्रकल्पितात्यन्तमनोरमासनम् ॥ ४ ॥

प्रकम्पिपर्यङ्कसुघर्घरीरवप्रबुद्धपारावतकण्ठकूजितम् ।
रथाङ्गहंसस्वनरम्यदीर्घिकाजलोर्मिसंल्लासकवातवीजितम् ॥ ५ ॥

विशुद्धभावोचितचित्रभूषितं सुरागसिन्दूरविराजिकुट्टिमम् ।
प्रहृष्टचेतः शुकसारिकारवं विनिर्मयेद् वासगृहं मनोरमम् ॥ ६ ॥

हित्वाऽल्पकामं शमयेद् वशी यो नितम्बिनीनां मदनज्वरार्तिम् ।
कृपान्वितो मन्मथशास्त्रवेदी समाप्नुयात् स्वर्गसुखं स धीरः ॥ ७ ॥

स्वात्मानुरूपं प्रविधाय पूर्वं विज्ञःपुमान् बाह्यरतोपचारान् ।
विधिश्लथीभूतवराङ्गदेशां भजेत कान्तां रतिकेलिरङ्गे ॥ ८ ॥

नागर-सर्वस्वम्.

:०:

# वृष्य प्रयोगो अने तेना साधनो.

वयो नवं जातमदश्चकालो हर्षस्य योनिः परमा नराणाम् ”



घृतक्षीराशनो निर्भीर्निर्व्याधिर्नित्यगो युवा ।
संकल्पप्रवणो नित्यं नरः स्त्रीषु वृषायते ॥ १ ॥

कृतैकृत्याः सिद्धार्था ये चान्योन्यानुवर्तिनः ।
कलासु याश्च ये तुल्या सत्वेन वयसा च ये ॥ २ ॥

कुलमाहात्म्यदाक्षिण्य शीलशौचसमन्विताः ।
ये कामनित्या ये हृष्टा ये विशोका गतव्यथा ॥ ३ ॥

ये तुल्यशीला ये भुक्त्या ये प्रिया ये प्रियंवदाः ।
तै नैरः सह विश्रब्धः सुवयस्यैर्वृषायते ॥ ४ ॥

अभ्यङ्गोत्सादन स्नानगन्धमाल्यविभूषणैः ।
गृहशय्यासनसुखैर्वासोभिरहतैः प्रियैः ॥ ५ ॥

विहंगाना रुतैरिष्टै· स्त्रीणां चाभरणस्वनै· ।
संसाहनैर्वर स्त्रीणामिष्टानां च वृषायते ॥ ६ ॥

मत्तद्विरेफा चरिता· सपद्मा· सलिलाशयाः ।
जात्युत्पलसुगन्धीनि शीतगर्भगृहाणि च ॥ ७ ॥

नद्य· फेनोत्तरीयाश्च गिरयो नीलसानव· ।
उन्नतिर्नीलमेघानां रम्यचन्द्रोदया निशा ॥ ८ ॥

वायवः सुखसंस्पर्शाः कुमुदाकारगन्धिमः ।
रतिभोगक्षमारम्य· संकोचा गुरवल्लभा· ॥ ९ ॥

सुखाः सहाया· परपुष्टपुष्टाः फुल्ला वनान्ता विशदान्नपानाः ।
गान्धर्वशब्दाश्च सुगन्धमाल्याः सत्वं विशालं निरुपद्रवं च ॥ १० ॥

सिद्धार्थता चाभिनवश्च कामः स्त्री चायुधं सर्वमिहात्मजस्य ।
वयो नवं जातमदश्च कालो हर्षस्य योनि· परमा नराणाम् ॥ ११ ॥



चरक.

નવયૌવન અને કામેચ્છાની પ્રથમજ ઉત્પત્તિને લીધે અનુભવાતી મદનની દશા, મનુષ્યોને પરમ આનંદ અને હર્ષને જન્મ આપવાવાળી યોની છે.

## વૃષ્ય-પ્રયોગો.

૧. ઘી અને દુધને ભોક્તા, જે ભયથી રહીત તથા વ્યાધિથી મુક્ત, હમેંશા સંયોગનો કરવાવાળો સુવાવસ્થાયુક્ત અને સંકલ્પ બળથી યુક્ત હોય તેવો પુરૂષ સ્ત્રીપ્રસંગમાં વૃષ સમાન ગણાય છે.

૨. જેઓ પોતાના કાર્યમાં કૃતકૃત્ય હોય, પોતાના વિષયોને સિદ્ધ કરેલ હોય. જેઓ પરસ્પર એકબીજાને અનુવર્તિને રહેનાર હોય, જેઓ બાહ્ય કલાઓમાં એકબીજાથી તુલ્ય અર્થાત સમાન ગુણ કર્મશીલ હોય તેમજ સત્વ આદિ ગુણ અને વયમાં પણ જેઓ સમાન હોય,

૩. કુળની મહત્તા, દાક્ષિણ્ય, શીલ અને શૌચ આદિ ગુણોથી યુક્ત હોય, જે સંભોગશક્તિથી હમેશા યુક્ત હોય, હૃષ્ટ હોય અને જેઓ શોક તથા કોઇ પણ પ્રકારની વ્યથા કે વ્યાધિથી મુક્ત હોય.

૪. જેઓ તુલ્ય શીલ ધર્મયુક્ત હોય, સમાન ભોગશીલ હોય, પરસ્પર એકબીજાને ચાહનાર પ્રેમી હોય અને પ્રિય બોલનાર હોય, એવા સમાનવયયુક્ત સ્ત્રી પુરૂષોના સહવાસથી પુરૂષ અથવા સ્ત્રી વૃષ્ય-યોગને પામે છે.

૫. અભ્યંગ, ઉત્સાદન, સ્નાન, સુગન્ધિ માળા અને નાના પ્રકારના આભૂષણો, સુંદરગૃહ અને તેની અંદરની શય્યા, સ્થાન અને આસન આદિ સુખને દેવાવાળાં સાધનો અને નવીન, પ્રિય અને રુચિકર વસ્ત્રોયુક્ત હોય.

૬. મનને પસંદ પડે એવા સુંદર પક્ષીગણના મધુર શબ્દો. યુવતિજનના આભૂષણોના શ્રોત્રમનોહર શબ્દો અને પ્રેમી (ઈષ્ટ) સ્ત્રીજનના પ્રિય સંવાદ આદિ સાધનોથી યુક્ત પુરૂષ પણ, વૃષ્યતાને પામે છે.

૭ જ્યાં ઉન્મત્ત ભ્રમર વિચરી રહ્યા હોય, જ્યાં કમળપત્રોથી યુક્ત સલિલાશયો-જળાશયો હોય, જ્યાં જાતીકુસુમની સુવાસથી સુગન્ધિત બનેલ, શીતગર્ભગૃહો (Summer Houses) વિદ્યમાન હોય.

૮. જ્યાં શ્વેત રીણુથી અધિક દીપતી નદીઓનાં રૂપેરી પ્રવાહો વહેતા હોય, જ્યાં નીલશિખરવાળા ગિરીઓની હારો શોભી રહી હોય, જ્યારે ઘનશ્યામ વાયુદળોની ઘટાઓ એક પછી એક ચડતી આવતી હોય, અથવા ચન્દ્રના ઉદયથી રમ્ય બનેલી નિશા-રાત્રિ ખીલી રહેલી હોય.

૯. જ્યારે સ્પર્શ માત્રથીજ સુખને આપનાર પવનની લહેરીઓ, કુમુદનો સમુહોની સુગન્ધિથી યુક્ત થઇ પ્રસરી રહેલ હોય, અને જ્યારે રતિભોગને માટે સર્વથા યોગ્ય એવો રાત્રીનો સમય હોય અને જ્યારે કોઈપણ પ્રકારનો સંકોચ પ્રિયજનમાં ન હોય,

૧૦. સર્વ સાધન સામગ્રી સુખકર હોય, કોકિલના મધુર સ્વરથી સમગ્ર વન પ્રફુલ્લિત થયેલ હોય, સર્વ નિર્મળ આનંદો પ્રવર્તિ રહ્યાં હોય, ગાયનોના મધુર ધ્વનિ કર્ણગોચર થઇ રહ્યા હોય સુગન્ધિ માળાઓ ગળામાં લાગી રહેલ હોય, શરીરનુ સત્વ (વીર્ય) પણ વિશાળ અને પ્રફુલ્લ હોય અને કોઇપણ પ્રકારના ઉપદ્રવથી રહિત શરીર હોય.

૧૧. વળી સત્વ, પ્રજોત્પાદન રૂપ વીર્ય 'પશુ સિદ્ધિને આપવાવાળું' અને કામથી પેદા થયેલ રાગ પણ અભિનવ અર્થાત તદન નવીન અને ભવ્ય હોય એવે પ્રસંગે અનુકુળ-રમ્ય-રતિ, પ કુવાન સ્ત્રી પણ જો વિદ્યમાન હોય તો એ બધાં સાધનો મનોજ અર્થાત્ કામદેવને સત્વરીતે પ્રદીપ્ત કરનારા વાયુનો છે અને પરમાનંદને આપવાવાળાં છે.



— :૦: —

# HOW TO BEGET SOUND AND BEAUTIFUL CHILDREN!

## 1. HAPHAZARD AND RECKLESS GENERATION OF HUMAN BEINGS

"Human beings are generated in so haphazard and reckless a manner as weeds are sown by the wind. No account is taken of the possible influence which may be exerted upon the future destiny of the new being by the physical or mental conditions of parents at the moment when the germ of life is planted or by the mother while the young life is developing."

2. A PHYSIOLOGICAL FACT—"It is an established physiological fact that character of offsprings is influenced by the mental as well as the physical conditions of the parents at the moment of the performance of the generative act."

3. HOW TO BEGET SOUND CHILDREN ?—For the beginning of a new life select the most favourable time which will be when the bodily health is at its heights, when the mind is free from care and anxiety, when the heart is cheerful, joyous and filled with hope love, high aspirations, pure and beautiful thoughts."

4. "*If beauty is desired, let the mother be surrounded with beautiful objects and* let her mind dwell upon such subjects. If an active mind and brilliant intellect are required, the mother should devote considerable time to study and mental culture of a pleasant nature. The moral nature should be carefully cultivated to insure a lovely disposition. No angry words or unhappy feeling should be maintain-ed The husband should do his part by supplying favourable surrounding, cheerful thoughts and aiding mental culture"

Dr J. H KELLOGE,

Author of "Man the Master Piece"

## સુંદર સંતતિ માટે સુંદર સંયોગોની યોજના.

**૧. ભાવાર્થ**—"માનવ પ્રાણીઓનો ગર્ભાધાન એવી તો ધાંધલ ધમાલ અને બેદરકાર રીતે કરવામાં આવે છે કે જાણે પવને જગતી રોપાઓના બી આમતેમ ફેંકી વાળ્યા હોય નહી ! ભાવી પ્રજાના જીવન કે નશીબનુ જે અતે ગર્ભાધાનક્રિયાદ્વારા બીજારોપણ કરવામા આવે છે તે પ્રસંગે, પ્રજોત્પાદન ક્રિયા માટે સંયુક્ત થનાર માતપિતાઓની શારીરિક અને માનસિક અનેક પ્રકારની સ્થિતિઓ દ્વારા ભાવી પ્રજાપર કેવા કેવા પ્રકારની સંભવિત અસરો થાય છે અથવા ગર્ભાધાન થવા પછી ગર્ભસ્થ ઉછરતી બાળપ્રજાના શરીર અને મનપર માતાના અનેક પ્રકારના વર્તનથી કેવા કેવા સસ્કારો અને પરિણામો થાય છે તે બાબતનો કોઈપણ જાતનો વિચાર સરખો પણ કરવામા આવતો નથી "

**૨. શારીરવિજ્ઞાન શાસ્ત્રનો સિદ્ધાન્ત**—"શારીર વિજ્ઞાનશાસ્ત્રનો એ એક સ્થપિત થયેલો સિદ્ધાન્ત છે કે માતપિતાની ગર્ભાધાન ક્રિયા પ્રસંગની સર્વ શારીરિક અને માનસિક સ્થિતિઓની અસર, ભાવી પ્રજાના ગુણ કર્મ સ્વભાવ કે સસ્કારોનુ બધારણ કરવામા ખાસ પ્રત્યક્ષ કાર્ય બજાવે છે."

**૩. ઉત્તમ આરોગ્યયુક્ત સતતિ મેળવવાના ઉપાયો**—"નવીન માનવજીવનનુ અવતરણ કરવા માટે ખાસ ઉત્તમ અને સર્વથા અનુકુળ આવે એવા સમયની પસદગી કરો કે જ્યારે શારીરિક આરોગ્ય ઘણા ઉત્કૃષ્ટ પ્રકારનુ હોય અને મન પણ કોઇપણ પ્રકારની ફિકર, ચિન્તા રહિત હોય તેમજ હૃદય પણ આનદપૂર્ણ ખુશાખુશાલ, આશા, પ્રેમ અને ઉત્સાહપૂર્ણ તેમજ ઉત્કૃષ્ટ પ્રકારની અભિલાષાઓ અને પવિત્ર તથા સુદર વિચારો તેમજ ભાવનાઓથી યુક્ત હોય."

૪ જો રૂપ કે સૌન્દર્યયુક્ત બાળકની ઉત્કંઠા હોય તો ગર્ભ ધારણ કરવા ઇચ્છતી સ્ત્રીને પણ તેવાજ સૌન્દર્યપૂર્ણ શુભ સંયોગોની અદર નિવાસ કરવાની ગોઠવણ કરી આપો. અને તેના મનને તેવાજ વિષયોના નિરીક્ષણમાં રત રાખો જો સુદર ચપળ અને તીવ્ર બુદ્ધિશક્તિઓવાળી પ્રજાની કામના હોય તો સ્ત્રીને અનુકુળ આવે તેવા આનદદાયક બુદ્ધિગમ્ય વિષયોના અભ્યયન અને મનન પાછળ તેને યોગ્ય સમય ગોઠવણ કરી આપો. સુદર સ્વભાવના બાળકને મેળવવા માટે તે સ્ત્રીના ધાર્મિક અને નૈતિક અનેક ગુણો ખીલવવાપર પણ ધ્યાન આપવાની જરૂર છે સ્ત્રી અને પુરૂષ બન્ને વચ્ચે આ ગર્ભાધાન ક્રિયાના સમયની આસપાસ કોઇપણ પ્રકારના ગુસ્સાયુક્ત વાદવિવાદ કે અણગમો ઉત્પાદન કરે તેવા પ્રકારની કડવી લાગણીને કદીપણ ઉશ્કેરવી નહીં જોઇએ પુરૂષે, આ વિષયમા સ્ત્રીને સર્વ પ્રકારના અનુકુળ સયોગો-આનદયુક્ત વિચારો અને માનસિક શિક્ષણ આદિની ખાસ વ્યવસ્થા કરી આપવી જોઈએ

ડા. જે. એચ. કેલોગ



# સુરત-પ્રસંગ માટે યોગ્ય સ્થાન કેવું હોવું જોઈએ?

---

૧. **વિસ્તીર્ણ**– મનુષ્યની આત્મરક્ષક વૃત્તિઓ, પરસાંસારિક લાગણીઓ ઉત્કર્ષક-વૃત્તિઓ નૈતિક અને ધાર્મિક લાગણીઓ પ્રાવીણ્યપ્રદાયક શક્તિઓ અવલોકન શક્તિઓ અને બુદ્ધિશક્તિઓ તથા સમ્પૂર્ણ જ્ઞાનેન્દ્રિયોના સમૂહોને તેમજ સમગ્ર શરીરના અવયવોને યથાવત્ સંતોષ સુખ આનંદ તુષ્ટિ અને પુષ્ટિ આપી શકે તેવા સર્વ અનુકુળ સાધનોને યથાવત્ સ્થાન આપી શકે તેવુ વિશાળ ભુવન હોવુ જોઈએ પણ આવી સ્થિતિવાળા સપૂર્ણ અનુકુળ ભાવો તો રાજા મહારાજાઓને પણ દુર્લભ છે છતા પ્રત્યેક મનુષ્ય પોતપોતાની યોગ્યતા અનુસાર સયમિત સાધનોયુક્ત સુંદર શૃંગારગૃહની યોજના તો અવશ્ય કરી શકે

૨. **લલિત**—નિવાસસ્થાન અને ખાસ કરી શૃંગારગૃહ ભલે કદાચ વિશાળ કે ભવ્ય ન હોય છતા પોતપોતાના સાધનોની અનુકુળતાના પ્રમાણમા નાનુ હોવા છતા પણ મધુર-લલિત અને સુંદર રમ્ય ભાવો રંગો આસનો શય્યાસ્થાન અને આદર્શ અર્થાત દર્પણ તેમજ સુંદર ચિત્રો આદિથી યથાશક્ય સુલલિત તો હોવુજ જોઈએ કે જેથી સ્રી અને પુરૂષ બન્નેના મનની પ્રાવિણ્યપ્રદાયક શક્તિઓમાના કળાકૌશલ્ય સૌન્દર્ય-પ્રેમ ઔદાર્ય અનુકરણ હાસ્ય અને કાવ્ય આદિ લલિત કળાઓના અનુરાગને વધારવામા અનેક રીતે સહાયભુત થઈ શકે

**સુધા ધવલિત**—ચદ્રના અમૃત સમાન શીતળ, શ્વેત, પવિત્ર અનેશાન્તિદાયક કિરણોસમાન શાન્ત શ્વેત ધવલ પ્રકાશયુક્ત કે જેના રંગો આખને અતિ ઉગ્ર પણ ન લાગે તેમ મગજ ઉપર એવા કોઈપણ પ્રકારની ઉગ્ર અસર પણ ન કરતા જે પરિણામે શામક-શીતલ અને અમૃતસમાન સુખ આપી શકે તેવા રંગો અને પ્રકાશની છાયાવાળુ શાન્ત સુખદ સ્થાન હોવુ જોઈએ

**ચિત્રાદિથી અલકૃત**—માનવસમાજની જુદા જુદા પ્રકારની વૃત્તિઓના સમૂહોને અને તેઓની વિવિધ પ્રકારની ભાવનાઓને તૃપ્ત કરવા માટે ચિત્રો પેઇન્ટીંગો અને ડીઝાઇનો વિગેરે અનેક પ્રકારના હોઈ શકે છે તેમાથી જે મનુષ્યના મનની જે જે વૃત્તિઓના સમૂહો પ્રબળ હોય તે તે સમૂહને યથાવત સંતોષી શકે પ્રદીપ્ત કરી શકે ઉશ્કેરી શકે અને તેઓની દર્શનેન્દ્રિય અને અવલોકન આદિ શક્તિઓના પ્રદિપનદ્વારા અનેક રીતે આનંદ આપી તેઓની અંદરના ઉત્કર્ષક અને પ્રાવીણ્યપ્રદાયક ભાવોને અનેક રીતે વધારી શકે તેવા ઉન્નત ભવ્ય મધુર અને સુલલિત-અનેક ભાવો રસો તથા રંગોથી પૂર્ણ મૂર્તીઓ અને ચિત્રાદિ અનેક સાધનોથી યુક્ત આવુ સ્થાન હોવુ જોઈએ ટુકમા ન ૨૮ થી ૩૬ અને ૨૩ થી ૨૭ સુધીની દરેક વૃત્તિને મુખ્યરીતે પ્રદીપ્ત કરે તેવા સાધનોયુક્ત શૃંગારગૃહ હોવુ જોઈએ

**રમ્ય**—મધુર, સુનિત સુંદર અને ચિત્તાકર્ષક નિવાસસ્થાન અને ખાસ કરી વિલાસ મદીર હોવુ જોઈએ *કે જ્યા ધર્મિક મનુષ્યોના ધાર્મિક ભાવો અને ગૃહસાંસારિક લાગણીઓવાળાના સાંસારિક ભાવો વિગેરે દર્શાવનાર* અનેક સાધનોનો પણ સમાવેશ થઈ શકે છે

**પ્રોન્નત ચત્વર** (વિશાળ ચોવાળુ) એટના માટે કે જેથી બાગ બગ્યા, મિત્ર સ્નેહી તથા સબધીજન વિગેરે સાથે યથેચ્છ ફરવા હરવા તેમજ ખેલવા કુદવા વિગેરે ક્રિયાઓ માટે સમ્પૂર્ણ રીતે અવકાશ આપી શકે મુબઈ અને અન્ય મોટા શહેરોની માફક માણસોના થોકના થોક ઉપરાઉપર ખડકાવાને લીધે બાલબચ્ચા કે સ્રી અથવા પુરુષ બધાને પુરતા હાથપગ પ્રસારવા પુરતી પણ જગ્યા ન હોય એવા સકુચિત કે ખીચોખીચ ગાઢ વસતીવાળા પ્રદેશોમા નિવાસ સ્થાન નહી હોવુ જોઈએ કારણ આવા સ્થાનમા દૃષ્ટિવિકાસને પુરતા અવકાશજ મળતો નથી જેથી ત્યા જન્મ પામનાર પ્રજા પણ (Short eyed) (Long eyed) ટુકી દૃષ્ટિવાળી અને પરિણામે ચશ્માને ધારણ કરનાર જન્મે છે

૭. **પ્રકાશયુક્ત**—અવલોકનસાર અેના બધા અવયવોને આનંદ આપી પ્રદીપ્ત કરી શકે તેવા યથાર્થ પ્રકારવાળુ એ સ્થાન હોવુ જોઈએ દિ ને પણ બત્તી બાળવી પડે તેવી અંધકારપૂર્ણ મુબઈની ઓરડીઓ જેવુ નહી

૮. **ધુપ અને પુષ્પાદિ સુગંધિ પદાર્થોયુક્ત**—જ્યા અનેક પ્રકારના સુગંધ ધુપ દીપ, અને પુષ્પાદિ કુદરતી પદાર્થો તેમજ સુવા ચદન, અગર તગર કેશર કસ્તુરી ગુલાબ મોગરા ખસ, ચમેની હીના આદિના સુદર સુવાસિત અત્તરોથી નિવાસસ્થાન યથાવત બહેકી રહ્યુ હોય, મઘમઘી રહ્યુ હોય, તેવુ સુવાસિત સ્થાન હોવુ જોઈએ કે જ્યા ઘ્રાણતન્તુના સપૂર્ણ પ્રવાહોને પણ પોષણ અને આનદ મળી શકે

૯ **સગીત અને નૃત્ય આદિમાટે અનેક વાદ્યો અને સાધનોયુક્ત**—એ નિવાસસ્થાન હોવુ જોઈએ કે જેથી યથાપ્રકારા અનેક પ્રકારના રગરાગના આલાપો કરી માનવહૃદયના અનેક ધાર્મિક, નૈતિક સામાજીક, કે સાસારિક ભાવો, લાગણીઓ કે ભાવનાઓને તેમજ સગીત નૃત્ય અને હાવભાવ આદિ ક્રિયાઓદ્વારા તે તે વિષયના માનસિક અવયવોને પ્રદીપ્ત કરી યથાવિધિ સતોષી શકાય આનદ પણ આપી શકાય અને પરિણામે તેવાજ ઉન્નત ઉત્કર્ષક અનેક પ્રદીપ્ત થયેલ વિશુદ્ધ ભાવનાઓવાળી પ્રજાને જન્મ આપવામા કારણરૂપ થવાય આવા સાધનોના અસ્તિત્વ સાથે જો સ્ત્રી અને પુરૂષ બન્નેએ સગીત અને નૃત્ય તથા હાવભાવ પ્રદર્શન આદિ ક્રિયાઓમા પ્રવીણતા મેળવેલી હોય અને પરસ્પરને તેવા પ્રકારના આનંદો યથોચિત સમયે આપી શકે તેવી દશામા હોય તો આવા આનદોમા અનેક રીતે સવૃદ્ધિ થઇ શકે છે

૧૦. **સ્વભવન**—પોતાની માલિકીનુજ મકાન હોવુ જોઇએ કારણ જ્યા સ્વતત્રતા હોય છે ત્યાજ સ્ત્રી પુરૂષ બન્નેની ઈચ્છા અથવા આકાક્ષાને અનુસરી સર્વ અનુકુળ રીતે શૃગારગૃહની યોજના યથાવિધિ યોજી શકાય છે. " सर्वं परवशं दु ख सर्वमात्मवशं सुख एतद्विद्यात् समासेन लक्षणं सुखदु खयो " એ જે ભગવાન મનુમહારાજનુ મહાન કથન છે, તે આ બાબતમા પણ યથાવત સત્ય ઠરે છે

૧૧ સૂર્યની અથવા વિદ્યુત આદિની દીપપ્રભાથી પ્રકાશિત કરવામા આવેલ હોય તેવુ સુપ્રકાશિત રમ્ય સ્થાન હોવાની જરૂર છે પ્રકાશ પણ એવા પ્રકારનો હોવો જોઇએ કે જે અતિ ઉગ્ર ન હોતા શાન્ત હોય સામક હોય કારણ કે અતિ ઉગ્ર પ્રકાશની અદર આખની કીકી બહુજ ઝીણી થઇ જાય છે જ્યારે અતિ મદ પ્રકાશમા આખની કીકી બહુજ વિસ્તૃત થાય છે અને એવા એવા કારણોને લીધે ટુકીનજર અને દીર્ઘનજરવાળી દૃષ્ટિની ખામીવાળી અનેક પ્રકારની આખના દોષોવાળી પ્રજા પેદા થવાના કારણો મળે છે

૧૨. **કુંજ**—( ummer House) લતામડપ આદિ ગ્રીષ્મઋતુને અનુકુળ પડે તેવા શીતગર્ભગૃહોયુક્ત સ્થાનો અને પ્રદેશોની વ્યવસ્થાયુક્ત હોય તો એ અતિ સુખને આપવાવાળુ ગણવા યોગ્ય છે

૧૩. **જલયન્ત્ર**—અર્થાત સુદર રમ્ય અને મધુર પ્રકારના ફુવારાયુક્ત કે જ્યા અનેક પ્રકારના મત્સ્ય, મગર આદિ જળચર પ્રાણીઓની મૂર્તીઓના મુખમાથી અથવા સ્ત્રીઓ બાળકો કે શકર અને કામદેવ આદિની મૂર્તિયોના મુખ કે જટા આદિ પ્રદેશમાથી જળની સુદર સેરો સ્ફુરતી હોય તેવી મધુર સુદર ભાવનાઓ યુક્ત આકૃતિઓવાળા ફુવારાઓ યુક્ત

૧૪ **તળાવ કે એવાંજ કોઇ વિસ્તીર્ણ સ્નાનાગાર** યુક્ત સાધનોવાળુ અથવા પાણીના બધેલા વિશાળ હોજવાળુ કે જેમા યથેચ્છા જળક્રીડા પણ થઇ શકે તેમજ હસ બતક જળકુકડા આદિ જળચર પ્રાણીઓ પણ યથેચ્છા વિહાર કરી અનેક પ્રકારે એવા જળાશયની શોભા વધારી શકે તેવા સુદર જળાશયોવાળુ સ્થાન હોય એ ખાસ ઈચ્છવા યોગ્ય છે

# સુરત પ્રસંગ પહેલાંની ઉદ્દિપક તૈયારીઓ.

स्नातश्चन्दनलिप्तांगः सुगंधसुमनोर्चितः भुक्त वृष्यः सुवसनः सुवेशः समलंकृतः ।
१ २ ३ ४ ५ ६ ७ ८
तांबुलवदनस्तस्यामनुरक्तोऽधिकस्मरः पुत्रार्थी पुरुषो नारीमुपेयाच्छयने शुभे ॥
९ १० ११ १२ १३ १५ १४

भावप्रकाश.

૧. સ્નાત—સારી રીતે સ્વચ્છ જળથી સ્નાન કરી શુદ્ધ થયેલ

૨. ચન્દન લિપ્તાંગ—ચંદન, સુખડ, અગર તગર આદિ સુગન્ધિ પદાર્થોના પાઉડર કે પ્રવાહિ લેપનોથી જેણે પોતાનું અંગ સારી રીતે અર્ચિત કરેલું હોય તેવા

૩-૪. સુગંધ-સુમનોર્ચિત:—સુવાસિત મોગરા ગુલાબ કે લવારા આદિ પુષ્પોની માળા આદિ અથવા તેવાજ ઉત્તમ પ્રતિના પુષ્પો વિગેરેની પરાગથી સુવાસિત થયેલ અત્તર સેન્ટ કે પાઉડરોથી સુગંધિત થયેલ

૫. ભુક્ત વૃષ્ય:—સુંદર વીર્યવર્ધક અને શક્તિવર્ધક પદાર્થોનું સેવન કરેલ,

૬-૭, સુવસન સુવેશ:—સુંદર વેશ અને વસન-વસ્ત્ર વિગેરે ધારણ કરેલ હોય તેવા

૮ સમલંકૃત:—સારી રીતે સુંદર અલંકારોને ધારણ કરેલ હોય,

૯, તાંબુલ વદન:—મુખમાં તાંબુલ એલાઈચી, કેશર, કસ્તુરી, લવીંગ, તજ, જાવંત્રી આદિ પદાર્થોયુક્ત સુંદર મુખવાસને ધારણ કરેલ હોય તેવા પુરૂષે

૧૦. તસ્યામનુરક્ત:—જેની સાથે યથાવત પ્રીતિ ઉત્પન્ન થયેલ હોય તેવી સ્ત્રી સાથે,

૧૧ અધિક સ્મર:—જ્યારે સંભોગેચ્છા યથાવત પ્રદીપ્ત થયેલ હોય ત્યારે

૧૨. પુત્રાર્થી:—પુત્રકામનાની યથાવત સિદ્ધિ અર્થે,

૧૩ પુરૂષ:—પુંભાવયુક્ત પુરૂષે,

૧૪ શુભે શયને:—ઉત્તમ શયન સ્થાન હોય ત્યાં

૧૫ નારીમુપાયેત:—સ્ત્રી સમાગમ કરવો.

## ગર્ભાધાન ક્રિયા પ્રસંગ માટે સમય, સ્થાન અને સ્થિતિ આદિ સંબંધી વિચાર.

પ્રજોત્પાદન અથવા ગર્ભાધાન ક્રિયાનો આ વિષય, એટલો બધો વિશાળ અને કુદરતના જ્ઞાનની અનેક શાખા પ્રશાખાઓ સાથે એટલો બધો ઘનિષ્ઠ સંબંધ રાખે છે કે તેમાંનો કોઇપણ એકાદ વિષયની અવગણના કરી શકાય તેમ નથીજ

માનવબીજના યથાવત આરોપણ માટે, અન્ય વૃક્ષ અને વનસ્પતિ આદિના બીજના વાવેતર માટે જેવી રીતે સમય સ્થિતિ, ઋતુ, ભૂમી, જળ, વાયુ, આકાશ, ખાસ ખાસ દેશ વિશેષ અને તેને માટે જોઇતા ખાતર આદિ અનેક વિષયોના વિચારની જરૂરીઆત પડેછે, તેજ પ્રમાણે આ પ્રજોત્પાદનક્રિયાદ્વારા કરવામાં આવતા માનવબીજના ગર્ભાધાનરૂપ, બીજારોપણની ક્રિયા માટે પણ અનેક પ્રકારના વિષયો તરફ ખાસ ધ્યાન આપવાની પુરેપુરી જરૂર છે ૧ માનવબીજની પરિપૂર્ણ પકવ દશા. ૨ તે તે બીજનું આરોપણ કરવા માટેની શુદ્ધ ભૂમી ૩ સ્રીગર્ભાશય અને તેના સાથે સંબંધ રાખતા સ્રીના સર્વ જનનેન્દ્રિયોના અવયવોની યથાયોગ્ય, આરોગ્ય અને સમ્યક સંશોધનયુક્ત અવસ્થા, ૪ગર્ભાધાનરૂપ મહાન પવિત્ર ક્રિયા માટે સયુક્ત થવા ઇચ્છતા, સ્રી અને પુરૂષના સમ્પૂર્ણ અંશે ખીલેલા અને પૂર્ણ આરોગ્યયુક્ત સર્વ શારીરિક અવયવો. ૫ આ ઉપરાંત બન્ને (દમ્પતી)ના મસ્તકની અંદરના માનસિક સર્વ પ્રકારની લાગણીઓ, ભાવનાઓ અને વૃત્તિઓના તેમજ બુદ્ધિ આદિ શક્તિઓના મગજની અંદરના માનસ–અવયવો (Phrenocentres) વિગેરેની યથાર્થ સામ્યાવસ્થાયુક્ત અવસ્થા (Harmonious Development) અને એ સર્વ માનસિક તેમજ શારીરિક અવયવોના યથાવત ઉત્થાન અર્થાત ઉદ્દીપન જાગ્રતી કે સક્રિય અવસ્થા (active and energetic state) ૬ અને એ બધા પ્રકારના અનુકુળ ભાવોના ઉદ્દીપન માટે ખાસ ઉપયોગમા આવતી યથાર્થ પરિશીલન ક્રિયા તથા તેવા પરસ્પરના સંભોગ સમયના સર્વ બાહ્ય અને આન્તરીય પરિશીલન માટેના સર્વ અનુકુળ સમયો, સ્થિતિઓ, આસપાસનું વાતાવરણ સુમનસયુક્ત પરસ્પરના મનની સ્થિતિ, તેમજ બન્નેની અંદર પરસ્પરની અભિરામના આદિ સર્વ અનુકુળતાઓના ઉદ્દીપન માટે અનેક પ્રકારની તૈયારીઓ અગાઉથીજ ખાસ બુદ્ધિ-પૂર્વક, ઉચ્ચ પ્રકારની ઉન્નત ભાવનાઓથી મનુષ્યની સર્વ માનસિક, નૈતિક ધાર્મિક, ઉત્કર્ષક, અને આધ્યાત્મિક તેમજ પ્રાણીસ્યપ્રદાયક અને આત્મરક્ષક આદિ વૃત્તિઓને સર્વ રીતે પોષણ આપી અનેક પ્રકારના આનંદોને અનેક રીતે વધારી શકે તેટલી સુંદર, મધુર, સુવ્યવસ્થિત અને ભવ્ય યોજના પૂર્વક યોજવી જોઈએ કે જેથી ગર્ભાધાન ક્રિયા માટે સયુક્ત થવા ઇચ્છતી બન્ને વ્યક્તિના શરીર મસ્તક અને મન અર્થાત સંપૂર્ણ આત્મામા સર્વ રીતે પરસ્પરની પ્રસન્નતા, પ્રેમ, આનંદ, શાન્તિ, સૌજન્ય અને પવિત્રતા આદિના સર્વ વિશુદ્ધ ભાવો તેના યથાર્થ સ્વરૂપમા સર્વત સમ્પૂર્ણપણે પ્રકટી શકે આવા મહાન ઉદ્દેશો આ ગર્ભાધાન ક્રિયાના મૂળ પાયા રૂપે હોવા જોઇએ

કુદરતની આવી મહાન, ભવ્ય અને અત્યન્ત ગાંભીર્યપૂર્ણ ક્રિયામા જે વખતે સ્રી પુરૂષો સયુક્ત થાય છે ત્યારે વિશ્વના કોઈ અગમ્ય અગોચર અને અકલ્પ્ય પ્રદેશમાથી કોઈ નવીન દિવ્ય આત્માનું આવ્હાહન પોતાને ત્યા કરવા માટેનો એ એક અતિ રમણીય અને મધુર પ્રસંગ છે, કે જે પ્રસંગે કુદરત પોતા તરફથી પણ અનેક પ્રકારની સહાયતા સૃષ્ટિના સર્વ પ્રાણીમાત્રને અનેક રીતે સ્વાભાવિક રીતેજ આપે છે

**ઋતુરાજ વસંતઋતુ**—એ આવી સર્વ ક્રિયાઓ માટે કુદરતી રીતેજ નિર્માણ થયેલો સ્વાભાવિક સમય છે અનેક પ્રકારના પતંગીયાઓ પક્ષિઓ, અને પશુવર્ગમા આ ઋતુ વખતે સંભોગ ધર્મો માટે સયુક્ત થવાની સ્વાભાવિક ઇચ્છા પ્રકટ થાય છે વિશ્વ પોતાના સર્વ પ્રદેશોના સુંદર, મધુમય અનેક પુષ્પોની સુવાસથી આ ઋતુમા સર્વત્ર મધમધી રહે છે

" मधुवाता ऋतायते मधुक्षरन्ति सिन्धव. माध्वी न सन्त्वोषधी. । "
" मधुनक्तमुतोषसो मधुमत्पार्थिवं रज. मधुद्यौरस्तु न. पिता ॥ "

આવા સમ્પૂર્ણ મધુમય ભાવો આ મધુમાસ વસન્તની અંદર સર્વત્ર પ્રસરી રહેલા હોય છે આ ઋતુની અંદર અનેક પ્રકારના અવનવા રંગોવાળી વાતાવરણના [illegible]

આકૃતિઓવાળા વિમાન રૂપ શરીરયન્ત્રોને ધારણ કરી વિવિધ પ્રકારની પતગપંક્તિઓ અને ભ્રમરોની માળાઓ વનેવનના પ્રદેશોમા સર્વત્ર વ્યાપી રહે છે તેઓના મધુર ગુંજારવરૂપ ધ્વનીથી વિશ્વની પ્રેમોદ્યાનના સર્વ સ્થળો ગાજી રહે છે કોકિલ, મયુર, મેના ચાતક આદિ પક્ષીઓ પણ આ મધુર ૠતુની અંદર પોતપોતાની સખીઓને આહ્વાહન કરવા માટે અનેક પ્રકારના રમ્ય સ્થળોમાથી મધુર ટહુકારપૂર્ણ મગળ ગીતોના નાદ-પ્રવાહો વહાવવા લાગે છે તેઓના મધુર નૃત્ય અને ગીતરૂપ વિનોદથી વૃક્ષ, નદી, નાળા પર્વતો અને ઘનઘટાયુક્ત સર્વ સુદર પ્રદેશો અને વનવનની શાખાઓ સર્વત્ર ગુજતી રહેલા દૃષ્ટિગોચર થાય છે તેઓની પ્રેમક્રીડા આલિંગન, ચુંબન, સ્નેહરમણ આદિ સર્વ ભાવોયુક્ત પરિશીલન ક્રિયાઓ, અવલોકન કરનાર રસિક ચિત્તોને સહજ સ્પષ્ટ થઇ શકે છે આવા બધા પ્રસગો યોજવામા કુદરતની અગમ્ય ઇચ્છાને તેઓ આધીન થઈ વર્તે છે સર્વત્ર પુષ્પ, વૃક્ષ, વનૌષધિ આદિ સર્વમા નવા કુંપળીયાઓ ફુટવાનો ખરેખર આ સમય છે પુષ્પોની અદર મધુર પરાગની પ્રવૃત્તિ થવાનો આજ ખરેખર અનુકુળ સમય છે આ ૠતુની અદર સૂર્યના કિરણોનો પ્રવાહ પણ ગ્રીષ્માદિ ૠતુની માફક એટલો બધો ઉગ્ર હોતો નથી પવનના શીતળ, મદ, સુગન્ધિ સમીરણો પણ, આ ૠતુમા બહુજ અનુકુળતા અને આનદ આપનારા હોય છે વિશ્વમાત્રની પ્રવૃત્તિ આ પ્રસગે કઈ કઈ નવીન ઉત્પાદન કરવા તરફ પ્રવર્તેલી જણાય છે અને એટલા માટે માનવબીજના યથાર્થ આરોપણ માટે પણ આ વસતૠતુનોજ સમય ખરેખર વધારે પસદ કરવા યોગ્ય છે જનસમૂહના મોટા ભાગની અદર લગ્નપ્રસગની યોજનાઓ ઘણે ભાગે આ માઘ અને ફાગણ માસના સમયની આસપાસના દિવસોમાજ સર્વ પ્રદેશોમા કરવામા આવે છે, તેમા પણ તેજ ઉદેશની યથાવત સરક્ષા થયેલી માલુમ પડે છે વસત ૠતુની અદર ગર્ભાધાન થયેલ પ્રજાના જન્મ, લગભગ માગશર પોષ કે માઘમા થાય છે, એટલે તેઓને શિયાળાની ઠડી યથાવત મળવાથી, તેવી પ્રજાના હૃદય ફેફસા આદિ પ્રાણશક્તિના અવયવો વિશેષ મજબુત રીતે ખીલી જન્મ પામે છે અને તેને પરિણામે માસપેશીઓ, પાચનશક્તિના અવયવો, તેમજ રૂધિરને ચલાવનાર રક્તવાહિનીઓના પ્રવાહોમા પણ બળ અને શક્તિ આદિ જન્મથીજ આવેલા માલુમ પડે છે

માનવસમાજની અદર પણ જે પ્રમાણે કઇક અશે સમજપૂર્વક અને કઇક અશે અજ્ઞાનયુક્ત દશામા પણ જેમ સભોગક્રિયાની પૂર્વે અમુક અમુક પ્રકારની ખાસ પરિશીલનક્રિયા (Prenuptial Courtship) ની પ્રવૃત્તિ કરવામા આવે છે, તે પ્રમાણે વન્ય તેમજ ગ્રામ્ય પશુપક્ષિ અને કીટપતગ આદિની અદર પણ તેવાજ પ્રકારની અનેકવિધ મધુર પ્રવૃત્તિઓ કુદરતની ઇચ્છા અનુસાર જોવામા આવે છે

## સયોગપૂર્વનુ પરિશીલન અને સયોગ સમયનુ પરિશીલન

સ્ત્રી અને પુરૂષના લગ્ન સબધો યોજાયા પહેલાના પરિશીલન પ્રસગોનુ વિસ્તૃત વિવેચન અગાઉના પ્રકરણ છઠ્ઠામા આપવામા આવેલ છે આવી પ્રવૃત્તિઓ માનવસમાજની માફક કીટ પતગ અને પશુપક્ષિ આદિ સર્વ ગણની અદર પણ અનેક રીતે જોવામા આવે છે

મનુષ્યોની અદર પણ જેમ બન્ને પ્રકારની પરિશીલન ક્રિયા જોવામા આવે છે, તેજ પ્રમાણે અન્ય પ્રાણીઓ પછી તે ગમે તે પ્રકારના સ્થળચર, જળચર કે ખેચર આદિ વર્ગના હોય, તો પણ તેઓની અદર પોતપોતાની જાતિ દેશ, કાળ, અને તેઓના શારીરિક યન્ત્રોની યોજના તેમજ માનસિક શક્તિઓના વિવિધ પ્રદેશોની ન્યૂનાધિકતાના પ્રમાણોને અનુસરી, તેઓની અદર પણ અનેક પ્રકારની પરિશીલન ક્રિયાઓની પ્રવૃત્તિઓ યથાવત્ જોવામા આવે છે

દૃષ્ટાન્ત તરિકે—

1 કીટ પતગ આદિ વર્ગની અદરના પતગિયાઓ સભોગક્રિયા માટે પરસ્પર સયુક્ત થાય તે પહેલા અનેક સુદર અને રમ્ય પ્રદેશોમા અનેક પ્રકારની સુવાસિત પુષ્પરજથી સુગધિત થઇ રહેલ છોડોની આસપાસ, આમતેમ ઉપર નીચે ગોળ ચક્કરમા તેમજ આડીઅવળી અનેક પ્રકારની કુદણીઓ ફરી, પોતાની આંખોના અનેક પ્રકારના

વિનોદરૂપ વિચિત્ર ક્રિયાઓ સાથે મજા કરે છે. અનેક પ્રકારના રૂપરંગવાળા પાંદડાઓ, વૃક્ષોની શાખાઓ પુષ્પોની કળીઓ વિગેરેનાં અવયો... તાપે ઉઠી કરે છે અને તેઓની જ્યારે ઉડવાની તેમજ રૂપરંગ વિગેરે અવલોકન કરવાની બધી શક્તિઓના ~..નંદોને ગ્રહણ કરનાર માનસિક અને શારીરિક અવયવો જ્યારે બરાબર ઉદ્દીપ્ત થયેલાં હોય ત્યારેજ પ્રેમપૂર્વક એવી તેવીજ દશામાં સંભોગક્રિયા માટે સયુક્ત થાય છે. પરિણામે પોતાની સંતતીને તેવાજ પ્રકારનાં ગુણકર્મ સ્વભાવો અર્પણ કરવામા વિજયી નિવડે છે.

પક્ષિઓ પણ આજ પ્રમાણે પરસ્પરની પરિશીલનક્રિયા માટે પોતપોતાની જોડી સાથે સંયુક્ત થઇ અનેક વૃક્ષોની શાખા પ્રશાખાઓપર ઝુલી, નાચિ, કુદિ, રમ્ય વિનોદ કરી, પોતપોતાની ઉડવાની, બેસવાની લડવાની, એકબીજાને પકડવાની, કે સતાકુકડી આદિની રમત ગમતદ્વારા છુપાઇ જવા આદિની અનેક સાવધતા પૂર્ણ રમતો આમતેમ ફરી, રમી પોતાના સર્વ અવયવોને પ્રદીપ્ત કર્યા પછીજ બન્ને વર્ગના યુગ્મો સંભોગક્રિયા માટે પ્રવૃત્ત થાય છે. તેઓનો ફરવાનો સમય, સ્થાન, નૃત્ય આદિ ક્રિયાઓ, તેઓના ગીતો વિગેરેનું બારિકીથી નિરીક્ષણ કરનારાઓને આ વિષયમાં અનેક પ્રકારની મધુરતાઓ સ્પષ્ટ અનુભવમા આવે છે. જ્યારે તેઓનાં સંભોગ સમયની સ્થિતિઓના ફેરફારોમા પણ પાંખોનો વિસ્તાર, ફડફડાટ, તેઓનુ કુંજન, સુરક્ષિત વૃક્ષની ડાળીઓ કે શાખાઓ ઉપર એવીજ સાવધતાપૂર્ણ ભાવે બેસવું, ફરવું તેમજ સયુક્ત થવુ, કે જેથી તેઓની સમતુલિત અવસ્થા પણ જળવાઈ રહે અને સાથે સાથે શારીરિક જીવનના બધા આનંદોનો અનુભવ લઇ પોત-પોતાની ક્રિયામાં સર્વ ભાવે સયુક્ત થઈ શકે, આવી સ્થિતિ અને સંયોગોમાજ તેઓ સંભોગ ક્રિયા માટે પ્રવર્તમાન થાય છે.

પશુ આદિ વર્ગમાં વાઘ, સિંહ, બિલાડી, શિયાળ, વરૂ આદિ પ્રાણીઓ પણ પોતાની જાતિ આદિના સ્વભાવ લક્ષણ અને ચરિત્ર આદિને અનુસરી પોતપોતાના જુસ્સાઓને ખુબ ઉશ્કેરીને પ્રદીપ્ત કર્યા પછીજ સંભોગ ક્રિયા માટે પ્રવર્તે છે આ વખતે પોતપોતાની જાતિના સ્વભાવને અનુસરી દોડવા, કુદવા, હુમલો મારવા તેમજ નખ, પુચ્છ, વાળ, કેશવાળી કે એવાં અન્ય શારિરીક તેમજ માનસિક અવયવોની યથાયોગ્ય પ્રદીપ્ત થયેલી દશા યથાવત્ બન્ને જાતિદ્વારા અનુભવાય છે. અને ત્યારેજ તેઓ પોતપોતાના સંતાનોની અંદર તેવા તેવા પ્રકારના હિંસક, લડાયક, ફાડીખાનાર, શિકારી કે છદ્મવૃત્તિવાળા સ્વભાવના અવતરણો કરી શકે છે

૭. મયુર, પોતાની સમ્પૂર્ણ કળાથી પોતાનુ દરેકેદરેક પિંછું ખુબ ઉશ્કેરી સમ્પુર્ણ રીતે ફેલાવી પોતાના સમગ્ર અંગોથી સુંદર રીતે અનુપમ નૃત્ય આદરી થનગનાટ મચાવી મુકી પોતાની શારીરિક સમ્પૂર્ણ કળાઓનો વિસ્તાર કરી અને માનસિક સર્વ ભાવોને પ્રદીપ્ત કરી જ્યારે ખુબ આનંદપૂર્વક પોતાની પ્રિયા ઢેલને સંભોગાર્થે પોતાના મધુર ટહુકાર દ્વારા આહ્વાહન કરે છે અને જ્યારે તે આવે પ્રસંગે તેના આહ્વાહનને સ્વીકારી કુદરતની ઈચ્છાને આધિન થઈ, બન્ને સંભોગ માટે સયુક્ત થાય છે ત્યારે સૃષ્ટિનુ એક અનુપમ શોભાયુક્ત દશ્ય, ખરેખર પ્રત્યક્ષ થાય છે

૮. આવીજ રીતે ગાય, અશ્વ અને ગજ આદિ પ્રાણીઓની અંદર પણ પ્રજનન ક્રિયા પ્રસંગે તેતે પ્રાણીઓને અનુકુળ સર્વ પ્રકારના ભાવો સ્થિતિઓ અને નાદો વિગેરેની પ્રવૃત્તિઓ તથા દોડવા કુદવા કે તરવા વિગેરેની જળ ક્રીડાઓ કે સ્વસ્વરૂપને અનુકુળ આવે તેવી ભાવનાઓનુ યથાવત પ્રદીપન કરવામાં આવે છે અને એવા સમ્પૂર્ણ ભાવનાઓની પ્રદીપ્ત હાલમાજ પ્રજનન ક્રિયાની પ્રવૃત્તિઓ થાય છે.

૯ સૃષ્ટિની મહાન અને ભવ્યમૂર્તિરૂપ, કુદરતના મહાન શોભારૂપ ગણાતા માનવપુષ્પના પ્રજનન કાર્યરૂપ અમાંધાન પ્રસંગે પણ સયુક્ત થવા ઈચ્છતા સ્ત્રી અને પુરૂષરૂપ બન્ને માનવ-યુગ્મોએ, લગ્નસબંધદ્વારા જાહેર રીતે સયુક્ત થયા પછી પ્રજનન ક્રિયા માટે તેવાજ ભવ્ય અનુપમ અને તેના માનસયંત્ર તેમજ શરીરયંત્રને અનુકુળ આવે તેવા સર્વ શુભ સંયોગો વચ્ચે, તેવાજ અનુકુળ પ્રસંગે, તેવીજ શુભ અને આરોગ્ય યુક્ત શારીરિક

અવસ્થામાં અને સુમનસ્-સુન્ન દશામાં, સંયોગ ક્રિયાની પ્રવૃત્તિ કરવી જોઇએ આ એક મહાન સ્પષ્ટ અને અમ-લ્યનો રહસ્યપૂર્ણ સિધ્ધાન્ત છે.

આવી ક્રિયાની સમ્પૂર્ણ સિધ્ધિ માટે પોતાને અનુકૂળ આવે તેવી સ્ત્રીની પ્રસંન્દગી કરવાની ખાસ જરૂર પડે છે. એ ક્રિયાની યથાવત પ્રદીપ્તિમાં સહાયભૂત થવા માટે પુરૂષે પોતાની આસપાસના સંયોગ, સ્થિતિઓ અને અનુકુળતાઓ વિગેરેનો વિચાર કરી ભાવી સંતતિ કેવા પ્રકારની જન્મે અથવા તે પોતે કેવી સતતિને ઇચ્છે છે તેનો યથાર્થ વિચાર કરી, તદનુકુળ રમ્ય સ્થાન, આસન, શય્યા, શૃંગારગૃહ કે વિલાસભૂવન વિગેરેની યોજના કરવાની ખાસ જરૂર પડે છે.

તેમની પોતાની તેમજ પોતાની ધર્મ પત્નીની શારીરિક અને માનસિક સ્થિતિઓ, સંસ્કારો અને તે સમ-યના સમગ્ર બાહ્ય તેમજ આન્તરીય વાતાવરણને પણ પોતાની ઉપર્યુક્ત અનુપમ ઇચ્છાને અનુરૂપ કરવા માટે બન્નેએ વિચારપૂર્વક સર્વ અનુકુળ યોજનાઓ સાથે મળી કરવાની ખાસ જરૂર છે

તેઓ બન્નેએ સાથે મળી જે કોઈ કાર્ય, ભવિષ્યની પ્રજાને જન્મ આપવા માટે ગર્ભાધાનરૂપ ક્રિયાદ્વારા અનેક પ્રકારના કાર્યોની પ્રવૃત્તિદ્વારા સંયુક્ત થઇ કરવાનું છે, તે પ્રજનનક્રિયાદ્વારા આ વિશ્વમાં તેઓ એક બુધ્ધિશાળી પ્રજાને જન્મ આપશે કે નૈતિક અને ધાર્મિક લાગણીઓની પ્રબળતાવાળા બાળકને સંસારમાં આહ્વાહન કરશે કે કોઈ વીર નરને પેદા કરી પોતાના દેશની કાયાને પલટાવવામાં અદ્ભુત રીતે સહાયભૂત થાય તેવા એક મહાન નેપોલીયન કે ભીમા-ર્જુન સમ બલવીર નરને જન્મ આપશે અથવા એક કળાકોશલ્ય અને સંગીત આદિ કળાઓમાં પ્રાવીણ્ય મેળવનાર પ્રવીણ કલાધારી વ્યક્તિને જન્મ આપશે, એ સર્વનો આધાર, તેઓ બન્ને પોતપોતાની કેવા કેવા પ્રકારની શારીરિક કે માનસિક લાગણીઓ, વૃત્તિઓ કે ભાવનાઓના ઉદ્દીપન પૂર્વક સંયોગ ક્રિયા માટે પ્રવર્તમાન થાય છે, તે ક્રિયાના ઉપર મોટે ભાગે બધો આધાર રાખે છે.

રાગવૃધ્ધયર્થ, ઉદ્દીપન રાગોત્પાદન, આદિ કાર્યો માટે કરવામાં આવતી ચુંબન, નખચ્છેદન, દંશન, આલિંગન આદિ સર્વ ક્રિયાઓની પ્રવૃત્તિઓ, જેઓનું સામાન્ય વર્ણન પૃષ્ટ ન રહ્ન પર કરવામાં આવેલ છે તેમાંની લગભગ બધી ક્રિયાઓ શારીરિક અને માનસિક અનેક પ્રકારના ભાવેના ઉદ્દીપન માટે જ ખાસ કુદરતી હેતુઓને અનુસરીને યોજાયેલી છે. એમાં માનવસમાજકૃત એકપણ યોજનાને સ્થાન નથી પણ કુદરતની અન્ય પ્રજનન-ઇચ્છાને અનુરૂપજ એ બધી સંકલનાઓ છે. એ આ અગાઉના સર્વ વિવેચન પછી અને આટલી ભૂમિકા પછી હવે વધુ સ્પષ્ટ થઈ શકે તેવું છે

વાત્સ્યાયન કામસૂત્રમાં કહેવામાં આવ્યું તે પ્રમાણે—

"चुम्बननखदशनच्छेद्यानां न पौर्वापर्यमस्ति।
रागयोगात् प्राक्संयोगादेषां प्राधान्येन प्रयोगः। प्रहणनसीत्कृतयोश्च संप्रयोगे॥
ललाटालककपोलनयनवक्षःस्तनोष्ठान्तर्मुखेषु चुम्बनम्।
रागवृद्धौ संघर्षात्मकं नखविलेखनम्।
तथा दशनच्छेद्यस्य सात्म्यवशाद् वा॥
मदयन्तिप्रमाणां न स्थानमस्थानं वा विद्यत इति सुवर्णनाभः।"

वात्स्यायन कामसूत्र।

**ભાવાર્થ**—ચુંબન નખદશન, છેદન આદિ ક્રિયાઓમા અમુક ક્રિયા પહેલાં અને અમુક પછી કરવી એવો કાંઇ ક્રમ નથી

જે પ્રમાણે રાગ ઉત્પન્ન થાય ને પ્રમાણે સયોગપૂર્વે તેવી ક્રિયાનો મુખ્ય અંશે પ્રયોગ થાય છે

લલાટ નયન કપોલ વક્ષસ્થળ સ્તન અને ઓષ્ઠ આદિ સ્થાનોમા ચુંબન પ્રયોગ કરવામાં આવે છે.

રાગની વૃદ્ધિ કરવા માટે સંઘર્ષાત્મક નખ-વિલેખનનો પ્રયોગ છે.

તેજપ્રમાણે દશન છેદનો પણ અનુકુળતા પ્રમાણે પ્રયોગ છે

પણ રતિચક્રની પ્રવૃત્તિ જ્યારે યથાવત પ્રવર્તિ રહે છે, ત્યારે અમુક ક્રિયા માટે અમુકજ સ્થાન કે સમય એવા વિધાનની વિધિ રહેતી નથી.

(વાત્સ્યાયન કામસૂત્ર.)

આમ કામશાસ્ત્રના પ્રણેતા મહર્ષિ વાત્સ્યાયનનુ કહેવુ છે, ને તે ખરેખર યથાર્થ અને રહસ્યપૂર્ણ છે એટલુજ નહિ પણ Human anatomy and Physiology, તેમજ Psychology શારીરશાસ્ત્ર શારીરવિજ્ઞાનશાસ્ત્ર અને માનસશાસ્ત્રની પદ્ધતિને તદ્દન અનુસરતુજ છે એમ આ સ્થળે કહ્યા વિના ચાલે તેમજ નથી એ કથન કામવૃત્તિ કે શૃંગાર પ્રિયતાને લઇને પ્રેરાયેલુ નથી પણ કુદરતની ભવ્ય ઈચ્છાને અનુસરી જે જે કોઈ ભાવો દૃષ્ટિગોચર થયેલા છે તેનુ માત્ર સુવ્યવસ્થિત રીતે અવલોકન કરી કુદરતી અંશોનુ જનહિતાર્થે માત્ર વિવેચનજ કરવામા આવેલ છે એમ માનવામા કોઇપણ પ્રકારની શંકાને સ્થાન નથી. આપણે પણ કુદરતની એજ ભવ્ય ઈચ્છાને અનુકુળ રહી, સમય સ્થાન, શૃંગારગૃહ અને આસપાસના સયોગો આદિ સબંધમા આ પ્રજનન ક્રિયાને અંગે વિચાર કરવા યોગ્ય કેટલીક અગત્યની ચર્ચા, આ નવમા પ્રકરણના અન્ત ભાગમા યથાવકાશ કરીશુ તો તે કઇ અપ્રાસંગિક તો નહીજ ગણાય—

છતા આવા સર્વ વિવેચનો વખતે એટલુ તો ખાસ ધ્યાનમા રાખવાની જરૂર છે કે એ બધુ વિવેચન ખાસ કરી માનસશાસ્ત્ર, મસ્તકવિદ્યા, તેમજ સુજનનશાસ્ત્રના સિદ્ધાન્તોને અનુસરીનેજ આ ગ્રન્થની અંદર જેમ કરવામા આવેલ છે, તેમ આ પ્રકરણની અંદર પણ એજ દૃષ્ટિથી એ વિષયનુ વિવેચન કરવામા આવેલ છે ખાસ સમય, સ્થાન, અન્ય સાધનો અને આસપાસના સયોગો તેમજ ખાસ કરી શૃંગારગૃહ વિગેરેની સર્વ યોજનાઓ તેમજ સભોગપૂર્વના સર્વ બાહ્યરતોપચારો તેમજ સભોગ સમયના સર્વ આન્તરરતોપચાર વિધાનો વિગેરેની સમ્પૂર્ણ ક્રિયા-પરપરાઓના સવ ઉદ્દેશોનો સમુદાયરૂપે સમાવેશ, માત્ર માનસિક અને શારીરિક સર્વ ભાવનાઓની ઉપતપ્તિ અથવા ઉદ્દીપનમાજ થાય છે. એ બાબત અહી ખાસ ધ્યાનમા રાખવા યોગ્ય છે કારણ સભોગધર્મદ્વારા સયુક્ત થવા ઈચ્છતા સ્ત્રી અને પુરૂષના જે જે શારીરિક અને માનસિક ભાવોનુ જેટલા જેટલા પ્રમાણમા ઉદ્દીપન અથવા ઉપતપ્તિ થાય છે તે તે અંશો તેટલા તેટલા પ્રબળ અથવા મદ પ્રમાણમા ભાવી પ્રજાની અંદર બીજરૂપે ઉપતપ્ત થઇ અવતરે છે અથવા જો યથાવિધિ ઉપતપ્ત ન થાય તો યથાવત્ નથી અવતરતા, આ એક અતિ અગત્યનો **સુજનન શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.** જેના તરફ પ્રજનનક્રિયાદ્વારા સતાનોત્પત્તિ અર્થે પ્રયત્ન કરવા ઈચ્છતા સર્વ યુગ્મોનુ ખાસ ધ્યાન ખેચવામા આવે છે

કુદરતે, પોતાના આ સિદ્ધાન્તદ્વારા મનુષ્યના હાથમા એક એવુ સબળ શસ્ત્ર સોંપેલ છે કે તે પોતાની સ્વતંત્રતાથી જેવી જેવી ભાવના તે કરે, તેવા તેવા પ્રકારની પ્રજા પેદા કરવામાં તે પોતે ઘણે અંશે કુદરતને સહાયભૂત થઇ શકે તેમ છે એટલા માટે આ સિદ્ધાન્તને દરેક સ્ત્રીપુરૂષે યથાવત સમજવાની જરૂર છે

## મનુષ્યના સમગ્ર અસ્તિત્વનું ઉદ્દીપન કરવાના પ્રકારો-અને ભાવી સંતતિનો તે સાથે સંબંધ.

આટલા માટે સૌથી અગત્યની અને ખાસ ધ્યાન આપવા યોગ્ય બાબત એ છે કે સ્ત્રી અને પુરૂષોના યુગ્મો જેવા પ્રકારની ભાવનાઓ, શક્તિઓ, લાગણીઓ કે બુદ્ધિશક્તિઓ કે અન્ય પ્રકારની યોગ્યતાઓવાળી પ્રજાને જન્મ આપવાની ઇચ્છા રાખે તેવા તેવા પ્રકારની ભાવનાઓ, ઇચ્છાઓ, વૃત્તિઓ, લાગણીઓ કે બુદ્ધિ આદિ શક્તિઓના અવયવોને તેઓ બન્નેએ સાથે મળી યથાવત પ્રદીપ્ત કરવા જોઈએ. આથી એ સ્પષ્ટ થાય છે કે—

૧ આત્મરક્ષક વૃત્તિઓની પ્રબળતાવાળી પ્રજા પેદા કરવા માટે આત્મરક્ષકવૃત્તિઓના સમૂહનું યથાર્થ ઉદ્દીપન કરવું જોઈએ

૨ ઘરસાંસારિક વૃત્તિઓની પ્રબળતાવાળી પ્રજા પેદા કરવા ઇચ્છતા સ્ત્રી પુરૂષોએ ઘરસાંસારિક લાગણીઓના (Social and Domestic Feelings) સમૂહનું યથાર્થ પ્રદીપન કરવું જોઈએ

૩ ઉત્કર્ષવૃત્તિઓના પ્રબળ ભાવોવાળી પ્રજાની કામનાવાળાઓએ પોતપોતાની ઉત્કર્ષભાવનાઓને યથાવિધિ જાગ્રત કરવી જોઈએ

૪ નૈતિક અને ધાર્મિક ભાવનાઓની પ્રબળતાવાળી પ્રજાની અભિલાષાવાળા સ્ત્રીપુરૂષોએ પોતાની તે તે પ્રકારની નૈતિક અને ધાર્મિક ભાવનાઓનું યથાવિધિ ઉદ્દીપન કરવું જોઇએ

૫ તેજ પ્રમાણે પ્રાવિણ્ય પ્રદાયક શક્તિઓની પ્રબળતાવાળી પ્રજાને જન્મ આપવાની આકાંક્ષાવાળા સ્ત્રીપુરૂષોએ પોતાના સર્વ ભાવોથી પોતપોતાની પ્રાવિણ્ય પ્રદાયક શક્તિઓના સમૂહની વૃત્તિઓને સુંદર રીતે પ્રદીપ્ત કરવાના સર્વ પ્રયત્નો આદરવા જોઇએ

૬-૭ જ્યારે અવલોકનશક્તિઓ અને બુદ્ધિ શક્તિઓની પ્રબળતાવાળી પ્રજાની અભિલાષા રાખનાર યુગ્મોએ પોત પોતાની તે તે સમૂહની વૃત્તિઓને યથાવત કેળવી ખીલવી સમૃદ્ધ બનાવી સતત ઉદ્દીપ્ત કરવી જોઈએ કે જેથી તેઓની પ્રજા પણ તે તે પ્રકારના ઉદ્દીપક ભાવોને જન્મથીબીજરૂપે વીર્યદ્વારાજ ગ્રહણ કરી માતાના ગર્ભમા પ્રથમથીજ તે તે ભાવનાઓના કે શક્તિઓના ઉપતપ્ત થયેલ ભાવોને ધારણ કરી જન્મ પામે અને જન્મ્યા પછી પણ તે તે ઉદ્દીપ્ત ભાવનાઓના આનંદો પોતે ભલે ગ્રહણ કરી અન્ય આસપાસના માનવસમાજને પણ તે તે વિષયોના આનંદો અધિકાધિક આપી, આ ભૂમીને સ્વર્ગભૂમી અને આનંદનું સ્થાન બનાવી શકે

ઉપર દર્શાવ્યા પ્રમાણે માનસિક શક્તિઓના યથાવત અવતરણ માટે, માનસિક સમૂહ વિશેષના ઉદ્દીપન પ્રકારોની જે પ્રમાણે જરૂર છે, તેજપ્રમાણે કોઇપણ એકાદ અથવા એક કરતા વધારે પ્રકારના સમૂહોનું પણ એકીસાથે સંપૂર્ણરીતે ઉદ્દીપન થઇ શકે છે અને ખરેખરી મજા, ખુબી અથવા તો મનુષ્યની બુદ્ધિમત્તા તો ત્યારેજ ગણાય કે જ્યારે ઉપર દર્શાવેલા નં ૧—થી ૭ સુધીના સમગ્ર સમૂહોના ભાવો સર્વરીતે સમદ્રુવિત અવસ્થામા ઉદ્દીપ્ત કરી ભાવી પ્રજાને ગર્ભાધાન ક્રિયાદ્વારા આપવામા આવે

વળી જે પ્રમાણે માનસિક ભાવનાઓના ઉદ્દીપન માટે પરણ્યા પહેલાના તેમજ પરણ્યા પછીના ઉદ્દીપક પ્રકારો રૂપ પરિશીલનક્રિયાનું વિધાન છે, તેજપ્રમાણે શારીરિક અવયવો અને તેઓની ભાવનાઓના ઉદ્દીપન માટે લગ્ન પછીના વિવાહિત જીવનમા પણ તેવી પરિશીલન વિધિનો યથાવત ઉપભોગ થઇ શકે છે જેનો યથાવિધિ ઉપયોગ કરવો એ પણ એક શારીરિક ધર્મજ છે

દષ્ટાન્ત તરીકે—

**ચુંબન**—મુખ, ગાલ, ઓષ્ઠ અને નયન આદિ સ્થાનોમાં વેગયુક્ત રૂધિરાભિસરણ, તેનાથી પેદા થતી રક્તતા, મુખ આદિ અવયવોની પ્રફુલ્લતા, અને તે તે સ્થાનના જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓને ગતિ આપી, પ્રદીપ્ત કરી, તે તે સ્થાનના મુખ, જીહ્વા, દન્ત, અને તે તે સ્થાનની રસગ્રન્થીઓ અને રસવાહિનીઓ તેમજ રક્તવાહિનીઓનાં ગ્રુપોને પ્રદીપ્ત કરી જાગ્રત કરવાનુ અતિ મહત્વયુક્ત શારીરિક તેમજ માનસિક કાર્ય કરે છે. આટલા માટે **ચુંબન ક્રિયા** એ આ સભોગ ધર્મોની અંદરની એક અતિ ઉપયોગિ ગણવાયોગ્ય ઉદ્દીપક ક્રિયાનુજ એક ધાર્મિક અગ છે.

**નખ-દશન-છેદન**—આદિ ક્રિયાઓની ઉપયોગિતા પણ ઉપર પ્રમાણેનીજ ક્રિયાપરંપરાઓની પ્રવૃત્તિનો સંચાર કરવા માટે, અમુકજ અશે અને અમુકજ પ્રકારની વ્યક્તિવિશેષને માટે ઉપયોગિ છે જેઓ સ્વભાવે શાન્ત, ધીર અધ્યાત્મરત તેમજ ધાર્મિક વૃત્તિઓવાળા હોય છે, તેઓને નખદન્તના પ્રહારોદ્વારા કોઈપણ પ્રકારની તૃપ્તિ કે આનંદ મળતો નથી. પણ જેઓ સ્વભાવે ક્રુર, જરા કઠોર, ટીકાખોર, અસીજન્યશીલ અને ઉગ્રસ્વભાવના, ધીટાઈ તેમજ અન્યને ખિજવવામાં હમેશા ઉત્સુક (નં. ૬-૪૨-૨૨) આદિ વૃત્તિઓના ભાવવાળાં હોય છે, તેઓને તે વધારે રૂચિકર લાગે છે.

**આલિંગન-આશ્લેષણ**, આ ક્રિયાદ્વારા, શરીરના સર્વ અંગોને ગતિ, બળ, ઉત્સાહ, વેગ, રસસમૃદ્ધિ અને રક્તવિપુલતા, રૂધિરાભિસરણની અધિકતા, હૃદય અને ફેફસાઆદિ અવયવોનો યથાવત વિકાસ-સ્ફુરણા, શ્વાસોશ્વાસ વિગેરે ક્રિયાઓની અધિકતા અને સમગ્ર શરીરની રક્તવાહિનીઓ તેમજ માસપેશીઓને ગતિ અને ચપળતા આદિ સર્વ શારીરિક ફેરફારોયુક્ત-ભાવો શરૂ થવા સાથે, તે તે સ્થાનના અવયવોમા ગતિ થતા, તે તે સ્થાનના અવયવોના અન્તર-રસોમાં સચાર અને વેગ પણ જન્મ પામે છે, અને એ ઉપરાત તે તે સ્થાનના જ્ઞાનતન્તુઓ અને ક્રિયાતન્તુઓની ઉપતપ્તિ ઉપરાંત, આનદવિશેષની પણ પ્રાપ્તિ થાય છે. આટલામાટે આ આલિંગન ક્રિયાની પણ યથાવત્ પ્રવૃત્તિ થવીજ જોઇએ.

**કુચમર્દન-સ્તનાલિંગન અને ચુષણ**—આદિ ક્રિયાઓનો ઉપયોગ પણ ઉપર પ્રમાણેજ તે તે સ્થાનની રસવાહિનીઓમાં રસનો અધિકાધિક સચાર કરી, સ્મર સમર્દન-જન્ય ગતિ અને વેગને ઉત્પાદન કરી, રક્તના અભિસરણને યથાવત્ ગતિ આપી તે તે અવયવમા સમૃદ્ધિ, પુષ્ટિ અને હ્રષ્ટિ આદિ કાર્યોને સ્થાપન કરી, ભાવી પ્રજાના રક્ષણ, પોષણ અને તોષણ આદિ કાર્યો માટેની સમૃદ્ધિ પ્રાપ્ત કરાવવા માટે થાય છે. આવા આવા અનેક અન્ય પ્રયોજનોની સસિદ્ધિ અર્થે સ્તનાલિંગન અને સ્તન-ચૂષણ આદિ ક્રિયાઓની પણ યથાવત જરૂર છે, એમ શારીરશાસ્ત્ર અને માનસશાસ્ત્ર તેમજ સજનનશાસ્ત્રના સિદ્ધાન્તોદ્વારા સ્પષ્ટ રીતે સાબિત થાય છે

**કેશ કલાપ ગ્રહણ**, અને મુખ, મસ્તક, કપોલ, ભ્રમર, નયન, તેમજ ચિબુક આદિ અવયવો પર, કામજ વિદ્યુત્ પ્રેરિત હસ્ત અથવા અગુલી આદિના મધુર સ્પર્શ આદિ દ્વારા, સમ્યક રીતે પેદા કરવામાં આવતા વિદ્યુત-સવાહક અનેક પ્રવાહોની ગતિ પણ, સ્ત્રી અને પુરૂષોના તે તે અવયવ વિશેષની સુદરતા, મધુરતા, કોમળતા અને રૂપરગ વિગેરે ને વધારવામાં ઉપર પ્રમાણેજ અનેક રીતે સહાયભૂત થાય છે. આ વિષયથી સામાન્ય રીતે સર્વ કોઈ જ્ઞાતજ હોય છે; પણ તેના શાસ્ત્રીય કારણોની સમજપૂર્વક, તેની ક્રિયાઓને આરંભવામા, કોઇ અજબ પ્રકારના આનદો સમાયેલા છે એ ભુલવું જોઈતુ નથી. આ બાબતમાં વિવેચન કરતા **ડૉ. મેગનસ હર્શફીલ્ડ** જણાવે છે કે-મનુષ્યના સમગ્ર શરીરની અંદર પ્રસરી રહેલી "Sexual sense" **કામસવેદના**" નામની એક અસાધારણ પ્રકારની વૃત્તિ અથવા ઈન્દ્રિય વિશેષ છે તેનુ કાર્ય તે કહે છે તે પ્રમાણે—

"There is existance of a peculiar "Sexual sense" of receptive areas for sexual stimuli, furnished with a sensory substance, ondowed with a peculiar specific sensibility I regard love and sexual impluse as a molecular movement or force of a quite

specific quality, streaming through the nervous system, and accompanied by a quite peculiar sensation or pleasure tone, arising from a condition of excitement of the sexual cells'

**ભાવાર્થઃ—**

'**કામસંવેદના**" નામની એક ખાસ પ્રકારની વૃત્તિ વિશેષને પેદા કરનાર અને ભાવને ગ્રહણ કરનાર, શરીરની અંદર ખાસ ખાસ તન્તુ વિશેષના જ્ઞાનયુક્ત સ્થાન વિશેષો છે, જેમ કે માતૃ પ્રેમ વળી પ્રેમ અને સર્જનન ઈચ્છા દ્વારા એક એવા પ્રકારની ખાસ ચોક્કસ પ્રકારની, શરીરસ્થ પરમાણુઓના પ્રવાહની ગતિ શરીરમાં અને ખાસ કરી જ્ઞાનતન્તુ અને ક્રિયાતન્તુઓના પ્રવાહોમાં પેદા થાય છે જેને પ્રતાપે અમુકજ ખાસ પ્રકારના "સંભોગજન્ય" આનંદની લાગણી કામતંતુરસઅણુઓદ્વારા ઉદ્દિપ્ત થઈ, અનુભવાય છે *

આવા જે તેના વિચારો છે તેમાં ખરેખર ઘણું તથ્યાંશ છે મસ્તકવિદ્યાના સિદ્ધાન્તો પ્રમાણે તે યથાર્થજ છે **કામવૃત્તિના મસ્તકની અંદરના માનસ અવયવો** (Centres of Amativeness) અને સ્રીપુરૂષના ધડની અંદરના લગભગ છેવટના ભાગમાં આવેલા પ્રજનન ક્રિયાને પ્રવર્તાવનાર પ્રજનન અવયવો સુધીના સમગ્ર તન્તુ સમુદાયો અને અવયવો સાથે, આ વૃત્તિ ઘણોજ નિકટ સબંધ ધરાવે છે એ અમે આગાઉના પ્રકરણોમાં ઘણીજ સ્પષ્ટ રીતે સમજાવેલ છે જેથી તેનો અત્રે વિસ્તાર કરવાની હવે જરૂર રહેતી નથી

---

* तव न जाने हृदयं मम पुनः कामो दिवापि रात्रावपि निर्घृणस्तपति

बलीयस्त्वयिवृत्तमनोरथान्यङ्गानि ।

કવિ કાલીદાસના શાકુંતલના આ શ્લોકપર ટીકા કરતા ટીકાકાર કહે છે કે—

१ आलिङ्गन भुजयोर्मनोरथः ।

२ त्वत्कान्तिझरप्रवाहपानं तु चक्षुषोः ।

३ त्वद्वचनामृतसरसि निमज्जनं च श्रवणयोः ।

४ त्वन्मुखसरोजश्वासाघ्राणं नसो ।

५ शशाङ्ककोमलत्वदङ्गारोहणं नितंवस्य ।

६ त्वत्करतलमेलनं कुचयोरित्यादि—एवं भूतमनोरथानि ममाङ्गानि कामो अधिक तापयति ॥

**ભાવાર્થ—**

ભુજઆલિંગન માટે, નયનો તારી કાન્તિના પ્રવાહનું પાન કરવા માટે, ત્હારા વચનામૃત સરની અંદર સ્નાનાર્થે શ્રવણો નાસિકા ત્હારા મુખસરોજનું શ્વાસાઘ્રાણ કરવા માટે નાસિકા નિતંબ આરોહણ કરવા માટે તારા કરતલનો મેળાપ કરવા માટે કુચ આદિ અવયવો વિગેરેને અનેક રીતે નિર્ઘૃણ બનેલો કામ-મારા પ્રત્યેક અંગના મનોરથો જે તારી અંદરજ સંચિત થઈ ગયેલા છે તે સર્વને સતાપે છે

પણ માનવસમાજનો મોટો ભાગ જે આવા પ્રકારના વર્ણનો કે વિવેચનોના શાસ્ત્રીય અંશોને ન સમજતા ઉપર ઉપરથી એવી બધી ક્રિયાઓ તરફ તથા એવા કામતપ્ત ભાવોની જાગૃતી તરફ, વગર સમજ્યે જે અનેક પ્રકારની ધૃણાઓ દર્શાવવાની અજ્ઞાનતાભર્યા ચેષ્ટાઓ આદરે છે અથવા ધર્મનીતિ સદાચાર કે સદ્‌વ્યવહારના બહાના હેઠળ આવા સંયોગધર્મોના ગુઢ સિદ્ધાન્તો સબંધમાં, માનભરી સભ્ય ચર્ચા કરવાને પણ તૈયાર ન થતા તેવી ચર્ચા કરનારાઓને પણ જેઓ કફોડી સ્થિતિમાં મુકવાના નિંદનીય પ્રયત્નો આદરે છે, તેવાઓને આવા મહાન વિષયનું શાસ્ત્રીય રહસ્ય સમજાવવા માટે આટલી ચર્ચા આ સ્થળે કરવી, તે કોઇ રીતે અયોગ્ય તો નહીંજ ગણાય

**કામશાસ્ત્રના પ્રણેતા ૠષિવાત્સ્યાયન**—તો આથી પણ આગળ વધીને સમગ્ર પરિશીલન ક્રિયાના પ્રસંગોનું જે વિવિધ રીતે વર્ણન કરે છે અને પોતાની વર્ણન કરવાની શૈલીને એવી તો અદ્‌ભુત રીતે ક્રમવાર ગોઠવી વાચકવર્ગ સન્મૂખ તે પોતાના સર્વ ભાવો એવી તો ખુબી અને રસભરી રીતે રજુ કરે છે, કે તેની શૈલીપાસે આપણા સર્વ વિચારો અને આ વિષયને છુપુ રાખવાના સર્વ પ્રયત્નો ખરેખર આપણા મનમાં તિરસ્કારજ પેદા કરે છે જે ક્રિયાના ઉપર માનવસતતિનો મહાન આધાર છે, જે ક્રિયાદ્વારા જગતના મહાન વિદ્વાનો, વકીલો, બારિસ્ટરો, સાધુ પુરૂષો, સન્યાસીઓ, લેખકો, શોધકો, કળાધરો, સંગીતશાસ્ત્રીઓ, મહાન પદાર્થવિજ્ઞાનવેત્તાઓ ખગોળવેત્તાઓ અને તત્વજ્ઞાનીઓ ધર્મપ્રવર્તકો તેમજ મહાનમાં મહાન રાજ્યનીતિનિપૂણ પુરૂષો પેદા થયા છે, થાય છે અને હજી ભવિષ્યમાં થશે, તેવી એ મહાન ભવ્ય અને રહસ્યપૂર્ણ ક્રિયાના શાસ્ત્રીય સંશોધન અને વિવેચન સબંધમાં આટલી બધી મહાન ગભીર ખામોશી, કે મૌન શામાટે હોવું જોઈએ? કોલેજો અને પાઠશાળાઓમાં, યોગ્યઉમરે પહોંચેલા બન્ને વર્ગના વિદ્યાર્થીઓમાં, આવા વિષયોનું શાસ્ત્રીયશિક્ષણ શામાટે આપવામાં ન આવે? શું એમાં કાંઇ અસભ્યતા છે? કુદરતી નિયમોના અવલોકનો કરવામાં અને તેના શાસ્ત્રીય નિયમોનું સંશોધન કરી જ્ઞાન મેળવવામાં કદીપણ અસભ્યતાની ગંધ આવવા દેવી એ શું ઈષ્ટ છે? આવા વિષયોનો, માનવસમાજની વંશવિશુદ્ધના પ્રચારાર્થે અને સુસંતાનોની પ્રાપ્તિ અર્થે સુસ્પષ્ટ ભાષામાં અને વિશુદ્ધ ભાવોથી પ્રચાર કરવાની શું ઓછી આવશ્યકતા છે? જ્યારે તેમાં એવું કોઈપણ કારણ બાધ કરતા નથી, તો શા માટે આવા વિષયોનું યોગ્ય જ્ઞાન માનવસમાજને યોગ્ય વયે આપવાના પ્રબંધો કરવામાં ન આવે એ કંઇ સમજાતું નથી લગ્ન થઇ ગયા પછીના પરિશીલનવિધાન માટે અને ખાસ કરી સંભોગ સમયે પ્રજનનક્રિયાની યથાવત્ સિદ્ધિ અર્થે, આવી સર્વ ક્રિયાઓના વિધાનોને હેતુપૂર્વક શાસ્ત્રીય રીતે, સમજવાની સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગને ખાસ જરૂર છે કારણ ભાવી સંતતિની યથાવિધિ સંજનન ક્રિયા માટે તેવા સર્વ જ્ઞાનની યથાવત જરૂરીયાત છે, શારીરિક સ્થુલ ભાવોના પરિશીલન માટે જેવી રીતે સ્થુલક્રિયાઓના યથાવત આરંભની સંયોગપૂર્વે જરૂરીયાત છે તેજપ્રમાણે નહી કિન્તુ તેથી પણ વીશેષ રીતે ખાસ અગત્યનું અને અતિ મહત્વપૂર્ણ કાર્ય તો આ માનવસમાજની માનસિક સર્વ પ્રકારની વૃત્તિઓના યથાવત ઉદ્દીપનનું છે જેથી ઉપર જણાવેલા નં ૧ થી ૭ સુધીના સમૂહોની વૃત્તિઓના યથાવિધિ ઉદ્દીપન માટે, સ્ત્રી તેમજ પુરૂષ બન્ને વર્ગે, કેવા પ્રકારના ભાવો પ્રસંગો—સંયોગો અને સાહિત્ય તેમજ અન્ય સાધનસામગ્રીઓનું સેવન કરવું જોઇએ, કે જેથી ભવિષ્યમાં પેદા થનાર સંતતિનું ગર્ભમાં બીજારોપણ થયા પહેલાંજ, તેઓના સર્વપ્રકારના સુખ અને આનંદોના સર્વ શારીરિક તેમજ માનસિક સંયુક્ત અંશોનું યથાવત્ ભંધારણ અને અવતરણ ગર્ભાધાનક્રિયા વખતેજ યથાવત્ સચવાઇ શકે, તેવા સર્વ ઉપાયો સબંધી યોજનાનો વિચાર, ગંભીર રીતે સર્વ સુજ્ઞ સ્ત્રીપુરૂષોએ પોતાની યોગ્ય ઉમરે કરવો જોઈએ

## આત્મરક્ષક વૃત્તિઓની પ્રબળતાવાળી પ્રજાની પ્રાપ્તિના ઉપાયો

**નં. ૧ જીજીવિષા Vitativeness** (પ્રાતઃકાળનો ઓછામાંઓછો અરધોક કલાક તેમજ સાયંકાળનો એકાદ કલાક આ વિષયને અંગે ખાસ રોકવોજ જોઇએ) જે સ્ત્રી–પુરૂષો યથાયોગ્ય વ્યાયામ અર્થાત કસરત, દંડ મેડક, કુસ્તી, અશ્વારોહણ તૈલમર્દન, તરણું, કુદવું, નૃત્ય, ટનીસ ક્રીકેટ, ફુટબોલ, હૉકી, પોલો, આદિ અનેક પ્રકારની કસરતોના શોખદ્વારા પોતાના પ્રાણ હૃદય, પંચેન્દ્રિયો અને માંસપેશીઓ આદિ શરીરના દરેક અવય

યોને યથાયોગ્ય વ્યાયામ આપી પોતાની જીવન ટકાવી રાખનાર તેમજ જીવનને પોષણ આપનાર શક્તિઓની યથાયોગ્ય સંભાળ રાખી વર્તે છે, એવા સ્ત્રીપુરૂષોના સંયોગથી પેદા થનાર પ્રજા પણ તેવાજ પ્રકારની પૂર્ણ જીજીવિષાયુક્ત માનસિક તેમજ શારીરિક ભાવોને મુળ બીજમાંથીજ ધારણ કરી જન્મ પામે છે. યથાર્થ આરોગ્ય પ્રબળ પ્રાણશક્તિ પ્રબળ હૃદય અને પચનેન્દ્રિયોનાં અવયવો તેમજ માંસપેશીઓ તથા અસ્થિસમુદાયનું બળ અને સમગ્રતયા બળ, આયુષ્ય, આરોગ્ય તથા પુષ્ટિ આદિ સાધનોયુક્ત સુંદર સમસુવિભક્ત સર્વ અંગોવાળું શરીર, એ જીવનનું સૌથી મોટામાંમોટું સુખ છે. 'धर्मार्थकाममोक्षाणामारोग्यं मूलमुत्तमम्' ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થની યથાવત્ સિદ્ધિનું મુખ્ય સાધન આરોગ્ય છે. આટલા માટે સ્ત્રી તેમજ પુરૂષ બંને વર્ગે પોતાની પૂર્ણ જીજીવિષા અને આરોગ્યની સરક્ષા અર્થે જેવી રીતે જીજીવિષાનું રક્ષણ પોષણ અને સંવર્ધન કરનાર નિયમોનું પાલન કરી વર્તવાની જરૂર છે. તેજ પ્રમાણે સારી સંતતિ પણ તેવીજ ઉત્તમ જીજીવિષાયુક્ત પ્રદીપ્ત ભાવોવાળી જન્મે એટલા માટે પણ ઉપરોક્ત સર્વ ક્રિયાઓનું બન્નેએ સાથે મળી સેવન કરવાની ખાસ જરૂર છે ખાસ કરી કસરત પ્રાણાયામ, બ્રહ્મચર્ય, નિયમિત શૌચ, દન્તધાવન, સ્નાન, તૈલમર્દન, અશ્વારોહણ, ભ્રમણ, વાતાસેવન, આદિ ક્રિયાઓનું સેવન કરવુ જોઈએ

પૂર્ણ પ્રબળ જીજીવિષાયુક્ત પ્રજાને જન્મ આપવાની પ્રબળ ઇચ્છાથી પરણેલા સ્ત્રીપુરૂષો સંયોગધર્માંથી સંયુક્ત થાય તે પહેલા પોતાના શૃંગાર ગૃહોમા જીજીવિષાની વૃત્તિને ખાસ ઉશ્કેરે એવા પ્રકારના ફોટો, ચિત્રો, પેઈન્ટીંગ્સ સ્ટેચ્યુ, અને અન્ય પ્રકારની રમતગમતોનાં આદર્શ ચિન્હો તેમજ જગત્પ્રસિદ્ધ પહેલવાનોનાં ફોટો વિગેરેથી એ સ્થાનને શણગારવાં જોઇએ વળી સંયોગપૂર્વના અમુક દિવસોમાં અને ગર્ભાધાન પછીના પણ કેટલાક મહીનાઓ સુધી એવાજ પ્રકારના દ્રશ્યોનુ મનન, ચિંતન, અને અવલોકન સ્ત્રીપુરૂષ બન્નેએ કરવું જોઇએ વળી જેઓ ખાનપાન અને રસવૃત્તિ અથવા સ્વાદવૃત્તિની પ્રબળતાવાળી પ્રજાની અતિ કામના યુક્ત હોય તેવા પુરૂષોએ નીચે જણાવેલી બાબતોપર ધ્યાન આપવુ જોઇએ.

## નં. ૨ ક્ષુધા, અને નં. ૩ પિપાસા—(Alimentiveness, and Bibation)

( આ બન્ને વૃત્તિઓને યથાયોગ્ય પ્રકારે કેળવવા માટેનો યથાયોગ્ય સમય તે આપણા બન્ને વખતના ભોજનનો સમય છે. પણ વિવિધ દેશ કાળ અને જાતિના લોકોનો ભોજન કરવાનો વખત અનેક કારણોને લઇ એકજ હોઇ શકે નહી. છતાં દિવસના-૧૧-થી-૧૨ અને રાત્રીના ૭ થી ૮ સુધીનો સમય એ સર્વમાન્ય અને સામાન્ય છે. )

આ ક્ષુધા અને પિપાસા આદિ વૃત્તિઓની યથાર્થ ખીલવણી માટે સ્ત્રી અને પુરૂષોએ અનેક પ્રકારના સ્વાદિષ્ટ પકવાનો, જાતજાતના મેવાઓ, ફળો, શાકપાન, અને ફળફુલ આદિ ભોજ્ય પદાર્થોનો દેશ, કાળ, ઋતુ, સમય, શારીરિક હાલત અને સાત્માસાત્મ્ય આદિ તેમજ પદાર્થમાત્રના ગુણદોષ વિગેરેનો વિચાર કરી, પોતાની પાચનશકિત તેમજ પ્રકૃતિને યોગ્ય રીતે અનુકુળ આવે તેવા પદાર્થોનુ યથાવિધિ સેવન કરવાપર બરાબર ધ્યાન આપવું જોઈએ. ભોજન કરતી વખતે સર્વ કુટુબી મંડળ, વડીલો, સ્ત્રી તેમજ બાળબચ્ચાં વિગેરે એકી સાથે હમેશા सहनाववतु सहनौभुनक्तु ઇત્યાદિ મહામન્ત્રોને અનુસરિ ભોજન કરવું જોઇએ આ પ્રસગે કોઇપણ પ્રકારની કટુ કલેશ યુક્ત, કે ઉચાટ કરાવે તેવી ભાષા, વિચાર કે વર્તનનો બીલકુલ ત્યાગ કરવો જોઇએ. ભોજન માટેનું સ્થાન પણ ઘણુંજ સ્વચ્છ, સુગન્ધીયુક્ત, રમણીય શાન્ત, મનોનુકુળ અને ચિત્તને પ્રસન્ન કરી અનેક રીતે આનંદ આપે તેવું અનુકુળ હોવું જોઇએ જમવાની ક્રીયા પણ શાન્ત, ધીરી, સ્વસ્થચિત્ત યુક્ત, અને અનુદ્વેગ યુક્ત હોવી જોઇએ; એટલુંજ નહી પણ જમતી

કઠોર શબ્દોના પ્રહારોવાળી સ્થિતિ ઉભી ન થાય, એવું પરસ્પરનું વર્તન રાખવાના બધા પ્રયત્નો કરવા જોઇએ એ ખાસ જરૂરનું છે, એટલુંજ નહી પણ અન્ય પુરૂષોના પ્રસંગોમા અને અન્ય વ્યવહારના કાર્યોં પ્રસંગે પણ પોતાના મગજના ક્રોધ કે ગુસ્સાના ભાવોને દર્શાવનાર તત્ત્વોને વારંવાર ઉશ્કેરવાના પ્રસંગો નજ આવવા દેવા અથવા તેવા પ્રસંગો આવે તો તે તે પ્રદેશના તન્તુઓને બનતુંજ શાન્ત અને સ્વસ્થ રાખવાના પ્રયત્નો કરવા, એજ ખાસ ઈચ્છવા યોગ્ય છે અનેક બાળકો જન્મથીજ ચીડીયા, ખીજવાઈ જાય તેવા સ્વભાવના, ઉત્પાતિયા અને ધાધલીયા જોવામા આવે છે તેના કારણોમા માત પિતાના આ સ્થાનમાં તન્તુઓની સતત સતપ્ત હાલતજ મૂળ રૂપે હોય છે, એમ માનસશાસ્ત્રદ્વારા હવે તદન સ્પષ્ટ થયેલુ છે

**ન. ૯. શૌર્યવૃત્તિ**—અથવા સાહસ, હિમ્મત, બળ, પરાક્રમ, કે વીરરસની પ્રબળવૃત્તિવાળા બાળકોની જો અભિલાષા હોય તો, સ્રીપુરુષ બન્નેએ, ગર્ભાધાનદ્વારા કોઈપણ પ્રકારની પ્રજાના બીજનું આરોપણ કરે તે પહેલા લાંબા વખત સુધી વીરરસ પૂર્ણ કાવ્યો, કવિતાઓ, વ્યાખ્યાનો, નાટકો, રીહમો અને તેવાજ પ્રકારના પ્રબળ વીરરસપૂર્ણ મહાભારત અને રામાયણ તેમજ ઈલીયડ આદિ જેવા મહાન કાવ્યોનો સતત અભ્યાસ કરવો જોઈએ જગતના બહાદુર વીરનરોના પરાક્રમો અને યશોગાનથી પરિપૂર્ણ ઈતિહાસોના વાચનો અને ચિત્ર દર્શનોદ્વારા, તેઓએ પોતાના મનના મંદિરોમા તેવા સમગ્ર પ્રસંગોનું સતત મનન કરી, પોતપોતાની શૌર્યવૃત્તિને તેજ્વીજ સતત સતપ્ત કે ઉદ્દિપ્ત કરી રાખવી જોઇએ પોતાના શયનાગાર અથવા શૃંગારગૃહની અંદર તેવાજ પ્રકારના વીરનરો, પરાક્રમી પુરુષો, વિરાંગનાઓ કે બહાદુર જગપ્રસિદ્ધ સ્રીપુરુષોના ફોટાઓ અને યુદ્ધ પ્રસંગના ભાવનામય ચિત્રો ગોઠવી, શૃંગારગૃહને સતત અલંકૃત કરી રાખવું જોઇએ ખાસ કરી શૃંગારગૃહ અને તેની આસપાસની દિવાલોપર યુદ્ધની અંદર મુખ્ય રીતે ઉપયોગમાં આવતા શસ્રાસ્રો, જેવા કે તોપ, બંદુકો ભાલા બરછી, તરવારો વિગેરે આયુધોથી સમગ્ર ગૃહને અલંકૃત કરી રાખવું જોઇએ સમર-વિજયી પુરૂષોના ફોટાઓ તેઓના વિજય વખતના નગર પ્રવેશ આદિ પ્રસંગો વિગેરેના પેઈન્ટિંગ્સ કે પુષ્પમાળાથી તેઓનો સત્કાર કરતી વીરાંગનાઓના સુંદર દૃશ્યો વિગેરેથી શૃંગારગૃહને સર્વદા સુશોભિત બનાવવું જોઇએ મા પુરૂષોએજ આવી માનસિક અને શારીરિક, આન્તરીય અને બાહ્ય તૈયારીઓ, ગર્ભાધાનપૂર્વે કરવાની જરૂર છે એમ નથી પણ સ્રીવર્ગે પણ આવા સર્વ વિધાનોની અંદર સંપૂર્ણ ઉત્સાહપૂર્વક ભાગ લેવાની જરૂર છે પુરૂષે પોતાની સ્રી સન્મુખ પણ તેવા તેવા પ્રસંગોના ઈતિહાસો અને વર્ણનો વાંચી દર્શાવવાની અથવા વાણી, હાવભાવ કે વાચન અથવા સિનેમા આદિની ફીલ્મોદ્વારા પ્રત્યક્ષ દર્શાવી તેઓના મનના અન્તર પટપર તેવા તેવા અનુપમ પ્રસંગોની પ્રબળ ભાવનાઓ પાડવાની, ખાસ જરૂર છે પુરૂષે આવા પ્રસંગમા પોતપોતાની ભાવના અનુસાર સંપૂર્ણ યોગ્ય સાહિત્ય એકત્ર કરી સ્રીજનને યથાયોગ્ય સમયે પુરૂ પાડવુ જોઈએ અને ખાસ ખાસ જરૂરના અને ધ્યાન ખેંચે તેવા પ્રસંગો હોય ત્યા ત્યા તેઓનું ખાસ વર્ણન કરીને ગણુ સ્રીજનના મન ઉપર તેવા પ્રસંગોની ઉંડી છાપ પાડવાના બધા પ્રસંગોનો લાભ લેવો જોઇએ આ બાબતમા આપણા પ્રાચીન ગ્રન્થો **મહાભારત** અને **રામાયણ**ની અંદરના અનેક પ્રસંગોનો બહુજ સરળતાથી લાભ લઈ શકાય તેવુ છે બીજા દેશના ઈતિહાસો જેવા કે **હોમરના ઇલીયડ** અને પ્લુટાર્કના લખેલા 'મહાન પુરૂષોના જીવનચરિત્રો' જેવા સદ્‌ગ્રન્થોમાથી પણ એવા અનેક પ્રસંગો આ ઉદ્દેશથી રજુ કરી શકાય તેમ છે **મહાન નેપોલીયન** દુનીયાની અંદરના વીરનરોમા સર્વથી શ્રેષ્ઠ સ્થાન અને માનને પામેલ છે તેનું કારણ કાંઈ તેનું બહારનું શીક્ષણ કે તેના ગુરૂના સંસ્કાર, કે ફ્રેન્ચ પ્રજાની યુનીવર્સીટીઓનું શીક્ષણ અથવા ફ્રેન્ચ પ્રજાની અંદરના રાજ્યના ઉથલપાથલના પ્રસંગો નહી હતા તે દુનીયાની અંદરનો એક મહાન વીરનર ગણાયો, તેની અંદર ખાસ કારણભૂત, તેના માતા પિતાના યથાયોગ્યરીતે ઉદ્દીપ્ત થયેલા, મગજની અંદરના માનસિક યોજનાશક્તિ સ્વદેશાનુરાગ ધૈર્ય, સંયમ સૌજન્ય, કરૂણા, સ્નેહ અને શૌર્ય આદિ અનેક વૃત્તિઓના પૂર્ણપણે ઉદ્દીપ્ત થયેલા તત્ત્વોજ હતા નેપોલીયનના સમગ્ર જીવનવૃત્તાન્તમાથી એ સ્પષ્ટ પ્રકટ થતુ સત્ય છે

મહાન નેપોલીયનનો ગર્ભાધાન સંસ્કાર થયા પૂર્વે એકાદ બે વર્ષસુધી તેના પિતાને કોર્સીકાના ટાપુના સંરક્ષણાર્થે, સ્વદેશાનુરાગની પ્રબળ લાગણીને આધીન થઇ, પોતાની વકીલાતનો આવકનો ધંધો બંધ કરી સૈન્યમા દાખલ

થવાની પ્રબળ ઈચ્છા પ્રકટિ હતી. આ ઈચ્છાને પૂર્ણ કરવાના અનેક પ્રસંગોમાં તેની ધર્મપત્ની હમેશા તેની બાજુમાંજ રહી તેને પ્રોત્સાહન આપ્યા કરતી હતી રણાંગણના પ્રત્યેક પ્રસંગમાં, દેશના રક્ષણના પ્રત્યેક વિધાન પ્રસંગે, ઘોડેસ્વાર થઇ પોતાના પતિ સાથેજ સતત યુદ્ધના ચાલુ પ્રસંગોની તૈયારીઓ અને બીજા સર્વ પ્રસંગો તે જોયા કરતી હતી એટલુંજ નહી પણ તેનું ચિત્ત એવા સર્વ પ્રસંગોથી અતિ આનંદિત થતું હતું. તેનું મન પણ હોમર્સ ઇલીયડ અને પ્લુટાર્કના જીવન ચરિત્રો વિગેરેના વાચન અને અભ્યાસદ્વારા, વીરનરોના પરાક્રમોના માનસિક વાતવરણના પ્રવાહોથી સર્વત. સ્ફુરી રહ્યું હતું સર્વ પ્રકારના આવા સાહિત્યનું વાચન અને તજ્જનિત સંસ્કારો અને તે વખતના ઉપસ્થિત સર્વ પ્રસંગોએ, તેના વીર પતિના કાર્યમાં પ્રાણ.પણ કરી, આહુતિ આપવાની સતત તૈયારીઓ માટે તેને સર્વથા ઉન્નત કરી રાખી હતી, અને જ્યારે એ વિશ્વવિખ્યાત-દમ્પતીના તનમંદીર અને મનોમંદીરોમાં, સ્નેહ સૌજન્ય ; સ્વદેશાનરાગ અને વીરરસના પ્રબળ વેગથી પ્રસરેલા પ્રવાહો જ્યારે યથાવિધિ પ્રવર્તિ રહેલા હતા, તેવી યથાર્થ ઉદ્દીપ્ત થયેલી 'અર્જેક્સીઓ'; કોર્સીકાના કોઈ એકાન્ત ગામડાના અમુક સ્થળમાં આ દમ્પતીનો સંયોગ થતાં, જગતનો આ મહાન પરાક્રમી **વીર, નરકેશરી,** જન્મ પામ્યો હતો ગર્ભાધાનપૂર્વના સંયોગો, સ્થિતિઓ, મનોદશાઓ આદિની અન્તરગત માનસિક ઉશ્કેરણીઓ અને પ્રબળ તથા વિશુદ્ધ ભાવનાઓની પ્રદીપ્તિઓ આદિના કારણે, એક નરરત્નનો જન્મ આ ભૂમીપર થવા પામે છે, ને તેને લીધે તેના કેવા પ્રકારની ઉથલપાથલો દુનીયાના સ્થળેસ્થળમાં પ્રવર્તિ રહે છે, તેનો આ એક મહાન પ્રત્યક્ષ પુરાવો છે નેપોલીયનની સાથે યત્કિંચિત પ્રમાણમાં પણ સરખાવી શકાય એવો એકપણ નર, ફરી આ દુનીયામાં જન્મવા પામ્યો નથી એની સાથે સરખાવી શકાય એવો એકપણ વીરનર ઇતિહાસના પાનાઓમાં ગોતવો મુશ્કેલ છે તેના જેવી All round capacities સર્વ વિષયોમાં સમ્પૂર્ણ બળપૂર્વક ભાગ લેવા હમેશા તત્પર જણાતા, સર્વઆદિબુદ્ધિશક્તિસમ્પન્ન પુરૂષો, દુનીયાના રાજામહારાજાના વર્ગમાં પણ ભાગ્યેજ જોવામાં આવતા અને હજી પણ દુર્ભાગ્યે તેવા દર્શન થયા નથી જેની આગમને ટકોરે લાખો સૈનીકોના પ્રાણો, સુરંગ ફુટી, નાચી રહે જેની એકજ ઇચ્છા પ્રકટ થતા અનેક રાજામહારાજાઓના મણિમુકુટો કમ્પવા લાગે અને જેના મહાન રાજ્યો પણ ડગમગવા લાગે, એવા એક વીરનરની ભવ્ય મૂર્તિના દર્શન, આ દુનીયામાં માનવ સમાજને થયા એ સર્વ પ્રતાપ તેના માતપિતાના ઉદ્દીપન થયેલ ગર્ભ મનોભાવો અને તેઓની આસપાસના ઉદ્દીપક પ્રસંગોનોજ છે, એમાં કોઈથી ના કહી શકાય તેમ નથી

## નં. ૮ થી ૧૩. પરસાંસારિક વૃત્તિઓની પ્રદિપ્ત ભાવનાઓવાળી પ્રજા પેદા કરવાના ઉપાયો.

જે સ્ત્રી-પુરૂષો એવી ઇચ્છા રાખતા હોય કે તેઓની ભાવી પ્રજા, સાંસારિક સર્વ પ્રકારની વૃત્તિઓ કે ભાવનાઓની પ્રબળતાવાળી જન્મે, તેવા સ્ત્રીપુરૂષોએ, પ્રજોત્પાદનક્રિયા અથવા ગર્ભાધાન સંસ્કાર માટે સંયુક્ત થાય તે પહેલા પોતાની પરસ્પરની સર્વ પ્રકારની સાંસારિક વૃત્તિઓના અંગો તેટલીજ પ્રબળ ઇચ્છાપૂર્વક હમેશા સતુષ્ટ, આનંદિત મધુર અને સુંદર રીતે સતત સુપ્રદિપ્ત થયેલાજ રહે, એવા સર્વ પ્રયત્નો આરંભવા જોઇએ

નં ૮ પ્રેમ, એ સાંસારિક વૃત્તિઓનો પાયો છે તો તેઓ બન્નેએ પરસ્પરના વિશુદ્ધ પ્રેમભાવોનું સર્વ રીતે રક્ષણ અને સંવર્દ્ધન કાર્ય કરતા રહેવુ જોઇએ

નં. ૧૦ વાત્સલ્ય સ્નેહની પરસ્પરની વૃત્તિના સંતોષને ખાતર, ઉત્તમ પ્રતિના બાળકોની પ્રાપ્તિ માટેના સર્વ પ્રયત્નો સાથે ગણી, પરસ્પરની અનુકુળતા અને અનુમતિદ્વારા ખરૂંજ ઉંડી સમજપૂર્વક આરંભવા જોઇએ. સુંદર મધુર અને આરોગ્યયુક્ત બાળકોના ગમ ગમ લક્ષણો છે, તે યથાર્થ જાણવાના પ્રયત્નો કરવા જોઇએ. એવા સુંદર અને મધુર બાળકોના સહવાસમા આવવાના, તેઓને પૂર્ણ વાત્સલ્ય ભાવપૂર્વક નિરખવાના, પ્રેમપૂર્વક રમાડવા જમાડવાના, તેમજ તેઓને અનેક રીતે આનંદિત રાખી તેઓના સર્વ વિશુદ્ધ અને પવિત્ર અંગોનુ દ્રષ્ટિપાન કરવાના, સર્વ શુભપ્રસંગોનો બન્નેએ યથાવત્ લાભ લેવો જોઇએ. એવીજ રીતે ઉત્તમ પ્રતિના પ્રેમ, દામ્પત્ય સ્નેહ અને મૈત્રી આદિ પરસાંસારિક ભાવોનું, યથાવત શુદ્ધ ધાર્મિક રીતે ઉદ્દિપન કરે તેવા ઉત્તમપ્રતિના નાટકો, સિનેમા, કાવ્યો, રેડિયો, સ્ટેચ્યુસ, કોતરકામવાળા પુતળાઓના નમુનાઓ કે આરસની મૂર્તિઓ, વિગેરેના મધુર શાંત નિર્મળ અને ઉત્કૃષ્ટ પ્રકારના ભાવોને પ્રેક્ષકોના મનમા પણ પ્રતિધ્વનિરૂપે પ્રકટ કરે, એવા અનેક પ્રકારના સાધનોથી પોતાના શૃંગારરસને હમેશાં વિભૂષિત રાખવાના પ્રયત્નો યથાવત શક્તિઅનુસાર કરવા જોઇએ અથવા આર્થિક સાધારણ હાલતને લઇ તેવા કોઇપણ પ્રકારના સાધનોનો સંગ્રહ પોતાને ત્યા થઇ શકે તેમ ન હોય, તો રાજામહારાજાના મહેલો, મ્યુઝીયમો, અજાયબઘરો, પ્રદર્શનસ્થાનો કે ઉત્તમ પ્રતિના આર્ટિસ્ટો પેઇન્ટરો કે ચિત્રકારો વિગેરેને ત્યાં જઇ તેવા પ્રકારના પદાર્થોના અવલોકનોદ્વારા મનની અંદરના સાંસારિક ભાવોને સુંદર રીતે બન્નેએ સતત પ્રદીપ્ત રાખવાનાં પ્રયાસો કરવા જોઇએ આવે પ્રસંગે સ્ત્રી પુરૂષ બન્નેનુ ગાન, તાન, અવલોકન વાચન, પરસ્પરનુ વર્તન, અને પોતપોતાના કુટુંબિ જન પ્રત્યેનુ વર્તન તેમજ જનસમુદાયની બાબતમાં પ્રત્યેનુ પણ વર્તન અને ચારિત્ર પણ સુંદર મધુર, અને પ્રેમપૂર્ણ ભાવવાળુ હોવુ જોઇએ, અને ઉપરોક્ત સર્વ ભાવનાઓનુ દીર્ઘકાળપર્યંત એવી તો તલ્લિનતાપૂર્વક સ્મરણ મનન અને નિદિધ્યાસન કરવુ જોઇએ, કે જેથી બન્નેના મનોમંદિરોમા વિશુદ્ધ સાંસારિક ભાવોના સર્વ પ્રકારના મધુર પ્રવાહો જ્યારે સર્વ રીતે ઉપતપ્ત થઇ, ચારે તરફ પ્રસરી રહેલા હોય, અને આસપાસનુ સમગ્ર બાહ્યવાતાવરણ અને આન્તરીય મનોમન્દિરની અન્દરના માનસિક પ્રવાહોના, મધુર વહનો પણ પ્રબળપણે એજ મધુર દિશા તરફ આનંદ અને વેગયુક્ત રીતે પ્રવર્તિ રહેલા હોય, એવી માધુર્યપૂર્ણ મનોદશામા જ્યારે ગર્ભાધાનક્રિયા માટે યથાવિધિ પ્રયત્ન કરવામા આવે છે, ત્યારે તેવાજ પ્રકારની મધુર અને વિશુદ્ધ સાંસારિક સર્વ લાગણીઓની પ્રબળતાવાળી પ્રજા, સ્ત્રી અને પુરૂષના કર્માનુરૂપ વર્ણ રૂપે બન્નેના સંયોગધર્મોદ્વારા જન્મ પામે છે

વાડી, ગાડી, બગલા અને માલ અથવા મિલકતદ્વારા મળતા સ્થૂલ વારસાઓના સ્થૂલ પદાર્થો કરતા, મનુષ્ય સમાજને આવી રીતે ગર્ભાધાન ક્રિયાદ્વારા વંશપરંપરાગત વારસામા આપવામા આવતા ભાવો, પ્રબળ પ્રેમભાવ શુદ્ધ દામ્પત્યસ્નેહ વિશુદ્ધ વાત્સલ્યપ્રેમ, મધુર મૈત્રીભાવ, અને ગંભીર બુદ્ધિનિવાસેચ્છા અને સ્વદેશાનુરાગની વૃત્તિઓના ઉત્કૃષ્ટ સમુદાયરૂપ માનસિક વૃત્તિવિશેષના પ્રબળ તન્તુસમુદાયોનો વારસો, એ કોઇ અજબ ખજાનારૂપ છે એમા કોનાથી ના કહી શકાય તેમ છે?

## નં. ૧૪ થી ૧૭ ઉત્કર્ષક વૃત્તિઓના સમૂહની પ્રબળતા વાળી પ્રજાને પ્રાપ્ત કરવાના ઉપાયો.

ઉપર પ્રમાણેજ સાવધતા, યશાભિલાષ, સ્વમાન અને ધૈર્ય આદિ ઉત્કર્ષક વૃત્તિઓના અંશોની પ્રબળતા વાળી પ્રજાની અભિલાષા, જે સ્ત્રીપુરૂષોના મનમાં હોય તેવા સ્ત્રીપુરૂષોએ તેવાજ પ્રકારના ઉત્કર્ષક ભાવોને હમેશાં જાગ્રત રાખવા માટે તેમજ દક્ષતા, માન પ્રતિષ્ઠા અને ધૈર્ય આદિ ઉત્તમ ભાવોની સંરક્ષા, વૃદ્ધિ અને સંતોષને માટે તે તે વૃત્તિને અનુકુળ આવે તેવા સર્વ પ્રકારના પ્રસંગો, યોજનાઓ મેળાવડાઓ સભાઓ કે સોસાઇટીઓ વિગેરે પાછળ પોતાના સર્વ અનુકુળ સાધનોનો સદ્વ્યય કરવો જોઇએ, અને તે દ્વારા પોતાના માન, પ્રતિષ્ટા, યશ ધૈર્ય અને દક્ષતા આદિ ભાવોને સતત જાગ્રત રાખી, તેવાજ ઉપતપ્ત અંશોવાળી પ્રજાને પેદા કરવામાં બન્ને એક બીજાને પરસ્પર સહાયભૂત થાય એવી રીતે પ્ર...

પુરૂષ તેમજ સ્ત્રી બન્નેનો ગ્રહસ્થાશ્રમની અંદરનો લગભગ પચીશ વર્ષની ઉમરથી આરંભી પચાશ વર્ષની અવસ્થા સુધીનો લગભગ પચીશ વર્ષનો સમય, સામાન્ય રીતે સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગ માટે નં ૮ થી ૧૭ સુધીની સર્વ સાંસારિક લાગણીઓને તેમજ સર્વ પ્રકારની ઉત્કર્ષક ભાવનાઓના પ્રવાહોને યથાવિધિ તૃપ્ત કરવા માટેનો યોગ્ય સમય છે વિવાહિત જીવનનો લગભગ બધો અવસર, આવા અનેકવિધ પ્રયોજનોની સિદ્ધિ અર્થેજ મુખ્ય અંશે ગાળવામાં આવે છે મનુષ્યની અનેક પ્રકારની બુદ્ધિશક્તિઓ નૈતિક અને ધાર્મિક લાગણીઓ પ્રાવિણ્ય પ્રદાયક શક્તિઓ, અવલોકન શક્તિઓ તેમજ અન્ય સર્વ પ્રકારની વૃત્તિઓને સમુચ્ચયરૂપે યથાવિધિ ખીલવવા માટે **ગૃહસ્થજીવન** એજ ખરેખર અનુપમ ક્ષેત્ર છે મનુષ્યના અનેક ઉત્તમ અંશોની સાર્થકતા, આ ગૃહસ્થાશ્રમના જીવનમાંજ સધાય છે મનુષ્યની ઉપરોક્ત બધી શક્તિઓનો યથાયોગ્ય ઉપયોગ, આ ગૃહસ્થજીવનમાંજ યથાવત્ થઇ શકે છે આ વિવાહિત જીવનની અંદરના અનેક પ્રસંગોમાં, મનુષ્યની અનેક પ્રકારની શક્તિઓને અનુભવ સહિત ઘડાઈ પક્વ થવાના પ્રસંગો પ્રાપ્ત થાય છે પ્રેમમય જીવન મનોવાઞ્છિત પ્રજાની પ્રાપ્તિ બાલપ્રજાનું પાલન રક્ષણ પોષણ અને શિક્ષણ આદિ કાર્યો પણ આ ગૃહસ્થાશ્રમીજીવનમાંજ યથાવત્ થઈ શકે છે વિશુદ્ધ દામ્પત્યસ્નેહ મૈત્રીભાવ અને નાતિ જાતિ સમાજ સોસાઈટી કે પ્રજા પ્રત્યેના યથાયોગ્ય ધાર્મિક અનુષ્ઠાનો કરવાની સર્વ ભવ્ય કલ્પનાઓના સ્ફુરણો આ ગૃહસ્થ જીવનમાંજ પ્રવર્તમાન થાય છે, અને તેવાજ પ્રકારની મધુર ભાવનાપૂર્ણ **સંતાનોની સંતતિ યથાવત નિરંતર ચાલુ રહે** એટલા માટે સ્ત્રી અને પુરૂષ બન્નેએ હમેશાં

**सम्प्रियौ रोचिष्णू सुमनस्यमानौ हसामुदौ सहसा मोदमानौ । सुगूसुपुत्रौ सुगृहौतराथो जीवावुषसो विभातिः ॥ अथर्ववेद.**

પરસ્પર પ્રેમપૂર્વક વર્તિ, રોચિષ્ણુ થઈ, સુમન સમાન કોમળ સુવાસિત સુંદર સ્વભાવયુક્ત બની, આનંદિત અને ખુશખુશાલ સ્વભાવને ધારણ કરી, સુંદર ચારિત્ર્યયુક્ત તેમજ સુંદર અને સુશોભિત ગૃહોયુક્ત બની ઉષઃકાળના અનેક પ્રકારના મધુર પ્રકાશની માફક બન્નેએ પરસ્પર પ્રકાશિત અને સમ્મુદિત થઇ રહેવું જોઈએ કે જેથી તેવાજ પ્રકારના મધુર અને આનંદયુક્ત ઈષ્ટભાવોવાળી મધુર સંતતિ, પ્રભુકૃપાએ સહજ પ્રાપ્ત કરી શકાય.

સારંગી સતાર કે દીલરૂબાના તન્તુઓની માફકજ દામ્પત્યસ્નેહથી સંયુક્ત થયેલ સ્ત્રી અને પુરુષરૂપ બન્નેના શરીરયન્ત્રો અને માનસયન્ત્રોરૂપ મસ્તકોની અંદર પણ બુદ્ધિ નીતિ, ધર્મ અને સદાચારઆદિની અનેકાનેક લાગણીઓની માફકજ, ઘરસાંસારિક લાગણીઓના તેમજ ઉત્કર્ષક-વૃત્તિઓના પણ અનેક તન્તુસમુદાયરૂપ તારો અરસ્પરસ ધરાવે છે અને તે સર્વ તારોના યથાર્થ સંમિશ્રણ અને સંચલનોદ્વારા દિવ્ય અને મધુર પ્રકારના અનેક સંસારિક મધુર ભાવપૂર્ણ ગીતો આલાપો અને આનંદોના પ્રવાહોના નિરંતર વહનો જેમ કરી કરાવી શકાય છે તેજપ્રમાણે એજ તન્તુઓના અનુપયોગ, હીનયોગ કે મિથ્યાયોગદ્વારા પણ અનેક પ્રકારના કર્ણકટુ કઠોર, ક્લિષ્ટ કર્કશ સ્નેહહીન તદ્દન બેસુર અને હમઘડાવગરના સાંસારિક લાગણીઓના વિકૃત વહનોને આમતેમ ડોળી રાખી, સમગ્ર સાંસારિક વાતાવરણને

મલીન બનાવનાર પ્રવાહોના વહનો પણ વહાવી શકાય છે અને તેવાજ પ્રકારની "Social Idiocy" યુક્ત અનિષ્ટ ભાવોવાળી પ્રજાને જન્મ આપી, સંસારને નરકાગાર બનાવવાના પ્રયત્નો પણ આદરી શકાય છે

પ્રિય વાંચક ! તું સ્ત્રી હો કે પુરુષ, યુવા કે યુવતી, ગમે તે હો, પણ તું જાતે ત્હારા વિવાહિત જીવનદ્વારા જે જે પ્રકારના પ્રાણતન્તુઓનાં પ્રવાહોના વહનો ઈશ્વરીય આ સંસારમાં વહાવવા ઇચ્છે, તેનું સમગ્ર યન્ત્ર ત્હારા હાથમાં છે

## નં. ૧૯ થી ૨૨. નૈતિક અને ધાર્મિક વૃત્તિઓની પ્રબળતાવાળી પ્રજાને પેદા કરવાના સાધનો.

જે સ્ત્રીપુરૂષોની એવી પ્રબળ ઈચ્છા કે અભિલાષા હોય, કે આગામી પ્રજા આચાર, વિચાર, આદિના અંશોની અંદર, ઉત્તમ પ્રકારના ઉત્કૃષ્ટ ગુણધર્મોવાળી, આસ્તિકતા, શ્રધ્ધા, વિનય, આત્મપ્રેમપૂર્ણ, આશા ઉત્સાહ અને આનંદયુક્ત, કર્તવ્યનિષ્ઠ, આત્મનિષ્ઠ આદિ નૈતિક અને ધાર્મિક ગુણોવાળી જન્મે, તેવા સ્ત્રીપુરૂષોએ ગર્ભાધાન ક્રિયા માટે વિવાહિત જીવનદ્વારા સંયુક્ત થાય તે પૂર્વે, અનેક વર્ષો સુધી ઉપર દર્શાવ્યા પ્રમાણેની સર્વ ઇષ્ટ ભાવનાઓનું ઉદ્દીપન બન્નેએ સાથે મળી કરવું જોઈએ

જે ક્રિયાઓદ્વારા ઇશ્વરની અંદરનો ભક્તિભાવ, આસ્તિકતા અને શ્રધ્ધા વિગેરે ઉન્નત અને વિશુધ્ધ ભાવો પ્રદિપ્ત થઇ પુષ્ટ થાય, તેવી પૂજા, પાઠ, વ્રત, ઉપવાસ આદિ ક્રિયાઓ, આધ્યાત્મિક વિષયોમાં પ્રીતિ વધારે, ઈશ્વરીય અગમ્ય સત્તામાં શ્રદ્ધાની વૃદ્ધિ કરે, તેવા પ્રકારના ઉચ્ચભાવપૂર્ણ સાહિત્ય નિર્મળ સંગીત, ઉન્નત ભાવપૂર્ણ કાવ્યો, ચિત્રો, આલેખનો, કથાઓ, કીર્તનો, નાટકો, સાધુઓ, સંન્યાસીઓ, તેમજ ભવ્ય, અને ઉન્નત નૈતિક અને ધાર્મિક ભાવ પૂર્ણ મહાપુરૂષોના વિચારો, વ્યાખ્યાનો કે વાણી અને વર્તનનું, પૂર્ણ ભક્તિભાવે સેવન કરો

તેવીજ ભવ્ય અને પવિત્ર ભાવનાઓ પૂર્ણ મહાપુરૂષોના, તેમજ ભવ્ય કલ્પનાઓથી પૂર્ણ સૃષ્ટિના વિવિધ અને અલૈકિક સૌંદર્યથી ભરેલા મહાન પ્રદેશોના પ્રત્યક્ષ દર્શન, અવલોકન અને નિરીક્ષણ આદિ કાર્યોદ્વારા, અથવા તેવી વસ્તુઓના સુંદર ફોટાઓના અનેકવિધ સંગ્રહદ્વારા, તમારા શૃંગારગૃહની અંદરના સમગ્ર વાતાવરણને, નીતિ, ધર્મ, સદાચાર, આત્મનિષ્ઠા આશા, ઔદાર્ય, પ્રેમ, કરૂણા ભક્તિ, શ્રદ્ધા વિનય, અધ્યાત્મરતિ અને સૌજન્ય આદિ અનેક ભાવપૂર્ણ કલ્પનાઓના આમેહુબ આદર્શો રૂપ પરમપવિત્ર પણ પ્રબળ સૂચનોના પ્રવાહોદ્વારા, સર્વદા ઉદ્દીપ્ત કરી રાખો કે જેથી પરિણામે તેવીજ પ્રબળ નૈતિક અને ધાર્મિક ભાવનાઓ પૂર્ણ વિમળ પ્રજાનાં પ્રસવથી, તમારા વંશની વિમળ વિશુદ્ધિ વિવિધ રીતે વિસ્તારને પામે છે

આ વિષયમા સહાયભૂત થઈ શકે તેવાં ધાર્મિક ઇતિહાસો, કથાઓ અને વાર્તાઓના અનેકવિધ પ્રસંગો દુનીયાના ગમે તે દેશના સાહિત્યમાંથી યથાવત્ મળી શકે તેમ છે, પણ ખાસ કરી આર્યાવર્તના પ્રાચીન ઈતિહાસમા એ વિષયના જેવા દૃષ્ટાન્તો મળે છે, તેવા બીજે ભાગ્યેજ મળશે

**ભગવાન બુદ્ધ જીસસ ક્રાઇસ્ટ, પારસીઓના જરથોસ્ત, શ્રી રામચંદ્ર, શ્રી કૃષ્ણ,** ભક્ત શિરોમણી પ્રહલાદ વિદુર, અશોક, આદિ પ્રાચીન કાળની ભવ્ય મૂર્તિઓ તેમજ સ્વામી રામતીર્થ, સ્વામી દયાનંદ, સ્વામી વિવેકાનંદ, મહાત્મા ગાંધી, પં ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, કેશવચંદ્રસેન, આદિ અનેક અર્વાચીન કાળના પુરુષોની પણ ગણના, આમા થઈ શકે તેમ છે

ઉપર દર્શાવ્યા પ્રમાણેના ધાર્મિક પુરુષોના જીવન ચરિત્રોના તેમજ ધાર્મિક ગ્રન્થોના વાચન, મનન, ચિંતન અને નિદિધ્યાસન આદિ ક્રિયાઓના સતત અભ્યાસદ્વારા, મનુષ્યના મનમા ઉપરોક્ત ભાવોનું, યથાર્થ ઉદ્દીપન કરી શકાય છે અને તેવીજ પ્રકારે ગર્ભસ્થાપના, તેટલીજ પ્રબળ ભાવપૂર્ણ પ્રજાના જન્મ થવાના સંભવો છે

સ્ત્રી અને પુરૂષોના યુવાવસ્થા યુક્ત યુગ્મો પ્રજનનક્રિયાદ્વારા નવાનોત્પત્તિના કાર્યની શરૂઆત કરે તે પહેલા પ્રજનનક્રિયાના આ અતિ મહત્વપૂર્ણ કાર્યની સાથે સબંધ રાખનાર સર્વ સિદ્ધાન્તોનું સામાન્ય જ્ઞાન પણ ધરાવતા થાય તો કેવું સારૂં !!! દુનીયાની પ્રજાના ભવિષ્યના બંધારણમાં કેટલો બધો ફેરફાર સગર્ભાવસ્થામાંથી એકાએક થવા પામે !!! અન્ય હાડકા ચામડા અને માંસપેશીઓના મૂળ તત્વોની માફક જ માનવ સમાજની નૈતિક અને ધાર્મિક વૃત્તિઓના તન્તુ વિશેષની પ્રબળતા અથવા નિર્બળતા આદિ ભાવો પણ અન્ય શક્તિઓના સમુદાય આદિની માફક જ ન્યૂનાધિક પ્રમાણમાં ગર્ભાધાનક્રિયાદ્વારા ભાવી સંતતિને વારસામાં આપી શકાય છે એ સત્ય સિદ્ધાંતો આપણા દેશના યુવાનો અને યુવતીઓ યોગ્ય અવસ્થાએ યથાવિધિ સમજતા થાય તો કેવું સારૂં !!!

## શક્તિઓના સમૂહની પ્રબળતાવાળી પ્રજાને પ્રાપ્ત કરવાની વિધિ નં. ૨૩ થી ૨૭

આવી ઈચ્છાવાળા સ્ત્રીપુરૂષે એ પોતપોતાની તે તે સમૂહની પ્રત્યેક વૃત્તિનું અનેક સાધનોદ્વારા યથાયોગ્યરીતે પ્રદીપન કરવું જોઇએ

**નં. ૨૩ કલાકૌશલ્યની વૃત્તિનું પ્રદીપન**—અનેક પ્રકારના હુન્નર ઉદ્યોગના કારખાનાઓ, યન્ત્રશાળાઓ, વિચિત્ર વિચિત્ર પ્રકારની યાન્ત્રિક યોજનાઓવાળા મશીનો, એન્જીનો, વિગેરેની બારીક રચનાઓનું અવલોકન કરવા પાછળ બન્નેએ પોતાના સમયનો મોટો ભાગ રોકવો જોઈએ આ કાર્યની યથાર્થ સિદ્ધિઅર્થે અનેક પ્રકારના હુન્નર ઉદ્યોગના પ્રદર્શનો વિગેરેનું પણ બારિક નિરીક્ષણ કરવું જોઈએ તેમજ તે તે વિષયની ચર્ચા કરનારા મેગેઝીનો માસિકો કે એવાજ સચિત્ર અંકો અને લેખો તથા પુસ્તકોરૂપ સાહિત્યનું અધ્યયન કરવું જોઈએ

**નં. ૨૪ તથા ૨૫. સૌંદર્યપ્રેમ તથા ઔદાર્ય ભાવ** આદિ વૃત્તિઓના પ્રદીપન માટે સુંદર અને ભવ્ય પ્રકારના ચિત્રો પેઈન્ટીંગો, આરસ કે એવાજ કોઈ ઉત્તમ પથ્થર અથવા ધાતુઓમાંથી કોતરેલા સુંદર, મધુર, અને વિવિધ ભાવપૂર્ણ પુતળાઓ વિગેરેનું અવલોકન કરો કુદરતની અંદર પણ એવા સૌન્દર્ય અને ભવ્ય ભાવપૂર્ણ અનેક ભાવનાઓને ઉશ્કેરે તેવા પ્રસંગો જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં જોવામાં આવે, ત્યાં ત્યાં બન્ને સાથે મળી તેઓનું અવલોકન કરો બન્ને વખતના સંધ્યાકાળ પ્રાતઃકાળની ઉષા અને સાયંકાળની સંધ્યા સમયે, બન્ને તરફના આકાશી પદાર્થોના ભવ્ય અને આશ્ચર્યપૂર્ણ અન્તરીક્ષના દૃશ્યો અનંત આકાશની અંદર ચાર તરફ પ્રસરી રહેલા ભવ્ય તારામંડળો, શશીઓ અને નક્ષત્રોથી પૂર્ણ વ્યોમ મંડળનું, તેમજ તેની અંદરના મહોપગ્રહો, ધૂમકેતુઓ, નિહારિકાઓ તેમજ આકાશગંગા વિગેરે જેવા મહાન ભવ્ય અને આશ્ચર્યજનક પદાર્થોનું ચકિત ચિત્તથી ચિંતન અને મનન કરો સૃષ્ટિરચના અને રચયિતાની મહાન ભવ્ય અને અતિ આશ્ચર્યમય યોજનાઓનું સુંદર અને રમ્ય વનોપવનોનું, સુંદર સ્ત્રી બાળબચ્ચા અને પક્ષિગણોનું, કુદરતની અંદરના, મહાન ભવ્ય પાણીના ઝરાઓ, ખીણો, મ્હોટા પહાડો, ગુફાઓ ભવ્ય અને ભયભીત બનાવી દે તેવા જ્વાળામુખીઓ, સમુદ્રની ભરતી અને ઓટો વર્ષા-વિદ્યુત મેઘગર્જના આદિ જેવા આકર્ષક મહાન વિષયોના ચિંતન પાછળ મનને રોકી અથવા એવાજ કોઈ ભવ્ય વિચારના કાવ્યો બનાવવાના કાર્યમાં મનને નિયુક્ત કરી, **સૌંદર્ય અને ઔદાર્યની** વૃત્તિઓને પ્રદીપ્ત કરવાના અનેક પ્રસંગો યોજી શકાય ખાસ કરી ખગોળશાસ્ત્રનો અભ્યાસ, આ વિષયમાં અતિ ઉપયોગી સહાય આપી શકે છે વિમાનમાં બેસી પૃથ્વિનું ભ્રમણ નદી, વન, પહાડો અને સમુદ્ર વિગેરેનું વિમાનમાંથી દર્શન કે અવલોકન, ભવ્ય અને અનુપમ કલ્પનાઓ સહ કાવ્યો કવિતાઓ, આખ્યાયિકાઓ, કલ્પનાઓ અનેયોજનાઓ કે બાધકોના વિચાર પાછળ, તમારા મનને લીન કરો આજ રીતે **નં. ૨૬ તથા ૨૭ વાળા માનસ અવયવોના સ્થાનો—અનુકરણ શક્તિ અને હાસ્યવૃત્તિ** આદિ બન્ને અવયવોને પ્રદીપ્ત કરે તેવા નાટકો, સિનેમા, કે નોવેલો વિગેરેના અવલોકન અને વાચન પાછળ મનને રોકો તેમજ હાસ્ય રસપૂર્ણ નાટકો, ખેલો, કાવ્યો તેમજ રમકડાઓ વિગેરેના સમુહોનો પણ જ્યાં અવકાશ હોય, ત્યાં તેવા પ્રકારના ઉપાયો કામે લગાડી, સૌન્દર્યપ્રેમ, ઔદાર્ય અનુકરણ હાસ્ય આદિ ભાવો જ્યારે યથાવત ઉદ્દીપ્ત થયા હોય તેવે

તે પહેલાં પ્ર...
ધરાવતા
એકાએક થવ.
ધાર્મિક વૃત્તિ

## સ્નેહનું—સ્નેહન.

જેહ... અથવા ...હરૂપ આ વૃત્તિ, કુદરત તરફની સ્નેહન કરનાર એક મહાન વૃત્તિ છે. જે જે પાત્રની અંદર ...માન થાય છે, તેના સમગ્ર સ્વરૂપને સૌન્દર્યમા ફેરવી નાંખવું, એ તેની સત્તાની વાત છે. આ ...ભાવના પ્રભાવદ્વારા જે સ્ત્રી કે પુરૂષનો ચહેરો આનંદપૂર્ણ ન જણાય, તે ચહેરો ખરેખર નિસત્વજ હોવો જોઈએ આ વૃત્તિ, સમગ્ર આકૃતિનું ગોળ સ્વરૂપ, રતન પ્રદેશનો પ્રફુલ્લ ભરાવો, સુંદર ગતિ, આંખનો પ્રકાશ અને મુખપર મધુરતા, ગાલોપર રતાશ અને શરીરની સમગ્ર આકૃતિમા નવજીવન લાવી મુકે છે શરીરનુ પ્રત્યેક અવયવ તેના દ્વારા જાણે નવુ જીવન ધારણ કરતું હોય તેમ જણાય છે અને પ્રત્યેક કાર્ય બહુ સરલતાથી થતુ જણાય છે. આવો સુંદર પ્રકારનો આત્મપ્રવાહ, શારીરિક આરોગ્યને ઘણા ઉત્કૃષ્ટ પ્રમાણમા અનુકુળ અસર કરે છે. અને આમ આડકતરી રીતે તેમજ સીધિ રીતે જ્ઞાનતન્તુઓ ઉપર અસર કરી સૌન્દર્યને વધારવામા બહુજ અનુકુળ ભાગ ભજવે છે. મ્લાન મુખારવિંદવાળી અને રક્તની લાલાસથી રહિત થયેલ ગાલોવાળી અનેક યુવતીઓના મુખકમળોપર સ્નેહના એકાદબે મધુર શબ્દોના સિંચનદ્વારા, સૌન્દર્ય અને આરોગ્યના ગુલાબી રંગની છાયા દ્દશ્ય થવા લાગે છે, એ આ વૃત્તિનોજ પ્રભાવ છે. સ્ત્રીઓની માફક પુરૂષ વર્ગની અંદર પણ પ્રભાવયુક્ત સૌન્દર્યને વધારવામા તે કાંઈ ઓછો ભાગ ભજવતી નથી. તેના દ્વારા મનુષ્ય પુષ્ટતાને પામે છે. (મદમાતો થઈ જાય છે) અને ગમે તે પ્રકારના સાહસયુક્ત કાર્ય કે કર્તવ્યને માટે તત્પર બને છે: તેના દ્વારા તે બળવાન બહાદુર, મૃદુ અને વિનયી બને છે, તેમજ સહનશીલ અને સુંદર ગતિયુક્ત અને મુખાદિના મધુર ભાવવાળો બને છે. .....

પ્રેમી પત્નીઓ અને માતાઓ! જો તમારેજાતે સુંદર થવાની ઈચ્છા હોય તેમજ સુંદર અને રમ્ય બાળકોને તમારી આસપાસ ઉછરતાં જોવા ચાહતા હો, તો તમારા શયનગૃહના ઓરડાને સુંદર અને રમ્ય પદાર્થોથી સારી રીતે સુશોભિત કરો જો સારા પેઈન્ટીગ્સ ખરીદ કરી ન શકો કે આરસના પુતળાઓ ન પ્રાપ્ત કરી શકો તો નાનાં નાના કારિગીરિવાળા કોતરકામો તેમજ નાના પુતળાઓ વિગેરે તો તમે દરેક રીતે મેળવી શકશો કારણ કે માત્ર તદન ગરીબ વર્ગ સિવાય બીજાઓને તે સહજ લભ્ય છે.........

સૌન્દર્ય મેળવવાનું રહસ્ય, હવે કોઇ રીતે કાંઇ છુપુ રહ્યુ નથી. તમારી શારીરિક અવસ્થા સુધારો, માનસિક બુદ્ધિ શક્તિઓને કેળવો, તમારી લાગણીઓને પવિત્ર બનાવી વિસ્તૃત કરો, તમારા અન્તરના આધ્યાત્મિક સ્વરૂપને (નૈતિક અને ધાર્મિક લાગણીઓને) વિકસાવો, શરીરે આરોગ્ય બનો, વિવેકી થાઓ, પ્રેમાળ થાઓ, અધ્યાત્મરત બનો અને પરિણામે સૌન્દર્યયુક્ત બનો

"શારીરિક સમ્પૂર્ણતા અને સૌન્દર્ય."
ડૉ૦ ડી. એચ. જેકવીસ.
ન્યુ યોર્ક.

## અવલોકન શક્તિઓના સમૂહની પ્રબળતાવાળી પ્રજા પ્રાપ્ત કરવાના ઉપાયો

## ( નં. ૨૮ થી ૩૫ )

અન્ય શક્તિઓના સમૂહોના સબંધમા દર્શાવવામા આવેલ છે તે પ્રમાણે આ અવલોકનશક્તિઓના સમૂહની પણ પ્રબળ અવસ્થાવાળી પ્રજાને પેદા કરવાના ઉપાયો ગર્ભાધાન ક્રિયાનો પ્રસગ પ્રાપ્ત થયા પહેલાથીજ યોજી શકાય તેમ છે

આ શક્તિઓના સમૂહની અદર માત્ર નં ૨૮ થી ૩૫ સુધીની આઠ મૂળ શક્તિઓનો સમાવેશ થાય છે પણ તેના પરસ્પરના સયુક્ત કાર્યોદ્વારા તેની વિવિધ પ્રકારની જે જે અનેક પ્રવૃત્તિઓ થાય છે, તેનાદ્વારા અનેક પ્રકારના શાસ્ત્રોની રચનાઓ થાય છે ખાસ કરી મોડેલ ડ્રૉઈંગ ચિત્રકળા, પેઈન્ટીંગ, સ્કલ્પચરીંગ, મૂર્તિકામ, સુતારકામ, લુહારકામ, સોની, કડીયાકામ, ફરનીચર બનાવવાનુ કાર્ય, અનેક પ્રકારના રમકડા અને વ્યાપારરોજગારની ચીજવસ્તુઓ બનાવવાનુ કાર્ય, ફોટોગ્રાફી કે સીનેમાની ફીલ્મો બનાવવાનુ કાર્ય, વનસ્પતીશાસ્ત્ર પ્રાણીશાસ્ત્ર, ભરતશાસ્ત્ર, ભૂગર્ભશાસ્ત્ર, કૃષિશાસ્ત્ર, ખગોળ, ભુગોળ, ભૂમિતિ, ત્રિકોણભૂમિતિ, ગણિતશાસ્ત્ર, ભરત શીવણ ગુથણકળા, વેતઅ સરવેઈંગ રગવાનુ કાર્ય, પ્રીન્ટીંગ, બુકબાઈન્ડીંગ, શિલ્પશાસ્ત્ર આદિ જેવા અનેક વિષયો અને શાસ્ત્રોની રચના, માત્ર આ અવલોકન શક્તિઓના સમૂહની અદરની નં ૨૮ થી ૩૫ સુધીની શક્તિઓના આધારે પરજ થયેલી છે કારણ ઉપર દર્શાવેલા અનેક શાસ્ત્રો અને વિષયોના સબધો કોઈને કોઈ પ્રકારના પદાર્થના આકાર, કદ (રૂપ) વજન, રગ, વ્યવસ્થા, ગણના, અને સ્થાન આદિ સાથે અનેક રૂપે યોજાયેલા હોય છે આમ હોવાથી મનુષ્યના મનની ઉપરોક્ત અવલોકન શક્તિઓના સમૂહની અદરની વૃત્તિઓને પ્રદીપ્ત કરવામાટેના વિષયોના ક્ષેત્રો પણ માનવસમાજની વિવિધતા અને વિચિત્રતાના પ્રમાણમાજ અનેક જાતના હોઇ શકે છે જેથી જે વ્યક્તિનુ જેવા પ્રકારનુ વલણ તેવાજ પ્રકારના વિષયોની પસદગીદ્વારા તેઓનુ મન, રંજન પામે છે

ખગોળ શાસ્ત્રીઓ આકાશી પદાર્થોના અવલોકનો અને ગતિ, વજન, કદ વિગેરેના માપ વિગેરે જ્ઞાનની પ્રાપ્તિદ્વારા રગનારાઓ વિવિધ પ્રકારના રગોના મિશ્રણો કરીને અથવા રગીને, ગણીતશાસ્ત્રીઓ અનેક પ્રકારની મહત્વપૂર્ણ ગણનાઓની અદર, સુતાર લુહાર અને કડીયા કે કુભાર આદિ અનેક પ્રકારના આકાર, કદ, વજન, રગ, વ્યવસ્થા અને ગણના આદિ ગુણોને દર્શાવનાર આકૃતિઓના આલેખનો કે સ્વરૂપો વિગેરે ઘડીને આનદ માને છે વનસ્પતી-શાસ્ત્રીઓ ઔષધોના ગુણદોષને જાણવાની ઇચ્છા રાખનાર વૈદ્યો વિગેરે અનેક પ્રકારના રૂપ, રગ, આકૃતિ કદ, પ્રમાણ કે વજન આદિ ગુણોવાળા પદાર્થોના જ્ઞાન મેળવવામા અનેક રીતે પોતાના આનદો સમાયેલા માને છે સુદર રગબેરગી અને વિવિધ જાતના કપડાઓ, ફરનીચરો વિગેરેને પસદ કરવામા તેમજ ઘરના સરસામાન કે ચીજ વસ્તુઓની પસદગીમા પણ આ સમૂહની વૃત્તિઓજ મોટો ભાગ ભજવે છે ખરી રીતે જોતા ઉચ્ચ પ્રકારની બુદ્ધિ અને મનન શક્તિઓનો પાયો, આ અવલોકન શક્તિઓના સમૂહના માનસ-અવયવો ઉપરજ રચાયલો છે એટલા માટે આ અવલોકન શક્તિઓના સમૂહના માનસિક અવયવોને, જેટલા પ્રમાણમા પ્રબળ અથવા મદ રીતે ઉદ્દીપ્ત કરવામા આવે, તેટલાજ પ્રમાણમા સ્ત્રી અથવા પુરૂષને અવલોકન શક્તિઓના યથાર્થ ઉપયોગથી પેદા થતા આનદો પ્રાપ્ત થાય છે અને જેટલા પ્રમાણમા સ્ત્રી અને પુરૂષોમા એ વૃત્તિઓના સમૂહોનુ ઉદ્દીપન કરવામા આવે છે, તેટલાજ પ્રમાણમા અવલોકનશક્તિઓના સમૂહના માનસ અવયવોના ઉપતપ્ત થયેલા અશોનુ સ્ત્રીના ગર્ભાશયની અદર ગર્ભાધાનક્રિયાદ્વારા અવતરણ થાય છે આટલા માટે સ્ત્રી અને પુરૂષોના યુગ્મોએ આ વિષયના મહત્વ અને ગાભીર્ય તરફ યોગ્ય ધ્યાન આપી, પોતપોતાની રૂચિ, સ્વભાવ, માનસિક વલણ અથવા મસ્તકવિદ્યા અનુસાર જેવા જેવા પ્રકારની શક્તિ વિશેષનુ ઉદ્દીપન કરવાનુ યોગ્ય જણાય તેવા તેવા પ્રિય વિષયો તરફના મનના સ્વભાવિક વલણોને યથાશક્તિ ઉપતપ્ત થવાનો અવકાશ આપી, તેવાજ પ્રકારના ઉપતપ્ત અશોવાળા પ્રાણતન્તુઓની પ્રદીપ્ત ભાવનાવાળી પ્રજા પ્રાપ્ત કરવાના ઉપાયો યોજવા જોઇએ અને તેવાજ પ્રકારના આનદોને અનેક રીતે પોષે તે પ્રકારના સાહિત્યનુ અવલોકન ચિંતન સાથે મળી કરવુ જોઇએ

—

તેવાજ પ્રકારના પ્રસિદ્ધ સત્પુરૂષોના જીવનચરિત્રો, ઈતિહાસો કે તેઓની શોધખોળના વર્ણન-આત્મક પ્રસંગોનુ યથાશક્તિ અધ્યયન કરવું જોઈએ.

**શૃંગારગૃહ** અથવા **વિલાસમંદીરની** અંદરની સર્વ રમ્ય અને સુંદર યોજનાઓના પ્રયોજનો, મનુષ્યના અંદરની આ રસિક અને ભાવપૂર્ણ વૃત્તિઓને અનેક રીતે પ્રદીપ્ત કરવા માટેજ હોય છે અને હોવા જોઈએ, એ આથી વિશેષ સ્પષ્ટ થાય છે.

જો ઉત્તમ પ્રકારના આર્ટીસ્ટો, ચિત્રકારો, પેઈન્ટરો, અને કારીગરો પેદા કરવા હોય, ઉત્તમપ્રકારના શિલ્પ-શાસ્ત્રીઓ, સ્થાપત્યો, પેઈન્ટરો, ફોટોગ્રાફરો, સર્વેયરો, મકાન અને ભૂગોલ ઈત્યાદિના નકશા બનાવનાર આર્કિટેક્સ વિગેરે) પેદા કરવાની ઇચ્છા હોય તો તમે જાતે તમારી ધર્મપત્નિને પણ એવાજ વિષયોમાં રસ પડે તેવા પ્રકારના વિષયો કે ગ્રન્થો વિગેરેનું સાથે મળી અવલોકન કરો.

ખગોળ, ભૂગોળ, ગણીત,-ભૂસ્તર, પ્રાણીશાસ્ત્ર, વનસ્પતીશાસ્ત્ર, ઇત્યાદિ એવા જે કોઈ વિષયોમાં બહુ રસ પડતો હોય એવા વિષયના વાચન, મનન અને ચિંતન તથા ખાસ કરી પ્રત્યક્ષ બારીક નિરીક્ષણ કરવા તરફ તલ્લિનતાપૂર્વક તમારા બન્નેના મનને અનેક દિવસો અને મહીનાઓ સુધી રોકી રાખો, અને જ્યારે એવા વિષયોમા ખુબ રસ જામેલો હોય, બહુજ બારીક અને અનેક પ્રકારના પદાર્થોના અવલોકનોદ્વારા અને પદાર્થોના ગુણધર્મના જ્ઞાનદ્વારા મસ્તકના તે તે પ્રદેશના ખાસ ખાસ તન્તુગ્રન્થીઓરૂપ માનસઅવયવો અને તે તે સ્થાનની રક્તવાહિનીઓ વિગેરે પોતપોતાના અનેકવિધ પ્રયત્નોદ્વારા યથાવત્ ઉપતપ્ત થયેલ હોય તેવીજ દશામા જ્યારે ગર્ભાધાન ક્રિયા માટે પ્રયત્ન કરવામા આવે ત્યારે તેવાજ પ્રકારની ઉત્કૃષ્ટ અવલોકનશક્તિઓના પ્રબળ ભાવવાળી પ્રજા પેદા થવાના સહજ સંભવો છે. દુનીયાની અંદરના મહાન વિચિત્ર અને અદ્ભુત ચિત્રકારો, પેઈન્ટરો, શિલ્પશાસ્ત્રીઓ નવીન ઉદ્યોગ હુન્નરનાં સંશોધકો, મહાન ગણીત શાસ્ત્રીઓ, વૈદ્યશાસ્ત્રીઓ, વનસ્પતીશાસ્ત્રીઓ, પદાર્થ—વિજ્ઞાનવેત્તાઓ અને પ્રસિદ્ધ મુસાફરો વિગેરેના *જન્મો આજ સત્ય સિદ્ધાન્તને અનુસરી થવા પામ્યા છે અને થશે.

વળી જ્યારે આ **અવલોકન શક્તિઓના સમૂહની** પ્રબળ પ્રદીપ્તિ સાથે જ્યારે પ્રાવીણ્ય પ્રદાયક શક્તિઓના સમૂહની પણ પ્રબળ પ્રદીપ્તદ્વારા એ સમૂહના અવયવો પણ સારી રીતે ઉપતપ્ત કરવામા આવેલા હોય તો તેના દ્વારા ઘણુંજ ઉચ્ચ પ્રકારના આર્ટિસ્ટીક ટેસ્ટોવાળી પ્રજા જન્મ પામે છે ટુંકમા સાર રૂપે, જે **માતપિતાના** અવલોકન શક્તિઓના સમૂહો સારા અને પ્રબળ પ્રમાણમા ખિલેલા હોય છે અને ખાસ કરી ગર્ભાધાન ક્રિયાના આરંભ પૂર્વે થોડાક કાળ પૂર્વેજ ઉપતપ્ત કરવામા આવેલા હોય છે, તેવા માતપિતાદ્વારા પેદા થનાર પ્રજા પણ તેટલાજ પ્રકારના વિવિધ ભાવોના ઉપતપ્ત દશાવાળા માનસઅવયવોને ગર્ભાધાનક્રિયા પ્રસંગે, બીજમાંથીજ ધારણ કરી માતાના ગર્ભાશયમા પ્રવેશે છે

---

* ચાર્લ્સ ડાર્વીન, ક્યુવીયર, હમ્બોલ્ટ, ડૉ૦ ફ્રાન્સીસ જોસફ ગોલ, લેવેલ્ટ, લાપલાસ, વીલીયમ હરસેલ, મહાન ન્યુટન, હેલી, લુથર બરબેંક એડીસન, મારકોની, આદિ પાશ્ચાત્ય દેશના વિદ્વાનોના જીવનચરિત્રો, આ વિષયમા ખાસ વાચવાયોગ્ય છે જ્યારે આપણા દેશના પુરૂષોની અંદર **આર્યભટ્ટ, ભાસ્કરાચાર્ય, વરાહ મિહિર,** આદિ પ્રાચીન તેમજ હાલના વખતના **જયકૃષ્ણ ઇન્દ્રજી, ડૉ. જે. સી. બોઝ, મી. મ્હાત્રે,** આર્ટિસ્ટ **મી. ફડકે, મી. મૂસર,** આદિના જીવન ચરિત્રો અને કાર્યો પણ આ વિષયને અંગે ખાસ અવલોકન કરવા યોગ્ય છે.

ભરત, શિવણ, ગુંથણ, ચિત્રકળા આદિ અનેક પ્રકારના કળાવિધાનોની અંદર જે સ્ત્રીઓના મન ગુંથાયેલ રહે છે, તેમના મગજના પણ તે તે ભાગની તન્તુગ્રન્થીઓ ઉપતપ્ત થવાને લીધે તેવાજ પ્રકારની પ્રવીણતાયુક્ત પ્રજાને જન્મ આપવામાં કારણભૂત બને છે

## બુદ્ધિ અને મનનશક્તિની પ્રબળતાવાળી પ્રજાને પ્રાપ્ત કરવાના ઉપાયો

## (નં. ૩૬ થી-૪૨.)

જે સ્ત્રીપુરૂષોની એવી પ્રબળ અભિલાષા હોય કે અમારી પ્રજા ભવ્ય અને વિશાળ બુદ્ધિશક્તિસમ્પન્ન, ઉંડી તર્ક **સમજશક્તિવાળી, મેધાવી,** અર્થાત્ પ્રબળ યાદશક્તિ કે **સ્મૃતિશક્તિ** સમ્પન્ન, વિચિત્ર પ્રકારની **તુલનાશક્તિ**વાળી તેમજ ઉત્તમ પ્રકારની **સમયજ્ઞાન** અથવા **તાલવૃત્તિ** અને **સંગીત શક્તિની** પ્રબળતાવાળી જન્મે, તેવાં સ્ત્રીપુરૂષોએ તે તે વૃત્તિઓના કાર્યને અનુરૂપ અધ્યયન, મનન અને ચિંતન આદિ માનસિક ક્રિયાઓરૂપ અભ્યાસની અંદર પોતાના સમયનો મોટો ભાગ અર્પણ કરવો જોઈએ

**નં ૩૬ ઇતિહાસશક્તિ**—ની પ્રબળતા ઈચ્છનાર સ્ત્રીપુરૂષોએ વિવિધદેશના વિવિધ વિષયના ઈતિહાસોના બારિક અધ્યયનદ્વારા પોતપોતાની **ઈતિહાસશક્તિ** અથવા સામાન્ય સ્મૃતિશક્તિને ઉપતપ્ત કરવાના પ્રયત્નો ચાલુ રાખવા જોઇએ

**નં. ૩૭-તાલ અથવા સમયજ્ઞાન,** અને **નં. ૩૮—સંગીતશક્તિ**ની પ્રબળતા કે ઉત્કૃષ્ટતાને પોતાની પ્રજામા ઈચ્છનાર સ્ત્રીપુરૂષોએ પોતપોતાની અંદરના તે તે શક્તિઓના સ્થાનોને **તાલ** અને **સંગીત** આદિ વિદ્યાઓના પ્રબળ અનુરાગ અને સતત અધ્યયનદ્વારા અનેક રીતે સંતપ્ત કરી મસ્તકની અંદરના તે તે ભાગના તન્તુગ્રન્થીઓના પ્રવાહોમા તેમજ તે તે સ્થાનના મનોવહસ્રોતોને વહન કરનારી રક્તવાહિનીઓના સમુદાયમા સતત અભ્યાસ કે પ્રયત્નોદ્વારા એવા તો પ્રબળ પ્રકારના રસવહનો અને પ્રાણતન્તુઓના પ્રવાહોના આંદોલનો વહાવવા જોઇએ કે જેથી તે તે અવયવોદ્વારા મેળવવામા આવતા સમ્પૂર્ણ આનંદોના સુખાનુભવો બન્નેને યથાવિધિ મળે અને બન્નેના તે તે સ્થાનના અવયવોરૂપ પ્રાણગ્રન્થીઓના સમુદાયો પ્રતિદિનના અભ્યાસદ્વારા અનેક પ્રકારની સંવૃદ્ધિ-પુષ્ટિ અને તુષ્ટિને પામે, એટલુજ નહી પણ તે તે અવયવોના કાર્યમા સ્ત્રીપુરૂષ બન્નેનુ મન એટલુ બધુ મગ્ન અને તલ્લીન બની જવુ જોઈએ કે ચિત્તવૃત્તિ તે તે વિષયને તદ્દન તદ્રૂપજ બની રહે આવાજ પ્રકારના માનસિક અને શારીરિક ઉપતપ્ત ભાવો કે સંયોગોની અંદર જો બન્નેના હૃદયયુગલો ગર્ભાધાનક્રિયા માટે સંયુક્ત થાય તો તેટલાજ પ્રબળ પ્રકારના તે તે વૃત્તિઓના ભાવોને ધારણ કરનાર સંતતિનુ અવશ્ય અવતરણ થાય છે **માસ્તર મનોહર ગણપતરાવ ગોપાળરાવ** બર્વે આ વિષયનુ એક પ્રત્યક્ષ જીવતુ જાગતુ દૃષ્ટાન્ત છે મુંબઇ અને હિન્દુસ્થાનના અન્ય સ્થળોમા, જેઓએ તેના જાહેર જલસાઓ, સાંભળ્યા હશે, તેઓના હૃદયો આ વાતની સત્યતાની એકદમ ખાત્રી આપ્યાવિના રહીજ શકશે નહી સતાર, સુંદરી, હારમોનીયમ, દીલરૂબા પ્યાનો, સીટી, શરણાઈ, પીપોડી, જલતરંગ, નસતરંગ, કાષ્ટતરંગ, સ્વરરસવિજ્ઞાન, ઢોલ, મૃદંગ, ફ્લુટોફોન, આદિ ગમે તે પ્રકારના વાદ્યયંત્ર તેના હાથમા મુકો, તે બધાના ઉપર તેનો એક સરખો આશ્ચર્યજનક કાબુ છે એટલુંજ નહી પણ તેટલાજ સુંદર અને મધુર પ્રકારના સંગીતના સ્વરો અને રાગરાગિણીઓ તેની સા, રી, ગ, મો, સાથે અનેક રૂપે પોતાની કંઠનળીકાદ્વારા રજુ કરી હજારો શ્રોતાઓની ચિત્તવૃત્તિઓનુ અનેક રીતે અવિશ્રાન્તપણે લાંબા વખત સુધી રંજન કરી શકે છે નવ કે દશ વર્ષની ઉમ્મરનુ એક નાનુ સરખુ બાળક, પોતાના આવા અદ્ભુત અને શાસ્ત્રીય પદ્ધતિપૂર્વકના કાર્યદ્વારા, અનેક સંગીતાચાર્યો અને વિદ્વાનોના અનુભાવને, માત્ર થોડીએક ક્ષણોના પ્રયોગોના દર્શનમાત્રથી પીગળાવી નાખે છે આ શુ ઓછુ આશ્ચર્યનુ સ્થાન છે!!! શુ જગતમા જન્મીને મોટા થયા પછીના માત્ર બાહ્ય-ઔપચારિક શીક્ષણનોજ શુ એ બધો પ્રતાપ છે? નવ વર્ષની માત્ર સ્વલ્પ અવસ્થામા

સંગીતશાસ્ત્રજેવા મહાન અને ગૂઢ વિષયોના રહસ્યને કદી કોઈ શીખી શક્યુ છે ખરૂં ? એ કદી પણ સંભવતુંજ નથી. ત્યારે પ્રત્યક્ષમાં તો તેમ બને છે, અને આપણે તે ખુલ્લી રીતે અનુભવીએ છીએ, તેનુ કારણ—??? કારણ તદ્દન સ્પષ્ટજ છે, અને તે આ રહ્યું. માસ્ટર **મનહરઅર્વે**ની ઉમર હાલ ૧૧ કે ૧૨ વર્ષની છે. તેના પિતા-શ્રીયુત્ **ગણપતરાવ ગોપાળરાવ અર્વે** કે જે એક સારા સંગીતશાસ્ત્રી હોવા ઉપરાંત અનેક પ્રકારના વાદ્યયન્ત્રો ઉપર પણ અનેક પ્રકારનો અદ્‌ભુત કાબુ ધરાવતા હતા, અને હજી પણ ધરાવે છે, તે પોતે આજથી ૧૧ કે ૧૨ વર્ષ પૂર્વે **"ગાયનવાદન પાઠમાળા"** નામના એક મ્હોટા ગ્રન્થ લખવાના માનસિક કાર્યમાં તલ્લીનપણે રોકાયલા હતા. ગ્રન્થના વિવિધ વિષયોની યોજનાઓ, વિવિધ પ્રકરણોની રચના, વિવિધરાગના સ્વરૂપો, તેઓની જુદાજુદા પ્રકારની સા, રી, ગ, મો; જુદા પ્રકારના વાદ્યયન્ત્રો અને તેઓની રચના તથા વગાડવાની રીતો, અનેક પ્રકારના રમ્ય અને મધુર ભાવપૂર્ણ-કાવ્યો કે ગીતોની પસંદગી, અને સામાન્ય જનસમૂહના લાભાર્થે યોજવામા આવનાર, તેઓની ગાવાની તેમજ વગાડવાની પદ્ધતિ, તેમજ સંગીતશાસ્ત્રના સિદ્ધાન્તોની તાત્વિક આલોચના વિગેરે અનેક વિષયોની રચના કરવાના માનસિક શ્રમપૂર્ણ કાર્યની અંદર તે રોકાયલા હતા તેના મનની સમ્પૂર્ણ શક્તિઓ, **સ્મૃતિ**[૩૬], **તાલ**[૩૭], **સંગીતશક્તિ**[૩૮], **શબ્દસ્મરણશક્તિ**[૩૯], **તર્કશક્તિ**[૪૦], **તુલનાશક્તિ**[૪૧], **પ્રેરણાશક્તિ**[૪૨], **સૌજન્ય**[૪૩], **કરૂણા**[૨૨], **આશા**[૨૦], **યોજનાશક્તિ**[૨૩], **સૌંદર્યપ્રેમ**[૨૪], **ઔદાર્યભાવ**[૨૫], **અનુકરણશક્તિ**[૨૬], **અને સ્વમાન**[૧૬] **તથા યશાભિલાષ**[૧૫] આદિની પ્રબળવૃત્તિઓમાં સમગ્ર તન્તુસમુદાયોના પ્રવાહોના સંવહનો અવ્યાહતપણે રોકાયા હતા. આ ઉપરાંત પોતે જાતે માનસિક શ્રમપૂર્વક લખેલા ગ્રન્થની પ્રસિદ્ધિના મહત્વપૂર્ણ કાર્ય સાથે તેની **ઉદ્યોગશક્તિ**[૬], **ચિન્તેષણા**[૪...], **અને સ્પર્ધાશક્તિ**[૭] આદિ શક્તિઓ તેમજ પુસ્તકના ફર્માઓના પ્રુફો વિગેરેનાં વાંચનની અંદર તેની સમગ્ર અવલોકનશક્તિઓના ન ૨૮ થી ૩૫ સુધીના સર્વ અવયવો સતત કાર્ય કરી રહેલાં હતા. અને જે વખતે આવા અનેક પ્રકારના માનસકાર્યોની પરંપરાઓ, એ ગાયનવાદન પાઠમાળા નામના મહાન ગ્રન્થ પાછળ ચાલી રહેવાથી તેના મસ્તકની અંદરના સમગ્ર પ્રાણતન્તુઓના પ્રવાહો હમેશાં એક સરખી રીતે એકજ વિષયની ધુન પાછળ લાગી રહેવાથી નિરંતર ઉપતપ્ત થઈ રહેલા હતા અને તેનું સમગ્ર વાતાવરણ તદ્રૂપજ બની રહેલુ હતું, એવાજ સુંદર રીતે ઉપતપ્ત થયેલ સર્વ માનસપ્રવાહોના પ્રબળતાપૂર્ણ સંયોગોની અંદર તેટલેજ અંશે પ્રદીપ્ત થયેલ સર્વ શુભાશો પૂર્ણ પ્રાણતન્તુઓના સમગ્ર પ્રવાહોયુક્ત માનવબીજનું સુયોગ્ય ભૂમીમાં ગર્ભાધાન થતાં, તેટલાજ પ્રબળ પ્રાણતન્તુઓની પ્રદીપ્ત અવસ્થાવાળી મુર્તીનુંજ અવતરણ થાય, એ તદ્દન સ્વાભાવિક છે અને કર્મફળના ગૂઢ સિદ્ધાન્તે પણ સ્પષ્ટ રીતે અનુરૂપ છે. સમ્પૂર્ણ ગ્રન્થ પુરો થયા પછી **"ગાયન વાદન માળા"**ની પ્રસ્તાવના ૧૯૧૧ મા લખ્યા પછી છેવટના ભાગમા જે વર્ષ અને તારીખ મુકવામાં આવેલ છે. તે જોતાં અને **માસ્ટર મનહરની** વર્તમાન ઉમર સાથે સરખામણી કરતાં તેનો ગર્ભાધાનસંસ્કાર ક્યારે, કેવા સંયોગો વચ્ચે અને કઈ સ્થિતિમાં થયો હોવો જોઈએ, એ સમ્પૂર્ણ હકિકત સ્પષ્ટરૂપે અમારા સિદ્ધાન્તની સંપૂર્ણ ખાત્રી આપી શકે તેમ છે. આવા અનેક દૃષ્ટાન્તો અનેક સ્થાનમાંથી જો એકત્ર કરી વિવિધ પ્રકારની પ્રબળ ચિત્તવૃત્તિઓવાળી પ્રજા શા શા કારણોને લઇ, કેવા કેવા સંયોગોમાં, કેવા કેવા પ્રકારની જન્મે છે, તે સબંધી સર્વ હકિકતો જો બુદ્ધિપૂર્વક એકત્ર કરી ગોઠવવામાં આવે, તો એજ સિદ્ધાન્તની પુષ્ટિમા અનેક પ્રમાણોનો એક મહાન સમૂહ એકત્ર કરી શકાય.

પ્રબળતાવાળા પોતપોતાની સાંસારિક લાગણીઓને, ઉત્કર્ષક વૃત્તિઓની પ્રબળતા કે મંદતાવાળા પોતપોતાની ઉત્કર્ષક વૃત્તિઓની પ્રબળતા કે મંદતાને, નૈતિક અને ધાર્મિક વૃત્તિઓની પ્રબળતાવાળા પોતાની તે તે પ્રકારની વૃત્તિઓને અથવા વૃત્તિઓના સમૂહને, પ્રાવીણ્યપ્રદાયક શક્તિઓની અધિકતાવાળા પોતાની તેવીજ પ્રબળ વૃત્તિઓને તેમજ અવલોકન અને બુદ્ધિ આદિ શક્તિઓની અધિકતાવાળા પોતપોતાની અવલોકનશક્તિઓ તેમજ બુદ્ધિશક્તિઓના તન્તુઓની પ્રબળતા અથવા મંદતાવાળા પ્રવાહોને વિવિધ રીતે પ્રદીપ્ત કરી અનેક પ્રકારના આનંદો અને સુખાનુભવો લઈ શકે છે એટલુંજ નહીં પણ, પોત પોતાના પ્રબળ અવયવ કે અવયવ સમુદાયની પ્રબળતા અથવા મંદતાના પ્રમાણમાં જે જે અવયવોના-કાર્યોના પ્રવાહો તેઓ ઈચ્છાપૂર્વક પ્રવર્તાવી, ઉપતપ્ત કરે, તેવા તેવા પ્રકારની સંતતિને પણ જન્મ આપવામાં કારણભૂત બને છે સ્ત્રી અને પુરૂષ રૂપ બે ભિન્ન વ્યક્તિના શરીરયન્ત્રોની અંદરથી સંભોગક્રિયા દ્વારા, ગર્ભાધાન પ્રસંગે, બન્નેના સમગ્ર શરીરયન્ત્રોના તેમજ મનોયન્ત્રરૂપ મસ્તકોના સર્વ પ્રકારના અંગ પ્રત્યંગોમાંથી જે જે પ્રકારના તન્તુપ્રવાહો કે પ્રાણપ્રવાહો, જેટલા જેટલા પ્રમાણમાં ઉપતપ્ત અથવા અનુપતપ્ત થઈ, બીજ રૂપે ગર્ભાશયમાં એકત્ર થાય છે, તેવાજ પ્રકારના ઉપતપ્ત અથવા અનુપતપ્ત ભાવ વિશેષવાળી માનવપ્રજા પેદા થાય છે માનવપ્રજાને આવી રીતે જન્મ આપવામાં (૧) ઉપતપ્ત થયેલ સમગ્ર શારીરિક અવયવોના સમુદાયો, (૨) ઉપતપ્ત થયેલ મસ્તકની અંદરના સમગ્ર પ્રાણતન્તુઓના સમુદાયો, (૩) તેમજ તે બન્નેની પાછળ મુખ્ય રીતે પોતાની સર્વ આત્મસત્તાથી અને અનેક દીવ્યશક્તિઓ અને ભાવનાઓના પૂર્ણ સામર્થ્યથી કાર્ય કરી રહેલા, માનવ આત્માઓ છે આ અતિસૂક્ષ્મ આત્મતત્વ અને અતિ સ્થૂલ શરીરયન્ત્ર, એ બન્ને વચ્ચે મધ્યસ્થ રહી અનેક પ્રકારની માનસવિદ્યુતોને પોતપોતાના વિવિધ પ્રાણતન્તુઓની ગ્રન્થીઓ રૂપ અવયવોદ્વારા અનેક પ્રકારના વહનો વહાવવાના કાર્યમાં સમ્પૂર્ણ રીતે સહાયભૂત થનાર, આપણું મસ્તક છે

આ આપણું મસ્તક પણ સંભોગક્રિયા પ્રસંગે અનેક પ્રકારના વિદ્યુત-પ્રવાહોથી અનેક પ્રકારની ગતિઓને ધારણ કરે છે તેની અંદર પણ અનેક પ્રકારના રસાયનિક ફેરફારો થવા લાગે છે તેના અંદરના વિવિધ સ્થાનના માનસઅવયવોમાં, તેની અંદરની રસવાહિનીઓમાં તેમજ રક્તવાહિનીઓમાં, અને તેના અન્તર-રસો તેમજ બાહ્યપડોમાં અનેક પ્રકારના ફેરફારો અને ગતિસંચારો થાય છે જે અનેક પ્રકારની વિવિધભાવપૂર્ણ પ્રજાઓને જન્મ આપવામાં, સંભોગક્રિયા વખતે મહાન અદ્ભુત અને આશ્ચર્યજનક રીતે, કારણરૂપ બને છે

મસ્તકની અંદરની ગતિઓ અને ફેરફારો સંબંધમાં Mental Physiology, નામના ગ્રંથમાં લખતા **ડા. થોમ્સ બી. હાઈસ્લોપ કહે છે કે—**

'Movements of the brain are of three kinds (a) Pulsatile movements communicated from the pulsations of the large basal cerebral vessels (b) respiratory movements, so that the brain rises during respiration and falls during inspiration and (c) vascular elevations and depressions which alternate, and are due to periodic dilation and contraction of the blood vessels This last is a peristaltic arterial movement, regulated by the vaso-motor centre and occurring from two to six times per minute

**ભાવાર્થ:—**

મસ્તકની અંદરની ગતિઓ ત્રણ પ્રકારની છે (a) મસ્તકના તળીયાની મુખ્ય નાડી અને નસોની અંદરના રક્તના વહનને લીધે થતી ગતિઓ, (b) શ્વાસપ્રશ્વાસને લીધે (ફેફસાની માફક) સંકોચ વિકાસરૂપ થતી ગતિ, (c) અને ત્રીજી ગતિ તે મુખ્ય રક્તવાહિનીઓમાં રક્તના સામયિક વહનના પ્રવાહને લીધે થતી વિસ્તાર અને સંકોચ આત્મક ગતિ છે આખાની આ છેલ્લી ગતિ, જે ધોરી નસોની અંદરના રક્તના પ્રવાહ કે જેને ફેલાવવામાં અને નિયમિત રાખવામાં (Vaso-motor Centre) હૃદય અને ફેફસાંને ચલાવનાર અને રૂધિરનું નિયમીત વહન કરનાર ખાસ તન્તુવિભાગ કાર્ય કરે છે, અને જેને લીધે નસોના સંકોચવિકાસ એક મીનીટની અંદર બેથી છ વખત થાય છે, તે ગતિનો આમાં સમાવેશ થાય છે

ડા. થોમ્સ બી હાઈસ્લોપ.

ખાસ રીતે જોતાં અગાઉ જણાવવામાં આવ્યુ છે તે પ્રમાણે મગજના સર્વ પ્રદેશોમાં આ સંયોગક્રિયા પ્રસંગે અનેક પ્રકારની ગતિઓ અને ફેરફારો સ્વાભાવિક રીતેજ થાય છે જ્યારે હૃદય અને ફેફસાંઓ પૂર્ણ ગતિથી કાર્ય કરવા લાગે છે. અને તેને પરિણામે રક્તવાહિનીઓના રક્તવહનમાં પણ અનયબ પ્રકારના ફેરફારો થાય છે. આવે પ્રસંગે મસ્તકની રક્તવાહિનીઓમાં પણ રક્તનો અધિક સંચાર થવાથી અનેક પ્રકારની ગતિઓ ઉપર જણાવ્યા પ્રમાણેના કારણોને લઇ થાય છે અને પરિણામે મસ્તકના તે તે ખાસ પ્રદેશના તન્તુવિશેષો ઉપર પણ અસર થાય છે અને પરિણામે તે તે પ્રદેશના તન્તુસમુદાયો ઉપતપ્ત દશાને પ્રાપ્ત થાય છે.

વળી મસ્તકનાં કેટલાક અમુક ખાસ પ્રદેશોને, તે તે પ્રદેશનું કાર્ય ગોંગી વિશેષ ઉપતપ્ત બનાવવામાં બુદ્ધિપૂર્વક કાર્ય લેવાનું અતિ અગત્યનુ કાર્ય, મનુષ્યના પોતાના હાથમાંજ સોંપવામાં આવેલું છે. આથી તે જેવા જેવા પ્રકારના તન્તુસમુદાયોનાં કાર્યોમાં વિશેષ અંશે પોતાના મગજના પ્રદેશોને રોકી રાખી. તેઓને ઉપતપ્ત કરી, પોતાનું કાર્ય બજાવે છે, તેવાજ પ્રકારના તન્તુસમુદાયો તરફ રક્તના અધિક પ્રવાહો સ્વાભાવિક રીતેજ વિશેષ પ્રમાણમાં વહેવા લાગે છે પરિણામે તેજ પ્રકારના તન્તુઓની ઉપતપ્તિ થતાં, તેવાજ ગુણધર્મવાળી પ્રજા જન્મ પામે છે

આથી એ પણ સિદ્ધ થાય છે કે, જે સ્ત્રી પુરૂષો પોતાની બુદ્ધિશક્તિઓના નં. ૩૬ થી ૪૨ સુધીના માનસિક અવયવોને ઉપતપ્ત કરી તેના દ્વારા વિશેષ કાર્ય લે છે, તેવા સ્ત્રીપુરૂષો તેવાજ પ્રકારના બુદ્ધિશક્તિઓના ઉપતપ્ત અંશોવાળી પ્રજાને જન્મ આપી શકે છે.

જે લોકો **તર્ક, તુલના, સમાલોચના,** તત્વજ્ઞાન, **લૉ** (કાયદા કાનુનો) વિગેરે જેવા નં. ૪૦ થી ૪૨ સુધીના અવયવોથી વિશેષ કાર્ય લેનારા હોય છે, તેવા પુરૂષો તેવાજ પ્રકારના સ્વાભાવિક વલણવાળી સંતતિને ગર્ભાધાન દ્વારા જન્મ આપે છે.

જેઓ **નં. ૩૯ વાળી વક્તૃત્વશક્તિ**દ્વારા વ્યાખ્યાનો આપવા રૂપ કે વાદવિવાદરૂપન્યાયકીસાવ, બારીસ્ટર કે સોલીસીટરના બુધ્ધિયુક્ત કાર્યોની અંદર હમેશાં રોકાયલા રહે છે તેઓ તેવાજ પ્રકારની વક્તૃત્વશક્તિ સમ્પન્ન અને બુદ્ધિશાળી પ્રજાને જન્મ આપવામા કારણ રૂપ બને છે.

મહાન અને ઉચ્ચ પ્રકારના વિષયોનુ રાતદિવસ મનન અને ચિંતન કરનારા સ્ત્રી પુરૂષો, તેવાજ પ્રકારની ઉચ્ચ મનનશક્તિવાળી, તત્વજ્ઞાન તરફના સ્વાભાવિક વલણવાળી પ્રજાને જન્મ આપવામાં કારણભૂત બને છે.

**સારાંશરૂપે**—મનુષ્ય પોતાની ઇચ્છાપૂર્વક પોતાના શરીર તેમજ મસ્તકના જે જે અંગોને અભ્યાસ, અધ્યયન, મનન કે ચિન્તન આદિ કાર્યોદ્વારા જેટલા પ્રમાણમાં ઉપતપ્ત કરે છે તેટલાજ પ્રકારના અને પ્રમાણના ઉપતપ્ત અંશોવાળું તેનું બીજ બને છે. અને તે બીજને આધારે ગર્ભાશયમાંથી પેદા થનાર પ્રજા પણ તેટલાજ ઉપતપ્ત અંશોવાળી જન્મ પામે છે. વંશક્રમાગત રોગો, વારસારૂપે સ્વાભાવિક શક્તિઓનુ સંપાદન, મનુષ્યસ્વભાવનું બંધારણ વિગેરે અનેક નામોથી આપણે સમુદાયરૂપે જે એક વસ્તુને ઓળખીએ છીએ તે, **મનુષ્ય સ્વભાવના બંધારણરૂપ એક વસ્તુના** સમગ્ર સત્વના યથાયોગ્ય અથવા અયોગ્ય બંધારણનો બધો આધાર, **આ ઉપતપ્તિના સિદ્ધાન્ત** ઉપરજ આશ્રય રાખી રહેલ છે

ઉત્તમ આરોગ્યયુક્ત, ધાર્મિક અને નૈતિક ઉત્તમ પ્રકારના સર્વ બાનોયુક્ત અને બુદ્ધિશક્તિસમ્પન્ન સર્વ બાનોયુક્ત સર્વાંગ સુંદર પ્રજા પેદા કરવાનો આ એક મુખ્ય અને અતિ અગત્યનો સિદ્ધાન્ત છે, અને તેથીજ તેની આ પ્રકરણમાં આટલા વિસ્તારથી ચર્ચા કરવાની જરૂર જણાઇ છે

જ્યારે અનિષ્ટ સંયોગો અને અનુચિત દશા તેમજ મનોઘાતક સંયોગોની અંદર પેદા કરવામાં આવતી પ્રજાથી કેવાં પ્રકારના નુકશાન થાય છે, તે પણ સાથે સાથે સિદ્ધાન્તરૂપે જાણી લેવાની પણ તેટલીજ અગત્ય છે તેથી આ પ્રકરણને અન્તે તેનુ પણ આવશ્યક વિવેચન કરવામાં આવેલ છે.

## સુરત પ્રસંગમાં ખાસ ધ્યાનમાં રાખવાયોગ્ય સુચનાઓ અને નિયમો.



रजस्वलामकामाञ्च मलिनामप्रियां तथा
वर्णवृद्धां वयोवृद्धां तथा व्याधिप्रपीडिताम् ।
हीनाङ्गीं गर्भिणीं द्वेष्यां योनिदोषसमन्विताम् ॥ १ ॥
सगोत्रां गुरुपत्नीं च तथा प्रव्रजितामपि
सन्ध्यापर्वस्वगम्यां च नोपेयात्प्रमदां नरः ॥ २ ॥
गोसर्गे चार्द्धरात्रे च तथा मध्यन्दिनेषु च ।
लज्जालमायहे देशे विवृतेऽशुद्ध एव च ॥ ३ ॥
क्षुधितो व्याधितश्चैव क्षुब्धचित्तश्च मानवः ।
वातविण्मूत्रवेगी च पिपासुरतिदुर्बलः ॥ ४ ॥
तिर्यग्योनावयोनौ च प्राप्तं शुक्रविधारणम् ।
दुष्टयोनौ विसर्गं तु बलवानपि वर्जयेत् ॥ ५ ॥
रजस्वला प्राप्तवतो नरस्यानियतात्मनः ।
दृष्ट्यायुस्तेजसां हानिरधर्मश्च ततो भवेत् ॥ ६ ॥
लिङ्गिनीं गुरुपत्नीं च सगोत्रामथ पर्वसु
वृद्धां च सन्ध्ययोश्चापि गच्छतो जीवितक्षयः ॥ ७ ॥
गर्भिण्यां गर्भपीडास्याद् व्याधितायां बलक्षयः ।
हीनाङ्गीं मलिनां द्वेष्यां क्षामां वन्ध्यामसंवृते ।
देशेऽशुद्धे च शुक्रस्य मनसश्च क्षयो भवेत् ॥ ८ ॥
क्षुधिता क्षुब्धचित्तश्च मध्याह्ने तृषितोऽबलः ।
स्थितश्च हानिं शुक्रस्य वायोः कोपं च विन्दति ॥ ९ ॥
अति प्रसंगाद् भवति शोषः शुक्रक्षयावहः ।
व्याधितस्य रुजा प्लीहा मृत्युर्मूर्छा च जायते ॥ १० ॥
प्रत्युषस्यर्द्धरात्रे च वातपित्ते प्रकुप्यतः ।
तिर्यग्योनावयोनौ च दुष्टयोनौ तथैव च ॥ ११ ॥
उपदंशास्तथावायोः कोपः शुक्रस्य च क्षयः ।
उच्चारिते मूत्रिते च रेतसश्च विधारणे ।
उत्ताने च भवेच्छीघ्रं शुक्राश्मर्यास्तु सम्भव ॥ १२ ॥
सर्वं परिहरेत्तस्मादयल्लोकद्वयोऽहितम् ।
शुक्रं चोपस्थितं मोहान्न संधार्यं कथञ्चन ॥ १३ ॥
वयोरूप गुणोपेता तुल्यशीलां गुणान्विताम् ।
अभिकामोऽभिकामां तु हृष्टो हृष्टामलङ्कृताम् ।
सेवेत प्रमदां युक्त्या वाजिकरण बृंहितः ॥ १४ ॥

૭. **ભયભીતાવસ્થામાં** સંભોગસુખની યથાવત્ સિદ્ધિ થતી નથી, તેમ વીર્યનો નિક્ષેપ બહુજ શીઘ્રતાથી ભય આદિ કારણોને લીધે કરવા જતા રાગની યથાવત પ્રવૃત્તિ ન થતાં, સ્ત્રી અને પુરૂષ શરિરના અનેક શારીરિક અને માનસિક ભાવો, ભાવી પ્રજાને મળી શકતા નથી, પણ ઉલટી પ્રજા પણ બીકણ જન્મે છે, માટે આ દશા પણ સંભોગધર્મને માટે ત્યાગ કરવા યોગ્ય છે.

૮. **નિષ્પ્રેમ હાલત** અથવા અન્યોન્યની અભિકામનાના અભાવવાળી અવસ્થામા એક અથવા બીજાની પરાણે ઈચ્છાને આધીન થઈ કદીપણ સંભોગ નહીજ કરવો જોઈએ કારણ તેવી દશામા પેદા થનાર પ્રજા તદન નિષ્પ્રેમ અને તદન વિરૂપ તેમજ વિગુણજ જન્મે છે. આવી દશામાં સારી પ્રજાની આશાજ ફોકટ છે

**સગર્ભાવસ્થામા**, ગર્ભાશયના અવયવો, ગર્ભસ્થ બાળક તેમજ ગર્ભવતી સ્ત્રી ત્રણેના ઉપર અનુચિત અસર કરનાર નીવડે છે માટે સંભોગનો એ દશામા ત્યાગજ કરવો પડે છે.

**મળમૂત્રના વેગથી પીડીતાવસ્થામાં** જનનેન્દ્રિયોના અવયવો શિથિલ હોય છે, તેથી સંભોગસુખનો યથાયોગ્ય આનંદ આવતો નથી

**રોગયુક્ત ગર્ભાશયવાળી દશામાં** તેમ રોગી અવસ્થામા પણ સંભોગજન્ય સુખાસ્વાદ લેવા જતાં અવયવોમા કષ્ટ થાય છે, અને પરિણામે વિરૂપ પ્રજા પેદા થાય છે, માટે આ બન્ને અવસ્થા ત્યાગ કરવા યોગ્ય છે. રજોદર્શના ચાર કે છ દિવસ સંભોગ ધર્મ માટે ખાસ વર્જ્ય છે, કારણ તે દશામાં સંભોગ નિરર્થક છે.

૯. **દામ્પત્યધર્મ અથવા લગ્નસંબંધરહિત અવસ્થામાં**, પુરૂષ, પારકી કન્યાના ભરણ પોષણ અને રક્ષણની જવાબદારી લીધા વગર સંભોગસુખ અનુભવી લીધો છતાં તેવી જવાબદારીનો સ્વીકાર કરવામાંથી બચી જાય છે. અને નિરાંતપણે ફરી હરી શકે છે. પણ બીચારી અબળાના તો યશ યૌવન અને કીર્તિ તથા જીવીતનો તો સમ્પૂર્ણ નાશજ થવાનો પ્રસંગ આવે છે કારણ કુમારી અવસ્થામા સંભોગસુખનો લાવો લેવા જતાં અપયશનો પોટલો માથે આવી પડે છે અને જીવન હમેશ માટે રદ થાય છે આટલા માટે સ્ત્રી તેમજ પુરૂષ બન્નેએ લગ્નસંબંધથી જોડાયા વગર તેમજ ખાસ કરી કન્યાએ કુમાર્યાવસ્થામા કદી પણ સંભોગસુખનો પ્રસંગ આવવાજ નહી દેવો જોઈએ. આ બાબતમા ખાસ સંભાળ રાખવાની જરૂર છે કુમારીઅવસ્થામા સંભોગાર્થે જોડાવાનો કોઈને હક નથી.

૧૦-૧૧. **વાત્સલ્યસ્નેહ અથવા પ્રજાની કામના રહિત અવસ્થામાં** માત્ર કામવાસનાનેજ આધીન થઈ સંભોગસુખમા પ્રવૃત્ત થવાથી કામી પ્રજાજ જન્મ પામે છે અને તેથી તેવાજ બીજથી પેદા થયેલ પ્રજા કામવાસનાને આધીન બની જતે અનેક પ્રકારના દુખો ઉઠાવે છે માતાપિતાના નામને પણ બોળે છે કામવાસનાનો અને તેની બધી પ્રવૃત્તિનો ઉદેશ અનેક પ્રકારના સંભોગજન્ય આનંદો અને પ્રજોત્પાદન માટેજ છે

૧૨ **સંબંધી અને મિત્ર**જન સાથેના કલહ, વિગ્રહ કે, કંકાસ પ્રસંગે યા કે, તેવાઓની હાજરીમા સંભોગક્રિયા કદીપણ આનંદપ્રદ નીવડી શકતીજ નથી, તેમજ તેઓના મૃત્યુ પ્રસંગે મન શોકાતુર કે ચિંતાગ્રસ્ત હોવાથી એવી દશાનો સંયોગપણ શોકાતુર પ્રજાનેજ જન્મ આપે છે, માટે વર્જ્ય છે

૧૩ **અવ્યવસ્થિત અસ્થિર કે વ્યગ્ર હાલતમાં** સ્ત્રી અથવા પુરૂષે કદીપણ સંયુક્ત થવુ નહી જોઈએ કારણ એવી દશામા પેદા થનાર પ્રજા પણ અતિ ચચળ, અસ્થિર, વ્યગ્ર, થક, અને તદન ઢીલા, પોચા, અને નિર્બળ મનવાળી જન્મે છે, મગજની આવી નિર્બળ સ્થિતિનું પરિણામ માતપિતા તેમજ ભાવી બાળક ત્રણેને માટે ખરાબ નિવડે છે, કારણ પ્રજા વ્યગ્ર ચિત્તવાળી જન્મથીજ અવતરે છે

૧૪ ભયાકુલ પ્રસંગે—સંયોગ ધર્મથી તદ્દન વિરક્ત રહેવુ જોઈએ કારણ તેવી દશામા કામવત્તિની યથાય પ્રદિપ્તી સતુષ્ટિ અનુકુળતા કદીપણ સભવતી નથી, અને છતા કદાચ પ્રજા પેદા થાય તે તે પણ ભયાકુલ વ્યગ્ર અને બીકણુ થાય છે, જે તદ્દન અનિષ્ટ છે

૧૫ અપ્રતિષ્ઠા—કે અપયશવાળી દશામા જ્યારે મન તદ્દન મદ, નિરૂત્સાહયુક્ત, મરીગયેલુ કે નિર્બળ થઈ ગયુ હોય અથવા વિચારગ્રસ્ત અને મૂઢ બનેલુ હોય તેવી દશાપણ ઉત્તમ પ્રજાને જન્મ આપવામા તદ્દન પ્રતિકુળજ છે, માટે એ દશામા કદીપણ સભોગ માટે ઇચ્છાજ ન કરવી જોઈએ

૧૬ અવમાનિત દશા—આવી દશામા સભોગમાટે સ્વાભાવિક રીતેજ ઇચ્છા, ઓછી હોય છે, અથવા મરી જાય છે અથવા મદજ રહે છે છતા, વેગને આધીન થવાથી, બહુજ અનિષ્ટ પરિણામ આવે છે જન્મનાર બાળક અલ્પાયુ અથવા મ્લાનમુખી જન્મે છે, માટે તેવી દશા સયોગધર્મ માટે અનિષ્ટ છે

૧૭ ધૈર્યહીન હાલતમાં—સંયોગ માટે પ્રવૃત થવાથી, અધિરી પ્રજા પેદા થાય છે, અને તેવી પ્રજાનુ જીવન તદ્દન નર્વસ અતિચંચળ અસ્થિર, આકુળવ્યાકુળ અને ચક્ર જેવુ બને છે માટે એવી દશામા પણ સ્ત્રીપુરૂષ કોઈએ સંયોગમાટે તત્પર થવુ નહી

૧૮ નાસ્તિકતા, અવિનય કે અવિનીત ભાવયુક્ત દશામાં—જે પ્રજા પેદા થાય છે તે નાસ્તિક, જડવાદી, અવિનયી અને અસભ્ય તેમજ મોટાઓમા માન પ્રતિષ્ઠાને સભાળ્યાવગર વર્તનાર, અર્થાત વિવેકશૂન્ય જન્મે છે આવી પ્રજાથી શો લાભ?

૧૯ અશ્રદ્ધા, અવિશ્વાસ, કે સશયયુક્ત દશામા સયુક્ત થવાથી તેવીજ ભાવનાવાળી પ્રજાને જન્મ આપવાના સયોગો ઉપસ્થિત થાય છે કયો સમજુ માણસ એવી દશાવાળી પ્રજાનો પિતા થવા ઉત્સુક બની શકે? માટે આ દશા સભોગ માટે વર્જ્યજ છે

૨૦ નિરાશા, ઉત્સાહહીન, કે શોકાતુર દશામા તેવાજ ગુણવાળી પ્રજા જન્મે છે, અને સભોગ સુખમા પણ યથાવત્ આનદ આવતો નથી માટે ઉપરોક્ત દશામા કદી પણ સભોગ સુખની આકાક્ષા કરવીજ નહી સ્ત્રી પુરૂષ બન્નેએ પરસ્પર ધ્યાનમા રાખવા જેવો આ વિષય છે આવી દશામા પ્રજા Melancholia નિરાશાવાદિ જન્મે છે

શોકયુક્ત દશામાં—સંયોગ કદી નહી કરવો કારણ આથી જે પ્રજા જન્મે છે, તે Melancholic જન્મે છે

૨૧. અસત્ય, અન્યાય કે આત્મઘાતક દશામાં અર્થાત્ અન્તરાત્માના અવાજથી વિરૂદ્ધ વર્તિને પેદા કરવામા આવેલ પ્રજા પણ તેવાજ અનિષ્ઠ સસ્કારો લઈ જન્મે છે અને પરિણામે દગો, પ્રપચી, અસત્યવાદિ, પાપી, ઠગી, આત્મઘાતક, અન્યાયી, અને એવા એવા અનેક અધાર્મિક ભાવોવાળી જન્મે છે જેથી માત પિતા, સસાર તેમજ સ્વકીય આત્માને પણ મહા દુ ખો પહોચાડે છે

૨૨ ક્રુર, નિર્દય કે પાપી હૃદયે અથવા બળાત્કારથી સંયોગ કરવાથી પ્રજા પણ તેવીજ ક્રુર, નિર્દય નિષ્ઠુર પાપી, કઠોર અને દયાહીન જન્મે છે એને સુધારવાના બધા પ્રયત્નો નિષ્ફળજ નિવડે છે, ગર્ભના સસ્કારોને ફેરવવાં સહજતાથી કોઇપણ રીતે થઇ શકતુ નથી, અને બધી મહેનત ફોકટ જાય છે માટે આવા સયોગોમા પ્રજા પેદા ન કરવા માટે બન્નેએ ખૂબ સયમ રાખવાની જરૂર છે

૨૩. **કોઈપણ પ્રકારની પૂર્વયોજના કે ગોઠવણના અભાવમાં**- અવ્યવસ્થિત અને અવિચારી પ્રજા જન્મ પામે છે પ્રજોત્પાદનના મહત્વપૂર્ણ કાર્યમા એકદમ ઉતાવળ કરવાથી કદીપણ સારી અને સંતોષકારક પ્રજા પેદા થઈ શકતીજ નથી. માટે તેવી દશાથી બચતા રહેવા ખાસ સભાળ રાખવાની જરૂર છે

૨૪-૨૫ **સૌન્દર્ય કે ઔદાર્ય**—આદિ ભાવોરહિત દશામા, આગમમો ઉત્પન્ન કરે તેવી સ્થિતિ સંયોગ કે વ્યક્તિ સાથે, સંભોગક્રિયામા યોજવાથી સંભોગની અંદર જોઇએ તેવો રસ અને અનુકુળતા તથા ચિત્તને આનંદ આવતો નથી તેને લીધે મગજના કેટલાક જ્ઞાનતન્તુઓ સ્તબ્ધ અને નિષ્ક્રિય બની જાય છે અને પરિણામે તેવી દશામા પેદા થયેલ સંતતિમા પણ અનેક પ્રકારની સ્વભાવની, શરીરની, મનની કે ચારિત્ર્ય આદિની વિકૃતિ જોવામા આવે છે

૨૬, **સુંદરપ્રકારની અનુકરણ શક્તિની હીનતા રહિત, સ્તબ્ધ અને** મૂઢ જડભરત જેવા સ્ત્રીપુરૂષોના સંયોગથી પણ તેવીજ જડ, મૂઢ, મૂર્ખ કે ઇડીયટ પ્રજા જન્મ પામે છે અને જીવનમા દુઃખરાશી અને અપયશનુ કારણ તે બાળકની સાથે તેના પેદા કરનાર માતપિતાઓ પણ બને છે માટે આવા સંયોગો કે સબંધોથી પણ બચતા રહેવાની જરૂર છે

૨૭. **આનંદહીન દશામાં**—સંભોગસુખનો કાંઇપણ આનંદ ન મળતા ઉલટો કલેશ થાય છે અને પ્રજા પણ તેવાજ મંદ, નિરૂત્સાહક અને શોકપૂર્ણ ભાવયુક્ત જન્મે છે તેથી તેવી દશામા પણ રતિક્રિયા માટે સ્ત્રીપુરૂષ બન્ને માંથી કોઈએ પણ પ્રવૃત્તિ કરવી નહી

૨૮. **અવલોકન શક્તિઓની અસંતુષ્ટ કે અપ્રતિકુળ દશામાં** કે જ્યારે અવલોકનશક્તિઓ દ્વારા આપને કોઇપણ પ્રકારનો આનંદ અવલોકનમાત્રથી ન મળી શકે તેવા સંયોગો હોય, અથવા તદન અંધકારયુક્ત સ્થાન હોય ત્યારે સંયોગ નહી કરવો જોઈએ

૨૯. **આકૃતિજ્ઞાનની શકિતને પ્રદીપ્ત કરનાર**—સ્ત્રીપુરૂષના શરીરના અવયવો અને તેના આકારો અને જુદા જુદા ભાગોના નમ્ર મૃદુ અને કોમળ તથા ભરાવદાર આકારો

૩૦ કદ-જ્ઞાનને સંતોષનાર શરીરના જુદા જુદા કદની માંસપેશીઓ અને તેના નાના નાના ભાગો,

૩૧. વજનજ્ઞાનને સંતોષનાર શરીરના જુદા જુદા અવયવોની સમતુલિત હાલત, જેને Well—balanced Symetrical body કહેવામા આવે છે તેવુ કંઈ સુંદર સ્વરૂપ,

૩૨ રંગ-જ્ઞાનની શકિતને સંતોષનાર આંખ, વાળ ભ્રમર કીકી, હોઠ ગાલ મૂખ નર્તન શરીરપરની ત્વચા, હાથ-પગના તળીયા ને આંગળીઓ આદિના વિવિધ રંગોદ્વારા રંગશક્તિને સંતોષનાર સાધનો

૩૩ વ્યવસ્થાશક્તિને સંતોષવા ખાતર સ્વચ્છતા સુઘડતા સુંદરતા વ્યવસ્થિતપણુ વિગરે ગુણો દર્શાવનાર શરીરના અંગ અને અવયવો પરના વસ્ત્ર આભૂષણ વિગેરેની દશાઓ

૩૪. સારાસાર ગણના-વિગેરેનુ જ્યારે યથાવત સમ્મેલન થયેલુ ન હોય અથવા તેમાના કોઈપણ અંગત્વને સંતોષી શકાય તેવા પ્રસંગોની ગેરહાજરી હોય તો તેવી પ્રતિકુળ દશામા સંભોગક્રિયા માટે કદીપણ કોઇએ તત્પર થવુ ન જોઈએ કારણ મગજના તે તે ભાગના અવયવોજ જ્યારે સંતોષ નથી પામતા તો ભાવી પ્રજાને પણ તેવા સંભોગદ્વારા તે તે અવયવો ન્યૂન અને ખામીવાળી હાલતમાજ મળે છે અર્થાત અવલોકનશક્તિની મંદ હાલતવાળાજ બાળકો પેદા થાય છે આવી દશામા સંભોગના મહાન સત્ય કાર્યમા ઉતાવળે પ્રવૃત થવાના પાપનુ પરિણામ પણ કુદરત તેવુજ ભયંકર આપે એમા શુ નવાઈ ? વળી સ્મશાન, ધર્મશાળા દેવમદીર, પાઠશાળા,

ચક્ષશાળા, પરગૃહ, પાયખાના, જાહેર મેદાન, નદી તટ કે એવા ખુલ્લા પ્રદેશો, પણ સંયોગ ક્રિયા માટે તદન ત્યાગ કરવા યોગ્યજ છે

**૩૫. અનુચિત સ્થાનમાં** કે દશામા પણ શામાટે સભોગ કદી ન કરવો જોઈએ, તેના કારણો પણ ઉપરોક્ત વર્ણનથી તદન સ્પષ્ટજ છે

**૩૬. અનુચિત સસ્કાર કે સ્મૃતિની ઉડી છાપ પાડે તેવી દશામાં**—પણ સભોગક્રિયા માટે પ્રવૃત્તિ નહી કરવી જોઇએ કારણ તેમ થવાથી પેદા થનાર સતતી પણ તેવાજ વિકૃત સસ્કારોની અતિક સ્મૃતિવાળી જન્મે છે અથવા સ્મૃતિ મેધા કે ચાહશક્તિની મદતાવાળી જન્મે છે મદથી પ્રજા પેદા થવામા આવી દશા ઘણે અંશે કારણભૂત હોય છે

**૩૭. અનુચિત સમયે**— અર્થાત મધ્યાન્હે, બપોરના, સન્ધ્યા સમયે, સહુવારના મળમૂત્રના ભરાવાને લીધે જ્યારે શિશ્નમા ખોટી જાગ્રતી આવી હોય ત્યારે કે પેટમા ખૂબ ભારી પદાર્થોના ખોરાકને લીધે નીચેના અવયવોપર અનુચિત દબાણ થયુ હોય તે વખતે, પેટમા જીવડા પેદા થયા હોય તેવી દશામા થતી અનુચિત ઉશ્કેરણીને લીધે થયેલ દશામા પણ સભોગક્રિયાથી વેગળા રહેવામા ધ્યાન આપવુ જોઈએ

**૩૮. સગીત, નૃત્ય** કે આનતાનથી પ્રદીપ્ત થયેલ બન્નેની સામ્યાવસ્થાયુક્ત હાલતના (disharmonious state) અભાવમા સયોગ ધર્મોનુ યથાવત્ પાલન થઈ શકતુ નથી કામદેવની યથાર્થ જાગ્રતી એવી દશામા થવા પામતીજ નથી આટલા માટે એવા બેસુર અને રગ રાગઆદિ ભાવોની અપ્રદીપ્ત હાલતમા કેવળ પશુવત પ્રવૃત્તિ કરવાથી બચતા રહેવાની ખાસ જરૂર છે મનુષ્યોએ આ બાબતમા પક્ષીઓ અને ખાસ કરી, કબુતર, મયુર આદિનુ અનુકરણ કરવુ ઘટે છે

**૩૯. વાર્તા, મધુરવિનોદ કે મધુરાલાપ વગરની દશામાં**—સયોગ કરવાથી પેદા થનાર સતતી મુગી વક્તૃત્વ શક્તિની મદતાવાળી, ઓછા બોલી, અને વાતચિતમા બિલ્કુલ રસ નહિ લેનારી ઇત્યાદિ પ્રકારની ન્યૂનતા-વાળી જન્મે છે માટે તેવી દશા કે તેવા સયોગોમા પણ રતિ ક્રિયાની યોજનામા પ્રવૃત્ત થવુ એ અનુચિતજ છે

**૪૦ બુદ્ધિહીન કે વિવેકશુન્ય દશાવાળા** - સ્ત્રીપુરૂષોનો સમાગમ તદન અનિચ્છનીય છે કારણ તેવી દશાવાળા સ્ત્રીપુરૂષોના સયોગદ્વારા કદીપણ સારી પ્રજા પેદા થવાનો સભવજ નથી આવા મગજવાળી દશામા પેદા થયેલ સતતી, કોઇને કોઈ પ્રકારના ગાંડપણવાળીજ જન્મે છે અને દયુનેનીક એસાઇલમમા મોકલવા યોગ્યજ નીવડે છે

**મૂઢ, અવિચારી કે ઉન્મત્ત હાલતમાં**—કરવામા આવતા સયોગોનુ પણ ઉપર પ્રમાણેજ પરિણામ આવે છે માટે તેવી દશા અથવા તેવા સયોગો પણ તદન ત્યાગ કરવા યોગ્યજ છે નહી તો પ્રજા ઈડીયટ મૂઢ, ભુસા ભરેલી મગજ શક્તિવાળી, જન્મે છે

**૪૧. અસમીક્ષિત દશામાં**—અર્થાત, સારાસાર કે વિવેકાવિવેકનો કે પરિણામનો વિચાર કર્યા વિનાની દશામા કરવામા આવતા સર્વ સયોગોનુ પણ એવુજ ભયકર પરિણામ નિપજે છે માટે સમય, સ્થાન, સાધન, આસ પાસના સયોગો, શારીરિક આરોગ્ય, માનસિક સ્વસ્થતા નિર્ભયતા, પ્રેમ અનુકૂળતા અને પરસ્પરની સમ્પૂર્ણ ઇચ્છા, યોગ્યતા, વય અને ભાવિ સતતી આદિના શારીરિક અને માનસિક, સસ્કારિ, સુખ, દુખ, વિગેરેનો પૂર્ણ વિચાર કર્યા પછીજ સભોગક્રીયા માટે સયુક્ત થવાપર ખુબ ધ્યાન આપવુ ઘટે છે

---

૪૨. **હેતુ અને પરિણામનો વિચાર કર્યા વગરની હાલતમાં**—સંભોગ માટે સંયુક્ત થવાથી અનેક પ્રકારના અનિષ્ઠ પરિણામો જેવાં કે શારીરિક અને માનસિક દુઃખોવાળી વિકૃત પ્રજાની ઉત્પત્તિ, ધન, રોજ, અને વીર્ય આદિનો ક્ષય, યશ, આબરૂ, ધન, સત્તા, આદિનો નાશ કે એવા બીજા અનેક ભયંકર પરિણામો નિપજે છે. માટે તેવી દશાથી હમેશા પ્રેરણા અને અગમ દૃષ્ટિથી બચતા રહેવાની ખાસ જરૂર છે.

૪૩. **સૌજન્ય હીન દશામાં**—અર્થાત જ્યારે બન્નેના સ્વભાવ બરાબર મળતા ન હોય, હમેશાં કલહ, કકારા કે કજીયા ટંટા ચાલ્યાજ કરતા હોય, બન્ને એક બીજાથી યથાવત સંતુષ્ટ ન હોય તેવી દશામાં પણ કરવામાં આવતા સંયોગોદ્વારા બન્નેના શરીરને ક્લેશ આપનાર કલહપ્રિયજ પ્રજા જન્મે છે. બલાત્કારથી કદીપણ સારી અને સર્વાંગસુંદર પ્રજાને જન્મ તો નજ આપી શકાય, પણ તેવી પ્રજા જન્મતી સાથેજ મરણને શરણ થાય છે, અથવા કલેશિત જીવન ગાળે છે.

૪૪. **શ્રમિત, થકિત કે દીર્ઘઆયાસયુક્ત દશામાં**—સંભોગ કરવાથી નિર્બળ અલ્પાયુ, થોડા શ્રમથી થકિત થઇ જનાર, અને દમીયેલ કે શરીર તથા ફેફસાં અને હૃદય, તેમજ મગજના અનેક રોગો અને નિર્બળતાવાળાં ચિન્હોવાળી પ્રજા જન્મે છે માટે તેવી દશામા સંભોગ કરવાથી પણ ખાસ બચતા રહેવાની જરૂર છે.

૪૫. **કોઇપણ પ્રકારના ઉન્માદ આદિ માનસિક રોગયુક્ત હાલતમાં**—કરવામાં આવનાર સંયોગથી તેવાજ અનિષ્ટ-લક્ષણોવાળી પ્રજા પેદા થાય છે, માટે તેવી દશાના સ્ત્રીપુરૂષોએ સંયોગધર્મમાં કદીપણ સંયુક્ત થવુ નહી જોઇએ મગજના કોઇપણ પ્રકારના માનસિક રોગોપણ પ્રજામા શારીરિક રોગોની માફકજ વંશપરંપરાથી ઉતરે છે એ બાબત ખાસ ધ્યાનમાં રાખી વર્તવાની અહી પણ જરૂર છે,

૪૬. પંચજ્ઞાનેન્દ્રિયોના અવયવોની કોઇ પણ પ્રકારની વિકૃત હાલતવાળી—જેમકે બહેરી, મુંગી, આંધળી, ટુંકી દૃષ્ટિવાળી, પીનસરોગવાળી, અતિ સૂક્ષ્મકીકીવાળી, આંખમાં ફુલ્લાવાળી, અત્યંત નજીક જોઈ શકનાર રતાંધળી દશાના સ્ત્રીપુરૂષોના સંયોગો પણ તે તે અવયવોની ન્યૂનતા અને મંદતાને લીધે ભાવી પ્રજાને પણ તેવાજ કુલક્ષણો સહિત જન્મ આપવામા કારણભૂત બને છે માટે તેવા સ્ત્રીપુરૂષોના પ્રસંગો પણ અનુચિત અને અયોગ્યજ છે.

૪૭. શારીરિક કોઈપણ પ્રકારની રોગયુક્ત હાલતવાળા સ્ત્રીપુરૂષોએ પણ સંભોગસુખ માટે તેવી દશામાં જોડાતાં ખાસ ધ્યાનપૂર્વક બચતા રહેવાની જરૂર છે કારણ હૃદય, ફેફસા, અસ્થિ, માસ, મજ્જા, રસ, રક્ત, પાચનશક્તિ, આન્તરડા, ગુદા અને લિંગ આદિ અવયવોની કોઈપણ પ્રકારના વ્યાધિઓથી યુક્ત હાલતવાળા સંયોગો તેવાજ પ્રકારના ક્ષતિયુક્ત લક્ષણોને ભાવી પ્રજામાં પણ અર્પે છે. શ્વેતકોઢ, ગલીતકોઢ, ક્ષય, આમાતિસાર, અપસ્માર, વાઈ હીસ્ટીરીયા, ફેફ્ફુ આવી જવુ, હૃદયસ્પન્દ, આમરોગ, અર્શ આદિ બધા રોગોનુ પણ તેમજ સમજવાનું છે. ઉપરોક્ત દોષોવાળા સ્ત્રીપુરૂષોએ પરસ્પરનાં સંયોગથી દૂર રહેવુ જોઇએ

૪૮. સ્ત્રી અથવા પુરૂષને વધારે ક્લેશકર નિવડે અને ગર્ભાશય કે પુરૂષની જનનેન્દ્રિયોને બહુજ શ્રમ કરવો પડે તેવાં ક્લિષ્ટ આસનોવાળી સ્થિતિમાં, પરાણે, જોરથી, ઉતાવળે, ખુબ ઉંડા પ્રહાર કરીને કે અત્યંત પીડા આપીને તેમજ પુરૂષે સ્ત્રીની સ્થિતિરૂપ નીચેની દશા ધારણ કરીને કદીપણ સંયોગ ખાસ પ્રયોજનવિના નહી કરવો જોઈએ. કારણ આમ થવાથી સ્ત્રીના ગર્ભાશય અને યોનિ આદિના અવયવોને કષ્ટ થાય છે. હમેશનું નુકશાન થાય છે. વળી પુરૂષે નીચેની દશા ધારણ કરવાથી ભાવી સંતતીના બીજારોપણ કરવા માટે જેવી તેજયુક્ત અને પુંભાવયુક્ત સ્થિતિ ઉપરની દશામાં ધારણ કરી શકાય છે, તેનો તદ્દન અભાવ થઇ જવાથી ભાવી પ્રજા પણ તેવાજ પ્રકારની નિર્બળતાવાળી પડી પડી સંભોગ કરનાર અને નિર્વીર્ય તથા નિર્જીવ જન્મે છે, અને નિવડે છે,

## પ્રકરણ ૧૦ મું.

# સ્નેહ-લગ્ન અને સ્વર્ગ.

સંસારની સુન્દર વાડીમાં,  
સ્નેહ લગ્નના—મંડપ રોપાય,  
સ્નેહના ફુલની ફુલ મંડળીઓ છવાય,  
તો—માનવીના મન્દિરે, મન્દિરે,  
સ્વર્ગ અને સ્વર્ગના સ્વામીની,  
તરશી આંખને ઝાંખી થાય—કારણ,  
જહાં જહાં—સ્નેહ લગ્ન છે,  
ત્હાં ત્હાં—સંસારમાં સ્વર્ગ જ છે.

કવિ ન્હાનાલાલ.

G. G. MEHTA.

# विवाहित-जीवनना धर्मसूत्रो.

सन्तुष्टो भार्यया भर्त्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

प्रजनार्थं महाभागाः पूजार्हाः गृहदीप्तयः ।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥

प्रजनार्थं स्त्रियः सृष्टाः सन्तानार्थं च मानवाः ।
तस्मात्साधारणो धर्मः पत्युः पत्न्या सहोदितः ॥

तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रियौ ।
यथा नाभिचरेतां तौ वियुक्तावितरेतरम् ॥

सम्यक् धर्मार्थकामेषु दम्पतीभ्यामहर्निशम् ।
एक चित्ततया भाव्यं समानव्रतवृत्तितः ॥

मनोवाक् कर्मभिः शुद्धा पति देशानुवर्तिनी
छायेवानुगता स्वच्छा सखेव हितकर्मसु
दासीवादिष्टकार्येषु भार्या भर्तुः सदा भवेत् ॥

प्रमादोन्मादरोषेर्ष्या वचनान्यतिनिन्दिताम् ।
पैशुन्यहिंसाविपया मोहाहंकारदर्पताम् ॥

नास्तिक्य साहसास्तेय दंभान् साध्वी विवर्जयेत् ॥
सुस्वभावा सुवचना सुवृत्ता सुपदर्शना ।
अनन्यचित्ता सुमुखी भर्तुः या धर्मचारिणी ॥
सुश्रुषां परिचर्यां च करोत्यविमना सदा ।
सुप्रतीता विनीता च सा नारी धर्मभागिनी ॥

कार्येषु मन्त्री करणेषु दासी भोज्येषु माता शयनेषु रम्भा ।
धर्मानुकुला क्षमया धरित्री षाड्गुण्यमेतद्धि पतिव्रतानाम् ॥

अन्योऽन्यस्याव्यभीचारो भवेदामरणान्तिकः ।
एष धर्मः समासेन ज्ञेयो स्त्रीपुंसयोः परः ॥

भर्ता हि परमं नार्या भूषणं भूषणैर्विना ।
एषा विरहिता तेन शोभनापि न शोभना ॥

---

# વિવાહિત જીવનનાં ધર્મસૂત્રો.

૧ જે કુળમા હમેશા સ્ત્રીથી પુરૂષ અને પુરૂષથી સ્ત્રી સન્તુષ્ટ રહે છે તેજ કુળમા હમેશા કલ્યાણ ને સુખશાન્તિ રહે છે

૨ પ્રજનન કાર્ય માટે સ્ત્રીઓને સૃજવામા આવેલ છે અને સન્તાનોત્પત્તિ માટે પુરૂષોને યોજવામા આવેલ છે આગલા વાસ્તે સ્ત્રીધર્મની સાથેજ પુરૂષના સાધારણ સામાન્ય ધર્મો કહેવામા આવેલ છે

૩ એટલા વાસ્તે સ્ત્રીપુરૂષ બન્નેએ પોતપોતાના કર્તવ્યકર્મમા એવી રીતે હમેશા વર્તવા પ્રયત્ન કરવો કે જેથી એક બીજાથી વિમુખ થવાનો વખતજ ન આવે

૪ દમ્પતીએ હમેશા એકચિત્તવાળા થઈ સમાનમતમા રૂતિવાળા બની, ધર્મ, અર્થ અને કામ આદિની પ્રાપ્તિમા શુભ રીતે વર્તવુ જોઈએ

૫. મન વાણી અને કર્મથી શુદ્ધ થઈ પતિના આદેશને અનુસરનાર થઈ છાયાની માફક પતિની ઇચ્છાઅનુસાર વર્તિ નિર્મળ મન રાખી, સખાની માફક તેના હિતના કાર્યમા ભાગી બની, ફરમાવેલ કાર્યમા દાસી માફક બનીને સ્ત્રીઓએ હમેશા રહેવુ જોઈએ

૬ પ્રમાદ, ઉન્માદ, રોષ ઇર્ષ્યા, અતિ નિન્દિત વચનો પૈશુન્ય હિસા આદિ વિષયો, મોહ અહકાર, દર્પ નાસ્તિકતા સાહસ, ચોરી દભ આદિ ભાવોનો સાધ્વી સ્ત્રીઓએ ત્યાગ કરવો જોઈએ

૭ સુસ્વભાવા, સુવચના, સુવૃત્તા સુખદર્શના, અનન્યચિત્તા, સમુખી, બનીને જે સ્ત્રી હમેશા વર્તે છે, તેજ ખરેખર પોતાના પતિની સહધર્મચારિણી કહેવાય છે

૮ દત્ત ચિત્તથી જે સ્ત્રી હમેશા સુશ્રુષા અને પરિચર્યા આદિ કાર્યો વિનીતભાવથી અને ડાહ્યાપણપૂર્વક કરે છે તેજ સ્ત્રી ધર્મભાગિની ગણવાયોગ્ય છે

## લગ્ન એટલે શું ?

લગ્ન, એ પ્રાણવિકાસનું વ્રત છે,
સ્વર્ગ-પન્થનું.........પગથીયું છે.
પરણવું—તેતો પ્રભુતામાં પગલાં માંડવા.
લગ્નનો અર્થ તો સરળ છે.
પત્નીએ પતિવ્રત...........લેવું,
ને પત્નીએ પતિવ્રત—લેવું,
એવી પરસ્પરની પૂર્ણ પ્રતિજ્ઞા તે લગ્ન.

## લગ્નવ્રતની મહાદીક્ષા.

મહા પ્રતાપી માર્તણ્ડરાજ,
અને સુધાભરી શશી-લેખાસમી,
પુરૂપ-સુન્દરીની બે તેજકળાઓ,
અન્યો અન્યને શણગારે ને શોભાવે,
આત્માના ઓજસ્ અને શરીરનાં સૌન્દર્ય
વિલસાવે અને વિકસાવે;
અન્ધકારની ગુફાઓ--પ્રેમને પ્રકાશે,
અખડ અજવાળે;
સસારમાં સ્નેહનાં--સ્વર્ગ સરજાવે,
એક બીજાની—સફળતા સધાવે,
અને કલ્યાણ-પન્થની પ્રેરણાઓ સમાં
પરસ્પરને......... ..પ્રભુતામાં પ્રેરે,
એ .... લગ્નવ્રતની મહાદીક્ષા.
રાજ્ય અને સંસારના કરતા પણ,
આ ભાવ-જુના છે, જગતમાં.

કવિ—ન્હાનાલાલ.

# Love, Marriage and Wife.

'THE HIGHEST IDEAL OF LOVE IS MARRIAGE'

" What is there in the veil of Life
Half so delightful as a Wife ?"

' In the husband wisdom in the wife Gentleness"

*George Herbert.*

## Marriage is a religious Duty-not a Contract.

'Of all the greatest blessings the most valuable is a happy marriage. Of all the treasures the most cherishable is the possession of a good wife. Of all things that mould the destinies of Man the wife is the most powerful Happy is he that has a wife who is the angel of his house by her virtues a friend, a maid, a mother, his secretary, his counsellor, a reader of his thoughts and appreciator of his acts

Let the tie of Marriage be bound by the Golden Thread of Love and that bond will never loosen Let it be adorned by the silken and silvery Ribbon of Forbearance to make it even more strong Let the lovers unite under the soft shade of Religion to make the link holy and sublime

The path of life becomes smooth for both the man and wife, if it is remembered that by being a good husband or a good wife the person is doing a religious duty and pleasing his or her GOD, and his or her failure would mean Gods displeasure and consequently an end of all dreams of happiness

The bond of marriage is one enjoined by Religion It is not to be thought for a moment that one of the parties alone has responsibilities, both the husband and the wife have their duties to perform to each other and to others A wife is bound to love and respect and obey her master and consider him her elder and her lord The husband will love her and give her all due respect and she will be the mistress of his house Each will be true to the other, and with the help of each other reach the goal

To maintain a long life of happiness it is of the utmost importance that each should never forget to BEAR and FORBEAR ' and that each should fear God and remain faithful ' It would be loosening the foundations of virtue to countenance the notion that because of a difference in sex man were at liberty to set morality at defiance and to do that with impunity which, if done by a woman, would stain, her character for life ' SAMUAL SMILES

(Character)

" ... dignity of marriage is its permanence If it were ever to deteriorate ... series of temparary connections the loss to social life would be irreparable, and the gain to any single individual would be very slight There might be an escape from extreme misery in certain instances, dearly bought by the destruction of the home, the abolition of the family, and the necessity that the state should undertake the sole charge of the Children "

ARTHUR L SALOMON

(Is Marraige a Lottery ?)

or

(The Man and the Woman)

# गृहिणीनुं महत्व.

न गृहं गृहमित्याहुः गृहिणी गृहमुच्यते ।
गृहं तु गृहिणीहीनं अरण्यसदृशं भवेत् ॥ १ ॥

धर्मार्थकाममोक्षेषु भार्या पुंसः सहायिनी ।
विदेशगमने चास्य सैव विश्वासकारिका ॥ २ ॥

तथा रोगाभिभूतस्य नित्यं कृच्छ्रगतस्य च ।
नास्ति भार्या समं किंचित् नरस्यार्तस्य भेषजम् ॥ ३ ॥

नास्ति भार्या समोबन्धु र्नास्ति भार्या समा गतिः ।
नास्ति भार्या समो लोके सहायो धर्मसंग्रहे ॥ ४ ॥

अर्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा ।
असहायस्य लोकेऽस्मिन् लोकयात्रा सहायिनी ॥ ५ ॥

उत्पादनमपत्यस्य जातस्य परिपालनं ।
प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्री निबन्धनम् ॥ ६ ॥

मनुः

# ગૃહિણીનું મહત્વ.

ઘર, એ કાંઈ ખરૂં ઘર નથી, ગૃહિણી એજ ખરૂં ગૃહ છે
જ્યારે ગૃહિણી વિનાનું ગૃહ, અરણ્ય—સમાનજ છે

ધર્મ અર્થ કામ અને મોક્ષ આદિ ચારે પુરૂષાર્થોમાં ભાર્યા પુરૂષની સહાયિની છે.
તેમજ વિદેશ ગમન વખતે પણ તેજ વિશ્વાસ મુકવા યોગ્ય છે

વળી રોગથી પીડિત દશામા આવી પડેલા માટે તેમજ કૃચ્છગત દશામાં આવી પડેલા માટે
ભાર્યા સમાન બીજી કોઇ પણ વ્યક્તિ, કે આર્ત થયેલા મનુષ્યને શાન્તિ આપનાર ઔષધ, નથી.

ભાર્યા સમાન બન્ધુત્વને જાળવનાર, પતિ તરીકે સુખી ગતિને પ્રાપ્ત કરાવનાર
કે સ્ત્રી તુલ્યની ધર્મકાર્યોની અન્દર સહાયભૂત થનાર અન્ય કોઇપણ મહાયક નથી.

સ્ત્રી, એ તો મનુષ્યનું અર્ધાંગ છે, વળી તે શ્રેષ્ઠતમ સખા, પણ છે.
આ લોકની અંદર અસહાય પુરૂષની લોકયાત્રાને, સર્વ રીતે સહાય કરનાર પણ તેજ છે,

વળી અપત્ય-ઉત્પાદન તેમજ ઉત્પન્ન થયેલ બાળબચ્ચાંને પાળી, પોષી સર્વ રીતે
પ્રતિદિન પરિપાલન કરનાર અને લોકયાત્રાના હમેશના પ્રત્યક્ષ સાધન રૂપ આ સ્ત્રીજ છે. આથી

ગૃહિણીનું મહત્વ અતિ મહાન છે.

—o—

# गृहिणीनुं महत्व.

न गृहं गृहमित्याहुः गृहिणी गृहमुच्यते ।
गृहं तु गृहिणीहीनं अरण्यसदृशं भवेत् ॥ १ ॥

धर्मार्थकाममोक्षेषु भार्या पुंसः सहायिनी ।
विदेशगमने चास्य सैव विश्वासकारिका ॥ २ ॥

तथा रोगाभिभूतस्य नित्यं कृच्छ्रगतस्य च ।
नास्ति भार्या समं किंचित् नरस्यार्तस्य भेषजम् ॥ ३ ॥

नास्ति भार्या समोबन्धु र्नास्ति भार्या समा गतिः ।
नास्ति भार्या समो लोके सहायो धर्मसंग्रहे ॥ ४ ॥

अर्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा ।
असहायस्य लोकेऽस्मिन् लोकयात्रा सहायिनी ॥ ५ ॥

उत्पादनमपत्यस्य जातस्य परिपालनं ।
प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्री निबन्धनम् ॥ ६ ॥

मनुः

# સ્ત્રીઓ અને સંસાર.

## પ્રકરણ ૧૧ મું.

यत्र नार्य्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राऽफलाः क्रियाः ॥

प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तय ।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोस्ति कश्चन ॥

भगवान – मनु

### સ્ત્રી-દર્શન.

અહો સ્ત્રી દર્શનની શી વાત !
સૃષ્ટિને નન્દનવન રમતી, ન્હાળ નન્દિની અનેક,
આનન્દન શણગાર રૂપ ન્હો, સરતી સરગ સુરેખ
અહો, સ્ત્રી દર્શનની શી વાત !

વસન્ત યુવતી વધાવતી એ ફૂલડે ચેતન ભાન,
કોકિલ કંઠે કિલકારે એ સુન્દરત સક્ષાત
અહો, સ્ત્રી દર્શનની શી વાત !

સુગન્ધવતીનુ સુમન સુકોમળ, પ્રસરે પ્રાણ સુવાસ,
હૃદય તરુણ તરુણીનુ વિષમે, ત્યાં પ્રભુતા ને પ્રકાશ
અહો, સ્ત્રી દર્શનની શી વાત !

લલિત

# સ્ત્રીઓમાં કેવી યોગ્યતા હોવી જોઈએ ?

'સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબ પોષક થાય, સ્વસ્થ થાય, શરીર અવયવની ગઠ્ઠીલ અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં મનુષ્ય બંધનથી તેઓ મુક્ત થાય, સ્વતંત્ર થાય, ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુંબની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશમાંથી છૂટી અને કુટુંબના ખરા કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુંબના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે, સાધ્વી પત્નિ થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિત પાવન સેવા ભગિની બની દુઃખ તિમિરમાં ડુબતા બાંધુના આત્મોદ્ધાર ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે દિવ્ય મૈત્રીના સત્વાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય તથા પ્રજાવત્સલ જનનિ રૂપે દેશમાં ઉદય સૂર્યના તેજસ્વી ઉલ્લાસભર્યાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે,—એજ આર્યસુંદરીઓના જીવનની સફલતા છે. આવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી અને પ્રજાવિના રાજ્ય નથી.'

<u>સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે</u>

સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી
(સરસ્વતીચંદ્ર)

— ૦ —

## પ્રસ્તાવના

આ પ્રકરણ આપણા દેશના સ્ત્રીવર્ગને ખાસ ભેટ રૂપે આપવાના વિચારથીજ અને ઉમેરવામાં આવેલું છે. **મહર્ષિ વાત્સ્યાયન**ના હૃદયમાં સંસારના સ્ત્રીવર્ગને માટે કેટલું માન, ભક્તિ, પૂજ્યવૃત્તિ અને મહત્તા હોવી જોઈએ, તથા સ્ત્રીઓની યોગ્યતા કેવા પ્રકારની હોવી જોઈએ કે જેથી સંસારની અંદરની પોતાની અનેક પ્રવૃત્તિઓ દ્વારા અને અનેક પ્રકારની વૃત્તિઓના વૈભવો દ્વારા તેઓ પોતાના પતિ, કુટુંબિજન, સખીઓ અને બાળબચ્ચાઓ વિગેરે સર્વને અનેકવિધ આનંદો આપવાના કાર્યમાં યથાયોગ્ય સાધનરૂપ થઈ પડે તેનું અત્રે પ્રાચીન ઋષીઓની શૈલીમાં તેમણે આપેલું આબેહુબ વર્ણન આપણને યથાયોગ્ય ખ્યાલ આપે છે.

મેં આ પ્રકરણના વિષયને અત્યંત વિસ્તાર પૂર્વક સચિત્ર રજુ કરવાની પ્રબળ ઈચ્છા રાખેલી હતી પણ પ્રકરણ દશ તેમજ અગીયારમાના સર્વ વિષયને તૈયાર કરવા માટેના સર્વ પ્રતિકૂળ સંયોગોને લીધે એ વિચાર હાલ મુલતવી રાખવો પડેલ છે. માત્ર મૂળ લેખક **વાત્સ્યાયનના** સૂત્રોમાં જણાવેલ વિગતો મસ્તકશાસ્ત્રાનુસાર સ્ત્રીવર્ગની કઈ કઈ શક્તિઓ, વૃત્તિઓ કે ભાવનાઓ સાથે સંબંધ રાખે છે, એજ માત્ર અત્રે દર્શાવી સંતોષ પકડવાનું મેં યોગ્ય ધાર્યું છે. ગ્રંથ વિસ્તારનો ભય એ પણ બીજું કારણ ગણી શકાય. મૂળ સંસ્કૃત લેખની બાજુમાં જે જે નામો અને નંબરો હાંસીયામાં દર્શાવેલા છે તે બધા સ્ત્રીવર્ગની માનસિક વૃત્તિઓને દર્શાવવા માટે છે. સ્ત્રીવર્ગ માટે ખાસ ઉપયોગી ધારી આ વિષય અત્રે ઉપસ્થિત કરેલ છે.

લેખક

# સ્ત્રીઓ અને સંસાર.

## પ્રકરણ ૧૧ મું.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राऽफला क्रिया ॥

प्रजनार्थ महाभागा पूजार्हा गृहदीप्तय ।
स्त्रिय श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥

भगवान – मनु

### સ્ત્રી-દર્શન

અહો સ્ત્રી દર્શનની શી વાત
સૃષ્ટિને નંદનવન રમતી ભાળ નંદિની અનેક,
આનંદન શણગાર રૂપ એ સરતી સરગ સુરેખ
અહો, સ્ત્રી દર્શનની શી વાત !

વસંત યુવતી વધાવતી એ ફૂંકે ચેતન માત્ર,
કોકિલ કહે કિલકારે એ કુદરત સાક્ષાત્
અહો સ્ત્રી દર્શનની શી વાત !

સુગંધવતીનું સુમન સુકોમળ પ્રસરે પ્રાણ સુવાસ
રૂપ તરુણ તરુણીનું નિરખે ત્યાં પ્રભુતાનો પ્રકાશ
અહો, સ્ત્રી દર્શનની શી વાત !

સવિત

# स्त्रीकर्तव्य अने संसार.

भार्याधिकारिकं नाम चतुर्थमधिकरणम् ।

तत्र प्राधान्येनैकचारिणीवृत्तमुच्यते

| (માનસિક વૃત્તિઓનાં નામો.) | | |
|---|---|---|
| नं. ९ दाम्पत्यस्नेह | १ | भार्यैकचारिणी गूढविश्रम्भा देववत्पतिमानुकूल्येन वर्तेत ॥ |
| नं. ४२ सौजन्य<br>नं. ११+१२ गृहनिवास मैत्री. | २ | तन्मतेन कुटुम्बचिन्तामात्मनि संनिवेशयेत् ॥ |
| नं. ११ गृहनिवासेच्छा<br>नं. १५ सौन्दर्यप्रेम. | ३ | वेश्म च शुचि सुसंमृष्टस्थानं, विरचितविविधकुसुमं, श्लक्ष्णभूमितलं, हृद्यदर्शनं, त्रिषवणाचरितबलिकर्म पूजितदेवायतनं कुर्यात् ॥ |
| | ४ | न ह्यतोऽन्यद्गृहस्थानां चित्तग्राहकमस्तीति गोनर्दीयः ॥ |
| नं. १८ भक्ति विनय पूज्यभाव. | ५ | गुरुषु भृत्यवर्गेषु नायकभगिनीषु यथार्हं प्रतिपत्तिः ॥ |
| नं. ३३ व्यवस्था. | ६ | परिपूतेषु च हरितशाकवप्रानिक्षुस्तम्बाञ्जीरकसर्षपाजमोदशतपुष्पातमाल गुल्मांश्च कारयेत् ॥ |
| नं. २२, २४, २५ सौन्दर्यप्रेम कला-कौशल्य औदार्य आदि. | ७ | कुब्जकामलकमल्लिकाजातीकुरण्टकनवमालिकातगरनन्द्यावर्तजपागुल्मानन्यांश्च बहुपुष्पान्बालकोशीरकपातालिकांश्च वृक्षवाटिकायां च स्थण्डिलानि मनोज्ञानि कारयेत् । |
| नं. २ प्रवाही पदार्थोनो शोख. | ८ | मध्ये कूपं वापीं दीर्घिकां वा खानयेत् ॥ |
| नं. १२ मैत्री भाव.<br>नं. १४ सावधता. | ९ | भिक्षुकीश्रमणाक्षपणाकुलटाकुहकेक्षणिका मूलकारिकाभिर्न संसृज्येत ॥ |
| नं. २+३ क्षुधा अने स्वादवृत्ति. | १० | भोजने च रुचितमिदमस्मै द्वेष्यमिदं पथ्यमिदमपथ्यमिदमिति च चिन्तयेत् ॥ |
| नं. १८ स्वागत अने भक्तिभाव. | ११ | स्वरं बहिरुपश्रुत्य भवनमागच्छतः किं कृत्यमिति ब्रुवती सज्जा भवनमध्ये तिष्ठेत् ॥ |
| नं. १८ सेवा भाव. | १२ | परिचारिकामपनुद्य स्वयं पादौ प्रक्षालयेत् ॥ |
| नं. २४ सौन्दर्यप्रेम. | १३ | नायकस्य च न विमुक्तभूषणं विजने संदर्शने तिष्ठेत् ॥ |
| नं. ४ वित्तैषणा करकसर.<br>नं. ५ निग्रहवृत्ति. | १४ | अतिव्ययमसद्व्ययं वा कुर्वाणं रहसि बोधयेत् ॥ |

